# ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ

# ખંડ 1 : ઇતિહાસની પૂર્વભૂમિકા


સંપાદકો

**રસિકલાલ છોટાલાલ પરીખ**

**હરિપ્રસાદ ગંગાશંકર શાસ્ત્રી**



**પ્રથમ સંસ્કરણ – 1972**

**શેઠ ભોળાભાઈ જેશિંગભાઈ**

**અધ્યયન-સંશોધન વિદ્યાભવન**

અમદાવાદ-9

સંશોધન ગ્રંથમાલા—ગ્રંથાંક ૬૬
શેઠ ભોળાભાઈ જેશિંગભાઈ અધ્યયન-સંશોધન વિદ્યાભવન, અમદાવાદ

# ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ

ગ્રંથ ૧

# ઇતિહાસની પૂર્વભૂમિકા

સંપાદકો

**રસિકલાલ છોટાલાલ પરીખ**

અનુસ્નાતક અધ્યાપક, સંશોધન-માર્ગદર્શક અને નિવૃત્ત અધ્યક્ષ,
ભો. જે. અધ્યયન-સંશોધન વિદ્યાભવન, અમદાવાદ

અને

**હરિપ્રસાદ ગંગાશંકર શાસ્ત્રી, એમ. એ., પીએચ. ડી.**

અનુસ્નાતક અધ્યાપક, સંશોધન-માર્ગદર્શક અને અધ્યક્ષ,
ભો. જે. અધ્યયન-સંશોધન વિદ્યાભવન, અમદાવાદ

શેઠ ભોળાભાઈ જેશિંગભાઈ અધ્યયન-સંશોધન વિદ્યાભવન

અમદાવાદ-૯

# પ્રસ્તાવના

## (૧)

ગુજરાતનો ઇતિહાસ ભારતવર્ષના ઇતિહાસના એક એકમ તરીકે છે. ભૌગોલિક મર્યાદાઓને લઈને તેમજ એમાં વસેલી માનવ-જાતિઓની વિશિષ્ટતાને લઈને ગુજરાત એક એકમ બન્યું છે ને તેથી એ ઇતિહાસનો વિષય થાય છે.

કાલના માપમાં આવે એવો ગુજરાતનો ઇતિહાસ ઈ. પૂ. ચોથા સૈકાના છેલ્લા ચરણમાં શરૂ થાય છે, જ્યારે એની પહેલાંનો માનવ-સંસ્કૃતિનો ઇતિહાસ આદ્ય પાષાણયુગથી શરૂ થાય છે. ૧ લી મે, ૧૯૬૦ થી ગુજરાત ભારત સંઘમાં અલગ સમકક્ષ રાજ્યનો દરજ્જો ધરાવતું થયું એને અહીં એની ઉત્તરમર્યાદા તરીકે રાખવામાં આવ્યું છે. ગુજરાતનો પ્રાદેશિક ઇતિહાસ આ પ્રદેશને માટે "ગુજરાત" નામ પ્રયોજાયું તે પહેલાં ઘણો વહેલો શરૂ થાય છે. સોલંકી કાલ પહેલાં આ પ્રદેશ પશ્ચિમે 'સુરાષ્ટ્ર' અને 'કચ્છ' નામે, ક્યારેક ઉત્તરે 'આનર્ત' નામે અને ક્યારેક દક્ષિણે 'લાટ' નામે જાણીતો હતો. "ગુજરાત" વર્તમાન નામ આ પ્રદેશ માટે સોલંકી કાલમાં પ્રચલિત થયું.

અર્વાચીન ઢબે ગુજરાતનો ઇતિહાસ લખાવો ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં શરૂ થયો. એ અગાઉ પ્રાચીન રાજવંશો તથા રાજાઓના ચરિતનું છૂટુંછવાયું નિરૂપણ થતું. ચાવડા કાલથી મુઘલ કાલ સુધીનો લગભગ એક સહસ્રાબ્દીનો સળંગ ઇતિહાસ "મિરાતે અહમદી"(૧૮ મી સદી)માં લખાયો. અર્વાચીન ઢબે ગુજરાતનો સળંગ ઇતિહાસ લખવાની પહેલ ફાર્બસે *Rāsa–Mālā* (૧૮૫૬)માં કરી ને વધુ પ્રમાણિત સાધનસામગ્રીના આધારે મુંબઈ ઇલાકાના ગૅઝેટિયરના ગ્રંથ ૧ ના ભાગ ૧ રૂપે, ડૉ. ભગવાનલાલ ઇંદ્રજીના લખાણ પરથી, એ ૧૮૯૬ માં પ્રકાશિત થયો. ૧૯૩૭ થી ૧૯૬૦ દરમ્યાન એના જુદા જુદા તબક્કાઓ વિશે વિશિષ્ટ સંશોધનગ્રંથ તૈયાર થયા.

૧૯૬૦ માં ગુજરાત રાજ્ય રચાતાં પુરાતત્ત્વ-સંશોધનને વધુ પ્રોત્સાહન પ્રાપ્ત થયું ને ગુજરાતનો સળંગ અને સર્વાંગી ઇતિહાસ નવેસર તૈયાર કરવાની યોજના પણ મૂર્ત સ્વરૂપ પામી. ગુજરાત રાજ્ય સરકારે ભો. જે. વિદ્યાભવને ઘડેલી

"ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ"ની ગ્રંથમાલાની યોજના મંજૂર કરી ને નવેંબર, ૧૯૬૭માં એની કાર્યવાહી શરૂ થઈ.

(૨)

આ ગ્રંથમાલા માટે ભો. જે. વિદ્યાભવન ટ્રસ્ટ કાર્યવાહક સમિતિએ તા. ૫-૧૨-૧૯૬૭ના રોજ નીચે પ્રમાણે નિયુક્તિ કરી:

**સંપાદકો**

૧. શ્રી. રસિકલાલ છો. પરીખ
૨. ડૉ. હરિપ્રસાદ ગં. શાસ્ત્રી

**સલાહકાર સમિતિ**

૧. મુનિ શ્રી જિનવિજયજી
૨. આચાર્ય શ્રી ડોલરરાય ૨ં. માંકડ
૩. ડૉ. હસમુખ ધી. સાંકળિયા
૪. ડૉ. ભોગીલાલ જ. સાંડેસરા
૫. શ્રી. અનંતરાય મ. રાવળ
૬. આચાર્ય શ્રી યશવંતભાઈ પ્રા. શુક્લ
૭. ડૉ. છોટુભાઈ ૨. નાયક

સંપાદકોએ ઘડેલી ગ્રંથમાલાની તાત્કાલિક રૂપરેખા પર વિગતે ચર્ચાવિચારણા કરી સલાહકાર સમિતિએ તા. ૧૯-૧૨-૧૯૬૭ની બેઠકમાં એને આખરી સ્વરૂપ આપ્યું. આ યોજના અનુસાર ગુજરાતના ઇતિહાસની આ ગ્રંથમાલામાં આદ્ય પાષાણ-યુગથી માંડીને ૧૯૬૦ સુધીનો ઇતિહાસ નીચે પ્રમાણે નવ ગ્રંથોમાં ફાળવવામાં આવ્યો છે:

૧. ઇતિહાસની પૂર્વભૂમિકા
(પ્રાગ્-ઇતિહાસ અને આદ્ય-ઇતિહાસ સહિત)
૨. મૌર્યકાલથી ગુપ્તકાલ
(લગભગ ઈ. પૂ. ૩૨૨ થી લગભગ ઈ. સ. ૪૭૦)

૩. મૈત્રક અને અનુ-મૈત્રક કાલ (લગભગ ઈ. સ. ૪૭૦ થી ૯૪૨)
૪. સોલંકી કાલ (ઈ. સ. ૯૪૨ થી ૧૩૦૪)
૫. સલ્તનત કાલ (ઈ. સ. ૧૩૦૪ થી ૧૫૭૩)
૬. મુઘલ કાલ (ઈ. સ. ૧૫૭૩ થી ૧૭૫૮)
૭. મરાઠા કાલ (ઈ. સ. ૧૭૫૮ થી ૧૮૧૮)
૮. બ્રિટિશ કાલ (ઈ. સ. ૧૯૧૪ સુધીનો)
૯. આઝાદી પહેલાં અને પછી (ઈ. સ. ૧૯૧૫ થી ૧૯૬૦)

ગ્રંથ ૨ થી દરેક ગ્રંથમાં પહેલાં રાજકીય ઇતિહાસ નિરૂપવામાં આવે છે. એની અંદર રાજ્યતંત્રનો પણ સમાવેશ કરવામાં આવે છે. એ પછી સાંસ્કૃતિક ઇતિહાસના ખંડમાં સામાજિક અને આર્થિક સ્થિતિ, ભાષા અને સાહિત્ય, લિપિ અને ધર્મસંપ્રદાયોનાં પ્રકરણ આવે છે. છેલ્લે પુરાતત્ત્વના ખંડમાં સ્થળતપાસ અને ઉત્ખનનમાંથી મળતી માહિતી, સ્થાપત્યકીય સ્મારકો, શિલ્પકૃતિઓ અને ચિત્રકલાનું નિરૂપણ કરવામાં આવે છે. આમ અહીં રાજકીય ઇતિહાસની સાથે સાથે સાંસ્કૃતિક ઇતિહાસનાં વિવિધ પાસાં આલેખવાનું યોજાયું છે. આ માટે તે તે વિષયના વિદ્વાનોને પ્રકરણ તૈયાર કરવા વિનંતી કરવામાં આવે છે. મળેલાં પ્રકરણોનું સંપાદન કરવામાં એકસરખી પદ્ધતિ, સંદર્ભ-નોંધ, પ્રમાણિત માહિતી, તર્કયુક્ત અર્થઘટન ઇત્યાદિનું યથાશક્ય ધ્યાન રાખવામાં આવે છે, છતાં અર્થઘટનો અને અભિપ્રાયોની બાબતમાં ફરક રહેવાના. આથી આ પ્રકરણોમાં જુદા જુદા વિદ્વાનોએ આપેલાં મંતવ્ય તે તે વિદ્વાનનાં છે એ ખ્યાલમાં રાખવું ઘટે; સંપાદકોને એ સર્વ મંતવ્યો સ્વીકાર્ય છે એમ માની લેવું નહિ. વળી આ પ્રકરણો પૃષ્ઠ-સંખ્યાની મર્યાદાને અનુલક્ષીને સંક્ષેપમાં લખાયાં હોઈ, એમાંની વિગતો માટે જેમને વિશેષ જિજ્ઞાસા હોય તેમને ગ્રંથને અંતે આપવામાં આવેલી સંદર્ભસૂચિ ઉપયોગી નીવડશે.

## (૩)

આ ગ્રંથ ૧, પછીના ગ્રંથોમાં આવતા ઇતિહાસની પૂર્વભૂમિકારૂપે છે, આથી એમાં પહેલા ખંડમાં ભૌગોલિક લક્ષણો, ભૂસ્તર-રચના અને ગુજરાતના વર્તમાન તથા ઐતિહાસિક વિસ્તાર તથા એનાં પ્રાચીન-અર્વાચીન નામોને લગતો પ્રાસ્તાવિક ખંડ આપવામાં આવ્યો છે. ખંડ ૨ માં પહેલાં પ્રાગ્-ઇતિહાસ અને આદ્ય-ઇતિહાસનાં

લક્ષણો તથા પુરાવસ્તુકીય અન્વેષણની જુદી જુદી બાબતોનો પરિચય આપવામાં આવ્યો છે ને પછી ગુજરાતમાં એ અન્વેષણો દ્વારા મળેલી આદ્ય પાષાણયુગ, મધ્ય પાષાણયુગ, અંત્ય પાષાણયુગ અને નૂતન પાષાણયુગની પ્રાગ્‌-ઐતિહાસિક સંસ્કૃતિઓ નિરૂપવામાં આવી છે. એ પછીનાં બે પ્રકરણોમાં ગુજરાતની આદ્ય-ઐતિહાસિક સંસ્કૃતિઓ નિરૂપાઈ છે, જેમાં પ્રાગ્‌-હડપ્પીય સંસ્કૃતિઓ, હડપ્પીય સંસ્કૃતિઓ તેમજ અનુ-હડપ્પીય તામ્ર-પાષાણયુગીન સંસ્કૃતિઓનો સમાવેશ થાય છે. લોથલમાં મળેલી સંસ્કૃતિ સિત્તેરેક પૃષ્ઠ જેટલા વિસ્તારથી પહેલવહેલી આ ગ્રંથમાં નિરૂપાઈ છે. અન્ય સ્થળોમાં દેસલપર, રંગપુર, રોજડી (શ્રીનાથગઢ) અને પ્રભાસ ખાસ નોંધપાત્ર છે.

પુરાવસ્તુકીય અન્વેષણોની જેમ આનુશ્રુતિક વૃત્તાંતો પણ આદ્ય-ઐતિહાસિક કાલ વિશે કેટલીક માહિતી પૂરી પાડે છે. ખંડ ૩ માં શાર્યાતો, ભૃગુઓ, હૈહયો અને યાદવોને લગતા આનુશ્રુતિક વૃત્તાંતોની રૂપરેખા આલેખવામાં આવી છે. યાદવકાલીન દ્વારકાના સ્થળનિર્ણયના પ્રશ્નની ચર્ચા એમાં પરિશિષ્ટ-રૂપે આપવામાં આવી છે.

પ્રાગ્‌-ઇતિહાસ અને આદ્ય-ઇતિહાસ અહીં પૂરો થાય છે, પરંતુ ગ્રંથ ૨ માં ઐતિહાસિક કાલ શરૂ કરતાં પહેલાં એની ભૂમિકારૂપે ગુજરાતનાં પ્રાચીન સ્થળો, અહીં આવી વસેલી પ્રાચીન જાતિઓ અને પ્રાચીન કાલમાં અહીં પ્રયોજાયેલી કાલગણનાની જુદી જુદી પદ્ધતિઓનો પરિચય આપવાનું આવશ્યક જણાતાં, ખંડ ૪ ઉમેરવામાં આવ્યો છે. એમાં ખાસ કરીને ગ્રંથ ૨-૩-૪ ને આવરી લેતા પ્રાચીન કાલને લક્ષ્યમાં રાખવામાં આવ્યો છે. આ ભૂમિકાને લઈને પછીના એ ગ્રંથોમાં એ બાબતો પૂર્વપરિચિત બની રહેશે. ગુજરાતનાં પ્રાચીન પ્રદેશો, પર્વતો, વનો-ઉપવનો, નદીઓ, તીર્થો અને નગરોનો આટલો વિગતવાર અને સંદર્ભ-પ્રમાણિત પરિચય આ ખંડનું જ નહિ, આખાય ગ્રંથનું વિસ્તૃત પ્રકરણ છે. પ્રાચીન ગુજરાતમાં પ્રયોજાયેલા જુદા જુદા સંવતો અને એનાં વર્ષ તથા માસ ગણવાની સંશોધનાત્મક પદ્ધતિઓની સમીક્ષા પણ પહેલવહેલી આ ગ્રંથમાં રજૂ થઈ છે.

## (૪)

અમારી આ આખી યોજનાનો મુખ્ય આધાર ગુજરાત રાજ્ય સરકારના માતબર અનુદાન પર રહેલો છે. આ ગ્રંથમાલા તૈયાર કરાવી પ્રકાશિત કરવા માટે ૭૫% અનુદાન આપવાનું મંજૂર કરી સરકારે અમારી સંસ્થાને ઇતિહાસના વિષયમાં ગુજરાતની પ્રજાની તથા ગુજરાતી ભાષાની સેવા કરવાની આ જે મહાન

તક આપી છે તેને માટે એનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે. ગુજરાત રાજ્યના ભાષાનિયામકશ્રીના વિભાગ તરફથી આ બાબતમાં અમને પહેલેથી જે સક્રિય સહકાર તથા સતત માર્ગદર્શન મળતું રહ્યું છે તેને માટે અમે એ વિભાગના સંચાલકોનો હાર્દિક આભાર માનીએ છીએ.

ગુજરાતને લાંબા વખતથી લાગતા એક મોટા ઈપ્સિતને ફલિત કરતી આ યોજનાને પાર પાડવામાં રાજ્ય સરકારનું સક્રિય પ્રોત્સાહન હંમેશાં ચાલુ રહેશે એવી આશા રાખીએ છીએ.

અમારી આ યોજના અંગે કિંમતી સલાહસૂચનો આપવા માટે સલાહકાર સમિતિના સર્વ વિદ્વાન સભ્યોનો ઉપકાર માનીએ છીએ.

અમારા નિમંત્રણનો સ્વીકાર કરી જે અનેક વિદ્વાનોએ આ ગ્રંથમાં પ્રકરણ તૈયાર કરી આપ્યાં છે તે સહુનો હાર્દિક આભાર માનીએ છીએ. એમાં અધ્યા. કે. કા. શાસ્ત્રીએ ઉઠાવેલ જહેમત ખાસ નોંધપાત્ર છે.

અમારા સંપાદન-કાર્યમાં તેમજ પ્રૂફવાચનમાં અમારા સહ-કાર્યકર અધ્યા. કેશવરામ કા. શાસ્ત્રીએ સતત સક્રિય સાથ આપ્યો છે તથા નકશાઓ, આલેખો, ફોટોગ્રાફો, સંદર્ભસૂચિ અને શબ્દસૂચિમાં અમારા બીજા સહ-કાર્યકર ડૉ. કાંતિલાલ ફૂ. સોમપુરાએ સક્રિય મદદ કરી છે એની અહીં કૃતજ્ઞતાપૂર્વક નોંધ લઈએ છીએ.

ફોટોગ્રાફો માટે અમને જે સંસ્થાઓ તથા વ્યક્તિઓના સૌજન્યનો લાભ મળ્યો છે તેઓનો અમે અન્યત્ર ઋણસ્વીકાર કર્યો છે. આ ગ્રંથમાં પ્રકાશિત થયેલાં તમામ ચિત્રો માટે ભારત સરકારનાં તથા રાજ્ય સરકારનાં લાગતાં વળગતાં ખાતાંઓના સૌજન્યની સાભાર નોંધ લઈએ છીએ.

ગ્રંથ ૧-૨ માંના નકશાઓ સરકારની મંજૂરી મુજબ પ્રકાશિત થયા છે.

ગુજરાતની શૈક્ષણિક તથા સાહિત્યક સંસ્થાઓ તેમજ ઇતિહાસરસિક વ્યક્તિઓ આ ગ્રંથમાલાને સક્રિય આવકાર તથા પ્રોત્સાહન આપશે એવી આશા રાખીએ છીએ.

ભો. જે. વિદ્યાભવન
ર. છો. માર્ગ
અમદાવાદ-૯
તા. ૩૧-૧૨-૧૯૭૧

રસિકલાલ છો. પરીખ
હરિપ્રસાદ ગં. શાસ્ત્રી
સંપાદકો

# અનુક્રમણી

પૃષ્ઠ



## ખંડ ૧

## પ્રાસ્તાવિક

## પ્રકરણ ૧

## ભૌગોલિક લક્ષણો

લે. હરિપ્રસાદ ગં. શાસ્ત્રી, એમ. એ., પીએચ. ડી.

અધ્યક્ષ, ભો. જે. અધ્યયન-સંશોધન વિદ્યાભવન, અમદાવાદ

## પ્રકરણ ૨

### ભૂસ્તર-રચના

લે. હસમુખ ધી. સાંકળિયા, એમ. એ., એલએલ. બી., પીએચ. ડી.
ડાયરેક્ટર, ડેક્કન કૉલેજ પોસ્ટગ્રેજ્યુએટ ઍન્ડ રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટ, પૂના



## પ્રકરણ ૩

### ગુજરાતની સીમાઓ

લે. કેશવરામ કાશીરામ શાસ્ત્રી, 'વિદ્યાવાચસ્પતિ'
માનાર્હ અધ્યાપક, ભો. જે. અધ્યયન-સંશોધન વિદ્યાભવન, અમદાવાદ અને
માનાર્હ અધ્યક્ષ, ગુજરાત શાખા, ગુજરાત સંશોધન મંડળ, અમદાવાદ



## ખંડ ૨

## પ્રાગ્-ઐતિહાસિક અને આદ્ય-ઐતિહાસિક સંસ્કૃતિઓ

## પ્રકરણ ૪

### પ્રાગ્-ઇતિહાસ અને આદ્ય-ઇતિહાસ

## પ્રકરણ ૫

## પ્રાગ્-ઐતિહાસિક સંસ્કૃતિઓ



## પ્રકરણ ૬–૭

## આદ્ય-ઐતિહાસિક સંસ્કૃતિઓ

## ખંડ ૩

## આનુશ્રુતિક વૃત્તાંતો : આદ્ય-ઐતિહાસિક કાલ

### પ્રકરણ ૮

### શાર્યાતો, ભૃગુઓ અને હૈહયો

લે. સુમનાબહેન શશિકાંત શાહ, એમ. એ., પીએચ. ડી.
ઇતિહાસનાં અધ્યાપક, આર. એ. આર્ટ્સ એન્ડ કોમર્સ કોલેજ, અમદાવાદ

## પ્રકરણ ૯

### યાદવો

લે. **સુમનાબહેન શશિકાંત શાહ**, એમ. એ., પીએચ. ડી.



## ખંડ ૪

### ઐતિહાસિક કાલની ભૂમિકારૂપે પ્રાચીન સ્થળો, જાતિઓ અને કાલગણના

## પ્રકરણ ૧૦-૧૧

### પ્રાચીન ભૌગોલિક ઉલ્લેખો

લે. **કેશવરામ કાશીરામ શાસ્ત્રી**, 'વિદ્યાવાચસ્પતિ'

અને

**પ્રિયબાળાબહેન જી. શાહ**, એમ. એ., પીએચ. ડી., ડી. લિટ.
આચાર્યા, માતુશ્રી વીરબાઈમા મહિલા કૉલેજ, રાજકોટ

## પ્રકરણ ૧૨

## પ્રાચીન જાતિઓ : ઉત્પત્તિ અને આગમન

લે. **ઉષાબહેન શશિકાંત કાન્હેરે**, એમ. એ.,
સમાજશાસ્ત્રનાં વ્યાખ્યાતા, સમાજવિદ્યા ભવન, ગુજરાત યુનિવર્સિટી, અમદાવાદ



## પ્રકરણ ૧૩

## કાલગણના

લે. **ભારતીબહેન કાંતિલાલ** ઠાકર, એમ. એ., પીએચ. ડી.
ભૂતપૂર્વ અધ્યાપક, સરદાર પટેલ આર્ટ્સ કૉલેજ, અમદાવાદ

# નકશાઓ અને ચિત્રો

## નકશાઓ



## ચિત્રો

| | | |
|---|---|---|
| ૧૩ | ૧૨૭ | ગટર અને પ્રાળ-કોઠી, લોથલ |
| ૧૪ | ૧૨૮ | ખાનગી મોરીઓ અને જાહેર ગટર, લોથલ |
| ૧૫ | ૨૨૯ | બજારનો રસ્તો, લોથલ |
| ૧૬ | ૧૩૦ | ધક્કો, લોથલ |
| ૧૭ | ૧૩૧ | નિર્ગમ-માર્ગ, ધક્કો, લોથલ |
| ૧૮ | ૧૩૨ | મણકાની ભઠ્ઠી, લોથલ |
| | ૧૩૩ | ચિત્રિત વાસણ, લોથલ |
| ૧૯ | ૧૩૪ | ચિત્રિત વાસણો, લોથલ |
| ૨૦ | ૧૩૫ | માટીનો પકવેલો વૃષભ, લોથલ |
| | ૧૩૬ | ઈરાની અખાતની મુદ્રા |
| ૨૧ | ૧૩૭-૧૪૦ | મુદ્રાઓ, લોથલ |
| | ૧૪૧-૧૪૨ | મુદ્રાંકો, લોથલ |
| ૨૨ | ૧૪૩ | સોનાના દાગીના, લોથલ |
| ૨૩ | ૧૪૪ | મણકા, લોથલ |
| ૨૪ | ૧૪૫ | પથ્થરનાં તોલાં, લોથલ |
| | ૧૪૬ | તાંબાનાં ઓજારો અને હથિયારો, લોથલ |
| ૨૫ | ૧૪૭ | સોગટાં, લોથલ |
| ૨૬ | ૧૪૮ | બેવડું દફન, લોથલ |
| ૨૭ | ૧૪૯ | એકવડું અને બેવડું દફન, લોથલ |
| ૨૮ | ૧૫૦ | પ્રણીતા સાથેની વેદી, લોથલ |
| | ૧૫૧ | વેદીમાં મળેલા અવશેષ, લોથલ |
| ૨૯ | ૧૫૨ | મકાનો, મોરીઓ વગેરે, રંગપુર |
| ૩૦ | ૧૫૩ | ચમકતાં લાલ મૃત્પાત્ર, રંગપુર |
| ૩૧ | ૧૫૪ | પ્રભાસ મૃત્પાત્ર, સોમનાથ |


## ઋણસ્વીકાર

| | |
|---|---|
| ડૉ. હ. ધી. સાંકળિયા | પટ્ટ ૧; |
| ડેક્કન કૉલેજ પોસ્ટ-ગ્રૅજ્યુએટ ઍન્ડ રિસર્ચ ઇન્સ્ટિટયૂટ, પૂના | પટ્ટ ૭ થી પટ્ટ ૧૧ |
| શ્રી. એસ. આર. રાવ | નકશાઓ ૫,૬ અને ૯ |
| આર્કિયોલોજિકલ સર્વે ઑફ ઇન્ડિયા | પટ્ટ ૨ થી ૬; પટ્ટ ૧૨ થી ૩૧ |

# સંક્ષેપ-સૂચિ

## સંસ્કૃત

| | |
|---|---|
| अष्टा. व्या. | अष्टाध्यायी व्याकरण |

## હિંદી

| | |
|---|---|
| भा. प्रा. लि. | भारतीय प्राचीन लिपिमाला |

## ગુજરાતી

| | |
|---|---|
| ખં. ઇ. | ખંભાતનો ઇતિહાસ |
| ગુ. ઐ. લે. | ગુજરાતના ઐતિહાસિક લેખો |
| ગુ. પા. અમદા. | ગુજરાતનું પાટનગર : અમદાવાદ |
| ગુ. મ. રા. ઇ. | ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ |
| જૈ. આ. ગુ. | જૈન આગમસાહિત્યમાં ગુજરાત |
| પુ. ગુ. | પુરાણોમાં ગુજરાત |
| મૈ. ગુ. | મૈત્રકકાલીન ગુજરાત |

## અંગ્રેજી

| | |
|---|---|
| A. B. O. R. I. | Annals of Bhandarkar Oriental Research Institute |
| A. H. D. | Ancient Histroy of the Deccan |
| A. I. H. T. | Ancient Indian Historiical Tradition |
| A. S. I. | Archaeological Survey of India |
| B. G. / Bom. Gaz. | Bombay Gazetteer |
| Catalogue / C. I. C. B. M. | Catalogue of the Indian Coins in British Museum |
| C. I. I. | Corpus Inscriptionum Indicarum |
| E. H. N. I. | Early History of North India |
| E. I. | Epigraphia Indica |
| I. A. | Indian Antiquary |

| | |
|---|---|
| I. E. | Indian Epigraphy |
| I. H. Q. | Indian Historical Quarterly |
| I. N. C., G. G. | Indian National Congress, 66th Session, Bhavnagar Souvenir, A Glimpse of Gujarat |
| J. A. O. S. | Journal of American Oriental Society |
| J. A. S. B. (N. S.) | Journal of the Asiatic Society of Bengal ( New Series ) |
| J. B. B. R. A. S. | Journal of the Bombay Branch of the Royal Asiatic Society |
| J.B.B.R.A.S. (N.S.) | Journal of the Bombay Branch of the Royal Asiatic Society (New Series) |
| J. G. R. S. | Journal of the Gujarat Research Society |
| J. I. H. | Journal of Indian History |
| J. M. S. U. | Journal of M.S. University of Baroda |
| J. O. I. | Journal of Oriental Institute, Baroda |
| J. R. A. S. | Journal of the Royal Asiatic Society |
| M.A.D. An. Rep. | Annual Report of the Mysore Archaeological Department |
| N. C. | Numismatic Chronicles |
| N. I. A. | New Indian Antiquary |
| P. H.A. I. | Political History of Ancient India |
| P. I. H. C. | Proceedings of Indian History Congress |
| S. H. C. G. E. G. | Studies in Historical and Cultural Geography and Ethnography of Gujarat |

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૮ | આવેલું | આવેલો |
| ૯ | ૨૦ | ભાગતી | ભાગની |
| ૧૬ | ૧૭ | ફળ પ | ફળદ્રુપ |
| ૨૨ | ૫ | ધ્રુરૂડ | ધ્રુડુડ |
| ,, | ,, | નિરોળાવાળી | નિરોણાવાળી |
| ,, | ૭ | માંડછી | માંડવી |
| ૩૨ | ૩૧ | દેખાય છે. | દેખાય છે. છોટા ઉદેપુર તાલુકામાં આંબાડુંગરમાં ફ્લોરાઈટનો મોટો જથ્થો મળ્યો છે. |
| ૩૩ | ૧૮ | એન્ડસ્ટોન | સેન્ડસ્ટોન |
| ૪૧ | ૧૮ | Eligocene | Oligocene |
| ૪૨ | ૨૩ | ચતુર્થ | ચતુર્થ કે |
| ૪૩ | ૧૯ | એજન્સીઓમાં | એજન્સીઓમાં[૩અ] |
| ૪૮ | ૫ | ગણાતો. | ગણાતો.[૧૫અ] |
| ,, | ૯ | છૂટીછવાઇ | છૂટીછવાઈ |
| ૪૯ | ૧૫–૧૮ | રાજ્ય...P.89 | (રદ કરો.) |
| ,, | ૧૯ | ૨ | ૧ |
| ,, | ૨૧ | ૩ | ૨ |
| ,, | ૨૭ | ૪ | ૩ |
| ,, | ૨૮ | ૫ | ૩અ |
| | | વડોદરા | વડોદરા. |
| ૫૦ | ૨૫ | ૬ | ૪ |
| ૫૧ | ૨ | ૭ | ૫ |
| ,, | ૮ | ૮ | ૬ |
| ,, | ૧૧ | ૯–૧૦ | ૭–૮ |

| | | | |
|---|---|---|---|
| ૫૧ | ૧૭ | ૧૧ | ૯ |
| ,, | ૨૧ | ૧૨ | ૧૦ |
| ,, | ૨૫ | ૧૩ | ૧૧ |
| ,, | ૨૮ | ૧૪ | ૧૨ |
| ,, | ૩૦ | ૧૫ | ૧૩ |
| ,, | ૩૨ | ૧૬ | ૧૪ |
| ૫૨ | ૨ | ૧૭ | ૧૫ |
| ,, | ૪ | ૧૮ | ૧૫અ |
| | | (णां) पालनार्त | (णां) पालनार्थं |
| ,, | ૫ | ૧૯ | ૧૬ |
| ,, | ૯ | ૨૦ | ૧૭ |
| ,, | ૧૧ | ૨૧ | ૧૮ |
| ,, | ૧૨ | ૨૨ | ૧૯ |
| ,, | ૧૩ | ૨૩ | ૨૦ |
| ,, | ૧૫ | ૨૪ | ૨૧ |
| ,, | ૧૭ | ૨૫ | ૨૨ |
| ,, | ૨૦ | ૨૬ | ૨૩ |
| ,, | ૨૧ | ૨૭ | ૨૪ |
| ,, | ૨૪–૨૫ વચ્ચે | — | ૨૫–૨૭ જુઓ નીચે પ્રકરણ ૧૦. |
| ૫૩ | ૨૫ | E.I., Vol. II | *E.I.*, Vol. I |
| ૫૭ | ૨ | પ્રાગ | પ્રાગ્ |
| ૫૮ | ૪ | અતિહાસિક | ઐતિહાસિક |
| ૬૮ | ૩ | ઉત્તર | અંત્ય |
| ૭૨ | ૧૧ | fallen | pollen |
| ૭૬ | ૭ | (ધ) | (ર્ધ) |
| ,, | ૨૩–૨૪ | વસ્તુતઃ ...પ્રચલિત છે | (રદ કરો.) |
| ૮૩ | ૨ | હીરપુર | હીરાપુર |
| ૮૯ | ૨૮ | કેનેથ | કેરીનેથ |
| ૯૨ | ૫ | બનાવતી | બતાવતી |
| ૯૪ | ૫ | *JMSU* | *JGRS* |
| ૯૬ | ૨૦ | (શ્રીનાથગઢ) | (રદ કરો.) |

| | | | |
|---|---|---|---|
| ૯૭–૧૨૭ પૈકી એકી પાનાં | ૧ | પશુ'] પ્રાગ્ | ક્દ્દુ'] આદ્ય– |
| ૯૭ | ૧૩ | લેકા | લોકો |
| ૯૮ | ૧૨ | bolws | bowls |
| ,, | ૧૩ | unfurnished | unburnished |
| ,, | ૨૪ | શ્રીનાથગઢ(રંગપુર)માં | રંગપુરમાં |
| ,, | ૩૧ | શ્રીનાથગઢ | રંગપુર |
| ૧૦૪ | ૧૧ | ૧૯૩૪માં | ૧૯૩૪–૩૫માં |
| ,, | ૧૫ | ૧૯૩૭ | ૧૯૪૭ |
| ૧૦૫ | ૨૯ | સો | ૫૦ |
| ૧૦૮ | ૨ | અનુક્રમે નર્મદા અને ઢાઢર | અનુક્રમે ભરૂચ તાલુકામાં નર્મદા |
| ,, | ૩ | નજીક | નજીક અને આમોદ તાલુકામાં |
| ,, | ૩૦ | સ પાદક | સંપાદકો |
| ૧૧૦ | ૧૬ | પશ્ચિમ | પૂર્વ |
| ૧૧૩ | ૬ | ૩૬ | ૩.૬ |
| ૧૧૮ | ૧૦ | ૨.૫ કિ. મી. (દોઢ | ૨ કિ. મી. (સવા |
| ૧૧૯ | ૧૦ | વાલ | વાળ |
| ૧૨૧ | ૨૬ | કોમકે | કેમકે |
| ૧૨૨ | ૨ | છાપરુ | છાપરું |
| ૧૨૩ | ૨૨ | પ્રાપ્ત | પ્રાપ્તિ |
| ૧૨૮ | ૨૭ | માનવ | મત્સ્ય |
| ૧૨૯ | ૧૨ | બકરાં | હરણો |
| ૧૩૧ | ૨૫ | ધરેણાઓમાં | ઘરેણાંઓમાં |
| ૧૩૯ | ૩ | ૧૩૬ | ૧૪૬ |
| ૧૪૪ | ૮ | ફ્દનો | દફનો |
| ૧૪૯ | ૫ | આસ્તત્વ | અસ્તિત્વ |
| ૧૫૧ | ૨૦–૨૧ | ૨૮ | ૧૮ |
| ૧૫૩ | ૧૫ | ઉચત | ઉચિત |
| ૧૭૭ | ૧૫ | ૧૦ | ૫ |
| ૧૭૯ | ૧૪ | ૧૧ | ૬ |

| | | | |
|---|---|---|---|
| ૧૭૯ | ૩૦ | શંખલા | શૃંખલા |
| ૧૮૧ | ૧૦ | ચાર્ટ | ચર્ટ |
| ૧૮૭ | ૨૭ | ૧૨ | ૭ |
| ૧૯૦ | ૧૯ | ૧૩ | ૮ |
| ૧૯૧ | ૭ | *Ibid.,* | *op. cit.,* |
| ૧૯૩ | ૧૩ | ૧૪ | ૯ |
| ૧૯૪ | ૩૩ | 7–207 | 7, 207 |
| ૨૦૧ | ૧૦ | અસ્તિન્વ | અસ્તિત્વ |
| ૨૦૪ | ૨૮ | કર્યાનોમ હાભારતમાં | કર્યાનો મહાભારતમાં |
| ૨૧૩ | ૧૭ | જમદગ્નિની | જમદગ્નિ |
| ૨૧૭ | ૨૮ | ૩, ૪ | ૨–૪ |
| ૨૫૫ | ૨૧ | આનત | આનર્ત |
| ૨૫૬ | ૬ | પ્રભાસસાં | પ્રભાસમાં |
| ૨૫૭ | ૧૩ | શ્રદ્દેય | શ્રદ્ધેય |
| ૨૫૯ | ૩ | ચક્પાલિત | ચક્રપાલિત |
| ૨૬૫ | ૨ | સભાપવ | સભાપર્વ |
| ૨૭૦ | ૯ | ૬૭૬)માં[૧૪૪] | ૬૭૬)માં[૧૪૫] |
| ૨૯૦ | ૪ | માનદંડે | માનદંડ |
| ૨૯૨ | ૨ | એને | અને |
| ૨૯૭ | ૨ | ગુ. અ. લે. | ગુ. ઐ. લે. |
| | ૨૮ | ૫ | ૬ |
| ૩૦૩ | ૧૪ | भरखंडी | भारखंडी |
| | | ज्वोतिष | ज्योतिष |
| ૩૦૬ | ૧૩ | 5–80 | 5, p. 12 |
| ૩૨૮ | ૨૯ | છે. | છે.[૫૯અ] |
| ૩૨૧ | ૧૪ | ૯૮ | ૮૯ |
| ૩૨૮ | ૨૪ | સં ધ | સંબંધ |
| ૩૩૨ | ૨૨ | ૧ ૧ | ૧૭૧ |
| ૩૩૬ | ૨૧ | ૨૯૪ | ૧૯૪ |
| ,, | ૨૯ | 'માહિષ્મની' | 'માહિષ્મતી' |

| | | | |
|---|---|---|---|
| ૩૪૭ | ૧૭ | ૨૭૭ અ | ૨૭૭ આ |
| ૩૫૩ | ૧૪ | સંજાણવાળ | સંજાણવાળા |
| ૩૫૮ | ૫ | બાપભટ્ટસૂરિ | બપ્પભટ્ટિસૂરિ |
| ૩૬૦ | ૨ | 'મંડલકરણ' | 'મહાદુર્ગાધિકરણ' |
| ૩૬૫ | ૩૦ | ઘડહડિ | ઘડહડિકા |
| ૩૬૬ | ૨ | થારાપદ્દ | થારાપદ્ર |
| ૩૬૮ | ૧૩ | હતું. | હતું.૪૫૦ |
| ૪૦૨ | ૧૭ | મોડાસ્રા | મોડાસા |
| ૪૦૩ | ૧૪ | પ્ર લાદનપુર | પ્રહ્લાદનપુર |
| ૪૧૪ | ૧૨ | બળેજ્ | બળેજ |
| | ૨૦ | ગુ. લ. | ગુ. ઐ. લે. |
| ૪૧૬ | ૬ | ગુ.અ લે. | ગુ.ઐ.લે. |
| ૪૨૦ | ૨૪ | જુઓ...પૃ૧૭૪ | જુઓ ઉપર પૃ. ૫૨૪. |
| ૪૨૧ | ૨૨ | પૃ.૧૨ | પૃ.૧૨; બુ.પ્ર.,પુ.૨૭,પૃ ૧૭૪ |
| ૪૨૨ | ૬ | પૃ. ૪૮ | લે. ૪૮ |
| ૪૨૯ | ૨૧ | વિવિધ | ત્રિવિધ |
| ૪૩૮ | ૧૬ | કરાડા | કરાડે |
| | ૨૨ | અંગે | અંગેના |
| ૪૪૫ | ૨ | પૂજારીપણું | પૂજારીપણું |
| ૪૬૬ | ૨૫ | બહુ સંખ્યાના | ઠીક ઠીક |
| | | અસંભવિત્ | સંભવિત |
| ૪૭૩ | ૨૧ | આપ્યાં | આપ્યા |
| ૪૭૫ | ૮ | ક્ષત્રપો કાર્દમક | કાર્દમક ક્ષત્રપો |
| ૪૭૮ | ૩ | (વર્ષ) | (વર્ષ)' |
| ૪૮૬ | ૧૦ | ઇશ્વરસેન | ઇશ્વિરસેન |
| ૪૮૯ | ૧૦ | બૃહત્કથા | બૃહત્કથાકોશ |
| ૪૯૬ | ૬ | ૮ મી | ૮મી–૯મી |
| ૫૦૦ | ૩૧ | ભરતમાં | ભારતમાં |
| ૫૦૧ | ૮ | Thc | The |
| | ૨૦ | વિદ્નો | વિદ્વાનો |
| ૫૦૨ | ૧૮ | સ્થલ | સ્થલ |

## પ્રકરણ ૧

# ભૌગોલિક લક્ષણો

## ૧. ભૌગોલિક સ્થાન

ભારતનો જે ભૂમિપ્રદેશ હાલ ગુજરાત તરીકે ઓળખાય છે તે ભારતના પશ્ચિમ ભાગમાં આવેલો હોઈ પશ્ચિમ ભારતની અંતર્ગત ગણાય છે.

હાલ ગુજરાત એટલે વહીવટી દૃષ્ટિએ ભારત સંઘમાંનું ગુજરાત રાજ્ય એવો અર્થ અભિપ્રેત છે. આ પ્રદેશ ૨૦.૧° ઉત્તર અને ૨૪.૭° ઉત્તર અક્ષાંશની તથા ૬૮.૪° પૂર્વ અને ૭૪.૪° પૂર્વ રેખાંશની વચ્ચે આવેલું છે.

એની ઉત્તરે મારવાડ (રાજસ્થાન), ઉત્તરપૂર્વે મેવાડ (રાજસ્થાન), પૂર્વે માળવા (મધ્ય પ્રદેશ) અને ખાનદેશ (મહારાષ્ટ્ર), દક્ષિણપૂર્વે મહારાષ્ટ્રનો નાસિક જિલ્લો, દક્ષિણે કોંકણ (મહારાષ્ટ્ર) અને પશ્ચિમે અરબી સમુદ્ર આવેલો છે, જ્યારે ઉત્તરપશ્ચિમે સિંધ (પશ્ચિમ પાકિસ્તાન) આવેલો છે.

ગુજરાત રાજ્યનો વિસ્તાર ૧૯૬૧ની વસ્તીગણતરી સમયે ભારતના સર્વેક્ષણ અનુસાર ૧,૮૭,૧૧૫ ચોરસ કિલોમીટર (૭૨,૨૪૫ ચોરસ માઈલ) હતો.[1] એ પછી ભારત–પાકિસ્તાન વચ્ચેની પશ્ચિમ સીમામાં થોડા ફેરફાર થતાં, ગુજરાત રાજ્યના વિસ્તારમાં એકંદરે થોડો ઘટાડો થયો છે, પરંતુ હજી એના ચોક્કસ આંકડા બહાર પડ્યા નથી. ગુજરાત રાજ્યનો વિસ્તાર ભારત સંઘના સમગ્ર વિસ્તારના લગભગ ૧૭મા ભાગ જેટલો છે.

## ૨. ભૌગોલિક રચના

ગુજરાતમાં કચ્છ અને સૌરાષ્ટ્ર કુદરતી ભૌગોલિક એકમો તરીકે અલગ તરી આવે છે. (નકશો ૧)

કચ્છ

કચ્છ ગુજરાતના ઉત્તર-પશ્ચિમ ભાગમાં આવેલું છે. એની અંદર ઉત્તરે મોટા રણનો અને પૂર્વે તથા દક્ષિણપૂર્વે નાના રણનો સમાવેશ થાય છે. કચ્છની દક્ષિણે કચ્છનો અખાત તથા સૌરાષ્ટ્રના ઉત્તર અને ઉત્તરપૂર્વ ભાગ આવેલા છે અને પશ્ચિમે અરબી સમુદ્ર આવેલો છે. મોટા રણની ઉત્તરે સિંધ (પશ્ચિમ પાકિસ્તાન) છે; મોટા અને નાના રણની પૂર્વે ઉત્તર ગુજરાતનો પ્રદેશ આવેલો છે. કચ્છનો કુલ વિસ્તાર લગભગ ૪૪,૧૮૫.૪ ચો. કિ. મી. (૧૭,૦૧૦ ચો. મા.) હતો, તેમાં મુખ્ય ભૂમિનો વિસ્તાર ૨૦,૮૭૫.૪ ચો. કિ. મી. (૮,૦૧૦ ચો. મા.) છે, જ્યારે રણનો વિસ્તાર લગભગ ૨૩,૩૧૦ ચો. કિ. મી. (૯,૦૦૦ ચો. મા.) હતો.

આ પ્રદેશ કાંઠા પાસેનો ભીની અને પોચી જમીનવાળો હોવાથી એનું 'કચ્છ' નામ પડયું છે.[૨] કચ્છનાં રણ એ રેતીનાં રણ નહિ, પણ ખારાપાટના વેરાન પ્રદેશ (इरिण) છે. આ પ્રદેશ ઘણા છીછરા છે ને ચોમાસામાં એમાં બધે પાણી ફરી વળે છે. એક બાજુ નદીઓ અને વહેળાઓનાં પાણી ઠલવાય છે ને બીજી બાજુ ભરતી અને પવનને લઈને સમુદ્રનું જળ લાંબે સુધી અંદર ફેલાય છે.[૩] પરિણામે રણનો ઘણો ભાગ ત્યારે જળબંબાકાર થઈ જાય છે ને કચ્છનો વસ્તીવાળો પ્રદેશ ટાપુ જેવો બની રહે છે.

હાલ જ્યાં કચ્છનાં રણ આવેલાં છે ત્યાં પુરાતન કાળમાં સમુદ્રનાં નીર વહેતાં હતાં એવું દર્શાવતી નિશાનીઓ મળે છે.[૪] પછી વેદકાલીન સરસ્વતી કચ્છના પૂર્વ ભાગમાં થઈ વહેતી ને સૌરાષ્ટ્રની ઉત્તરે આવેલા સમુદ્રને મળતી એવું ય માલૂમ પડે છે.[૫] પૂર્વમાંથી આવતી લૂણી નદી પશ્ચિમે છેક કોરીનાળ સુધી વહી અરબી સમુદ્રને મળતી ને એવી રીતે બનાસ નદી પણ પશ્ચિમે આગળ વધી કચ્છના અખાતને મળતી એવું ય સંભવિત લાગે છે.[૬] સિંધુ અને બીજી કેટલીક નદીઓ કચ્છની ઉત્તરે સમુદ્રસંગમ કરતી. એમાંની કોઈ નદીઓ અધવચ લુપ્ત થઈ ગઈ, તો કોઈ નદીઓ વહેણ બદલી સિંધુમાં ભળી ગઈ.[૭] સિંધુનાં મુખ પણ સમય જતાં વધુ ને વધુ પશ્ચિમ તરફ ખસતાં ગયાં. છેવટે એનો 'પૂરણ' નામે એક ફાંટો જ કચ્છમાં બાકી રહ્યો, જે કચ્છના પશ્ચિમ ભાગમાં થઈ અરબી સમુદ્રને મળતો. સિંધુ નદીના મુખની એ પૂર્વ શાખાનું વહેણ પણ ઈ. સ. ૧૭૬૪ માં ઝારાના યુદ્ધ પછી સિંધના અમીર ગુલામશાહે મોરામાં બંધ બાંધીને કચ્છમાં આવતું અટકાવી દીધું.[૮] પરિણામે લખપતની ઉત્તરે આવેલા છછઈ પ્રદેશનાં ડાંગરનાં ખેતરોની ફળદ્રુપતા ચાલી ગઈ. સિંધના અમીરોનું

રહ્યુંસહ્યું કામ ૧૮૧૯ માં ધરતીકંપના કુદરતી ઉપદ્રવ વડે પૂરું થયું. કોરીનાળની પશ્ચિમે આવેલ મોટા વિસ્તારની જમીન નીચે નમી જતાં ત્યાં એકાએક ખારું પાણી ફરી વળ્યું; અને સાથેસાથે મોટા રણમાં ૫.૫ મીટર (૧૮ ફૂટ) ઊંચો, ૮૦ કિ. મી. (૫૦ માઈલ) લાંબો અને ૧૬ થી ૨૪ કિ. મી. (૧૦ થી ૧૫ માઈલ) પહોળો જમીનનો વિસ્તાર ઊંચો ઊપસી આવતાં, સિંધુનાં વહેણ આડે એવો કુદરતી બંધ બંધાઈ ગયો કે સિંધુનાં પાણી હંમેશને માટે કચ્છમાં આવતાં અટકી ગયાં. આનાથી સિંધને વધુ લાભ થયો ને એથી ત્યાંના લોકોએ એને 'અલ્લાહજો બંધ' (અલ્લાહનો બંધ) તરીકે બિરદાવ્યો. નદીઓના કાંપથી અને ધરતીકંપથી આમ દરિયાની ખાડી તથા નદીઓનાં પાત્ર પુરાતાં ગયાં ને કચ્છનો એ પ્રદેશ ફળદ્રુપ મટી ખારોપાટ થવા લાગ્યો.[૯]

ચોમાસામાં જળબંબાકાર થતો એ પ્રદેશ શિયાળામાં સુકાવા માંડે છે ત્યારે એની સપાટી ઉપર તથા એની નીચેના સ્તરમાં ખારના પોપડા જામે છે. રણનો ખારથી છવાયેલો ભાગ 'ખારો' કહેવાય છે. જ્યાં રેતી અને માટીની અત્યંત બારીક રજથી મિશ્ર થયેલો કાળો અને ઘણો કડવો ક્ષાર હોય છે તે જમીનને 'ખારીસરી' કહે છે. રણનો ઊંચો ભાગ 'લાણાસરી' કહેવાય છે. એ જમીન ચોમાસા પછી લાંબા વખત લગી સુકાતી નથી ને એના પર ધોળી છારી બાઝે છે. ઝાકળ પડતાં એ તરત જ ભીની થઈ જાય છે.

મોટું રણ પૂર્વપશ્ચિમ લગભગ ૨૫૬ કિ. મી. (૧૬૦ માઈલ) લાંબું અને ઉત્તરદક્ષિણ લગભગ ૧૨૮ કિ. મી. (૮૦ માઈલ) જેટલું પહોળું છે. નાનું રણ પૂર્વપશ્ચિમ લગભગ ૧૨૮ કિ. મી. (૮૦ માઈલ) લાંબું અને ઉત્તરદક્ષિણ ૧૬ થી ૬૪ કિ. મી. (૧૦ થી ૪૦ માઈલ) પહોળું છે.[૧૦] રણમાં ઝાંઝવાં દેખાય છે. મોટા રણને દક્ષિણ કિનારે ત્રણ મોટા ટાપુ આવેલા છે: પચ્છમ, ખડીર અને પ્રાંથડ (ખેલા). પચ્છમમાં દક્ષિણે બન્નીનો રણદ્વીપકલ્પ છે.

કચ્છની મુખ્ય ભૂમિમાં ભૂજ તાલુકાની ઉત્તરે બન્ની અને ખાવડાનો બનેલો પચ્છમ નામે પ્રદેશ આવે છે, જેમાં વસ્તી ઘણી ઓછી છે. આ પ્રદેશની ત્રણ બાજુએ મોટું રણ આવેલું છે. ચોમાસામાં એની દક્ષિણે પાણી ભરાતાં એ ટાપુ થઈ જાય છે. વાગડની ઉત્તરે પ્રાંથડ નામે એવો દ્વીપકલ્પ છે, જે પણ ચોમાસામાં ટાપુ બની જાય છે. એનું મુખ્ય ગામ ખેલા છે. ખાવડા અને પ્રાંથડની વચ્ચે ખડીર નામે ટાપુ આવેલો છે. એની ચારે બાજુ રણ આવેલું છે, જેમાં ચોમાસામાં પાણી ભરાઈ જાય છે.

## સૌરાષ્ટ્ર

પુરાતન કાળમાં સૌરાષ્ટ્ર પણ ચારે બાજુએ પાણીથી વીંટાયેલો દ્વીપ હતો. કચ્છના નાના રણ અને ખંભાતના અખાત વચ્ચે ભાલ–નળકાંઠાનો નીચી ભૂમિનો પ્રદેશ આવેલો છે. ત્યાં પહેલાં સમુદ્રની ખાડી હતી.[11] લૂણી, બનાસ, સરસ્વતી, રૂપેણ, સાબરમતી વગેરે નદીઓ વાટે સતત જમા થતા કાંપને લઈને એ છીછરી ખાડી પુરાઈ જતાં ઉત્તરપૂર્વ સૌરાષ્ટ્ર ગુજરાતની મુખ્ય ભૂમિ સાથે જોડાઈ ગયું[12] ને સૌરાષ્ટ્રનો દ્વીપ દ્વીપકલ્પ બની ગયો. ભાલ–નળકાંઠાની જમીન-સપાટી ઘણી નીચી હોવાથી ચોમાસામાં એનો ઘણો ભાગ જળબંબાકાર થઈ જાય છે. નળકાંઠામાં નળ સરોવર નામે મોટું સરોવર છે તે એ પુરાઈ ગયેલી ખાડીનો અવશેષ–ભાગ છે.[13] સૌરાષ્ટ્રના દ્વીપકલ્પનો વિસ્તાર લગભગ ૫૯,૩૬૫.૩૯ ચોરસ કિ. મી. (૨૨,૯૨૧ ચોરસ માઈલ) જેટલો છે.

### તળ–ગુજરાત

ભૌગોલિક દૃષ્ટિએ કચ્છ અને સૌરાષ્ટ્રને ઘણી વાર 'દ્વીપકલ્પીય ગુજરાત' તરીકે અને ગુજરાતના બાકીના ભાગને 'મુખ્યભૂમિ ગુજરાત' તરીકે ઓળખવામાં આવે છે. 'મુખ્યભૂમિ ગુજરાત'ને સામાન્ય રીતે 'તળ–ગુજરાત' તરીકે પણ ઓળખવામાં આવે છે.

તળ–ગુજરાતનો પ્રદેશ એની પશ્ચિમે આવેલા કચ્છ અને સૌરાષ્ટ્રના પ્રદેશો સાથે ભાષાકીય, સાંસ્કૃતિક તથા વહીવટી દૃષ્ટિએ ગાઢ રીતે સંકળાયેલો છે. પ્રાકૃતિક ભૂગોળની દૃષ્ટિએ એ કચ્છ અને સૌરાષ્ટ્રની જેમ અલગ એકમ તરીકે તરી આવતો નથી, છતાં એ ઉત્તરે આડાવલી (અરવલ્લી), પૂર્વે વિંધ્ય અને દક્ષિણે સહ્યાદ્રિ પર્વતમાળાઓ દ્વારા પડોશના પ્રદેશો(મારવાડ, મેવાડ, માળવા, ખાનદેશ, મહારાષ્ટ્ર, કોંકણ વગેરે)થી પ્રાકૃતિક રીતે ઘણે અંશે અલગ પડે છે. પશ્ચિમે એ કચ્છના મોટા રણ તથા નાના રણની પૂર્વ સીમા દ્વારા કચ્છથી અને ભાલ–નળકાંઠા દ્વારા સૌરાષ્ટ્રના દ્વીપકલ્પથી અલગ પડે છે; મહીના મુખથી દમણગંગાના મુખ નજીક સુધીની એની પશ્ચિમ સીમા ખંભાતના અખાત તથા અરબી સમુદ્રના તટને આવરી લે છે. ભાષા, સંસ્કૃતિ અને વહીવટની દૃષ્ટિએ એ રાજસ્થાન, મધ્યપ્રદેશ અને મહારાષ્ટ્રના પડોશી પ્રદેશોથી લગભગ અલગ રહેલો છે. ગુજરાત રાજ્યની વર્તમાન સીમા અનુસાર તળ–ગુજરાતનો વિસ્તાર હાલ લગભગ ૮૩,૫૬૩.૭૬ ચોરસ કિ. મી. (૩૨,૨૬૪ ચોરસ માઈલ) જેટલો છે.

ભાષા અને સંસ્કૃતિની દૃષ્ટિએ સદીઓથી ગુજરાતના આ ત્રણેય પ્રદેશ પશ્ચિમ ભારતના એક સંકલિત પ્રદેશરૂપે સંયોજાયા છે.

## ૩. કુદરતી વિભાગો

પ્રાકૃતિક ભૂગોળની દૃષ્ટિએ આ સમસ્ત પ્રદેશના ત્રણ મુખ્ય વિભાગ પડે છે: ૧. ડુંગરાળ પ્રદેશ, ૨. અંદરનો સપાટ પ્રદેશ અને ૩. સમુદ્રતટનો પ્રદેશ.[૧૪] (નકશો ૧)

### ૧. ડુંગરાળ પ્રદેશ

આડાવલી (અરવલ્લી), જે ભારતનો સહુથી પ્રાચીન પર્વત છે, તેનો મોટો ભાગ રાજસ્થાનમાં આવેલો છે. આબુ એ એનું ૧,૭૦૭ મીટર (૫,૬૦૦ ફૂટ) ઊંચાઈ ધરાવતું સહુથી ઊંચું શિખર છે. હાલ વહીવટી દૃષ્ટિએ એ રાજસ્થાનમાં આવેલું ગણાય છે, પરંતુ ભૌગોલિક દૃષ્ટિએ એ રાજસ્થાન-ગુજરાતની હદ પર આવેલું છે. પ્રાચીન કાળની જેમ અર્વાચીન કાળમાં પણ એ ગુજરાત સાથે ગાઢ રીતે સંકળાયેલું છે. આડાવલીની હાર આબુ આગળ ગુજરાતમાં પ્રવેશી આમતેમ ફંટાતી પાવાગઢ આગળ વિંધ્યમાં ભળી જાય છે. આબુની દક્ષિણે આરાસુરની પર્વતમાળા આવેલી છે તેમાં અંબાજી માતાનું સ્થાનક જાણીતું છે. અંબાજી પાસે કોટેશ્વર આગળથી સરસ્વતી નદી ઊગમ પામે છે. નજીકમાં ગબ્બરનો ડુંગર આવેલો છે. આરાસુર પર્વતમાં આરસની ખાણો છે. ગુજરાતનાં અનેક સુંદર મંદિરોમાં આ આરસનો ઉપયોગ થતો આવ્યો છે.

આ પ્રદેશ હાલ બનાસકાંઠા જિલ્લાના દાંતા તાલુકામાં ગણાય છે. એની પશ્ચિમે તથા ઉત્તરપશ્ચિમે ડુંગરા આવેલા છે, જેમાં જાસોર સહુથી ઊંચો (૧,૦૬૭ મીટર=૩,૫૦૦ ફૂટ) છે. ત્યાં વાંસની ઝાડી ઘણી છે. બાલારામ ડુંગર કુદરતી સૌંદર્યથી રમણીય લાગે છે. એમાંથી નીકળતી બાલારામ નદી બનાસને મળે છે.

ડુંગરોમાંથી સફેદ પથ્થર નીકળે છે તેમાંથી ચૂનો અને ઘંટીઓ બનાવાય છે.

આ ડુંગરાળ ભાગમાં વરસાદ ઘણો પડે છે, પણ જમીન પથ્થરિયા છે, આથી ત્યાં મકાઈ, બાજરી, કઠોળ વગેરે પાક થાય છે. ડુંગરાળ પ્રદેશમાં સાગ, સીસમ, ખેર, સાદડ, ધામણ, બાવળ, મહુડા, વાંસ વગેરેનાં મોટાં જંગલ આવેલાં છે. એ ઇમારતી કામમાં તથા બળતણમાં વપરાય છે. હરડાં, બેડાં અને આમળાં, કાળી તથા ધોળી મૂસળી, લાખ, ગૂંદર, મધ અને મીણ પણ જંગલની પેદાશ છે. અહીં કેસૂડાં, ટીંબરુ, ઝીંઝી અને ખાખરાનાં પાન પણ થાય છે.

એ જંગલોમાં વાઘ, રીંછ, દીપડા, વરુ, ઝરખ, સુવર, હરણ, સાબર, શિયાળ, સસલાં વગેરે પ્રાણીઓ જોવા મળે છે. ડુંગર પ્રદેશમાં મુખ્ય વસ્તી ભીલોની છે.

આબુ આગળથી આરાસુર થઈને ગુજરાતમાં ફેલાતો આડાવલીનો ફાંટો બનાસકાંઠાથી મહેસાણા અને સાબરકાંઠા જિલ્લા તરફ વળે છે. મહેસાણા જિલ્લાના ઉત્તરપૂર્વ ભાગમાં તારંગા નામનો નાનો પર્વત આવેલો છે, અને એની આજુબાજુ નાની નાની ટેકરીઓ છે.

સાબરકાંઠા જિલ્લામાં ખેડબ્રહ્મા, ઈડર, વિજયનગર અને ભિલોડા તરફ આડાવલીનો જે ફાંટો જાય છે તેના ડુંગરાઓ બહુ ઊંચા નથી. વધુમાં વધુ માંડ ૧૫૨ મીટર (૫૦૦ ફૂટ) ઊંચા હોય છે. એમાં ઈડરનો ડુંગર એના ગઢ માટે જાણીતો છે. આ ડુંગરાળ પ્રદેશમાં વરસાદ વધારે પડે છે. ડુંગરાઓમાં વાઘ, દીપડા, ચિત્તા, વરુ, સુવર, રોઝ, સાબર વગેરે રાની જાનવરો વસે છે. આ પ્રદેશમાં જંગલ આવેલાં છે તેમાં સાગ, સીસમ, વાંસ, ખેર, ટીંબરુ, મહુડા વગેરે મોટાં ઝાડ થાય છે, સરકટ પણ થાય છે. કોઈ સ્થળોએ મોટાં ઘાસનાં બીડ પણ છે. ડુંગરોમાંથી બાંધકામ માટેના પથ્થર મળે છે. આ પ્રદેશમાં મુખ્ય વસ્તી ભીલ લોકોની છે. લોકોનો મુખ્ય ધંધો લાકડાં કાપવાનો, કોલસા પાડવાનો, પથ્થરો ખોદવાનો અને ગૂંદર અને લાખ એકઠાં કરવાનો છે.

સાબરકાંઠા જિલ્લાથી જતી ડુંગરમાળા દક્ષિણે પંચમહાલ જિલ્લામાં આગળ વધે છે. ત્યાં ઠેર ઠેર ડુંગરા આવેલા છે તેમાં પાવાગઢનો ડુંગર જાણીતો છે. એ ડુંગર પર જૂનો કિલ્લો અને મહાકાળીનું મંદિર છે. એ જમીનની સપાટીથી ૭૬૨ મીટર (૨,૫૦૦ ફૂટ) ઊંચો છે. એની તળેટી પાસે ચાંપાનેર વસેલું છે. પાવાગઢની દક્ષિણપૂર્વે શિવરાજપુર સુધી વિસ્તરેલી ડુંગરીઓની હારમાં મેંગેનીઝ ધાતુની ખાણો આવેલી છે. દાહોદ પાસે રતનમાળના ડુંગર છે. ડુંગરોના પ્રદેશમાં સાગ, વાંસ વગેરેનાં મોટાં જંગલ આવેલાં છે, જેમાં વાઘ, ચિત્તો, વરુ વગેરે રાની જાનવરો જોવા મળે છે. દેવગઢનો ડુંગર દેવાલયો અને ગઢ માટે જાણીતો છે. આ પ્રદેશમાં મુખ્ય વસ્તી ભીલ લોકોની છે.

છોટાઉદેપુરથી આગળ જતાં આ ડુંગરમાળા દક્ષિણની વિંધ્ય પર્વતમાળા સાથે ભળી જાય છે. આ ડુંગરમાળામાં ૨૪૪ થી ૩૬૬ મીટર (૮૦૦ થી ૧,૨૦૦ ફૂટ) ઊંચી ટેકરીઓ આવેલી છે. નર્મદા અને તાપીની વચ્ચે સાતપુડા પર્વત આવેલો છે તેમાં રાજપીપળાના ડુંગર ૧૯ કિ. મી.(૧૨ માઈલ)ના ઘેરાવાના

છે. એ ડુંગરમાળાના ડુંગર સામાન્ય રીતે ૬૧ થી ૯૧ મીટર (૨૦૦ થી ૩૦૦ ફૂટ) ઊંચા હોય છે. ઊંચા ડુંગરોમાં સતિયા દેવનું શિખર સમુદ્રની સપાટીથી ૬૦૯.૬ મીટર (૨,૦૦૦ ફૂટ) ઊંચું છે. રાજપીપળાના ડુંગર અકીકની ખાણો માટે જાણીતા છે. રતનમાળની ઉત્તરે આવેલ ડુંગરમાળા ૨૪૪ થી ૩૬૬ મીટર (૮૦૦ થી ૧,૨૦૦ ફૂટ) જેટલી ઊંચી છે. ડુંગરાળ પ્રદેશમાં પથ્થર તથા ઇમારતી લાકડાનો ઉદ્યોગ સારો ચાલે છે.

તાપીની દક્ષિણે સહ્યાદ્રિ પર્વતમાળા શરૂ થાય છે. નંદરબાર–સોનગઢ–વાંસદા–ધરમપુર–વાપીની પાસે એની દક્ષિણપૂર્વ ધાર આવેલી છે. સુરત જિલ્લાના પૂર્વ ભાગમાં તારાપોરનો ડુંગર, અસિક્રાનો ડુંગર, સોનગઢનો ડુંગર, ખાડ આંબાનો ડુંગર વગેરે નાના ડુંગર આવેલા છે. માંગરોળથી ધરમપુર તરફ જતી ડુંગરમાળા શરૂઆતમાં ૪૮ કિ. મી. (૩૦ માઇલ) પહોળી છે તે દક્ષિણમાં જતાં ૨૪ કિ. મી. (૧૫ માઇલ) જેટલી સાંકડી થઈ જાય છે. સમુદ્રતટ પાસે છૂટીછવાઈ ટેકરીઓ આવેલી છે; દા. ત. દમણ પાસે. પારનેરાનો ડુંગર પણ સહ્યાદ્રિનો જ ભાગ છે. ડાંગનો પ્રદેશ સમુદ્રની સપાટીથી ૪૫૭–૬૧૦ મીટર (૧૫૦૦ થી ૨૦૦૦ ફૂટ) ઊંચો અને ખડકાળ છે. એનો પશ્ચિમ ઢાળ ગાઢ જંગલોથી છવાયેલો છે. ડુંગરોનાં ઊંડાં કોતરોમાં અનેક નદીઓ અને ઝરણાંનાં મૂળ રહેલાં છે. ડાંગનો પ્રદેશ જંગલની આવક માટે જાણીતો છે. આ ડુંગરમાળામાં આવેલું સાલેરમુલેરના કિલ્લાવાળું શિખર એ સહ્યાદ્રિ પર્વતમાળાનાં ઉત્તુંગ શિખરોમાંનું એક છે.[૧૫] અહીં વરસાદ ઘણો પડે છે. ડાંગમાં મોટા ભાગની વસ્તી ડાંગીઓ(ભીલો)ની છે. ડાંગમાં અડધોઅડધ જંગલ સાગનાં છે; ઉપરાંત સીસમ, સાદડ, ખેર, વાંસ વગેરે પણ ખરાં. હરડાં, આમળાં વગેરેનાં તો અહીં વનનાં વન છે. અહીં નાગલી, બંટી, મકાઈ, બાવટો અને કોદરા જેવાં હલકાં ધાન્ય જ પાકે છે. સારા ઘાસચારાના અભાવે ઢોર નાના કદનાં હોય છે. જંગલમાં વાઘવરુનો ભય પણ ઘણો. ઊંચા ડુંગર પર આવેલું સાપુતારાનું સ્થળ ઘણું રમણીય છે.

આમ ગુજરાતની ઉત્તરપૂર્વ સીમા પાસે આડાવલીની, પૂર્વ સીમા પાસે વિંધ્યની અને દક્ષિણપૂર્વ સીમા પાસે સહ્યાદ્રિની પર્વતમાળાની ધાર આવેલી છે.

સૌરાષ્ટ્રમાં ડુંગરીઓ અને ટેકરીઓ ઘણે ઠેકાણે ફેલાયેલ છે, પરંતુ જેને ડુંગરો કહી શકીએ તેવી હારમાળા બે છે. ઉત્તર તરફની હાર રાજકોટ જિલ્લામાં આવેલ કોટડા–પીઠા ગામની પૂર્વે આવેલા વેરાન ડુંગરાથી શરૂ થઈ ત્યાંથી ઉત્તર તરફ સાંકડી થતી જાય છે; એ આણંદપુર તથા ભાડલા ગામ આગળ સપાટ

પ્રદેશ બની રહે છે. એનો મધ્યભાગ સમુદ્રની સપાટીથી ૩૦૫ મીટર (૧૦૦૦ ફૂટ) ઊંચો છે. આગળ ઉત્તર તરફ વાંકાનેરની પાસે થઈ મોરબી પાસેના મેદાન સુધી જઈ એ અટકી પડે છે. એ પહેલાં એમાંથી બે ફાંટા પડે છે : ઉત્તર તરફનો ફાંટો રાજકોટ–વઢવાણ માર્ગની ઉત્તરે છે તે 'માંડવના ડુંગર' તરીકે ઓળખાય છે; એ થાન આગળ રહીને જાય છે ને ધ્રાંગધ્રા પાસેના મેદાનમાં બંધ પડે છે. દક્ષિણ તરફનો ફાંટો રાજકોટ–વઢવાણ માર્ગની દક્ષિણે છે તેને 'ઠાંગાનો ડુંગર' કહે છે; એ ચોટીલા આગળ રહીને જાય છે. નીચાં અને ઉજ્જડ ટેકરાટેકરીઓથી શરૂ થઈ ધીમે ધીમે એ ઊંચા ડુંગરોમાં વિકસે છે. ભાદર નદીના દક્ષિણ કાંઠા પર ઓસમનો ડુંગર છે; એ ૩૦૫ મીટર (૧,૦૦૦ ફૂટ) ઊંચો છે. ચોટીલો ડુંગર શંકુ આકારનો અને ૩૫૭ મીટર (૧,૧૭૦ ફૂટ) ઊંચો છે. નૈર્ઋત્યમાં આવેલ બરડાના ડુંગર ૪૮ કિ. મી.(૩૦ માઈલ)ના ઘેરાવામાં પથરાયેલા છે; એનું વેણુ નામે શિખર ૬૨૫.૮ મીટર (૨,૦૫૦ ફૂટ) ઊંચું છે. એનાથી થોડું નીચું એની પૂર્વે 'આભપરા'નું શિખર છે. જેઠવાઓની પ્રાચીન રાજધાની ઘૂમલીના અવશેષ ત્યાં ઈશાન બાજુની ખીણમાં નજરે પડે છે. વળી ત્યાં જાતજાતની વનસ્પતિઓ થાય છે. બરડાની આસપાસના પ્રદેશમાં ઢોર–ઉછેરનો ધંધો સારો ચાલે છે. ગોપ અને આલેચ કેટલાક માઈલ દૂર ઈશાને અને અગ્નિખૂણે આવેલા છે. એમાંના ઘણા ડુંગરા વેરાન છે. કોઈ ઠેકાણે થોરિયાની આછી આછી ઝાડી છે, તો પશ્ચિમના ભાગની ખીણોમાં વૃક્ષો અને વાંસની ઝાડી જોવામાં આવે છે. ઉત્તરપૂર્વ–દક્ષિણપશ્ચિમ જતી આ પર્વતમાળા લગભગ ૨૪૦ કિ. મી. (૧૫૦ માઈલ) લાંબી છે.[૧૬]

આ પર્વતમાળાની દક્ષિણે જે 'ધાર' આવેલી છે તે પૂર્વપશ્ચિમ ફેલાયેલી છે; એની લંબાઈ ૧૮૦ કિ. મી.(૧૦૦ માઈલ)ની છે. પશ્ચિમમાં માંગરોળ (સોરઠ) પાસેથી શરૂ થઈ એ પૂર્વ તરફ જાય છે. એનાથી ઠીક ઠીક દૂર ઈશાનખૂણે ગિરનાર પર્વત આવે છે. એ સમુદ્રની સપાટીથી ૧,૧૧૬ મીટર (૩,૬૬૦ ફૂટ) ઊંચો છે. એ ૨૪ કિ. મી. (૧૫ માઈલ) લાંબો અને ૬.૫ કિ. મી.(૪ માઈલ) પહોળો છે. એનું સૌથી ઊંચું શિખર ગોરખનાથનું છે. ઉપરાંત અંબાજી, દત્તાત્રેય, કાળકા અને ઓઘડનાં શિખર છે. અંબાજીના શિખરની દક્ષિણ–પશ્ચિમના ઢોળાવમાં જૈનોનાં આરસનાં સુંદર દેરાસર બંધાયાં છે. ગિરનારની અંદરની ઉત્તર તળેટી પાસે ભરતવન અને શેષાવન જેવાં કેટલાંક સુંદર વન આવેલાં છે. આ વન ઘણાં ગીચ છે. એમાં રાયણ, જાંબુ, સીતાફળ અને વાંસની ઝાડીઓ આવેલી છે. ત્યાં દીપડા વગેરે રાની જાનવરો રહે છે. ગિરનારની બાજુમાં પશ્ચિમે આવેલો દાતાર

ડુંગર ૮૪૭ મીટર (૨,૭૭૯ ફૂટ) ઊંચો છે, જ્યારે બેંસલો ડુંગર ૬૯૮ મીટર (૨,૨૯૦ ફૂટ) ઊંચો છે. આ ગિરિઓની ખીણમાં અગાઉ ગિરિનગર વસેલું; ને હાલ નજીકમાં જૂનાગઢ વસેલું છે. આ ડુંગરો જાતજાતનાં વૃક્ષોની ઝાડીઓથી છવાયેલા છે.

આ ડુંગરોની દક્ષિણે જતી પર્વતમાળા પૂર્વ તરફ ૪૮ કિ. મી. (૩૦ માઈલ) સુધી લંબાઈને અમરેલી જિલ્લાના મેદાનમાં મળી જાય છે. આ ઉચ્ચ પ્રદેશ જંગલથી છવાયેલો છે; એ 'ગીર' તરીકે ઓળખાય છે. એમાં સહુથી ઊંચી ટેકરી સાકરલાની છે, જે ૬૪૦ મીટર (૨,૧૦૦ ફૂટ) ઊંચી છે. આ પ્રદેશ ૬૪ કિ. મી. (૪૦ માઈલ) લાંબો અને ૩૨ કિ. મી. (૨૦ માઈલ) પહોળો છે. એનો વિસ્તાર ૧,૨૫૭.૪૪ ચો. કિ. મી. (૪૮૫.૫ ચો. માઈલ) જેટલો છે. ગીરનાં જંગલ વનરાજ સિંહની વસ્તી માટે જાણીતાં છે. હાલ એશિયામાં સિંહની વસ્તી અહીં જ રહેલી છે. ગીર પ્રદેશની પૂર્વે 'નાના ગીર' તરીકે ઓળખાતો પ્રદેશ આવેલો છે ત્યાંના ડુંગર મોરધારના ડુંગર કહેવાય છે. છૂટક છૂટક ડુંગરા–રૂપે ઉત્તરપૂર્વ તરફ જતી એ હાર શેત્રુંજી નદીની પાર આગળ વધી શિહોરની પડોશમાં જમીન સરસી થઈ જાય છે. એમાં શેત્રુંજાનો ડુંગર આવેલો છે તે ૬૦૦ મીટર (૧,૯૭૦ ફૂટ) ઊંચો છે. ત્યાં જૈનોનું મોટું તીર્થધામ છે. એની તળેટીમાં પાલીતાણા વસેલું છે. લોચનો ડુંગર ૬૧૦ મીટર (૨,૦૦૦ ફૂટ) ઊંચો છે. આ ડુંગરોમાં આછી આછી ઝાડીઓ છે. તળાજા અને સાણાના ડુંગરોમાં ગુફાઓ કોચેલી છે. તુલસીશ્યામના ડુંગર પર ઊના પાણીનાં ઝરણ છે. શિહોર પાસેનો ડુંગર ૨૭૪ મીટર (૯૦૦ ફૂટ) ઊંચો છે.[૧૭] સૌરાષ્ટ્રમાં ગિરનાર અને ગીરના પ્રદેશમાં વરસાદ સહુથી વધુ પડે છે. અહીંના લોકો ઢોરઢાંખર ઉછેરવાનો ધંધો કરે છે. માલધારીઓ અને એમનાં ઢોર ઘણાં કદાવર અને જોરાવર હોય છે.

કચ્છમાં મોટા પર્વતો કે ડુંગરો નથી, પણ નાના ડુંગરોની ત્રણ પૂર્વપશ્ચિમ હાર આવેલી છે; એને 'ધાર' કહે છે. મોટા રણના બેટો પચ્છમ, ખડીર અને પ્રાંથડમાં થઈ ચાલી જાય છે તે 'ઉત્તર ધાર' કહેવાય છે. એમાં ખાવડાનો કાળો ડુંગર સહુથી ઊંચો છે; એ ૪૩૬ મીટર (૧,૪૪૦ ફૂટ) ઊંચો છે. મધ્ય ધાર તળ-કચ્છની ઉત્તર હદ પર આવેલી છે. એ લખપત, નખત્રાણા, ભૂજ, ભચાઉ અને રાપર તાલુકામાં વિસ્તરેલી છે. નખત્રાણા તાલુકામાં આવેલ ધિણોધર ડુંગર (૩૮૬ મીટર=૧,૨૬૮ ફૂટ) એમાં સહુથી ઊંચો છે;[૧૮] એમાં ધરતીકંપ કે એવા કોઈ કારણે લગભગ પૂર્વપશ્ચિમ ૫ મીટરથી લઈ પંદરેક મીટર જેટલી

મથાળેથી ૬૦ થી ૯૦ મીટર ઊભી ફાટ પડેલી જોવા મળે છે. કચ્છની મુખ્ય ભૂમિની વચ્ચે થઈને જતી ધારને 'દક્ષિણ ધાર' કહે છે. એ માતાના મઢ (તા. લખપત) પાસેથી શરૂ થઈ, દક્ષિણપૂર્વે રોહા (તા. નખત્રાણા) પાસે થઈ પૂર્વમાં અંજાર સુધી ફેલાઈ છે. આ ધારમાં સહુથી ઊંચો ડુંગર નનામો છે, જેની ઊંચાઈ ૪૩૪ કિ. મી. (૧,૪૨૪ ફૂટ) છે. એ ઘણે દૂરથી દેખાય છે.

કચ્છમાં મોટાં જંગલો નથી, પરંતુ ઘણે ઠેકાણે લીંબડા, આંબલી, બાવળ, વડ, પીપળા, ખાખરા, અરણી, પીલુ, ખેર, ગૂગળ, બોરડી, ખીજડા વગેરે થાય છે. જંગલમાંથી લાકડાં ઉપરાંત મધ, ગૂંદર, ગૂગળ વગેરે પણ મળે છે. બન્ની વિભાગમાં તેમજ ચાડવા વગેરે ડુંગરોની રખાલોમાં ઘાસ બહુ જ થાય છે.

## ૨. અંદરનો સપાટ પ્રદેશ

ગુજરાતમાં અંદરનો ઘણો પ્રદેશ સપાટ છે.

તળ–ગુજરાતનો ઉત્તરપૂર્વ, પૂર્વ અને દક્ષિણપૂર્વ સીમા પર આવેલ ડુંગરાળ પ્રદેશ સિવાયનો બાકીનો, ઘણોખરો પ્રદેશ સપાટ છે ને એમાં અનેક નદીઓનાં નીર વહે છે.

આબુ તરફથી આવતી બનાસ નદી ડીસા થઈ, રાધનપુરની દક્ષિણે થઈ બે ફાંટામાં કચ્છના નાના રણમાં વિલીન થાય છે. આબુની તળેટીમાં વસેલી ચંદ્રાવતી નગરી એના કિનારા પાસે આવેલી હતી. એ નદીના ભાઠાની જમીન ફળદ્રુપ છે. ચોમાસામાં રેલ આવે છે ત્યારે એનો પટ મુખ પાસે લગભગ ૧૩ કિ. મી. (૮ માઈલ) જેટલો વિસ્તરે છે. આરાસુર પાસે કોટેશ્વર નજીકથી ઊગમ પામતી સરસ્વતી નદી સિદ્ધપુર અને પાટણ થઈ કચ્છના નાના રણમાં લુપ્ત થાય છે. તારંગામાંથી નીકળી વાલમ અને પંચાસર પાસે થઈ વહેતી રૂપેણ નદી પણ એ રણમાં લુપ્ત થાય છે. સમુદ્રસંગમ ન પામતી આ ત્રણે ય નદીઓ 'કુંવારકા' કહેવાય છે. એમાં બનાસ નદી મોટી છે ને જમીનને ફળદ્રુપ બનાવે છે. ત્યાંથી પશ્ચિમનો ઘણો પ્રદેશ ઉજ્જડ, રેતાળ અને ક્ષારવાળો છે. મુંજપુર (તા. સમી) પાસે ૯.૫ કિ. મી. (૬ માઈલ) ઘેરાવાનું 'નાગદાસર' નામે સરોવર છે. બનાસકાંઠામાં ૩૦ થી ૫૦ સે. મી. જેટલો ઓછો વરસાદ પડે છે. કાંકરેજની આસપાસના પ્રદેશમાં ઘાસનાં મોટાં બીડ છે ત્યાં સારી જાતનાં ગાયબળદ ઉછેરવામાં આવે છે.

સાબરમતી ગુજરાતની એક મોટી નદી છે ને એની ઉપનદીઓનો પરિવાર ઘણો મોટો છે. આડાવલી પર્વતના દક્ષિણપશ્ચિમ ફાંટા આગળથી નીકળતી સાબર

નદીમાં પ્રાંતીજની ઉત્તરે હાથમતી નદી મળે છે ત્યાંથી તે 'સાબરમતી' તરીકે ઓળખાય છે. અમદાવાદ શહેર એના કાંઠા પર વસેલું છે. ત્યાંથી દક્ષિણે વહેતાં રઢુ (તા. માતર) પાસે ખારી નદી એમાં મળે છે. ધોળકાની દક્ષિણપૂર્વે આવેલ વૌઠા અને માતરની દક્ષિણપશ્ચિમે આવેલ પાલ્લા વચ્ચે થઈ પસાર થતાં વાત્રક નદી એમાં મળે છે. ડુંગરપુરની હદમાંથી વહેતી વાત્રક નદીમાં માઝુમ, મેશ્વો અને શેઢીનાં નીર મળ્યાં હોય છે. આ રીતે સાબરમતી–વાત્રકના સંગમમાં એકંદરે સાબરમતી, હાથમતી, ખારી, વાત્રક, માઝુમ, મેશ્વો અને શેઢી એ સાત નદીઓનાં નીર સંગમ પામે છે. ધોળકા તાલુકાની દક્ષિણપૂર્વ હદે ભોગાવો સાબરમતીમાં મળે છે. ખંભાત તાલુકાના દક્ષિણપશ્ચિમ ખૂણામાં આવેલા વડગામ પાસે સાબરમતી ખંભાતના અખાતને મળે છે. હાથમતી નદીના કાંઠા પર ભિલોડા અને હિંમતનગર છે; માઝુમ નદીના કાંઠા પર મોડાસા આવેલું છે; સાબરકાંઠા જિલ્લાની દક્ષિણે એ નદી વાત્રકમાં મળે છે. વાત્રક નદી ગુજરાતની પૂર્વ સીમા નજીક ડુંગરપુરા પર્વતમાંથી નીકળીને લાંબે સુધી મહી નદીને સમાંતર વહી ખેડા જિલ્લામાં આતરસૂંબા, હળધરવાસ, ઘોડાસર અને મહેમદાવાદ પાસે થઈને દક્ષિણપશ્ચિમ તરફ વહે છે. મહેમદાવાદની પશ્ચિમે સમાદરા આગળ વાત્રકને મેશ્વો નદી મળે છે. પછી વાત્રક દક્ષિણ તરફ વહે છે. ખેડા પાસે શેઢી નદી વાત્રકને મળે છે. શેઢી નદી પંચમહાલની હદમાં આવેલા ધામોદના ડુંગરમાંથી નીકળી ઠાસરા, ડાકોર અને થામણા પાસે થઈ ખેડા તરફ વહે છે; ત્યાં મહોર નદી એને મળે છે. આ મહોર નદીમાં લૂણી નદી મળી હોય છે. મહોર નદીનો સંગમ થતાં શેઢી નદીનો પ્રવાહ સાંકડો મટી વિશાળ બને છે. શેઢીની જેમ મહોર નદી પણ ધામોદના ડુંગરમાંથી નીકળે છે. કપડવંજ અને કઠલાલ મહોર નદીને કાંઠે આવેલાં છે. કપડવંજની પશ્ચિમે વરાંસી નદી મહોર નદીને મળે છે. લૂણી નદી લસૂંદ્રા આગળથી નીકળે છે અને મહીસા ને અલીણા વચ્ચે થઈને વહે છે. મેશ્વોની પશ્ચિમે ખારી નદી વહે છે ને બે મુખે પાંચ–છ કિ. મિ.(ત્રણ–ચાર માઈલ)ને અંતરે સાબરમતીને મળે છે. આ સમસ્ત નદી–પરિવારમાં સાબરમતી અને વાત્રક નદી મુખ્ય છે.[૧૯] વાત્રક અને એની દક્ષિણપૂર્વે વહેતી મહી નદીની વચ્ચેનો 'ચરોતર' તરીકે ઓળખાતો પ્રદેશ એની ગોરાડુ જમીનની ફળદ્રુપતા માટે જાણીતો છે.[૨૦] વાત્રક નદીની ઉત્તરનો ભાગ દસકોશી તરીકે ઓળખાય છે. ક્યારી જમીન અને નહેરોને લીધે ત્યાં ડાંગર વિશેષ પાકે છે.

મહી નદી[૨૧] ઇંદોર પાસેના વિંધ્યાચળમાંથી નીકળે છે; ત્યાંથી આશરે દોઢસો માઈલ લગી એ માળવામાં થઈ વહે છે. ત્યાંથી એ ડુંગરપુર–વાંસવાડાના

વાગડ પ્રદેશમાં પ્રવેશ કરે છે. ત્યાંથી એ પાલ અને માળમાં થઈ ચરોતરમાં વહે છે. દરમ્યાન પૂર્વમાંથી ભાદર, અનાસ, પાનમ, મેસ્રી વગેરે નદીઓ મહીને મળે છે. જનોડ(તા. વાડાસિનોર)થી સહેજ વળાંક લઈ મહી નદી દક્ષિણ-પશ્ચિમ બાજુ વાંકીચૂકી વહે છે. વનોડાથી મહી નદીનો પટ વિશાળ થતો જાય છે. ડાસરાની નજીકમાં ગળતી નદી મહીને મળે છે ત્યાં ગળતીશ્વરનું તીર્થ આવેલું છે. ખંભાતના અખાતમાં ભરતી આવે છે ત્યારે એનાં પાણી વહેરાખાડી સુધી ધકેલાય છે. એની દક્ષિણે વાસદ આવેલું છે. બામણગામ-ગંભીરા આગળ નદી પશ્ચિમ તરફ વળાંક લે છે. ધુવારણ પાસે મહી નદી 'મહીસાગર' બને છે ને ખંભાતના અખાતને મળે છે. મહી-સાગર સંગમ પાસે ઉત્તરમાં ખંભાત અને દક્ષિણમાં કાવી બંદર આવેલાં છે. મહી નદીની કુલ લંબાઈ ૪૮૦ થી ૫૬૦ કિ. મી.(૩૦૦ થી ૩૫૦ માઈલ)ની છે. વહેરાખાડીથી ખંભાતના અખાત સુધીનો ૮૦ કિ. મી.(૫૦ માઈલ)નો પટ 'મહીસાગર' કહેવાય છે; એ પટ આશરે લગભગ એક કિ. મી. (આશરે અર્ધો માઈલ) પહોળો છે. મહી નદીના કાંઠા ઉપર મોટાં, પહોળાં, ઊંડાં અને ભયાનક કોતરો પડેલાં છે. ચોમાસામાં એનાં પાણી ઘોડાવેગે દોડતાં હોય છે. ગુજરાતની મોટી નદીઓમાં નર્મદા અને તાપી પછી મહી નદી આવે છે, પછી સાબરમતી ને પછી વાત્રક.

મહી-નર્મદા વચ્ચેનો પ્રદેશ પણ ફળદ્રુપ છે. આ પ્રદેશમાં કેટલીક નાની નદીઓ વહે છે. પાવાગઢના ડુંગરમાંથી નીકળી વડોદરા પાસેથી વહેતી વિશ્વામિત્રી નદી કરજણ તાલુકાના પિંગલવાડા પાસે ઢાઢર નદીને મળે છે. એની દક્ષિણે આજવા (વાઘોડિયા મહાલ) પાસે લગભગ ૬.૫ કિ. મી.(૪ માઈલ) લાંબું અને ૫ કિ. મી.(૩ માઈલ) પહોળું સરોવર આવેલું છે. ઢાઢર નદી ૧૧૨ કિ. મી. (૭૦ માઈલ) લાંબી છે; એ જંબુસરની દક્ષિણે થઈ, મહીના મુખની દક્ષિણે ૩૨ કિ. મી. (૨૦ માઈલ) પર ખંભાતના અખાતને મળે છે. છોટાઉદેપુર તરફથી ઓર નદી જબુગામ પાસે થઈ સંખેડા તરફ વહે છે ત્યાં ઊંછ નદી એને મળે છે. સંખેડાથી દક્ષિણે જતાં હીરણ નદી ઓરમાં મળે છે ને ત્યાંથી આગળ જતાં ચાંદોદ-કરનાળી વચ્ચે ઓર નદી નર્મદાને મળે છે. ઓરને 'ઓરસંગ' પણ કહે છે. ભરૂચથી ૨૪ કિ. મી. (૧૫ માઈલ) પશ્ચિમે ભૂખી નદી નર્મદાના મુખને મળે છે.

નર્મદા એ ગુજરાતની સહુથી મોટી નદી છે. વિંધ્ય પર્વતમાળાના અમરકંટક ડુંગરમાંથી નીકળતી રેવા અને સાતપૂડા પર્વતમાળાના મેકલ પર્વતમાંથી નીકળતી નર્મદા માંડલા નજીક મળે છે. આ નદી લગભગ ૧,૨૮૦ કિ. મી. (૮૦૦ માઈલ)

લાંબી છે. મધ્ય પ્રદેશ અને માળવામાંથી આવી એ હાંફેશ્વર પાસે ગુજરાતમાં પ્રવેશે છે. સુરપાણેશ્વર (તા. નાંદોદ) પાસે મોખડીઘાટ નામે ઓળખાતો સુરપાણનો ધોધ આવેલો છે ત્યાંથી ઉત્તરપશ્ચિમે આવેલા નવાગામ આગળ મોટો બંધ બાંધવાની યોજના છે. રાજપીપળાના ડુંગરમાંથી નીકળી રાજપીપળા–નાંદોદ પાસે થઈ વહેતી કરજણ નદી રૂંઢ ગામ પાસે નર્મદાને મળે છે. આગળ જતાં કાવેરી નદી શુક્લતીર્થની સામે ઝગડિયા પાસે નર્મદાને મળે છે. એ પછી અમરાવતી નદી અંક્લેશ્વર તાલુકાની પૂર્વ સીમા પાસેથી વહી માંડવા પાસે (ભરૂચથી પૂર્વે ૯ કિ. મી.=૬ માઈલ પર) નર્મદાને મળે છે. કબીરવડ બેટને ફરતી વહી નર્મદા શુક્લતીર્થ તથા ભરૂચ પાસે થઈ પસાર થાય છે. નર્મદા નદી ભરૂચથી વીસેક કિ. મી. (બારેક માઈલ) આગળ જઈ ખંભાતના અખાતને મળે છે. નર્મદામાં બારે માસ ઘણું પાણી રહે છે ને એ ઊંડી અને પહોળી હોવાથી એમાં દૂર સુધી પનાઈઓમાં સફર કરી શકાય છે. એમાં એના મુખથી ભરૂચ સુધી મોટાં વહાણ અને ઝગડિયા સુધી નાનાં વહાણ ફરી શકે છે.

નર્મદા અને તાપીની વચ્ચે કીમ નદી આવેલી છે. એ રાજપીપળાના ડુંગરોમાંથી નીકળે છે; એ લગભગ ૧૧૨ કિ. મી. (૭૦ માઈલ) લાંબી છે અને દક્ષિણે ખંભાતના અખાતને મળે છે.

તાપી નર્મદા પછીની બીજી મોટી નદી છે; એ એકંદરે ૭૫૨ કિ. મી. (૪૭૦ માઈલ) જેટલી લાંબી છે. એ મધ્ય પ્રદેશના માલ પ્રદેશમાંથી નીકળી ખાનદેશ થઈ ગુજરાતમાં પ્રવેશે છે ને લગભગ ૨૨૪ કિ. મી. (૧૪૦ માઈલ) સુધી ગુજરાતમાં વહે છે. માંડવી, કામરેજ, વરિયાવ, સુરત અને રાંદેર પાસે થઈ એ ડુમસ આગળ અરબી સમુદ્રને મળે છે. ત્યાં ખંભાતનો અખાત પૂરો થાય છે. રાજપીપળાના ડુંગરોમાંથી નીકળી માંડવી તાલુકામાં થઈ વહેતી વરેલી નદી પિપરિયા પાસે તાપી નદીને મળે છે. તાપીના મુખમાં કેટલાક નાના નાના બેટ છે, જેના પર અવારનવાર પૂરનાં પાણી ફરી વળે છે. મુખથી અંદરના ભાગમાં ૪૦ કિ. મી. (૨૫ માઈલ) સુધી આ નદીમાં હોડીઓ ફરી શકે છે. ભરતીના દિવસોમાં નાનાં વહાણ પણ ફરે છે. તાપી નદીમાં ચોમાસામાં ઘણી વાર ભારે પૂર આવે છે. તાપીની દક્ષિણે પાંચ નોંધપાત્ર નદીઓ છે: મીંઢોળા સોનગઢ પાસેના ડુંગરમાંથી નીકળે છે; એ ૬૪ કિ. મી. (૪૦ માઈલ) લાંબી છે ને બારડોલી અને પલસાણા પાસે થઈને વહે છે. પીંપળનેરના ડુંગરમાંથી નીકળતી પૂર્ણા ૮૦ કિ. મી. (૫૦ માઈલ) લાંબી છે; એના કાંઠા પર મહુવા,

નવસારી અને જલાલપુર આવેલાં છે. અંબિકા નદી ડાંગના જંગલમાંથી નીકળે છે; એ ૬૪ કિ. મી. (૪૦ માઇલ) લાંબી છે. એના મુખથી ૧૯ કિ. મી. (૧૨ માઇલ) અંદર ગણદેવી આવેલું છે ત્યાંસુધી એમાં ભરતીની અસર પહોંચે છે. વાંસદાના ડુંગરમાંથી નીકળતી કાવેરી અને ધરમપુરના ડુંગરમાંથી નીકળતી ખરેરા નદી બિલિમોરા પાસે અંબિકામાં મળે છે. ધરમપુરના ડુંગરમાંથી નીકળીને ઔરંગા નદી ઉત્તરપશ્ચિમે વલસાડ તરફ વહે છે; ત્યાં ૬.૫ કિ. મી. (૪ માઇલ) અંદરના ભાગમાં વલસાડ આવેલું છે. ધરમપુરની ઉત્તરેથી વહેતી વાંકી નદી તીથલ પાસે સમુદ્રને મળે છે. તીથલ હવા ખાવાનું સ્થળ છે. ધરાસણામાં મીઠું પકવવામાં આવે છે.

ઔરંગાની દક્ષિણે પાર નદી આવેલી છે. ઉનાળામાં એનો પ્રવાહ સાંકડો હોય છે, જ્યારે ચોમાસામાં એમાં ભારે પૂર આવે છે. પારડી એના કાંઠા પાસે આવેલું છે. પારની દક્ષિણે કોલક નદી વહે છે. દમણગંગા એ ગુજરાતની સહુથી દક્ષિણમાં આવેલી મોટી નદી છે. તાપીની દક્ષિણે આવેલી આ બધી મોટી નદીઓ સહ્યાદ્રિમાંથી નીકળે છે ને ૧૧૨ થી ૧૨૮ કિ. મી.(૭૦ થી ૮૦ માઇલ)ની લંબાઈ ધરાવે છે. બીજી અનેક નાની નદીઓ પણ વહે છે.

તળ-ગુજરાતમાં આ સપાટ પ્રદેશ ઘણો ફળદ્રુપ છે. ઉત્તરમાં જમીનનો ઢાળ ઉત્તરપૂર્વથી દક્ષિણપશ્ચિમ તરફનો છે. મધ્ય ભાગમાં વીરમગામ, અમદાવાદ, ચરોતર, વડોદરા અને ભરૂચના પ્રદેશ આવેલા છે. વીરમગામ આસપાસનો રૂપેણ નદીનો પ્રદેશ રેતાળ અને કાળી જમીનવાળો છે. ભાલ પાસેનો અમદાવાદનો પ્રદેશ શેરડી માટે ઘણો અનુકૂળ છે. એના દક્ષિણપશ્ચિમ ભાગમાં ડાંગર અને ઘઉં પાકે છે. ચરોતરનો પ્રદેશ વિવિધ પાક માટે ઘણી ફળદ્રુપતા ધરાવે છે. ડભોઈ અને સંખેડા વચ્ચે રેતાળ મેળવણી ઘણી છે. નર્મદા-વિસ્તારમાં સમુદ્રકાંઠા પાસેનો પ્રદેશ અને પૂર્વનો ડુંગરાળ પ્રદેશ આગળ ફેલાતાં સપાટ મેદાનનો પ્રદેશ સાંકડો બને છે, પરંતુ સાતપૂડા અને સહ્યાદ્રિની વચ્ચે એ પ્રદેશ પાછો વિસ્તૃત બને છે. અહીંની કાળી જમીન કપાસ માટે ઘણી માફક આવે છે. તાપીની દક્ષિણે આ પ્રદેશ સાંકડો થતો જાય છે ને દમણગંગા પાસે તો એ ઘણો સાંકડો થઈ જાય છે. નાની સાંકડી નદીઓમાં આવતા પૂરને લઈને એ ઘણો ધોવાઈ જતો હોય છે, છતાં નવસારી, વલસાડ અને પારડીની કાળી જમીન સારી ફળદ્રુપતા ધરાવે છે.

ઉત્તર ગુજરાતના, રણ તરફના પશ્ચિમ ભાગમાં આબોહવા ઘણી વિષમ છે. આડાવલીની ગિરિમાળા તરફના ભાગમાં ગરમી અને ઠંડી કંઈક ઓછી પડે છે,

બનાસકાંઠામાં વરસાદ ઓછો પડે છે તેથી ત્યાં ખેતી ઓછી થાય છે, જ્યારે ઘાસ મોટા પ્રમાણમાં થાય છે. મુખ્ય પાક બાજરી છે; ઉપરાંત બનાસકાંઠામાં ઘઉં અને સાબરકાંઠામાં મગફળી, કપાસ અને મકાઈ થાય છે.

કાંકરેજ અને વઢિયાર પ્રદેશ ઘાસના ભંડાર સમા હોઈ, ત્યાં ઢોરઉછેરનો ધંધો મોટા પાયા પર ચાલે છે. કાંકરેજી ગાય અને વઢિયારી ભેંસ પ્રખ્યાત છે.

મહેસાણા જિલ્લામાં જીરું, વરિયાળી, એરંડા અને ઇસબગોળનો પાક પુષ્કળ થાય છે. અનાજમાં ખાસ કરીને બાજરી અને કઠોળ થાય છે. પાતાળકૂવા અને નહેરોની સગવડ વધતાં ઉત્તર ગુજરાતની ખેતી સમૃદ્ધ થતી જાય છે. પાટણમાં રેશમી ભાતીગર તાણાવાણાથી પટોળાં બનાવવાનો કસબ સૈકાઓથી ખીલેલો છે. બહુચરાજીની આસપાસના આવેલા સુંવાળ પ્રદેશમાં બાજરી, ચોખા અને ચણા સારા પ્રમાણમાં થાય છે.

સાબરકાંઠામાં મગફળીનો પાક ઘણો થાય છે. પ્રાંતીજની આસપાસની જમીનમાં ઊસ મળી આવે છે તેમાંથી સાબુ બને છે. લાકરોડા પાસે સાબરમતીના ભાઠામાં સકરટેટી પુષ્કળ થાય છે. ઈડરમાં ખરાદી કામનો ઉદ્યોગ સારો ચાલે છે.

પંચમહાલ, છોટાઉદેપુર અને ડાંગ વિસ્તારમાં ભીલ વગેરે આદિવાસીઓની વસ્તી વધારે છે. મહી નદી પર સંતરામપુર પાસે કડાણાનો અને વાડાસિનોર પાસે વણાકબોરીનો બંધ બાંધવામાં આવ્યા છે. કલોલ અને શેરથા પાસે ખનિજ તેલક્ષેત્ર છે.

અમદાવાદ એક મોટું ઔદ્યોગિક શહેર છે. એની આબાદી મુખ્યત્વે કાપડઉદ્યોગને લઈને છે. વેપારમાં પણ કાપડનો વેપાર મુખ્ય સ્થાન ધરાવે છે.

પંચમહાલમાં મકાઈ અને મગફળીની ખાસ પેદાશ છે; એ ઉપરાંત બાજરી, કપાસ, કઠોળ વગેરે પણ થાય છે. ગોધરા નજીક ટુવામાં ઊના પાણીના કુંડ છે.

કપડવંજની ઈશાનનો પ્રદેશ 'માળ' નામે ઓળખાય છે. ત્યાંની જમીન કાળી છે તેમાં કપાસનો પાક થાય છે. રેતાળ જમીનમાં મગફળી અને કયારી જમીનમાં ડાંગર થાય છે. કપડવંજમાં કાચ અને સાબુનો ઉદ્યોગ સારો ચાલે છે. એની નજીકમાં આવેલા લસુંદ્રામાં ઊના પાણીના કુંડ છે.

ચરોતરની જમીન ઘણી રસાળ અને ફળદ્રુપ છે. સિંચાઈની સગવડ વધતાં ત્યાંની ધરતી બારે માસ લીલીછમ રહે છે. ચરોતરની ગોરાડુ જમીનમાં તમાકુનો ઘણો પાક થાય છે. તમાકુ ઉપરાંત ડાંગર, બાજરી, કઠોળ, કોદરા, તલ, કપાસ વગેરેનો પાક થાય છે. ફળ અને શાકભાજી પણ સારા પ્રમાણમાં થાય છે. અહીંના પાટીદાર ખેતીના તથા પશુપાલનના ધંધામાં ઘણા કુશળ છે. શિયાળો ખુશનુમા છે ને ચોમાસામાં મધ્યમસરનો વરસાદ પડે છે. અનુકૂળ આબોહવાને લઈને અહીં વસ્તી ગીચ છે. મહી નદીના મુખ આગળ આવેલું ધુવારણ ગુજરાતનું સૌથી મોટું વિદ્યુત-મથક છે. ખંભાત અકીક અને હાથવણાટના જરીકામના ઉદ્યોગ માટે આજે પણ જાણીતું છે. ખંભાત પાસે લુણેજમાં ખનિજ તેલ અને કુદરતી ગૅસ મળેલ છે. સેવાલિયામાં કપચી, સિમેન્ટ અને ચૂનો બનાવવાનો ઉદ્યોગ છે. મહી નદી પર વિશાળ બંધ બંધાતાં ચરોતરના ઘણા ભાગમાં સિંચાઈની સગવડ વધી છે. મહીના દક્ષિણકાંઠા પાસે આવેલા વાકળ પ્રદેશની જમીન પણ ગોરાડુ અને રસાળ છે. અંકલેશ્વરની આજુબાજુ ખનિજ તેલનો ભંડાર મળ્યો છે. વડોદરા અને ભરૂચમાં કાપડની મિલો છે. લાકડા અને લાખની પેદાશવાળા પ્રદેશમાં આવેલા સંખેડાનું લાકડા પરનું ખરાદીકામ જાણીતું છે. વડોદરામાં રસાયણો, દવાઓ, ખાતર વગેરે અનેક પ્રકારના ઉદ્યોગ પણ ખીલ્યા છે.

ઢાઢર અને કીમ નદીની વચ્ચે કાનમનો પ્રદેશ આવેલો છે ત્યાંની જમીન કાળી અને કસવાળી છે. અહીં વરસાદ પૂરતો અને નિયમિત પડે છે. ગુજરાતમાં સહુથી વધુ અને સારી જાતનો કપાસ અહીં પાકે છે. અહીં ઠેર ઠેર કપાસ લોઢવાનાં જિન છે. વળી ડાંગર, તુવેર અને તમાકુ પણ થાય છે. નદીના ભાઠાની જમીનમાં શાકભાજી સારાં થાય છે, જ્યારે સમુદ્ર-કાંઠા નજીકના 'બારા' પ્રદેશમાં ઘઉં સારા થાય છે.

દક્ષિણ ગુજરાતની જમીન કાળી અને કાંપવાળી છે તે ખેતીવાડી માટે ઘણી અનુકૂળ છે. અહીં વરસાદ પણ ઘણો પડે છે, આથી આ પ્રદેશમાં ડાંગર અને શેરડીનો પાક પુષ્કળ થાય છે, ઉપરાંત કપાસ અને જુવાર પણ સારાં પાકે છે. અહીં આંબા, કેળ અને ચીકુની વાડીઓ આવેલી છે. દક્ષિણ ગુજરાત લીલીછમ વાડીઓનો પ્રદેશ છે. નહેરોની સગવડ થતાં એની ફળદ્રુપતામાં વધારો થતો રહે છે. એમાં તાપી નદી પરનો કાકરાપાડાનો બંધ ખાસ નોંધપાત્ર છે. શેરડીના પાકને લઈને અહીં ગોળ બનાવવાનાં કોલુ અને ખાંડ બનાવવાનાં કારખાનાં પણ છે. ખેતીવાડીમાં અહીંના અનાવળા બ્રાહ્મણો ઘણા કુશળ છે.

અહીંના દૂબળા, ધોડિયા, નાયકા વગેરે આદિવાસીઓ ખેતીવાડીના કામમાં એમને ઘણી મદદ કરે છે. સુરત કાપડના વણાટકામ અને જરીકામ માટે ઘણા સમયથી જાણીતું છે. ઉધનામાં અનેક પ્રકારના ઉદ્યોગ ખીલ્યા છે. નવસારીમાં કાપડની મિલો અને અનેક પ્રકારનાં કારખાનાં છે. વલસાડ પાસે રંગ અને રસાયણો બનાવવાનું કારખાનું છે. બિલિમોરા લાકડાના વેપારનું જાણીતું મથક છે. દક્ષિણ ગુજરાતમાં પારસીઓની વસ્તી નોંધપાત્ર છે.

સૌરાષ્ટ્રમાં અંદરનાં સપાટ મેદાનો એકંદરે ખેતીને લાયક છે. દક્ષિણપશ્ચિમ અને દક્ષિણના ભાગ ઘણા ફળદ્રુપ છે, બાકીના ઘણા પ્રદેશમાં વાડ વિનાનાં ખેતર અને ઝાડપાન વિનાનાં વેરાન મેદાનો નજરે પડે છે. ઘણે ઠેકાણે, ખાસ કરીને ઉત્તરપૂર્વ સીમા પાસે, ખારોપાટ જામે છે. ભાલનો ઘણો ભાગ ચોમાસામાં જળબંબાકાર થઈ જાય છે. શિયાળામાં ત્યાં ઘઉંનો મબલખ પાક થાય છે. ઉનાળામાં ત્યાં સખત તાપ અને ગરમ પવનને લઈને રણ જેવો તપાટ લાગે છે. વરસાદ ઘણો ઓછો પડે છે ને ઝાડપાન તથા લીલોતરીનું પ્રમાણ પણ ઘણું ઓછું છે. આ પ્રદેશનો મુખ્ય પાક ઘઉં છે. ભાલના ઘઉં પ્રખ્યાત છે. અહીં ઘઉં ઉપરાંત કપાસ અને ચણાનું પણ વાવેતર થાય છે. અમુક ભાગમાં ડાંગર પણ પાકે છે. ધોળકાની આજુબાજુ જામફળ અને દાડમની વાડીઓ છે. ધોળકાની સૂંઠ ખૂબ વખણાય છે.

સૌરાષ્ટ્રમાં નદીઓ ઘણી, પણ નાની નાની છે. મોટામાં મોટી નદી ભાદર છે. એ જસદણ (જિ. રાજકોટ)ની ઉત્તરે આવેલા મદાવા ડુંગરમાંથી નીકળી, જેતપુર અને કુતિયાણા (જિ. જૂનાગઢ) થઈ નવીબંદર (તા. પોરબંદર) પાસે અરબી સમુદ્રને મળે છે. એ નદીની કુલ લંબાઈ ૧૯૨ કિ. મી. (૧૨૦ માઈલ) જેટલી છે. એ ડુંગરમાંથી એક બીજી નદી નીકળીને પૂર્વ બાજુ વહે છે ને રાણપુર (તા. ધંધુકા) થઈને ખંભાતના અખાતને મળે છે; એને સુકભાદર કહે છે. એ લગભગ ૧૧૨ કિ. મી. (૭૦ માઈલ) લાંબી છે. પહેલાં એ ધંધુકા પાસે થઈ વહેતી ને એનું મુખ ધોલેરાની ખાડીરૂપે હતું; હાલ એ એની ઉત્તરે આવેલ સાબરમતીના મુખમાં મળે છે ને ધોલેરાની ખાડી પુરાઈ ગઈ છે. શેત્રુંજી નદી ગીરના ચાંચાઈ ડુંગરમાંથી નીકળી ધારી અને અમરેલી પાસેથી પસાર થતી પૂર્વ તરફ વહી તળાજા પાસે ખંભાતના અખાતને મળે છે; એ લગભગ ૧૬૦ કિ. મી. (૧૦૦ માઈલ) લાંબી છે. ગીરમાંથી નીકળી દક્ષિણપશ્ચિમે વહી અરબી સમુદ્રને મળતી અનેક નાની નદીઓ છે તેઓમાં પ્રભાસપાટણ પાસે સમુદ્રસંગમ પામતી હીરણ (હિરણ્યા) અને સરસ્વતી નોંધપાત્ર છે. મેંસાણ (જિ. જૂનાગઢ)

પાસેના ડુંગરોમાંથી નીકળતી ઉબેણ અને ઓઝત નદી પશ્ચિમ તરફ વહી વંથળી પાસે સંગમ પામી નવીબંદર પાસે ભાદર નદીને મળે છે. ઓઝત નદી લગભગ ૯૦ કિ. મી. (૫૬ માઈલ) લાંબી છે. ઉત્તર ધારમાંથી નીકળી ઉત્તર તરફ વહેતી નદીઓમાં આજી નદી રાજકોટ પાસે થઈ અને ઊંડ નદી ધ્રોળની પશ્ચિમે થઈ કચ્છના અખાતને મળે છે. આલેચની ડુંગરમાળામાંથી નીકળી જામનગર પાસે થઈ વહેતી નાગમતી અને રંગમતી નદીઓ, અલિયાં–બાડા પાસે થઈને વહેતી રૂપારેલ નદી, સાપ પાસેથી નીકળતી સસોઈ, ફુલઝર નદી, ખંભાળિયા પાસે થઈ વહેતી સિંદણ અને ઘી નદી વગેરે પણ કચ્છના અખાતને મળે છે. મચ્છુ નદી વાંકાનેર અને મોરબી પાસે થઈ કચ્છના નાના રણમાં વિલીન થાય છે. મચ્છુ લગભગ ૧૧૨ કિ. મી. (સિત્તેરેક માઈલ) લાંબી છે. નાના રણની પૂર્વે આવેલા ખારાપાટમાં ઘણું મીઠું પકવવામાં આવે છે. નળકાંઠામાં ડાંગરનો પાક સારો થાય છે. નળ સરોવર લગભગ ૩૨ કિ. મી. (૨૦ માઈલ) લાંબું અને ૬.૫ કિ. મી. (ચાર માઈલ) પહોળું છે. એની સરેરાશ ઊંડાઈ ૧.૨૨ થી ૧.૮૩ મીટર (ચારથી ૭ ફૂટ) છે. એનું પાણી ચોમાસામાં મીઠું હોય છે, પણ તળની જમીનના ખારને લઈને તરત જ ખારાશ પડતું થઈ જાય છે. એની દક્ષિણે અને પશ્ચિમ બાજુએ બરુ અને ઊંચું ઘાસ ઊગે છે. એમાં બીડ જાતનો કંદ થાય છે. એમાં થેગ જાતનું બીજું કંદમૂળ પણ થાય છે. સરોવરમાં ઘણા નાના નાના ટાપુ આવેલા છે, જેઓમાં પાનવડ સહુથી મોટો છે. અહીં માછલાં ઘણાં થતાં હોઈ આહાર માટે, વેચાણ માટે તેમજ નિકાસ માટે પકડવામાં આવે છે. શિયાળામાં અહીં દેશવિદેશનાં જાતજાતનાં પંખી આવે છે.[૨૨] ભાલની કાળી જમીનમાં ઘઉં ઉપરાંત ચણાનો પાક પુષ્કળ થાય છે. વઢવાણ પાસે થઈ વહેતો ભોગાવો તથા લીમડી પાસે થઈ વહેતો ભોગાવો પૂર્વમાં વહી, ભાલમાં થઈ સાબરમતીને મળે છે. સૌરાષ્ટ્રમાં બીજી અનેક નાની નદીઓ આવેલી છે, પરંતુ ચોમાસા સિવાય એમાં ભાગ્યેજ પાણી રહે છે.

ગોહિલવાડનો મુખ્ય પાક મગફળી છે. વળી જુવાર, કપાસ, ડાંગર, બાજરી અને શેરડીનો પાક થાય છે. ટેકરીઓ વચ્ચે આવેલા શિહોરમાં ધાતુકામ અને ચિનાઈ માટીના ઉદ્યોગ ખીલ્યા છે.

લીંબડી આસપાસ કપાસ અને તમાકુ પાકે છે. ધ્રાંગધ્રામાં કૂવાના પાણીમાંથી મીઠું બનાવવામાં આવે છે. થાનની આસપાસના પ્રદેશમાં ચિનાઈ માટી પુષ્કળ મળી આવે છે તેમજ ત્યાં ઘાસચારો ઘણો થાય છે.

થાન, મોરબી અને જામનગરમાં ચિનાઈ માટીનાં વાસણ બનાવવાનો ઉદ્યોગ વિકસ્યો છે. મગફળીના પુષ્કળ પાકને લીધે સૌરાષ્ટ્રમાં તેલ કાઢવાનો ઉદ્યોગ ખીલ્યો છે.

રાજુલા બાંધકામના પથ્થરની ખનિજસંપત્તિ માટે જાણીતું છે.

રાજકોટની આસપાસનાં મેદાનોમાં ઘઉં, જુવાર, બાજરી, કપાસ, મગફળી અને શેરડી સારાં થાય છે. રાજકોટમાં અનેક પ્રકારના ઉદ્યોગ ખીલ્યા છે.

જામનગરમાં પણ અનેક પ્રકારના ઉદ્યોગ વિકસ્યા છે; એમાં હાથવણાટ અને જરીકામનો હુન્નર જાણીતો છે.

અમરેલી જિલ્લામાં તેલની ઘાણી અને કપાસનાં જિન મુખ્ય છે. કોડીનાર તાલુકામાં શેરડીનો સારો પાક થાય છે તેથી અહીં ગોળ અને ખાંડનો ઉદ્યોગ ખીલ્યો છે. સમુદ્રકાંઠે મીઠું પકવવાનો અને માછલાં પકડવાનો ઉદ્યોગ ચાલે છે.

જૂનાગઢ જિલ્લાના સપાટ પ્રદેશના લોકોનો મુખ્ય ધંધો ખેતી છે. ખેતીના મુખ્ય પાક મગફળી અને કપાસ છે. એ ઉપરાંત જુવાર, બાજરી, ઘઉં, ડાંગર, મગ, અડદ, કેરી, શેરડી વગેરે પાક થાય છે. અનેક સ્થળોએ મકાન બાંધવા માટેના સફેદ પથ્થરની ખાણો આવેલી છે. માળિયામાં ચૂનાના પથ્થરની ખાણો છે. જૂનાગઢમાં સફેદ પથ્થરોની ખાણો પણ છે. પોરબંદર નજીક બરડા ડુંગરને દક્ષિણ છેડે આદિત્યાણા ગામ પાસેની ખાણો એના ઈમારતી સફેદ પથ્થરો માટે જાણીતી છે.

કચ્છમાં ડુંગરાઓની ધારો પૂર્વપશ્ચિમ આવી હોવાથી ત્યાં જમીનનો ઢાળ ઉત્તરદક્ષિણ તરફનો છે. કચ્છની કેટલીક નદીઓ ઉત્તર તરફ વહે છે ને કચ્છના મોટા રણમાં લુપ્ત થઈ જાય છે, તો કેટલીક નદીઓ દક્ષિણ તરફ વહે છે ને અરબી સમુદ્રને કે કચ્છના અખાતને મળે છે. આ નદીઓની લંબાઈ ઘણી ઓછી છે ને વરસાદનું પ્રમાણ પણ ઘણું ઓછું છે, આથી કચ્છમાં બારે માસ વહેતી હોય તેવી ખાસ કોઈ નદી નથી. નાનાં નદીનાળાં ચોમાસા પૂરતાં પાણીથી છલકાય છે. ઉનાળામાં તો એમાંની કોઈકમાં જ ક્યાંક ધરા બની જતાં થોડું પાણી મળી રહે. વરસાદનું વહી જતું પાણી રોકી રાખવા માટે હવે લગભગ બધાં નદીનાળાં ઉપર આડબંધો બાંધવામાં આવ્યા છે.

ઉત્તરવાહિની નદીઓમાં ખારી નદી અને દક્ષિણવાહિની નદીઓમાં રુકમાવતી નદી મુખ્ય છે. ખારી દક્ષિણ ધારના ચાડવા ડુંગરમાંથી નીકળી ભૂજ

પાસે થઈ મોટા રણમાં પડે છે. આ નદી લગભગ ૪૮ કિ. મી. (૩૦ માઈલ) લાંબી છે. એના પર કલ્યાણપર પાસે બંધ બાંધી તળાવ તૈયાર કરવામાં આવ્યું છે તેમજ રુદ્રમાતા પાસે મોટો બંધ બાંધી ત્યાંથી નહેરો કરવામાં આવી છે. આ ઉપરાંત કાળી, નારા, ધુરૂડ, ભૂખી, નિરોળાવાળી, કાયલો, ખારી, ચાંગ, સારણ, માલણ વગેરે નાની નદીઓ કચ્છના મોટા રણ તરફ વહે છે. દક્ષિણવાહિની નદીઓમાં રુક્માવતી નદી ચાડવા ડુંગરમાંથી નીકળી માંડવી આગળ કચ્છના અખાતને મળે છે. આ નદી પર કોજાચોરા આગળ બંધ બાંધી 'વિજયસાગર' તળાવ કરવામાં આવ્યું છે ને એમાંથી નહેરો કાઢવામાં આવી છે. અહીં આંબા, નાળિયેરી, ચીકુ વગેરેની વાડીઓ આવેલી છે. બીજી દક્ષિણવાહિની નદીઓમાં ફૂલી, ખારી, તેરાવાળી, નાયરો, કનકાવતી વગેરે અરબી સમુદ્રમાં અને ખારોડ, નાગમતી, ભૂખી, ઓચી વગેરે કચ્છના અખાતને મળે છે, જ્યારે વાગડની નાની નદીઓ મોટે ભાગે નાના રણમાં લુપ્ત થાય છે. કોરીનાળમાં સિંધુ નદીનાં જળ આવતાં બંધ થયાં ને કચ્છની ઉત્તરે તથા પૂર્વે આવેલી છીછરી ખાડી ખારાપાટના રણમાં ફેરવાઈ ગઈ ત્યારથી કચ્છમાં ધાન્યસંપત્તિ ઘણી ઘટી ગઈ. નદીઓના બંધોને લઈને ખેતીની પેદાશમાં હવે કંઈક વધારો થવા પામ્યો છે. કચ્છમાં જુવાર, બાજરી, કઠોળ, મગફળી અને તેલીબિયાં થાય છે. સિંચાઈની સગવડ હોય ત્યાં ઘઉં, શેરડી વગેરે થાય છે. વાગડમાં કપાસ થાય છે. કચ્છમાં વનસ્પતિનું વિપુલ વૈવિધ્ય રહેલું છે; એમાં શીંગવર્ગ તથા તૃણવર્ગની વનસ્પતિ વિશેષ પ્રમાણમાં થાય છે. બન્ની અને વાગડ વિભાગમાં ઉનાળામાં ગરમીનું અને શિયાળામાં ઠંડીનું પ્રમાણમાં ઘણું રહે છે. ત્યાં વનસ્પતિ મોટે ભાગે કાંટાળી કે રૂક્ષ હોય છે, જ્યારે વચલાં વાંઘાંઓમાં સુંદર વાડીઓ છે. બન્ની વિભાગમાં ઘાસ સારું થતું હોવાથી ત્યાં ગાયો, બળદો, ભેંસો, ઘેટાં, બકરાં, ઘોડા, ઊંટ વગેરે ઉછેરવાનો ધંધો સારો ચાલે છે. રણમાં કેટલેક ઠેકાણે 'ઘુડખર' (જંગલી ગધેડાં) નામે જાનવર થાય છે.[૨૩] કચ્છમાં વનસ્પતિની જેમ પક્ષીઓની પણ વિપુલ વિવિધતા રહેલી છે. વિદેશોથી ભારતમાં આવતાં યાયાવર પક્ષીઓ માટે કચ્છ એક અગત્યનું મથક છે.[૨૪] ભારતભરમાં કચ્છનું મોટું રણ 'હંજ' અથવા 'સુરખાબ' નામે સુંદર પંખીઓની એકમાત્ર પ્રજનનભૂમિ છે. આ મોટાં પંખી રણના છીછરા પાણીમાં થતી ઝીણી જીવાત તથા બારીક વનસ્પતિ ખાઈને રહે છે. ક્ષારવાળા વેરાન પ્રદેશમાં મીઠાના અગરો છે. કચ્છમાં વરસાદ આખા વર્ષમાં સરેરાશ ૧૫ થી ૩૦ સે. મી. (૬ થી ૧૨ ઇંચ) જેટલો જ પડે છે. આબોહવા વિષમ છે. ઠંડી સારા પ્રમાણમાં પડે છે; ગરમીનું પ્રમાણ ઠીક ઠીક

વધારે હોય છે. વિસ્તારના પ્રમાણમાં વસ્તી ઘણી ઓછી છે. પીવાનું પાણી કૂવાઓ મારફત મળી રહે છે. એકંદરે આ પ્રદેશ સૂકો છે ને એનું હવામાન આરોગ્યદાયી છે.

## ૩. સમુદ્રકાંઠાનો પ્રદેશ

ભારતના પૂર્વસમુદ્રતટ કરતાં પશ્ચિમસમુદ્રતટ ઓછા તોફાની હવામાનવાળો અને ઓછા રેતીપ્રવાહવાળો છે; એમાંય એનો ઉત્તર ભાગ બંદર બાંધવા તથા વિકસાવવા માટે ઠીક ઠીક અનુકૂળ છે.

ગુજરાતની પશ્ચિમે અરબી સમુદ્ર અને એના અખાત આવેલા છે. ગુજરાતનો સાગરકાંઠો એકંદરે ૧,૬૦૦ કિ. મી. (૧,૦૦૦ માઈલ) જેટલો લાંબો છે.

ઉત્તરમાંથી આવતી સાબરમતી નદી ખંભાતના અખાતમાં મળે છે, ત્યાં એનો પટ લગભગ સાત કિ. મી. (સાડા ચાર માઈલ) પહોળો બને છે. આ ભાગ 'કોપાલીની ખાડી' કહેવાય છે. ઉત્તરપૂર્વ તરફથી આવતી મહી નદી છેવટના ભાગમાં પશ્ચિમ તરફ વળી બદલપુર પાસે મહીસાગર બને છે ને ખંભાતનીયે પેલે પાર ખંભાતના અખાતને મળે છે. એનો પટ આઠ કિ. મી. (પાંચ માઈલ) જેટલો પહોળો થાય છે ને ત્યાં ભરતી વખતે પાણીની સપાટી ૬.૭ મીટર (૨૨ ફૂટ) ઊંચી જાય છે.[૨૫] અખાતમાં ભરતી આવે છે ત્યારે મહીનાં પાણી વાસદની ઉત્તરે આવેલી વહેરાખાડી સુધી ધકેલાય છે. ચોમાસામાં પૂર આવે છે ત્યારે મહીસાગરનાં પાણી ઘોડાવેગે દોડતાં હોય છે. ખંભાત પાસે સાબરમતીના અને મહીના મુખ આગળ પાણીનો લગભગ આઠ કિ. મી. (પાંચ માઈલ) પહોળો અને ૪૮ કિ. મી. (૩૦ માઈલ) લાંબો વાંકોચૂંકો પટ થાય છે, જે ખંભાતની દક્ષિણપશ્ચિમે પહોળો થતો જાય છે.[૨૬] એક જમાનામાં ખંભાત હિંદના બંદર તરીકે દેશવિદેશમાં ખ્યાતિ ધરાવતું હતું.[૨૭]

મહી નદીના મુખથી તાપી નદીના મુખ સુધીનો અખાતનો પૂર્વ કિનારો લગભગ ૧૨૮ કિ. મી. (૮૦ માઈલ) લાંબો છે. અખાતના મથાળા અને મુખ વચ્ચેનો ભાગ પ્રમાણમાં સાંકડો છે. એની સરેરાશ પહોળાઈ ૧૯ કિ. મી. (૧૨ માઈલ) છે. મુખ આગળ અખાતની પહોળાઈ ૪૮ કિ. મી. (૩૦ માઈલ) જેટલી છે. અખાતના કિનારે ઠેર ઠેર રેતીના ઢગ ખડકાયેલા પડ્યા છે. એની વચ્ચે ઊંડા પાણીની સાંકડી પટી છે. આ પટી અને ધોલેરાની ખાડી વચ્ચે ઊંચો ટેકરો આવેલો છે; એને લીધે ખંભાત બંદર પાસે વહાણોને આવવા

જવાનો માર્ગ દૂર ધકેલાયો છે. વળી એ સાંકડા માર્ગને લઈને સમુદ્રની મોટી ભરતી વખતે અખાતનાં પાણી મોટા ઘુઘવાટા સાથે પૂરપાટ ઝડપે અંદર ધસી આવે છે. ભરતીઓટ થયા પછી ખંભાતના ધક્કા આગળની ખુલ્લી જમીન ઉપરથી સપાટ લાગે, પરંતુ એમાં પગ મૂકતાં માણસ અંદર ખૂંપી જાય છે. ચોમાસામાં સાબરમતી અને મહીમાં પૂર આવે છે ત્યારે એમાં મોટાં મોટાં વૃક્ષો, પ્રાણીઓ વગેરે ખેંચાઈ આવે છે. અખાતમાં મળતી નદીઓ મારફતે દર વર્ષે ઘણો બધો કાદવ ઘસડાઈ આવે છે. એમાંનો ઘણો સમુદ્રનાં મોજાંના જોરને લીધે તણાઈ જાય છે, છતાં જે થોડો કાંપ ત્યાં ઠરી રહે છે તેનાથી અખાતના મથાળાનો ભાગ ધીમે ધીમે પુરાયા કર્યો છે અને નદીઓના પટ ઊંચા આવતા ગયા છે.[૨૮]

અખાતના પૂર્વ ભાગમાં મહીની દક્ષિણે ઢાઢર, નર્મદા, કીમ, તાપી વગેરે નદીઓ મળે છે. કાંઠાના ભાગમાં ઘણી ખાડીઓ આવેલી છે. મોટી નદીઓના કાંઠાઓની જમીન ભાઠાની છે અને સમુદ્રકાંઠાની જમીન ખારવાળી છે. મહીના મુખ પાસે ઉત્તર તટ પર ખંભાત અને દક્ષિણ તટ પર કાવી બંદર છે, જ્યારે ઢાઢર નદીના મુખ પાસે ટંકારી બંદર છે. મહી અને નર્મદા વચ્ચેના સમુદ્રકાંઠા પાસે ખારો પાટ આવેલો છે. નર્મદા નદીના મુખ આગળ એના ઉત્તર તટ પાસે દહેજ બંદર છે ત્યાંથી વહાણો અખાતને સામે પાર સૌરાષ્ટ્રનાં બંદરોએ જાય છે. હાલ આ બંદરને વિકસાવવામાં આવે છે. નર્મદામાં એના મુખથી ભરૂચ સુધી મોટાં વહાણ અને ઝઘડિયા સુધી નાનાં વહાણ ફરી શકે છે.

નર્મદા ખંભાતના અખાતને મળે છે ત્યાં એનું મુખ લગભગ ૨૪ કિ. મી. (૧૫ માઈલ) જેટલું પહોળું છે. એ મુખપ્રદેશમાં મોખરે આલિયા નામે મોટો ટાપુ છે. એની ને ભરૂચની વચ્ચે કેટલાક નાના બેટ આવેલા છે તેઓમાં ધંતુરિયા બેટ સહુથી મોટો છે; એની જમીન ફળદ્રુપ છે. નર્મદાને ઉત્તર કાંઠે આવેલું ભરૂચ ગુજરાતનું ઘણું જૂનું બંદર છે;[૨૯] એ સમુદ્રતટથી ચોવીસેક કિ. મી. (પંદરેક માઈલ) જેટલું અંદરના ભાગમાં આવેલું છે. નદીના પૂરણને લીધે આ બંદરનો વેપાર ઘટતો ગયો છે. હજી ત્યાં માછી તથા ખારવા લોકોની ઠીક ઠીક વસ્તી છે. સમુદ્રકાંઠે મીઠું પકવવાનો ઉદ્યોગ પણ ચાલે છે. ભરૂચની પૂર્વે શુક્લતીર્થને પેલે પાર એક ટાપુમાં અનેક વડવાઈઓવાળો જૂનો જંગી કબીરવડ આવેલો છે. સમુદ્રકાંઠા પાસે નાળિયેરી તથા તાડનાં ઝાડ નજરે પડે છે. નર્મદાની દક્ષિણે આવેલા અંકલેશ્વર પાસે ખનિજ તેલ અને કુદરતી ગૅસનો ઉદ્યોગ વિકસ્યો છે. નર્મદાના મુખથી ૧૬ કિ. મી. (દસ માઈલ) દક્ષિણે કીમ નદીનું મુખ આવેલું છે.

કીમ અને તાપીની વચ્ચે ભગવાનું નાનું બંદર છે. તાપી નદીને ડાબે કાંઠે સુરત એક મોટું બંદર હતું.[૩૦] પછી નદીના કાંપને લઈને તાપીનું મુખ છીછરું થતું ગયું ને બંદરની પડતી થઈ. હાલ સુરતની પશ્ચિમે આવેલા મગદલ્લા બંદરને વિકસાવવામાં આવી રહ્યું છે. તાપીના મુખની પશ્ચિમે હજીરા અને પૂર્વે ડુમસ નામે હવાખાવાનાં સ્થળ આવેલાં છે. મીંઢોળા નદી તાપીથી આઠ કિ. મી. (પાંચ માઈલ) દક્ષિણે સમુદ્રને મળે છે. એના મુખને 'સચીન' કહે છે. પૂર્ણા મીંઢોળાથી ૧૬ કિ. મી. (દસ માઈલ) દક્ષિણે સમુદ્રને મળે છે. પૂર્ણાના મુખની દક્ષિણે આવેલા દાંડીમાં મીઠું બનાવવાનો ઉદ્યોગ ચાલે છે. પૂર્ણાની દક્ષિણે ૨૪ કિ. મી. (૧૫ માઈલ) પર અંબિકા અને અંબિકાથી ૧૩ કિ. મી. (આઠ માઈલ) દક્ષિણે ઔરંગા નદી સમુદ્રને મળે છે. અંબિકાના કિનારા પાસે ગણદેવી અને બિલિમોરા વસેલાં છે. ધરાસણા(તા. વલસાડ)માં મીઠું પકવવામાં આવે છે. ઔરંગાના કિનારા પાસે વલસાડ આવેલું છે. વલસાડ પાસે આવેલું તીથલ હવાખાવાનું સ્થળ છે. ઔરંગાના મુખથી ૯.૫ કિ. મી. (૭ માઈલ) દક્ષિણે ઉમરસાડી આગળ પાર નદી સમુદ્રને મળે છે. પારના મુખથી આઠ કિ. મી. (પાંચ માઈલ) દક્ષિણે કોલક નદી ઉદવાડા પાસે સમુદ્રને મળે છે. દમણગંગા દમણ પાસે સમુદ્રને મળે છે. નવસારીની દક્ષિણે બિલિમોરા, વલસાડ, ઉમરસાડી, મરોલી, ઉમરગામ વગેરે નાનાં બંદર આવેલાં છે. કીમથી દમણગંગા સુધીના સમુદ્રકાંઠા પાસેનો પ્રદેશ રેતીના ટેકરાઓ અને ખારાપાટથી ભરપૂર છે.

કચ્છના અખાતના મથાળાથી મુખ સુધીનો સૌરાષ્ટ્રનો ઉત્તર દિશાનો સમુદ્રકાંઠો લગભગ ૨૫૬ કિ. મી. (૧૬૦ માઈલ) લાંબો છે. એ કિનારા પર નવલખી, જોડિયા, બેડી, સિક્કા, સલાયા, પીંડારા, બેટ, ઓખા, આરંભડા વગેરે બંદર આવેલાં છે. હંસ્થલ અને જોડિયા વચ્ચેનો ભાગ સાંકડો મટોડાવાળો અને તમરિયાંની ઝાડીઓથી ભરપૂર છે. આજી અને ઊંડ નદી જોડિયા પાસે અખાતને મળે છે. જોડિયા બંદરી વેપારનું મથક છે. જોડિયાથી ઓખા સુધીના ભાગમાં સમુદ્રતટ ૭ થી નવ કિ. મી. (ચારથી ૭ માઈલ) સુધી અંદર વિસ્તરે છે; એની પાસે સંખ્યાબંધ ખડકો અને નાના બેટ આવેલા છે. કિનારા પાસે આવેલી તમરિયાંની ઝાડીઓ ખલાસીઓને સીમાચિહ્નની ગરજ સારે છે. જામનગરની ખાડીમાં બેડી બંદર આવેલું છે ને એની ઉત્તરે રોઝી ટાપુમાં પણ નાનું બંદર આવેલું છે. સિક્કામાં સિમેન્ટનું મોટું કારખાનું છે. સલાયા પાસે મીઠાનો ઉદ્યોગ ચાલે છે. જૂના જમાનામાં એ વહાણવટા માટે ઘણું જાણીતું હતું. ઓખા પાસેનો શંખોદ્ધાર બેટ સામાન્યતઃ 'બેટ' નામે ઓળખાય છે.

દ્વારકાની ભૂશિર કચ્છના અખાતને અરબી સમુદ્રથી જુદો પાડે છે. આ ભૂશિરને જગત–ભૂશિર કહેતા. દ્વારકા પશ્ચિમ ભારતનું મોટું તીર્થધામ છે. દ્વારકા પશ્ચિમ ભારતનું બારું ગણાતી. આ ભૂશિરથી સમુદ્રકાંઠો ઉત્તરપૂર્વ ત્રાંસ લઈ ઓખા બંદર તરફ અને દક્ષિણપૂર્વ ત્રાંસ લઈ દીવ ટાપુ તરફ વિસ્તરે છે. આ કિનારો લગભગ ૨૫૬ કિ. મી. (૧૬૦ માઈલ) લાંબો છે. એ કિનારા પર દ્વારકા, મિયાણી, પોરબંદર, માધવપુર, શીલ, માંગરોળ, વેરાવળ, સુત્રાપાડા, કોડીનાર વગેરે બંદર આવેલાં છે. આ કિનારા પાસે આવેલો પ્રદેશ સામાન્યતઃ સપાટ છે ને એની પાસે પવનથી ફૂંકાઈને થયેલા રેતીના ટેકરાઓની હારની હાર નજરે પડે છે. દ્વારકાની ઉત્તરે મીઠાપુરનું મોટું ઉદ્યોગનગર છે. દ્વારકામાં સિમેન્ટ બનાવવાનું કારખાનું છે. એની દક્ષિણે ઓખામઢી પાસે મીઠાના મોટા અગર છે. વેરાવળમાં મત્સ્ય–ઉદ્યોગ વિકસ્યો છે. ઓઝત સાથે ભાદર નદી નવીબંદર આગળ સમુદ્રને મળે છે ત્યાં અગાઉ મોટું બંદર હતું. માણાવદરથી નવીબંદર સુધીનો ભાગ નીચાણનો હોઈ ત્યાં ચોમાસામાં પાણી ભરાઈ રહે છે; એ ભાગને 'ઘેડ' કહે છે. માધવપુરથી પ્રાચી સુધીનો 'લીલી નાઘેર' તરીકે ઓળખાતો કાંઠાપ્રદેશ ઘણો ફળદ્રુપ અને રળિયામણો છે. અહીં નાળિયેરીનાં વૃક્ષો, નાગરવેલના મંડપો અને આંબાની વાડીઓ નોંધપાત્ર છે. દીવનો ટાપુ ૧૧ કિ. મી. (સાત માઈલ) લાંબો છે. દીવ પાસેના કિનારાથી ગોપનાથ સુધીનો દક્ષિણતટ લગભગ ૧૨૮ કિ. મી. (૮૦ માઈલ) લાંબો છે. આ તટ આગળનો પ્રદેશ ઘણો રમણીય છે. ભૂશિરો, મેદાનો અને તાડવૃક્ષોથી શોભતા આ પ્રદેશમાં અનેક બંદરો અને શહેરો આવેલાં છે; એમાં નવાબંદર, જાફરાબાદ અને મહુવા નોંધપાત્ર છે. નવાબંદર દેલવાડા પાસે આવેલું છે; ત્યાં વહાણવટા અને માછીમારીનો ધંધો ચાલે છે. ગોપનાથ ભૂશિરથી ખંભાતનો અખાત શરૂ થાય છે. આ અખાતનો પશ્ચિમ તટ લગભગ ૧૧૨ કિ. મી. (૭૦ માઈલ) લાંબો છે. અહીં સૌરાષ્ટ્રમાંથી આવતી શેત્રુંજી, કાળુભાર, ઉતાવળી, સુકભાદર, ભોગાવો વગેરે નદીઓ અખાતમાં મળે છે. આ કિનારા પર તળાજા, ઘોઘા, ભાવનગર, ધોલેરા વગેરે બંદર આવેલાં છે. ભાવનગરની ખાડી અંદરના ભાગમાં અગાઉ છેક વલભીપુર સુધી હતી; નદીના કાંપને લઈને એ માઈલો સુધી પુરાઈ ગઈ. શેત્રુંજી નદીના મુખથી અંદરનો ભાગ નીચો હોવાથી ત્યાં જુવાળ વખતે પાણી ફરી વળે છે. ગોપનાથ અને ઘોઘા વચ્ચેનો ૩૨ કિ. મી. (૨૦ માઈલ)નો કિનારો જરા ઊંચો છે. અહીં કોતર ઘણાં છે; ગામની નજીક ઝાડ પણ ઘણાં છે. ઘોઘા આગળનો કિનારો પણ જરા ઊંચાણમાં છે. ભાવનગર અને ખૂણબંદર (ધોલેરા પાસે) વચ્ચેના ભાગનો કાંઠો તમરિયાંની ઝાડીઓથી છવાયેલો છે.

એમાં વચ્ચે વચ્ચે નકામું બરછટ ઘાસ ઊગે છે. એમાં ઘણી ખાડીઓ છે. ભરતી વખતે પાણી અંદરના ભાગમાં ઘણે દૂર સુધી પથરાય છે. ઘોઘા પાસે પીરમનો બેટ અને ભાવનગર પાસે રોણિયો બેટ છે. ધોલેરાનું બંદર ખાડી પુરાઈ જવાથી નાનું થઈ ગયું છે.

કચ્છની પશ્ચિમે અરબી સમુદ્ર તથા દક્ષિણે કચ્છનો અખાત આવેલ છે. સમુદ્રનો કિનારો ઉત્તરપશ્ચિમથી દક્ષિણપૂર્વ તરફ ઢળતો છે અને અખાતનો કિનારો લગભગ અર્ધે સુધી દક્ષિણપૂર્વ તરફ અને મુંદ્રા બંદર પાસેથી ઉત્તરપૂર્વ તરફ ઢળે છે. આખો કિનારો લગભગ ૩૨૦ કિ. મી. (૨૦૦ માઈલ) જેટલો લાંબો છે. એ ઘણોખરો સીધો છે. માત્ર ક્યાંક ક્યાંક નાની નાળો આવેલી છે. પશ્ચિમે આવેલ કોરીનાળ સિંધુના લુપ્ત પૂર્વમુખનો અવશેષ છે. એની પાસે આવેલું નારાયણ સરોવર પણ હાલ ઘણું નાનું થઈ ગયું છે. કોટેશ્વર અને લખપતનાં પુરાણાં બંદર ઘણે અંશે પુરાઈ ગયાં છે. કચ્છ તરફનો કાંઠો નીચો, સપાટ અને મટોડાવાળો છે ને એમાં તમરિયાંની ઝાડીઓ હોય છે. સમુદ્રકાંઠાની અબડાસા તાલુકાથી માંડવી, મુંદ્રા અને અંજાર તાલુકા સુધીની જમીન સપાટ અને ફળદ્રુપ છે. આંબા, નાળિયેરી, ચીકુ વગેરેનાં ફળો તેમજ કપાસ, મગફળી, બાજરી વગેરે પાક થાય છે. સમુદ્રકાંઠા પાસેનો આ સપાટભાગ 'કંઠી' તરીકે ઓળખાય છે. એના પશ્ચિમ છેડા પાસે આવેલી જખૌની ખાડીમાં આઠદસ નાના બેટ આવેલા છે, જેમાંના ઘણાખરા ઉજ્જડ છે. જખૌ બંદર પર મીઠાના અગર છે. રુક્માવતીના મુખ પાસે આવેલું માંડવી બંદર વહાણવટા માટે જાણીતું છે. કેવડી અને ભૂખીના સંગમ પર આવેલ મુંદ્રાના બંદરમાં મીઠાના અગર આવેલા છે. એની ઈશાને આવેલું ભદ્રેશ્વર જૈન તીર્થ તરીકે જાણીતું છે. અંજારની દક્ષિણે તૂણાનું જૂનું બંદર છે, જ્યાંથી હાલ માછલીનું ખાતર પૂરું પાડવામાં આવે છે. મીઠાનું મોટું કારખાનું ધરાવતા જૂના કંડલા પાસે નવું કંડલા બંદર બાંધવામાં આવ્યું છે. કરાંચી પાકિસ્તાનમાં જતાં ભારત સરકાર તરફથી આ બંદરને મોટા બંદર તરીકે વિકસાવવામાં આવે છે. કચ્છના પૂર્વ ભાગમાં આવેલી વાગડ પ્રદેશની જમીન કાળી અને કપાસને અનુકૂળ છે; એની બંને બાજુએ રણ હોવાથી ત્યાં ઠંડી અને ગરમીનું પ્રમાણ વધારે રહે છે. કચ્છની પૂર્વે તથા ઉત્તરે આવેલી છીછરી ખાડીઓ સમય જતાં રણમાં ફેરવાઈ ગઈ છે. રણમાં જ્યારે ઉનાળામાં કોરીનાળમાંથી અરબી સમુદ્રની અને નકટી, કંડલા તથા હંસ્થલની નાળોમાંથી અખાતની મોટી ભરતીનાં પાણી ચડે છે ત્યારે એ સાથે અસંખ્ય દરિયાઈ કીટાણુઓ, શંખલાં વગેરે ખેંચાઈ આવે છે.[૩૧] કંડલા અને હંસ્થલની ખાડી વચ્ચેનો ભાગ સાંકડો,

મટોડાવાળો અને તમરિયાંની ઝાડીઓથી ભરપૂર છે. સમુદ્રકાંઠે કીચડવાળી નાળોમાં ચેરિયાં (તવર) ઊગે છે તે કિનારા ધોવાતા અટકાવે છે અને દુકાળના વખતમાં એના પાનનો લીલો ચારો ઢોરોને રાહતરૂપ નીવડે છે. ચેરનાં જંગલોમાં ઊંટ-ઉછેરનો ધંધો ચાલે છે. કચ્છના કાંઠાનો પ્રદેશ દરિયાખેડ તથા વહાણોના બાંધકામ માટે જાણીતો છે. અહીં તરેહતરેહનાં માછલાં મળતાં હોઈ મત્સ્ય-ઉદ્યોગ સારો ખીલ્યો છે; હવે મીઠાનો ઉદ્યોગ પણ વિકસવા લાગ્યો છે. કંડલામાં મીઠાનો મોટો ઉદ્યોગ ચાલે છે.

કચ્છનો અખાત અને કચ્છના નાના રણનો દક્ષિણકાંઠો કચ્છ અને સૌરાષ્ટ્રને અલગ પાડે છે. કંડલાથી હંસ્થલની નાળમાં થઈને અખાતને દક્ષિણકાંઠે આવેલ નવલખી બંદરે જવાનો સમુદ્રમાર્ગ એ કચ્છ અને સૌરાષ્ટ્ર વચ્ચેનો સહુથી સીધો અને ટૂંકો માર્ગ છે. અખાતમાં પાણીની ઊંડાઈ કચ્છ તરફના ભાગ કરતાં સૌરાષ્ટ્ર તરફના ભાગમાં વધારે છે. અખાતના મુખ આગળ એ સૌરાષ્ટ્રના કાંઠા પાસે ૨૫ થી ૩૦ વામ (વામ=પાા ફૂટ) ઊંડું છે. ત્યાંથી અંદરના ભાગમાં જતાં ઊંડાઈ ઓછી થતી જાય છે. છેક મથાળા આગળ ઊંડાઈ બે કે ત્રણ વામ જેટલી જ છે. હંસ્થલની ખાડીમાં ઠેકઠેકાણે ૬ થી ૧૨ વામની ઊંડાઈ છે.[૩૨] અખાતના મુખ આગળ ભરતી ૪.૫૧ મીટર (૧૪.૮ ફૂટ) અને મથાળા આગળ ૬.૧૬ મીટર (૨૦.૨ ફૂટ) ચડે છે.[૩૩] અખાત મથાળા આગળ ૧૩ કિ. મી. (આઠ માઈલ) અને મુખ આગળ ૪૦ કિ. મી. (૨૫ માઈલ) પહોળો છે.

ગુજરાતનાં બંદરોમાં કંડલાને સહુથી મોટા બંદર તરીકે વિકસાવવામાં આવી રહ્યું છે; ત્યાં ઘણાં વહાણ આવી શકે તેવો મોટો ધક્કો બાંધવામાં આવ્યો છે. ઓખા અને ભાવનગરમાં જહાજો કિનારે ધક્કા ઉપર નાંગરી શકે છે ને બારે માસ કામ કરી શકે છે. નવલખી, જામનગર અને સિક્કા પણ બારમાસી બંદરો છે, જ્યારે માંડવી, પોરબંદર, વેરાવળ અને ભરૂચ બંદર ચોમાસા સિવાય કામમાં આવે છે. કંડલા ઉચ્ચ કક્ષાનું બંદર છે; માંડવી, બેડી, નવલખી, ઓખા, પોરબંદર, વેરાવળ, ભાવનગર અને ભરૂચ મધ્યમ કક્ષાનાં બંદર છે, ને બાકીનાં નાનાં બંદર છે.[૩૪]

## ૪. જમીનના મુખ્ય પ્રકાર[૩૫]

ઉત્તર ગુજરાતની જમીન મોટે ભાગે રેતાળ છે ને એમાં જાડી રેતીનું પ્રમાણ ઘણું છે. સેંદ્રિય દ્રવ્યો અને નાઈટ્રોજન એમાં પૂરતા પ્રમાણમાં નથી. તળ જમીન ખોદીને તૈયાર કરેલા કૂવાનાં પાણી ખૂબ ક્ષારવાળાં હોઈ પીત કે

સિંચાઈ માટે ભાગ્યેજ કામ લાગે છે. ઊંડાં બોરિંગો દ્વારા સારું પાણી મળી શકે છે. પશ્ચિમ ભાગમાં ક્ષારનું પ્રમાણ વધારે છે. કોઈ કોઈ સ્થળે કાળી જમીન પણ જોવામાં આવે છે.

અમદાવાદ જિલ્લામાં કાળી અને ગોરાડુ એ બે જાતની જમીન આવેલી છે. કાળી જમીનમાં ચીકણી માટીનું પ્રમાણ બહુ નથી; એમાં માટી લગભગ ૨૦ ટકા અને રેતી લગભગ ૪૦ ટકા છે. આમાંની કેટલીક જમીન ઊંડી છે ને ચોમાસામાં પાણી ચૂસીને સંઘરી રાખવાની શક્તિ ધરાવે છે. આ સંઘરેલા પાણીનો ઉપયોગ કઠોળ અને ઘઉંના શિયાળુ પાકને ખાસ અનુકૂળ નીવડે છે. કાળી જમીનની તળે થોડી ઊંડાઈએ ચૂનાના કંકરના થર આવેલા હોઈ એ ક્ષાર નુકસાનકારક નીવડે છે. ગોરાડુ જમીન ફળદ્રુપ છે ને ખાતર અને સિંચાઈની જોગવાઈ થતાં સારું ઉત્પાદન આપે છે.

ચરોતરની જમીન એકંદરે ઘણી ફળદ્રુપ છે. આ જમીન ઝીણી રેતી અને માટીના મિશ્રણની કુમાશવાળી જમીન છે. વધારે સારી જાતની જમીનમાં માટીનું પ્રમાણ દસ ટકાથી વધુ અને રેતીનું પ્રમાણ ૭૦ ટકાથી ઓછું હોય છે. સાબરમતી અને મહી નદીના કાંઠાની જમીન ઝાંખા પીળા રંગની અને દાણાદાર છે; એ નમૂનેદાર ગોરાડુ જમીન છે. અંદરના વિસ્તારમાં જમીનનો રંગ ઝાંખો ભૂખરો થાય છે ને બેસર જમીન સાથે એ ભળી જાય છે. બેસર જમીન રંગે ભૂખરી છે; કાળી અને ભાઠાની જમીન કરતાં એનો રંગ ઝાંખો છે. નીચાણવાળા વિસ્તારમાં કાળી જમીન મળી આવે છે; એ નદીઓનાં પૂરનાં પાણીથી જમા થયેલ સારાં પોષક દ્રવ્યો ધરાવે છે. આ દ્રવ્યો માંડ છ થી આઠ ફૂટ ઊંડે પહોંચે છે ને તેથી એ જમીન ખરી કાળી જમીનનાં લક્ષણ ધરાવતી નથી. નદીના કાંઠાની ભાઠાની જમીન ફળદ્રુપ છે ને એમાં ખાતર વિના પણ સારા પ્રમાણમાં પાક લઈ શકાય છે.

પંચમહાલ જિલ્લાની જમીન ગુજરાતના અન્ય વિભાગોની જમીનથી ઘણી જુદી પડે છે. આ જમીન ધસડાઈ આવેલા કાંપની નહિ, પણ નીચે રહેલા ગ્રેનાઈટ અને નીસના ખડકોમાંથી છૂટા પડેલા કણોની બનેલી છે. એ ઝાંખા રંગની, છીછરી અને ઓછી ફળદ્રુપ છે. નીચાણના ભાગોમાં આવેલી જમીન રંગે કાળી, માટીવાળી અને ફળદ્રુપ છે; એમાં પાણી સંઘરી રાખવાની શક્તિ ઘણી હોવાથી એમાંથી દર વર્ષે ખરીફ (ચોમાસુ) તથા રવી (શિયાળુ) પાક લેવાય છે. ઊંચાણવાળાં સ્થળોની જમીન પથરાળ, કાંકરાવાળી, છીછરી, ઝાંખી અને ઓછી ફળદ્રુપ છે.

વડોદરા જિલ્લાના ઉત્તર ભાગમાં ગોરાટ અને દક્ષિણ ભાગમાં કાળી જમીન મળી આવે છે. આ બંને જાતની જમીન કાંપવાળી છે. કાળી જમીનમાં ૫૦ ટકા કરતાં ઓછી રેતી આવેલી છે, જ્યારે ગોરાટ જમીનમાં ૬૦ થી ૮૦ ટકા રેતી હોય છે. આ વિસ્તારની કાળી જમીન ખરી કાળી જમીનનાં લક્ષણ ધરાવતી નથી; એનું અંતરપડ રેતાળ છે, જેમાં કેટલેક સ્થળે મરડિયા અને કેટલેક સ્થળે માટી આવેલ છે. ગોરાટ જમીનમાં સેંદ્રિય દ્રવ્યો અને નાઇટ્રોજન પૂરતા પ્રમાણમાં નથી. દક્ષિણમાં આવેલી કાળી જમીનમાં માટીનું પ્રમાણ વધુ નથી, જ્યારે પૂર્વમાં આવેલી કાળી જમીનમાં એ વધુ છે. આ વિભાગમાં જે ગોરાટ તરીકે ઓળખાય છે તે ખરી રીતે મધ્યમ કાળી જમીન છે.

દક્ષિણ ગુજરાતમાં કપાસને અનુકૂળ કાળી જમીન આવેલી છે. નદીઓના કાંપને લઈને કાળી જમીન ઠીક ઠીક ઊંડી હોય છે. ઉનાળામાં એમાં ઊંડી ચિરાડો પડે છે. આ ચિરાડો ઘણી વાર ૧ ઇંચ પહોળી અને ૧૦ ફૂટ જેટલી ઊંડી હોય છે, આથી કાળી જમીન પોતાની મેળે જ ખેડાય છે એવું કહેવાય છે. પશ્ચિમ તરફ જતાં જમીનમાં માટીનું પ્રમાણ વધતું જાય છે. સમુદ્રકાંઠા તરફ ખારી જમીનના પટ આવે છે. કાળી જમીનમાં માટી, કાંપ અને રેતીનું લગભગ સરખું પ્રમાણ હોય છે; મુખ્યત્વે એમાં કપાસનું વાવેતર થાય છે. ભારે વરસાદમાં પાણીથી ચિરાડો ભરાઈ જાય છે ત્યારે ભારે ચીકાશને લીધે એને ખેડી શકાતી નથી; જેમાં પાણીનો નિતાર સારી રીતે થઈ શકતો હોય તેવા થરવાળી જમીનને જ સિંચાઈ માફક આવે છે. ખરીફ પાકને બદલે ઘઉં, અળશી, ચણા વગેરે રવી પાક માટે એ માફક આવે છે. ભાઠાની જમીન તથા ગોરાટ જમીન બાગાયત માટે કામ લાગે છે. નદીઓના કાંઠા પર જમા થયેલ કાંપની ફળદ્રુપ જમીનને 'ભાઠાની જમીન' કહે છે. ભાઠાની જમીનમાં લગભગ ૨૦ ટકા માટી અને ૬૦ ટકા રેતી હોય છે; ગોરાટ જમીનમાં રેતીનું પ્રમાણ ૮૦ ટકા જેટલું અને માટીનું પ્રમાણ ૬ થી ૧૦ ટકા જેટલું જ હોય છે.

સૌરાષ્ટ્રમાં ખેતીને લાયક જમીન મોટે ભાગે સપાટ અને મધ્યમ કાળી જાતની છે. ડુંગરાળ પ્રદેશમાં છીછરી અને મોટે ભાગે મરડિયાવાળી જમીન છે; એમાં માટીનું પ્રમાણ ઘણું ઓછું છે ને એ ઓછી ફળદ્રુપ છે. પાતાળ કૂવાઓમાંનાં મોટા ભાગનાં પાણી ખૂબ ક્ષારવાળાં નીકળે છે.

ભાલની જમીન કાળી અને ભેજનો સંગ્રહ કરે તેવી છે; ક્ષારને કારણે કેટલીક જમીન પડતર રહે છે.

કચ્છની જમીન છીછરી અને પથ્થરવાળી છે. મોટા ભાગની જમીન ખારવાળી છે. ત્યાંની ખેતીને લાયક જમીનમાં નાઇટ્રોજનનું પ્રમાણ ઘણું ઓછું છે.

વરસાદની ઋતુમાં ગુજરાતની જમીનોમાં સેંદ્રિય દ્રવ્યોનું પ્રમાણ વધારે રહે છે. જમીન સુકાઈ જતાં એ દ્રવ્ય છૂટાં પડી જાય છે. સિંચાઈ દ્વારા જમીનને ભીની રાખવામાં આવે તો એ જમીનમાં સેંદ્રિય દ્રવ્ય પૂરતા પ્રમાણમાં રહે છે. ગુજરાતની જમીનોમાંથી ખેતીની મોસમમાં પાકની વૃદ્ધિ માટે જરૂરી પોટાશિયમ જોઈએ ત્યારે પૂરતા પ્રમાણમાં મળી રહે છે.

## ૫. આબોહવા[૩૬]

ગુજરાતની આબોહવા એકંદરે સમશીતોષ્ણ છે. ઉત્તરના ભાગોમાં આબોહવા સૂકી અને દક્ષિણના ભાગોમાં ભેજવાળી હોય છે. અરબીસમુદ્ર અને અખાતોની અસર નીચેના ભાગોમાં ગરમીનું પ્રમાણ ઓછું રહે છે ને આબોહવા વધારે ખુશનુમા અને આરોગ્યપ્રદ રહે છે. પૂર્વ સીમા પર આવેલા વન-આચ્છાદિત પર્વતો અને ડુંગરોને લીધે પણ આબોહવામાં ગરમીની તીવ્રતા ઓછી રહે છે.

સામાન્ય રીતે અહીં શિયાળો, ઉનાળો અને ચોમાસું એમ ત્રણ ઋતુઓ આવે છે શિયાળો સામાન્ય રીતે નવેમ્બરથી ફેબ્રુઆરી સુધી રહે છે. વધારેમાં વધારે ઠંડી જાન્યુઆરીમાં પડે છે. શિયાળામાં ઉષ્ણતામાન દિવસે ૨૧° થી ૩૮° સે. (૭૦° થી ૧૦૦° ફે.) સુધી અને રાત્રે ૧° થી ૨૦° સે. (૩૦° થી ૬૭° ફે.) સુધી રહે છે. આ ઋતુ દરમ્યાન આકાશ સ્વચ્છ હોય છે ને ઉત્તર તરફના ઠંડા સૂકા પવન વાય છે. પશ્ચિમ દિશાથી તોફાની વાયરા વાય છે ત્યારે સખત ઠંડીનું મોજું ફરી વળે છે, ભયંકર પવન ફૂંકાય છે, ને ક્યારેક વરસાદ પણ પડે છે.

માર્ચ મહિનામાં ઉનાળો બેસતાં ધીમે ધીમે ઉષ્ણતા વધતી જાય છે. મે માસમાં સખત ગરમી પડે છે. જૂનમાં આકાશમાં વાદળો ઘેરાતાં ગરમીનું પ્રમાણ ઘટવા લાગે છે. ઉનાળામાં સામાન્ય રીતે ૩૭° થી ૪૭° સે (૯૮° થી ૧૧૬° ફે.) સુધી ઉષ્ણતામાન રહે છે.

ગુજરાતમાં વર્ષનો ૯૦ થી ૯૫ ટકા જેટલો વરસાદ ચોમાસા દરમ્યાન પડે છે. આ વરસાદ દક્ષિણપશ્ચિમ દિશામાંથી આવતા ભેજવાળા પવનો પર તથા બંગાળાના ઉપસાગરમાં થતા દબાણની વધઘટ પર આધાર રાખે છે. સામાન્ય રીતે

વધારે વરસાદ જુલાઈમાં પડે છે. કિનારાની પટ્ટી પર ભરૂચ સુધી વરસાદનું પ્રમાણ વધતું જાય છે, તે ઉત્તર તરફ જતા ઘટતું જાય છે. વડોદરાની પૂર્વે આવેલા છોટાઉદેપુર–બારિયા પ્રદેશમાં વરસાદનું પ્રમાણ વધારે છે એમાં સાતપૂડા અને વિંધ્ય હારમાળાના પશ્ચિમ છેડાની અસર કારણરૂપ છે. આડાવલી પર્વતના દક્ષિણ છેડાની અસરને લઈને આબુ પ્રદેશમાં વરસાદનું પ્રમાણ વધારે છે. ગિરનાર પર્વત અને ગીરની ડુંગરમાળાની અસરને લીધે જૂનાગઢથી લઈને જિલ્લાના દક્ષિણપશ્ચિમ ભાગમાં વરસાદ વધારે પડે છે. ભરૂચ–ડીસાથી પશ્ચિમ તરફ વરસાદનું પ્રમાણ ઘટતું જાય છે. સૌરાષ્ટ્ર અને કચ્છના પશ્ચિમ ભાગમાં વરસાદનું પ્રમાણ ઘણું ઓછું છે. ગુજરાતમાં સહુથી વધુ વરસાદ ડાંગ પ્રદેશમાં પડે છે; ત્યાં ગયા દાયકામાં એક વર્ષે ૧૯૪.૨ સે. મી. જેટલો વરસાદ પડેલો. બનાસકાંઠામાં વરસાદ ૭૮ સે. મી. જેટલો ઓછો પડે છે. સૌરાષ્ટ્રમાં સરેરાશ વરસાદ ૫૦ સે. મી. થી ૬૨ સે. મી. પડે છે, જ્યારે કચ્છમાં માંડ ૩૦ સે. મી. જેટલો વરસાદ પડે છે; ત્યાં ક્યારેક આઠ સે. મી. જેટલો ઓછો વરસાદ પણ નોંધાયો છે. સપ્ટેમ્બરમાં ચોમાસું હઠવા લાગે છે ને ઑક્ટોબરમાં ઋતુમાં ઘણું પરિવર્તન થાય છે. ચોમાસા અને શિયાળા વચ્ચેના આ માસમાં આબોહવા ખુશનુમા અને આરોગ્યપ્રદ રહે છે.

સિંચાઈ માટે નદીઓ, કૂવાઓ અને તળાવો ઉપરાંત હવે નહેરો અને પાતાળકૂવાઓની સગવડ થતી જાય છે.

## ૬. ખનિજો[૩૭]

ગુજરાતમાં ખનિજસંપત્તિ વિશે વધુ ને વધુ શોધખોળ થતી જાય છે. ખનિજ તેલ અને કુદરતી ગૅસનાં મથક ખંભાતના અખાતની આસપાસના વિસ્તારમાં લગભગ બધી બાજુએ ઠેકઠેકાણે મળતાં જાય છે. કેટલીક જગ્યાએ કોલસા અને લિગ્નાઇટનો જથ્થો મળવા લાગ્યો છે. ધાતુઓમાં સોના અને રૂપા જેવી કિંમતી ધાતુઓની નિશાનીઓ મળવા લાગી છે, પરંતુ એ બાબતમાં હજી વધુ અન્વેષણ કરવું પડે એમ છે

લોહમય ધાતુઓમાં કેટલાંક સ્થળોએ લોખંડ ગાળવાનો ધંધો ચાલતો હતો, પરંતુ હાલ લોખંડની કાચી ધાતુઓ (હીમેટાઈટ વગેરે)ની કોઈક સ્થળોએ નિશાની મળે છે. પંચમહાલ જિલ્લામાં શિવરાજપુર પાસે માઈલો સુધી મૅંગેનિઝની કાચી ધાતુ પથરાયેલી છે. છોટાઉદેપુર, બારિયા વગેરે કેટલાંક બીજાં સ્થળોએ પણ મૅંગેનિઝ મળી આવવાની નિશાનીઓ દેખાય છે. પોલાદને સખત કરવામાં મૅંગેનિઝની જેમ જેનો ઉપયોગ થાય છે તે ટંગ્સ્ટનની કાચી ધાતુ

આડાવલીના સ્ફટિકોમાંથી તથા પંચમહાલ જિલ્લાના ફ્લિટના પથ્થરોમાંથી મળી આવે છે. બિન-લોહ ધાતુઓમાં અહીં તાંબું, સીસું, જસત અને ઍલ્યુમિનિયમની ધાતુઓ મળે છે. બનાસકાંઠામાં શિરોહી તથા અંબાજી નજીક તાંબું ગાળવાની ભઠ્ઠીઓ હતી. શિરોહી પાસે, છોટાઉદેપુર પાસે, ભાયાવદર પાસે અને શિહોર પાસે તાંબાની કાચી ધાતુ હોવાનું જાણવા મળે છે. બનાસકાંઠા અને પંચમહાલમાં સીસાની કાચી ધાતુ મળે એમ લાગે છે. પંચમહાલમાં જાંબુઘોડા પાસે જસતની કાચી ધાતુ મળે એમ જણાય છે. ખેડા જિલ્લામાં કપડવંજ તાલુકામાં બૉક્સાઈટનો મોટો જથ્થો પડેલો છે. બૉક્સાઈટમાંથી ઍલ્યુમિનિયમ નીકળે છે. પંચમહાલ અને છોટાઉદેપુરના પ્રદેશોમાં યુરેનિયમ વગેરે મળવાની નિશાની મળી છે ને ઈડર પાસે થોરિયમની કાચી ધાતુનાં એંધાણ મળ્યાં છે. આ ધાતુઓ અણુશક્તિના ઉત્પાદનમાં ઉપયોગી છે.

બનાસકાંઠામાં કેટલીક જગ્યાએ કલાઈ, તાંબું અને મૅંગેનીઝ નીકળે છે. એ ઉપરાંત અમુક સ્થળોએ ગંધક, અબરખ, સુરોખાર, ઘસિયું મીઠું, અડદિયો પથ્થર, આરસ, ખડી, રાતી માટી, પીળી માટી વગેરે નીકળે છે.

બાંધકામ માટેના પથ્થરોમાં ગ્રૅનાઈટ સંખેડા તાલુકામાં અને ગ્રૅનાઈટ-નાઈસ બનાસકાંઠા, સાબરકાંઠા અને પંચમહાલ જિલ્લામાં મળે છે. સારી જાતનો સૅન્ડસ્ટોન ગુજરાતમાં અખૂટ પ્રમાણમાં મળે છે, ખાસ કરીને હિંમતનગર, નાથકૂવા (પંચમહાલ) અને સોનગઢ પાસે તેમજ ધ્રાંગધ્રા પાસેની ખાણોમાં. કવાર્ટ્ઝાઈટ સૅન્ડસ્ટોન વડોદરા જિલ્લાના બાઘ સ્તરોમાં તેમજ રાજપીપળા પ્રદેશમાં મળે છે. સુરત જિલ્લામાં અને ઈડર પ્રદેશમાં મળી આવતો ચૂનાનો પથ્થર બાંધકામ માટે સારો કામ લાગે છે, પરંતુ પશ્ચિમ સૌરાષ્ટ્રમાં મળી આવતો 'પોરબંદર પથ્થર' એ માટે સર્વોત્તમ છે. સ્લેટ પંચમહાલ જિલ્લાની ખાણોમાં સારા પ્રમાણમાં રહેલો છે.

સુશોભન માટેના પથ્થર પણ ગુજરાતમાં વિપુલ પ્રમાણમાં મળે છે. પાલણપુર, ઈડર, પંચમહાલ અને વડોદરા વિસ્તારમાં મળતા ગ્રૅનાઈટ-નાઈસ નકશી કામ માટે સારા કામ લાગે છે ને એના પર ભારે પૉલિશ થઈ શકે છે. ગુજરાતમાં આરસપહાણનો પણ સારો જથ્થો છે. બનાસકાંઠામાં આરાસુર વિસ્તારમાં પુષ્કળ પ્રમાણમાં સફેદ આરસપહાણ મળે છે. ઈડર, શિરોહી, પાલણપુર અને પંચમહાલમાંથી પણ સફેદ આરસપહાણ મળે છે. રાજપીપળામાંથી સફેદ, કાળો અને લીલો આરસપહાણ મળી આવે છે. સંખેડા તાલુકામાંથી લીલો, ગુલાબી, ભૂખરો, નીલ અને પીળો આરસપહાણ મળે છે.

ગુજરાતમાં ચૂનો અને સિમેન્ટ બનાવવા માટે જોઈતી સામગ્રી પૂરતા પ્રમાણમાં મળી આવે છે. એમાં ચૂનાનો પથ્થર ઘણો કામ લાગે છે. એ ખાસ કરીને પોરબંદર, માંગરોળ-સોરઠ, બનાસકાંઠા અને વાડાસિનોર વિસ્તારમાં મળે છે. તળ-ગુજરાતમાં નદીઓના કાંપમાં અને જમીનનાં આવરણો નીચે મળતો કંકર પણ ચૂનો અને સિમેન્ટ બનાવવા માટે કામ લાગે છે.

મહેસાણા જિલ્લામાં, ઈડર પાસે અને સૌરાષ્ટ્રના ઉત્તર ભાગમાં ચિનાઈ માટી મળી આવે છે. ગુજરાતમાં બૉક્સાઈટ ઉપરાંત સ્ટીએટાઈટ, ડોલોમાઈટ, સિલિકા અને ફેલ્ડસ્પાર જેવા અદ્રાવ્ય પદાર્થ પણ કેટલેક ઠેકાણે મળે છે. વડોદરા, સાબરકાંઠા અને મહેસાણા જિલ્લામાં કાચ બનાવવા માટેની રેતી પૂરી પાડતો રેતીનો પથ્થર કેટલીક જગ્યાએ મળે છે. વડોદરા જિલ્લામાં, રાજપીપળા પાસે અને ઉત્તર સૌરાષ્ટ્રમાં રંગ બનાવવા માટેની વિવિધ માટી મળે છે.

અર્ધ-કિંમતી પથ્થરોમાં અકીક સહુથી વધુ પ્રમાણમાં મળે છે. અકીકની ખાણો ખાસ કરીને રાજપીપળા પાસે આવેલી છે. કેટલેક ઠેકાણે અકીક ઉપરાંત ફ્લિન્ટ, જેસ્પર અને કાર્નેલિયન પણ મળે છે.

એસ્બેસ્ટોસ સાબરકાંઠામાં ઈડર પાસેજ મળ્યો છે. જિપ્સમ (હરસોઠ) રાજપીપળા પાસે, ઓખામંડળમાં, ઘોઘા પાસે, નવાનગર પાસે અને કચ્છના તટપ્રદેશમાં મળે છે. ઈડર, દાંતા, છોટાઉદેપુર અને જાંબુઘોડા પાસે ઊતરતી કોટિનું અબરખ મળે છે. ભરૂચ, જંબુસર, જૂનાગઢ અને કચ્છમાં મળતી ઊસના જેવી માટી ખનિજ તેલક્ષેત્રોના શારકામમાં તેમજ ખનિજ તેલ અને વનસ્પતિ તેલો શુદ્ધ કરવામાં વપરાય છે. દક્ષિણ ગુજરાતમાં, સૌરાષ્ટ્રમાં તથા ખારાઘોડા (જિ. અમદાવાદ)માં મીઠું પકવવામાં આવે છે. કચ્છના રણનું મીઠું કડવું હોઈ ભાગ્યેજ વપરાય છે.

ભૂસ્તરીય અન્વેષણો તથા ઔદ્યોગિક વિકાસ-યોજનાઓ દ્વારા ગુજરાતમાં વધુ ને વધુ ખનિજસંપત્તિ મળવા સંભવ છે.

## ૭. માનવ-જીવન પર અસર[૩૮]

ગુજરાતમાં કેટલીક આદિમ જાતિઓના માનવ વસતા. તેઓમાંના ઘણા પહાડો અને જંગલોમાં વસતા, અરણ્ય-સંસ્કૃતિ ધરાવતા અને લડાયક વૃત્તિના હતા. સમુદ્રકાંઠા પાસે વસતા તથા નર્મદા અને તાપી જેવી મોટી નદીઓના કાંઠા પાસે વસતા માછીમારો મછવા ચલાવવાનો અને વહાણવટાનો ય ધંધો

કરતા થયા. ગુજરાત દેશના ધોરીમાર્ગોથી કંઈક દૂર રહી જતું, છતાં મારવાડ, મેવાડ, માળવા, ખાનદેશ વગેરે પડોશી પ્રદેશો સાથે એ ઠીક ઠીક વ્યવહાર ધરાવતું. વળી સમુદ્રકાંઠાને લઈને એ સિંધ અને કોંકણ જેવા પ્રદેશો સાથે જળમાર્ગેથી વ્યવહાર ધરાવતું, આથી સમય જતાં દેશના અને દુનિયાના બીજા ભાગોમાંથી અવારનવાર કેટલીક અન્ય જાતિઓનાં માનવકુલ અહીં આવી વસ્યાં. એમાંની કેટલીક જાતિઓ લડાયક વૃત્તિની હતી તે બહુધા કચ્છ અને સૌરાષ્ટ્રમાં ખુલ્લાં મેદાનોમાં વસીને પોતપોતાના પ્રદેશનાં સંરક્ષણ તથા વિસ્તાર માટે તેમજ પરસ્પર ટંટાફિસાદ તથા વેરઝેર માટે ક્યારેક ધીંગાણાં કરી બેસતી, પરંતુ બાકીના સમયમાં ખેતી, પશુપાલન અને હુન્નરકલાઓના ધંધારોજગાર સંભાળતી. તળ-ગુજરાતના ફળદ્રુપ વિસ્તારોમાં વસતી પ્રજા બહુધા ખેતી અને હુન્નર-ઉદ્યોગના વ્યવસાયમાં પરાયણ રહેતી ને એમાંનો કેટલોક વર્ગ વેપારવણજ ખીલવતો. સમુદ્રકાંઠા પાસે માછલાં મારવા ઉપરાંત કેટલેક ઠેકાણે મીઠું પકવવાનો ધંધો ચાલતો. ખારવાઓ દેશવિદેશના વહાણવટામાં પાવરધા થતા ગયા ને સાહસિક વેપારીઓ સમુદ્રપારના વેપારવણજને વિકસાવવા લાગ્યા. કચ્છ અને સૌરાષ્ટ્રના ભૂ-ભાગની રૂક્ષતાએ તથા અલ્પ વિકસિતતાએ આ સાહસિકતાને સવિશેષ ખીલવી. ભરૂચ, વલભી, વેરાવળ, માંગરોળ-સોરઠ, પોરબંદર, દ્વારકા, માંડવી, ખંભાત, સુરત વગેરે બંદરો દેશવિદેશના દરિયાઈ વેપારનાં મથક બન્યાં. ગુજરાતના સાહસિક વેપારીઓ એશિયા, આફ્રિકા અને યુરોપના દેશોની સફર ખેડતા, ત્યાં પોતાની પેઢીઓ ખોલતા, ને ક્યારેક ત્યાં કાયમી વસવાટ પણ કરતા. મધ્ય અને દક્ષિણ ગુજરાતના પાટીદારો પણ કમાણી કરવા દેશાવર જવામાં સક્રિય ભાગ લેતા થયા. આમ પ્રાકૃતિક લક્ષણોએ માનવજીવનના ઘડતરમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો ને પરિણામે ગુજરાતની પ્રજાના માનસમાં મુખ્ય પ્રકૃતિ વેપારીની ઘડાઈ. મળતાવડો સ્વભાવ, કલહભીરુતા, શાંતિપ્રિયતા, ઘરછોડની વૃત્તિ, દૂરંદેશી, વિશાળ દૃષ્ટિ ઇત્યાદિ લક્ષણો વ્યાપક બન્યાં. જે આગંતુકો, નિર્વાસિતો, વેપારીઓ અને આક્રમણકારો ગુજરાતમાં આવી વસ્યા તે સહુને ગુજરાતે પોતાનામાં સમાવી લીધા ને એ સહુમાં વત્તેઓછે અંશે એ લક્ષણ ખીલતાં ગયાં.

નાનાંમોટાં રજવાડાં સ્થપાતાં એમાં લડાયકવૃત્તિ ઉપરાંત મુત્સદ્દીગીરી અને કાવાદાવાની વૃત્તિ પણ ઠીક ઠીક ખીલી. આ વૃત્તિ સંખ્યાબંધ રજવાડાં ધરાવતા સૌરાષ્ટ્રમાં સવિશેષ ખીલી. રાજાઓ, અધિકારીઓ, શ્રેષ્ઠીઓ અને સાહસિકોમાં કેટલાક મેધાવી તરીકે પણ તેજસ્વી નીવડ્યા. સ્વભાવની સમતાએ પ્રજાના મોટા વર્ગમાં ધાર્મિકતા અને ભાવિકતાના સંસ્કાર ખીલવ્યા.

વેપારવણજની વૃત્તિએ સંપત્તિ તથા સખાવતની ભાવના વધારી તેમજ મોટા વેપારઉદ્યોગ ખીલવ્યા, તો વિદ્યાકલાની અભિરુચિએ સાહિત્ય, કલા અને હુન્નરની અભિવૃદ્ધિ કરી.

## પાદટીપો

1. *Census of India, 1961, Vol. V, Gujarat, Part I-A (i)*, p. 89. ગુજરાત રાજ્યના સર્વેક્ષણ ખાતા પ્રમાણે આ વિસ્તાર ત્યારે ૧,૮૪,૦૩૪.૫ ચોરસ કિ.મી. અથવા ૭૧,૦૫૫.૮ ચોરસ માઈલ હતો (એજન). ત્યાર પછી આ વિસ્તારમાં કંઈક ઘટાડો થયો છે. ગુજરાત સરકારના માહિતી ખાતાના ૧૯૬૮ના તથા ૧૯૬૯ના વાર્ષિક સંદર્ભ-ગ્રંથમાં તથા ૧૯૭૦ની મેજ ડાયરીમાં રાજ્યનો વિસ્તાર ૧,૮૭,૦૯૧ ચોરસ કિ. મી. જણાવ્યો છે. જે ભારતના સર્વેક્ષણ ખાતાના જણાવ્યા પ્રમાણે તા. ૧-૧-૧૯૬૬ નો વિસ્તાર છે. (પૃ. ૧)

૨. સંસ્કૃત શબ્દકોશ कच्छનો અર્થ કિનારો તેમજ અનૂપ (marsh) આપે છે અમરકોશ 'जलप्रायमनूपं स्यात् पुंसि कच्छस्तथाविधः' (પંક્તિ ૫૭૭) આપે છે.

૩. રામસિંહ રાઠોડ, "કચ્છનું સંસ્કૃતિ દર્શન", પૃ. ૨૫૧

૪ એજન, પૃ. ૨૪૩-૪૪

૫. એજન, પૃ. ૨૪૪

૬-૮. એજન, પૃ. ૨૪૫

૯ સિકંદરે ઈ. પૂ. ૩૨૫માં આ પ્રદેશની મુલાકાત લીધી ત્યારે ત્યાં મોટું સરોવર હતું ને એમાં ઘણાં મોટાં દરિયાઈ માછલાં થતાં. સિકંદરે સિંધુ નદીને માર્ગે એમાં બે સફર કરેલી ને બીજી સફર દરમ્યાન ત્યાં વહાણોની સલામતી માટે બંદરી આશ્રય બાંધવાનું ફરમાવેલું (*B. G.*, Vol. V, p. 15). *Periplus*(૧લી સદી)માં કચ્છના રણની જગ્યાએ ઇરિનોન(इरिण)નો અખાત (નાનો ને મોટો) જણાવ્યો છે ને એ એઠમાં પાણી સાવ છીછરાં હોવાનું નોંધ્યું છે (ફકરો ૪૦).

૧૧-૧૨. *B. G.*, Vol. VIII, p. I

૧૩. એજન, પૃ. ૫૫૯. ચોમાસામાં એનું પાણી મીઠું હોય છે, પણ જમીનની અંદર રહેલા ક્ષારને લઈને એ તરત જ ખારાશ પડતું થઈ જાય છે.

૧૪. V. A. Janki, "Physical Features", *Indian National Congress, 66th Session, Bhavnagar, Souvenir*, Part III, pp. I. ff.

૧૫. નર્મદાશંકર લા. કવિ, "ગુજરાત સર્વસંગ્રહ", પૃ. ૨-૩; શિવશંકર શુક્લ, "પહાડો, નદીઓ અને યાત્રાધામો", ગુજરાત-એક પરિચય, પૃ. ૫૨

૧૬-૧૭ *B. G.*, Vol. VIII. pp. 9 ff; શિવશંકર શુક્લ, એજન, પૃ. ૫૨-૫૩

૧૮. વર્ણન માટે જુઓ રામસિંહ રાઠોડ, "કચ્છનું સંસ્કૃતિદર્શન", પ્રકરણ ૧૯ (પૃ. ૧૫૭–૧૬૧).

૧૯. "ચરોતર સર્વસંગ્રહ", વિભાગ ૧, પૃ. ૧૨–૧૭

૨૦. ફળદ્રુપતાને લઈને "ચરોતર" નો અર્થ સામાન્યતઃ "ચારુતર" (વધારે સુંદર-રળિયામણો) ઘટાવવામાં આવતો, પરંતુ એનો ખરો અર્થ "ચતુરુત્તર(શત)" અર્થાત્ ૧૦૪ ગામોનો સમૂહ થાય છે. વિનયચંદ્ર-સૂરિની काव्यशिक्षा(પૃ ૫૩)માં પેટલાદ વગેરે ૧૦૪ ગામોના પ્રદેશનો ઉલ્લેખ આવે છે. "ચિડોત્તર" નો પણ એ જ અર્થ છે ("ચરોતર સર્વસંગ્રહ", વિભાગ ૧, પૃ. ૮૫૩–૫૫)

૨૧. એજન, પૃ. ૮–૧૦

૨૨ *B. G.*, Vol VIII, pp. 559 f

૨૩. રામસિંહ રાઠોડ, "કચ્છનું સંસ્કૃતિદર્શન", પૃ. ૧૧

૨૪. એજન, પૃ. ૧૩–૧૪

૨૫–૨૬. "ચરોતર સર્વસંગ્રહ", વિભાગ ૧, પૃ. ૧૭

૨૭. રત્નમણિરાવ ભીમરાવ, "ખંભાતનો ઇતિહાસ", પૃ. ૫, ૬ અને ૧૩

૨૮. "ચરોતર સર્વસંગ્રહ", વિભાગ ૧, પૃ. ૧૭–૨૦

૨૯. A. S. Altekar, *A History of Important Ancient Towns and Cities in Gujarat and Kathiawad*, pp. 33. ff.

૩૦ ઈશ્વરલાલ ઈ દેસાઈ, "સૂરત સોનાની મૂરત", પૃ. ૧૮૧–૧૮૨

૩૧. રામસિંહ રાઠોડ, ઉપર્યુક્ત, પૃ. ૨૨૯

૩૨. *B. G.*, Vol. VIII, p. 13

૩૩. એજન, પૃ. ૧૪

૩૪ H. P. Oza, "Seo-coast", *Indian National Congress, 66th Session, Bhavnagar, Souvenir,* Part III, pp. 64 ff

૩૫. *Census of India, 1961, Vol. V, Gujarat Part I-A (i)*, p. 96; અને ચંદુલાલ શાહ, 'ભૂમિપ્રકારો', "ગુજરાત એક પરિચય", પૃ. ૫–૧૨ના આધારે.

૩૬. *Census of India, 1961, Vol. V, Gujart Part I-A (i)*, pp. 114 ff; B. N. Desai, 'Meteoralogy', *Indian National Congress, 66th Session, Bhavnagar, Souvenir,* A Gimpse of Gujarat, pp. 47 ff

૩૭ S. S. Merh, 'Mineral Resources'. *Indian National Congress, 66th Session, Bhavnagar, Souvenir,* A Glimpse of Gujarat, pp. 18 ff

૩૮. ડૉ. ક. થી. સાંકળિયાની નોંધ પરથી

## પ્રકરણ ૨

# ભૂસ્તર–રચના[1]

ગુજરાતની ધરતીની સપાટી નીચે જે જુદા જુદા ભૂ-સ્તર મળ્યા છે તે, એ ભૂસ્તરોમાં મળેલાં ખનિજો તથા જુદી જુદી જીવયોનિઓના અશ્મીભૂત અવશેષો સાથે, સંક્ષેપમાં આ પ્રમાણે છે :

**૧. આદ્ય કે અજીવમય યુગના સ્તર** – આ સ્તર સર્વથી પ્રાચીન હોઈ Archaean (પુરાતન કે આદ્ય) તરીકે ઓળખાય છે. એ પૃથ્વીના ધગધગતા પેટાળ પર બંધાયેલો પહેલો સ્તર હોવો સંભવે છે. આ સ્તરના આદ્ય વિભાગમાં નાઈસ (gneiss) નામે પાષાણ-પડ મળે છે. એમાં ગ્રેનાઈટ અને પેગ્મેટાઈટ નામે પાષાણ–પડ પણ દેખા દે છે. આદ્ય સ્તરનો અંત્ય વિભાગ ભારતના ભૂસ્તર-શાસ્ત્રમાં "ધારવાડ વર્ગ" તરીકે ઓળખાય છે. આ વર્ગના સ્તર બનાસકાંઠા, સાબરકાંઠા, પંચમહાલ અને વડોદરા જિલ્લાઓમાં મળે છે.[2] એ સ્ફટિક સ્લેટ, વેણુપાષાણુ અને આરસપહાણના રૂપમાં દેખા દે છે. ખનિજ સંપત્તિની દૃષ્ટિએ આ સ્તર બહુ અગત્યનો છે. શિવરાજપુરની મેંગેનીઝની ખાણ અને મોતીપુરાના લીલા આરસપહાણની ખાણો આ સ્તરની છે. ગુજરાતમાં મેંગેનીઝ ઉપરાંત બૉકસાઈટ, હીમેટાઈટ વગેરેની સામગ્રી રહેલી છે. બૉકસાઈટમાંથી ઍલ્યુમિનિયમ અને હીમેટાઈટમાંથી લોખંડ મળે છે.[3] અગાઉ ગુજરાતમાં ઘણાં સ્થળોએ લોખંડ ગળાતું હતું એવું માલૂમ પડે છે.[4] ભારતના બીજા ભાગોમાં આ સ્તરમાંથી લોખંડ, ક્રોમિયમ, તાંબું, સોનું, સીસું વગેરે ધાતુઓ અને હીરા–માણેક વગેરે કિંમતી પથ્થર પણ મળે છે. આ આદ્ય યુગ દરમ્યાન જીવસૃષ્ટિની ઉત્પત્તિ ભાગ્યેજ થઈ હતી, આથી એને અજીવમય (Azoic) યુગ ગણવામાં આવે છે.

**૨. પ્રથમ કે પ્રાચીન જીવમય યુગના સ્તર** – એની ઉપર જીવયોનિઓના અવશેષો ધરાવતા જે સ્તર મળે છે તેના ચાર યુગ પાડવામાં આવ્યા છે. એમાંના પહેલા યુગને "પ્રથમ યુગ" કે "પ્રાચીન જીવમય યુગ" કહે છે. એના સ્તર ભારતમાં

ખાસ કરીને પંજાબની નિમક-પર્વતમાળા (Salt-Range)માં મળે છે. આ યુગના સ્તરોમાં આદ્ય માંસમય પ્રાણીઓના અશ્મીભૂત અવશેષ પ્રાપ્ત થાય છે. ભારતના ભૂસ્તરશાસ્ત્રમાં આ યુગના "દિલ્હી વિભાગ" તરીકે ઓળખાતા વિભાગના સ્તર ગુજરાતમાં દાંતા, પાલણપુર અને ઈડરની આસપાસ મળે છે.[૫]

**૩. દ્વિતીય કે મધ્ય જીવમય યુગના સ્તર** – અહીં દ્વિતીય અથવા મધ્યજીવમય (Mesozoic) યુગના બે વિભાગના સ્તર મળે છે:

(અ) વચલા વિભાગને "જૂરાસિક વિભાગ" કહે છે.[૬] આ વિભાગના સ્તર કચ્છમાં મળે છે. એ સ્તર વિશાળ સમુદ્રમાં બંધાયેલા વેળુ અને ચૂર્ણમય પાષાણના છે ને અઢારસો મીટરથી વધારે જાડા છે. આ સ્તરોમાં અશ્મીભૂત સમુદ્ર-પ્રાણીઓ તેમજ કપાલપાદ વર્ગની એમોનાઈટ તથા બીજી સંખ્યાબંધ જીવયોનિઓના અવશેષ રહેલા છે. આવાં પ્રાણીઓની ઓછામાં ઓછી છ હજાર યોનિઓ ઓળખવામાં આવી છે. ધ્રાંગધ્રામાં કચ્છના ઊમિયા પ્રકારના સ્તર મળી આવે છે.[૭] આ અવશેષોને હિમાલયના કે ઉત્તરના જૂરાસિક યુગના કોઈ પણ અવશેષો સાથે સંબંધ જણાતો નથી, પરંતુ એ માડાગાસ્કરના એ યુગનાં પ્રાણીઓના અવશેષો સાથે ઘણું સામ્ય ધરાવે છે. કચ્છમાં સેંકડો ચોરસ માઈલ સુધી પથરાયેલા આ સ્તર રાજસ્થાનના જેસલમેર પ્રદેશ સુધી વિસ્તરેલા છે ને એ સૂચવે છે કે હિંદ-આફ્રિકા ખંડના સમયના ગુજરાતના કિનારા પર યુરોપ-એશિયાઈ ખંડના 'ટેથિસ' સમુદ્રનો એક ફાંટો આવતો હતો, જે હાલના ભૂમધ્ય સમુદ્રથી વિષુવવૃત્ત થઈને ઠેઠ ચીનના અંદરના ભાગ સુધી પહોંચતો.

કચ્છ-સૌરાષ્ટ્રનો સહુથી જૂનો સ્તર જૂરાસિક યુગનો છે. આ સ્તર એ સમયના હિંદ-આફ્રિકા-ઑસ્ટ્રેલિયા ખંડનો અવશેષ છે, તેથી એ બહુ ઉપયોગી તેમજ રસપ્રદ હકીકત પૂરી પાડે છે. આ વિશાળ દક્ષિણ ખંડને ભૂસ્તરશાસ્ત્રમાં "ગોંડવાના" નામથી ઓળખવામાં આવે છે. એ સ્તરમાં બહુ ઊતરતા વર્ગનાં પણ વિવિધ પ્રકારનાં વનસ્પતિઓ તથા પ્રાણીઓના અશ્મીભૂત અવશેષ મળે છે. આ યુગની ખાસ વિશેષતા એની વનસંપત્તિ હતી. હજારો વર્ષની આ સંપત્તિનો બંગાળ, બિહાર અને ઓરિસાની કોલસાની ખાણોમાં વર્ષોથી વિપુલ લાભ મળ્યા કરે છે. સૌરાષ્ટ્રમાં ધ્રાંગધ્રા અને વઢવાણ પાસે છૂટાછવાયા નરમ વેળુ-પાષાણ-સ્તરોમાં તથા કચ્છમાં ભૂજ અને ઊમિયા પાસેના એવા સ્તરોની વિશાળ

પટીમાં પૂર્વ ભારતની ખાણોની કારણભૂત વનસ્પતિઓ પછીની વનસ્પતિઓના અશ્મીભૂત અવશેષ મળે છે. આ અવશેષ "ગોંડવાના યુગ"ના ઉત્તરાર્ધના છે. એ સમયે વનસ્પતિઓનું પ્રમાણ ઘટતું જતું હતું.

(આ) "ગોંડવાના યુગ" પૂરો થતાં ઉત્તરનો યુરોપ-એશિયાઈ સમુદ્ર ફરી એક વાર કચ્છ, સૌરાષ્ટ્ર અને નર્મદા ખીણમાં છેક અંદર સુધી ફરી વળ્યો હતો. આ યુગનો ઇતિહાસ તે "નિમાડ" અને "અહમદનગર" નામથી જાણીતા વેળુપાષાણ સ્તરોમાં તથા "બાઘ" અને "લામેટા" સ્તરોમાં સચવાઈ રહ્યો છે. આ સ્તરોનો ઉદ્ગમ કચ્છમાં અને વઢવાણ પાસેનાં એક બે સ્થળોએ તથા ઝાબવા, અલીરાજપુર, છોટાઉદેપુર અને રેવાકાંઠાનાં છૂટાંછવાયાં સ્થળોએ થયો જણાય છે. આ સમુદ્રના તળ પર લદાયેલા રેતી, માટી અને ચૂનાના થરોના તથા એમાં દટાઈ ગયેલાં પ્રાણીઓ અને વનસ્પતિઓના અભ્યાસ પરથી જણાય છે કે આ સ્તરો મધ્ય જીવમય યુગના Cretaceous (ચાક) નામના અંત્ય વિભાગના છે. આ સ્તરોની જાડાઈ ૧૮–૨૧ મીટરની જ છે, છતાં એ ગુજરાતનો એક કિંમતી યુગ છે, કેમકે એના પરથી એ સમયનાં ભૌગોલિક લક્ષણો, જળચર તથા સ્થળચર પ્રાણીઓ અને પૃથ્વીના બીજા ભાગો સાથેનો સંબંધ જાણવા મળે છે. આ સ્તરોમાં ઉદરસર્પી પ્રાણીઓ, સર્પો, અજગરો, મગરો વગેરેના, કાચબા, માછલી વગેરે જળચર પ્રાણીઓના અને નરમ માંસમય પ્રાણીઓના તથા પરવાળાંના અશ્મીભૂત અવશેષ મળે છે. આ સ્તર મુખ્યત્વે નર્મદા ખીણમાં અને ઉત્તરમાં વાડાસિનોર સુધી પથરાયા છે. સાબરકાંઠા, પંચમહાલ અને ભરૂચ જિલ્લામાં તથા ખેડા જિલ્લાના અમુક ભાગમાં એ ખાસ જોવા મળે છે.[૮]

**૪. તૃતીય કે નૂતન જીવમય યુગના સ્તર** – મધ્ય જીવમય યુગના અંતે ગુજરાત સહિત સમસ્ત પશ્ચિમ ભારતમાં ભયંકર આગ્નેય ક્ષોભ થયો. દક્ષિણ રાજસ્થાનથી માંડીને છેક ધારવાડ સુધી અને સૌરાષ્ટ્રથી માંડીને છેક નાગપુર સુધીના પ્રદેશમાં જ્વાળામુખી ફાટી નીકળ્યો. ભૂગર્ભમાંથી ધગધગતો રસ (લાવા) ચીરા અને ફાટો વાટે બહાર નીકળી સેંકડો મીટર જાડા સપાટ સ્તરોમાં પથરાવા લાગ્યો. આ સ્તરોનો અઢારસો મીટર ઊંચો ઢગલો થયો અને એમાંથી એક મોટો ઉચ્ચ પ્રદેશ બન્યો. એનો દેખાવ પગથિયાં જેવાં હોવાથી એને "ટ્રૅપ" કહેવામાં આવે છે. ભારતના ભૂસ્તરશાસ્ત્રમાં એને "ડેક્કન ટ્રૅપ" તરીકે ઓળખવામાં આવે છે. ભૂગોળમાં એને "પશ્ચિમ ઘાટ" કહે છે. હાલ આ ટ્રૅપ ૫,૧૮,૦૦૦ ચોરસ કિ. મી. ના વિસ્તારમાં પથરાયેલો છે અને એમાં કચ્છ, સૌરાષ્ટ્ર અને તળ-ગુજરાતનો સમાવેશ થાય છે. પરંતુ એ યુગમાં ગુજરાતનો કિનારો પશ્ચિમમાં દૂર સુધી

જતો; સંભવતઃ અરબી સમુદ્રને પેલે પાર પૂર્વ આફ્રિકા અને માડાગાસ્કર સાથેનો જમીન-માર્ગ મારફતનો સંબંધ હજી તૂટયો ન હતો. સાતપૂડાના આગળ ઢળતા ડુંગરાઓ, સહ્યાદ્રિમાળા, ગિરનાર અને પાવાગઢના ડુંગરો અને સૌરાષ્ટ્રનો પ્રદેશ લાવાનાં સપાટ પડોના ખવાઈ-ધોવાઈ ગયેલા અવશેષ જ છે. અકીક અને એની વિવિધ જાતો (કાર્નેલિયન, જેસ્પર વગેરે) આ "લાવા" પડોની અંદર વરાળનાં કાણાં અને ફાટો ભરાઈ જવાથી બન્યા હતા. લાવાનાં પડો ઘસાઈ તૂટી-ફૂટી જવાથી આ અકીકના ઉપલો છૂટા પડે છે. સંભવતઃ લાવા-પડો ભાંગી જવાથી રૂના પાકને લાયક કાળી માટી થાય છે. આ સમયે મધ્ય જીવમય યુગનો અંત આવતાં નૂતન જીવમય (Neozoic) યુગ શરૂ થયો.

સમુદ્રે ફરી એક વાર ગુજરાતના પશ્ચિમ ભાગ પર આક્રમણ કર્યું. આ આક્રમણનાં ચિહ્ન સમુદ્રમાં બંધાયેલા ચૂના, પથ્થર અને માટીના સ્તરોમાં દેખાય છે, જેમાં સમુદ્રની છિપોલી સંખ્યાબંધ નજરે પડે છે. આ સ્તર ૩૦ મીટર જાડા છે. આ અશ્મીભૂત છીપો સિક્કા ઘાટના (nummulitic) અર્થાત્ ચક્રાકાર હોય છે. એમાં મુખ્યત્વે નરમ માંસમય શરીરવાળાં (mollusc), કાણાંવાળા શરીરનાં (foraminifera) અને પરવાળાંની અશ્મીભૂત સમુદ્ર-છીપોનો સમાવેશ થાય છે. આ નૂતન જીવમય યુગના આધુનિક-અરુણોદય (eocene) અને આધુનિક-અત્યલ્પ (eligocene) વિભાગના છે, જેમાં વર્તમાન જીવયોનિઓનું અનુક્રમે નહિવત્ અને અત્યલ્પ પ્રમાણ હોય છે.

આ સ્તરની ઉપર ૧,૨૧૯ મીટર રેતી, કાંકરી અને માટીના બંધાયેલા "ગ્રેવલ" સ્તર છે. ખંભાતના તથા રતનપુર(રાજપીપળા)ના અકીક આ સ્તરની ખાણોમાંથી નીકળે છે. આ બતાવે છે કે સમુદ્ર કિનારા સુધી જ ઊમટયો હતો અને પછી તરત જ ગુજરાતમાંથી હંમેશને માટે પાછો વળતાં છીછરો થવા લાગ્યો હતો. સમુદ્ર પાછો વળતાં જે જમીન પાછી નીકળી તેના પર જુદી જુદી જાતના હાથીઓ, વાગોળનારાં પ્રાણીઓ, હરણો, જિરાફ, ડુક્કર અને હિંસક શિકારી પ્રાણીઓ વસતાં હતાં. આ છિપોલીવાળા સ્તર સુરત જિલ્લામાં, ભરૂચ જિલ્લામાં અને ખંભાતના અખાતની બંને બાજુએ (વડોદરા અને ભાવનગર પાસે) આવેલા છે. પશ્ચિમ સૌરાષ્ટ્રમાં ઓખા પાસે એ સવિશેષ જોવા મળે છે.[૯] એમાં અંકલેશ્વર પાસે ખનિજ તેલનું સમૃદ્ધ ક્ષેત્ર મળી આવ્યું છે. ખંભાતના અખાતમાં તથા એની આસપાસમાં ખનિજ તેલ અને ગેસનો વિપુલ જથ્થો હોવાની નિશાનીઓ મળે છે.[૧૦]

આ સ્તર આધુનિક-અલ્પ (miocene) યુગના ગણાય છે,[11] કેમકે એમાં વર્તમાન જીવયોનિઓનું પ્રમાણ પહેલાંનાં કરતાં કંઈક વધ્યું છે.

કચ્છમાં તૃતીય યુગના સ્તર આધુનિક-અરુણોદય, આધુનિક-અત્યલ્પ અને આધુનિક-અલ્પ યુગના છે.[12]

ડેક્કન ટ્રેપના સ્તરોની ઉપર સૌરાષ્ટ્રના કિનારાના ભાગ પર "દ્વારકા સ્તર" બંધાયા છે ને એની ઉપર વેળુપાષાણના "સિવાલિક સ્તર" બંધાયા છે. ખંભાતના અખાતમાં આવેલા પીરમ બેટમાં એનો સારો અભ્યાસ થયો છે. એમાં વાગોળતાં પ્રાણીઓ, હાથી, ડુક્કર, બકરાં, ગેંડા, ફાડી ખાનારાં પ્રાણીઓ તથા બીજાં સસ્તન પ્રાણીઓના અશ્મીભૂત અવશેષ મળે છે. "સિવાલિક સ્તર"ને મળતો સ્તર "પોરબંદર પથ્થર"નો છે. એ સ્તર પવનથી ઊડેલી ચૂનાવાળી રેતથી અને સમુદ્રમાં બંધાયેલાં ચૂનાનાં પાષાણપડોથી બંધાયેલો છે. એ ૩૦ થી ૬૦ મીટર જાડો હોય છે. આ સ્તરમાંથી ઘરો અને સુંદર ઇમારતો બાંધવા માટેના પથ્થર સહેલાઈથી મળી શકે છે.

આ યુગના અંતભાગમાં ભારતની ભૂતળ-રચનામાં બે ભારે ફેરફારો થયા: દક્ષિણના ગોંડવાના ખંડનો મોટો ભાગ નીચે બેસી ગયો, એના પર સમુદ્રનાં પાણી ફરી વળ્યાં, ભારત આફ્રિકાથી તદ્દન છૂટું પડી ગયું અને અરબી સમુદ્ર અસ્તિત્વમાં આવ્યો; બીજી બાજુ ઉત્તરના યુરોપ-એશિયાઈ સમુદ્રનું તળિયું ઊંચે ઊપસી આવ્યું ને એમાંથી હિમાલય પર્વત ઊંચે આવવા લાગ્યો.

તૃતીય યુગના આ અંત્ય ભાગમાં વર્તમાન જીવયોનિઓનું અધિકતર પ્રમાણ રહેલું છે, આથી એને "આધુનિક-અધિકતર (Pliocene)" યુગ કહે છે. આ યુગમાં સસ્તન પ્રાણીઓનો વિકાસ થયો.

**૫. અનુ-તૃતીય કે ચતુર્થ માનવજીવમય યુગના સ્તર** – આ યુગના પહેલા વિભાગને "આધુનિક-અધિકતમ (Pleistocene) યુગ" કહે છે, કેમકે એમાં વર્તમાન જીવયોનિઓના અવશેષ સહુથી વધુ પ્રમાણમાં મળે છે.[13] એના સ્તર આધુનિક યુગના સ્તરની નીચેના હોઈ, એને "અધઃ-આધુનિક (Sub-recent) યુગ" પણ કહે છે. માનવના પ્રાદુર્ભાવનાં ચિહ્નો આ યુગમાં દેખાય છે. આ યુગ દરમ્યાન ઉત્તર ગોળાર્ધમાં એકાંતરે ઠંડી આબોહવા અને પછી સરખામણીએ ગરમ આબોહવાનાં વારાફરતી સાતેક વાર પરિવર્તન થયાં. ઠંડીના યુગને "હિમયુગ" (glacial age) કહે છે ને બે હિમયુગો વચ્ચેના યુગને "અન્તર્હિમ

યુગ" (inter-glacial age) કહે છે. આ યુગના સ્તરોમાં માનવદેહના નહિ, પણ માનવકૃત હથિયારોના અવશેષ મળે છે. એના જૂનામાં જૂના નમૂના ગુજરાતમાં બીજા હિમયુગના કે બહુ તો બીજા અન્તર્હિમ યુગના સ્તરોમાં મળે છે.[૧૪] આમ ધરતીના લાંબા ઇતિહાસમાં માનવનો ઇતિહાસ છેક આજકાલનો લાગે છે.

આધુનિક કાલના સ્તર સપાટી પર બંધાયેલા છે. પવનને લીધે પથ્થરો કોરાઈ જવાથી અને કોરવાઈને ભાંગી-તૂટી જવાથી માટી બને છે ને એ વર્ષાઋતુમાં અતિશય વરસાદને લીધે અનેક સ્થળેથી બીજે સ્થળે ઠલવાય છે. આમ નદીનાં જુદાં જુદાં ઊંચાં-નીચાં પાત્રો વડે જાણે અગાશીઓ બંધાય છે, રેલો આવે છે અને ગ્રેવલ(gravel)ના સ્તર બંધાય છે. ગુજરાતના સપાટ પ્રદેશમાં આ સ્તર નદીના કાંપથી બંધાયેલો છે. કાંપમાં મુખ્યત્વે રેતી, માટી અને ચૂનખડી (મરડિયા) હોય છે અને એ સેંકડો મીટર ઊંડો હોય છે. આ કાંપ વડે પાષાણપડોનું ભૂતળ તદ્દન ઢંકાઈ ગયું છે. આ સ્તર સમુદ્રના કિનારા બાજુ બહુ જાડો હોય છે ને જેમ જેમ પૂર્વ તરફ જઈએ તેમ તેમ એ પાતળો થતો જાય છે. આ કાંપની ઉપર રેતીના જેવી માટીનો સ્તર પથરાયો છે, જે ઘણો ફળદ્રુપ છે.

ગુજરાતની માટીઓમાં કાળી ચીકણી માટી ખાસ નોંધપાત્ર છે. એ બહુ ઝીણા અણુઓની બનેલી, થોડાક ચૂનાવાળી અને ગૂંદેલી માટીના ગુણવાળી હોય છે. એને ભીની કરતાં એ બહુ ચીકણી થાય છે અને તેથી એમાં ભીનાશ લાંબો વખત ટકી રહે છે. એમાં લોહક્ષાર, ચૂનો અને મૅગ્નેશિયમ કાર્બોનેટ રહેલાં છે. ચૂનાનો ક્ષાર ચૂનખડી-રૂપે પ્રસરેલો હોય છે. વળી એમાં વનસ્પતિનો છૂટોછવાયો સેંદ્રિય પદાર્થ પણ હોય છે. આ માટી બહુ ફળદ્રુપ હોય છે ને એમાં સહેજ પણ ખાતર વગર તેમજ એક પણ વર્ષ ખાલી રાખ્યા વગર વાવેતર થઈ શકે છે.

આ સપાટ પ્રદેશ વલસાડ નજીક એકદમ સાંકડો હોય છે, ને ઉત્તર તરફ એ વિશાળ થતો જાય છે. વઢવાણ તથા ગોધરા વચ્ચે ૩૦૦ ઉપરાંત કિલોમીટરનો આવો સપાટ પ્રદેશ આવેલો છે.

ભરૂચ-વડોદરાથી ઉત્તર બાજુ જતાં આ માટીનો સ્તર વધારે અને વધારે રેતાળ થતો જાય છે અને પાલણપુરની નજીકનો પ્રદેશ લગભગ રેતાળ અને ઉજ્જડ થઈ જાય છે.

પ્રાગ્-ઐતિહાસિક કાળમાં કચ્છના અખાતમાં સિંધુ નદી એનો કાંપ ઠાલવતી એ નિ:શંક છે. વળી સિંધુ નદીનું પાત્ર એના વર્તમાન મુખ કરતાં ઘણું પૂર્વ તરફ હતું. સમય જતાં એ નદી પશ્ચિમ તરફ ઢળી ત્યારથી કચ્છનો અખાત પુરાતો ગયો. પરિણામે એનો દક્ષિણ ભાગ ધીરે ધીરે પુરાઈ ગયો ને નીચાણનો પ્રદેશ બની રહ્યો.

રણોની રેતી અને ખારોપાટ આ સમયનાં છે. આ સ્તરોએ તળ-ગુજરાતનાં પ્રાચીન ભૂકવચોને ઢાંકી દીધાં છે. ઉત્તર ગુજરાતની નદીઓનાં ઊંચાં-નીચાં, ઉપપાત્રો, પવનથી ઊડતી ઝીણી બદામ-રંગી રેતાળ માટીના જાડા થરો, સાબરમતી અને મહીની ખીણોમાં ૩૦-૬૦ મીટર ઊંડાં પ્રેરાયેલાં વાંધાંઓ અને નાળાંઓ, Lateriteના લાલ-પીળા લોહમય સ્તરો-રેતીના ઢગલાઓ અને સૌરાષ્ટ્રના ઉપકિનારાઓ આ આધુનિક યુગના છે.[૧૫] ખંભાત અને કચ્છના અખાતો પુરાઈ જવાથી ઘણી નવી જમીન મળી છે. સિંધુની સરખામણીએ ગુજરાતની નદીઓની ખીણો ઘણી પ્રાચીન છે. કોઈ સ્થળોએ અખાતો અને નદીઓની ખીણો પુરાઈ ગઈ, તો કોઈ સ્થળોએ અખાતો વધારે ઊંડા ખોદાઈ ગયા. કોઈ જગાએ, જેમકે કચ્છમાં ૧૮૧૯ ના જેવા, મોટા ધરતીકંપ થયા અને જમીન ઉપર આવી કે નીચે બેસી ગઈ. ગુજરાતમાં માનવના પ્રાદુર્ભાવ પછી આવાં ભૂસ્તર-પરિવર્તન ઘણાં જૂજ થયાં છે.

## પાદટીપો

૧. ડી. એન વાડિયા, 'ગુજરાતની ભૂસ્તર-રચના', "ગુજરાતની કીર્તિગાથા", પૃ. ૩-૧૬ અને ૧૮૦ પરથી સુધારાવધારા સાથે ઉદ્ધૃત

૨ S. S. Merh, "Geology and Mineral Resources", *Indian National Congress, 66th Session, Bhavnagar, Souvenir, A Glimpse of Gujarat*, p. 16.

૩. એજન, પૃ. ૨૦-૨૧

૪. એજન, પૃ. ૨૦

૫. એજન, પૃ. ૧૭

૬ આ યુગના ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે: ૧. ટ્રાયાસિક, ૨. જૂરાસિક અને ૩ ક્રિટેસિયસ. ટ્રાયાસિક એટલે ત્રણ પડવાળા સ્તરનો, જૂરાસિક એટલે ફ્રાન્સ-સ્વિટ્ઝરલેન્ડ પ્રદેશમાં આવેલા જૂરા પર્વતમાં મળેલા સ્તરનો, ક્રિટેસિયસ એટલે ચાકના સ્તરનો.

૭ એજન, પૃ. ૧૭

૮. એજન, પૃ. ૧૭

૯. એજન, પૃ. ૧૮. સૌરાષ્ટ્રમાં આગ્નેય થરની ઉપર માટીજ પથરાઈ છે એવું અગાઉ મનાતું (ડી. એન. વાડિયા, 'ગુજરાતની ભૂસ્તર-રચના', "ગુજરાતની કીર્તિગાથા", પૃ. ૧૨), પરંતુ ત્યાં પણ નદીઓએ એવલનો કાંપ ઠાલવેલો એવો પુરાવો બાદરમાં જોવા મળ્યો છે (ઉ. ધી. સાંકળિયા, 'સૌરાષ્ટ્રની ભૂસ્તર-રચના', "પથિક", વર્ષ ૭, અંક ૧૧-૧૧, પૃ. ૨૫-૩૦).

૧૦. વિગતો માટે જુઓ એજન, પૃ. ૧૯

૧૧. એજન, પૃ. ૧૮

૧૨. એજન, પૃ. ૧૮

૧૩. શરૂઆતમાં આ યુગને તૃતીય યુગનો અંત્ય વિભાગ માનીને એને એ યુગના અન્ય વિભાગોના જેવું આ નામ આપવામાં આવેલું (ડા. પી. દેરાસરી, "ભૂસ્તર-વિજ્ઞાન", ઉત્તરાર્ધ, પૃ. ૭૫). હવે આ યુગ ચતુર્થ યુગની અંતર્ગત ગણાતાં, એને માટે sub-recent શબ્દ વિશેષ પ્રયોજ્ય છે.

૧૪. Stuart Piggott, *Prehistoric India*, p. 29

૧૫. સૌરાષ્ટ્રની ભૂસ્તર-રચનાની વિગતો માટે જુઓ ઉ. ધી. સાંકળિયા, 'સૌરાષ્ટ્રની ભૂસ્તર-રચના', "પથિક", વર્ષ ૭, અંક ૧૦-૧૧, પૃ. ૨૫-૩૦.

## પ્રકરણ ૩

# ગુજરાતની સીમાઓ

### ૧. વિસ્તાર : વર્તમાન તથા ઐતિહાસિક

ઈ. સ. ૧૯૬૦માં મુંબઈ રાજ્યના ભાષાકીય દ્વિભાગીકરણથી ગુજરાત અને મહારાષ્ટ્ર એવાં બે અલગ રાજ્ય અસ્તિત્વમાં આવ્યાં ત્યારથી ગુજરાતના લગભગ બધા ભિન્ન ભિન્ન પ્રદેશોનું વહીવટી સંયોજન સધાયું છે. એ અનુસાર હાલ એમાં નીચેના જિલ્લાઓનો સમાવેશ થાય છે :

૧. કચ્છ, ૨. જામનગર, ૩. જૂનાગઢ, ૪. અમરેલી, ૫. ભાવનગર, ૬. રાજકોટ, ૭. સુરેંદ્રનગર, ૮. બનાસકાંઠા, ૯. સાબરકાંઠા, ૧૦. મહેસાણા, ૧૧. ગાંધીનગર, ૧૨. અમદાવાદ, ૧૩. ખેડા, ૧૪. પંચમહાલ, ૧૫. વડોદરા, ૧૬. ભરૂચ, ૧૭. સુરત, ૧૮. વલસાડ અને ૧૯. ડાંગ[૧] (નકશો ૨)

રાજકીય પરિવર્તનો અનુસાર ગુજરાતના વિસ્તારમાં જુદા જુદા કાળમાં વધઘટ થતી રહી છે.

૧૯૪૭માં ભારત આઝાદ થયું એ પછી રજવાડાંઓનું વિલીનીકરણ થતાં મુંબઈ રાજ્યમાં ગુજરાતના ભિન્ન ભિન્ન વિભાગોનું જિલ્લાઓ-રૂપે વહીવટી સંયોજન થતું ગયું ને એ જિલ્લાઓના વિસ્તારમાં થોડાક જરૂરી ફેરફાર થતા ગયા.[૨]

એ અગાઉ બ્રિટિશ શાસનકાળમાં ગુજરાત મુંબઈ ઇલાકાના ઉત્તર વિભાગના જિલ્લાઓમાં[૩] તથા સ્થાનિક રાજ્યોની અમુક એજન્સીઓમાં વહેંચાઈ ગયું હતું.

મરાઠાઓના શાસનકાળમાં તળ-ગુજરાતના ઘણા ભાગ તેઓની સીધી સત્તા નીચે હતા, જ્યારે બીજા થોડા ભાગ રજવાડાંઓની સત્તા નીચે ચાલુ રહ્યા.[૪] સૌરાષ્ટ્ર (કાઠિયાવાડ) અને કચ્છમાં મુખ્યત્વે રજવાડાંઓની સત્તા પ્રવર્તતી, પરંતુ એમાંનાં ઘણાં રાજ્યો પાસેથી પેશ્વા અને ગાયકવાડ ખંડણી વસૂલ કરતા.

મુઘલ શાસનકાળમાં ગુજરાત મુઘલ સામ્રાજ્યનો એક સૂબો (પ્રાંત) ગણાતું. આ સૂબામાં હાલના વિસ્તારની અંદર આવેલા દસ સરકારો (જિલ્લાઓ) ઉપરાંત ડુંગરપુર, વાંસવાડા, સૂંથ (રેવાકાંઠા), શિરોહી, સુલેમાનગઢ (કચ્છ) અને રામનગર (ધરમપુર) એ ૭ જાગીરોનો સમાવેશ થતો.[૫] એમાંથી શિરોહી, ડુંગરપુર અને વાંસવાડા હાલ રાજસ્થાન રાજ્યમાં ગણાય છે.

ગુજરાતની સલ્તનતના સમયમાં સલ્તનતમાં હાલના વિસ્તારની અંદર આવેલા ૧૪ સરકાર[૬] ઉપરાંત જોધપુર, નાગોર, શિરોહી, ડુંગરપુર, વાંસવાડા, નંદરબાર, બાગલાણ, દંડરાજપુર (જંજીરા), મુંબઈ અને વસઈ એ ૧૦ સરકારોનો પણ સમાવેશ થતો. એ હાલ રાજસ્થાન, મધ્યપ્રદેશ અને મહારાષ્ટ્રનાં પડોશી રાજ્યોમાં ગણાય છે.

સોલંકી (ચૌલુક્ય) રાજાઓના સમયમાં એની જાહોજલાલી દરમ્યાન ગુર્જરદેશ(ગુજરાત)નાં મંડળોમાં હાલના વિસ્તારમાં આવેલા પ્રદેશો ઉપરાંત રાજસ્થાનના સાંચોર (જોધપુર), આબુ–ચંદ્રાવતી, મેવાડ વગેરે પ્રદેશોનો તેમજ મધ્યપ્રદેશના અવંતિ (ઉજ્જન) તથા ભીલસા પ્રદેશનો સમાવેશ થતો.[૭] વળી એ રાજ્યની આણ ઉત્તરપૂર્વે રાજસ્થાનમાં કિરાડુ, નડૂલ, જાલોર અને સાંભર (અજમેર) સુધી પ્રવર્તતી.[૮]

એ અગાઉના કાલમાં ગુજરાતમાં કોઈ એક સર્વોપરી સત્તા નહોતી. પશ્ચિમ સૌરાષ્ટ્ર સૈન્ધવોની સત્તા નીચે, દક્ષિણ સૌરાષ્ટ્ર અને ઉત્તરપૂર્વ સૌરાષ્ટ્ર ઉત્તરના પ્રતીહારોના આધિપત્ય નીચે, ઉત્તર ગુજરાત ચાવડાઓની સત્તા નીચે, તથા ઉત્તરપૂર્વ ગુજરાત, મધ્ય ગુજરાત અને દક્ષિણ ગુજરાત દક્ષિણના રાષ્ટ્રકૂટોના શાસન નીચે હતાં.[૯]

મૈત્રક કાલ દરમ્યાન સૌરાષ્ટ્ર, ઉત્તર ગુજરાત અને મધ્ય ગુજરાત પર મૈત્રકોની સત્તા પ્રવર્તતી. એમની સત્તા પશ્ચિમ માળવા પર પણ પ્રસરી હતી.[૧૦] દક્ષિણ ગુજરાતના ઉત્તર ભાગ ઉપર મુખ્યત્વે ગુર્જરોની લાટ શાખાની અને દક્ષિણ ભાગ ઉપર દક્ષિણના ચાલુક્યોની લાટ શાખાની સત્તા પ્રવર્તતી હતી.[૧૧]

ગુપ્ત–શાસન કાલમાં સુરાષ્ટ્રનો વહીવટી વિભાગ અલગ ગણાતો.[૧૨] ગુપ્ત સમ્રાટોની સત્તા સુરાષ્ટ્ર ઉપરાંત પ્રાયઃ કચ્છ અને ઉત્તર તથા મધ્ય ગુજરાતમાં પ્રવર્તતી, જ્યારે દક્ષિણ ગુજરાતમાં ત્રૈકૂટકોની સત્તા સ્થપાઈ હતી.[૧૩]

પશ્ચિમી ક્ષત્રપોની સત્તા શરૂઆતમાં છેક પુષ્કરથી નાસિક સુધી અને સુરાષ્ટ્રથી મંદસોર (માળવા) સુધી પ્રસરેલી;[૧૪] આગળ જતાં એ દક્ષિણમાં નર્મદા

સુધી સીમિત થઈ, પરંતુ ઉત્તરમાં છેક વિદિશા (ભીલસા – પૂર્વ માળવા) સુધી વિસ્તરી હતી.[૧૫] આ સમગ્ર પ્રદેશ માટે કોઈ એક નામ પ્રયોજાતું હોય એવું જાણવા મળતું નથી. કાર્દમક ક્ષત્રપોના સમયમાં આનર્ત–સુરાષ્ટ્રનો એક વહીવટી વિભાગ ગણાતો. કચ્છ તથા શ્વભ્ર (સાબરકાંઠા) એનાથી અલગ ગણાતા. વળી આકર અવંતિ, નીવૃત્, અનૂપ, મરુ, સિંધુ, સૌવીર, કુકુર, અપરાંત, નિષાદ વગેરે પ્રદેશોનો પણ એ ક્ષત્રપ રાજ્યમાં સમાવેશ થતો.[૧૬] કાર્દમક ક્ષત્રપોની રાજધાની ઉજ્જનમાં હતી; છેવટમાં એ સૌરાષ્ટ્રમાં, પ્રાયઃ ગિરિનગરમાં, હતી.[૧૭]

એ અગાઉના કાલમાં ભારતીય–યવન રાજાઓની સત્તાની છૂટીછવાઈ નિશાનીઓ સૌરાષ્ટ્ર અને દક્ષિણ ગુજરાતમાં મળે છે,[૧૮] પરંતુ એમના સમસ્ત રાજ્યનું સ્પષ્ટ ચિત્ર મળતું નથી.

મૌર્ય શાસનનો સીધો પુરાવો સુરાષ્ટ્ર માટે જ મળે છે, પરંતુ એમાં કચ્છ અને તળ–ગુજરાતનો પણ સમાવેશ થતો હશે, કેમકે આસપાસના બીજા વહીવટી વિભાગો રાજસ્થાન, માળવા અને કોંકણ હોવાનું માલૂમ પડે છે.[૧૯] એ સમયે આ પ્રદેશનો શાસક (રાષ્ટ્રિય) ઉજ્જનના કુમાર ઉપરાજની આણ નીચે હોવો સંભવિત છે[૨૦]

આમ હાલમાં ગુજરાતનો જે વિસ્તાર છે તે છેક ચૌલુક્ય (સોલંકી) કાળથી માંડીને મુઘલ કાળ સુધી આ પ્રદેશની અંતર્ગત ગણાતો અને એમાં એ ઉપરાંત આસપાસના કેટલાક પ્રદેશોનો પણ સમાવેશ થતો. એ અગાઉ એના રાજકીય તથા વહીવટી સંયોજનમાં ઘણી વધઘટ થતી. બ્રિટિશ કાલ દરમ્યાન વિભક્ત થયેલા જિલ્લાઓ અને સ્થાનિક રાજ્યોના સંયોજન દ્વારા હાલ આ ગુજરાતી–ભાષી પ્રદેશના ઘણાખરા ભાગોનું 'ગુજરાત' રાજ્યમાં સંયોજન સધાયું છે, જ્યારે સીમા પરના કેટલાક મિશ્રભાષાવાળા પ્રદેશ પડોશનાં રાજ્યોમાં મુકાયા છે.

## ૨. પ્રાચીન–અર્વાચીન નામો

આ પ્રદેશ માટે હાલનું 'ગુજરાત' નામ છેલ્લાં સાતસો – સાડા સાતસો વર્ષથી પ્રચલિત છે. આ પ્રદેશ માટે એ નામનો પહેલવહેલો જ્ઞાત ઉલ્લેખ 'આબુરાસ'(ઈ. સ. ૧૨૩૩)માં મળે છે.[૨૧] આ પ્રદેશ સોલંકી (ચૌલુક્ય) કાળમાં 'ગુર્જર દેશ' તરીકે ઓળખાયો લાગે છે.[૨૨] એ નામનો પહેલો જ્ઞાત પ્રયોગ ક્ષેમેન્દ્રની 'ઔચિત્યવિચારચર્ચા'(ઈ. સ. ૯૯૭)માં આવે છે.[૨૩] 'ગુજરાત'ના મૂળમાં 'ગુર્જર' કે 'ગુજ્જ' શબ્દ રહેલો છે.[૨૪] એ નામ આ પ્રદેશને સોલંકી કાળ પહેલાં લાગુ પડયાના ઉલ્લેખો મળ્યા નથી.

કચ્છ[25] અને સૌરાષ્ટ્ર[26] પ્રાકૃતિક એકમ હોઈ એનાં નામ ઘણી પ્રાચીનતા ધરાવે છે. "કચ્છ" નામ પાણિનિના સમય(ઈ. પૂ. ૫ મી સદી[27])માં પ્રચલિત હોવાનું માલૂમ પડે છે.[28] સૌરાષ્ટ્ર માટે અગાઉ સંસ્કૃતમાં सुराष्ट्र (અથવા सुराष्ट्रा) અને પ્રાકૃતમાં सुरट्ठ રૂપ પ્રયોજાતું.[29] આગળ જતાં એમાંથી "સૌરાષ્ટ્ર" અને "સોરઠ" રૂપ પ્રચલિત થયાં. મરાઠા કાલમાં એને બદલે "કાઠિયાવાડ" નામ પ્રચલિત થયું ને એ બ્રિટિશ કાલમાં ચાલુ રહ્યું. આઝાદી પછી વળી "સૌરાષ્ટ્ર" નામ પુનઃ પ્રચલિત થયું.

પરંતુ આ બે દ્વીપકલ્પોના પ્રાકૃતિક વિભાગો સિવાયના મુખ્ય ભૂમિના સમગ્ર પ્રદેશ માટે પ્રાક્-સોલંકી કાલમાં એવું કોઈ નામ રૂઢ થયેલું કે કેમ તેમજ એ બે વિભાગો સહિતના આ સમસ્ત પ્રદેશ માટે કોઈ સર્વ-સામાન્ય નામ પ્રયોજાતું કે કેમ એ નક્કી કરવું મુશ્કેલ છે.

પુરાણોમાં આપેલ વૃત્તાંત પ્રમાણે આદ્ય-ઐતિહાસિક કાલમાં આનુશ્રુતિક વૃત્તાંત પ્રમાણે શાર્યાતોનો રાજ્ય-પ્રદેશ "આનર્ત" નામે ઓળખાતો ને એમની રાજધાની કુશસ્થલી હતી, જે યાદવોના સમયમાં "દ્વારવતી" તરીકે સંસ્કરણ પામી.[30] આ ઉલ્લેખ અનુસાર ત્યારે આનર્તમાં સૌરાષ્ટ્રનો (કે ઓછામાં ઓછું એના દ્વારવતી પ્રદેશનો) સમાવેશ થતો.[31] આરંભિક ઐતિહાસિક કાલમાં આ નામ તળ-ગુજરાતના, ખાસ કરીને ઉત્તર ગુજરાતના, અલગ પ્રદેશ માટે પ્રયોજાતું. આ બંને પ્રકારના પ્રયોગ એ અગાઉ કદી એક સમયે લાગુ પડયા હોય, તો ક્યારેક સૌરાષ્ટ્ર અને ઉત્તર ગુજરાત સહિતનો આ સમસ્ત પ્રદેશ "આનર્ત" તરીકે ઓળખાયો હોવો સંભવે.[32] ક્ષત્રપ કાલમાં તો એ નામનો પ્રયોગ ઉત્તર ગુજરાત પૂરતો સીમિત થયો જણાય છે.[33] આનંદપુર (વડનગર) "આનર્તપુર" તરીકે પણ ઓળખાતું એ પરથી ત્યારે એ આનર્તદેશનુ પાટનગર હોવાનું સૂચિત થાય છે. ક્ષત્રપોના સમયમાં કચ્છ, સુરાષ્ટ્ર અને આનર્ત ઉપરાંત શ્વભ્ર(સાબરકાંઠા)નો પ્રદેશ પણ અલગ ગણાતો. પુરાણોમાં આંતરનર્મદ, ભારુકચ્છ, માહેય (મહીકાંઠો), સારસ્વત (સરસ્વતીકાંઠો), કચ્છ, સુરાષ્ટ્ર અને આનર્ત "અપરાંત"(પશ્ચિમ સીમા)ના પ્રદેશ ગણાયા.[34] આ પરથી તળ-ગુજરાતમાં આનર્ત ઉપરાંત બીજા અનેક અલગ પ્રદેશ ગણાતા હોવાનું માલૂમ પડે છે. તળ-ગુજરાત માટે કે સમસ્ત ગુજરાત માટે આરંભિક

ઐતિહાસિક કાલમાં કોઈ એક નામ પ્રયોજાયું હોય એવું જાણવા મળતું નથી.

મૈત્રક કાલ દરમ્યાન કચ્છ, સુરાષ્ટ્ર, આનંદપુર, વડાલી ( ઈડર પાસે ), ખેટક (ખેડા), સૂર્યાપુર (ગોધરા પાસે), શિવભાગપુર (શિવરાજપુર), સંગમખેટક ( સંખેડા ), ભરુકચ્છ ( ભરૂચ ), નાંદીપુર ( નાંદોદ ), અક્રૂરેશ્વર ( અંકલેશ્વર ), કંતારગ્રામ ( કતારગામ–સુરત પાસે ), નવસારિકા ( નવસારી ) વગેરે પ્રદેશો ને વહીવટી વિભાગો પ્રચલિત હતા.[36] પશ્ચિમ માળવા માટે "માલવક" નામ પ્રયોજાતું.[37] એ સમયે અગાઉનું "આનર્ત" નામ પ્રચલિત રહ્યું લાગતું નથી. એ સમયના અભિલેખોમાં આ સમસ્ત પ્રદેશ માટે કોઈ નામ પ્રયોજાયું નથી, પરંતુ યુઅન શ્વાંગ માલવકને "દક્ષિણ લાટ" અને વલભી દેશને "ઉત્તર લાટ" તરીકે ઓળખાવે છે.[38] અને "આર્યમંજુશ્રીમૂલકલ્પ" ( આઠમી સદી )માં પણ આ સમગ્ર પ્રદેશ માટે "લાટ–જનપદ" નામ પ્રયોજેલું જણાય છે.[39] એ પરથી ત્યારે આ સમસ્ત પ્રદેશ "લાટ" નામથી ઓળખાતો હોવો સંભવે છે.

એ પછી થોડાં વર્ષોમાં દક્ષિણના ચાલુક્યોની એક શાખા નવસારી પ્રદેશમાં સ્થપાઈ ત્યારે એ શાખાની સત્તા નીચેના પ્રદેશ માટે શું નામ પ્રયોજાતું એ જાણવા મળતું નથી, પરંતુ એ પછી ત્યાં દક્ષિણના રાષ્ટ્રકૂટોની સત્તા પ્રવર્તી, ને એ સત્તા દક્ષિણ ગુજરાત તથા મધ્ય ગુજરાત પર પ્રસરી ત્યારે એ બધો પ્રદેશ "લાટ મંડલ" તરીકે ઓળખાતો એ સ્પષ્ટ છે.[40]

દસમી સદીમાં ઉત્તર ગુજરાતમાં ઉત્તરના સોલંકીઓ( ચૌલુક્યો )ની સત્તા સ્થપાઈ ત્યારે અગાઉ દક્ષિણ રાજસ્થાનના ભિલ્લમાલ પ્રદેશ માટે પ્રયોજાયેલું "ગુર્જર" નામ ગુજરાતના નવા રાજ્યપ્રદેશને લાગુ પડયું[41] ને "લાટ" નામ દક્ષિણ (તથા મધ્ય) ગુજરાત માટે પ્રચલિત રહ્યું. આગળ જતાં "લાટ" નામનો પ્રયોગ દક્ષિણ ગુજરાત પૂરતો મર્યાદિત થયો. સોલંકી રાજ્યની સત્તા જેમ જેમ દક્ષિણમાં પ્રસરતી ગઈ તેમ તેમ "ગુર્જર" નામનો પ્રયોગ વિસ્તરતો ગયો ને છેવટે એ નામ સમસ્ત તળ-ગુજરાત માટે પ્રચલિત થયું. આગળ જતાં "ગુર્જરદેશ" કે "ગુર્જરભૂમિ" ને બદલે "ગુજરાત" રૂપ પ્રચલિત થયું, જેનો પહેલો જ્ઞાત પ્રયોગ વાઘેલા કાલ દરમ્યાન તેરમી સદીનો મળ્યો આ પૂર્વે સૂચવાયો જ છે.[42]

મુસ્લિમ શાસનકાલ દરમ્યાન આ સમસ્ત પ્રદેશ માટે 'ગુજરાત' નામ પ્રચલિત રહ્યું. એમાં સૌરાષ્ટ્ર અને કચ્છનો પણ સમાવેશ થતો. આ નામ મુઘલ અને મરાઠા કાલ સુધી પ્રચલિત રહ્યું; પરંતુ બ્રિટિશ સરકારે વારાફરતી એના અમુક ભાગ મેળવીને એને મુંબઈ ઇલાકાના જિલ્લારૂપે મેળવવા માંડચા ને સ્થાનિક રાજ્યોનાં જુદાં જુદાં જૂથો માટે એજન્સીઓ રચવા માંડી ત્યારથી રાજકીય દૃષ્ટિએ ગુજરાત છિન્નભિન્ન થઈ ગયું, છતાં ભાષાકીય તથા સાંસ્કૃતિક દૃષ્ટિએ 'ગુજરાત'નું અસ્તિત્વ ચાલુ રહ્યું ને દિનપ્રતિદિન દૃઢ થતું ગયું. આઝાદી આવતાં મુંબઈ ઇલાકાને બદલે મુંબઈ રાજ્ય થયું તેમાં સ્થાનિક સંસ્થાનો વિલીન થતાં એના જિલ્લા ઉમેરાયા ને છેવટે ૧૯૬૦માં મુંબઈ રાજ્યનું ભાષાકીય ધોરણે દ્વિભાગીકરણ થયું ત્યારે એક વહીવટી પ્રદેશ તરીકે ગુજરાત રાજ્ય અસ્તિત્વમાં આવ્યું. હાલ આ નામ સૌરાષ્ટ્ર તથા કચ્છ સહિતના સમસ્ત ગુજરાતીભાષી પ્રદેશ માટે પ્રયોજાય છે.

## પાદટીપો

૧. રાજ્ય સર્વેક્ષણ ખાતા તરફથી આપવામાં આવેલા આંકડા પ્રમાણે. (ભારતના વડા સર્વેક્ષક તરફથી મળેલા આંકડા પ્રમાણે આ વિસ્તાર ૭૨,૨૪૫ ચોરસ માઈલ અથવા ૧,૮૭,૧૭૫ ચોરસ કિ. મી. થાય છે.) *Census of India 1961, Vol. V, Gujarat, Part I-A (i) p. 89*

૨. વલસાડ અને ગાંધીનગરના જિલ્લા ૧૯૬૧ પછી રચાયા છે; એ પહેલાં એ વિસ્તારો અનુક્રમે સુરત અને અમદાવાદ–મહેસાણા જિલ્લાની અંતર્ગત હતા.

૩. ૧૯૫૧માં અમરેલી, બનાસકાંઠા, સાબરકાંઠા, મહેસાણા, વડોદરા અને ડાંગ જિલ્લા ઉમેરાયા. ૧૯૫૬માં થયેલ રાજ્યપુનર્ઘટનામાં બનાસકાંઠા જિલ્લાનો આબુરોડ તાલુકો રાજસ્થાનમાં મુકાયો અને ગોહિલવાડ, ઝાલાવાડ, મધ્ય સૌરાષ્ટ્ર, હાલાર અને સોરઠ (જેને માટે ૧૯૫૯માં અનુક્રમે ભાવનગર, સુરેન્દ્રનગર, રાજકોટ, જામનગર અને જૂનાગઢ એવાં નવાં નામ પ્રયોજાયાં) અને કચ્છ જિલ્લા ઉમેરાયા. વિગતો માટે જુઓ *Census of India 1961, Vol. V, Gujarat, Part I-A (i), pp. 90 ff.*

૪. અમદાવાદ, ખેડા, પંચમહાલ, સુરત અને ભરૂચ

૫. એના બે વિભાગ હતા: રાજકોટ અને વડોદરા. રાજકોટ વિભાગમાં શરૂઆતમાં કચ્છ સંસ્થાન, કાઠિયાવાડના ગોહિલવાડ, હાલાર, ઝાલાવાડ અને સોરઠ પ્રાંત તથા વડોદરા સંસ્થાનના અમરેલી (અને ઓખામંડળ) વિભાગનો સમાવેશ થતો. આગળ જતાં કચ્છ, જૂનાગઢ, નવાનગર, ભાવનગર, પોરબંદર, ધ્રાંગધ્રા, મોરબી, ગોંડળ, જાફરાબાદ, વાંકાનેર, પાલીતાણા, ધ્રોળ, લીમડી, રાજકોટ અને વઢવાણનાં સંસ્થાનોનો 'વેસ્ટર્ન ઇન્ડિયા સ્ટેટ્સ

એજન્સી'માં સમાવેશ કરવામાં આવ્યો ને લખતર, સાયલા, ચૂડા, વળા, લાઠી, મૂળી, બજાણા, પાટડી વગેરે નાનાં સંસ્થાનોની 'ઈસ્ટર્ન કાઠિયાવાડ એજન્સી', અને જસદણ, માણાવદર, થાણાદેવળી, વડિયા, વીરપુર, માળિયા, કોટડા સાંગાણી, જેતપુર પિઠડિયા, જેતપુર બીલખા, ખિરસરા વગેરે નાનાં સંસ્થાનોની 'વેસ્ટર્ન કાઠિયાવાડ એજન્સી' રચવામાં આવી.

વડોદરા વિભાગમાં શરૂઆતમાં ખંભાત સંસ્થાન, મહીકાંઠા એજન્સી, પાલણપુર એજન્સી, રેવાકાંઠા એજન્સી, સુરત એજન્સી, ડાંગ સંસ્થાન, અને વડોદરા સંસ્થાનના કડી, નવસારી અને વડોદરા પ્રાંતનો સમાવેશ થતો. આગળ જતાં પાલણપુર સંસ્થાન, રાધનપુર સંસ્થાન, ઈડર સંસ્થાન, વિજયનગર સંસ્થાન, બનાસકાંઠા એજન્સી, સાબરકાંઠા એજન્સી વગેરેનો 'વેસ્ટર્ન ઇન્ડિયા સ્ટેટ્સ એજન્સી'માં અને ખંભાત સંસ્થાન, મહીકાંઠા એજન્સી, રેવાકાંઠા એજન્સી, રાજપીપળા સંસ્થાન, છોટાઉદેપુર સંસ્થાન, દેવગઢબારિયા સંસ્થાન, લુણાવાડા સંસ્થાન, વાડાસિનોર સંસ્થાન, સૂંથ સંસ્થાન, સંખેડા, મેવાસ, વાંસદા સંસ્થાન, ધરમપુર સંસ્થાન, સચીન સંસ્થાન, ડાંગ સંસ્થાન વગેરેનો 'ગુજરાત સ્ટેટ્સ એજન્સી'માં સમાવેશ કરવામાં આવ્યો.

૧૯૦૧ થી ૧૯૪૧ સુધીના વહીવટી વિભાગોની વિગતો માટે જુઓ *Census of India 1961, Vol. V, Gujarat, Part IIA, Annexure A(pp. 96–99).*

વડોદરાના સંસ્થાન પર ગવર્નર-જનરલના એજન્ટની દેખરેખ રહેતી 'પાલણપુર એજન્સી'માં પાલણપુર, રાધનપુર વગેરે ૧૧ સંસ્થાન હતાં 'મહીકાંઠા એજન્સી'માં ચડતાઊતરતા સાત વર્ગનાં મોટાંનાનાં ૧૮૮ સંસ્થાન હતાં, રેવાકાંઠા એજન્સીમાં રાજપીપળા, છોટાઉદેપુર, બારિયા, લુણાવાડા, વાડાસિનોર, સૂંથ વગેરે ૬૧ સંસ્થાન હતાં આ એજન્સીઓની દેખરેખ પોલિટિકલ એજન્ટો રાખતા, કચ્છ અને નારુકોટ સંસ્થાનનો વહીવટ અલગ હતો. ખંભાત સંસ્થાનમાં ખેડા જિલ્લાનો કલેક્ટર અને ધરમપુર, વાંસદા અને સચીન સંસ્થાનમાં સુરત જિલ્લાનો કલેક્ટર પોલિટિકલ એજન્ટ તરીકેની ફરજ બજાવતો. (ગો. હ. દેસાઈ, "ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ", પૃ. ૩૭૮–૮૮).

૬. ગાયકવાડને તાબે વડોદરાનું સંસ્થાન હતું. તળ-ગુજરાતનાં ઘણાં પરગણાંમાં તેમજ પાટનગર અમદાવાદમાં પેશ્વાની તથા ગાયકવાડની સત્તા હતી. કેટલોક પ્રદેશ જૂનાં સંસ્થાનોને તાબે હતો. દીવ અને દમણ ફિરંગીઓને તાબે હતાં. અંગ્રેજ સરકાર સુરત, ભરૂચ વગેરે પરગણાં પર પોતાની સત્તા જમાવતી હતી. કાઠિયાવાડમાં હાલાર, મચ્છુકાંઠા, ઝાલાવાડ, ગોહિલવાડ, બાબરિયાવાડ, સોરઠ અને ઓખામંડળ જેવા પ્રદેશ હતા. ત્યાં નાનાં મોટાં સ્થાનિક રાજાઓની સત્તા પ્રવર્તતી. મરાઠાઓ ત્યાં લશ્કર મોકલી ખંડણી ઉઘરાવતા. કચ્છમાં સ્થાનિક રાજવંશની સત્તા પ્રવર્તતી. (*B. G., Vol I, Part I, Maratha Period, pp. 417 ff.*)

(ગો. હ. દેસાઈ, "ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ", વિભાગ ૨ : મરેઠા રાજ્યકાલ, પૃ. ૨૪૧–૩૫૧)

૭. અકબરના વખતમાં ગુજરાતનો ખાલસા પ્રદેશ (સૂબા) નવ સરકારો (જિલ્લાઓ)-માં વહેંચાયો હતો—અમદાવાદ, પાટણ, નાંદોદ, વડોદરા, ભરૂચ, ચાંપાનેર, સુરત, ગોધરા અને સોરઠ. આગળ જતાં એમાં નવાનગર ઉમેરાયું. ગુજરાતની સુલતનતની હકૂમત નીચેના કેટલાક સરકાર રજપૂતાના, અજમેર અને ખાનદેશમાં ભેળવી દેવાયા. (ગો. હ દેસાઈ, એજન, પૃ. ૨૨૯-૩૦; છો. ર. નાયક, 'મધ્ય યુગ', "ગુજરાત એક પરિચય", પૃ. ૧૦૪)

૮. પાટણ, અમદાવાદ, ગોધરા, ચાંપાનેર, વડોદરા, ભરૂચ, નાંદોદ, સુરત, રામનગર, ધરમપુર, દમણ, સોમનાથ, સોરઠ, નવાનગર અને કચ્છ (ગો. હ દેસાઈ, એજન, પૃ ૨૦૭-૮; છો ર. નાયક, એજન, પૃ. ૧૦૩-૪)

૯-૧૦ સારસ્વત, સત્યપુર (સાચોર), કચ્છ, સૌરાષ્ટ્ર, ખેટક, લાટ, દધિપદ્ર(દાહોદ), અવંતિ, ભાઇલ્લસ્વામી (ભીલસા), મેદપાટ (મેવાડ) અને અષ્ટાદશશત (ચંદ્રાવતી) વગેરે મંડલ હતાં. (H. D. Sankalia, *Studies in the Historical and Cultural Geography and Ethnography of Gujarat*, pp. 30 ff. A. K. Majumdar, *Chaulukyas of Gujarat*, pp. 208 ff.; હ. ગં. શાસ્ત્રી, "ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ", પૃ. ૨૪૦-૪૪૧)

૧૧. ત્યારે લાટ અને સૌરાષ્ટ્ર જેવા "દેશ" હતા; લાટ અને ખેટક જેવાં "મંડલ" હતાં. ખેટક અને પચ્છત્રી જેવા "વિષય" હતા; અને હર્ષપુર સાડાસાતસો, કર્માંતપુર સોળોતરસો અને નક્ષિસપુર ચોર્યાસી જેવા મોટા વહીવટી વિભાગ હતા. (H. D. Sankalia, *op. cit.*, pp. 25 ff.; હ. ગં. શાસ્ત્રી, એજન, પૃ. ૧૫૬-૫૫)

૧૨. મૈત્રક રાજ્યમાં સુરાષ્ટ્ર દેશ હસ્તવપ્ર આહાર, ખેટક વિષય, ખેટક આહાર, વર્ધમાન ભુક્તિ, માલવક ભુક્તિ કે માલવક વિષય, શિવભાગપુર વિષય, ભરુકચ્છ વિષય કંતારગ્રામ વિષય ઇત્યાદિ મોટા વહીવટી વિભાગ હતા. (H. D. Sankalia, *op. cit*, rr. 28 f.; હ. ગં. શાસ્ત્રી, "મૈત્રકકાલીન ગુજરાત", ભાગ ૧, પૃ. ૧૭૦-૨૧૩)

૧૩. દક્ષિણ ગુજરાતનાં સમકાલીન રાજ્યોમાં અંતર્મંડલી વિષય, અંતર્નર્મદા વિષય, અક્રૂરેશ્વર વિષય, સંગમખેટક વિષય, કાર્મણેય આહાર, કાશકૂલ વિષય ઇત્યાદિ વિભાગ હતા. (H. D. Sankalia, *op cit*, pp. 24 f.; હ. ગં. શાસ્ત્રી, એજન, પૃ. ૨૫૩-૩૩૩)

૧૪. સ્કંદગુપ્તના જૂનાગઢ શૈલલેખ (D. C. Sicar, *Select Inscriptions*, pp. 299 ff. ના આધારે.

૧૫, H. D Sankalia, *Archaeology of Gujarat*, pp. 11 f.; હ. ગં. શાસ્ત્રી, "મૈત્રકકાલીન ગુજરાત", ભાગ ૧, પૃ. ૨૪૯-૫૦)

૧૬. ક્ષહરાત ક્ષત્રપ રાજા નહપાનના સમયના ગુફાલેખો (*Ibid*, pp. 157-166) ના આધારે

૧૭. રાજા મહાક્ષત્રપ રુદ્રદામા ૧ લાના જૂનાગઢ શૈલલેખ (*Ibid,* pp 169 ff.) ના આધારે

૧૮. आनर्त्त–सुराष्ट्रानां(णां)पालनार्थं नियुक्तेन (*Ibid,* p. 174)

૧૯. पूर्व्वापराकरावन्त्यनूपनीवृदानर्त्तसुराष्ट्रश्वभ्रमरुकच्छसिन्धुसौवीरकुकुरापरांतनिषा – दादीनां समग्राणां...विषयाणां पतिना। (*Ibid,* p. 172)

આ પ્રદેશોના, ખાસ કરીને 'અપરાંત'ના, સ્થળનિર્ણય માટે જુઓ ઉમાશંકર જોશી, "પુરાણોમાં ગુજરાત", પૃ. ૧૧-૧૨.

૨૦. રસેશ જમીનદાર, "ક્ષત્રપકાલીન ગુજરાત: ઇતિહાસ અને સંસ્કૃતિ", પૃ. ૧૩૫, ૧૯૩-૯૪, ૨૦૬

૨૧. હ. ગં. શાસ્ત્રી, "ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ", પૃ. ૫૪-૫૫

૨૨. D. R. Bhandarkar, *As'oka.* p. 47

૨૩. H. D. Sankalia, *Studies in the Historical and Cultural Geography nnd Ethnography of Gujarat,* p. 22

૨૪. કે. કા. શાસ્ત્રી, 'સંસ્કૃત વાઙ્મયમાં ગુજરા..ના ભૌગોલિક ઉલ્લેખોનો આરંભ', *Journal of the Gujarat Research Society,* Vol. 11, p. 384

૨૫. સોલંકી (ચૌલુક્ય) રાજાઓના અભિલેખોમાં "ગુર્જર-મંડલ", "ગુર્જર" "ગુર્જર-ધરણી" ઇત્યાદિ શબ્દ પ્રયોજાયા છે. (ગિ. વ. આચાર્ય, "ગુજરાતના ઐતિહાસિક લેખો", લેખ નં. ૧૪૪, ૧૫૫, ૧૬૭, ૨૦૬, ૨૦૭, ૨૨૦ અને ૨૨૪)

૨૬. કે. કા. શાસ્ત્રી, એજન, પૃ. ૩૮૦

૨૭. गुज्र–गुज्जर–गुर्जरમાં અરબી आत પ્રત્યય લાગવાથી "ગુજરાત" રૂપ થયું જણાય છે. પ્રાકૃતમાં એનું "गुज्जरत्ता" અને સંસ્કૃતમાં "गुर्जरत्रा" રૂપાંતર થયું. N. B Divatia, *Gujarati Language and Literature,* Vol. II. pp. 198 ff.; કે કા. શાસ્ત્રી, "અનુશીલન", પૃ. ૧૨૨-૩૨

૨૮. M R. Majmudar (Ed.), *Chronology of Gujarat,* Vol, I, p. 25

૨૯. દુ. કે. શાસ્ત્રી, "ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ", પૃ ૪૨-૪૪; હ. ગં. શાસ્ત્રી, "મૈત્રકકાલીન ગુજરાત", ભાગ ૧, પૃ ૧૭૧-૭૩; કે. કા. શાસ્ત્રી, એજન, પૃ. ૩૭૪-૭૭; "સૌરાષ્ટ્રની ઐતિહાસિક નગરીઓ : માંગરોળ-સોરઠ', પૃ. ૧-૩

૩૦. ઉમાશંકર જોશી, "પુરાણોમાં ગુજરાત", પૃ. ૩૭-૩૮, ૧૩-૧૪

૩૧. એજન, પૃ. ૩૭-૩૮, ડૉ. સાંકળિયા એમાં આખા સૌરાષ્ટ્રનો નહિ, પણ ઉત્તર સૌરાષ્ટ્રનો સમાવેશ કરે છે.

એ કુશસ્થલી-દ્વારવતીના ઉલ્લેખ પરથી લાગે છે, પરંતુ અસલ દ્વારકા ઉત્તર સૌરાષ્ટ્રમાં હોવાનું હજી તો ચર્ચાસ્પદ રહ્યું છે.

૩૨. શ્રી દુર્ગાશંકર શાસ્ત્રીના મતે રુદ્રદામાના લેખથી જૂના કાળમાં સુરાષ્ટ્ર અને મધ્ય તથા ઉત્તર ગુજરાત બેયને સાથે લઈને એ સમગ્ર દેશ માટે "આનર્ત" નામ વપરાતું હશે એમ લાગે છે ("ગુ. મ. રા. ઈ", પૃ. ૪૫)

૩૩. ખાસ કરીને વડનગરની આસપાસના પ્રદેશ માટે

૩૪. જુઓ ઉપર પા.ટી. ૧૯.

૩૫. ઉમાશંકર જોશી, "પુરાણોમાં ગુજરાત", પૃ. ૫-૭

૩૬. હરિપ્રસાદ શાસ્ત્રી, "મૈત્રકકાલીન ગુજરાત", ભાગ ૧, પૃ. ૭ અને ૯

૩૭. એજન, પૃ. ૧૯૫-૨૦૨

૩૮. Thomas Watters, *On Yuan Chwang's Travels in India*, Vol. II, pp. 243 and 246

૩૯. વલભીના રાજા શીલાદિત્ય ધર્માદિત્યના રાજ્યપ્રદેશનો એ "लाडानां जनपदः" તરીકે ઉલ્લેખ કરે છે ને એનો વિસ્તાર ઉજ્જયંતથી સમુદ્રતીરપર્યંત-પશ્ચાદ્દેશપર્યંત જણાવે છે (શ્લોક ૫૮૬)

૪૦ દુ. કે. શાસ્ત્રી, "ગુ. મ. રા. ઇ", પૃ. ૪૧

આ રાષ્ટ્રકૂટોનું પાટનગર ખેટક હતું ને એમનો રાજ્યપ્રદેશ "લાટ મંડલ" કહેવાતો. ખેટક મંડલનો સમાવેશ લાટ દેશમાં થતો H. D. Sankalia, *Studies in the Historical and Cultural Geography and Ethnography of Gujarat*, p. 267

ગ્વાલિયરના અભિલેખ(૯ મી સદી)માં આનંદપુરને લાટમંડલની અંતર્ગત જણાવ્યું છે. (E. I., Vol. II, p. 156)

૪૧. દુ. કે. શાસ્ત્રી, "ગુ. મ. રા. ઇ"., પૃ. ૪૭, ૧૪૧-૪૩

૪૨. જુઓ ઉપર પા.ટી. ૨૪

પ્રકરણ ૪

# પ્રાગ્‌–ઇતિહાસ અને આદ્ય–ઇતિહાસ

## ૧. ભિન્ન ભિન્ન યુગો

### સંસ્કૃતિ અને ઇતિહાસ

તે તે ભૂભાગની ભૂમિ પર માનવનો પ્રાદુર્ભાવ કે સંચાર થયો ત્યારથી એના જીવનનું જે ઘડતર થવા લાગ્યું તેને માનવવિજ્ઞાનની પરિભાષામાં 'સંસ્કૃતિ' કહે છે.[૧] એમાં માનવની ઘડેલી ચીજો, માલમત્તા, હુન્નરો, ટેવો, વિચારો, મૂલ્યો વગેરેના સામાજિક વારસાનો સમાવેશ થાય છે.[૨] દેશ, પ્રદેશ કે પ્રજાની સંસ્કૃતિના પ્રમાણિત વિગતવાર વૃત્તાંતને 'ઇતિહાસ' કહે છે. ઇતિહાસ માટે પૂરતી માહિતી અને નિશ્ચિત સમયાંકન અનિવાર્ય ગણાય છે. આ સાધનોનો આધાર લિખિત સામગ્રી અને એમાં થયેલા સમયનિર્દેશ પર રહેલો છે. આ સામગ્રી સમકાલીન અને/અથવા અનુકાલીન હોય છે.

### પ્રાગ્‌–ઇતિહાસ

પરંતુ માનવ કંઈ સંસ્કૃતિના છેક ઊગમકાલથી લેખનકલા જાણતો ને પ્રયોજતો થયો નહોતો. સંસ્કૃતિનાં શરૂઆતનાં હજારો વર્ષોનો વૃત્તાંત અ-લિખિત રહ્યો છે. એ કાલની સંસ્કૃતિના વૃત્તાંત માટે અન્ય સમકાલીન સાધનો દ્વારા કેટલીક રૂપરેખાત્મક માહિતી મળે છે, જેમાં લિખિત ઉલ્લેખોના અભાવે કોઈ માનવવિશેષો, સ્થળવિશેષો કે ઘટનાવિશેષોની સંજ્ઞાપૂર્વક વિગતો પૂરી શકાતી નથી; આથી સંસ્કૃતિના આ પ્રાગ્‌–અક્ષરજ્ઞાન કે નિર્‌–અક્ષરજ્ઞાન કાલને 'પ્રાગ્‌–ઐતિહાસિક કાલ' તરીકે ઓળખવામાં આવે છે.[૩] પ્રાગ્‌–ઐતિહાસિક કાલના ઉપલબ્ધ વૃત્તાંતને 'પ્રાગ્‌-ઇતિહાસ' કહે છે. કોઈ પણ દેશ, પ્રદેશ કે પ્રજાનો ઇતિહાસ સમજવા માટે એની પ્રાગ્‌–ઐતિહાસિક ભૂમિકા જાણવી જરૂરી છે.

ઐતિહાસિક કાલની સરખામણીએ પ્રાગ-ઐતિહાસિક કાલ ઘણો લાંબો છે. ઐતિહાસિક કાલ ભારત જેવા દેશમાં છેલ્લાં પાંચેક હજાર વર્ષનો જ છે, જ્યારે પ્રાગ્-ઐતિહાસિક સંસ્કૃતિનો સમયપટ અઢીથી પાંચ લાખ વર્ષ જેટલો વિસ્તરે છે; આથી પ્રાગ્-ઐતિહાસિક કાલને 'યુગ' (age) સંજ્ઞા આપવામાં આવે છે.

પ્રાગ્-ઐતિહાસિક કાલમાં માનવ-કૃત ટકાઉ ચીજો મુખ્યત્વે પાષાણની ઘડવામાં આવતી, આથી એ યુગને 'પાષાણયુગ' કહે છે. એ ચીજોમાં મુખ્યત્વે હથિયારોનો સમાવેશ થાય છે. પાષાણનાં હથિયારો ઘડવાની જુદી જુદી હુન્નરપદ્ધતિ પરથી પાષાણયુગની સંસ્કૃતિના જુદા જુદા તબક્કા જાણવા મળે છે ને એ અનુસાર પાષાણયુગના જુદા જુદા વિભાગ પાડવામાં આવે છે.[૪] પ્રાગ્-ઐતિહાસિક કાલ આ પાષાણયુગોનો બનેલો છે.

## આદ્ય-ઇતિહાસ

લેખનકલાની શોધ થતાં માનવ-સંસ્કૃતિના ઇતિહાસમાં અજબ પરિવર્તન આવે છે. હવે વ્યક્તિવિશેષો, સ્થળવિશેષો અને ઘટનાવિશેષોની વિગતવાર માહિતી મળી શકે છે ને એના સમયાંકન વિશે ચોક્કસ અનુમાન તારવી શકાય છે, પરંતુ એમાં કેટલીક વાર એવું બને છે કે એ પુરાતન કાલના અભિલેખો ઉપલબ્ધ થયા હોવા છતાં આપણને એની લિપિ ઊકલી શકતી ન હોય ને એને લઈને એમાં લખેલી હકીકતનો આપણે ઉપયોગ કરી શકતા ન હોઈએ. કેટલીક વાર કોઈ પુરાતન કાલનું સાહિત્ય શબ્દબદ્ધ થયું હોવા છતાં લિપિબદ્ધ ન થયું હોય ને કંઠસ્થ પરંપરા દ્વારા જ પછીની પેઢીઓમાં સંક્રાંત થતું હોય અથવા એ લિપિબદ્ધ થયું હોય તોપણ એ કાલની લેખનસામગ્રી કાળબળે નષ્ટ થઈ હોય ને માત્ર એની ઉત્તરોત્તર નકલો દ્વારા લખાયેલી ઘણી ઉત્તરકાલીન પ્રતિઓ દ્વારા જ ઉપલબ્ધ રહી હોય. વળી એમાં ઉલ્લિખિત વ્યક્તિઓ કે ઘટનાઓ વિશે નક્કર સમકાલીન પુરાવો પૂરો પાડે તેવી કોઈ અભિલિખિત સામગ્રી મળતી ન હોય; આથી સમકાલીન લખાણોની પ્રાપ્તિના કે એના પઠનના અભાવે એ કાલના ઇતિહાસ માટે પૂરતી માહિતી અને ચોક્કસ સમયાંકન ઉપલબ્ધ થતાં નથી. તો એ કાલને 'ઐતિહાસિક' કેવી રીતે કહેવાય? આથી કેટલાક એને 'પ્રાગ્-ઐતિહાસિક' ગણાવે છે, પરંતુ લેખનકલાના જ્ઞાન તથા વિનિયોગને લઈને એને પ્રાગ્-ઐતિહાસિક કાલથી જુદો પાડવો જરૂરી છે.[૫]

આ કાલ આમ તો ઐતિહાસિક કાલનો આરંભિક તબક્કો જ છે, પરંતુ જ્યાંસુધી ઇતિહાસ માટે અનિવાર્ય એવા સમકાલીન પુરાવા અને એવી લિપિબદ્ધ માહિતી મળે નહિ, ત્યાંસુધી આ કાલને 'આદ્ય–ઐતિહાસિક' ગણવામાં આવે છે.[૬]

આ કાલ દરમ્યાન માનવ ધાતુકામનો હુન્નર જાણી લઈ ધાતુની ચીજો ઘડતો થયો હતો. આમ હવે 'પાષાણયુગ'ને બદલે 'ધાતુયુગ' પ્રવર્ત્યો. ધાતુયુગના આરંભિક તબક્કામાં એ મુખ્યત્વે તાંબાનો ઉપયોગ કરતો ને આગળ જતાં તાંબામાં કલઈ મેળવી કાંસાનો ઉપયોગ કરતો, આથી આ યુગને 'તામ્રયુગ' કે 'તામ્ર–કાંસ્યયુગ' કહે છે. શરૂઆતમાં એ તાંબા ઉપરાંત પાષાણનો ય ઠીક ઠીક ઉપયોગ કરતો, તેથી એને 'તામ્ર–પાષાણયુગ' કહે છે. ભારતમાં આ યુગની હડપ્પીય સંસ્કૃતિનાં મોટાં સ્થળોનાં ખંડેરોમાં નાના સંખ્યાબંધ અભિલેખ મળ્યા છે, આથી એ સંસ્કૃતિને 'પ્રાગ્–ઐતિહાસિક' ન ગણાય.[૭] છતાં એ અભિલેખોની લિપિ હજી નિશ્ચિત રીતે ઉકલી શકી ન હોઈ એમાં લખેલી હકીકત ઉપયોગી નીવડી નથી, આથી આ સંસ્કૃતિને હાલ 'આદ્ય–ઐતિહાસિક' ગણવામાં આવે છે.

ભારતીય સાહિત્યમાં વેદસાહિત્ય રચનામાં પ્રાક્–પાણિનીય છે, પરંતુ એનો સમકાલીન પુરાવો ઉપલબ્ધ થયો નથી. એવી રીતે પુરાણોમાં પ્રાચીન રાજવંશો તથા ઋષિકુલો વિશેની અનુશ્રુતિઓ પ્રાગ્–બુદ્ધકાલને લગતી છે, પરંતુ એની ઐતિહાસિકતા માટે પણ કંઈ નક્કર પુરાવો મળ્યો નથી. ભારતના ઇતિહાસમાં ભગવાન બુદ્ધ તથા મહાવીર સ્વામીના સમકાલીન મગધરાજ બિંબિસારથી શરૂ થતા વૃત્તાંતની ઐતિહાસિકતા પ્રતિપાદિત થઈ છે, આથી એ પહેલાંના કાલને લગતી આ સર્વ અનુશ્રુતિઓમાં જણાવેલી વ્યક્તિઓ તથા ઘટનાઓને પણ હાલ 'આદ્ય–ઐતિહાસિક' ગણવામાં આવે છે.[૮]

## ૨. પુરાવસ્તુકીય અન્વેષણો

### પુરાવસ્તુકીય સાધનસામગ્રી

પ્રાગ્–ઐતિહાસિક સંસ્કૃતિના વૃત્તાંતનો સર્વ આધાર એ કાલની પુરાવસ્તુકીય સાધનસામગ્રી પર રહેલો છે. આ સંસ્કૃતિ પ્રાગ્–અક્ષરજ્ઞાન હોઈ એમાં કોઈ લિખિત કે અભિલિખિત સામગ્રીની અપેક્ષા રહેતી નથી. એમાં તો મુખ્યત્વે માનવે ઘડેલાં પાષાણનાં હથિયારો, માનવોના અને માનવોની સાથે સંકળાયેલાં

પ્રાણીઓના દેહાવશેષ, માનવે ઘડેલાં વાસણો, માનવે કંડારેલાં ચિત્રાંકનો ઇત્યાદિ સામગ્રીનો સમાવેશ થાય છે. આ સામગ્રી મુખ્યત્વે સ્થળતપાસ દ્વારા અને કેટલેક અંશે ઉત્ખનન દ્વારા મળી હોય છે.

આદ્ય-ઐતિહાસિક સંસ્કૃતિઓમાં કેટલીક સંસ્કૃતિઓ પુરાવસ્તુકીય સામગ્રી દ્વારા જ પ્રકાશમાં આવી છે, જ્યારે બીજી કેટલીક સંસ્કૃતિઓ અનુકાલીન આનુશ્રુતિક વૃત્તાંતો દ્વારા જાણવા મળે છે. આ બે પ્રકારની સંસ્કૃતિઓ વચ્ચે હજી કોઈ એકતા કે સમકાલીનતા સિદ્ધ થઈ નથી.[૯]

પુરાવસ્તુકીય સામગ્રી પરથી હડપ્પીય સંસ્કૃતિ જેવી જે કેટલીક સંસ્કૃતિઓ જાણવા મળી છે તે મુખ્યત્વે સ્થળતપાસ અને ઉત્ખનન દ્વારા જાણવા મળી છે. આ સામગ્રીમાં મુખ્યત્વે માટીનાં વાસણો, ઇમારતો, પથ્થર તાંબા અને કાંસાની ચીજો, સોનું રૂપું હાથીદાંત વગેરેની ચીજો, હાડપિંજરો, ખોપરીઓ, અસ્થિઓ વગેરેનો સમાવેશ થાય છે.

## પુરાવસ્તુકીય અન્વેષણ

પુરાવસ્તુકીય અવશેષોની શોધ કેટલીક વાર અનાયાસ કે અકસ્માત્ થતી હોય છે ને એ શોધ કેટલીક વાર અન્ય ક્ષેત્રના માણસો દ્વારા થતી હોય છે, પરંતુ એ અવશેષોનો પ્રાગ્-ઇતિહાસ તથા ઇતિહાસની પ્રમાણિત સાધનસામગ્રી તરીકે ઉપયોગ કરવા માટે પુરાવસ્તુવિદ્યાના જાણકારો એની ને એની સાથે સંલગ્ન એવા સર્વવિધ અવશેષોની પદ્ધતિસર શોધ કરે, એ અવશેષોને એનાં પ્રાપ્તિસ્થાનો અને પ્રાપ્તિસ્તરોના સંદર્ભમાં તપાસે અને એ ઉપલબ્ધ સાધનસામગ્રીના પદ્ધતિસર અભ્યાસ પરથી તે તે યુગ કે કાલની સંસ્કૃતિના ઇતિહાસ વિશે તર્કશુદ્ધ અનુમાનો તારવે ત્યારે જ એ પ્રક્રિયા વૈજ્ઞાનિક અને પ્રમાણિત નીવડે છે.

પુરાવસ્તુવિદ્યાનો વિષય હવે સામાજિક વિજ્ઞાનો કે માનવવિદ્યાઓમાં સીમિત ન રહેતાં વિજ્ઞાનની અંતર્ગત ગણાવા લાગ્યો છે. એ વિદ્યાના ક્ષેત્રમાં પુરાવસ્તુકીય સાધનસામગ્રીની શોધ માટે સ્થળતપાસ અને ઉત્ખનનની પદ્ધતિઓની જાણકારી તથા પ્રાયોગિક આવડત જરૂરી બને છે ને એમાં ઉપલબ્ધ થયેલી સાધનસામગ્રીના અર્થઘટન માટે ભૂસ્તરવિદ્યા, અભિલેખવિદ્યા, પ્રાચીન ભાષાઓ ઇત્યાદિ અનેક

સંલગ્ન વિદ્યાઓની જરૂરી જાણકારી ધરાવવી જોઈએ છે.[૧૦] આવશ્યક સામગ્રીની શોધ અને ઉપલબ્ધ સામગ્રીનું અર્થઘટન એ બંને પ્રક્રિયાઓ પુરાવસ્તુકીય અન્વેષણનાં મહત્ત્વનાં પાસાં છે.

**સ્થળતપાસ[૧૧]**

માનવ-વસવાટના સ્થળ પાસે સ્વાભાવિક રીતે તૂટેલી ને નકામી ચીજોનો ઢગલો જામતો જાય છે ને એ ઢગલો એક જ જગ્યાએ થયા કરે તો એ દિનપ્રતિદિન મોટો થતો જાય છે. વસવાટની કુટિરો કે ઇમારતો જીર્ણશીર્ણ થતાં એના અવશેષો આ ઢગલામાં ઉમેરો કરે છે. કોઈ સ્થળ લાંબા વખતના વસવાટ પછી કોઈ કારણે વેરાન બને તો એ સ્થળે નાનોમોટો ટેકરો કે ટીંબો થયો હોય છે. આવા ઢગલાઓ કે ટેકરાઓનું નિરીક્ષણ કરવામાં આવે તો ઘણી વાર એના ભૂપૃષ્ઠ પર નળિયાં, ઠીકરાં, ઈંટાળા વગેરે અવશેષ નજરે પડે છે. કેટલીક વાર એ સ્થળે વરસાદ કે નદીનાળા વડે ધોવાણ થવાથી અથવા કોઈ પ્રાણીઓએ કે માણસોએ પોતાને માટે કરેલા ખોદાણથી ભૂપૃષ્ઠની નીચેના અવશેષ પણ બહાર આવે છે, એટલું જ નહિ, એ ટીંબા કે ટેકરાની અંદર દટાયેલાં ખંડેરોના જુદા જુદા સ્તર પણ ખુલ્લા થાય છે. ભૂપૃષ્ઠ પર કે એની અંદર થોડાઘણા દટાઈ રહેલા દેખાતા અવશેષોને ઘણી વાર નાનાં ઓજારો વડે ખોતરીને બહાર કાઢવામાં આવે છે.

પ્રાગ્-ઐતિહાસિક વસવાટનાં સ્થળ નદી અને તળાવ જેવાં જળાશયો પાસે મળે છે. એ સ્થળોએ એ સમયનાં જુદી જુદી જાતનાં પથ્થરનાં મોટાં કે નાનાં હથિયાર મળી આવે છે. એની સાથે કોઈ વાર અશ્મીભૂત અસ્થિઓ કે હાડપિંજરો મળે છે. રેતીના કેટલાક ટીંબાઓના ભૂપૃષ્ઠ પરથી ખાસ કરીને પથ્થરનાં નાનાં-નાનાં હથિયાર મળે છે. પાષાણયુગના અંતિમ તબક્કાના થરોમાંથી ક્યારેક તૂટેલાં માટીનાં વાસણોની ઠીકરીઓ પણ હાથ લાગે છે. આ અવશેષો કયા સ્તરમાંથી મળે છે એ નોંધવામાં આવે છે. આવા અવશેષ ઘણી વાર નદીકાંઠાની ભેખડોમાં મળે છે. નદીનો પ્રવાહ એના પાત્રની સપાટીમાં ફેરફાર કરતો હોય છે. પ્રવાહનો વેગ ધીરો હોય ત્યારે એ નદીના પાત્રમાં કાંપ, કચરો વગેરે પાથરી દે છે ને પરિણામે એની સપાટી ઊંચી આવે છે; અને જ્યારે પ્રવાહ વેગીલો હોય ત્યારે એ કાંપ, કચરા વગેરેને દૂર તાણી જાય છે ને પાત્ર-સપાટીને ઊંડી લઈ જાય છે. સામાન્ય રીતે નદીના મુખ પાસે પુરાણ થતું હોય છે ને

નદીનો પ્રવાહ વેગીલો હોય ત્યારે એનાં પાણી કાંઠાની પાર બહોળા વિસ્તારમાં ફેલાતાં હોય છે, જ્યારે નદીના મૂળ પાસે ઢોળાવને લઈ પ્રવાહનો વેગ વધારે રહેતો હોઈ એ ધોવાણ વડે ખીણને વધુ ને વધુ ઊંડી બનાવતો હોય છે. સામાન્ય રીતે નદીઓ ચોમાસામાં વેગ ધારણ કરતી હોય છે ને એનો પ્રવાહ ઘણા ભાગના પાત્રની સપાટીને ઊંડી ને ઊંડી કરતો હોય છે. નદીમાં પૂર આવે ત્યારે આ પ્રક્રિયા વધારે વેગીલી બને છે. અંદરના ભૂભાગમાં આવેલા ટેકરાઓમાં માનવ–વસવાટના સ્તર, ઉપરથી નીચે જતાં વધુ ને વધુ પ્રાચીનતા દર્શાવતા હોય છે, જ્યારે નદીના પ્રવાહથી વારે વારે થતા જતા ધોવાણની પ્રક્રિયાને લઈને નદીકાંઠા પાસેના વસવાટ-સ્તર સામાન્ય રીતે ઉપરથી નીચે જતાં ઓછી ને ઓછી પ્રાચીનતા દર્શાવે છે.

આદ્ય–ઐતિહાસિક કાલનાં વસવાટ–સ્થળોએ ટેકરાઓના ભૂપૃષ્ઠ પર માટીનાં વાસણોનાં ઠીકરાં, માટીની પકવેલી ચીજો, પથ્થર તાંબું વગેરેની ઘડેલી ચીજો વગેરે પ્રકારના અવશેષ નજરે પડે છે. ઘણી વાર એની ધારોમાં ઇમારતોની ઈંટોના થર પણ દેખા દે છે. ઈંટોના કદ પરથી વસાહતના સમય વિશે કેટલુંક અનુમાન થઈ શકે છે. આ બધા પ્રકારના અવશેષોમાં માટીનાં વાસણો ને એની ઠીકરીઓ સહુથી વધુ ઉપયોગી નીવડે છે. એ વાસણ પકવેલાં હોઈ ઘણા લાંબા કાલ સુધી ટકી રહે છે ને ઘર–વપરાશમાં સહુથી વધુ પ્રચલિત હોઈ ઠેકઠેકાણે મળી રહે છે. કોઈ સ્થળની વસ્તી એ સ્થળ છોડી બીજે વસવા જાય ત્યારે એ બને તેટલી ચીજો પોતાની સાથે લઈ જાય છે, પરંતુ માટીનાં ઘણાં વાસણ ત્યાં ને ત્યાં પડી રહેવા દે છે. આ બંને કારણોને લઈને પ્રાચીન વસવાટનાં સ્થળોએ માટીનાં નાનાં અખંડિત કે મોટાં ખંડિત વાસણોના અવશેષ હરહંમેશ ખાસ મળ્યા કરે છે. જુદા જુદા સમયે માટીનાં વાસણો ઘડવાની જુદી જુદી જાતની હુન્નરશૈલીઓ પ્રચલિત હોવાનું માલૂમ પડતું હોઈ, આ અવશેષો પરથી તે તે વસાહતનું સમયાંકન કરવાનું સરળ પડે છે. ક્યારેક કોઈ વિશિષ્ટ પ્રકારનાં વાસણ બહારથી થયેલી આયાત સૂચવે, તો એ પણ સમયાંકન માટે ખાસ મદદરૂપ નીવડે છે. આમ માટીનાં વાસણો, જે ખાસ કરીને ઠીકરીઓરૂપે મળે છે તે, પુરાવસ્તુકીય અન્વેષણમાં એક મહત્ત્વનું સાધન બની રહે છે.

**ઉત્ખનન**

સ્થળતપાસને પરિણામે જે સ્થળે મહત્ત્વના અવશેષો સારા પ્રમાણમાં મળવાનો સંભવ જણાય તે સ્થળે કેટલીક વાર ઉત્ખનન કરવામાં આવે છે.

ઉત્ખનનની પ્રવૃત્તિ ઘણી ખર્ચાળ હોવાથી સ્થળની પસંદગી હેતુપુર:સર અને યોજનાપૂર્વક કરવામાં આવે છે. પહેલાં ઉત્ખનન કરવા લાયક સપાટી નક્કી કરી એ જગ્યા સાફ કરવામાં આવે છે ને એમાં અનુકૂળ લંબાઈ અને પહોળાઈની ખાઈ કે ખાઈઓ ખોદવાનું આયોજન કરવામાં આવે છે. ઉત્ખનન ધીમે ધીમે અને સાવધતાપૂર્વક કરવામાં આવે છે. ઉત્ખનન દરમ્યાન એમાંથી નીકળતા દરેક નાનામોટા અવશેષને વીણી લેવામાં આવે છે. એમાંથી નીકળતી માટીને બરાબર તપાસી દૂર નખાવવામાં આવે છે. જે જે અવશેષ જે જે જગ્યાએ મળ્યા હોય તે તે જગ્યાનું ચોક્કસ સ્થાન એના સ્તરના સંદર્ભ સાથે તે તે અવશેષ અંગે તરત જ નોંધવામાં આવે છે. ઉત્ખનનના સ્થળની નજીકમાં એક સપાટ ચોકમાં આડાં ઊભાં ખાનાં પાડીને એમાં જુદી જુદી ખાઈનાં જુદા જુદા સ્તરનાં ઠીકરાં ગોઠવવામાં આવે છે. ઉત્ખનન દરમ્યાન ઉત્તરોત્તર મળતા જુદા જુદા સ્તરોનું નિરીક્ષણ તથા પૃથક્કરણ કરવામાં આવે છે, કેમકે એ સાપેક્ષ કાલાનુક્રમ માટે ઘણું મહત્વ ધરાવે છે.

બને ત્યાં, જ્યાંસુધી માનવ-વસવાટના કંઈ ને કંઈ અવશેષ મળ્યા કરે તેટલી ઊંડાઈ સુધી ઉત્ખનન કરવામાં આવે છે ને ત્યાં થયેલા માનવ-વસવાટના જુદા જુદા તબક્કાઓમાં છેક સહુથી જૂના તબક્કા સુધીનું અન્વેષણ કરવામાં આવે છે. આ પ્રકારના ઉત્ખનનને 'ઊંડું ઉત્ખનન' કહે છે. એનો મુખ્ય હેતુ જુદા જુદા સ્તરોમાં મળતા અવશેષો દ્વારા તે તે સમયની સંસ્કૃતિ વિશે માહિતી મેળવવાનો તેમજ ત્યાં જુદા જુદા સમયે વસેલી સંસ્કૃતિઓનો સમય-અન્વય નક્કી કરવાનો હોય છે. એમાંના કોઈ અમુક સ્તરમાં મળી આવેલ ઇમારત કે વસવાટનો આસપાસનો વિસ્તાર જાણવા માટે કે જુદી જુદી ખાઈઓના સમકાલીન સ્તરો વચ્ચેનાં અનુસંધાન જાણવા માટે કેટલીક વાર મૂળ ખાઈની મર્યાદાને બાજુ પર લંબાવીને ઉત્ખનનને સમતલ રીતે વિસ્તારવામાં આવે છે. એને 'સમતલ ઉત્ખનન' કે 'સપાટ ઉત્ખનન' કહે છે.

પ્રાગ્-ઐતિહાસિક વસાહતોના ઉત્ખનનમાં મોટે ભાગે પથ્થરનાં હથિયારો, હાડકાં કે હાડપિંજરો, અને કેટલીક વાર માટીનાં વાસણો કે અન્ય ચીજોના અવશેષ હાથ લાગે છે. આદ્ય-ઐતિહાસિક વસાહતનાં સ્થળોએ ઇમારતી અવશેષો મળતા હોઈ એનાં મકાનો, રસ્તાઓ, મોરીઓ, કિલ્લા વગેરેનાં તલમાન તપાસી તે તે નગર કે ગ્રામના આયોજનનું અન્વેષણ કરવામાં આવે છે. દટાઈ ગયેલાં ખંડેરોમાં ઇમારતોની દીવાલોના છત સુધીના ભાગ તથા એનાં છાવણ ટકી રહેતાં ન હોઈ એના ઊર્ધ્વ-દર્શનનો ઘણો ઓછો ખ્યાલ આવે છે. કાચી ઈંટો

કરતાં પાકી ઈંટોની ઇમારતોના અવશેષ વધારે સારી હાલતમાં જળવાયા હોય છે. આ ઇમારતોની અંદર તથા એની આસપાસ માટીનાં વાસણો, પથ્થર તથા ધાતુનાં ઓજારો અને હથિયારો, ઘરગથુ ઉપયોગ હુન્નરકલા તથા મોજશોખ માટે બનાવેલી વિવિધ ચીજો, દફનાવેલાં શબ, અસ્થિપાત્રો કે ભસ્મપાત્રો વગેરે અનેક પ્રકારના નાનામોટા જંગમ અવશેષ મળે છે. હડપ્પીય સંસ્કૃતિનાં નગરોમાં ઘણી વાર અભિલેખો ધરાવતી મુદ્રાઓ તથા કેટલાંક એવાં મુદ્રાંક પણ પ્રાપ્ત થાય છે. ઉત્ખનન સ્થળતપાસને વધુ કાર્યક્ષમ બનાવે છે ને મોટી વસાહતોનાં ખંડેરોનાં સ્થળોએ કરાયેલા મોટા પાયા પરના ઉત્ખનન દ્વારા તે તે વસાહતના લોકજીવનનાં વિવિધ પાસાં વિશે વિપુલ માહિતી મળે છે. અલબત્ત આ માહિતી પાદાર્થિક અવશેષો દ્વારા મળતી હોઈ મોટે ભાગે લોકજીવનના ભૌતિક સ્વરૂપનો ખ્યાલ આપે છે; શબનિકાલની જુદી જુદી પદ્ધતિઓ, દફનાવેલાં શબ પાસે મૂકેલાં મૃત્પાત્રો, માતાજીની નાની મૂર્તિઓ વગેરે પ્રકારના અવશેષો પરથી તેમજ અમુક પ્રકારનાં ચિત્રો તથા શિલ્પો પરથી અમુક સામાજિક રીતરિવાજો તથા ધાર્મિક માન્યતાઓની પણ ઝાંખી થાય છે. આમ સ્થળતપાસ અને ઉત્ખનન દ્વારા પુરાકીય અન્વેષણ માટેની ઘણી સાધનસામગ્રી ઉપલબ્ધ થાય છે.

**અર્થઘટન**[13]

સ્થળતપાસ અને ઉત્ખનન દ્વારા પુરાવસ્તુકીય અવશેષો મળે એ પછી એનો તલસ્પર્શી અભ્યાસ કરી એ સામગ્રીનું યથાયોગ્ય અર્થઘટન કરવામાં આવે છે, જે પરથી તે તે સમયની તે તે સ્થળની સંસ્કૃતિનો ઘણો ઇતિહાસ નિરૂપી શકાય. સ્થળતપાસ અને ઉત્ખનનની પ્રવૃત્તિ પૂરી થયે એમાંથી ઉપલબ્ધ થયેલી સામગ્રીનો અભ્યાસ કરીને એને લગતો વિગતવાર સચિત્ર અહેવાલ તૈયાર કરવામાં અને પ્રકાશિત કરવામાં આવે છે. એમાં પહેલાં તે તે સ્થળના જુદા જુદા ભાગમાં જુદા જુદા સ્તરમાં મળેલા અવશેષોનો યથાતથ વૃત્તાંત આપવામાં આવે છે ને પછી એ સામગ્રી પરથી તે તે સંસ્કૃતિ વિશે ફલિત થતો ઇતિહાસ નિરૂપવામાં આવે છે. આમાં અનુમાનો તારવવામાં અને સંભાવનાઓની અટકળ કરવામાં બને તેટલી સાવધતા રાખવામાં આવે છે. એમાંની ઘણી સામગ્રીનો સંગીન અભ્યાસ કરવામાં સ્તરવિદ્યા, પ્રાણિવિદ્યા, જીવવિદ્યા, ખનિજવિદ્યા, ધાતુવિદ્યા, રસાયનશાસ્ત્ર ઇત્યાદિ અનેક વિદ્યાઓના પ્રાથમિક જ્ઞાનની તેમજ તે તે વિદ્યાના નિષ્ણાતોના અહેવાલની આવશ્યકતા રહે છે.

ભૌતિક અવશેષો દ્વારા તે તે સમયનાં હાડપિંજરો, ઓજારો, હથિયારો, ઘરવપરાશ હુન્નરકલા અને મોજશોખની ચીજો, ઇમારતો વગેરે અનેકવિધ

પદાર્થોનો નક્કર ખ્યાલ આવે છે, પરંતુ લિખિત કે અભિલિખિત સાધનોના કે એના વાચનના અભાવે એ સંસ્કૃતિનાં કોઈ વ્યક્તિનામોની તેમજ તે તે પ્રજાની વિચારસરણીઓની માહિતી મળતી નથી એ એની એક મોટી મર્યાદા છે. ઐતિહાસિક કાલની વસાહતોના ઇતિહાસના અન્વેષણમાં લિખિત–અભિલિખિત સાધનો અને ભૌતિક અવશેષો પરસ્પર પૂરક બની તે તે સંસ્કૃતિનાં સૂક્ષ્મ તથા સ્થૂલ એ બંને પ્રકારનાં પાસાં પર પ્રકાશ પાડવામાં ઉપયોગી નીવડે છે. લિખિત સાધનોના કે એના વાચનના અભાવે આ સંસ્કૃતિઓના સમયાંકન માટે પણ ઉપલક અંદાજ તારવવા પડે છે.

## સમયાંકન[૧૪]

ઐતિહાસિક કાલનાં લખાણોમાં ઘણી વાર મળે છે તેવી સંવત, વર્ષ, માસ, પક્ષ, તિથિ વગેરેની ચોક્કસ કાલગણના પ્રાગ્–ઐતિહાસિક તથા આદ્ય–ઐતિહાસિક સંસ્કૃતિઓ સંબંધી ઉપલબ્ધ ન હોઈ, એની કાલગણના માટે બીજી કેટલીક પદ્ધતિઓ પ્રયોજવામાં આવે છે ને એ પરથી પણ એના ઉપલક અંદાજ મળે છે. એમાં કેટલીક વાર માત્ર સાપેક્ષ કાલગણના જ તારવી શકાય છે. વળી આદ્ય–ઐતિહાસિક કાલ માટે મુખ્યત્વે શતાબ્દીઓના અને પ્રાગ્–ઐતિહાસિક સંસ્કૃતિઓ માટે સહસ્રાબ્દીઓના કે લક્ષાબ્દીઓના ય અંદાજ મૂકવા પડે છે.

પુરાતન સંસ્કૃતિઓના સાપેક્ષ સમયાંકન માટે બે પ્રકારની પદ્ધતિઓ પ્રયોજાય છે: ૧. આંતર અને ૨. બાહ્ય. આંતર પદ્ધતિઓમાં તે તે સમયના ઉપલબ્ધ પદાર્થોના પોતાના સ્વરૂપનો આધાર લેવામાં આવે છે, જ્યારે બાહ્ય પદ્ધતિઓમાં તે તે પદાર્થનાં પ્રાપ્તિસ્થાનો અને બીજી આનુષંગિક બાબતોનો આધાર લેવામાં આવે છે.

આંતર પદ્ધતિઓમાં કેટલાક પદાર્થોના વિશિષ્ટ નિર્માણને લઈને એનું સમયાંકન કરવાનું સરળ બને છે. આવી અનુકૂળતા ખાસ કરીને લાકડામાં અને પકવેલી માટીમાં હોય છે.

લાકડું સૂકા પ્રદેશોમાં લાંબો વખત ટકે છે. વનસ્પતિમાં વૃક્ષ વધારે દીર્ઘજીવી છે ને પોતાના જીવનકાલ દરમ્યાન વિશિષ્ટ રીતે વિકસે છે. એનાં થડ તથા ડાળની અંદર વર્ષે વર્ષે મોટાનાના કોશનાં વલય રચાયાં હોય છે તે પરથી

એનું સમયાંકન કરવામાં આવે છે. આપણા દેશમાં લાકડું લાંબા કાલ લગી ભાગ્યેજ ટકે છે, તેથી આ વૃક્ષ–સમયાંકનની પદ્ધતિ અહીં ખાસ ઉપયોગી નીવડતી નથી.

એવી રીતે માટીની પકવેલી ચીજોમાં તે તે સમયનાં ચુંબકીય વૃત્ત સ્થિર થયાં હોય છે, તેથી એને આધારે પણ એનું સમયાંકન કરી શકાય છે, કેમકે ચુંબકવૃત્તો જે ધ્રુવબિંદુઓને અનુલક્ષીને રચાતાં હોય છે તે ધ્રુવબિંદુઓનાં સ્થાન જુદે જુદે સમયે બદલાયા કરે છે. પ્રાચીન-ચુંબકત્વની આ પદ્ધતિ હજી આરંભિક દશામાં છે.

એવી રીતે પદાર્થોમાં થતાં રાસાયનિક કે ભૌતિક પરિવર્તનો પરથી પણ સમયાંકનનાં અનુમાન કરવામાં આવે છે. એમાં ધાતુને કાટ લાગવાનો વેગ, પથ્થરની સપાટી પર થયેલી પાણીની અસરનું પ્રમાણ, અસ્થિઓ અશ્મીભૂત થવાનો વેગ, અસ્થિઓમાં થતા ફ્લોરીનના વધારાનું તથા નાઇટ્રોજનના ઘટાડાનું પ્રમાણ વગેરે પરથી સમયાંકન કરવામાં આવે છે, પરંતુ આ સર્વ પદ્ધતિઓ સ્થાનિક તથા સાપેક્ષ હોઈ એના પરથી અનુમાનો તારવવામાં ઘણી સાવધાની રાખવી પડે છે.

ચોક્કસ સમયાંકન માટે તાજેતરમાં સી–૧૪ ની પદ્ધતિ સહુથી વધુ કામયાબ નીવડી છે. પૃથ્વી પરનાં સર્વ વનસ્પતિ તથા પ્રાણીઓ પોતાના જીવનકાલ દરમ્યાન કિરણોત્સર્ગ-ક્રિયા તથા રેડિયો–પ્રવૃત્તિ દ્વારા સી–૧૪ સંજ્ઞાવાળો કાર્બન ગ્રહણ કરતાં હોય છે. એ એના મૃત્યુ બાદ ધીમે ધીમે ઘટતા જઈ ૭૦,૦૦૦ વર્ષમાં સંપૂર્ણ લુપ્ત થાય છે, આથી મૃત વનસ્પતિ તથા પ્રાણીઓના અવશેષોમાં હાલ રહેલા સી–૧૪ નું પૃથક્કરણ કરીને મૂળ પદાર્થમાં એના થયેલા ઘટાડાનું પ્રમાણ શોધી એ પરથી એના મૃત્યુને કેટલાં વર્ષ થયાં હશે એનો અંદાજ કાઢી શકાય છે. ભારતની કેટલીક આદ્ય–ઐતિહાસિક સંસ્કૃતિઓના સમયાંકન માટે આ પદ્ધતિનો લાભ લેવામાં આવ્યો છે.

જ્યારે પદાર્થ પોતે સમયાંકન માટે મદદરૂપ નીવડે એમ ન હોય ત્યારે આંતર પદ્ધતિઓને બદલે બાહ્ય પદ્ધતિઓનો આશ્રય લેવો પડે છે. પાષાણનાં ઓજાર તથા માટીનાં વાસણ જેવા પદાર્થો પૈકી પ્રસિદ્ધ સ્થળોએ મળેલા પદાર્થોને સીમા–સ્તંભ ગણીને અન્ય સ્થળોએ મળતા એવા પદાર્થોને એના બાહ્ય

ઘાટ વગેરે પરથી સરખાવવામાં આવે છે ને એમાં જણાતા સામ્ય પરથી સમકાલીનતાના ધોરણે એનું સાપેક્ષ સમયાંકન કરવામાં આવે છે; માનવે ઘડેલી આ પદ્ધતિને 'ચીજોના રૂપસામ્યની–આકારના સામ્યની–પદ્ધતિ' કહે છે. આમાં સમય ઉપરાંત બીજાં કેટલાંક કારણ પણ રહેતાં હોઈ, આ પદ્ધતિમાં ઘણી સાવધતા રાખવી પડે છે. રૂપસામ્ય કરતાં સ્તરવિદ્યા સમયાંકન માટે વધુ શ્રદ્ધેય ગણાય છે. સામાન્યતઃ નીચલા સ્તરમાં રહેલી વસ્તુઓ પ્રાક્કાલીન અને ઉપલા સ્તરમાં રહેલી વસ્તુઓ અનુકાલીન એવો કાલ–ક્રમ રહેલો હોઈ એ પરથી તે તે સ્તરમાં દટાયેલી સંસ્કૃતિઓનો કાલ–ક્રમ નક્કી કરી શકાય છે ને જુદાં જુદાં સ્થળોએ મળેલા પદાર્થોના રૂપસામ્ય પરથી તે તે સ્તરનું સાપેક્ષ સમયાંકન પણ તારવી શકાય છે. આ પદ્ધતિ ભારતની અનેક સ્થળોએ મળેલી પુરાતન સંસ્કૃતિઓના સંબંધમાં ઉપયોગી નીવડી છે, છતાં પદાર્થોના પ્રાપ્તિસ્તરોનો ક્રમ ક્યારેક એના નિર્માણનો કાલ-ક્રમ ન દર્શાવતો હોય એવું પણ બને છે, તેથી આ પદ્ધતિમાં પણ નિશ્ચિત અનુમાનો તારવવામાં સાવધતા રાખવી રહે છે. પ્રાગ્–ઐતિહાસિક સંસ્કૃતિઓના સમયાંકન માટે સ્તરવિદ્યાની પદ્ધતિ ખાસ ઉપયોગી નીવડે છે ને એ માટે સ્તર–રચનાની પ્રક્રિયા તેમજ તે તે સ્તરનું રાસાયનિક બંધારણ તપાસવાની જરૂર પડે છે. આ માહિતી ભૂસ્તરવિદ્યા દ્વારા સુલભ બને છે.

આમ સ્થળતપાસ તથા ઉત્ખનન દ્વારા જે પુરાવસ્તુકીય સામગ્રી પ્રાપ્ત થાય છે તેના સૂક્ષ્મ અભ્યાસ પરથી પ્રાગ્–ઐતિહાસિક તથા આદ્ય–ઐતિહાસિક સંસ્કૃતિઓ વિશે ઠીક ઠીક માહિતી મળે છે તેમજ અમુક આંતર તથા બાહ્ય પદ્ધતિઓની મદદથી એનું સાપેક્ષ કે અંદાજી સમયાંકન કરી શકાય છે.

## પાદટીપો

૧. "સંસ્કૃતિ" શબ્દ અહીં "Culture"ના પર્યાયરૂપે પ્રયોજાય છે. "Culture"નો મૂળ અર્થ "ખેડાણ" થાય છે.

૨. Malinowski, "Culture", *Encyclopaedia of Social Sciences*, Vol. IV, pp. 621 ff.

૩. H. D. Sankalia, *Pre-history and Protohistory in India and Pakistan*, Introduction. p. ix

૪. અગાઉ પ્રાચીનપાષાણયુગ, મધ્યપાષાણયુગ અને નૂતનપાષાણયુગ એવા વિભાગ પાડવામાં આવેલા; હવે એને બદલે આદ્યપાષાણયુગ, મધ્યપાષાણયુગ, ઉત્તરપાષાણયુગ વગેરે વિભાગ પ્રયોજાય છે. (*Ibid.*, Introduction, pp. xix–xxii)

૫–૮. Heras, "Pre–history or Proto–history ?" *JBORS*, Vol. XXVIII, pp. 113 ff.; હ. ગં. શાસ્ત્રી, હડપ્પા ને મોહેં-જો-દડો, પૃ. ૪–૬; H. D. Sankalia, *op. cit.*, pp. ix–x

૯. આ પ્રશ્નની ચર્ચા માટે જુઓ B. Subbarao, *The Personality of India*, Appendix I ("Archaeology and Tradition"); M. R. Majmudar, *Chronology of Gujarat*, Vol. I, pp. 8 f.

૧૦. ર. ના. મહેતા, પુરાવસ્તુવિદ્યા, પૃ. ૩–૮

૧૧. એજન, પ્રકરણ ૬; H. D. Sankalia, *An Introduction to Archaeology*, pp. 6 ff.

૧૨. ર. ના. મહેતા, એજન, પ્રકરણ ૭; H. D. Sankalia, *ibid.*, pp. 19 f.

૧૩. ર. ના. મહેતા, એજન, પ્રકરણ ૯; H. D. Sankalia, *ibid.*, pp. 22 ff.

૧૪. ર. ના. મહેતા, એજન, પ્રકરણ ૪; H. D. Sankalia, *ibid*, pp. 20 f.

## પ્રકરણ ૫

# પ્રાગ્-ઐતિહાસિક સંસ્કૃતિઓ

### ૧. આદ્યપાષાણયુગ[1]

પાષાણ-યુગોની સંસ્કૃતિઓ પ્રાગ્-ઐતિહાસિક ગણાય છે, કેમકે એ યુગોમાં લેખનકલાનું અસ્તિત્વ નહોતું અને માનવકૃત ચીજો મુખ્યત્વે પાષાણની ઘડવામાં આવતી હતી. હુન્નરકલા તથા સંસ્કૃતિની દૃષ્ટિએ આ યુગોના પ્રાચીન-પાષાણયુગ તથા નૂતનપાષાણયુગ એવા બે ભેદ પાડવામાં આવ્યા છે; પ્રાચીન-પાષાણયુગના આદ્ય, મધ્ય અને અંત્ય એવા ત્રણ તબક્કા પાડવામાં આવ્યા છે.

### આદ્યપાષાણયુગના અવશેષોની પહેલી શોધ

ગુજરાતમાં પ્રાગ્-ઐતિહાસિક શોધ પહેલવહેલી ઈ. સ. ૧૮૯૩ માં થઈ. રૉબર્ટ બ્રુસ ફૂટ નામના ભૂસ્તરશાસ્ત્રી હિંદી સરકારની સેવામાંથી નિવૃત્ત થઈ વડોદરા રાજ્યની સેવામાં જોડાઈ એ રાજ્યનું આર્થિક દૃષ્ટિએ ભૂસ્તરનિરીક્ષણ કરતા હતા, ત્યારે એમને ત્યાંના સાબરમતીના પટમાં સાદોલિયા (તા. પ્રાંતિજ) ગામની સામે આવેલા અનોડિયા-કોટ (તા. વિજાપુર) નામે ઓળખાતા સ્થળે હાથે ઘડેલાં પથ્થરનાં બે હથિયાર અને પેઢામલી (તા. વિજાપુર) પાસે એવું એક હથિયાર મળેલું[2] (નકશો ૩). આ હથિયાર નદીના અર્વાચીન પાત્રમાંથી મળેલાં, પરંતુ એ સ્પષ્ટતઃ નદીના પ્રાચીન પાત્રમાંથી નીચે પડ્યાં હોય એમ લાગેલું. સાબરમતી નદીમાં દર વર્ષે ચોમાસામાં પ્રવાહ વડે થતા ખોદાણને લઈને સમય જતાં એનું પાત્ર નીચે ને નીચે ઊતરતું જાય છે; ને બીજી બાજુ એના ઉપલા થર પર પવનને લઈને ઊડીને આવતી રેતી જેવી માટીનો થર વધતો જાય છે,[3] આથી ત્યાં વસતિ-સ્તરોનો ક્રમ ઊલટો જોવા મળે છે.[4]

## નવી શોધો

આવાં હથિયાર ત્યાં નદીના આદ્ય પટમાં યથાવત્ મળે તો એની પુરાતનતાની પ્રતીતિ થાય. ૧૯૪૧માં આવાં હથિયાર નદીના આદ્ય પટમાં મળ્યાં.[૫] લાંઘણજ જેવાં સ્થળોએ ઉત્ખનન પણ કરવામાં આવ્યાં. પ્રાગ્-ઐતિહાસિક શોધજૂથોની પ્રવૃત્તિ ૧૯૪૯ સુધી ચાલુ રહી, ત્યાર પછી ૧૯૫૨, ૧૯૫૪, ૧૯૫૯ અને ૧૯૬૩ માં લાંઘણજમાં વધુ ઉત્ખનન થયાં.[૬] મહી નદીની ભેખડોમાં આવાં હથિયાર શોધાયાં.[૭] તાજેતરમાં સૌરાષ્ટ્રમાં અનેક સ્થળોએ, દક્ષિણ ગુજરાતમાં છેક વલસાડ અને ડાંગ જિલ્લા સુધી તેમજ કચ્છમાં પણ આવાં પથ્થરનાં હથિયાર મળ્યાં છે.[૮]

## માણસે ઘડેલાં હથિયારો

નદીના પટમાંથી મળતા આવા પથ્થરોના આકારને ઝીણવટથી તપાસતાં માલૂમ પડે છે કે એનો એ આકાર કુદરતી રીતે ઘડાયા નથી, પરંતુ માણસોના હાથે ઘડાયા છે. એમાં માણસે જુદી જુદી જાતનાં હથિયાર ઘડવાની હુન્નરકલા કેળવી હોવાનું માલૂમ પડે છે. અમુક પ્રકારનાં હથિયારોમાં એક બાજુએથી ધીરે ધીરે પતરીઓ પાડી કોર અને ધાર બનાવી લાગે છે. એમાં દરેક ઘામાં નિયંત્રણ માલૂમ પડે છે અને દરેક ઘાએ નીકળતી પતરી આગળ એકેક પગથિયું થયેલું દેખાય છે. ઘણાં હથિયારોમાં એક ભાગ ધારવાળો કે અણીવાળો હોય છે, જ્યારે બીજો ભાગ અણઘડેલો કે ગોળ હોય છે. આ બીજી બાજુએ એને હાથમાં પકડતાં ફાવે છે. કેટલાંક હથિયાર બીજા પથ્થરો વડે ઘડાયાં લાગે છે, તો કેટલીક ઘણી નાની અને સરખા કદની પતરીઓ લાકડાના કે હાડકાના નળાકાર હથોડા વડે પાડી હશે એમ જણાય છે. ગમે તેમ, આ પથ્થર સ્પષ્ટતઃ માણસે ઘડેલાં હથિયાર હોઈ એ કાલની માનવ-સંસ્કૃતિના અવશેષ હોવાનું માલૂમ પડે છે. સાપેક્ષ કાલગણનાની દૃષ્ટિએ જોઈએ તો એ માનવ-સંસ્કૃતિનો સહુથી પુરાતન કાલ દર્શાવે છે; અર્થાત્ એ હથિયારો ઘડનાર માનવ એ પ્રદેશનો આદિ માનવ હતો.

## આદિમાનવના વસવાટનો વિસ્તાર

એક સમયે એવું માનવામાં આવતું હતું કે આદિમાનવ કેવળ ઉત્તર ગુજરાતમાં એટલે સાબરમતીને તીરે જ વસતો હતો, પરંતુ તાજેતરની શોધોએ બતાવ્યું છે કે આ માન્યતા સાચી નથી. હવે આપણે કહી શકીએ કે આદિમાનવ

ગુજરાતના પાંચેય કુદરતી વિભાગોમાં અર્થાત્ (૧) ઉત્તર ગુજરાતમાં સાબરમતી અને એની ઉપનદીઓ કિંવા શાખાઓના તીરે, (૨) મધ્ય ગુજરાતમાં મહી, ઓરસંગ, કરજણ અને નર્મદાના તટે, (૩) દક્ષિણ ગુજરાતમાં પાર, અંબિકા વગેરે નદીઓના કાંઠાઓ નજીક, (૪) સૌરાષ્ટ્રમાં ભાદર, સૂકી વગેરે નદીઓના કિનારાના પ્રદેશમાં, અને (૫) કચ્છમાં ભૂખી વગેરેના તટ–પ્રાંતમાં વસતો હતો.

## એ કાલનું હવામાન

ગુજરાતના આ પાંચે વિભાગોમાં ભૂસ્તરો અને હવામાનનો ફરક દેખાય છે. ઉત્તર ગુજરાતનો સમગ્ર પ્રદેશ સેંકડો મીટર માટીવાળી રેતીથી છવાઈ ગયેલો જોવામાં આવે છે. સાબરમતી આ પ્રદેશને કાપીને ૩૦–૩૨ મીટરથી પણ વધારે નીચે ઊતરી ગઈ છે, અને એના કાંઠાના પ્રદેશમાં અસંખ્ય કોતરો (શ્વભ્ર) જોવામાં આવે છે. આ જ કારણ છે કે એનું સંસ્કૃત શુદ્ધ નામ શ્વભ્રવતી (વાંઘાંઓવાળી--કોતરોવાળી) છે.[૯]

આવું જ દૃશ્ય થોડેક અંશે મહી, ઓરસંગ અને નર્મદાની ખીણોમાં પણ નજરે પડે છે, જોકે ઓરસંગ અને નર્મદાની ખીણોમાં કાળી માટી ખૂબ જ મોટા પ્રમાણમાં જોવા મળે છે.

દક્ષિણ ગુજરાતનો ડાંગ વિભાગ એટલે ગુજરાતનું વન–ધન. અહીં હજુ પણ ૨૫૦ થી વધુ સે. મી. (૧૦૦ થી વધુ ઈંચ) વરસાદ પડે છે; આઠ મહિના તડકો પણ એટલો જ પ્રબળ રહે છે. આમ ઋતુઓમાં ઘણું જ વૈવિધ્ય હોવાથી ખડકોમાં લેટેરાઈટ થવાની પ્રક્રિયા (lateritization) થવાથી ભૂતલ લાલ--પીળી માટીથી છવાઈ ગયું છે.

સૌરાષ્ટ્રમાં આનાથી ઊલટું દેખાય છે. અહીં સપાટ ખડકાળ જમીન છે, કારણ કે સૌરાષ્ટ્રનો કેટલોયે પ્રદેશ એક સમયે સમુદ્રના પાણી નીચે હતો. વળી ઘણો ભાગ મહારાષ્ટ્રની માફક જ્વાળામુખીના લાવા રસથી બન્યો હોવા છતાં એ યુગની પછીના અને આ યુગની પહેલાંના પણ ભૂસ્તરો ક્યાંક ક્યાંક જોવામાં આવે છે. દા. ત. ધ્રાંગધ્રા, વઢવાણ વગેરે સ્થળોએ વરસાદ ઓછો અને અનિયમિત છે; જોકે હજુ જૂનાગઢ અને રાજકોટના પ્રદેશો વર્ષમાં એકબે વાર ભારે વરસાદ અનુભવી લે છે.

આમ તો કચ્છ સૌરાષ્ટ્રનો જ એક ભાગ કહેવાય, કારણ કે એનાં ભૂસ્તર--રચના અને હવામાન સૌરાષ્ટ્રના પશ્ચિમી સમુદ્રકાંઠાના પ્રદેશ જેવાં જ છે.

આમ ભૂસ્તરીય અને હવામાનની દૃષ્ટિએ થોડોઘણો ભેદ હોવા છતાં આ સમગ્ર ભૂભાગમાં આદિમાનવ વિચરતો હતો. એવા સમયે હવામાન હાલ કરતાં નિશ્ચિત રીતે જુદું હતું. વરસાદ વધારે પડતો, ખાસ કરીને ઉત્તર ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છમાં. દક્ષિણ ગુજરાતમાં કાંતો હાલ જેટલો પડતો હશે કે એનાથી કંઈ વધારે.

## એ કાલનાં જંગલ

જંગલો પણ હાલ કરતાં વધારે ગાઢ હતાં, જેમાં બાવળ, પીપળા, પીંપર, વડ, ખજૂરી ( જંગલી ) વગેરે ઝાડો ઊગતાં હોવાં જોઈએ; જોકે આ અનુમાન પર આવવા માટે આ વનસ્પતિઓના અશ્મીભૂત અવશેષો (fossils) કે એનાં ફૂલોના રજકણ (fallen grains) હજુ શોધાયા નથી.

આ જંગલોમાં જાત જાતનાં કાળિયાર, બડાસિંગ વગેરે મૃગો, જંગલી ગાય, ભેંસ, ડુક્કર, સીધા લાંબા દાંતવાળો હાથી અને હિંસક પ્રાણીઓ વિચરતાં હતાં, છતાં ગુજરાતમાં એક પણ સ્થળેથી આ પ્રાણીઓના અશ્મીભૂત અવશેષ મળ્યા નથી, પણ ઉપર નિર્દિષ્ટ કરેલાં ઘણાંખરાં પ્રાણીઓના અવશેષ નર્મદાની ખીણમાં હોશંગાબાદ--નરસિંગપુર વિભાગમાં અને મહારાષ્ટ્રમાં ગોદાવરી, પ્રવરા, ઘોડ, ભીમા વગેરે નદીઓમાં મળ્યા છે, એટલે આપણે સહજ રીતે અનુમાન કરી જ શકીએ કે આ પ્રાણીઓ ગુજરાતમાં પણ વસતાં હોવાં જોઈએ.

આ માન્યતાને પુષ્ટિ આપતું બીજું પણ એક કારણ છે. સૌરાષ્ટ્રની દક્ષિણ–પૂર્વે ખંભાતના અખાતમાં પીરમ બેટમાં "આધુનિકતમ જીવમય યુગ" નાં કેટલાંય પ્રાણીઓના અશ્મીભૂત અવશેષ મળ્યા છે. એ યુગમાં આ પ્રાણીઓના અસ્તિત્વને આનાથી સમર્થન મળે છે.[૧૦]

## એ કાલની નદીઓ

જ્યારે આદિપાષાણયુગનો માનવ ગુજરાતમાં વસતો હતો ત્યારે બધી નદીઓ હાલ કરતાં બહુ વિશાળ પટોમાં વહેતી; એમની ભેખડો પણ નહિ જેવી જ ઊંચી હતી, કારણ કે આ આદ્ય નદીઓ આની પૂર્વે બંધાયેલા સમુદ્રમાંથી ઉપર નીકળી આવેલા ખડકો ઉપર વહેતી હતી. આ ખડકો, તેથી જ, બહુ ધોવાયા નહોતા અને હાલ જોવામાં આવે છે તેવી ઊંચી ભેખડો અસ્તિત્વમાં આવી નહોતી. લગભગ આધુનિક કાળમાં જ નદીઓએ પોતાનાં જૂનાં આરંભનાં પાત્રો ઉઘાડાં પાડયાં ત્યારે આ ભેખડો દેખાવા લાગી (પટ્ટ ૭, આકૃતિ ૧૦૯). આમ બધી નદીઓ, હકીકતે, 'નવી' નદીઓ કહેવાય.

વરસાદનું પ્રમાણ વધારે હોવાને લીધે અને બીજાં નૈસર્ગિક કારણોને લઈને નદીઓ હાલ કરતાં વધારે પ્રમાણમાં અને વધારે મોટા ઉપલો પોતપોતાના પટમાં લાદતી, કેટલેક સ્થળે ભૂતલમાં નદીના પટમાં ખાડા-ટેકરા હોવાથી એ સ્થળો આવા ઉપલોથી ભરાઈ જતાં અને એમાંથી ઢગલાઓ રચાતાં ટેકરા સર્જાતા.

## એ કાલનો માનવ

આવે સમયે, જ્યારે વરસાદનું જોર તેમજ પ્રમાણ ઓછું થવા આવ્યું હતું ત્યારે માનવ પહેલી જ વાર આ નદીઓના તટ ઉપર વસવા લાગ્યો. આ માનવ કેવો હતો એ આપણે કહી શકતા નથી, કારણ કે ગુજરાતમાં કે ભારતમાં કોઈ પણ સ્થળે આ આદિમાનવનાં પોતાનાં હાડપિંજર કે એના કોઈ ભાગ પણ હજી સુધી પ્રાપ્ત થયા નથી, તેથી હમણાં તો આ માનવનું જીવન કેવું હશે એનું આછું રેખાચિત્ર આપણે દોરી શકીએ છીએ. માનવ આ સમયે તદ્દન જંગલી અવસ્થામાં હતો, કંદમૂળ અને પ્રાણીઓના શિકાર ઉપર જ એનું જીવન પસાર કરતો. કપડાંલત્તાં કે દાગીના હતા જ નહિ; જોકે સંભવિત છે કે એ જંગલનાં ફૂલોથી તથા રંગબેરંગી પાંદડાંથી માથું, કાન વગેરેને સુશોભિત કરતો હશે.

શિકાર કરવાને કે કંદમૂળ જમીનમાંથી ખોદી કાઢવાને માનવ પાસે પથ્થરનાં હથિયાર હતાં એ તો નિઃશંક છે, પણ આ ઉપરાંત અસ્થિ અને લાકડાંનાં હથિયાર હોવાનો પણ સંભવ છે. પૃથ્વી ઉપર જૂનામાં જૂનો લાકડાનો જ ટોચવાળો ભાલો ઇંગ્લૅન્ડમાં કેટલાંય વર્ષો ઉપર મળ્યો હતો. વળી દક્ષિણ આફ્રિકામાં મક્કાપાસગાર નામની ગુફામાં અસ્થિના અસંખ્ય અવશેષ મળ્યા છે, જેના પરથી એમ માનવામાં આવે છે કે માનવે સૌથી પહેલાં મારેલાં પ્રાણીઓનાં અસ્થિ—ખાસ કરીને લાંબાં અસ્થિ—હથિયાર તરીકે વાપર્યાં હોય. આમ પાષાણયુગ પહેલાં અસ્થિનાં હથિયારોનો યુગ હોવાનો સંભવ સ્વીકારવામાં આવ્યો છે.

## હથિયારો બનાવવા વપરાયેલા પથ્થરની જાતો

ગુજરાતમાં અને આખાય ભારતમાં એ યુગનાં, હજુ સુધી, પથ્થરનાં હથિયાર જ મળ્યાં છે, કારણ કે પથ્થર જ આટલા લાંબા કાળ સુધી ટકી શકે. અસ્થિ અને લાકડું, અમુક સંયોગો બાદ કરતાં, ટૂંકા સમયમાં નાશ પામે છે.

જોકે ગુજરાતના પાંચે વિભાગોમાંથી આ પ્રથમ કે આદ્યપાષાણયુગનાં હથિયાર મળ્યાં છે, તોપણ જે પથ્થર વપરાયા છે તેમાં ખડકની જાતોની દૃષ્ટિએ ભેદ માલૂમ પડી આવે છે.

સાબરમતી વગેરે ઉત્તર ગુજરાતની નદીઓમાં "ક્વાર્ટ્ઝાઇટ" (quartzite) નામના ખડક( પાષાણપડ )માંથી બનાવેલાં હથિયાર મળે છે. આ ખડકો ઉત્તરે આડાવલીની પર્વતમાળામાં જોવામાં આવે છે અને પૃથ્વીનાં ઘણાં જ પ્રાચીન પડોમાં તેઓની ગણતરી થાય છે. આદિમાનવે પણ, જ્યાં જ્યાં મળે ત્યાં ત્યાં, આ જ ખડકમાંથી એનાં હથિયાર બનાવ્યાં છે.

મહી અને ઓરસંગમાં "ક્વાર્ટ્ઝાઇટ" ઉપરાંત "ક્વાર્ટ્ઝ" (quartz) નામના સફેદ પથ્થરમાંથી બનાવેલાં હથિયાર જોવામાં આવે છે. રાજપીપળા પાસે કરજણ નદીમાં અને દક્ષિણે ડાંગમાં બસાલ્ટ (basalt) નામના ખડકમાંથી એ બનાવ્યાં છે.

સૌરાષ્ટ્રમાં ભાદર ઉપર રોઝડી (શ્રીનાથગઢ) અને કચ્છમાં નખત્રાણા પાસે ભૂખી નદીનાં હથિયાર "બસાલ્ટ"નાં જ બનાવેલાં છે, જ્યારે પીંડારા અને ધ્રાંગધ્રા નજીકથી પ્રાપ્ત થયેલાં હથિયાર ઘટ્ટ રેતીના પથ્થર(sand stone)-માંથી બનાવેલાં છે.[11] આનો અર્થ એવો જ થાય છે કે આદિમાનવે જ્યાં જ્યાં જે જે અનુકૂળ કાચો માલ (ખડક) મળ્યો ત્યાં ત્યાં તે તે ખડકમાંથી એનાં હથિયાર બનાવ્યાં.

## હથિયારોના પ્રકાર

આ હથિયારોમાં મુખ્યત્વે ત્રણ–ચાર પ્રકાર જોવામાં આવે છે. એના અભ્યાસ પરથી એના ઉપયોગ અને એના ઘડતર વિશે અનુમાન થઈ શકે છે:

(અ) સૌથી સહેલાં અને પહેલાં ઉપલો કે ઉપલોનાં અડધિયાંમાંથી બનાવેલાં હથિયાર છે. આમાં પણ બહુ ઘડતર જોવામાં આવતું નથી. નીચલી બાજુ સપાટ હોય તેવા ઉપલોનાં બે અડધિયાં કરીને કે કુદરતી ભાંગેલાં હોય તેવાં અડધિયાં લઈને, આવી ભાંગેલી બાજુએ ગોળાકાર પથ્થરના હથોડાથી કાંઈક ઘાટ આપી તીક્ષ્ણ પણ વાંકીચૂકી ધારવાળાં હથિયાર બનાવતા. આવાં હથિયારોને "ઉપલોમાંથી બનાવેલાં હથિયાર" ( Pebble Tools ) કહે છે.

આવાં હથિયાર સાબરમતીમાં ધરોઈ અને વલાસણા ( તા. ખેરાળુ ) આગળ, મહીમાં વાસદ ( તા. આણંદ ) પાસે અને પાર નદીની ખીણમાં મળ્યાં છે. આ હથિયાર ઝાડોનાં થડોમાં ખાંચા કરવા માટે, અસ્થિ ભાંગવા માટે વગેરે કામમાં આવતાં હશે.

(આ) ચોરસ કે લંબચોરસ, કાંઈક ગોળાકાર ધારવાળી, હેતુપુરઃસર કાઢેલી પતરીઓ ( Flakes ) (પટ્ટ ૭, આકૃતિ ૧૧૧) સાધારણ રીતે એક જ બાજુએ ધારવાળી હોય છે, જ્યારે એની સામેની બાજુએ નીચે તરફ ઊપસેલો ભાગ (Bulb of Percussion) દેખાય છે. ટૂંકમાં, એ પહોળી ધારવાળી પતરીઓ છે. આવી પતરીઓ શિકાર કરેલાં પ્રાણીઓ કાપવાને કે ઝાડની ડાળીઓ કાપવાને ખપમાં આવે. હેતુપુરઃસર ભાંગેલી આવી પતરીઓ નખત્રાણા (કચ્છ) પાસે ભૂખી નદીની ભેખડોમાં છેક નીચલા સ્તરમાં ૧૯૬૭માં યથાવત્ સ્થિતિમાં મળી છે.[૧૨] આ " બસાલ્ટ " ની બનાવેલી છે.

(ઇ) લગભગ (આ) ના જેવાં જ, પણ એની ધારવાળી બાજુ બહુ પહોળી નહિ, કારણ કે આ ધાર પતરીની ટૂંકી બાજુએ હોય છે. બીજું, આ ધારની સામેની બાજુ સહેજ જાડી અને U ના જેવી ગોળાકાર કે ચોરસ, કે કોઈક વાર V ના જેવી સાંકડી પણ હોય છે. આવી પતરીઓની લાંબી બાજુઓ સાધારણ રીતે જાડી અને ઘડેલી હોય છે, જ્યારે ધારવાળો ભાગ કુદરતી રીતે —ઉપલી અને નીચલી સપાટીઓ મળવાથી—ધારદાર હોય છે. ધાર સાધારણ રીતે સીધી, કોઈક વાર સહેજ આડી કે સહેજ ગોળાકાર હોય છે ને એની બાજુઓ બહાર જતી જોવામાં આવે છે; જવલ્લે જ ધારમાં ખાડો હોઈ અંતર્ગોળ હોય છે.

આવી પતરીઓ (Cleavers) (પટ્ટ. ૮, આકૃતિ ૧૧૨; પટ્ટ, ૯, આકૃતિ ૧૧૫) ખાસ અમુક ઢબે, મોટા ઉપલો કે ખડકોમાંથી કાઢવામાં આવે છે.

ધાર અને હાથાવાળા ભાગના આકાર પ્રમાણે ઓછામાં ઓછા આઠ પ્રકારમાં આને વિભાજિત કરી શકાય. એ ઝટકાથી ઝાડ કે પ્રાણીઓનાં માંસ તથા અસ્થિ કાપવાને માટે કામમાં આવતી હશે, તેથી આને " ઝટકાથી કાપવાનાં હથિયાર " કહીએ તો ખોટું નથી.

પ્રયોગો કરતાં માલૂમ પડયું છે કે આવાં હથિયાર (Cleavers) ઝાડ ચીરવાને માટે નહિ, પરંતુ પ્રાણીઓનાં શરીર કાપવાને માટે મુખ્યત્વે કામમાં

આવતાં હશે કે આવતાં હોવાં જોઈએ, કારણ કે આવાં સેંકડો હથિયારોની ધાર તપાસતાં કોઈક જ હથિયારોની ધાર ખરબચડી જોવામાં આવી છે. ઝાડ ચીરવામાં તો એક જ દિવસમાં ધાર બુઠ્ઠી થઈ જાય.

આવાં હથિયાર સાબરમતી, ઓરસંગ, કરજણ, ડાંગ અને પીંડારા પાસે મળી આવ્યાં છે.

(ઇ) હથિયારોની (આ) અને (ઇ) જાતનાં હથિયાર ઘડવામાં પતરીઓ વપરાતી, એમાં (ઇ) જાતનાં હથિયાર ઘડવામાં વધારે હોશિયારી વાપરવી પડતી, પરંતુ (ઈ) જાતનું હથિયાર તો ઉપલ કે પતરીમાંથી બનાવવામાં આવતું. શરૂમાં એ લંબગોળ ઉપલોમાંથી બનાવાતું. એમાં પણ પ્રારંભમાં એક જ બાજુનો ભાગ એકબે ફટકા આપી ભાંગવામાં આવતો. આમ કેટલાંયે આવાં હથિયારોમાં હાથાવાળો ભાગ ઉપલોના જેવો જ રહ્યો છે, જ્યારે આગલો ભાગ બુઠ્ઠો કે તીક્ષ્ણ અણીદાર કે જીભની જેમ પાતળો, આગળ પડતો ને બંને તરફથી ઘડેલો જોવામાં આવે છે.

આ હથિયારની વિશિષ્ટતા એ છે કે એની નીચલી અને ઉપલી-બંને સપાટી સહેજ કે અડધી કે આખી ઘડવામાં આવી હોય છે, એટલે એ બંને બાજુએથી ઘડેલાં "bifacial" ("દ્વિમુખ, અર્થાત્ દ્વિપૃષ્ઠ-સંસ્કારિત") હથિયાર તરીકે એ હવે ઓળખાય છે.

સૌથી પ્રારંભમાં જ્યારે આવા હથિયારની શોધ થઈ ત્યારે એને "હાથ-કુહાડી" (Hand-axe) સંજ્ઞાથી ઓળખવા માંડયું, કારણ કે કોઈ પણ હાથા સિવાય હાથમાં સીધું પકડીને આ વાપરવામાં આવતું હશે. ત્યાર પછી એ શોધનારના નામ પરથી "બુશે" (Boucher) પણ કહેવાયું; જોકે આ નામ બહુ આવકાર પામ્યું નહિ. વસ્તુતઃ એ જાડી ટોચવાળી છુરિકા (છરી) જેવું હોવા છતાં એને માટે "હાથ-કુહાડી" (Hand-axe) નામ જ પ્રચલિત છે.

સમય જતાં, હજારો અને લાખો વર્ષ વીતતાં માનવ આ હથિયારમાં સુધારો કરતો જ રહ્યો, એ એટલે સુધી કે આદ્યપાષાણયુગના અંતમાં આ એક અતિશય સુંદર, ચારે તરફથી સીધી ધારવાળું, બહુ જાડું નહિ તેમ બહુ પાતળું નહિ, એવું સમ (સરખું) હથિયાર બન્યું. આનો આકાર હવે પીપળાના પાનના કે હૃદયના કે બદામના આકાર જેવો લાગે. આવાં પાતળાં અને બહુ જ સમ (સરખાં) હથિયાર પતરીઓમાંથી બનાવવામાં આવતાં. આનું નામ

"હાથ-કુહાડી" (Hand-axe) લાંબા વખતથી રૂઢ થયું હોઈ સગવડ ખાતર આપણે એ નામ ચાલુ રાખીએ તો ખોટું નથી. આમ છતાં એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે એનો ઉપયોગ કુહાડી તરીકે નહિ, પરંતુ જમીનમાંથી કંદ-મૂળ વગેરે કાઢવા માટે અને એવાં બીજાં કામો માટે, તથા પ્રાણીઓનો શિકાર કરવા માટે થતો હશે, પણ ઝાડ કાપવાને માટે નહિ.

પ્રયોગો કરતાં માલૂમ પડયું છે કે એનાથી ઝાડ ચિરાય છે ખરું, પણ એ જમીનમાં ખોદવાને વધારે અનુકૂળ આવે છે. લગભગ બધા જ પ્રકારની હાથ-કુહાડીઓ (પટ્ટ ૭, આકૃતિ ૧૧૦; પટ્ટ ૮, આકૃતિ ૧૧૩-૧૧૪; પટ્ટ ૯, આકૃતિ ૧૧૫-૧૧૭; પટ્ટ ૧૦, આકૃતિ ૧૨૦) સાબરમતી, ઓરસંગ અને કરજણની ખીણોમાંથી મળી આવી છે. ડાંગમાંથી મુખ્યત્વે 'ક્લીવર્સ" અને ઉપલોમાંથી બનાવેલાં હથિયાર (Pebble-Tools) મળ્યાં છે, જ્યારે રોઝડીમાંથી એક બે કુહાડીઓ (પટ્ટ ૯, આકૃતિ ૧૧૬-૧૧૭) મળી છે. કચ્છમાંથી પણ હજી એક બે કુહાડીઓ જ મળી છે.

આમ હમણાં સમગ્ર ગુજરાતમાંથી ઉપર વર્ણવેલા આદ્યપાષાણયુગનાં ચાર પ્રકારનાં હથિયાર મળ્યાં છે. બેશક, આમાં અંદર અંદર તફાવત છે, પરંતુ એ ઉપલકિયો અને ખડકની પ્રકૃતિને લીધે છે, ખાસ ઘડવાની કળાને લીધે નહિ.

## સમયાંકન

આ હથિયારો કે એના બનાવનારાઓનો સમય કયો? આ ફૂટ પ્રશ્ન છે. એને વિશે જોઈએ તેવો આનુષંગિક અભ્યાસ થયો નથી, પરંતુ હથિયારોના પ્રકાર અને એને ઘડવાની કળા પરથી તેમજ એ જે રીતે સાબરમતી, ઓરસંગ, ભાદર અને ભૂખીના સૌથી નીચલા અને ખડકની ઉપર ચૂનાથી બંધાયેલા રેતી અને ઉપલોના સ્તરોમાં મળે છે, તેના ઉપરથી આપણે કહેવું જોઈએ કે જ્યારે ગુજરાતમાં નદીઓ પ્રથમ વાર વહેવા લાગી અને સમય જતાં હવામાનમાં ફેરફાર થતાં એના તટો ઉપર માનવ વસતો થયો તે સમયના માનવનાં આ હથિયાર છે. આ રીતે ગુજરાતનો આ આદિમાનવ થયો; જોકે પૃથ્વીના તલ ઉપરનો એ આદિમાનવ નહિ હોય. આનું કારણ એટલું જ કે ગુજરાતમાં, ખાસ કરીને સાબરમતીને તીરે, સ્તરો પ્રમાણે હથિયારોની બનાવટમાં પરિવર્તન જોવામાં આવતું નથી. સૌથી નીચલા અને પ્રથમ બંધાયેલા સ્તરમાં એક બાજુ ખૂબ જ સાદાં ઓઘડઓઘડ અને બીજી બાજુ સારાં, સુપ્રમાણ અને સુંદર એવાં બંને

પ્રકારનાં હાથ-કુહાડી અને "ક્લીવર્સ" જોવામાં આવે છે, એટલે ગુજરાતના આદિમાનવને શરૂઆતથી જ આવાં બંને પ્રકારનાં હથિયાર બનાવવાની કળા હસ્તગત હતી એમ માનવું રહ્યું. આવાં સુંદર સુપ્રમાણ હાથ-કુહાડી અને "ક્લીવર્સ" પુરાવસ્તુવિદ્યાની પારિભાષિક ભાષામાં "મધ્ય પ્લીસ્ટોસીન" યુગના અંતમાં કે "ઉપલા પ્લીસ્ટોસીન" યુગની શરૂઆતમાં પશ્ચિમ યુરોપ અને આફ્રિકામાં પ્રાપ્ત થયાં છે અને આવી સ્થિતિ લગભગ સમગ્ર ભારતમાં જોવામાં આવે છે. એટલે આપણે કહી શકીએ કે પૃથ્વીતલ ઉપરના આદિમાનવની સરખામણીમાં ભારત કે ગુજરાતનો આદિમાનવ સૌથી જૂનો નહોતો. જે કાંઈ થોડી કિરણોત્સર્ગ-ક્રિયા(Carbon-14)પદ્ધતિ પ્રમાણે સમયાંકન આફ્રિકા અને પશ્ચિમ એશિયામાં નક્કી થયાં છે તે જોતાં આવાં હથિયાર બનાવતો માનવ ગુજરાતમાં આજથી ૫૦,૦૦૦-૧,૦૦,૦૦૦ વર્ષો પૂર્વે વસતો હશે.

## ગુજરાતનો આદિ-માનવ અને આફ્રિકા

આમ હોવાથી એટલું પણ સંભવિત છે કે ગુજરાતનો આદિ-માનવ આફ્રિકાના પૂર્વ કિનારેથી આવ્યો હોય,[૧૭] કારણ કે આ ખંડમાં ત્રણ સ્થળોએ, અને ખાસ કરીને "ઓલ્ડુવાઈ ગોર્જ"(Olduvai Gorge)માં માનવનાં શરીરો અને એનાં હથિયારોની ઉત્ક્રાંતિને ત્યાંના બદલાતા સ્તરો સાથે સરખાવી શકાય છે, એટલે ઉત્ક્રાંતિની દૃષ્ટિએ આ એક આદર્શ સ્થળ છે.

અહીં આફ્રિકા અને ગુજરાત વચ્ચેના સંબંધની જે શકયતાનો નિર્દેશ કર્યો છે તેને માટે આજથી થોડાક સમય પૂર્વે સહેજ પણ પુરાવો નહોતો, પરંતુ સૌરાષ્ટ્રમાં, ખાસ કરીને પીંડારા (જિ. જામનગર) પાસે પ્રાપ્ત થયેલાં "ક્લીવર્સ" અને કચ્છમાં નખત્રાણા પાસે ભૂખી નદીમાંથી મળેલાં હથિયારો પરથી એ સંભવિત જણાયું છે કે જ્યારે આફ્રિકા અને કચ્છ-સૌરાષ્ટ્ર વચ્ચે જમીનનો માર્ગ હતો કે સમુદ્રની સપાટી બહુ નીચે ગઈ ન હતી ત્યારે માનવ સહેલાઈથી ભારતમાં કચ્છ-સૌરાષ્ટ્ર દ્વારા પ્રવેશ્યો હોય.

એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે અહીં એક શકયતાનો જ ઉલ્લેખ કર્યો છે, જેની ભવિષ્યના સંશોધકોએ વધારે અને જાત જાતના અભ્યાસથી ચકાસણી કરવી જોઈએ. ગુજરાતનો કે ભારતનો આદિમાનવ કેવો હતો એ જાણવાને આપણી પાસે અત્યારે એના દેહાવશેષોની કોઈ સામગ્રી નથી.

## ૨. મધ્યપાષાણયુગ[૧૪]

માનવનું જીવન આમ હજારો વર્ષ ચાલ્યું. માનવનાં હથિયારોમાં જરૂર ફેરફાર થયા હતા, પરંતુ અત્યારની દૃષ્ટિએ તે તદ્દન ધીરા લાગે છે. આ ફેરફારો સાથોસાથ હવામાનમાં પણ થતા રહ્યા હતા એવા સબળ પુરાવા મળે છે.

### ભૂસ્તરો અને હવામાન

ઉત્તર ગુજરાતમાં સાબરમતી અને એની ઉપનદીઓ સિવાય, મધ્ય ગુજરાત, દક્ષિણ ગુજરાત, કચ્છ અને સૌરાષ્ટ્રમાં નદીઓની ભેખડોમાં ચૂનાથી ઘટ્ટ થયેલું રેતીનું એક બીજું પડ જોવામાં આવે છે અને એના ઉપર પીળચટી કે બદામી રંગની માટીનો સ્તર હોય છે. કોઈ કોઈ સ્થળે સૌથી નીચે ઉપલ રેતી અને લાલ માટી, એના ઉપર આ બે નવા સ્તરો, અને સૌથી ઉપર કાળી માટીનો સ્તર, એમ પાંચ સ્તરોવાળી લગભગ સંપૂર્ણ ભેખડ દૃષ્ટિએ પડે છે. આ નવા સ્તરો–પડોનું બંધારણ બતાવે છે કે આદ્યપાષાણયુગના અંતમાં હવામાનમાં ફેરફાર થયેલો. વરસાદ ફરીથી જોરથી વરસવા લાગ્યો, એને કારણે નદીઓએ એના પટ રેતી અને ઉપલોથી ભરવાનું ચાલુ કરી દીધું. આમ છતાં, નોંધવું જોઈએ કે આ નવા કાંપમાં પહેલાંના જેવા મોટા ઉપલો જોવા મળતા નથી, પરંતુ "બસાલ્ટ"ને બદલે અકીક જેવા ખડકોના નાના નાના ઉપલ એમાં દેખાય છે, એટલે આપણે અનુમાન કરી શકીએ કે વરસાદ પહેલાંના જેવો તીવ્ર નહિ હોય કે જેનાથી ડુંગરો ધોવાઈ જતાં મોટા મોટા ઉપલો નદીઓના પટોમાં ધસડાઈ આવવાનું બને. ઊલટું, હાલમાં થઈ રહ્યું છે તેમ, ધોવાણ ઉપલકિયું અને જમીનની સપાટી પરતું એટલે કે ગરમી, પવન અને કિંચિત્ વરસાદને લીધે થતું. આમ મુખ્યત્વે જાડી રેતી અને "બસાલ્ટ"ના ખડકોમાં ઉદ્ભવેલા અકીક વગેરે જાતના રંગબેરંગી ઘટ્ટ પોતવાળા ઉપલો ધસડાઈ આવતા.

વરસાદ ઓછો થતાં નદીઓના પટ પહેલાંની માફક ભરાઈ ગયા. આ ભરાવાથી પહેલાંના બંધાયેલા સ્તરો ઢંકાઈ ગયા.

### હથિયારો અને સંસ્કૃતિ

આવા સમયમાં માનવના અસ્તિત્વનો ખ્યાલ આવતાં અને એનાં સમકાલીન પ્રાણીઓનો નિર્દેશ કરતાં પથ્થરોનાં હથિયાર અને પ્રાણીઓના અશ્મીભૂત અવશેષ પ્રથમ મહારાષ્ટ્રમાં પ્રવરા અને ગોદાવરીના તટપ્રદેશમાં નેવાસા તેમજ કાળેગાંવ

આગળ મળ્યા. ત્યાર પછી (આસામ અને કેરલને બાદ કરતાં) આખાય ભારત-વર્ષમાં, ગુજરાત સુધ્ધાં, આ સમયના પથ્થરોનાં હથિયારોની શોધ થઈ. આદ્ય-પાષાણયુગના સ્તરોની ઉપર અને અંત્ય પાષાણયુગના સ્તરોની નીચે, એટલે કે લગભગ વચ્ચોવચના સ્તરોમાં, આ હથિયારો જોવા મળે છે. ખેડા જિલ્લામાં મહોર નદીને કાંઠે આવાં હથિયાર મળ્યાં છે;[૧૫] દક્ષિણ ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છમાં પણ મળ્યાં છે.[૧૬] અહીં કહેવું જોઈએ કે આવી અખંડ ભેખડો કેટલેક જ સ્થળે યથાવત્ સ્થિતિમાં સચવાઈ રહેલી હોય છે અને જોવામાં આવે છે. દા. ત. ભાદર ઉપર રોઝડી (શ્રીનાથગઢ) આગળ અને જેતપુર આગળ, નહિ તો આ ભેખડો સામાન્ય રીતે જૂની ભેખડોની સાથે કે ઉપર લદાયેલી જોવામાં આવે છે. કેટલીક વાર જૂની ભેખડો પૂર્ણપણે ધોવાઈ નષ્ટ થઈ હોય છે અને કેવળ મધ્યપાષાણયુગની રેતી અને નાના ઉપલોથી રચાયેલ ખડક અને એની ઉપર પીળી માટીવાળી ભેખડ જોવામાં આવે છે.

આમ સ્તરો અને હવામાનની દૃષ્ટિએ "મધ્યપાષાણયુગ"નું જુદું અસ્તિત્વ માલૂમ પડી આવે છે, પણ સૌથી વધુ ધ્યાન ખેંચે એવાં છે આ યુગનાં હથિયારો. આદ્યપાષાણયુગના પથ્થરો કરતાં સાધારણ રીતે નાના અને બહુ જ ઘટ્ટ, સુંદર પોતવાળા, રંગ-બેરંગી પથ્થરો, જેવા કે "ચર્ટ" (Chert), જેસ્પર (Jasper), અકીક (Agate) અને "ફ્લિન્ટ" (Flint). સુંદર "ફ્લિન્ટ" ગુજરાતમાં ક્યાંયે મળતું નથી, પણ લગભગ એના જેવા "ચર્ટોન" (Cherton) ખડકો ધ્રાંગધ્રા પાસે છે અને દક્ષિણ ગુજરાતમાં અંબિકા નદીમાં અકીકની ખાણો ભરૂચ જિલ્લાના ઝઘડિયા પાસે છે. બાકી સૌરાષ્ટ્ર-કચ્છમાં જ્યાં જ્યાં "બસાલ્ટ"ના ખડકો છે ત્યાં ત્યાં એની બખોલોમાં આના નાનામોટા ઉપલો મળી આવે છે.

હથિયારો સાધારણ રીતે નાનાં છે અને મુખ્યત્વે જાડી કે પાતળી પતરીઓ (Flakes) કે આવા સપાટ ઉપલોમાંથી બનાવેલાં છે (પટ્ટ ૭, આકૃતિ ૧૧૫). જાડા, ગોળ, આખા અને આખા ઉપલો ક્વચિત્ જ વાપરેલા જોવામાં આવે છે. આવા સપાટ ઉપલો કે પતરીઓ વાપરવાનું કારણ એવું હશે કે માનવના જીવનમાં આ સમયે થોડોક ફેરફાર થયો હતો. જોકે એનું જીવન જંગલી જ રહ્યું હતું, આમ છતાં શિકાર કરવાની રીતમાં અને રહેણીકરણીમાં થોડાક ફેરફાર થયા હશે, એવું પથ્થરનાં આવાં અસંખ્ય હથિયારો મળે છે એના અભ્યાસ પરથી માલૂમ પડે છે.

આ હથિયારોમાં મુખ્યત્વે ચામડાં અને ઝાડોની છાલ કાઢવા, સાફ કરવા અને ઘસવા માટે ત્રણચાર જાતની કોરવાળા "સ્ક્રેપર્સ" (scrapers) અને કાણાં પાડી સીવવા વગેરે કામ માટેનાં અણીદાર હથિયાર મળે છે. આમાંનાં નાનાં, પાતળાં અને અણીવાળાં હથિયાર ભાલાની ટોચ તરીકે કે કદાચ બાણની ટોચ તરીકે વપરાયાં હોય.

લાકડાંનાં કે અસ્થિનાં બીજાં મોટાં હથિયારો પણ આવાં નાનાં હથિયારોની મદદથી માનવ બનાવતો હશે.

આનો અર્થ એ થયો કે માનવ હવે ચામડાનાં કપડાં કે વલ્કલો પહેરતો થયો હતો અને આઘેથીય પ્રાણીઓનો શિકાર કરતો હતો.

આમ માનવ-જીવનમાં થોડીક ઉત્ક્રાંતિ નિહાળી શકાય છે.

ગુજરાતના આદ્યપાષાણયુગનાં અને મધ્યપાષાણયુગનાં આમ આછાં દર્શન થવા લાગ્યાં છે.

## ૩. અંત્યપાષાણયુગ[૧૭]

### શોધ અને લક્ષણો

જેમ રૉબર્ટ બ્રુસ ફૂટને આ યુગનાં હથિયાર નદીના પાત્રમાંથી મળ્યાં હતાં, તેમ જમીનની સપાટી પરથી—ખાસ કરીને નાનામોટા ટીંબાઓ પરથી—ગુજરાતમાં (૧૯૪૭ પહેલાંના વડોદરા રાજ્યના) કડી પ્રાંતમાં સાબરમતીના તટ પાસે, વાત્રક કાંઠામાં, વડોદરા પ્રાંતમાં ઓરસંગ અને હીરણ નદીના કાંઠા પાસે, નવસારી પ્રાંતમાં કીમ અને તાપીના તટ પાસે અને સૌરાષ્ટ્રમાં અમરેલી પ્રાંતના ઓખામંડળમાં, અને વળા (વલ્લભીપુર) પાસે નાનાં પથ્થરનાં હથિયારો અને ઠીકરાં મળ્યાં હતાં.[૧૮] ઉત્તર ગુજરાતમાં જેણે પગપાળા મુસાફરી કરી હશે તેને તો માલૂમ હશે કે આ પ્રદેશમાં પગ ભરાઈ આવે તેવી, પણ ફળદ્રુપ રેતીના પ્રચંડ ઢગો સિવાય, નથી એકેય ટેકરી કે ખડક; કૂતરાને હાંકી કાઢવા એક પથ્થરનો ટુકડો જોઈતો હોય તો એ પણ મળતો નથી ! (આ પ્રાણીઓને પણ આ વાતની ખબર લાગે છે, કારણ કે આપણે મારવાને હાથ ઉગામીએ તોપણ કૂતરાંઓ ખસતાંજ નથી ! આપણી પાસે કોઈ સાધન નથી એ જાણ્યા સિવાય એ આમ વર્તે નહિ.) લાકડાંની પણ બહુ અછત હોય છે. આવા ફળદ્રુપ રેતાળ પ્રદેશમાં ટીંબાઓ પર અકીકના ઘડેલા પથ્થરો–પતરીઓ મળતાં ફૂટને સહજ પ્રતીત થયું કે આ હથિયારો બીજા એક પાષાણયુગના માનવની હયાતી સૂચવે

છે. પથ્થરનાં હથિયારો સાથે ઠીકરાં પણ મળ્યાં હતાં, એટલે ફૂટે આને "નવો પાષાણયુગ" કહ્યો, કારણ કે માનવ જંગલી અવસ્થામાંથી રખડતો-રઝળતો મટી એક જગ્યાએ ઠરીઠામ થવા લાગ્યો. સ્થાયી થતાં એને વાસણોની જરૂર લાગી હશે. એમ માટીનાં વાસણોની ઉત્પત્તિ થઈ જણાય છે.

આમ ફૂટે ગુજરાતમાં બે પાષાણયુગો—એક જૂનો અને બીજો નવો—થઈ ગયા હોવાની કલ્પના કરી. પ્રથમ પાષાણયુગની સંસ્કૃતિના અવશેષો નદીના આદ્ય પટમાં મળતા હતા અને બીજા યુગના અવશેષો હાલના ગુજરાતની સપાટી પરથી; અને આ બે વચ્ચે કોઈ સ્થળે લગભગ ૬૧ મીટર(૨૦૦ ફૂટ)નું અંતર હતું, આથી ફૂટે એમ પણ પ્રતિપાદન કર્યું કે આ બે પાષાણયુગો વચ્ચે બહુ મોટું અંતર પડ્યું હોવું જોઈએ.

૧૯૪૧માં ગુજરાતના પ્રાગ્-ઐતિહાસિક શોધપ્રવાસની જે યોજના શરૂ થઈ તેનો એક ઉદ્દેશ ફૂટની આ માન્યતા કેટલે અંશે ખરી હતી એ પણ તપાસવાનો હતો.[૧૯] આથી ઉત્તર ગુજરાતમાં જે જે સ્થળોએ ફૂટને આવાં નાનાં અકીકનાં હથિયાર અને ઠીકરાં મળ્યાં હતાં તેમાંનાં થોડાંક—વિજાપુર તાલુકામાં હીરપુરા, ગઢડા, પેઢામલી, કુદેડા; મહેસાણા તાલુકામાં મેઉ, મૂલસણ અને આખજ; કડી તાલુકામાં ડાંગરવા અને કૈયલ; અને મધ્ય ગુજરાતમાં મહીને કાંઠે જાલમપુરા અને વાસદ; ઓરસંગને કાંઠે બહાદરપુર, વડેલી, બોડેલી; અને હીરણને કાંઠે શ્રીગામ કણબી—એ સ્થળોએ આ શોધકજૂથે શોધ ચલાવી. આ ઉપરાંત ઉત્તર ગુજરાતને છેક છેડે ખેરાળુ તાલુકામાં હડોલ અને એની આસપાસ રંગપુર અને ઓટલપુર તેમજ મહેસાણા તાલુકામાં લાંઘણજ, સિદ્ધપુર તાલુકામાં રણછોડપુરા અને ઓરસંગને કાંઠે ઢોકલિયા-એવાં તદ્દન નવાં સ્થળો પણ તપાસ્યાં.

એવી રીતે બનાસ, મહી અને નર્મદા નદીના કાંઠા પાસે પણ આવાં હથિયાર મળ્યાં છે. રંગપુર(જિ. સુરેન્દ્રનગર)માં આવાં ભૌમિતિક તથા અ-ભૌમિતિક હથિયાર મળ્યાં છે.[૨૧] જોખા(જિ. સુરત)માં નૂતન પાષાણયુગના સ્તરમાં તથા લોથલ (જિ. અમદાવાદ) અને પ્રભાસ(જિ. જૂનાગઢ)માં તામ્રપાષાણયુગના સ્તરોમાં આ કાલનાં ટૂકાં સમાંતરભુજ પાનાં જેવાં હથિયાર મળ્યાં છે.

આ શોધખોળથી એટલું તો પુરવાર થયું કે આખાયે ગુજરાતમાં એક સમય એવો હતો, જ્યારે માનવ નાનાં અકીકનાં હથિયાર વાપરતો[૨૨] (પટ્ટ ૧, આકૃતિ ૧-૧૬). આ હથિયારોને "લઘુપાષાણ હથિયારો" કહે છે; અને એ પરથી આ યુગને "લઘુપાષાણયુગ" તરીકે ઓળખવામાં આવ્યો.

લાંઘણજ અને હીરપુર સ્થળોએ ટીંબાઓ પર ખોદકામ કરતાં ઠીકરાંઓ ફક્ત સપાટી પર જ અને એનાથી ઊંડે ૦.૯ મીટર (ત્રણ ફૂટ) સુધી જ મળ્યાં, જ્યારે અકીકનાં હથિયારો મોટા, quartzite ના ઉપલો અને એના ટુકડાઓ, વાટવાને કે ઘસવાને બનાવેલી વેળુ-પાષાણની નાની નિશાઓના ટુકડા અને હજારો અશ્મીભૂત થયેલાં હાડકાંના ભાંગેલા ટુકડા, પ્રાણીઓનાં હાથપગ, જડબાં, કરોડ, ખભા (પટ્ટ ૧૧, આકૃતિ ૧૨૪) વગેરેના અવશેષો લગભગ ૨.૧૪ મીટર (૭ ફૂટ) ઊંડે સુધી મળ્યા.[૨૩]

આ પરથી એટલું તો સાબિત થયું કે સપાટી પરનાં અને એનાથી નીચે ૦.૬ મીટરે ( બે ફૂટે ) મળતાં ઠીકરાંઓને અકીકનાં ઓજારો સાથે કંઈ સંબંધ નથી. ઠીકરાં કેવળ સપાટી પરથી જ મળતાં હોવાથી એ આધુનિક સમયનાં હોવાં જોઈએ. તેઓની બનાવટ વગેરેના અભ્યાસ પરથી પણ આ અનુમાન ખરું લાગે છે. આમ હોવાથી જે માનવ અકીકના ઉપલો લાવતો અને એમાંથી જુદાં જુદાં હથિયાર ઘડતો તે નવા પાષાણયુગનો નહિ, પણ એની પહેલાંના સમયનો હોવો જોઈએ એમ લાગે છે અથવા એ નવા પાષાણયુગમાં પ્રવેશ કરતો માનવ હોવો જોઈએ, એમ ૦.૯ થી ૧.૨ મીટર ( ૩ થી ૪ ફૂટ ) પર મળતાં થોડાંક ઠીકરાંની એક જાત પરથી અને ખોદકામમાંથી મળેલી બે વસ્તુઓ–એક quartziteનો ગોળ, વચ્ચે કાણું પાડેલો પથ્થર અને બીજો chlorite schist નો લીસો, ઘસેલો, મોટા છરાના પાના જેવો પથ્થર સૂચવે છે. આથી આજે હવે આને "નૂતનપાષાણયુગ" તરીકે નહિ, પણ પ્રાચીન પાષાણયુગમાંના "અંત્યપાષાણયુગ" તરીકે ઓળખવામાં આવે છે.

### ચૂનારૂપ થયેલા માનવના અને પ્રાણીઓના અવશેષો

આથી પણ વધારે અગત્યની શોધ એ છે કે નાનાં હથિયારો સાથે ચૂનારૂપ થયેલાં હાડકાંઓ—મુખ્યત્વે પ્રાણીઓના અવશેષો અને માનવનાં હાડપિંજરો મળી આવ્યાં છે.

લાંઘણજમાં અંધારિયા ટીંબાના ખોદકામમાંથી નીકળેલા માનવના (પટ્ટ ૧૧, આકૃતિ ૧૨૫) અને પ્રાણીઓના અવશેષો મોહેં–જો–દડોના અવશેષો કરતાં વધારે જૂના હોવાનો સંભવ છે. ટાટા ઇન્સ્ટિટ્યૂટે કાર્બન $C^{14}$ના આધારે એનો જે સમય આંકયો છે તે ઈ. સ. પૂર્વે ૨૫૦૦ની આસપાસનો છે.[૨૪]

જેમ જેમ ગુજરાતમાં વધારે ખોદકામ થશે તેમ તેમ "અંત્યપાષાણયુગ"નાં સંસ્કૃતિ અને માનવ પર વધારે પ્રકાશ પડશે; હાલ તો મુખ્યત્વે નાના પ્રકારના

હથિયાર—પથ્થરનાં અને હાડકાંનાં, નાના, વાટવાના કે ઘસવાના પાટા, ભાંગવા-કરવા માટે પથ્થરના મોટા હથોડા, ચળકાટ લાવવા કે રંગ ચડાવવા માટે વાપરેલા પથ્થરો અને પ્રાણીઓનાં અસંખ્ય હાડકાંઓ પરથી આ યુગના માનવની સંસ્કૃતિનો અને એ સમયની આબોહવાનો કંઈક ખ્યાલ આવી શકે.

## હથિયારો માટે વપરાયેલા પથ્થરો

આશ્ચર્યકારક વાત તો એ છે કે જૂના પાષાણયુગના માનવની માફક આ યુગના માનવે ન તો સાબરમતીમાં જ્યાંત્યાં મળતાં quartzite ઉપલોનાં હથિયાર બનાવ્યાં કે ન બીજા પથ્થરોને એવી રીતે ઘડ્યા. Quartziteના ઉપલો એણે વાપર્યા જ નથી એમ તો નહિ; એણે આ ઉપલો વાપર્યા તો છે, પણ કેવળ હથોડા તરીકે જ.

આ માનવે ખાસ હથિયારો બનાવવા જુદી જુદી જાતના અકીકનો ઉપયોગ કર્યો છે. આમાંના નહિ જેવા જ— quartz અને amazonite જેવા—સાબરમતીમાં મળતા હશે; બાકીના બધા જ કાંતો કપડવંજ પાસે માઝમ નદીની ખીણમાંથી, અથવા અમદાવાદ પાસેથી, અથવા છેક રાજપીપળામાં આવેલા રતનપુરની જાણીતી ખાણોમાંથી આણેલા હોવા જોઈએ. ઉત્તર ગુજરાતના સપાટ રેતાળ પ્રદેશમાં પથ્થરનો એક પણ ટુકડો મળવો મુશ્કેલ છે; ત્યાં નજીકની સાબરમતી મૂકી આટલે દૂરથી કાચી સામગ્રી લાવવાની જરૂર શી? કેવળ કાચી સામગ્રી અને એમાંથી નીકળતાં નૈસર્ગિક, ભાતભાતનાં રંગીન હથિયારોનું આકર્ષણ કે આ પથ્થરોની કઠિનતા, અને હથિયારો બનાવવા માટે વપરાતી નવી કળા અને ઢબ? ખરું કારણ ગમે તે હો, એટલું તો નિઃશંક છે કે કાચી સામગ્રી, એમાંથી બનાવેલાં હથિયારો અને એમાં વપરાયેલી કળાથી આ સંસ્કૃતિ અગાઉના આદ્ય-મધ્ય-પાષાણયુગ કરતાં તદ્દન જુદી પડે છે. પહેલાંનો માનવ આ માનવ કરતાં જુદો હતો, પણ આ સંસ્કૃતિ બીજા દેશોમાંથી આવી એટલે કે માનવસંસ્કૃતિના પ્રસારને લીધે આમ થવા પામ્યું કે કેમ એ તો શોધવું રહ્યું.

## હથિયારોના પ્રકાર

અકીકના જુદા જુદા પ્રકારો જેમ પથ્થરોના રંગ અને તેઓની આંતર રચના પ્રમાણે પડે છે તેમ હથિયારોના, તેઓના આકાર અને ધાર પ્રમાણે, જુદા જુદા વર્ગો નીચે મુજબ પાડી શકાય:

પ્રથમ તો સર્વ હથિયારોના—

(૧) Core (ગાભો) અને

(૨) Flakes (પતરીઓ)

એમ બે મુખ્ય વિભાગો થાય છે.

Core (ગાભો) એટલે ઉપલોમાંથી ઉપલી પતરીઓ કાઢી અંદરનો જે જાડો, ગોળ, લાંબો વગેરે ભાગ અવશેષ રહે તે (દાખલા તરીકે કેરીને કાપતાં ગોટલાનો જે પાસાવાળો ભાગ રહે તે). કોઈ કોઈ core (ગાભા) એટલા કાળજીપૂર્વક કાપેલા હોય છે કે એનાં પાસાં તપાસતાં જ એમાંથી કેટલી અને કેવી કેવી જાતની પતરીઓ કાઢી હોય છે એ માલૂમ પડે છે. ઘણાખરા "ગાભા" આમ પતરીઓ કાઢી લીધા પછી રહી ગયેલા પથ્થર જ હોય છે અને ખાસ હથિયાર કે બીજી કોઈ રીતે વપરાશમાં આવે તેવા હોતા નથી, પણ કેટલાંક "ગાભા-હથિયારો" (core-tools) આવાં પ્રકારનાં હોય છે :—

(૧) લાંબાં અને અણીદાર,

(૨) ગોળાકાર અને ત્રણ તરફથી જાડાં અને ચોથી તરફથી ઢળતાં અને અર્ધચન્દ્રાકાર ધારવાળાં,

(૩) લાંબાં, શંકુની માફક અણીદાર, અથવા અર્ધગોળ અને ઉપલો ભાગ ઘડેલો અને તેઓની બેઠક સફાઈથી સપાટ કાપેલી હોવાથી શેતરંજ રમવાના પ્યાદા જેવાં,

(૪) પૈસાના કરતાં પણ ખૂબ નાનાં, છતાં તેઓનો ઉપરનો ભાગ બારીકાઈથી ઘડેલો હોય છે.

આ છેલ્લી જાતનો કે ઉપર વર્ણન કરેલી બીજી જાતોનો શો ઉપયોગ થતો, એ હજુ માલૂમ પડ્યું નથી.

એવી રીતે પતરી-હથિયારો (flake-tools) આવા પ્રકારનાં હોય છે :-

(૧) લાંબાં ચપટાં અને બે તરફ ધારવાળાં,

(૨) લાંબાં કે ટૂંકાં, મધ્ય ભાગમાં કરોડવાળાં અને બે ધારવાળાં,

(૩) લાંબાં કે ટૂંકાં, પહોળાં, ચપટાં કે જાડાં, કે કરોડ વગરનાં અને એક તરફ ધારવાળાં,

(૪) બીજના ચંદ્ર જેવાં, બહારની બાજુ ઘડીને બુઠ્ઠી બનાવેલાં, અને અંદરની બાજુ ઢળતી અને તીક્ષ્ણ ધારવાળી રાખેલાં (આમાં ત્રિકોણાકાર, અર્ધ-ત્રિકોણ, અણિયાળાં વગેરે પેટા–વિભાગો પડે છે),

(૫) ગોળાકાર કે લગભગ ગોળાકાર, કોઈ વાર ચોખંડાં, ત્રણ બાજુએથી જાડાં, અને બાકીની બાજુ ઢળતાં અને તીક્ષ્ણ ધારવાળાં,

(૬) ત્રિકોણાકાર કે બદામાકાર; લાંબાં કે ટૂંકાં, ચપટાં કે જાડાં, કરોડવાળાં કે કરોડ વગરનાં–નીચેથી કે ઉપરથી ઘડીને ઢળતા બનાવેલા પાછલા ભાગવાળાં અથવા બંને તરફ ખાંચાઓ અને તીક્ષ્ણ અણીવાળી પાછલી બાજુવાળાં.

ઉપર વર્ણવેલી (૧) થી (૪) પ્રકારની પતરીઓ આપણા હાલના એક કે બે ધારવાળા ચપ્પુનો જ ઉપયોગ સારતી હશે. ખરી રીતે આપણા ચપ્પુની પતરીઓનું આ આદિસ્વરૂપ છે. એની વચ્ચે તફાવત કેવળ પદાર્થનો જ છે, અને પાષાણયુગમાંથી તામ્રકાંસ્યયુગ દ્વારા ધીરે ધીરે પરિવર્તન થતાં એ હાલના લોહયુગનું અસ્તિત્વ બતાવે છે.

(૫) માં વર્ણવેલી પતરીઓ–મોચી લોકો વાપરે છે તેવી રાંપી જેવી–ચામડાં વગેરે ઘસીને સાફ કરવા કે કાપવા માટે વપરાતી હશે.

(૬) પ્રકારની પતરીઓ, જે સાધારણ રીતે બહુ નાની હોય છે તે, બાણના અને ભાલાના મુખભાગ (ટોચ) માટે, અને એમાંની ઝીણી અને પાતળી પતરીઓ સોયની માફક કાણાં પાડવા માટે વપરાતી હોવી જોઈએ.

આવાં નાનાં, ઘણાં એક ઇંચની અંદર, થોડાંક દોઢ ઇંચ, અને જૂજ બેત્રણ ઇંચ જેટલાં જ લાંબાં પથ્થરનાં હથિયાર કેવી રીતે વપરાતાં હશે એ વિચારવા જેવું છે. બધાં જ ફક્ત પતરી સાથે જ હાથમાં ઝાલવામાં નહોતાં આવતાં એનો પુરાવો થોડાંક હથિયાર આપે છે. લાકડાના કે હાડકાના કે બંનેના હાથામાં મૂકી એ બાંધી લેવામાં આવતાં એવું આ પતરી–હથિયારોનો પૃષ્ઠભાગ તપાસતાં માલૂમ પડે છે. આ પૃષ્ઠભાગ કાંતો ઉપરથી કે નીચેથી ઘડીને ઢળતો, અથવાં હથિયારોના બાકીના ભાગ કરતાં પાતળો કે એના કરતાં વધારે જાડો, અથવા બંને બાજુ એક ખાંચાવાળો કર્યો હોય છે. આ ત્રણે પ્રકાર સૂચવે છે કે

આવાં હથિયારોને હાથામાં ભરાવવામાં આવતાં. (મિસર, પેલેસ્ટાઈન અને ઇરાકમાંથી તો કરવતના જેવાં હથિયાર—આવા તીક્ષ્ણ પથ્થરની નાની પતરીઓ ને દાંતોથી બનાવેલું દાતરડું—યથાવત્ મળી આવ્યાં છે.)

પથ્થરનાં હથિયારોની જેમ જ હાડકાંને ચીરી એનાં નાનાં હથિયારો બનાવવામાં આવતાં. આના પણ થોડાક નમૂના મળ્યા છે.

## બીજાં હથિયારો

ઉપર જે હથોડાનો ઉલ્લેખ કર્યો તે બધા quartziteના ઉપલોમાંથી બનાવેલા છે. હાલ પણ આપણે આવા લીસા, ગોળ કે લંબગોળ ઉપલોનો વાટવા, ભાંગવા વગેરે કામો માટે ઉપયોગ કરીએ છીએ. લાંઘણજના ખોદકામમાંથી જે નમૂના મળ્યા છે તે ઘણાખરા અડધા કે પા ભાગ જેટલા ભાંગેલા હોઈ, ભાંગેલી બાજુ પર વપરાશનાં ચિહ્નો દેખાય છે. આ હથોડાઓનો ખાસ શો ઉપયોગ થતો હશે એ કહેવું મુશ્કેલ છે. કાંતો એના વડે અકીકના ઉપલોમાંથી પતરીઓ પાડતા હોય કે એ બીજા કંઈ માર-ઠોકના કામમાં વપરાતા હોય.

આવા હથોડાની સાથે વેળુપાષાણના પણ જુદા જુદા ટુકડા મળે છે. આમાં કોઈ અડધા, કોઈ એનાથી નાના, તો કોઈ ત્રિકોણાકાર હોય છે. ઘણાખરા ઘસાઈ ઘસાઈ એક બાજુથી લીસા અને ઢળતા થયા હોય છે, એટલે એમાં તો શંકા નથી કે આ વેળુપાષાણના મોટા ટુકડા વાટવાના કે ઘસવાના પાટા તરીકે વપરાતા હશે.

ઘસવાને કે ચળકાટ લાવવાને માટે અને એમાંથી લાલ રંગ પાડવા માટે નાનામોટા, લાલ કે કિરમજી રંગના અને ઘસાઈને ત્રણચાર પાસાવાળા બનેલા લોહ-પાષાણના ઘણા પથ્થરો મળ્યા છે.

## માનવનાં ચૂનારૂપ હાડપિંજરો

હથોડા જેવા મોટા ઉપલો અને વેળુપાષાણના ટુકડાઓને માનવનાં હાડપિંજરો સાથે જે સંબંધ છે તે વીસરવા જેવો નથી. જ્યારે જ્યારે માનવના અવશેષો નીકળે છે ત્યારે ત્યારે એની ૩૦ કે ૧૫ સે. મી. (એક ફૂટ કે ૭ ઇંચ) ઉપર કે માનવના માથા આગળ આવા મોટા ઉપલો અને વેળુપાષાણના કટકાઓ હંમેશ મળે છે અને ખોપરી ઘણુંખરું દબાઈ ગયેલી કે ભાંગેલી હોય છે. અત્યાર સુધીમાં લગભગ બધા જ દાખલાઓમાં આવી સ્થિતિમાં ખોપરી મળી આવી

છે. વળી, એકમાં તો જમણી બાજુએ કાનની ઉપર અડધા ઇંચનું ગોળ કાણું પણ જોવામાં આવ્યું છે. આ કાણું સહેતુક કોરી કાઢેલું જ હોવું જોઈએ, કારણ કે મારવાથી કે કુદરતી રીતે આવું તદ્દન ગોળ કાણું, આસપાસના ભાગને ઈજા પમાડ્યા વગર, પાડવું એ મુશ્કેલ છે. જો આ કાણું જીવતા માનવનું પાડ્યું હોય તો પ્રાગ-ઐતિહાસિક કાલની એ જાણીતી પ્રથાનું ભારતમાં આ પ્રથમ દૃષ્ટાંત છે. (બીજું ગયે વર્ષે જ કાલિબન્ગનના ખોદકામમાં હડપ્પા સંસ્કૃતિને લગતું મળ્યું છે.) યુરોપ(ફ્રાંસ)ના નવા પાષાણયુગનાં હાડપિંજરોમાં અને મધ્ય અમેરિકામાં—યુકેયન(પેરુ)ના પ્રાગ્-ઐતિહાસિક ઇન્કા લોકોના અવશેષોમાં એક વાર નહિ, પણ માણસની હયાતીમાં ચારપાંચ વાર છેદેલી ખોપરીઓ મળી આવી છે. આ બધીયે વખત ઘા રુઝાઈ ગયો હોઈ માનવ જીવ્યો હશે એમ ઘાની ઢળતી ગોળાકાર કોર પરથી સાબિત થાય છે.

અત્યાર સુધીમાં ખોદકામથી બધા મળીને ૧૩ માનવના અવશેષો મળ્યા છે. આમાંથી એક પૂરેપૂરું, ત્રણ લગભગ આખાં, એક કરોડના મણકા અને છાતીની પાંસળીઓ વિનાનું, ત્રણ તૂટેલી ખોપરી અને બીજાં પણ ભાંગેલાં અંગવાળાં—એવાં હાડપિંજરો મળ્યાં છે. છતાં પાંચ હાડપિંજરો એવી સ્થિતિમાં મળ્યાં છે, જે પરથી એમ જણાય છે કે કાં તો માથું પૂર્વ તરફ અને પગ પશ્ચિમ તરફ અથવા માથું પશ્ચિમ તરફ અને પગ પૂર્વ તરફ રાખી, ટૂંટિયું વળાવીને માનવને દાટવાનો રિવાજ એ વેળા પ્રચાલિત હશે. ૧૯૬૩ના ખોદકામમાં જે માનવ-હાડપિંજર મળ્યું, તે ટૂંટિયું વાળીને નહિ, પણ તદ્દન સીધું દાટવામાં આવ્યું હતું ને એ ઉત્તર-દક્ષિણ દિશાએ રાખવામાં આવ્યું હતું.[૨૫]

## અંત્યપાષાણયુગનો માનવ

આ પાષાણયુગનો માનવ હજી જંગલી અવસ્થામાં રહેતો, જોકે હવે એક ઠેકાણે રહેવા લાગ્યો હતો. આવી જંગલી અવસ્થાને બ્રેડવૂડ (Braidwood) નામના એક અમેરિકન વિદ્વાન Intensive Food Collection Stage (નિબિડ-ખાદ્યસંગ્રહ-ભૂમિકા) કહે છેઃ ટૂંકમાં, માનવ ગમે ત્યાં આહારને માટે રખડતો નહિ, પણ ઠરાવેલા પ્રદેશમાં (હદમાં) રહી ત્યાં જ પ્રાણીઓનો શિકાર કરતો. ટીંબાઓ પર અને નદીકિનારે જ માનવનો વાસ હતો. અહીં જ પાણી મળવું સુલભ હતું. હજુ સુધી કોઈ પણ જાતનાં મકાનો—ઘાસ, પાંદડાં અને ડાળીઓથી બનાવેલાં ઝૂંપડાં કે બીજાં કોઈ પણ જાતનાં મકાનો—ના અવશેષ

(દાખલા તરીકે, માટીનાં ઢેફાં) લાંઘણજના ખોદકામમાંથી મળ્યા નથી, એટલે આ માનવ કેવી રીતે રહેતો હતો એ જાણવું શક્ય નથી. છતાં એટલું નિશ્ચિત છે કે જે જે પ્રાણીઓ–ગેંડા, નીલગાય, જંગલી ડુક્કર, ત્રણ જાતનાં હરણો–કાળિયાર બડાશિંગી અને ડુક્કર-હરણ (Hog–deer) મળ્યાં છે—ગાય, ભેંસ, બકરાં, ઘેટાં પણ હતાં, પણ તેઓની જાતો નક્કી કરી શકાઈ નથી—તે સહુનો માનવ શિકાર કરતો, તેઓનાં શબોને ટીંબાઓ પર લાવતો, કાપતો અને મૂકતો. તળાવમાંનાં કે નદીમાંનાં કાચબા અને માછલાંઓનો શિકાર કરી તેઓને ટીંબાઓ પર લાવવામાં આવતાં. આ ઉપરાંત, નોળિયા, ખિસકોલી અને ઉંદરો પણ ખાવામાં આવતાં, એટલું જ નહિ, પણ કાપેલાં જાનવરોના ઢગલાઓ જ્યારે એના કુટુંબીજનો કે ટોળીમાંના માણસો મરતાં ત્યારે તેઓની સાથે દાટતો. આમ રહેવાની જગા, રસોડું અને સ્મશાન એક જ સ્થળે હતાં.

આ સમયના હવામાન વિશે એટલું કહેવાય કે વરસાદ હાલ કરતાં સહેજ વધારે પડતો હશે, જેથી ટીંબાઓની પાસેનાં તળાવોમાં બારે માસ પાણી રહેતું અને નદીકિનારે કે એની નજીક બીજે કોઈ સ્થળે, જ્યાં ભેજ વધારે રહેતો ત્યાં, ગેંડા જેવાં પ્રાણીઓ વિચરી શકતાં.

આ માનવનો હવે શાસ્ત્રીય રીતે અભ્યાસ બે નિષ્ણાતોએ કર્યો છે: એક ડૉ. શ્રીમતી સોફી એરહાર્ડ અને બીજા ડૉ. કેનેથ કેનેડી.[૨૧] આ બંને વિદ્વાનોનું માનવું છે કે લાંઘણજનો માનવ કયા માનવવંશનો હતો એ નિશ્ચિત કરવું મુશ્કેલ છે, કારણ કે એનાં શારીરિક લક્ષણોમાં લાંબું મોટું માથું, ઠીક ઠીક ઊંચાઈ સાથે ઊપસેલાં ભવાં, સહેજ બહાર આવતો નીચલો હોઠ, અને કદાચ ચીબું નાક સિલોનના આદિવાસી વેદ્દા અને ભૂમધ્ય સમુદ્રના આદિવાસીઓમાં જોવામાં આવે છે. આમ ૪,૫૦૦ વર્ષો પૂર્વે ગુજરાતમાં માનવવંશ–સંકરતા થઈ ગઈ હતી.

આ માનવ, ઉપર કહ્યું તેમ, હજુ પાષાણયુગમાં જ હતો, કારણ કે એ જ્યાં રહેતો હતો ત્યાં, અને ઉત્તર ગુજરાતમાં લગભગ ૧૦૦થી વધારે ટીંબાઓ પર કેવળ પથ્થરનાં નાનાં હથિયાર જ મળે છે, પરંતુ લાંઘણજ, આખજ અને હીરપુરાના ખોદકામ પરથી કહી શકાય કે આ યુગના ઉત્તરાર્ધમાં માનવ માટીનાં વાસણો વાપરતો થયો હશે, કારણ કે ઉપલા સ્તરોમાં થોડીક બહુ જ નાની નાની ઠીકરીઓ મળે છે. આ ઠીકરીઓમાં મોટાં કોઠારનાં વાસણો દેખાતાં નથી. માટીનાં વાસણો બનાવવાનું જ્ઞાન પ્રાપ્ત કર્યા છતાં માનવે કાંઈ વધારે

પ્રગતિ કરી હોય એમ લાગતું નથી. પથ્થરનાં નાનાં હથિયારો ઉપરાંત નરમ કાળા પથ્થરને ઘસીને એમાંથી હથિયારો બનાવવાની તેમજ ક્વાર્ટ્ઝાઇટ જેવા કઠણ પથ્થરને ઘડીને ગોળાકાર બનાવી એમાં બંને બાજુએ કાણું પાડવાની કળા પણ પ્રાપ્ત કરી હતી. આવા કાણામાં લાકડા કે હાડકાનો હાથો ભરાવી એને બે રીતે વાપરી શકાય: એક તો ગદા તરીકે લડવામાં, બીજું જમીન નાંગરવામાં—જ્યારે હળની શોધ થઈ ન હતી ત્યારે. આવાં પ્રાથમિક ઢબનાં, જમીન નાંગરવાનાં હથિયાર હજુ કેટલીય જંગલી જાતો ભારતમાં અને અન્ય દેશોમાં વાપરે છે.

## અંત્યપાષાણયુગનો કાળ

ગુજરાતની આ માનવ સંસ્કૃતિનો કાળ તદ્દન ચોક્કસ રીતે નક્કી થયો નથી, પણ લાંઘણજમાં મળે છે તેવાં પથ્થરનાં નાનાં ઓજારો અને સમુદ્ર-કિનારે જ મળતી નાની છીપલીઓના મણકા સૌરાષ્ટ્રમાં રંગપુરમાં સિંધુ સંસ્કૃતિના સ્તરોની નીચે મળ્યા છે, એટલે આપણે સહજપણે કહી શકીએ કે લાંઘણજના અંત્યપાષાણયુગની સંસ્કૃતિ આ પહેલાંના સમયની તો હશે જ—ઈ. સ. પૂર્વે ૨,૫૦૦ પહેલાંની. સાધારણ રીતે આપણે કહીએ કે લાંઘણજનો પાષાણયુગીન માનવ લગભગ ૫,૦૦૦ વર્ષો પહેલાં ગુજરાતમાં વસતો હતો. ઉપર જણાવ્યું તેમ ટાટા ઇન્સ્ટિટ્યૂટે $C^{14}$ પદ્ધતિની મદદથી આ યુગનો સમય આજથી ૪,૫૦૦ વર્ષો પહેલાંનો આંક્યો છે.

## પ્રાચીન પાષાણયુગનો અંત

આ યુગને "અંત્યપાષાણયુગ" કહેવામાં આવ્યો છે, પરંતુ ખરી રીતે એ પ્રાચીન પાષાણયુગનો અંત્ય તબક્કો છે. શિકાર અને ખાદ્યસંગ્રહનાં નિર્વાહ-સાધનોનાં વિશિષ્ટ લક્ષણ ધરાવતો પ્રાચીન પાષાણયુગ પૂરો થયો તે પછી કૃષિ અને પશુપાલનનાં વિશિષ્ટ લક્ષણ ધરાવતો નૂતન પાષાણયુગ શરૂ થયો. પ્રાચીન પાષાણયુગમાંનો આદ્યપાષાણયુગનો તબક્કો નૂતનજીવમય યુગના પૂર્વખંડ( આધુનિક-અધિકતમ )ના મધ્ય ભાગનો અને મધ્યપાષાણયુગનો તબક્કો એના અંત્ય ભાગનો સમકાલીન ગણાય છે, જ્યારે અંત્યપાષાણયુગનો તબક્કો નૂતન-જીવમય યુગના ઉત્તરખંડ( આધુનિક )ના આદ્ય ભાગનો સમકાલીન છે.[૨૭]

## ૪. નૂતન પાષાણયુગ

### પથ્થરનાં નવી ઢબનાં હથિયારો

નૂતન પાષાણયુગની એક વિશિષ્ટતા એ હતી કે આ યુગમાં પથ્થરનાં હથિયાર તો હજુ માનવ વાપરતો હતો, પણ પહેલાંની માફક નહિ. પતરીઓ કે ગાભાઓમાંથી ધારવાળું જે હથિયાર જોઈતું હોય તેનો આકાર કાઢી એને પથ્થરના મોટા ઊંડા પાટા પર ઘસવામાં આવતું. મુખ્યત્વે ધારવાળો ભાગ જ આવી રીતે ઘસીને એકદમ લીસો, ચકચકાટવાળો બનાવવામાં આવતો.[૨૮] કોઈ કોઈ વાર આખાયે હથિયારને આવી રીતે ઘસીને સુંદર બનાવવામાં આવતું.

આવાં ઘસીને બનાવેલાં હથિયારોમાં કુહાડીનું પાનું, સુતાર વાપરે છે તે રંદામાં વાપરવાને માટેનું તીક્ષ્ણ અણીદાર પાનું, છીણી અને હથોડા સાધારણ રીતે જોવામાં આવે છે. કુહાડી અને રંદાનાં પાનાંને લાકડા કે હાડકાના હાથામાં ભરાવવામાં આવતાં અને પછી વેલાથી બાંધી ગુંદર જેવા ચીકણા પદાર્થથી ઘટ રીતે બાંધવામાં આવતાં. આવી હાથાવાળી, ઘસીને બનાવેલી પથ્થરની કુહાડી કે રંદાના પાનાથી માનવ ઝાડ કાપતો, લાકડાં ચીરતો અને ઘસતો. આમ સુતારનો જન્મ થયો.

### સંસ્કૃતિ

બીજું, માનવ હવે ખેતી કરી અન્ન-ઉત્પાદન કરવા લાગ્યો હતો. સર્વ પશુઓને માત્ર ભક્ષ્ય ન લેખતાં કેટલાંક પશુઓને પાળી પોતાના કામમાં જોતરવા લાગ્યો હતો, ઝૂંપડાં બાંધી એક સ્થળે ઠરીઠામ રહેતો થયો હતો અને માટીનાં વાસણો બનાવતાં શીખ્યો હતો. અગાઉ અરણ્યાટન કરતો માનવી હવે ગ્રામવાસી થયો ને કૃષિ તથા પશુપાલને એના આર્થિક જીવનમાં ક્રાન્તિકારક પરિવર્તન આણ્યું.[૨૯] એને "પહેલી કે નૂતનપાષાણ ક્રાન્તિ" તરીકે ઓળખવામાં આવે છે. નૂતનપાષાણયુગ આમ માનવ-જીવનમાં એક મહત્ત્વનું સોપાન હતો.

### ગુજરાતમાં મળેલા અવશેષ

આવી ઘસીને બનાવેલી કુહાડીનાં પાનાં, રંદાનાં પાનાં કે છીણી ગુજરાતમાં ક્યાંય મળ્યાં નથી. જે ઉપલબ્ધ થયેલ છે તે ગોળ, કાણાદાર મોટા પથ્થરો, અને આ પણ નહિ જેવા જૂજ. એક, લાંઘણજના ખોદકામમાં ક્વાર્ટઝાઈટ પથ્થરનું હથિયાર મળ્યું છે;[૩૦] બીજાં બે ત્રણ તાપીના તટપ્રદેશમાંથી ખુસ

ફૂટને મળ્યાં હતાં.[૩૧] તાજેતરમાં આવાં જ ડાંગ વિભાગમાં શોધાયાં છે.[૩૨] પથ્થરનાં આવાં કાણાદાર હથિયારોને લાકડાના હાથામાં ભરાવી એનો ખેતીના કામમાં કે ગદા તરીકે પણ ઉપયોગ કરવામાં આવતો.

આમ હજુ નૂતનપાષાણયુગનું અસ્તિત્વ બનાવતી કોઈ વધુ ચીજો ઉપલબ્ધ થઈ નથી. તાપીના તટપ્રદેશમાં કે ડાંગમાં પદ્ધતિસર ઉત્ખનન થાય તો આ યુગને લગતી વધારે માહિતી મળવાની શક્યતા છે. બાકી હમણાં તો આપણે એટલું જ કહીએ કે ઉત્તર ગુજરાતમાં માનવે અંત્યપાષાણયુગમાંથી નૂતન-પાષાણયુગમાં પ્રવેશ કર્યો હશે છતાં આ નવી સંસ્કૃતિનો વિકાસ થયાની કોઈ નિશાનીઓ મળી નથી. પછી ઈ. સ. ની શરૂઆતમાં ત્યાં લોહયુગ શરૂ થયો, જ્યારે કચ્છ, સૌરાષ્ટ્ર અને તળ ગુજરાતના સમુદ્રતટે તામ્રપાષાણ યુગની એકદમ વિકસેલી નગર-સંસ્કૃતિએ સિંધમાંથી આવી પ્રસાર કર્યો. આ એક પ્રકારની વસાહત જ કહેવાય, સંસ્કૃતિનો વિકાસ નહિ.

## પાદટીપો

૧. વળી જુઓ હ. ધી. સાંકળિયા, "પ્રાગૈતિહાસિક ગુજરાત", 'ગુજરાતની કીર્તિગાથા', પૃ. ૧૮૧-૯૪

૨. R. B. Foote, *The Foote Collection of Indian Prehistoric and Protohistoric Antiquities, Catalogue Raisonne*, pp. 207 f; *Notes on their Ages and Distribution*, pp. 15 f., 68, 86 f, 142 f.

૩. હ. ધી. સાંકળિયા, ઉપર્યુક્ત, પૃ. ૧૮૩-૮૫

અમુક સ્થળે તો એનું પાત્ર લગભગ નવ મીટર (૩૦ ફૂટ) નીચે ઊતરી ગયું છે (એજન, પૃ. ૧૮૫).

૪. નહિ તો સામાન્ય રીતે નીચલો થર વધુ ને વધુ પ્રાચીન વસવાટના અવશેષ ધરાવે છે.

૫. આર્કિયોલોજિકલ સર્વે ઑફ ઇન્ડિયા, મુંબઈની ગુજરાત રિસર્ચ સોસાયટી અને પૂનાના ડેક્કન કૉલેજ રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટ તરફથી યોજાયેલા પ્રથમ ગુજરાત પ્રાગ્-ઐતિહાસિક શોધપ્રવાસ દરમ્યાન. H. D. Sankalia, *Investigations into Prehistoric Archaeology of Gujarat, Chapter II*

૬. Sankalia, *Excavations at Langhnaj*: 1944-63, Part I, pp. 3 f, 11 f.

૭ વડોદરાની મ. સ. યુનિવર્સિટીના પુરાવસ્તુ ખાતા વડે. Subbarao, "*Archaeological Exploratian in the Mahi Valley*" *JGRS*, Vol. I, pp. 34 ff.

૮. H. D. Sankalia, *"Prehistory and Early History of Kutch"* *JGRS*, Vol XXX, pp. 233 ff; "Early Man in India", *"Journal Asiatic of Bombay*, Vol 41–42, pp. 173–81; હ ધી. સાંકળિયા, ઉપર્યુક્ત, પૃ ૧૮૧–૧૮૬; "સૌરાષ્ટ્રના પાષાણયુગો", પથિક, વર્ષ ૭, અંક ૧૦–૧૧, પૃ ૩૧–૩૫; "કચ્છમાં આદિ અશ્મયુગ", પથિક, દીપોત્સવી અંક, સં. ૨૦૨૪, પૃ ૪૧-૪૫.

૯ ઉમાશંકર જોશી, 'પુરાણોમાં ગુજરાત' પૃ. ૨૦૬.

"શ્વભ્રવતી"માંથી "સાબરમતી" રૂપાંતર થયું; કૃત્રિમ રીતે એનું પાછું સંસ્કૃતીકરણ "साभ्रमती" થયું ને એ પરથી એ નદીની ઉત્પત્તિ અંગે વશિષ્ઠ ઋષિના સંભ્રમની પૌરાણિક કથા પ્રયોજાઈ (स्कंदपुराण, नागरखंड, अ. १७३, શ્લો. १–१४)

૧૦ ડી. એન. વાડિયા, "ગુજરાતની ભૂસ્તરરચના", 'ગુજરાતની કીર્તિગાથા', પૃ. ૩–૧૬

૧૧. H. D. Sankalia, *"Pre-History and Early History of Kutch"*, *JGRS*, Vol. XXX, pp. 233 ff ; "સૌરાષ્ટ્રના પાષાણયુગો", પથિક, વર્ષ ૭, અંક ૧૦–૧૧, પૃ ૩૧-૩૫, "કચ્છમાં આદિ અશ્મયુગ", પથિક, દીપોત્સવી અંક, પૃ સં. ૨૦૨૪ ૪૧–૪૫

૧૨. હ. ધી. સાંકળિયા, "કચ્છમાં આદિ અશ્મયુગ", પથિક, દીપોત્સવી અંક, સં. ૨૦૨૪, પૃ. ૪૩

૧૩. H D. Sankalia, "Early Man in India", *Journal Asiatic of Bombay*, Vol 41–42, pp. 173 ff.

૧૪, વળી જુઓ : હ ધી. સાંકળિયા, "પ્રાગૈતિહાસિક ગુજરાત", 'ગુજરાતની કીર્તિગાથા', પૃ. ૧૬૪–૯૬

૧૫. Soundara Rajan, *"Middle Stone Age Sites from Kaira District in Gujarat"*, *JOI*, Vol. X, pp. 166 ff.

૧૬. *Indian Archaeology–a Review, 1957–58*, pp 18, 58 f, 69; Sankalia, *Pre-history and Proto-history in India and Pakistan*, p 120; હ ધી. સાંકળિયા, ઉપર્યુક્ત, પૃ. ૧૯૪

૧૭. હ. ધી. સાંકળિયા, "પ્રાગૈતિહાસિક ગુજરાત", 'ગુજરાતની કીર્તિગાથા', પૃ. ૧૯૭–૨૦૬

૧૮. R. B. Foote, *The Foote Collection of Indian Prehistoric and Protohistoric Antiquities, Catalogue Raisonne*, pp. 191 ff.; *Notes on their Ages and Distribution*, pp. 143 f, 138, 194

૧૯. Sankalia, *Investigations into Prehistoric Archaeology of Gujarat*, Chapters *III–IV*

૨૦. Subbarao, "*Archaeological Explorations in the Mahi Valley*", *JMSU*., Vol. I, No. 1, pp 34 ff.; *Personality of India*, p. 71.

૨૧. S R. Rao, "*Excavations at Rangpur*", *Indian Archaeology 1953–54* — A *Review*, p. 7

૨૨. Subbarao, *Personality of India*, Fig. 18; Sankalia, *Prehistory and Protohistory of India and Pakistan*, Fig. 60 A.

૨૩. Sankalia, *Investigations into Prehistoric Archaeology of Gujarat*, Chapter III, Part II; *Excavations at Langhnaj*, Part I

૨૪. Sankalia, *Excavations at Langhnaj*, Part I, pp. 18 ff.

૨૫. હ. ધી. સાંકળિયા, ઉપર્યુક્ત, પૃ. ૨૦૪, ટી. ૨૧.

૨૬. Sophie Ehrhardt and Kerineth Kennedy, *Excavations at Langhnaj*, Part III: *The Human Skeletal Remains*.

૨૭. મધ્યપાષાણયુગ અને અંત્યપાષાણયુગની વચ્ચે યુરોપ અને પશ્ચિમ એશિયામાં એક એવો યુગ થઈ ગયો, જ્યારે માનવ ચપ્પુના પાના જેવા પાતળા પથ્થરનાં સુંદર પાનાં બનાવતાં શીખ્યો હતો. આ યુગનો પુરાવો દક્ષિણ ભારતમાં મળ્યો છે, પરંતુ ગુજરાતમાં હજી એનો કોઈ પુરાવો મળ્યો નથી.

૨૮. કેટલાક ઘસવાની અને લીસો બનાવવાની ક્રિયાને અલગ ગણાવે છે, પરંતુ ખરી રીતે લીસો બનાવવાની ક્રિયા એ કોઈ અલગ હુન્નરક્રિયા નહિ, પણ ઘસવાની ક્રિયાનો અંતેમ તબક્કો છે. Sankalia, *Pre-history and Proto-history in India and Pakistan*, p. 152, n. 2

૨૯. Gordon Childe, *What Happened in History*, Chapter III

૩૦. Sankalia, *op. cit.*, pp. 40 f.

૩૧. R. B. Foote, *Indian Prehistoric and Protohistoric Antiquities*, p. 154

૩૨. શ્રી. ચિતલે વડે. આ હથિયાર આ લેખકે જાતે જોયાં છે. (અહેવાલ અપ્રસિદ્ધ)

## પ્રકરણ ૬

# આદ્ય-ઐતિહાસિક સંસ્કૃતિઓ

## ૧. પ્રાસ્તાવિક

સિંધુ સભ્યતાની ઉત્કીર્ણ મુદ્રાઓ નિઃશંક રીતે પુરવાર કરે છે કે હડપ્પાનો સમાજ અક્ષરજ્ઞાનવાળો (literate) હતો, અને સિંધુ લિપિનું સંતોષકારક રીતે વાચન થશે કે તરત જ મુદ્રાઓ કિંમતી ઐતિહાસિક પુરાવા રજૂ કરી આપશે. પરંતુ જ્યાંસુધી એ મુદ્રાઓનું વાચન સિદ્ધ ન થાય ત્યાંસુધી સિંધુ સભ્યતાને "આદ્ય-ઇતિહાસ"માં રાખવી પડશે.[1] એવી રીતે અર્થાત્ સાહિત્યિક સાધનો હોવા છતાં, ભારતવર્ષને લાગેવળગે છે ત્યાંસુધી, યથાર્થ ચકાસણી પછી, વૈદિક અને પૌરાણિક સાહિત્યમાં જણાતાં સંસ્કૃતિ, ઐતિહાસિક પ્રસંગો અને વ્યક્તિઓનો "આદ્ય-ઇતિહાસ"માં સમાવેશ કરવો જોઈએ. આનો ઉત્ખનનો દ્વારા મેળવેલા પુરાતત્ત્વીય પુરાવાઓની સાથે મેળ મેળવવો પડે.

મર્યાદિત વિસ્તારમાં નિયત સમય દરમ્યાન પ્રચારમાં રહેલા ચપ્પુ, દાતરડાં, કુહાડીઓ વગેરે પદાર્થોના કાર્યના આધારે અલગ પાડવામાં આવેલા, પ્રકારોની સમસ્તતાને પુરાતત્ત્વવિદો Culture (અર્થાત્ "સંસ્કૃતિ") કહે છે.

Civilization(સભ્યતા)માં શાનો સમાવેશ થાય છે એની સ્પષ્ટતા કરવામાં પુરાતત્ત્વવિદોમાં મતભેદ છે. આમ છતાં મોટા ભાગના વિદ્વાનો એકમત છે કે એ માટેની ઓછામાં ઓછી જરૂરિયાતો તે રાજકીય સભાનતા, લેખનજ્ઞાન, વ્યવસ્થિત નાગરિક જીવન અને વેપાર-ઉદ્યોગનો વિકાસ છે. ગામડાનું શહેરીકરણ એ જગતની બધી પ્રાચીન સભ્યતાઓનું બીજું લક્ષણ ગણાય છે.

### સિંધુ સભ્યતા (નકશો ૫)

સિંધુની ખીણના પ્રદેશથી દૂરનાં સ્થાનોમાં સિંધુ સભ્યતાનાં એકસોથી પણ વધુ સ્થાનોની શોધને લઈ એવું વારંવાર લાગ્યા કરે છે કે પુરાતત્ત્વવિદોએ ઉપયોગમાં લીધેલી "સિંધુ સભ્યતા" સંજ્ઞા એના વિસ્તાર માટે ખૂબ જ સંકુચિત

છે. આ સંજ્ઞાના ઉપયોગની વિરુદ્ધ રજૂ કરવામાં આવેલો બીજો વાંધો એ છે કે એ સંજ્ઞા સ્પષ્ટ નથી અને એ હડપ્પા સંસ્કૃતિ સાથોસાથ બીજી પુરોગામી અને અનુગામી સંસ્કૃતિઓને પણ પોતામાં સમાવી લે છે. આવા વાંધા હોવા છતાં આ સંજ્ઞા અહીં એકથી વધુ કારણોને લઈ જાળવી રાખવામાં આવી છે. પહેલું એ કે "સિંધુ સભ્યતા" સંજ્ઞા સમજવાને માટે વધુ સારી છે અને "હડપ્પા સંસ્કૃતિ" અને "હડપ્પા સભ્યતા" સંજ્ઞાઓ કરતાં વધુ પ્રચલિત છે. આ વિષયને લગતા વિશાળ સાહિત્યમાં બીજી લગભગ સમાન સંજ્ઞાઓના કરતાં આ સંજ્ઞા વધુ વારંવાર વપરાયેલી છે. બીજું એ કે સિંધુ ખીણની મહાન નાગરિક સભ્યતાનાં બધાં પાસાંઓને લાગુ પાડવાના વિષયમાં "હડપ્પા સંસ્કૃતિ" સંજ્ઞા ખૂબ જ સંકુચિત લાગે છે. ત્રીજું એ કે "હડપ્પા સંસ્કૃતિ"ને સ્થાને "હડપ્પા સભ્યતા" સંજ્ઞા ઉપયોગમાં લઈએ તોપણ આ સભ્યતાની અત્યારે વ્યાપક રીતે જ્ઞાત થઈ ચૂકેલી અવનતિકાળની અને સંક્રાંતિકાળની પરિવર્તન-દશાઓને કારણે બીજા ગૂંચવાડા ઊભા થશે. તેથી આ નાગરિક સભ્યતાનું પરિપક્વ સ્વરૂપ વ્યક્ત કરવાને માટે "સિંધુ સભ્યતા" સંજ્ઞા રહેવા દેવી ઇષ્ટ છે. એથી "ઉત્તર હડપ્પા સંસ્કૃતિ" તરીકે નામ પામેલી અવનતિકાળની એની દશાથી એને અલગ પાડી શકાય.

## ૨. ગુજરાતની પ્રાગ્-હડપ્પીય સંસ્કૃતિઓ (આલેખ ૯)

### (અ) અંત્ય-પાષાણયુગની સંસ્કૃતિનું અનુસંધાન

સુરેન્દ્રનગર જિલ્લાના લીંબડી તાલુકાના એક નાના ગામ રંગપુર (શ્રીનાથગઢ)માં ૧૯૫૩-૫૪માં ઉત્ખનન કરવામાં આવ્યું ત્યારે સુ-નિશ્ચિત પ્રાગ્-હડપ્પીય સંસ્કૃતિના સંદર્ભમાં લઘુપાષાણ ઉદ્યોગ ધ્યાનમાં આવ્યો હતો. સહુથી જૂના રહેવાસીઓએ ઉપયોગમાં લીધેલાં પાષાણ-ઓજારોમાં બાણ-ફળાં, ત્રિકોણો, સમાંતર દ્વિભુજ ચતુષ્કોણો, પતરીઓ અને અર્ધ-ચંદ્રાકૃતિઓ તેમજ સપ્રમાણ પતરીઓ ઉપર બનાવેલા રંદા જેવા ભૌમિતિક અને અ-ભૌમિતિક લઘુપાષાણો હતા. એ નદીઓના પાત્રમાંથી મળતા જેસ્પર કેલ્સેડની અને અકીકમાંથી બનાવવામાં આવતા હતા. આ કાલને "રંગપુર-૧" કહેવામાં આવ્યો છે.[૨] સૌરાષ્ટ્રમાં અન્યત્ર સોમનાથ જેવાં સ્થળોએ ચાકડાથી બનાવેલાં મૃત્પાત્રો દેખાયા પછી પણ ટૂંકી સમાંતરભુજ પતરીઓ વપરાતી માલૂમ પડી છે. વધુ પૂર્વમાં જતાં, લોથલમાં ૧ અ તબક્કામાં અબરખિયાં રાતાં મૃત્પાત્રો સાથોસાથ સુ-નિશ્ચિત તામ્રપાષાણ (chalcolithic)ના સંદર્ભમાં આ પતરી-ઉદ્યોગ મોજૂદ રહે છે. તાપીની ખીણમાં આવેલા જોખા

ગામમાં અને ગોદાવરીની ખીણમાં આવેલા દાઇમાબાદમાં "નૂતન–પાષાણ તબક્કા"નાં પાષાણનાં ઘસેલાં ચક્રચક્રિત ઓજારો કેલ્સેડની વગેરેની ટૂંકી પતરીઓની સાથોસાથ મળે છે. આમ આપણને સૌરાષ્ટ્રની તામ્રપાષાણ સંસ્કૃતિઓ અને દક્ષિણ ગુજરાતના નૂતન પાષાણ અવશેષોમાં પ્રવેશ કરતી ભૌમિતિક શૃંખલા દ્વારા લઘુપાષાણ પરંપરાની પ્રસરણશીલ (diffusional) ઉત્તેજના (stimulus) જોવા મળે છે. અનુક્રમે રંગપુર અને લોથલની ઉત્તર–હડપ્પીય અને અનુ–હડપ્પીય કાલની 'અણીઓ' અને અર્ધચંદ્રાકૃતિઓ પણ લઘુપાષાણ પતરી ઉદ્યોગનું અનુસંધાન છે; હડપ્પીય લોકો પોતાની સાથે પથ્થરની પતરીઓના જથ્થાબંધ ઉત્પાદનને માટે બંધ બેસે તેવી "ઉપરને છેડે એક બાજુથી મળી જાય તેવો આકાર આપતી ક્રિયાપદ્ધતિ" (crested ridge guiding technique) લાવેલા હતા, તેઓની અસર નીચે એ ઉદ્યોગ–પરંપરા પુનર્જીવન પામી હતી. રંગપુર–૧ ના લોકો અને લાંઘણજના લોકો કૃષિકારોમાં પહેલા અને અનાજ ઉત્પન્ન કરનારાં નાનાં ગામડાંઓમાં રહેવામાં પહેલા હતા. એ અર્થમાં આ બેમાંથી એકને પણ ચોક્કસ રીતે આદિમ ગ્રામ–કૃષક જાતિઓ ગણી શકાય એમ નથી. ગુજરાતમાંની ભૌતિક (material) સંસ્કૃતિઓનો વિકાસ દર્શાવવામાં લાંઘણજ અને રંગપુરના સ્થાનિક લોકો પછી પ્રભાસના લોકો આવે છે.

## (આ) ધૂસર મૃત્પાત્રોની સંસ્કૃતિ

જૂનાગઢ જિલ્લાના વેરાવળ બંદર પાસે આવેલા પ્રભાસપાટણ નજીકના જૂના ટીંબાના, ૧૯૫૫–૫૬ અને ૧૯૫૬–૫૭નાં બે વર્ષોમાં થયેલા ઉત્ખનનમાં બબ્બે પેટા–કાલવાળા બે "સાંસ્કૃતિક કાલ" પાડવામાં આવ્યા હતા. કમભાગ્યે બે પેટા–વિભાગો વચ્ચેનો ભેદ બહુ સ્પષ્ટ કરાયો નથી.[૩] કાલ ૨ ના બે પેટા-વિભાગોમાંનો પહેલો अ, ધૂસર રંગમાં અથવા લાલ રંગમાં ભિન્ન ભિન્ન રીતે લીંપાયેલાં બિનસફાઇદાર ઠીકરાંનો નાનો જથ્થો ધરાવતા એવા રેતી અને કંકરના એકમાત્ર સ્તરથી વ્યક્ત થાય છે. આકારો અને ઉત્કીર્ણ રૂપાંકનો જ્યાં જ્યાં મળ્યાં ત્યાં ત્યાં ગુજરાતમાંનાં ઉત્તર–હડપ્પીય મૃત્પાત્રો(pottery)ની સાથે મળતાં આવ્યાં છે. વળી એ પેટા–કાલ લઘુપાષાણયુગનાં સામાન્ય લક્ષણ અને કાયેન્સના ખંડિત (segmented) મણકા સાથે સંકળાયેલો છે. ૧ आ પેટા–કાલમાં પ્રભાસપાત્રોની સાથોસાથ ઉત્તર-હડપ્પીય મૃત્પાત્ર-પ્રકારો અને ચિત્રિત આકૃતિઓ નીકળેલ છે. છેક પ્રાચીનતમ સ્તરમાંથી મળી આવેલાં મૃત્પાત્રોના વ્યવસ્થિત પરીક્ષણ પરથી માલૂમ પડી આવ્યું કે એમાં ઘોડીવાળી થાળી, છિદ્રાળ ઘડા,

કથરોટ વગેરે લાક્ષણિક હડપ્પીય ઘાટનાં વાસણો મળ્યાં ન હતાં અને કાલ ૧ અ માં મળેલાં ધૂસર મૃત્પાત્રોનું ઘડતર (fabric) લોથલનાં ખરબચડાં ધૂસર મૃત્પાત્રોને મળતું આવતું હતું, પરંતુ ઘડતરમાં અને સપાટીની ક્રિયામાં ચડિયાતા ઘડતરવાળાં લાક્ષણિક હડપ્પીય મૃત્પાત્રો કરતાં એ તદ્દન નિરાળું હતું. આથી પ્રભાસનો કાલ ૧ અ, એવી વિશિષ્ટ સાંસ્કૃતિક સીમા વ્યક્ત કરે છે, જે સમયમાં પ્રાગ્-હડપ્પીય અને ઉત્પત્તિમાં તળપદી (indigenous) છે. એમાં મારવાડના ફ્રાયેન્સના ખંડિત મણકા મળે છે. જ્યારે જૂના સ્તરોને અનુકાલીન રહેવાસીઓ (occupants) અસ્તવ્યસ્ત કરે છે, ત્યારે છૂટાછવાયા અનુકાલીન પદાર્થો પૂર્વકાલીન પદાર્થો સાથે ભળી જવાની પુરી સંભાવના હોય છે. પ્રભાસ ૧ અ ના પ્રાગ્-હડપ્પીય લોકો ખરબચડાં ધૂસર મૃત્પાત્રોમાંના વાડકા અને ઘડા-(bolws and jars) નો ઉપયોગ કરતા હતા, જે કેટલીક વાર ચમક આપેલા પણ હોય છે. ચમક આપેલાં ન હોય તેવાં (unfurnished) પાત્રોને ઉત્કીર્ણ રેખાઓ વડે સુશોભિત કરવામાં આવતાં હતાં; એમાં કરાતાં રૂપાંકન તરંગાકાર રેખાઓ, ખીલાનાં મથાળાંની છાપો અને પરસ્પર છેદક રેખાઓવાળા પટાઓ વગેરે આકારનાં હતાં. લોથલ અને રંગપુરમાં આ મૃત્પાત્રો આરૂઢ હડપ્પીય અવસ્થામાં તથા પ્રભાસમાં ઉત્તર હડપ્પીય અવસ્થામાં મોજૂદ રહ્યા કર્યાં છે. પ્રભાસ ૧ અ નાં ખરબચડાં ધૂસર પાત્રો વાપરનારા લોકોનાં પાષાણમય સાધનો(lithic equipment)માં, કદાચ તામ્રપાષાણયુગીન સામાન્ય લક્ષણોની હોય તેવી, કેલ્સેડનીની સમાંતર બાજુવાળી ટૂંકી પતરીઓનો સમાવેશ થતો હતો. આપણે દ્વીપકલ્પમાં વધારે અંદરના ભાગમાં જઈએ તો માલૂમ પડી આવે છે કે એ જ ખરબચડાં ધૂસર પાત્રો વાપરનારા લોકો ભાદરની ખીણમાં પણ રહેતા હતા. રાજકોટની દક્ષિણે ૫૫ કિ. મી. (૩૪ માઈલ) પર આવેલા ઉત્તર હડપ્પીય સ્થાન શ્રીનાથગઢ(રંગપુર)માં ઘેરા લાલ રંગ(pink)નાં મૃત્પાત્રોનું પરીક્ષણ કરતાં માલૂમ પડી આવ્યું છે કે લોથલના અ કાલની પ્રથમ અવસ્થા (phase)-નાં અબરખિયાં (micaceous) લાલ મૃત્પાત્રોની સાથે એકરૂપતા ધરાવતાં આ પાત્રો આરંભિક સપાટીઓમાં મળી આવે છે. પ્રભાસના કાલ ૧ માં મળેલા પ્રકારનાં બિનસફાઈદાર (crude) આકુંચિત (corrugated) પાત્રોનો લાક્ષણિક હડપ્પીય પાત્રો સાથે સંબંધ હતો.[૪] પતરીઓ (blades), ઝુલા (trapezes) અને ક્વાર્ટ્ઝના અર્ધ-ચંદ્રાકાર ઘાટ પણ આ તબક્કા(phase)માં ઉપયોગમાં હતા. શ્રીનાથગઢ અને પ્રભાસની પ્રાચીન સપાટીઓમાં આકુંચિત ધૂસર મૃત્પાત્રોનું હોવું એ ખૂબ સૂચક છે, કારણ કે એમાંનું એક સ્થળ પ્રાગ્-હડપ્પીય સંસ્કૃતિનું

સમુદ્રકાંઠાના સપાટ દેશોમાં અને બીજું અંદરના પ્રદેશમાં અસ્તિત્વ સૂચવે છે. પ્રભાસ અને રોજડી(શ્રીનાથગઢ)માં નીચામાં નીચી સપાટીઓએ મળતાં હડપ્પીય પાત્રો અને તળપદાં પાત્રો વચ્ચે ભેદ પાડવો જરૂરી છે. કદાચ સ્તરોનું વધુ સાવધાની ભરેલું પરીક્ષણ કરવામાં આવે તો એમાંથી બે ભિન્ન સાંસ્કૃતિક વિભાગો (zones) ખુલ્લા થાય: પહેલો એવો જેમાં ધૂસર મૃત્પાત્રોનું ચલણ મુખ્ય હતું, ને પછીનો એવો કે જેમાં ઉત્તર હડપ્પીય અને અબરખિયાં લાલ મૃત્પાત્રોનું મુખ્ય ચલણ હતું. બેઉ બિન-હડપ્પીય મૃત્પાત્રો લોથલમાં જાણવામાં આવેલી સંસ્કૃતિને મળતી તળપદી પ્રાગ્-હડપ્પીય તામ્રપાષાણ સંસ્કૃતિના બે પ્રકાર ચોક્કસ રીતે રજૂ કરી આપે છે; એમાં એક તફાવત રહેલો છે કે શ્રીનાથગઢ અને પ્રભાસમાં હડપ્પીય લોકો મોડેથી આવ્યા હતા.

## (ઇ) અબરખિયાં લાલ મૃત્પાત્રોની સંસ્કૃતિ

હડપ્પીય વસવાટ પહેલાંની અબરખિયાં મૃત્પાત્રોની સંસ્કૃતિનું વધુ સારું ચિત્ર આપણે લોથલમાં મેળવી શકીએ છીએ[૫]. લોથલના સહુથી પહેલા નિવાસીઓ સપાટીની નિષ્પત્તિમાં કરેલી સફાઈને લીધે પતલાં અને સંસ્કારિત લાગતાં, ચાકડાથી બનાવેલાં અને સારી રીતે પકવેલાં મૃત્પાત્રોનો ઉપયોગ કરતા હતા. એ પાત્રો રંગમાં ઘેરાથી લઈ આછા લાલ રંગનાં હતાં અને માટીમાં સ્વાભાવિક અશુદ્ધતા તરીકે રહેલો અબરખ એને ચળકાટ આપતો હતો. અબરખિયાં લાલ મૃત્પાત્રો વાપરનારા લોક સાદા હતા. તેઓ ઊભા હાથાવાળા કે ઊભા હાથા વિનાના કળશો અને ગોળ તળિયાવાળા અને ચળકતી હાંસવાળા ઘડા (jars) જેવા સાદા ઘાટ બનાવતા હતા; પરંતુ તેઓ પાત્રોની સપાટી ઉપર સાવધાનીથી ચિતરામણો કરતા હતા, એ ઉપરથી જાણી શકાય છે કે એમની પાસે ઉચ્ચ પ્રકારની કલાદૃષ્ટિ હતી. આછી લાલ કે ઘેરી લાલ સપાટી ઉપર પાતળી કાળી રેખાઓ કરવા માટે સુંદર પીંછી વાપરવામાં આવતી હતી. સામાન્યતઃ આડી રેખાઓ, તરંગાકાર રેખાઓ, ગૂંચળાં (loops) અને ત્રાંસી રેખાઓ ઘડાના કાંઠલા ઉપર અને હાંસના બહારના ભાગ ઉપર જોવામાં આવે છે; અને રેખાપૂરિત હીરા-આકારો (hatched diamonds) અને ઘાસિયા રોપા કળશોના અંદરના ભાગ ઉપર જોવામાં આવે છે. થોડા દાખલાઓમાં અર્ધવર્તુલો અને જાડા પટ્ટા પણ ચીતરવામાં આવતા હતા. એવા નમૂના કોટ-દીજી અને કાલીબંગનનાં પ્રાગ્-હડપ્પીય પાત્રોમાં મળે છે.

અબરખિયાં લાલ પાત્રો ઘડનાર લોકોએ બનાવેલાં બીજા પ્રકારનાં મૃત્પાત્રો એ કાળાં-અને-લાલ પાત્રો છે. આ પાત્રોને અંશતઃ પ્રાણવાયુ આપતા અને

અંશતઃ મૂળ સ્થિતિએ લઈ જતા સંજોગોમાં ઊંધું પકવવાની ક્રિયાથી પકવવામાં આવતાં હતાં. આ પ્રમાણે પકવવામાં આવતાં પાત્ર નિભાડામાંથી નીકળે ત્યારે અંદરના ભાગમાં કાળાં અને બહારના ભાગમાં લાલ હોય છે. ગુજરાતમાં આ હુન્નરક્રિયા (technique) ઘણો લાંબો સમય ચાલુ રહી અને ઈ. સ. પૂર્વે બીજી સહસ્રાબ્દીમાં મધ્ય ભારત અને દખ્ખણના તામ્ર-પાષાણયુગના અનુ-હડપ્પીય લોકો સુધી ઊતરી આવી હતી. છેવટે એ દક્ષિણ ભારતના લોખંડ વાપરનાર અને મહાશિલાઓ વડે સમાધિ બાંધનાર લોકોની સંસ્કૃતિનું લક્ષણ બની. આદ્ય-ઐતિહાસિક ગુજરાતનાં કાળાં-અને-લાલ મૃત્પાત્રોએ ભારતીય પુરાવસ્તુવિદ્યામાં ભારે મહત્ત્વ ધારણ કર્યું છે, કારણ કે એ મેવાડના ઉચ્ચ પ્રદેશમાં આવેલા આહાડમાં, નર્મદાની ખીણમાં આવેલા નાવડાતોલી અને મહેશ્વરમાં, મધ્ય પ્રદેશમાં આવેલા એરણ ખાતે, બિહારમાં આવેલા ચિરંદ વિશે, તાપીની ખીણમાં આવેલાં પ્રકાશ અને સવળદાહમાં, ગોદાવરીની ખીણમાં આવેલા નેવાસામાં, ભીમાના પટપ્રદેશમાં આવેલાં ચંદોલી અને ઇનામગાંવમાં, અને દક્ષિણમાં આગળ જતાં તુંગભદ્રાની ખીણમાં આવેલાં હલ્લૂર અને ટેક્કલકોટામાં મળતી, અન્યથા અળગી પડી ગયેલી આ તામ્ર-પાષાણ સંસ્કૃતિઓ વચ્ચેની આવશ્યક શૃંખલા બની રહે છે. "ઊંધું પકવવાની ક્રિયા"ના પ્રદેશમાં અને કાળમાં થયેલા પ્રસાર પરથી એમ કહેવું કે પશ્ચિમ ભારતમાંથી એક બાજુ મધ્ય અને ઉત્તર ભારતમાં અને બીજી બાજુ દખ્ખણ અને દક્ષિણ ભારતમાં લોકોની હિલચાલ થઈ છે—એ ચર્ચાસ્પદ મુદ્દો છે. આપણી માહિતીની વર્તમાન સ્થિતિમાં એ નથી સ્વીકારી શકાતો કે નથી નકારી શકાતો; પરંતુ એક વસ્તુ નિશ્ચિત છે કે ઈ. સ. પૂર્વે બીજી સહસ્રાબ્દીના છેલ્લા ચરણમાં ગુજરાતની બહાર સુધી અને પંજાબથી આંધ્ર સુધીમાં વિસ્તરેલા વિશાળ પ્રદેશમાં રહેતા ભિન્ન ભિન્ન પ્રકારના સાંસ્કૃતિક સમૂહોમાં એ મૃત્પાત્ર-પ્રકાર પ્રચલિત થઈ ચૂક્યો હતો.

લોથલના અબરખિયાં લાલ પાત્રો વાપરનારા લોકોનાં ભૌતિક સાધનોના પ્રશ્ન ઉપર પાછા આવતાં એવું માલૂમ પડે છે કે એ લોકો ભાદર અને સાબરમતીની ઉપરવાસની જમીનમાંથી મેળવેલી કાચી સામગ્રીમાંથી ઉત્પન્ન કરેલા જેસ્પર અને અકીકની સમાંતર-બાજુવાળી ટૂંકી પતરીઓ વાપરતા. આ પતરીઓને પ્રસંગવશાત્ અર્ધચંદ્રાકાર ઓજારનો ઘાટ આપવામાં આવતો અને એ દાતરડા વગેરે તરીકે કામ આપે એ માટે એને લાકડાના કે હાડકાના ધરામાં બેસાડવામાં આવતી. અબરખિયાં લાલ વાસણ વાપરનારા લોકોને તામ્રની જાણકારી હતી, એ તામ્ર-પદાર્થોના ખંડિત અવશેષોથી સિદ્ધ થાય છે. પથ્થરના

નિસારો અને નિસાતરાઓનો ઉપયોગ અનાજને દળી લોટ બનાવવા માટે થતો હશે. લોથલ અને રંગપુરનાં ઉત્ખનનોમાંથી કુશકી અને બળેલા દાણા મળ્યા છે, એ ઉપરથી ડાંગર અને બાજરીની ખેતીનો ચોક્કસ પુરાવો મળ્યો છે. ઘઉંની ખેતીનો પરોક્ષ પુરાવો અબરખિયા લાલ કળશો પર ચીતરેલી ઘઉંની ફોતરીથી મળી આવે છે. માટીની પકવેલી ચીજોમાં તકલીની ચકતી અને દાંડી કાંતવા–વણવાના જ્ઞાનનાં સૂચક ગણાય. હડપ્પીય સ્તરોમાંથી વણેલા કાપડ અને વળ ચડાવેલા દોરડાની છાપવાળાં માટીનાં પકવેલાં મુદ્રાંકન મળ્યાં છે. લોથલની તળપદી વસ્તીને સુતરાઉ કાપડની કદાચ જાણ હશે. અહીંથી સુતરાઉ માલની નિકાસ થતી હશે એ અસંભવિત નથી.

સહુથી પ્રાચીન નિવાસીઓ માટીનાં કે કાચી ઈંટોનાં બાંધેલાં નાનાં મકાનોમાં રહેતા હતા, પરંતુ નિભાડામાં પકવેલી ઈંટ વિરલ હતી. એ સમયનું ગામ અત્યારે લુપ્ત થઈ ગયેલી નદીના ડાબી બાજુના કાંઠા પર ચડાવ લેતા નીચા ટેકરા ઉપર વસેલું હતું. કદાચ એ સાબરમતી નદીનો મુખ્ય પ્રવાહમાર્ગ હતો. લોથલ ગામની હયાતી દરમ્યાન પણ એ નદીએ એનો પ્રવાહ બદલ્યો હતો એવું જોવામાં આવ્યું છે. પૂરની સામે માટીના બંધથી ગામ–વસાહતનું રક્ષણ કરી લેવામાં આવ્યું હતું, પાછળથી આ બંધે ઉત્તરકાલીન અવસ્થામાં આ હડપ્પા–કાલીન શહેરની ફરતી દીવાલ માટે નક્કર પાયાની ગરજ સારી. અબરખિયાં લાલ મૃત્પાત્રો વાપરનારાઓએ થોડા સ્થાનિક ઉદ્યોગોને વિકસાવ્યા હતા, જેની ઊપજોની બહાર નિકાસ કરવામાં આવી હોવી જોઈએ. આવો એક ઉદ્યોગ મણકા બનાવવાનો હતો, કારણ કે કાર્નેલિયન અને અકીકના પરિષ્કૃત અને અર્ધપરિષ્કૃત સંખ્યાબંધ મણકા વસાહતના સહુથી પ્રાચીન સ્તરમાં મળી આવ્યા છે. બીજા મહત્ત્વના ઉદ્યોગોમાં છીપનાં અને હાથીદાંતનાં કામ હોવાં જોઈએ, કારણ કે એને માટે જોઈતો કાચો માલ ત્યાંથી જ મળતો હતો. સૌરાષ્ટ્રનો સમુદ્રકાંઠો, ખાસ કરીને દ્વારકાનો પ્રદેશ, શંખ–છીપ માટે જાણીતો છે.

લોથલમાં વિશેષીકૃત ઉદ્યોગોનો વિકાસ થયો હતો એ હકીકત જ સૂચવે છે કે ત્યાં ખેડૂતો સિવાયની વસ્તીના નિભાવ માટે જરૂરી વધારાની ખાદ્ય-સામગ્રીનું ઉત્પાદન થતું હતું. તામ્રના પદાર્થો અને અર્ધકિંમતી પથ્થરો અહીં મળેલા હોવાથી એવું બીજું એક મહત્ત્વનું અનુમાન તારવી શકાય તે એ કે અહીંના નિવાસીઓએ સમુદ્રપારનો વેપાર ઘણા પ્રમાણમાં વિકસાવ્યો હતો,

જેથી એ નર્મદાના ખીણ પ્રદેશમાંથી ભારે માંગવાળા અર્ધ-કિંમતી પથ્થરોની આયાત અને દૂરના પશ્ચિમમાંથી તામ્રની આયાત કરી શકાઈ, કારણ કે સાબરમતીના ખીણ પ્રદેશમાં એ બેઉ પ્રકારનો કાચો માલ ઉપલબ્ધ નહોતો. વળી ઈ. સ. પૂર્વે ૨૫૦૦ જેટલા જૂના સમયમાં આડાવલીની દક્ષિણ પહાડીઓમાં ઉદેપુર નજીકથી મળતાં તામ્રનાં સ્થાનિક સાધનોનો ઉપયોગ કર્યાનો કોઈ પુરાવો નથી. આયાત કરવામાં આવતી ધાતુઓ અને પથ્થરોની કિંમત સુતરાઉ માલ, છીપોના અને હાથીદાંતના પદાર્થો તેમજ અર્ધકિંમતી પથ્થરોના મણકાઓના રૂપે ચૂકવવામાં આવતી હોવી જોઈએ. લોથલના વેપારીઓ સિંધમાં કોટ-દીજી સુધી દૂર ગયા હોવા જોઈએ કે જ્યાં પ્રાગ્-હડપ્પીય સ્તરોમાં કાળાં-અને-લાલ મૃત્પાત્રોમાં છે. તેઓ સિંધુના મુખપ્રદેશની પાર પશ્ચિમમાં કેટલે દૂર પહોંચ્યા હતા એ જાણવામાં આવ્યું નથી.

લોથલનાં અને કોટ-દીજી( સિંધ )નાં પ્રાગ્-હડપ્પીય ગામોમાં લેખનકળાનો પુરાવો કે આયોજનનું અને જાહેર આરોગ્યનું કંઈ સૂચન મળ્યું નથી.

## (ઈ) કોટ-દીજી સંસ્કૃતિ

કચ્છમાં દેસલપર ખાતે કરેલાં ઉત્ખનનોમાંથી મળેલા માટીકામના સંગ્રહમાં એવા પાતળા ઘડાનો સમાવેશ થાય છે. એને ઘટ્ટ કાળો પટ્ટો ચીતરેલો સંકુચિત કાંઠલો હોય છે, જે કોટ-દીજીની પ્રાગ્-હડપ્પીય સંસ્કૃતિની માટીકામની પરંપરાની નકલ હોય તે પ્રકારનો લાગે છે. અંદરના ભાગમાં સફેદ રેખાઓમાં ચીતરેલાં કાળાં-અને-લાલ મૃત્પાત્રો સાથોસાથનાં કોટ-દીજીનાં મૃત્પાત્રો દેસલપર ખાતે પ્રાગ્-હડપ્પીય વસાહતનું અસ્તિત્વ બતાવે છે, જ્યારે ત્યાંનો ટૂંકી પતરીનો ઉદ્યોગ સૂચવે છે કે ત્યાંની સંસ્કૃતિ તામ્રપાષાણ પ્રકારની ( chalcolithic ) છે.

લોથલ, પ્રભાસ અને દેસલપરના સહુથી પ્રાચીન સ્તરોનાં મર્યાદિત ઉત્ખનનો પરથી ત્રણ ભિન્ન ભિન્ન સાંસ્કૃતિક લોકસમૂહોનું અસ્તિત્વ કલ્પી શકાય છે. કચ્છ અને સૌરાષ્ટ્રમાં હડપ્પીય લોકો આવ્યા તે પહેલાં તેઓ વત્તેઓછે અંશે સમાન આર્થિક વિકાસ ધરાવતા હતા. સિંધથી નજીક હોવાને લઈને અને કોરીનાળ અને રણ દ્વારા સિંધુના ખીણ-પ્રદેશમાં જવાની સરળતાને લઈને દેસલપર કોટ-દીજી સંસ્કૃતિની અસર નીચે આવ્યું હોવું જોઈએ. કદાચ, દેસલપરની ટોડા પથ્થરોની કિલ્લેબંદી પણ, ખુદ કોટ-દીજીમાં બનેલું તેમ, પ્રાગ્-હડપ્પીય વસાહતીઓએ પૂરની સામેના પગલા તરીકે જ બાંધી હતી.

આથી સ્પષ્ટ થાય છે કે હડપ્પીય લોકો આવ્યા તે પૂર્વે ઘણા સમય ઉપર કચ્છમાં તામ્રનો ઉપયોગ કરનારા એવા લોકો હતા કે જેમણે ચાકડામાંથી બનાવેલાં અને કોઈ કોઈ વાર ચીતરેલાં વાસણોને માટે જાણીતા માટીકામના ઉદ્યોગનો વિકાસ સાધ્યો હતો. કહેવાની જરૂર નથી કે એ વસાહતીઓ ખેતીવાડી જાણતા હતા અને તેઓ ઢોર-ઘેટાં વગેરે પશુઓ પાળતા હતા. તેઓ પથ્થરનાં ઓજાર વાપરતા હતા અને માટીનાં મકાનોમાં વસતા હતા.

સૌરાષ્ટ્રના દ્વીપકલ્પમાં બે પ્રકારના સાંસ્કૃતિક લોકસમૂહ વસતા હતા : એક પ્રભાસમાં ધૂસર મૃત્પાત્રોના ઉપયોગથી તરી આવતો અને બીજો લોથલમાં અબરખિયાં લાલ મૃત્પાત્રોના ઉપયોગથી તરી આવતો. એમની માટીકામની સામગ્રી ઉપરથી નિર્ણય કરવામાં આવે તો પ્રભાસનો ધૂસર મૃત્પાત્ર વાપરનારો લોકસમૂહ અબરખિયાં લાલ મૃત્પાત્ર વાપરનારા લોકસમૂહ કરતાં થોડો પ્રાક્-કાલીન હોવાનું જણાય છે, કારણ કે શ્રીનાથગઢમાં પહેલો લોકસમૂહ બીજાનો પુરોગામી છે. અહીં નોંધવું જોઈએ કે ધૂસર મૃત્પાત્રોની સંસ્કૃતિ પ્રભાસથી શ્રીનાથગઢ તરફ (જસદણની) ભાદરના ખીણ પ્રદેશમાં અને કદાચ મધ્ય સૌરાષ્ટ્રમાં વધારે અંદરના ભાગમાં આગળ લંબાઈ, જ્યારે અબરખિયાં લાલ મૃત્પાત્રોની સંસ્કૃતિ ખંભાતના અખાતના માથે લીંબડીની ભાદરના ખીણ પ્રદેશમાં આગળ લંબાઈ. બંને સંસ્કૃતિઓનો સમાગમ શ્રીનાથગઢમાં થયો. આથી સૌરાષ્ટ્ર અને કચ્છનું અર્થકારણ લાંઘણજના શિકારી અને અન્ન-સંગ્રાહક લોકોના અર્થકારણ કરતાં વધુ વિકસિત હતું. લોથલ, દેસલપર અને શ્રીનાથગઢના પ્રાગ્-હડપ્પીય લોકો સ્થાયી જીવન ગુજારતા હતા અને તેઓ ચાકડા પર બનાવેલાં મૃત્પાત્રો અને તામ્ર ઓજારો વાપરતા હતા. ધાતુનાં અને પથ્થરનાં સાધનો ઉત્પન્ન કરવામાં રોકાયેલી ખેડૂત સિવાયની વસ્તીનું ભરણપોષણ કરવાને માટે જરૂરી વધારાનું અન્ન તેઓ ઉગાડતા હતા. દૂરના પશ્ચિમમાં નિકાસ કરી શકાય તેવો મોજશોખનો માલ પણ ત્યાંના કારીગરો બનાવતા હતા. આમ વેપારે નવા વિચારો આણ્યા. ટૂંકમાં, ગુજરાતની પરિસ્થિતિ ગ્રામીણ અર્થકારણના નગરીકરણને માટે પરિપક્વ બની રહી હતી. આ તબક્કે સિંધુ ખીણમાં આવેલાં નગરોમાંથી દરિયાખેડુ વેપારીઓ પોતાને આયાત કરવામાં કામ લાગે તેવા માલના પુરવઠાનાં ઉદ્ગમસ્થાનોની શોધમાં લોથલ આવ્યા હોવા જોઈએ.

લોથલની ગ્રામ-વસાહતના નગરીકરણની વિગતોમાં જતાં પહેલાં, દેશમાં જુદી જુદી સંસ્થાઓએ હાથ ધરેલી સ્થળતપાસોને પરિણામે ગુજરાતમાં થયેલી હડપ્પીય સ્થળોની શોધ વિશે થોડા શબ્દો કહેવા જરૂરી છે.

## ૩. ગુજરાતમાં હડપ્પીય સ્થળોની શોધ (નકશો ૬)

૧૯૩૧ ના વર્ષમાં અગાઉના લીંબડી રાજ્યમાં(આજના સુરેન્દ્રનગર જિલ્લામાં) રંગપુર ગામ નજીક રસ્તો બાંધવાની પ્રવૃત્તિને પરિણામે ત્યાં એક આકસ્મિક શોધ થઈ. હાલનું રંગપુર ઘણા વિશાળ ટીંબા ઉપર આવેલું છે. આ ટીંબો આદ્ય-ઐતિહાસિક કાલમાં આ સ્થળે ઉત્તરોત્તર થયેલા વસવાટોને લઈને રચાયેલો છે. આ પુરાણા ટીંબાને આરપાર ભેદતાં ચિત્રિત મૃત્પાત્રોના મોટા જથ્થા પ્રકાશમાં આવ્યા અને પછીથી એને પરીક્ષણને આધારે, હડપ્પા અને મોહેં-જો-દડોમાં મળી આવેલાં મૃત્પાત્રોના પ્રકારના જાહેર કરવામાં આવ્યા. વિદ્વાનોમાં વ્યાપક રસ ઉપજાવતી આ શોધે "સિંધુ ખીણની સભ્યતા"ના દક્ષિણ તરફના વિસ્તારની શકયતા સૂચવી. તેથી ૧૯૩૪ માં ભારતના "પુરાવસ્તુ સર્વેક્ષણ" તરફથી ઉત્ખનન હાથ ધરવામાં આવ્યું. ઉત્ખનનમાંથી પ્રાપ્ત થયેલી ચીજોના પરીક્ષણને આધારે રંગપુર "સિંધુ ખીણની સભ્યતા"નું અગ્રસ્થાન હોવાનું જાહેર થયું.[૬] પછી મુંબઈ યુનિવર્સિટી તરફથી એ સ્થળનું ઉત્ખનન થયું અને ઉપરની બાબતનું સમર્થન મળ્યું.[૭] પરંતુ ૧૯૩૭માં પૂનાની ડેક્કન કૉલેજ તરફથી હાથ ધરવામાં આવેલાં ઉત્ખનનોએ સિંધુ સભ્યતાની વસાહત હોવાના રંગપુરના દાવાની બાબતમાં કેટલીક આશંકા ઊભી કરી.[૮] ભારતીય ઉપખંડના વિભાજન પછી "પુરાવસ્તુ સર્વેક્ષણ" તરફથી નક્કી કરવામાં આવ્યું કે રંગપુરનું આદ્યંત અને પદ્ધતિપૂર્વકનું ઉત્ખનન કરવું કે જેથી હડપ્પીય અગ્રસ્થાન તરીકેના એના દાવાનો સ્વીકાર કે અસ્વીકાર નક્કી થઈ શકે. ૧૯૫૪ માં ત્યાં ઉત્ખનન કરાવવામાં આવ્યું, જેનાં પરિણામ અતિશય પ્રોત્સાહક નીવડયાં. અત્યાર સુધી મહત્ત્વના ન ગણવામાં આવેલા ટીંબાના ઉત્તર તરફના ભાગમાં થોડીક પ્રાયોગિક ખાઈઓ ખોદવામાં આવી, એનાથી સિંધુ સભ્યતાનાં લાક્ષણિક ઈંટેરી બાંધકામોનું અસ્તિત્વ પ્રકાશમાં આવ્યું. ઉત્ખનનમાંથી પ્રાપ્ત થયેલ માટીની ચીજો અને બીજી ચીજોએ સિંધુ સભ્યતાના અગ્રસ્થાન તરીકેના રંગપુરના દાવાને પુનઃ સ્થાપિત કરવામાં સહાય કરી અને વળી ગુજરાતમાં એ સભ્યતાનાં હ્રાસ અને પરિવર્તનના તબક્કા દર્શાવતી વધારાની આધાર-સામગ્રી પણ પૂરી પાડી. આમ છતાં એમાં સિંધુ મુદ્રાઓ બિલકુલ ન મળી અને સિંધુ સંસ્કૃતિનાં સ્વાભાવિક લાલ મૃત્પાત્રો ઉપરાંત એનાથી ભિન્ન પ્રકારનાં એવાં આછાં પાંડુ રંગનાં મૃત્પાત્રો મળ્યાં તે હડપ્પીય સંસ્કૃતિની અવનતિનું સૂચક ગણાયું. આ અવનતિ-પ્રક્રિયાની સૌરાષ્ટ્રમાં વધારે અન્વેષણ કરવાની જરૂર દેખાઈ.[૯]

એ પછી, હડપ્પીય લોકોની દક્ષિણ તરફથી હિલચાલનું તાત્પર્ય અને દ્વીપકલ્પ પર થયેલી એમની સંસ્કૃતિની અસર સમજવા માટે સૌરાષ્ટ્રમાં વધુ સમૃદ્ધ હડપ્પીય સ્થળો માટે તપાસ કરવાનું જરૂરી જણાયું, તેથી ૧૯૫૪ માં આ પ્રદેશનું પદ્ધતિપૂર્વક સર્વેક્ષણ હાથ ધરાયું, જેનાથી સિંધમાંથી સૌરાષ્ટ્રમાં હડપ્પીય લોકો કયા માર્ગે આવ્યા હતા, અને જો ત્યાં વધુ હડપ્પીય વસાહતો હોય તો, એ દર્શાવી શકાય. પહેલવહેલું, ગુજરાતની તળભૂમિને સૌરાષ્ટ્રના દ્વીપકલ્પ સાથે જોડતા માર્ગને જળ સિંચતી સાબરમતી નદીના મધ્ય ભાગના અને નીચાણના વિસ્તારોમાં સ્થળતપાસ કરવામાં આવી; એટલા માટે કે હડપ્પીય લોકો ભૂમિમાર્ગે આવ્યા હોવાની આશંકા હતી. પરંતુ સાબરમતીના મધ્ય પ્રવાહની બાજુમાં આવેલ ઉત્તર ગુજરાતનાં મેદાનોમાં પૂર્વકાલીન હડપ્પીય વસાહતો માલૂમ પડી નહિ, આથી સર્વેક્ષણની ટુકડી દક્ષિણ તરફ ખસી. સાબરમતીના ભરતી-મુખમાંના બધા પુરાણા ટીંબાઓનું પરીક્ષણ કરતી વેળાએ લોથલનું સ્થળ ૧૯૫૪ ના નવેમ્બરમાં શોધી કાઢવામાં આવ્યું. એ રંગપુરથી ૫૦ કિ. મી. ઉત્તરપૂર્વે આવેલું છે, અને હવે તો સુપ્રસિદ્ધ થઈ ચૂક્યું છે. સપાટી ઉપરથી મળેલી ચીજોમાં ચંબુ, અણીદાર નહિ તેવા જામ, ચાંચવાળા પ્યાલા, નળાકાર સછિદ્ર ઘડા, ઘોડી પરની રકાબીઓ (dishes-on-stand), માટીની પકવેલી 'થેપલીઓ', સમાંતર બાજુવાળી ચર્ટની પતરીઓ, પથ્થરનાં ઘનાકાર તોલાં, સેલખડીના ચક્રાકાર મણકા અને કાર્નેલિયનના રેખિત (etched) મણકા-આ બધી પૂર્વકાલીન હડપ્પીય વસાહતો(settlements)ની વિશિષ્ટતાઓ મળી આવી છે. સર્વેક્ષણ હાથ પર લેવાનો પ્રથમ હેતુ લોથલમાં સમૃદ્ધ હડપ્પીય વસાહતની શોધથી પાર પડ્યો. આમ છતાં આ અન્વેષણે એક મહત્ત્વનો પ્રશ્ન ઊભો કર્યો. ભાલ-નળકાંઠાના માર્ગ(corridor)માં પૂર્વકાલીન હડપ્પીય સ્થળો મળ્યાં નથી, એ પરથી સૂચિત થાય છે કે સિંધમાંથી સૌરાષ્ટ્રમાં આવવા માટે હડપ્પીય લોકોએ ભૂમિમાર્ગ લીધો નહોતો. પછી સૌરાષ્ટ્રની ઉત્તરી સરહદ પર પૂર્વકાલીન હડપ્પીય સ્થળોની ગેરહાજરીએ અને સૌરાષ્ટ્રના પૂર્વ તેમજ મધ્ય ભૂભાગોમાં અનેક ઉત્તરકાલીન હડપ્પીય સ્થળોની હાજરીએ આ જાતની ધારણાને અનુમોદન આપ્યું. ૧૯૫૪ થી ૧૯૬૦ દરમ્યાન ભૂતપૂર્વ સંયુક્ત મુંબઈ રાજ્યના પુરાતત્ત્વ ખાતાએ હડપ્પીય સંસ્કૃતિના વિવિધ તબક્કા ધરાવતાં લગભગ સો જેટલાં સ્થળો શોધી આપ્યાં. નાના પાયા પર અનેક હડપ્પીય સ્થળોનું ઉત્ખનન પણ થયું, જેમાં મુખ્ય આમરા, લાખાબાવળ, પ્રભાસ-સોમનાથ, રોજડી (શ્રીનાથગઢ), આટકોટ, દડ અને પિઠડિયા છે.

સમુદ્રકાંઠાની હિલચાલના સિદ્ધાંતનું સમર્થન કે નિરાકરણ કરવા માટે કચ્છ અને સૌરાષ્ટ્રના દ્વીપકલ્પના પશ્ચિમ અને દક્ષિણ કાંઠાનું સર્વેક્ષણ કરવાનું જરૂરી જણાયું હતું. કાર્યક્રમના આ ભાગનું કામ ૧૯૫૫ થી ૧૯૫૯ નાં વર્ષોમાં હાથ પર લેવાયું. એને પરિણામે કચ્છ અને સૌરાષ્ટ્રમાં બે પૂર્વકાલીન હડપ્પીય અને કેટલાંયે ઉત્તરકાલીન હડપ્પીય સ્થળ શોધી કાઢવામાં આવ્યાં. લોથલની દક્ષિણે ઘોઘા (જિ. ભાવનગર) નજીક હાથબ (પ્રાચીન "હસ્તવપ્ર") નામે ગામ આવેલું છે ત્યાંથી નાના જથ્થામાં હડપ્પીય મૃત્પાત્ર મેળવવામાં આવ્યાં છે. ત્યાંથી વધુ દક્ષિણમાં કોડીનારની નજીક આવેલા કણજેતરમાં એક ઉત્તરકાલીન હડપ્પીય સ્થળ છે, પ્રાયઃ એને મહાભારતમાં પ્રસિદ્ધ બંદર દ્વારકા તરીકે અનેક વાર ઓળખવામાં આવ્યું છે. આપણે પશ્ચિમ તરફ જઈએ તો બીજાં બે ઉત્તરકાલીન હડપ્પીય સ્થળો જોઈ શકાય છે. એક વેરાવળની નજીક પ્રભાસમાં અને બીજું પોરબંદરથી ઉત્તરમાં થોડે દૂર કીંદરખેડામાં. સૌરાષ્ટ્રના કાંઠાની ઉત્તર-પશ્ચિમ ટોચ પર જામનગરની નજીક આમરા અને લાખાબાવળ આવ્યાં છે, એનો નિર્દેશ અગાઉ થઈ ચૂક્યો છે. ઉત્તરના કાંઠા ઉપર પૂર્વકાલીન કે ઉત્તરકાલીન હડપ્પીય એક પણ સ્થળ મળી આવ્યું નથી, કદાચ એનું કારણ એ હોય કે પગેથી અથવા ભારવાહી પશુઓથી ઓળંગી ન શકાય અને વહાણથી પણ ન ઓળંગાય તેવા છીછરા નાના રણ વાટે ઉત્તર દિશામાંથી હડપ્પીય લોકોએ સૌરાષ્ટ્રમાં પહોંચવાનો પ્રયત્ન કર્યો નહોતો. ૧૯૫૫-૫૬ માં કચ્છમાં હાથમાં લેવાયેલાં હડપ્પીય સ્થળોના અન્વેષણ દ્વારા ત્રણ પૂર્વકાલીન હડપ્પીય અને ત્રણ ઉત્તરકાલીન હડપ્પીય સ્થળો પ્રકાશમાં આવ્યાં. દક્ષિણ કાંઠા ઉપર માંડવી નજીક નવી નાળ, સમા ગોગા અને ઉત્તરમાં નખત્રાણા તાલુકામાં દેસલપરમાં પરિપક્વ હડપ્પીય સંસ્કૃતિ દેખાય છે, જ્યારે દક્ષિણ કાંઠે કઠારા પાસે ટોડિયો અને વધુ ઉત્તરમાં કટેસર અને ભૂજ તાલુકાનાં લૂણા હ્રાસ પામતી હડપ્પીય સંસ્કૃતિનાં મથક છે. હમણાં કચ્છમાં બીજાં થોડાં હડપ્પીય સ્થળ શોધી કઢાયાં છે, તેમાંનાં લાખાપર, સુરકોટડા અને પબુમઠમાં પરિપક્વ હડપ્પીય સંસ્કૃતિ દેખાતી હોવાનું મનાય છે. આ સંબંધમાં નોંધવું જોઈએ કે દેસલપર, પબુમઠ અને સુરકોટડા જેવાં ઉત્તર દિશાનાં સ્થળો કચ્છની પ્રાચીન સમુદ્રતટ-રેખા સૂચવે છે, કારણ કે હડપ્પીય સમયમાં કચ્છનું મોટું રણ ખુલ્લા સમુદ્રના રૂપમાં હતું અને સિંધમાંથી ત્યાં ભૂમિમાર્ગે પહોંચી શકાતું નહોતું. છેક ઈ.સ.ની પહેલી સદી સુધી પણ "પેરિપ્લસ"ના લેખકના જણાવ્યા પ્રમાણે કચ્છની ફરતે વહાણોનું સંચાલન થતું હતું, આથી કચ્છ અને સૌરાષ્ટ્રમાં હડપ્પીય લોકો ભૂમિમાર્ગે

આવ્યા એવું અમુક વિદ્વાનોનું સૂચન પ્રતીતિકર પુરાવસ્તુકીય પુરાવાથી પ્રમાણિત થઈ શકતું નથી. આમ છતાં સંભવ છે કે પૂર્વકાલીન હડપ્પીય લોકો કચ્છમાં પ્રથમ આવી વસ્યા અને ઉત્તર કાંઠા પર સ્થિર થયા. બીજો હડપ્પીય લોકસમૂહ કાંઠે કાંઠે દક્ષિણ તરફ ખસ્યો અને લોથલ પહોંચ્યો. કચ્છના દક્ષિણ કાંઠે માંડવી નજીક નવી નાળમાં તેમજ સૌરાષ્ટ્રમાં દક્ષિણ કાંઠે હાથબમાં મળેલ પૂર્વકાલીન હડપ્પીય બંદરોના સ્થાનથી આને સમર્થન મળ્યું છે. આ બેઉ સ્થળોના અંતરાલમાં તેઓએ બીજું સ્થળ સ્થાપ્યું હોય કે જે હજી આપણી નજરમાં આવ્યું નથી. એવું પણ સંભવે છે કે હડપ્પીય નાવિકો કચ્છમાંના નવી નાળ કે કોઈ બીજા બંદરેથી હાથબ અને લોથલ સીધા જતા. આથી હડપ્પીય અન્તર્ગામીઓ ભૂમિમાર્ગ કરતાં સમુદ્રમાર્ગને વધુ પસંદ કરતા એ નિઃશંક છે.

ગુજરાતમાંનાં સૌથી વધુ હડપ્પીય સ્થળોમાંથી મળતી વિપુલ પુરાવસ્તુકીય સાધનસામગ્રીના સમીક્ષિત અભ્યાસથી એ ઘણું સ્પષ્ટ થાય છે કે બેઉ સમયે સમુદ્રમાર્ગ લઈને હડપ્પીય લોકો કચ્છ અને સૌરાષ્ટ્રમાં બે પ્રવાહમાં આવ્યા. પહેલી હિલચાલ ઈ. સ. પૂર્વે ૨૪૫૦ માં થઈ, તે વેપારીઓ પૂરતી મર્યાદિત હતી. આ વેપારીઓ કાંઠાનાં વેપારી મથકોમાં સ્થિર થયા અને તેઓએ વેપારી વસાહતો સ્થાપી, જે ક્રમે ક્રમે ઔદ્યોગિક કેંદ્રોમાં વિસ્તૃત થઈ. આનું તાદૃશ દૃષ્ટાંત લોથલ છે. મોટે ભાગે પૂરને કારણે થયેલા સિંધુ ખીણની વસાહતોના નાશને લઈને બીજી હિલચાલ ઈ. સ. પૂર્વે ૧૯૦૦ માં થઈ. આ સમયે એ વેપારી માલની શોધમાં જનારા સમૃદ્ધ વેપારીઓ નહિ, પરંતુ મોટી સંખ્યામાં સ્થળાંતર કરેલા દીન આપદ્ગ્રસ્ત આશ્રયાર્થીઓ હતા. એ લોકોએ કચ્છમાં ટોડિયો અને સૌરાષ્ટ્રમાં આમરા, લાખાબાવળ, પ્રભાસ, કીંદરખેડા અને કણજેતર જેવાં નદીમુખો ઉપરનાં બંદરોમાં કામચલાઉ વસાહતો કરી. સમય જતાં તેઓ વધુ અનુકૂળ પ્રદેશો શોધતા, અંદરના ભાગમાં વસ્યા. આમ ગોપ, શ્રીનાથગઢ (રોજડી), દેવળિયા, બાબરકોટ વગેરે સ્થળોએ ઉત્તરકાલીન હડપ્પીય લોકોની કેટલીક મોટી ગ્રામ-વસાહતો અસ્તિત્વમાં આવી.

હડપ્પીય સંસ્કૃતિનો પ્રચાર માત્ર કચ્છ અને સૌરાષ્ટ્રના દ્વીપકલ્પ પૂરતો મર્યાદિત નહોતો; સાહસિક હડપ્પીય વેપારીઓ પશ્ચિમકાંઠે વધુ દક્ષિણમાં આગળ વધ્યા. અત્યાર સુધીમાં જાણવામાં આવેલું પરિપક્વ હડપ્પીય સંસ્કૃતિનું છેક દક્ષિણનું મથક ભાગાતળાવ છે. એ ટીંબો ભરૂચ જિલ્લામાં કીમના મુખપ્રદેશમાં જેતપોર નજીક આવેલો છે. ભરૂચ નજીક ઉત્તરકાલીન હડપ્પીય બે સ્થળો છે:

એક મહેગામમાં અને બીજું તેલોદમાં. આ સ્થળો અનુક્રમે નર્મદા અને ઢાઢર નદીના મુખની નજીક આવેલાં છે. આ નદીમુખ પરનાં બંદરોથી સમૃદ્ધ અંતઃપ્રદેશને લઈને હડપ્પીય લોકો આકર્ષાયા. રાજપીપળાની અકીકવાળી ટેકરીઓએ મહેગામ અને ભાગાતળાવથી જવું સરળ છે. લોથલના મણિયારોને જોઈતા અર્ધકિંમતી પથ્થરોની આયાત આ સ્થળોએથી થતી. તાપી પ્રદેશનાં જંગલોમાંથી સાગ અને બીજી જાતોનું લાકડું બાંધકામ માટે આયાત કરવામાં આવતું હતું. નર્મદા-તાપી પ્રદેશમાંથી નિકાસ થતો બીજો પદાર્થ તે રૂ હશે. આ, ટૂંકમાં, સિંધુ સભ્યતાના દક્ષિણ વિસ્તારની કથા છે.

હવે આપણે જોઈએ કે સ્થાનિક ગ્રામ-સંસ્કૃતિઓએ ઉચ્ચકક્ષાએ વિકસેલી ભૌતિક સંસ્કૃતિ અને નાગરિક વ્યવસ્થા ધરાવતા લોકસમૂહના આગમનની કેવી અસર ઝીલી. સિંધુ સભ્યતાનાં બધાં જ મુખ્ય લક્ષણો લોથલમાં જોવા મળે છે, જે પરિપક્વ હડપ્પીય સંસ્કૃતિનું સાચું પ્રતિનિધિત્વ ધરાવે છે.

## ૨. લોથલ

### (અ) સ્થળ

આ સ્થળ ૧૯૫૪ના નવેંબરમાં શોધવામાં આવ્યું.* અને ત્યાં ઉત્ખનન ૧૯૫૫ થી ૧૯૬૨ સુધી કરવામાં આવ્યું.[૧૦]

આ સ્થળ સરગવાલા(તા. ધોળકા, જિ. અમદાવાદ)ની સીમમાં આવેલું છે.

એ પ્રાચીન શહેરની દૃશ્ય નિશાનીઓ આસપાસનાં સપાટ અને વિશેષતા વિનાનાં મેદાનોમાં ક્રમશઃ લગભગ સાડા પાંચ મીટરની ઊંચાઈ સુધી પહોંચતા એક નીચા ટીંબારૂપે રહેલ છે. આ ટીંબો હાલ "લોથલ" નામે ઓળખાય છે. ત્યાં સારા મોટર-માર્ગથી પહોંચી શકાય છે અને એ અમદાવાદથી ૮૦ કિ. મી. (૫૦ માઈલ) દક્ષિણપશ્ચિમે આવેલ છે. ભોગાવો અને સાબરમતી નદીઓની વચ્ચે ભિડાયેલું અને નીચાણના પ્રદેશમાં આવેલું લોથલ નદીઓનાં પાણી કાંઠા પર ફરી વળે છે ત્યારે વારંવાર પૂરનો ભોગ બને છે. દક્ષિણે ખંભાતના રણથી લઈ ઉત્તરે કચ્છના નાના રણ સુધી લંબાયેલું હાલ "ભાલ" તરીકે ઓળખાય

* ૧૮૭૯ માં પ્રસિદ્ધ થયેલા અમદાવાદ ડિસ્ટ્રિક્ટના ગેઝેટિયરમાં સરગવાલાની પ્રાચીનતા વિશે નીચે પ્રમાણે નોંધ કરેલી છે: "ધોળકા તાલુકાના દક્ષિણ ભાગમાં આવેલું સરગવાલા કોઈ સમયે બંદર હતું એમ કહેવાય છે. ગામની નજીકનો ટીંબો તથા અગાઉ લંગર કરીને વપરાતા કાણાં પાડેલા ગોળ પથ્થરો આ માન્યતાનું સમર્થન કરે છે. (પૃ. ૩૫૩) -સંપાદક.

છે તે કાંપનું સપાટ મેદાન લોથલનો અંતર્ભૂભાગ હતું. ખંભાતનું રણ એ હાલ સાબરમતી નદીના મુખથી આશરે ૬૦ કિ. મી. (૩૭½ માઈલ) ઉત્તર–પશ્ચિમે લંબાયેલી લાંબી છીછરી સૂકી ખાડી છે. અખાતમાં પ્રબળ નદીઓએ ઠાલવેલા કાદવને પરિણામે છેલ્લાં ચાર હજાર વર્ષોમાં સમુદ્ર અનેક કિલોમીટર પાછો હઠી ગયો છે. અત્યારે લોથલ સમુદ્રથી ૧૮ કિ. મી (૧૧ માઈલ) દૂર આવેલું છે, પરંતુ આદ્ય-ઐતિહાસિક કાળમાં એ સાબરમતી અને ભોગાવો નદીઓના મુખપ્રદેશો ઉપર આવેલું હતું અને નગરથી સમુદ્ર પાંચ કિ. મી. (ત્રણ માઈલ) કરતાં વધુ દૂર નહોતો. ઉત્ખનનથી જણાયું છે કે લોથલ ખાતેની પહેલી વસાહત નદીના ડાબા કાંઠા ઉપર થઈ હતી, જેનો પ્રાચીન પ્રવાહમાર્ગ ટીંબાની ઘણો નજીક હોવાનું માલૂમ પડયું છે. લોથલથી ૨૦ કિ. મી.(૧૨½ માઈલ)ની ત્રિજ્યામાં સંખ્યાબંધ સ્થળોએ કાળી માટીની નીચે રેતી અને ખરબચડા મરડિયાના રૂપમાં નદીક્ષિપ્ત નિક્ષેપો મળી આવે છે, જેના પરથી સાબરમતી અને એની શાખાઓએ છેલ્લાં ચાર હજાર વર્ષો દરમ્યાન પોતાના પ્રવાહમાં કરેલા વારંવારના ફેરફાર દેખાય છે. નળસરોવર નજીકનાં પ્રાચીન નદી–તળોમાંથી ખોદી કાઢવામાં આવેલાં પથ્થરનાં લંગરો એવું સૂચવે છે કે આદ્ય–ઐતિહાસિક કાલમાં આ નદીઓ ૮૦ થી વધુ કિ. મી. (૫૦ થી વધુ માઈલ) અંદરના પ્રદેશ સુધી નાવ્ય હતી, પરંતુ અત્યારે મોટે ભાગે એ પુરાઈ ગઈ છે, અને એ વસંતના જુવાળ માટેનાં નિકાલ–બારાં બને છે. લોથલના હવાઈ ફોટોગ્રાફમાં ટીંબાના પશ્ચિમ કોટ પર એક છીછરો પ્રવાહમાર્ગ દેખાય છે અને બીજો ઉત્તરમાં દેખાય છે. આ માર્ગ સાબરમતીના લુપ્ત પ્રવાહમાર્ગની સાથે ભોગાવાને જોડે છે અને એ છેક કોઠ સુધી જોઈ શકાય છે. આ સ્પષ્ટ રીતે નદીઓના પ્રવાહમાર્ગ છે, જે પ્રાચીન કાલમાં કોઠ અને લોથલને એક બાજુ સમુદ્ર સાથે તો બીજી બાજુ નળસરોવર સાથે જોડતા હતા.

લોથલની આસપાસનો અત્યારનો વાર્ષિક વરસાદ ૭૫ થી ૧૦૦ સેન્ટીમીટર (૩૦ થી ૪૦ ઇંચ) હોય છે; અને જૂના સમયમાં આના કરતાં થોડોક વધારે હશે. મોટા ભાગના ખેડૂતોએ વરસાદનું પાણી રોકી રાખવાને માટે સમોચ્ચ બંધ (contour bunding) કરી લીધા છે, જેને લીધે કેશાકર્ષણ પ્રક્રિયાથી ઉનાળામાં સપાટી ઉપર આવી પડેલો સુરોખાર ધોવાઈ જાય અને માટી ચોમાસા દરમ્યાન ભીનાશવાળી રહે. કાળી જમીન શિયાળામાં કપાસ અને ઘઉંની ખેતી માટે પૂરતી ભીનાશ રાખે છે. ભાલના કેટલાક વિસ્તારમાં તળાવની સિંચાઈની મદદથી ડાંગર પણ ઉગાડવામાં આવે છે. હડપ્પીય લોકો ડાંગર પણ ઉગાડતા હતા એ

હકીકત આદ્ય-ઐતિહાસિક કાલમાં સિંચાઈ માટે નહેરો હશે એવી ધારણા ઉપજાવે છે. લોથલમાંના ઉત્ખનનમાંથી મળેલા છોડોના અવશેષોના પરીક્ષણથી એવું માલૂમ પડી આવ્યું છે કે ગુજરાતમાં આદ્ય-ઐતિહાસિક કાલમાં વધુ જંગલો આવેલાં હતાં, ખાસ કરીને સૌરાષ્ટ્રના મધ્ય ભાગના ડુંગરોમાં તેમજ પંચમહાલ અને સાબરકાંઠા જિલ્લાઓમાં. પાનખર પ્રકારની વનસ્પતિ સપાટ પ્રદેશમાં પુષ્કળ ઊગતી, જેમાં બાવળ જેવાં કાંટાળાં વૃક્ષો અને આંબલી જેવાં ફળાઉ વૃક્ષોનો સમાવેશ થતો, અને ડુંગરો સાગનાં જંગલથી છવાયેલા હતા. કાદવિયા જમીનમાં એવું ઊંચું ઘાસ ઊગતું હતું કે જેના પર ગેંડા નિર્વાહ કરી શકે. ચેમ્પિયને કરેલા વનપ્રકારોના વર્ગો પ્રમાણે લોથલના પ્રદેશનો સમાવેશ અત્યારે ઉષ્ણકટિબંધીય કાંટાળા પ્રદેશમાં થાય છે, પરંતુ લોથલમાં સાગ અને હાલદાનું હોવાપણું એવું સૂચવે છે કે હાલ ગુજરાતના પંચમહાલ જિલ્લામાં છે તેમ ત્યાં ઈ. સ. પૂ ૨૩૦૦માં જંગલો (ખરતી) પત્તીવાળા પ્રકારનાં હતાં.

લોથલ ખાતેના અંડાકાર ટીંબાનું માપ ઘેરાવામાં બે કિ. મી. અને ઊંચાઈમાં ૩.૫ મીટર છે અને એ ક્રમે ક્રમે દક્ષિણથી ઉત્તર તરફ ઢળે છે. દક્ષિણ-પશ્ચિમ ભાગ, જે આમ છતાં બીજા ભાગો કરતાં થોડો વધારે ઊંચો છે તે, નીચલા નગરથી ઉપરકોટને અલગ કરે છે. દક્ષિણ બાજુએ ઢોળાવ કંઈક ઊભો છે. પશ્ચિમ અને ઉત્તરની કિનાર ઉપરનાં નીચાણ અનુક્રમે નદીનું પુરાણપાત્ર અને નાળું દર્શાવે છે. પૂર્વ તરફના પડખા ઉપરનું સ્થળ એવું પુરાઈ ગયું હતું કે એમાં ૧૯૫૪ ના ઉત્ખનન પહેલાં દીવાલોની કોઈ નિશાની જોવા મળતી નહોતી. આ સ્થળ પછીથી ધક્કાનું પાત્ર હોવાનું માલૂમ પડયું છે.

આ પાંચે તબક્કાઓમાં લોથલના લોકો કેમ જીવતા હતા અને એમણે જગતની સભ્યતામાં શો ફાળો આપ્યો એ કાંઈક વિગતે જોઈએ.

નગર-આયોજન એ સિંધુ સભ્યતાનું પહેલું મોટું પ્રદાન છે.

## (આ) નગર-આયોજન

**૧. રેખાંકન** (પટ્ટ ૨, આકૃતિ ૧૭)

પહેલી ગ્રામ-વસાહત નાશ પામ્યા પછી લોથલના નગરનું "તબક્કા ૨"માં પદ્ધતિસર આયોજન હાથ ધરવામાં આવ્યું હતું. આમ કરતી વેળા આયોજકોએ બંદર-અને-ઔદ્યોગિક નગરની જરૂરિયાતોને ગણતરીમાં લીધી અને સામાન્ય રીતે સિંધુ શહેરોમાં અનુસરવામાં આવેલા આયોજનના બધા મૂળભૂત સિદ્ધાંતોને અપનાવ્યા. ઉદાહરણ તરીકે, નગરનું વિવિધ મકાનસમૂહોમાં વિભાજન કર્યું. આ

આવાસ-સમૂહો આડી અને ઊભી સમાંતર હરોળોમાં આયોજિત થયા હતા અને એ માપસરની પહોળાઈ ધરાવતા ધોરી માર્ગો સાથે જોડાઈ જતા. સત્તાના અધિષ્ઠાનને બાકીના નગરથી જુદું પાડવામાં આવ્યું હતું. લોથલના સ્થપતિઓએ હડપ્પા અને મોહેં-જો-દડોમાંથી બીજી કેટલીક બાબતો અપનાવી; જેમકે વસ્તીવાળા વિસ્તારની બહારની બાજુએ રખાતું સ્મશાનગૃહનું સ્થાન, મેલું અને વરસાદનું પાણી લઈ જવા માટે જમીનની અંદર અને ઉપર મોરીઓની સગવડ, અને પૂર આવ્યાના સમય દરમ્યાન ડૂબી જવામાંથી બચી જવાય એ માટે ઊંચી કરેલી પીઠિકાઓ ઉપર મકાનોની રચના. લોથલમાં વહાણો નાંગરવા માટે કૃત્રિમ ધક્કો અને માલસામાન ભરવાને માટે વખાર બાંધવામાં આવેલ હશે. ધમાલિયા સમુદ્ર-બંદર તરીકે લોથલને લગતા પ્રશ્નોનો આ રીતે ઉકેલ લાવવામાં આવ્યો હશે.

શરૂમાં લોથલ તલમાનમાં ૬૦૦-૪૦૦ મીટરના માપનું લંબચોરસ હતું અને ક્રમે ક્રમે બધી દિશાઓમાં ઉત્તરોત્તર તબક્કાઓમાં વિસ્તર્યું હતું. જો શહેરને ફરતી દક્ષિણ દીવાલની પાર મળેલા બાંધકામના છૂટાછવાયા અવશેષોને પણ ગણતરીમાં લઈએ તો લોથલ એની ઉન્નતિના ઉચ્ચ શિખરે ઘેરાવામાં લગભગ બે કિ. મી. (સવા માઈલ) હોય. વસ્તીનો વિસ્તાર પૂર્વ બાજુએ ધક્કાના બાંધકામથી અને પશ્ચિમ બાજુએ નદીથી ઘેરાયો હતો. બંનેને જોડતું નાળું ઉત્તર બાજુ વહેતું હતું અને આથી વહાણોને ધક્કામાં નાંગરવાનું અનુકૂળ થતું. વારંવાર આવતાં પૂરોની સામે નગરનું રક્ષણ તબક્કા ૧ના માટીના બંધ ઉપર કાચી ઈંટની બાંધેલી ૧૩ મીટર જાડી દીવાલથી થતું હતું. આ દીવાલની સાથે બુરજો, દરવાજા કે ચોકીઓના અવશેષ મળ્યા નથી, એ વસ્તુસ્થિતિ સૂચવે છે કે આ દીવાલ કિલ્લાની નહિ, પણ માત્ર પૂરના પ્રતીકારરૂપ યોજાઈ હોવી જોઈએ. કાચી ઈંટોની અને માટીની આંતરિક પીઠિકાઓ મકાનોના સમૂહોની ઊંચી પીઠિકાઓ તરીકે કામ આપતી અને એ સંરક્ષણની બીજી હરોળ બનતી. લાખો પાકી અને કાચી ઈંટો બનાવવા માટે જોઈતી માટી શહેરના કોટની પૂર્વ બાજુની હાંસ પર ખોલેલા ધક્કાના પાત્રમાંથી લાવવામાં આવી હશે. નગરમાં અત્યાર સુધીમાં મકાનોના કુલ સાત લંબચોરસ સમૂહ શોધાયા છે. સમૂહ આ-ઇ-ઈ સિવાયના બાકીના બધા સમૂહ નીચલા નગરમાં આવેલા છે. સમૂહ અ શહેરનું મુખ્ય બજાર છે અને એ ઉત્તર ભાગમાં આવેલો છે. સમૂહ આ, ઇ અને ઈ ના બનેલા ઉપરકોટનો દેખાવ અસરકારક છે, કારણ કે અગ્નિખૂણામાં આવેલો એ સમૂહ ઊંચામાં ઊંચી પૃષ્ઠભૂમિકા ઉપર બંધાયો છે અને તેથી નીચેનાં મેદાનોને ઉપરથી નિહાળતો હોય તેવો લાગે છે. સમૂહ આ માં આવેલું

શાસકનું ભવન ઉપરકોટમાં મધ્ય ભાગનું સ્થાન ધરાવે છે. વખાર સમૂહ ह માં છે. કારીગરો, ખેડૂતો અને વેપારીઓનાં મકાનો ઉપરકોટની પશ્ચિમ બાજુના उ અને ऊ સમૂહોમાં વધુ નીચી પીઠિકાઓ ઉપર બાંધવામાં આવ્યાં હતાં, જ્યારે સ્મશાન નદીના કાંઠા ઉપર પશ્ચિમની દીવાલની નીચે, વસ્તીના વિસ્તારથી સારે એવે અંતરે, આવેલું હતું.

## ૨. ઉપરકોટ

સમૂહ आ, इ અને ई નો બનેલો ઉપરકોટ આયોજનમાં સમાંતર દ્વિભુજ ચતુરસ્ર છે. એ પૂર્વે અને પશ્ચિમે ૧૧૭-૧૧૭ મીટરનું અને ઉત્તરે તથા દક્ષિણે અનુક્રમે ૧૩૬ મીટર અને ૧૧૧ મીટરનું માપ ધરાવતો; હડપ્પા અને મોહેં-જો-દડોના ગઢની જેમ આ કોટની લાંબી ધરી પણ ઉત્તર-દક્ષિણ આવેલી છે. શાસકનું નિવાસસ્થાન ૧૨૬×૩૦ મીટરના માપના સમૂહ आ માં ૩.૫ મીટરની ઊંચાઈની પીઠિકા ઉપર ઊભું હતું. લોથલમાં કિલ્લાની પૂર્વે ધક્કો, દક્ષિણે વખાર અને ઉત્તરે તેમજ પશ્ચિમે બીજાં જાહેર અને ખાનગી મકાનો આવેલાં હતાં. વહાણના માલસામાનને ખેંચી લાવવા માટે ધક્કા(wharf)નું કામ આપે એ માટે કોટની દીવાલની પૂર્વની પાંખ ૨૦૦ મીટર લાંબી અને ૨૪ મીટર સુધી પહોળી કરવામાં આવી હતી. આ સમૂહને વધુમાં વધુ નાગરિક સગવડોનો લાભ મળ્યો હતો; જેમકે પીવાના પાણી માટેનો કૂવો અને સંખ્યાબંધ ખાનગી સ્નાનગૃહોમાંથી મેલું પાણી દૂર કરવા માટેની જમીન નીચેની મોરીઓ. મકાનો મુખ્ય માર્ગો અને શેરીઓની બેઉ બાજુએ વ્યવસ્થિત હારમાં ગોઠવાયેલાં હતાં. કમનસીબે ઈંટોની વિશાળ પાયા ઉપરની તફડંચીને લઈને અને ટીંબાના ઘસારાને લઈને શહેરના ઘણા ભાગોમાં ઉપરનાં બાંધકામોનાં બધાં નિશાન ચાલ્યાં ગયાં છે, માત્ર પીઠિકાઓ (plinths) આજ સુધી બચી જવા પામી છે. આમ છતાં મકાનોનું આયોજન દીવાલોના બચેલા પાયાઓ ઉપરથી અને ફરસબંધી તેમજ સ્નાનગૃહો અને ગટર-ક્ષાઈનો પરથી કલ્પી શકાય એમ છે (પટ્ટ ૨ અ). માર્ગ નં. ૨ માં દરેકને બે ઓરડા અને એક સ્નાનગૃહ હોય તેવાં બાર મકાનોની હાર માલૂમ પડી આવી છે. સરેરાશ, મકાનો ૯×૫.૫ મીટરનાં છે, પરંતુ ઉપરકોટમાં અને નીચલા નગરમાં વધુ મોટાં (૧૩×૪ મીટરનાં) પણ બાંધવામાં આવેલાં હતાં. માર્ગ નં. ૨ માં જેટલાં મકાનો હતાં તેટલાં સ્નાનગૃહો અને ખાળકૂંડીઓ હોવાની ધારણા છે, પણ એ અસંભવિત નથી કે એમાંનાં બે કે ત્રણ મકાનો વચ્ચે એક સ્નાનગૃહ અને એક ખાળકૂંડી હોય.

**૩. વખાર** (પટ્ટ ૨, આકૃતિ ૧૮)

સમૂહ ૬ માં ૧૯૩૦ ચો. મીટરના વિસ્તારના અને ઉપરકોટના અગ્નિખૂણામાં હાંસની સ્થિતિ ધરાવતા કાચી ઈંટના ચાર મીટરની ઊંચાઈના ઓટલા પર મૂળમાં ૬૪ ઘનાકાર સમૂહ બંધાયા હતા. દરેક સમૂહ તલમાનમાં ૩.૬ મીટર ચોરસ અને એક મીટર ઊંચો હતો. એની નીચે આવેલી વખારમાં રાખવામાં આવેલા માલ-સામાનનું એ લાકડાના મંડપના તળભાગની જેમ રક્ષણ આપતો હતો. આમાંના ઘણાખરા સમૂહ ધોવાઈ ગયા છે, માત્ર બારેક જળવાઈ રહ્યા છે. તળભાગોની હારો ચોખ્ખી રીતે કરવામાં આવી હતી. એની વચ્ચેના માર્ગો ઉપર પાકી ઈંટોની ફરસબંધી કરી લેવામાં આવી હતી, જેથી મજૂરોનું હલનચલન સરળતાથી થાય. આમાંના કેટલાક માર્ગ હવાની અવરજવરની નવેરીઓનું કામ આપતા હતા (પટ્ટ ૧૨, આ. ૧૨૬), જેને છેડાની ખોભણોમાં લાકડાના પડદા દાખલ કરી બંધ કરી શકાતા હતા. વખારના બચેલા ભાગના છેક પૂર્વ દિશાના માર્ગના દક્ષિણ ખૂણામાંથી ઉત્ખનન દરમ્યાન ૬૫ જેટલાં તપાવેલાં માટીનાં મુદ્રાંક, બળેલા લાકડાનો એક ટુકડો અને મોટા જથ્થામાં કોલસા મળી આવ્યા હતા. બાંધવાના કામમાં વપરાતાં સાદડી, કાપડ, દોરીઓ વગેરે સાધનોની છાપો પકવેલી માટીનાં મુદ્રાંકોના પૃષ્ઠભાગ ઉપર જોવામાં આવી છે એ બતાવે છે કે વાંસની સાદડી અને ખપાટિયાથી બરાબર બાંધવામાં આવતી ગાંસડીઓની ઉપર અહીં છાપ લગાવવામાં આવતી અને એની ગંજી ખડકવામાં આવતી. મુદ્રાંક ઉપર અનેક મુદ્રાઓની છાપો છે એ બતાવે છે કે વેપારમાં ભાગીદારી હતી. અનેક છાપો હોવાનો બીજો ખુલાસો એ આપી શકાય કે માલિક ઉપરાંત જકાતી અધિકારીઓ પણ માલ ઉપર પોતાની મુદ્રાઓ લગાવતા હોય.

આયાત થયેલા માલની તપાસ કરવાની સરળતા થાય એ માટે લોથલની વખાર, ધક્કાની અને શાસકના નિવાસસ્થાનની તદ્દન લગોલગ આવેલી હતી. લોથલના અર્થકારણમાં વખારે ઘણો મહત્ત્વનો ભાગ ભજવ્યો લાગે છે, કેમકે પૂરોથી બચવા માટે જેના ઉપર એ ખડી હતી તે ઊંચા ભૂમિતળ(podium)થી અને વંડીની દીવાલથી પૂરતો પ્રબંધ કરવામાં આવ્યો હતો, જેથી વચ્ચેની ખાલી જગ્યામાં કંકર દબાવવામાં આવતો. હડપ્પા અને મોહેં-જો-દડોની અનાજની વખારોએ જેટલો જમીનનો વિસ્તાર રોક્યો હતો તેનાં કરતાં વધુ વિસ્તાર રોકતું હોય તેવું એ વિશાળમાં વિશાળ બાંધકામ હતું, કારણ કે લોથલ સિંધુ સામ્રાજ્યનું વધુમાં વધુ ધીકતું બંદર હતું.

વખારની બરોબર સામે કાચી માટીની ઈંટો અને માટીની પગથીદાર પીઠિકા મૂળમાં સમૂહ ૬ વખારથી જરાય ઓછા મહત્ત્વના નહિ તેવા જાહેર મકાનને ટેકવી રહી હતી. એક પૂર્વમાં અને બીજું પશ્ચિમમાં એમ ઊંચી પીઠિકા ઉપર રહેલાં બે દબદબા ભરેલાં જાહેર મકાનોથી ઉપરકોટ તરફ લઈ જતો માર્ગ સમૃદ્ધ બન્યો હતો. પાછળના છેડાના ભાગમાં શાસકનું મહાલય હતું. એ એકની પાછળ બીજી આવે તે રીતે ચાર હારમાં સરખા ઘાટનાં અને સારી રીતે બંધાયેલાં મકાનોવાળી એવી જ દબદબા ભરેલી પીઠિકા ઉપર આવેલું હતું. એકંદરે જોતાં ઉપરકોટ મજબૂત ગઢીનો ખ્યાલ આપે છે. એની છાયામાં નીચલા નગરમાં વેપારીઓનાં અને કારીગરોનાં મકાનો ખડાં હશે

## ૪. નીચલું નગર

લોથલના આયોજનનું બીજું નોંધપાત્ર લક્ષણ ચોક્કસ વિભાગોમાં વિવિધ વેપાર અને ઉદ્યોગોનું કેંદ્રીકરણ છે, જેમ અત્યારે ભારતનાં નગરો (towns) અને ગામડાંઓમાં છે. હડપ્પીય લોકોએ પૂર્વચિત્રિત યોજના પ્રમાણે અમુક ચોક્કસ વિસ્તારમાં અમુક ઉદ્યોગો સ્થાપવાનો સભાન પ્રયત્ન કર્યો હતો. કારખાનાંના રૂપમાં મોટા પ્રમાણમાં ઉદ્યોગોનો વિકાસ કરવામાં અને એક છત્ર નીચે કામ કરવાને એક જ ધંધાના અનેક કારીગરોને ઉત્તેજન આપવામાં તેઓ માર્ગદર્શક (pioneers) પણ હતા.

નીચલા નગરમાં અત્યાર સુધીમાં મકાનોના ચાર સમૂહ જાણવામાં આવ્યા છે: બે ઉપરકોટની પશ્ચિમ બાજુએ, એક ઉત્તર બાજુએ અને એક વાયવ્ય બાજુએ. મકાનો, દુકાનો કે કારખાનાંના સમૂહો માટેની સમાન પીઠિકા તરીકે કામ આપે એ રીતે ૧ થી ૧.૫ મીટર ઊંચી કાચી ઈંટની પીઠિકાઓ વડે દરેક સમૂહનું પૂરથી રક્ષણ કરવામાં આવ્યું હતું, અને એ બધાંને માર્ગો અને ગલીઓથી અંદર અંદર જોડી લેવામાં આવ્યાં હતાં. ધોરી માર્ગો મુખ્ય દિશાઓમાં જતા હતા.

ઉત્તર વિભાગમાં જણાયેલો સહુથી લાંબો માર્ગ ૧ લોથલનો મુખ્ય બજારનો છે. એની બે બાજુએ બે કે ત્રણ ખંડની દુકાનો અને કેટલીક વાર ધનિકોનાં ચારથી પાંચ ખંડનાં ઘર આવેલાં હતાં. ખંડનું સામાન્ય કદ ૬ × ૩ મીટરનું હતું ને એની દીવાલો અર્ધો મીટર જાડી હતી. ઘણાં ઘરોમાં યજ્ઞકુંડ બાંધવામાં આવ્યા હતા. તબક્કા ૩ માં યજ્ઞકુંડ જાહેર સ્થળોએ પણ બંધાયા. એ સમયે

એમાં પ્રાણી-વધની વિધિ પણ ભળી જણાય છે. નીચલા નગરના વેપારીઓ અને કારીગરોના બાંધકામનું ઊંચું ધોરણ તથા કારખાનાંઓની સ્થાપના સૂચવે છે કે એ લોકો ઘણા સંપત્તિમાન હતા.

માલિકની સમૃદ્ધિનો ખ્યાલ એના મકાનમાંથી મળેલાં સોનાના અલંકારો, તાંબાની બંગડી, સેલખડીની મુદ્રાઓ અને વિદેશી બનાવટનાં ચિત્રિત મૃત્પાત્રોથી આવે છે.

તબક્કા ૪ માં બાંધકામના ધોરણમાં એકાએક પડતી આવી પડી અને નગરની સામાન્ય સ્વચ્છતાની સ્થિતિ પણ ખરાબ થઈ ગઈ. ઈંટની ફરસબંધી-વાળી ભોં-ગટરો (sews) અને મોરીઓને સ્થાને સર્વત્ર ખાળ-કોઠીઓ આવી, પરંતુ કારીગરોને પૂરતું કામ હતું અને સર્વત્ર એમની કોઢો (workshops) બાંધવામાં આવી હતી.

**૫. ધક્કો** (પટ્ટ ૧૬, આ. ૧૩૦)

ભરતીને સમયે વહાણો નાંગરવા માટે, મુખ્ય જલપ્રવાહથી દૂર, કૃત્રિમ ધક્કો લોથલવાસીઓએ બાંધ્યો. દરિયાઈ ઇજનેરીના વિજ્ઞાનમાં અને હુન્નરવિદ્યામાં આ ધક્કો અનન્ય પ્રદાન હતું. પહેલું તો એ કે વહાણો નાંગરી શકે એ માટે કાંસ્યયુગની હડપ્પીય કે કોઈ બીજી સભ્ય પ્રજાએ અગાઉ કદી નહિ બાંધેલું એ મોટામાં મોટું બાંધકામ છે. બીજું એ કે સહુથી વધુ શાસ્ત્રીય રીતે યોજાયેલો એ ખાડીનો ધક્કો છે, જે મોટી ભરતીને વખતે એવડા વિશાળ પાત્રમાં પાણીના જુવાળની સામે ટક્કર લઈ શકતો. ત્રીજું એ કે અદ્યપર્યંત જાણવામાં આવેલો ઈ. પૂ. ત્રીજી સહસ્રાબ્દીનો એ માત્ર એક ધક્કો છે કે જેમાં પાણીને થંભાવી રાખવાની કરામત છે. જ્યારે પાણીની સપાટી ઊંચી હોય ત્યારે પાણીના પ્રવાહને નિયંત્રિત કરવાને અને પાણી નીચી સપાટીએ હોય ત્યારે વહાણોને તરતાં રાખવાને, પાત્રમાં રેતી ભરાઈ ન જાય એ રીતે જરૂરિયાત પ્રમાણે, એનો નિર્ગમ-માર્ગ બંધ કરી શકાતો અને ખુલ્લો રાખી શકાતો. એનાં આયોજન અને અમલમાં અનુકાલીન ફિનિશિયન અને રોમન ધક્કાઓ કરતાં એ ક્યાંય આગળ વધેલો હતો એમ કહી શકાય.

પાત્રને ૨૧૫ મીટર લાંબું, ૩૮ મીટર પહોળું અને આશરે એક મીટર ઊંડું ખોદ્યા પછી એને બધી બાજુએ ભઠ્ઠીમાં પકવેલી પ્રથમ કક્ષાની ઈંટોની ચણેલી દીવાલોથી બંધ કરવામાં આવ્યું હતું (પટ્ટ ૧૭, આ. ૧૩૧). એમાં ઉત્તર અને

દક્ષિણની ભુજામાં અનુક્રમે પ્રવેશ અને નિર્ગમના માર્ગ માટેના જરૂરી ગાળાઓ રાખવામાં આવ્યા હતા. બંધની દીવાલોની લંબાઈ પશ્ચિમે ૨૧૨. ૪ મીટર, પૂર્વે ૨૦૯.૩ મીટર, દક્ષિણે ૩૪.૭ મીટર અને ઉત્તરે ૩૬.૪ મીટર છે. દીવાલોનો પાયો બહારની બાજુએ બે હાંસ (offsets) સાથે ૧.૭૮ મીટર પહોળો છે, પણ પછી એ સમયની જમીન–સપાટી પરની પહોળાઈ ઘટાડીને ૧.૦૪ મીટરની કરી નાખવામાં આવી હતી. દીવાલની અંદરની બાજુની પૂરેપૂરી ઊર્ધ્વતા માલ ચડાવવા અને ઉતારવા માટે છેક કાંઠાની કિનારી સુધી વહાણોને આવવામાં સહાયક થતી હતી. પાત્રમાં ઓછામાં ઓછો પાણીનો ભરાવ આશરે બે મીટરનો અને ભરતીમાં વધુમાં વધુ ૩ થી ૩.૫ મીટરનો હતો; આ ગણતરી પ્રવેશના પાયાની સપાટીની સામસામી ૩.૩ મીટરની બંધની દીવાલની વધુમાં વધુ વિદ્યમાન ઊંચાઈના આધારે કરવામાં આવી છે. મૂળમાં દીવાલો ૪.૧૫ મીટર ઊંચી હોવી જોઈએ, કારણ કે એ પશ્ચિમી ભુજા સાથે બાંધેલી કાચી ઈંટોની પટ્ટીની સમસપાટીએ હતી. સમુદ્રગામી વહાણો ઊંચી ભરતીને સમયે ઉત્તર બાજુની બંધની દીવાલમાં બાંધેલા ૧૨.૫ મીટર પહોળા પ્રવેશદ્વારમાં થઈ પાત્રમાં દાખલ થઈ શકતાં. સામે છેડે જ્યારે ભરતી આવે ત્યારે વધારાના પાણીને નીકળી જવાને માટે નિર્ગમ-માર્ગ તરીકે કામમાં આવે એ રીતે એક મીટર પહોળી ઈંટેરી પરનાળીને બરોબર કાટખૂણે દક્ષિણ બાજુની બંધની દીવાલને જોડવામાં આવી હતી (પટ્ટ ૧૬, આ. ૧૩૦). જ્યારે પાણી નીચાં હોય ત્યારે નિર્ગમદ્વારનું મોઢું એમાં કરવામાં આવેલા ઊભા ખાંચાઓમાં લાકડાના પડદા ઉતારીને બંધ કરી શકાતું હતું. આ કરામતથી પાત્રમાં જરૂરી પાણીનો જથ્થો સાચવી રખાતો હતો અને એ રીતે પાણી નીચાં હોય તે સમયે વહાણોને તરતાં રાખી શકાતાં હતાં. પાયા ઉપર પાણીના બે મીટર ઊંચા સ્તરમાં પણ ૭૫ ટનના વજનનાં વહાણ ધક્કામાં પ્રવેશી શકતાં અને પાણીની ઊંડાઈ એક મીટરથી વધુ હોય ત્યારે એ નીચાણના પાણીમાં તરતાં રહેતાં. આ સંબંધમાં નોંધવા જેવું છે કે ભાવનગર નજીક ઘોઘાનો આરંભિક ઐતિહાસિક કાલનો ધક્કો હજી દરિયાઈ વહાણોના ઉપયોગમાં આવે છે કે જે વહાણો મલબારકાંઠેથી ઇમારતી લાકડું લાવે છે. એ પણ નોંધવું જોઈએ કે લોથલનો ધક્કો અત્યારે પણ ૭૫ ટનનાં વહાણોને સમાવી શકે તેવા ઘોઘાના ધક્કા કરતાં ઘણો વધુ મોટો હતો; આથી, લોથલના ધક્કામાં વધારે વજનનાં વહાણો સરળતાથી નાંગરી શકતાં હતાં એ વિશે ભાગ્યેજ શંકા છે. અત્યારે પણ આવાં વહાણ મોટી બોરુ પાસે નાંગરે છે, જે લોથલની દક્ષિણે ૬ કિ. મી. (૩½ માઈલ) ઉપર ખાડીનું બંદર છે.

આપણે અહીં એ તપાસીએ કે આ સમાંતરદ્વિભુજ ચતુષ્કોણ આકારનું બાંધકામ પીવાના પાણીનો સંગ્રહ કરવા માટેના જળાશય તરીકે પ્રયોજાયું હોઈ શકે કે નહિ. બંધની દીવાલોની અંદરની બાજુએ ઢાળ કે પગથિયાંની રીતે માણસો અને પશુઓને માટેનો યોગ્ય ઉપસર્પણમાર્ગ મળ્યો નથી તેથી એ બાંધકામ તળાવ તરીકે વપરાયું હોવાનું શક્ય નથી. બીજું, જો એનો તળાવ તરીકે ઉપયોગ કરવાનો હોત તો નદી–સિંચાઈના વિસ્તારમાંથી પાણી આવવા દેવા માટે એ ઓછામાં ઓછી એક બાજુએ તો પૂરેપૂરું ખુલ્લું રાખવામાં આવ્યું હોત, પરંતુ આ કિસ્સામાં આવું થયું નથી. ત્રીજું, જ્યારે માટીના બંધથી જ કામ પતી જાય એમ હોય ત્યારે તળાવની પાળીના બાંધકામમાં હડપ્પીય લોકોએ ભઠ્ઠીમાં પકવેલી લાખો ઈંટોનો દુર્વ્યય કર્યો ન હોત. ભઠ્ઠીમાં પકવેલી ઈંટો એટલી કિંમતી હતી કે ત્યાંના રહેવાસીઓને પોતાનાં મકાનો બાંધવાના કામમાં એ વાપરવાનું પણ પોસાતું નહોતું. પકવેલી ઈંટોનો આટલી મોટી સંખ્યામાં થયેલો ઉપયોગ સૂચવે છે કે લોથલના અર્થકારણમાં આ બાંધકામે તળાવ કરતાં વધુ મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો. ચોથું, ધક્કા તરીકે એ બાંધકામના થયેલા ઉપયોગનો સ્પષ્ટ પુરાવો એ છે કે એના પાત્રમાંથી કાણાં પાડેલાં પથ્થરનાં લંગરો અને દરિયાઈ છીપલાં મળ્યાં છે. સંભવિત ધક્કાના સ્થાનની અને એની આસપાસના પ્રદેશની તપાસ કરી ગયેલા ગુજરાત રાજ્યના બંદર-નિયામકે એવો અભિપ્રાય આપ્યો છે કે આદ્ય–ઐતિહાસિક કાલમાં સમુદ્રની પટ્ટી લોથલ સુધી લંબાયેલી હતી અને આ સમાંતરદ્વિભુજ ચતુષ્કોણ આકારનું બાંધકામ ધક્કા તરીકે પ્રયોજાઈ શક્યું હોય.

શ્રી. વી. એસ. લેલેએ લોથલના ધક્કાને ભારતમાંના અર્વાચીન ધક્કાઓ સાથે સરખાવ્યો છે:[૧૧]

| બંદરનું નામ | લંબાઈ | પહોળાઈ | ઊંડાઈ |
| --- | --- | --- | --- |
| ૧. લોથલ | ૨૦૯.૩ મી. (પૂ) | ૩૪.૭ મી. (દ) | ૪.૧૫ મી. |
| | ૨૧૨.૪ મી. (પ) | ૩૬.૪ મી. (ઉ) | (ગુરુતમ) |
| ૨. મુંબઈ (અ) | ૧૫૨.૪૦ મી. | ૧૯.૯૬ મી. | ૬.૭૧ મી. |
| | | | (લઘુતમ) |
| (આ) | ૩૦૪.૮૦ મી. | ૩૦.૪૮ મી. | ૧૦.૦૬ મી. |
| ૩. વિશાખાપટ્ટનમ્ | ૧૧૧.૫૬ મી. | ૧૮.૨૯ મી. | ૪.૨૭ મી. |

આ વિગત એ વાતનું સમર્થન કરે છે કે અત્યારના ધોરણે વિચારતાં લોથલનો ધક્કો મોટો હતો અને એની ઊંડાઈ મુસાફરી વહાણોને માટે તદ્દન પૂરતી હતી.

ઈ. પૂ. ૨૦૦૦ માં આવેલા મોટા પૂરને કારણે નદીએ લોથલની પાસે પોતાના મૂળ ભરતી–મુખમાં રેતીની જમાવટ કરી અને એ નગરથી પૂર્વ બાજુ બે કિ. મી. (સવા માઇલ) ઉપર વહેવા લાગી, પરિણામે સમુદ્રમાંથી ધક્કામાં આવવાનો માર્ગ સરળ રહ્યો નહિ. પૂરને કારણે નુકસાન પામેલી કાંઠાની દીવાલો મથાળે જાડાઈ ઓછી કરીને ફરી બાંધી લેવામાં આવી અને નદીના નવા ભરતી–મુખ સાથે ધક્કાને જોડતી ૨.૫ કિ. મી. (દોઢ માઇલ) લંબાઈની બે મીટર (૭ ફૂટ) ઊંડી ખાઈ ખોદી કાઢવામાં આવી. પૂર્વના કાંઠામાં ૬.૫ મીટર(સાત વાર)ની પહોળાઈનો પ્રવેશ-માર્ગ બાંધવામાં આવ્યો, જે બહારની બાજુએ બે દીવાલો વડે રચાયો હતો; આથી પાયાને થતાં ધોવાણ અને તૂટભાંગ રોકી શકાતાં.

પૂર્વના બંધમાંના મૂળ પ્રવેશ–માર્ગ કરતાં નવો પ્રવેશ–માર્ગ કદમાં નાનો હોવાને કારણે અને નાળા કરતાં ખાઈ વધુ છીછરી હોવાને લઈને તબક્કા ૪ માં મોટાં વહાણો પાત્રમાં દાખલ થઈ શકતાં નહોતાં. ધક્કાનો ઉપયોગ હવે વધુ નાના મછવા કરતા હતા, જ્યારે વધુ મોટાં વહાણોને સમુદ્રધુનીમાં નાંગરવાનું થતું હતું. ધક્કાનો છેલ્લો વિનાશ તબક્કા ૪ ને અંતે લગભગ ઈ. પૂ. ૧૯૦૦ માંના પૂરને લીધે થયો અને પાત્ર પૂરેપૂરું પુરાઈ ગયું. આમ લોથલ બંદરના સમુદ્રપારના વેપારની ભરચક પ્રવૃત્તિના કાલનો અસ્ત થઈ ગયો.

તબક્કા ૨ અને ૩ માં લોથલ બંદરમાં થયેલા વેપારના જથ્થાનો ક્યાસ વખારના કદ અને ધક્કાના કદાવરપણા પરથી આવી શકે છે. લોથલની વખાર હડપ્પા અને મોહેંજો–દડોના કોઠારોના કરતાં કદમાં વધુ મોટી છે, જ્યારે ધક્કાની લંબાઈ ૨૪૦ મીટર (૨૬૨ વાર) થી પણ વધુ છે, તેથી એ સ્પષ્ટ છે કે લોથલના બંદરમાં વહાણમાં ભરેલો માલ ભારે વિશાળ જથ્થામાં લાવવામાં આવતો હોવો જોઈએ. ઉત્ખનનમાંથી હાથ લાગેલ મુદ્રાઓ અને મુદ્રાંકોની મોટી સંખ્યા પરથી નિઃશંક રીતે અનુમાન કરી શકાય કે લોથલ સિંધુ સામ્રાજ્યનું સહુથી મોટું બંદર હતું. ત્યાંના રહેવાસીઓએ પોતાનાથી બન્યું ત્યાંસુધી ધક્કાને સારી સ્થિતિમાં જાળવી રાખ્યો, કારણ કે એમની ઉન્નતિનો આધાર સમુદ્રપારના વેપાર ઉપર હતો; પરંતુ જયારે એમનાથી કાંઈ વળી શકે એમ ન રહ્યું ત્યારે, ઈ. પૂ. ૧૯૦૦ માં આવેલા પૂરથી થયેલા ભંગાણને લીધે, જામેલા ભારે ભંગાર નીચે એ દબાઈ ગયા બાદ એમને બંદરને ચાલુ રાખવાના વધુ પ્રયત્નો છોડી દેવા પડ્યા.

## ૬. જાહેર સ્વચ્છતા

સિંધુ નગરીઓએ સામાન્યતઃ અને લોથલે વિશેષતઃ દર્શાવેલો સ્વચ્છતા વિશેનો ઉમદા ખ્યાલ એ યુગને માટે નોંધપાત્ર છે. ઉન્નતિના દિવસોમાં પ્રત્યેક નાનામોટા રહેણાક ઘરમાં ફરસવાળું સ્નાનગૃહ હતું, જેમાંથી ઈંટની ફરસવાળી ખાનગી ગટર દ્વારા ખાળ-કોઠીમાં પ્રવાહી મેલું નિકાસ પામતું હતું (પટ્ટ ૧૩, આ. ૧૨૭). નાહવું એ માત્ર જરૂરિયાત નહિ, પણ ધાર્મિક ક્રિયા પણ હોય. સ્નાનખંડો બાંધવામાં એટલી બધી સાવધાની રાખવામાં આવતી હતી કે સ્નાનખંડો અને ગટરોની તળભૂમિમાં વાપરવામાં આવતી ઈંટોની કિનારી તીક્ષ્ણ રાખવા લીસી કરવામાં આવતી. એ માટે સાંધાઓને માત્ર વાલ જેટલા પહોળા રાખવામાં આવતા. આમ ઈંટોની જડતર જલ-અભેદ્ય કરવામાં આવતી. નિરપવાદ રીતે તળિયું ચપટ કે ખડંચી મૂકવામાં આવેલી ઈંટોથી હાંસ પાડીને કરવામાં આવેલું હતું, એવી રીતે હાંસની દીવાલ ૦.૨ મી. થઈ રહેતી. ઉપરકોટમાંના સ્નાનખંડો ૨.૫ મી. લાંબા અને ૧.૫ થી ૧.૭૫ મીટર પહોળા હતા, જ્યારે નીચલા નગરમાં એ ૧.૩ મી. લાંબા અને ૧ મી. પહોળા અથવા કદમાં એનાથી પણ વધુ નાના હતા. સામાન્ય રીતે લોથલના ઉપરકોટમાંના સ્નાનખંડો મોહેંજો-દડોમાંના સ્નાનખંડો કરતાં વધુ મોટા હતા.

સ્નાનખંડોમાંનું મેલું પાણી ખાનગી મોરીઓ દ્વારા જાહેર ગટરોમાં અથવા ઈંટના બાંધેલા ખાળ-કૂવાઓમાં વહી જતું (પટ્ટ ૧૪, આ. ૧૨૮). કેટલીક વાર તળિયામાં કાણાવાળી ખાળ-કોઠી જમીનમાં મેલા પાણીને ચુસાવા દેતી. મોરીઓ ભરાઈ ન જાય અને ગંદું પાણી ભરાઈ જઈને માર્ગોમાં વહેતું ન થાય એ માટે ઘન કચરાને નિયમિત રીતે એકઠો કરી ખસેડવામાં આવતો. તબક્કા ૨ માં જમીન નીચેની મોરીઓ કરવાની પ્રથા હતી, પરંતુ તબક્કા ૩ માં ખાળ-કોઠીઓ દાખલ કરવી પડી હતી. ઘરની મોરીઓ ૧૦ થી ૨૩ સે.મી. પહોળી રહેતી, જ્યારે મુખ્ય ગટરો ૬૫ સે.મી. થી લઈ ૧.૨ મી. સુધીની રહેતી, જેમાં કેટલીકમાં ઢોળાવ ૧૦૦ માં ૧ નો, તો બીજી કેટલીકમાં ૪૦ માં ૧ નો રહેતો; છતાં ઉપરકોટમાંની એક ગટરમાં તો લંબાઈનો અર્ધો ભાગ વટાવ્યા પછીના ભાગમાં ઢોળાવ ૧૦૦ માં ૩ નો છે. ગંદા પાણીનો પ્રવાહ પાછો ઠેલો ન મારે એ માટે મોરીઓમાં જરૂરી ઢોળાવ રખાતો તેમજ છેડાઓને મુખ્ય ગટરોથી પૂરતા ઊંચા રાખવામાં આવતા. મુખ્ય ગટરનું તળું વચમાં ચપટ અને બાજુઓ પર ઢોળાવવાળું રાખવાનું પ્રયોજન એ હતું કે વરસાદનું તેમજ મેલું પાણી સરળતાથી

વહી જવાની ખાતરી રહે. એક દાખલામાં મેલા પાણીનો પ્રવાહ સાધારણ રહે એ માટે એક મોટી ગટરની વચમાં એક સાંકડી મોરી ( drain ) બાંધવામાં આવી હતી, પરંતુ મુખ્ય ગટર ( channel ) પોતે વરસાદનું પાણી લઈ જતી હતી. આ હિકમત અર્વાચીન સમયમાં પણ સુધરાઈના ઇજનેરોએ અપનાવેલી છે. ઊંચી સપાટીની પીઠિકાઓના બંને છેડે બાંધેલા અને ધક્કા સાથે જોડાયેલા ખાળ–કૂવાઓમાં ઉપરકોટમાંની મુખ્ય બે જાહેર ગટરો દ્વારા પાણી છોડાતું હતું. ખાળ–કૂવાઓમાં ઘન કચરો એકઠો ન થાય એ માટે લોથલના ઇજનેરોએ ખૂબ જ ચતુરાઈ ભરેલો પ્રકાર સ્વીકાર્યો હતો તે, ખાળ–કૂવાઓમાં માત્ર પ્રવાહી મેલું જાય એ માટે મુખ્ય ગટરના મુખ ઉપર લાકડાનો પડદો દાખલ કરવાનો. એ ઘન કચરાને ધક્કામાં જતાં પણ અટકાવતો હતો. જેમ અને જ્યારે મકાનના તળની સપાટીને ઊંચી લાવવા જરૂર ઊભી થતી તેમ અને ત્યારે ઈંટથી બાંધેલ ખાળ-કૂવા દ્વારા ભૂગર્ભમાંની મુખ્ય ગટરને જોડાતા હતા. એ જ પ્રમાણે [illegible] ઊંચા કરેલા તળિયામાંથી પાણીને જવાને માટે દીવાલના છેદમાં પાણીનો ઢાળિયો બાંધવામાં આવતો હતો. આને લીધે પાણીનો ભરાવો થવાનું અને મોરીઓ પુરાઈ જવાનું અટકી જતું હતું. મોહેંજો–દડોમાં પાણીના ઢાળિયા એ માટે બાંધવામાં આવતા હતા કે એને લઈને અગાશી અને ઉપરના માળથી વરસાદનું અને ગંદું પાણી વહી જાય. રસ્તાઓમાં માણસ–બાકોરાની જોગવાઈ એ સ્વાસ્થ્ય ઇજનેરી વિદ્યામાં લોથલનું મહત્ત્વનું પ્રદાન હતું. એ બાકોરું રસ્તાની તળસપાટીની સાથે સમતળ એક મોટી ખાળ–કોઠીની ઉપર બાંધવામાં આવેલી પકવેલી ઈંટોની સમચોરસ કૂંડીના રૂપમાં હતું. કોઠીના તળામાંનું છિદ્ર ગટરમાં પ્રવાહી પાણીને જવા દેતું હતું, જ્યારે એમાં એકઠો થતો ઘન કચરો સમયે સમયે દૂર કરવામાં આવતો હતો. નીકો અને જાહેર ગટરોના સંયોગસ્થળ ઉપર ઘન કચરો દૂર કરવા માટેની તપાસ–કૂંડીઓ તરીકે કામ આપે તેવી ઈંટોની લંબચોરસ કુંડીઓ બાંધવામાં આવી હતી. પ્રસંગવશાત્ ખાળ–કોઠીઓ પણ એ જ હેતુ સારતી હતી.

લોથલના ઇજનેરોએ ગટર–યોજનાને એટલી સારી રીતે પૂર્ણતાએ પહોંચાડી હતી કે સમગ્ર ઘરાળ કચરો અને વરસાદી પાણી નગરમાંથી અસરકારક રીતે દૂર કરવામાં આવતાં હતાં અને એને એક બાજુ ધક્કામાં અને બીજી બાજુ નદીમાં એવી રીતે જવા દેવામાં આવતાં હતાં કે ઘન કચરો એમાંથી એકેમાં દાખલ થઈ શકે નહિ. લોથલમાં ગટરોનાં બાંધકામ અને કાર્યવાહીનો પ્રકાર અર્વાચીન શહેરોમાં છે તેના જેવો હતો, જેમાં નુકસાનકારક ગૅસને મકાનોમાં દાખલ થવા દીધા સિવાય કચરો ઝડપથી દૂર થઈ જાય જ. સમગ્ર શહેરમાં ઝડપથી સફાઈ થાય અને

સ્વાસ્થ્યને લગતાં બાંધકામોની સમયે સમયે તપાસ થાય એ બાબતમાં સુધરાઈ તંત્ર પૂરતું કાર્યક્ષમ હતું.

### ૭. રસ્તાઓ અને શેરીઓ

લોથલમાંના રસ્તા બે વાહનો સામસામાં પસાર થઈ શકે તેટલા પહોળા હતા. બજારમાંનો સહુથી ભરચક રસ્તો (પટ્ટ ૧૫, આ. ૧૨૯) ૪.૫ મીટર (૧૩⅔ ફૂટ) પહોળો છે, પરંતુ નીચલા નગરમાંના રસ્તા નં. ૮ અને ૯ના જેવા બીજા રસ્તા ૧૩ મીટર (૪૨ ફૂટ) પહોળા છે. ઉપરકોટમાંનો રસ્તો નં. ૨ એથી યે વધુ પહોળો હોવો જોઈએ, કેમકે મકાનો એક બાજુની હાંસ ઉપર જ બંધાયેલાં મળ્યાં છે. શહેરમાંની શેરીઓ અને વધુ નાના રસ્તા ત્રણથી ચાર મીટર (૧૦ થી ૧૩ ફૂટ) પહોળા હતા. લોથલનું આયોજન કરનારાઓની પ્રશંસામાં કહી શકાય કે ધોરી રસ્તા અને શેરીઓ સીધી લીટીએ હતાં અને અનેક સ્થળોએ એકબીજાને કાટખૂણે કાપતાં હતાં. લોથલમાં બધાં મકાનોનાં મોઢાં રસ્તા કે શેરીમાં પડતાં હતાં, જ્યાં એક ગાડું તો સરળતાથી પસાર થઈ શકે. ગટરો, મોટા ભાગે ભૂગર્ભમાં હોઈ, રસ્તાઓના મધ્યમાં અથવા તો હાંસ ઉપર બાંધવામાં આવી હતી, જ્યારે ઈંટોથી બાંધવામાં આવેલી ખાળ-કોઠીઓ હંમેશાં મકાનોની પીઠિકાને અડીને કરવામાં આવી હતી.

## (ઇ) સ્થાપત્ય

ઉપરકોટમાં કાચી માટીની ઈંટોની પીઠિકાઓ ૨ અંશના ખૂણે ઢાળ પડતી કરવામાં આવતી હતી. એ સિવાય, જાહેર અને ખાનગી મકાનોની દીવાલો સામાન્ય રીતે ઓળંભે બાંધવામાં આવતી હતી. હડપ્પીય કડિયાઓએ જે ઈંટાળી કડિયા-કામમાં હાલ "ઇંગ્લિશ બૉન્ડ" એવી સંજ્ઞાથી ઓળખાય છે તે (તોઢાપટીનો) પ્રકાર ક્યારનો ય અપનાવી લીધો હતો. તેઓ ઈંટોના એકાંતર થરોમાં તોડા અને પટી ગોઠવતા, જેથી એના સાંધાઓની ઊભી સાંધમાં ભંગ પડતો રહે, અને એ રીતે જ કેટલીક વાર દીવાલની જોઈતી જાડાઈ મળી રહે. દીવાલોને માટે પાયાની જરૂરિયાત નહોતી, કારણ કે એ સંગીન પીઠિકા ઉપર ખડી કરવામાં આવતી હતી. ધક્કાના કાંઠાની દીવાલોને પડઘીઓ કરવામાં આવતી હતી, કેમકે ત્યાં પાણીના મારને લક્ષમાં રાખવાનો હતો. ઉપરકોટમાં આવેલા રહેણાક મકાનને એક મીટર જાડી ઈંટાળી દીવાલ છે એ પડઘીવાળી ઇમારતનો બીજો દાખલો છે. કડિયાઓને પ્રક્ષેપણ-નિર્મિત કમાનનો ખ્યાલ હતો અને એમણે ઉપરકોટમાંના એક નાના

ખંડમાં કમાનદાર છાપરુ કરવાનો પણ યત્ન કરેલો, પરંતુ મોહેંજો-દડોની જેમ સામાન્ય રીતે છાપરું લાકડાનાં આડાં, વળા અને પાટિયાંથી ટેકવેલું ચપટ હોવાનું માલૂમ પડી આવે છે. લાકડાનાં આડાંઓનો ઉપયોગ થતો હતો, એનું પ્રમાણ એક મકાનના તળિયામાંથી મળેલું ૨.૩૫ મીટર લાંબું સડી ગયેલું આડું છે. લાકડ-કામ બધું જ નાશ પામેલું અને ધૂળ થઈ ગયેલું હોઈ સુતારની કામગીરી ઉપર કે લાકડું કોતરનારાની કલા ઉપર કોઈ પણ પ્રકારનો પ્રકાશ નાખવાનું શક્ય નથી.

પથ્થરની તદ્દન અછત અને ભઠ્ઠીમાં પકવેલી ઈંટો બનાવવાના ભારે ખર્ચને કારણે બધાં ખાનગી મકાનો અને પીઠિકાઓ કાચી ઈંટોથી બાંધવામાં આવતાં હતાં. ભઠ્ઠીમાં પકવેલી ઈંટોનો ઉપયોગ ધક્કો, ગટરો અને સ્નાનખંડોના તેમજ ઉપરકોટમાંનાં મહત્ત્વનાં ખાનગી મકાનોના ઉપલા ભાગમાં મર્યાદિત હતો. પકવેલી ઈંટોના ૨૮×૧૪×૬.૫ સે. મી. અને ૨૫×૧૨.૫×૬ સે. મી. એવાં બે ધોરણોનાં કદ લોથલમાં જોવા મળ્યાં છે. અણપકવેલી ઈંટો એ કરતાં થોડી જ મોટી હતી, પરંતુ જ્યારે પકવવામાં આવે ત્યારે માપસરની બની જાય તેટલી જ હાંસ વધુ રાખવામાં આવતી. આ હાંસથી જ સ્પષ્ટ રીતે માલૂમ પડી આવે છે કે પકવેલી અને અણપકવેલી ઈંટોને માટે સરખું બીબું વાપરવામાં આવતું હતું. બધા જ કિસ્સાઓમાં ૧ લંબાઈ : ૨ પહોળાઈનું પ્રમાણ જાળવી રાખવામાં આવતું હતું કે જેથી આખી ઈંટો તોડા તેમજ પટી તરીકે વાપરી શકાય. આ વિગતો પરથી સ્પષ્ટ છે કે હડપ્પીય લોકો માત્ર અર્વાચીન ધોરણોએ જ નહિ, અર્વાચીન સિદ્ધાંતો અનુસાર પણ ઈંટ પકવતા હતા.

કમનસીબે કોઈ પણ મકાનની ઊંચી ઊભી દીવાલો મળી નથી કે છાપરું અકબંધ હોય તેવું કોઈ મકાન મળ્યું નથી, આથી એ કહેવું શક્ય નથી કે બારીઓ અને બારણાં કેવાં હતાં, પરંતુ આપણને મોહેંજો-દડોમાંથી મળ્યાં છે તેનાથી એ જુદાં હોઈ શકે નહિ. લોથલમાં બારણાની પહોળાઈ ૧ થી ૧.૫ મીટરની હતી અને બારણાંના કેટલાક ગાળા પથ્થરના બનાવેલા હતા, પરંતુ બીજા કિસ્સાઓમાં લાકડાનો ઉપયોગ થયો હોવો જોઈએ. એ જાણવું રસપ્રદ છે કે ખડંચી ઈંટો ગોઠવીને ૨૨ સે. મી.ના પગથિયાંવાળી સીડી બાંધવામાં આવી હતી.

લોથલમાં જુદા જુદા હેતુઓ માટે બાંધવામાં આવેલી ત્રણ જાતની ભઠ્ઠીઓ જાણવામાં આવી છે. એમાંની એક તલમાનમાં ગોળ છે અને એને એકબીજા સાથે સંબંધ ધરાવતી ચાર નળીઓ છે, અને એના ભૂગર્ભ ખંડમાં એક મુખ છે

( પટ્ટ ૧૮, આ. ૧૩૨ ). ભઠ્ઠીના ઉપલા ખંડમાંની વામણી દીવાલના બાંધકામમાં વપરાયેલી ઈંટો ૩ સે. મી. જાડી છે. દીવાલને પોતાને માટીની ગારથી લીંપેલી છે. આ ભઠ્ઠીનો ઉપયોગ મણકા બનાવનારાઓ અકીક, જેસ્પર અને બીજા અર્ધ-કિંમતી પથ્થરોના ટુકડાઓ જેવા કાચા માલને પકવવા માટે કરતા હતા કે જેને લઈ છોલતાં અને પીસતા પહેલાં એનાં ઉપલાં પડ દૂર કરવાની સરળતા થાય. આમ તૈયાર કરેલા મણકાઓને ભઠ્ઠીમાં ફરી પકવવામાં આવતા હતા કે જેને લઈ રંગો ઊંડાણ પકડે. આ બંને દાખલાઓમાં, અત્યારે ખંભાતમાં અકીકિયા વાપરે છે તે પ્રમાણે, એ પદાર્થો રાખવાને માટે માટીના પડા વાપરવામાં આવતા હતા. ઉપરના ખંડની ગોળ દીવાલ એટલી પાતળી છે કે લોથલની ભઠ્ઠી ઉપર ચપટ છાપરું કે ઘુંમટ હોવાનું સૂચિત થાય નહિ.

તામ્રકારો તાંબાના ગઠ્ઠા ગાળવા માટે અને ઓજારો તેમજ ઘરેણાં ઢાળવા માટે લંબચોરસ કે ગોળ ભઠ્ઠીનો ઉપયોગ કરતા. બજારના રસ્તામાં બાંધેલી આવી એક લંબચોરસ ભઠ્ઠીની આજુબાજુ ખડકી મૂકેલી પાકી ઈંટો મળી આવી છે. તલમાનમાં એનું માપ ૭૫×૬૦ સે.મી. છે અને એ ૩૦ સે.મી. ઊંડી છે. ભઠ્ઠીની નજીક મળેલાં તામ્રકારનાં બીજાં સાધનોમાં માટીની પકવેલી બે કુલડીઓ, તાંબાની એક કાપણી અને પથ્થરની એક ઘનાકાર એરણ છે. નીચેના નગરના ઉત્તર છેડેથી મળેલી બીજી ભઠ્ઠી તલમાનમાં ગોળ છે અને એનો વ્યાસ એક મીટરનો છે. એનું મોઢું બતાવે છે કે ઉષ્ણતામાન વધારવા એમાં પવન ધમવાને માટે ધમણ વાપરવામાં આવતી હતી, પણ કમનસીબે દીવાલો તદ્દન જીર્ણશીર્ણ છે. પકવેલી માટીની વાટકા-ઘાટની જાડી કુલડી ગઠ્ઠાઓ ઓગાળવાને માટે વપરાતી. એ ભઠ્ઠીમાંથી મળેલી મહત્ત્વની પ્રાપ્ત ( find ) છે.

રંગનાં ટાંકાં વધુ શાસ્ત્રીય રીતે બાંધવામાં આવતાં હતાં. ઈંટની ફરસબંધીમાં જુદી જુદી સપાટીએ બે ઘડા મૂકવામાં આવતા હતા અને એ નળીઓ વડે એકબીજાની સાથે જોડી દેવામાં આવતા હતા. ઉપરના ઘડાની ઉપરવટ થઈને વહેતું પાણી નીચલા ઘડામાં પડતું હતું. આ નીચલા ઘડાને તળામાં કાણું રહેતું અને ઘડાને નળીથી મુખ્ય નીક સાથે જોડવામાં આવતો હતો. ઉપરના ઘડાની આસપાસનું ઈંટેરી તળિયું ચૂનાની છો-વાળું રહેતું. તબક્કા ૨ ના સમયનાં આવાં બે ટાંકાં ઉપરકોટમાં જોવામાં આવ્યાં છે.

## (ઈ) કળાઓ અને હુન્નરો

### ૧. શિલ્પ

વિજ્ઞાન અને હુન્નરવિદ્યાના ક્ષેત્રે હડપ્પીય લોકોએ કરેલી મોટી પ્રગતિ નકશીકામ અને કુંભારકામની કળાઓ, ધાતુવિદ્યા અને સોના ચાંદીના નકશીકામમાંની એમની ઉચ્ચ સિદ્ધિઓ સાથે સારી રીતે બંધબેસતી હતી. માટીકામ ઉપરનું ચિત્રણ, ધાતુના ઢાળા, મુદ્રા–કોતરણી અને પકવેલી માટીના ઘાટ ઘડવામાં તેઓ કોઈનાથી ઊતરતા નહોતા. કમનસીબે તેઓએ ગુજરાતમાં કરેલાં પથ્થરનાં કોતરકામો અને લાકડાનાં કોતરકામોનો ભાગ્યેજ કોઈ પુરાવો મળ્યો છે, પરંતુ આ પ્રદેશના અનુકાલીન લાકડ-કામ અને ઉત્ખનનમાં મળેલા સુંદર કોરેલા પથ્થરના સ્તંભશીર્ષ પરથી અનુમાની શકાય કે અહીં પથ્થર અને લાકડા ઉપર કોતરણી થતી હતી. લોથલમાં મળેલો આલાબાસ્તરમાં બનાવેલા બાવલાનો હાથ પથ્થરના શિલ્પનો સુંદર નમૂનો છે. નાજુક રીતે વાળેલી આંગળીઓ અને સ્નાયુની વિગતો આછી રીતે મિસરની કલા સાથેનો સંબંધ સૂચવે છે, પરંતુ છૂટાં પડાય તેવાં અંગોની જોગવાઈનો ખ્યાલ હડપ્પીય છે. શૈલીની દૃષ્ટિએ આ શિલ્પકૃતિ હડપ્પામાંથી મળેલી નગ્ન પુરુષની આકૃતિની સાથે સામ્ય ધરાવે છે.

લોથલમાં કાંસાના ઢાળાનું કામ પ્રચલિત હતું, પરંતુ ત્યાંથી મળેલી આકૃતિઓ માત્ર પ્રાણીઓની છે. કલાદૃષ્ટિએ જોતાં કૂતરાની બે આકૃતિઓ, બેઠેલા વૃષભની માદળિયા તરીકે વપરાતી આકૃતિ, પક્ષીના મસ્તકવાળી સળી, એક સસલું અને એક કૂકડો ધ્યાનમાં લેવા જેવાં છે. બાજુએ નજર કરતા તાંબાના નાનકડા (૨૪×૧.૫ સે.મી. લાંબા અને ૧ સે.મી. ઊંચા) કૂતરાને કપાયેલા કાન, ઊભી પૂંછડી અને પાતળા પગ છે. એને સાવધાનીપૂર્વક ઘાટ આપવામાં આવ્યો છે. સામે જોતા કૂતરાની બીજી આકૃતિ કદમાં જરાક વધારે મોટી (૩.૭૫×૨×૧.૬ સે.મી.) છે. પાર્શ્વદૃષ્ટ શરીર અને સંમુખ દૃષ્ટ માથાવાળી વૃષભની આકૃતિ (૩.૬×૨.૫×૧.૫ સે.મી.) પગ બેવડ વાળેલા હોય અને માથું ઊંચું રાખ્યું હોય તેવી બેઠેલી સ્થિતિમાં બતાવાઈ છે. લંબાઈમાં આરપાર પાડેલું કાણું બતાવે છે કે આ આકૃતિને માદળિયા તરીકે લટકાવી રાખવામાં આવતી હતી. આના જેવી ચાંદી, તાંબું અને વૈદૂર્ય (lapis)ની આકૃતિઓ ઉર ખાતેના રાજશાહી સ્મશાનમાં મળે છે.

ઊભા કાન સાથેની સસલાની આકૃતિ (૨.૪×૧.૭×૦.૫ સે.મી.) બેઠેલી અવસ્થામાં બતાવવામાં આવેલી છે, પરંતુ એના પગોને નુકસાન પહોંચ્યું

છે અને અંદર બેસેલી આંખો પડી ગયેલી છે. તાંબાની બીજી પણ પશુઓની આકૃતિઓ છે, પણ તેઓને ઓળખવાનું મુશ્કેલ છે. એમાંની કેટલીક એક કરતાં વધુ ખંડોનાં બીબાં વાપરીને નષ્ટ મીણની પદ્ધતિએ ઢાળવામાં આવેલી હતી.

લોકપ્રિય પૂર્ણમૂર્ત કલા ( Art–in–the round ) માટે ધાતુને બદલે માટી પસંદ કરવામાં આવતી હતી, કારણ કે એમાં ઘણી રૂપક્ષમતા અને સુલભતા રહેલી છે. લોથલમાં માનવ-ઘાટની પકવેલી આકૃતિઓ ખૂબ જ મર્યાદિત સંખ્યામાં છે, છતાં જે કાંઈ થોડી મળી આવી છે તે ઘણી વાસ્તવિક અને તેથી સિંધુ ખીણની સાદીસીધી આકૃતિઓથી જુદી પાડી શકાય એવી છે. લોથલ "अ" વિભાગમાંથી મળેલી ત્રણ પુરુષ-આકૃતિઓમાંનું સહુથી મહત્ત્વનું એક ઉત્તરાંગ ( bust ) છે. એની ચોરસ કાપેલી દાઢી તરી આવે છે. એને તીક્ષ્ણ નાક, લાંબી કાપેલી આંખો અને લીસું માથું છે. લોથલમાંથી મળેલ બીજા પુરુષના હાથપગ વિનાના ધડને મોટી ફાંદ અને દૂંટી છે અને એ હડપ્પામાંથી મળેલા પથ્થરના બાવલાને કેટલેક અંશે મળતું આવે છે. માનવ-આકૃતિઓનો ત્રીજો નમૂનો પકવેલી માટીમાં ઘડેલી મિસરની "મમી"નો છે. એને કોરી કાઢેલી આંખો અને ચીમટીને કાઢેલું મોઢું અને નાક છે. મોહેં-જો-દડોની લગભગ આવી જ આકૃતિ દિલ્હીના સફદરજંગ મ્યુઝિયમમાં છે.

સ્ત્રી-આકૃતિઓના વિષયમાં જોઈએ તો લોથલ ખાતે એ વસ્તુ વાસ્તવિક સ્વરૂપની છે અને સિંધુ ખીણમાંથી મળેલી આકૃતિઓ કરતાં સ્નાયુગત વિગતોમાં વધુ સારું નિરૂપણ દર્શાવે છે. એમાંના એકને પાતળી કમર, ભારે સાથળ અને સુપ્રમાણ અવયવો છે. બાવડાં અને પગ ઘણા કિસ્સાઓમાં તૂટી ગયાં છે. એક બીજી સ્ત્રી-આકૃતિને સુંદર રીતે ઢાળ આપેલા ખભા, કાંડું અને સાથળ વગેરે છે. બંને કિસ્સાઓમાં લગાવેલાં સ્તન પડી ગયાં છે અને માથું ગૂમ થયેલું છે. આમ છતાં એક બીજું ધડ સ્નાયુગત વિગતો માટે નોંધપાત્ર છે અને એની નગ્નતા મોટી દૂંટીથી સૂચવવામાં આવી છે, પરંતુ કોઈ પણ આકૃતિમાં યોનિભાગ પર ભાર આપવામાં આવ્યો નથી. એક બીજી જ શૈલીની એક બેઢંગી સ્ત્રીની આકૃતિ મળી છે, જેને મોટાં સ્તન, ચીમટીને કાઢેલું નાક, અને માથાની બંને બાજુએ એકેક છોલકું છે. અવયવો સ્પષ્ટ રીતે બતાવવામાં આવેલાં ન હોઈ, એટલા પૂરતી એ સિંધુ ખીણની કહેવાતી માતૃ-દેવીથી જુદી પડે છે. વળી સિંધુ ખીણની આકૃતિઓમાં સામાન્ય રીતે જોવા મળે છે તેવાં, અલંકરણ એમાં નથી. કુલ્લી( બલુચિસ્તાન )માંની સ્ત્રી-આકૃતિઓની જેમ લોથલની આકૃતિઓને

પડથી હોય છે, પરંતુ કુલ્લીની આકૃતિઓમાંનાં અલંકરણ નથી. કાલીબંગન, લોથલ, રંગપુર અને દેસલપરમાં સિંધુ ખીણની લાક્ષણિક સ્ત્રી-આકૃતિઓ બિલકુલ મળી નથી એ એવું સૂચવે છે કે માતૃ-દેવીનો સંપ્રદાય ગુજરાત અને રાજસ્થાનના હડપ્પીય લોકોમાં પ્રચલિત ન હોય.

લોથલમાં માથું પશુનું અને શરીર માનવનું એવી મિશ્ર આકૃતિઓ મળે છે. ત્યાંથી મળેલી ઢાળ પાડેલી પકવેલી માટીની એ જ આકૃતિમાં માનવશરીર ઉપર ઘોડાનું માથું છે. બેશક, અવયવો જેમ તેમ બનાવવામાં આવ્યાં છે અને એકંદરે આકૃતિ વિલક્ષણ છે. અનુકાલીન પૌરાણિક કથાસાહિત્યમાં અશ્વમુખ માનવ-આકૃતિઓ અર્ધદૈવી સત્ત્વોનો ખ્યાલ આપે છે. લોથલમાંથી મળેલી બીજી એક અનન્ય આકૃતિ ગોરીલાની છે. એ ટૂંકા પગ, દળદાર શરીર, નાનું માથું, ચીમટી દીધેલું નાક અને લંબાઈએ કાપેલું મોઢું ધરાવે છે. એ ઘણી વાસ્તવિક છે. લોથલમાંથી મળેલી ગેંડો, આખલો, ગાય, ઘેટું, ઘોડો, ભૂંડ અને કૂતરા જેવી પશુ-આકૃતિઓ તેઓનાં સ્વભાવ અને અંગોપાંગનાં લક્ષણોના કાળજીભર્યા અભ્યાસનો ખ્યાલ આપે છે. લોથલમાંની પકવેલી માટીની, અડધ કરતાં વધુ, આકૃતિઓમાં ઢોર-ખાસ કરીને આખલા-મળે છે; એનો ઉત્તમોત્તમ દાખલો આગળ પડતી ગોદડી (dewlap) અને ભરાઉ ગરદનવાળી, નીચી ખૂંધ ધરાવતી આખલાની આકૃતિ છે (પટ્ટ ૨૦, આ. ૧૩૫). એની સ્નાયુગત વિગતો કાળજીપૂર્વક કરવામાં આવી છે. આમ પશુ જોરાવર છે. લાંબા શીંગડાં, ઊપસી આવતી ખૂંધ અને ગોદડી-(dewlap) વાળા બ્રાહ્મણી આખલાનો નમૂનો જવલ્લેજ મળ્યો છે. નીચા કરેલા માથાવાળો અને વધુ પડતી વિશાળ ખૂંધવાળો એક નમૂનો સિંધુ ખીણની આકૃતિઓ કરતાં કુલ્લીની આકૃતિઓ સાથે વધુ સામ્ય ધરાવે છે. લોથલમાંથી મળેલી ગાયની આકૃતિને ટૂંકાં અને આગળ નીકળતાં શીંગડાં અને નીચી ખૂંધ છે. એનાં આંચળ અને પ્રજનન-અંગ પણ સ્પષ્ટ રીતે બતાવવામાં આવ્યાં છે. જોકે માટીના પકવેલ કૂતરાઓના વિષયમાં વિગતોનો અભાવ છે, એમ છતાં ભારતીય ધણિયાતો કૂતરો અને પાળેલો હ્રષ્ટપુષ્ટ કૂતરો અલગ પાડી શકાય છે. જેનું માત્ર માથું મળ્યું છે તેવા એકશૃંગ ગેંડાને મણકા જેવી આંખો છે અને એની ચામડીનાં પડ (folds) બહાર ઊપસતાં જોવામાં આવે છે. એની જીભ મોઢામાં કાંકરાથી બતાવવામાં આવી છે અને કાન નીચે પડી ગયેલા છે.

## ૨. માટીકામની કળા

લોથલના લોકોએ મૃત્પાત્રનાં ઘાટ અને સુશોભનની પૂર્ણતા તરફ ખૂબ ધ્યાન આપ્યું હતું. હડપ્પા અને મોહેંજો-દડોમાં જોવામાં આવેલી આરૂઢ હડપ્પીય

સંસ્કૃતિની લાક્ષણિકતા ધરાવતા માટીકામના બધા ઘાટ ( આ. ૫. ) લાલ અને બદામી રંગમાં અહીં મળ્યા છે. એના મુખ્ય પ્રકારો આ પ્રમાણે છે : જામ, ચાંચ-વાળો પ્યાલો ( beaker ), રકાબી, ઘોડીવાળી રકાબી, ગોળાકાર કલેવરની કે " ડ " ઘાટની બરણી, થાળી, તગારું, છિદ્રિત કાન ધરાવતું પવાલું, અને ઊંચી નળાકાર છિદ્રાળુ બરણી ( પટ્ટ ૩, આ. ૧૯–૭૪ ). એમાંનાં કેટલાંક પર લાલ લેપ ઉપર કાળા રંગથી કે બદામી લેપ ઉપર કથ્થઈ રંગથી ચિતરામણ કરવામાં આવેલાં છે. લોથલના વચલા થરોમાં ચિત્રિત પાત્રો વિપુલ પ્રમાણમાં મળે છે એનું કારણ એ છે કે એની ઉન્નતિના શિખરે ચિત્રણની ત્રણ શૈલીઓ પરસ્પર અસર કરી રહી હતી. અબરખવાળા લાલ મૃત્પાત્ર પર જોવા મળેલી સ્થાનિક શૈલી વિશે અગાઉ નિર્દેશ કરવામાં આવ્યો છે. એ સાદી, પરંતુ અસરકારક શૈલી હતી અને પીંછીકામ ખૂબ જ નાજુક હતું.

પાત્રની સમગ્ર સપાટીને આડાં ખાનાં અને ઊભી પટ્ટીઓમાં વિભિન્ન કરવામાં આવતી અને ભૌમિતિક રેખાંકનોને કુદરતી અને અર્ધ–કુદરતી ભાવો ( motifs ) સાથે કુશળતાથી જોડવામાં આવતાં (પટ્ટ ૪, આ. ૭૫–૭૮; પટ્ટ ૧૮, આ. ૧૩૩). આમ લાક્ષણિક હડપ્પીય પાત્રોનું સિંધુ શૈલીમાં ચિત્રણ કરવામાં આવતું હતું. આમ છતાં, તાડ-વૃક્ષોની હરોળો, પીપળાનું પાન, એકાંતરે રેખાંકિત કરેલા ચોરસો અને એકબીજાને છેદતાં વર્તુલો જેવી ભાતનાં વારંવાર થતાં આવર્તનોને લઈ એ શૈલી અનેકવિધ બની જતી. ગુલાબના ઘાટનાં પુષ્પો, સાધિત પર્ણ–રેખાંકનો, અને એક ઉપર એક મૂકેલી એવી મયૂર-પંક્તિઓ પણ ઉમેરવામાં આવતી હતી. માછલાં અને મચ્છજાળોની આકૃતિઓ ખૂબ વિરલ છે, પણ ગુર્દાના ઘાટની ભાત લોથલનાં પાત્રોમાં મળતી નથી એ નોંધવું જોઈએ.

ત્રીજી શૈલી જે અહીંની પ્રાંતીય શૈલી છે તે લોથલના કલાકારોએ આપેલું અનન્ય પ્રદાન છે. એ સિંધુ શૈલી કરતાં ખૂબ જ આકર્ષક છે, કારણ કે એનાથી ચિત્રણની જગ્યા ભરચક બનતી બચી જાય છે. વનસ્પતિ–જીવન સાથે પશુઓની આકૃતિઓના વાસ્તવિક અને સત્ત્વપૂર્ણ ચિત્રણ( rendering )ને માટે એ જાણીતી છે. લોથલના કલાકારને પશુઓમાં બકરાઓ તરફ ખાસ અભિરુચિ રહેતી. પ્રાંતીય શૈલીના એ ઉત્તમોત્તમ દાખલા ઝાડ નીચે ગૌરવ ભરેલી રીતે ઊભેલું સાબર અને પક્ષી તરફ પાછળ જોતું હરણ છે. સાબરના લાવણ્યમય વળાંકો અને એનાં શીંગડાંનાં પાંખિયાં પોતે જેની નીચે ઊભું છે તે ઝાડની નમી પડતી ડાળીઓની સાથે પૂરી સંવાદિતા ધરાવે છે. બીજા દાખલામાં, સાંકડા મોં–વાળી બરણીમાંથી પાણી

પીવા મથતા હરણનું ચિત્ર છે. આ ચિત્ર પરથી પાણી ન પી શકતા તરસ્યા હરણની વાર્તાની અટકળ થઈ શકે. ઝાડની પાતળી ડાળીઓ અને હરણના એનાથી પણ વધુ પાતળા પગ, એનાં દમામદાર શીંગડાં અને લાવણ્યમય ડોક બારીક પીંછીથી કાળજીપૂર્વક દોરવામાં આવેલાં છે. કલાકારે પશુની ગતિ એના પગોના સ્થાનવિન્યાસથી સૂચવી છે. વાસણમાં કેટલાક કાંકરા નાખવાથી પાણીની ઊંચે આવેલી સપાટીને કારણે પોતાની તરસ છિપાવવામાં સફળતા પામેલા પક્ષી તરફ હરણ પાછળ જોઈ રહ્યું છે. જગ્યાને ભરચક બનાવ્યા સિવાય કે એક પણ વિગતને જતી કર્યા વિના ૧૫.૫ સે. મી. ની સાંકડી જગ્યામાં આખો પ્રસંગ ચીતરી બતાવ્યો છે એ નોંધપાત્ર સિદ્ધિ છે. પ્રસંગવશાત્ એ જ પાત્ર બે જુદી શૈલીઓમાં ચીતરવામાં આવ્યું હતું. જેની સપાટીને ચાર પટ્ટીઓમાં વિભાજિત કરી છે તેવું "ડ" ઘાટનું પાત્ર એનું ઉત્તમ ઉદાહરણ છે : એક પટ્ટી પ્રાંતીય શૈલીમાં અને બાકીની સિંધુ શૈલીમાં ચીતરવામાં આવેલ છે. પ્રાંતીય શૈલીમાં આલેખેલા ચિત્ર ઉપરથી "કાગડો અને લુચ્ચું શિયાળ" ની વાતના વિષય-વસ્તુ વિશે અટકળ થઈ શકે છે. અહીં શિયાળ જેવા પ્રાણીનું માથું અને પાછલો ભાગ તથા એની ટૂંકી જાડી પૂંછડી ઝાડની નીચે બતાવવામાં આવ્યાં છે, જ્યારે ચાંચમાં માછલી પકડી રાખી રહેલાં કેટલાંક પક્ષીઓને ડાળીઓ ઉપર બેસાડેલાં છે અને થોડાં બીજાંને ઊંચે ફડફડ ઊડતાં બતાવ્યાં છે. શિયાળની પાછળ જાણે કે જમીન ઉપર માછલી નાખેલી બતાવવામાં આવી છે. જુદાં જુદાં સૂચનો કરવામાં કલાકાર ભારે કલ્પનાશીલ છે. પક્ષીઓનું ઊડવું આકાશમાં પગો બતાવીને સૂચવ્યું છે, ત્યારે ઝાડ ઉપર બેઠેલાં પક્ષીઓની અડધી ઉઘાડી પાંખો બતાવે છે કે તેઓ પણ ઊડી જવા તત્પર છે. આવા ઉચ્ચ કલ્પનાત્મક ચિત્રણનો સિંધુ-ખીણના કુંભારે કદી પ્રયત્ન કર્યો નહોતો કે જે ઉપરથી પ્રસિદ્ધ લોકકથાઓનું વસ્તુ કલ્પી શકાય. પ્રાંતીય શૈલીનું બીજું નોંધપાત્ર લક્ષણ ભૂમિ ઉપરનાં દૃશ્યોના સમાવેશનું છે. પોતાને દરરોજ ખેતરોમાં જોવા મળતાં હતાં તેવાં પક્ષીઓ અને રોપાનું લોથલના કલાકારે નિરૂપણ કર્યું છે (પટ્ટ ૧૯, આ. ૧૩૪). એક દાખલામાં બરણી ઉપર બગલાંની જોડી ચીતરી છે, જ્યારે બીજી બરણીમાં સમુદ્રકાંઠાની પટ્ટીઓમાં સામાન્ય એવાં બે માનવ-ભક્ષી પક્ષીઓ કાળજીપૂર્વક બતાવવામાં આવ્યાં છે. આ શૈલીનું ત્રીજું ઉદાહરણ ઠીકરી ઉપર ચીતરેલા ઝાડની નીચેના સર્પોનું છે.

ક્રમનસીબે 'સમય आ' માં લોથલવાસીઓની સમૃદ્ધિની પડતીને લીધે લોથલની માટીકામની કળાએ એકાએક પીછેહઠ અનુભવી. એમ અટકળ કરી શકાય કે વાસણોનું ભવ્ય રીતે ચિત્રણ કરવામાં રહેલી જરૂરી મહેનત અને કારીગરીનો

બદલો વાળી આપે તેવા માલદાર ગ્રાહકો ગરીબ બિચારા કુંભારને મળ્યા નહિ અને તેથી એને હલકા દરજ્જાની રુચિઓ ધરાવતા વધુ ગરીબ વર્ગના લોકોની ઘરાકી કરવી પડી, તેથી ઉતાવળે રાતા રંગનો લેપ કે હાથ લગાવ્યા પછી વાસણની સપાટીના મર્યાદિત વિસ્તાર ઉપર લહેરાતી અને ત્રાંસી રેખાઓ, ટપકાં, પાશ અને પર્ણ જેવી તદ્દન પ્રાથમિક પ્રકારની ભાત દોરવાનું કલાકારને પસંદ કરવું પડ્યું. મૃત્પાત્રોના ચિત્રણ વિશેની બેદરકારી વિષમ રેખાઓથી છતી થાય છે. કુંભારે ભાગ્યેજ પક્ષી કે છોડ ચીતર્યાં છે, અને જ્યારે એ ચીતર્યાં છે ત્યારે એ અમુક રૂઢિગત આકૃતિને અનુસર્યો છે, જેવું મોરની આકૃતિ ચીતરવાની બાબતમાં લોથલ અને રંગપુરના અંત્ય હડપ્પીય સમયનાં વાસણો ઉપર દેખાય છે. સમય જતાં, અવનત સિંધુ અને પ્રાંતીય શૈલીઓના સંયોજને સાંકર્ય સર્જ્યું છે કે જ્યાં સમય ૨ ઇ અને ૩ માં ચળકતાં લાલ પાત્રો ઉપર બકરાં અને આખલાઓનાં રેખાંકન કરવામાં આવ્યાં હતાં.

આ ભાવો મધ્ય ભારતમાંના નાગદા આગળની અનુ-હડપ્પીય તામ્રપાષાણ સંસ્કૃતિઓમાં પણ દેખા દે છે.

### ૩. મુદ્રા-ઉત્કિરણ

લોથલમાંથી મળેલા આરૂઢ હડપ્પીય સંસ્કૃતિના સહુથી વિશિષ્ટ પદાર્થો તે મુદ્રાઓ છે. એ સામાન્ય રીતે સેલખડીની અને પ્રસંગવશાત્ અકીક, ચર્ટ, તાંબું, ફાયેન્સ અને પકવેલી માટીની બનેલી હોય છે. તેઓને સાચા અર્થમાં હડપ્પીય નકશીકળાના સર્વોત્તમ નમૂના કહેવામાં આવે છે. ડુબાઉ ભાતમાં કોતરવામાં આવેલાં પ્રાણીઓની જીવન-સદૃશ મૂર્તતા માટે એ જાણીતી છે. મુદ્રાઓ ઉપર અનેક પ્રકારનાં પ્રાણી કોતરેલાં હોય છે; ઉપરાંત સિંધુ-ખીણની ચિત્રલિપિમાં નાનો અભિલેખ પણ સુંદર રીતે કોતરવામાં આવ્યો હોય છે (પટ્ટ ૨૧, આ. ૧૪૧-૧૪૨). ૨ થી ૩ સે. મી. ની ચોરસ નાની જગ્યામાં પશુઓની આકૃતિઓનું સબળ નિરૂપણ છે. એમાં વાસ્તવિક સ્વરૂપમાં બધી સ્નાયુગત વિગતો દર્શાવી છે. આ સિંધુ-કલાકારની અનન્ય સિદ્ધિ છે. હડપ્પીય લોકોને બેહરીન, મિસર અને મેસોપોટેમિયા સાથેના વેપારી સંબંધો હોવા છતાં, મુદ્રાઓ અને તોલાં જેવી એમની વેપારની યોજનાઓ આકૃતિ અને વિષયમાં તદ્દન ભિન્ન રહી હતી. લોથલની મુદ્રાઓ રેખાંકનમાં તથા છેદમાં સામાન્ય રીતે ચોરસ અથવા લંબચોરસ પ્રકારની હોય છે અને એની પાછળ સચ્છિદ્ર દટ્ટો હોય છે. ચોરસ પ્રકારની થોડી જ મુદ્રાઓ એના છેદમાં ત્રિકોણ, પંચકોણાત્મક કે સમતલોત્તલ હોય છે. છેલ્લા બે પ્રકારોમાં

પાછળ દટ્ટો હોતો નથી, પરંતુ છેદમાં જ આડી રીતે કે ઊભી રીતે કાણું પાડવામાં આવ્યું હોય છે. ગાળા માટેની કડીવાળી તાંબાની એક જ મુદ્રા લોથલમાંથી મળી છે. મોહેંજો-દડો, દેસલપર અને હડપ્પામાં પણ સેલખડી વગેરેની ચાલુ ચોરસ કે લંબચોરસ મુદ્રાઓ સાથોસાથ તાંબાની તકતીઓ વાપરવામાં આવતી હતી. તુલનાત્મક આનુપૂર્વીની દૃષ્ટિએ, લોથલમાં મળી આવેલી સેલખડીની 'ઈરાની અખાતની મુદ્રા' ખૂબ જ મહત્ત્વની છે. એ રેખાંકનમાં વૃત્તાકાર અને છેદમાં સમતલોત્તલ છે (પટ્ટ ૨૦, આ. ૧૩૬). એના પૃષ્ઠભાગમાં મોટો ઊપસતો દટ્ટો છે, જે સમગ્ર સપાટીને આવરી લે છે. એ સપાટીમાં બે ભાગ પાડવામાં આવ્યા છે: એની એક દિશામાં આડી ત્રેવડી રેખાઓ કોતરી હોય છે અને બીજી દિશામાં છિદ્ર પાડ્યું હોય છે. મુદ્રાના મુખભાગ ઉપર એલમની આકૃતિઓમાં હોય છે તેમ બે માથાવાળો નાગ હોય છે. એની બે બાજુએ બહાર નીકળી આવતી મોટી આંખોવાળાં વન્ય અજકુલનાં બે કૂદતાં પ્રાણીઓ હોય છે. આ પ્રાણીઓ કદાચ હરણ કે બકરા હોય. 'ઈરાની અખાતની મુદ્રાઓ'ની કેટલીક લાક્ષણિકતાઓ રજૂ કરવાનો પ્રયત્ન થયો હોય તેવો એકમાત્ર બીજો દાખલો તે લોથલમાંથી મળેલી સિંધુ કલાકારીગરીની સેલખડીની લંબચોરસ મુદ્રા છે. એમાં લંબચોરસ દટ્ટાની બંને બાજુએ બેવડાં નાનાં વર્તુલ દોરવામાં આવ્યાં છે. લોથલમાંથી મળેલી બીજી અસામાન્ય મુદ્રાઓમાં એવી એક મુદ્રાનો નિર્દેશ કરવો જોઈએ કે જેમાં સિંધુચિહ્નો માત્ર મહોરા ઉપર નહિ, બાજુઓ ઉપર પણ મળે છે.

લોથલમાંથી મળેલ બસોથી વધુ મુદ્રાઓ અને મુદ્રાંકોમાંથી એકે ઉપર માનવ-આકૃતિ નથી. પશુઓની આકૃતિઓમાં પણ લાંબાં શીંગડાં, આગળ પડતી ખૂંધ અને ગોદડીને માટે જાણીતા બ્રાહ્મણી આખલાની ગેરહાજરી તરી આવે છે. હડપ્પા અને મોહેંજો-દડોની જેમ લોથલની મુદ્રાઓમાં કોતરી કાઢવામાં આવેલું સહુથી લોકપ્રિય પ્રાણી એકશૃંગ છે (પટ્ટ ૨૧, આ. ૧૩૭-૧૪૦). આ એકશૃંગ, આખલા જેવું, પ્રાણી કેટલાકને મતે પૌરાણિક આકૃતિ છે. બીજાઓ એને દ્વિશૃંગ પશુ તરીકે બતાવે છે, જેને પડખાભેર ઘડવામાં આવે ત્યારે એ એકશૃંગ પ્રાણી જેવું લાગે. સિંધુ મુદ્રાઓમાં આ પ્રાણી વધુ મોટા પ્રમાણમાં છે અને એની આગળ પવિત્ર અગ્નિપાત્ર જેવું પાત્ર દર્શાવ્યું હોય છે. આ બંને બાબતો સૂચવે છે કે બીજાં પશુઓ કરતાં એના તરફ ખૂબ વધુ આદર હતો. મહત્ત્વની દૃષ્ટિએ એ પછી ટૂંકાં શીંગડાવાળો ખૂંધ વિનાનો આખલો આવે છે, જેને એની સમક્ષ મૂકવામાં આવેલ તગારામાંથી ખાણ ખાતો બતાવવામાં આવ્યો છે. મુદ્રાઓ ઉપર એકશૃંગ અને બકરાની સામે રજૂ કરવામાં આવેલ વસ્તુ તે અગ્નિપાત્ર કે

ધૂપિયા જેવું લાગે છે અને ટૂંકાં શીંગડાવાળા આખલાની સામે મૂકેલી વસ્તુ તે તગારું લાગે છે (પટ્ટ ૫, આ. ૭૯–૮૭). લોથલ સુધ્ધાં હડપ્પીય સ્થાનોમાં મળેલાં માટીકામનાં ઘોડી પરનાં તાસક અને તગારાં મુદ્રાઓમાં કોતરેલાં ધૂપિયાં અને અંતર્ગોળ બાજુવાળા પદાર્થોને મળતાં આવે છે.

સિંધુખીણની મુદ્રાઓ ઉપર સંખ્યાની દૃષ્ટિએ ત્રીજી આકૃતિ હાથીની છે, જે લોથલમાંથી મળેલી માટીની પકવેલી મુદ્રામાં પણ મળે છે. ભારતવર્ષમાં સૌરાષ્ટ્ર પણ હાથીઓનું એક નિવાસસ્થાન હોઈ લોથલના કલાકારે એ પશુનો નજીકથી અભ્યાસ કર્યો હશે, કેમકે એ ઘણી વિગતે કંડાર્યો છે. લોથલમાંથી મળેલ હાથીદાંત અને હાથીના પગનું હાડકું એવું સૂચવે છે કે આ પશુ નજીકમાં જ વસતું હોવું જોઈએ. ખરું જોતાં હાથીદાંતનું કામ લોથલનો મહત્ત્વનો ઉદ્યોગ હતો. લોથલમાંથી મળેલી મુદ્રામાં રજૂ થયેલું બીજું પશુ પહાડી બકરો છે, જેને લાંબી દાઢી અને પાછળ વળતાં શીંગડાં છે. અગ્નિપાત્રનો સંબંધ આ પશુ સાથે છે, હાથી સાથે નહિ. છેલ્લે સેલખડીની ખંડિત મુદ્રા ઉપર જોવામાં આવેલું ખુલ્લા નહોર, ચટાપટાવાળું શરીર અને લાંબી પૂછડી ધરાવતું, જંગલી પશુ વાઘ હોય એમ લાગે છે. કમનસીબે, એનું માથું નષ્ટ થઈ ગયેલું છે. મુદ્રાની છાપ ઉપર રહેલા મિશ્ર પશુને બ્રાહ્મણી આખલાનાં શીંગડાં, આગલા પગ અને મોઢું છે અને સૂંઢ તથા દાંત હાથીના છે. એની પૂછડી સર્પના જેવી ઊભી છે. છેલ્લે, લોથલમાંથી મળેલી સેલખડીની નાનકડી મુદ્રાનો નિર્દેશ કરવો જોઈએ. જેમાં પક્ષીની આકૃતિ અને Y આકારની વસ્તુ છે. આ બીજો આકાર ચિત્રલિપિનું ચિહ્ન હોય.

## ૪. દરદાગીના

હડપ્પીય લોકો આભૂષણોના મોટા ચાહક હતા, જેના અનેક પ્રકારના નમૂના મળી આવ્યા છે. એ એમને ઉપલબ્ધ બધા સંભવિત પદાર્થોમાંથી બનાવેલા છે. એમના દરદાગીનામાં કંઠહાર (પટ્ટ ૨૨, આ. ૧૪૩), લટકણિયાં, વાળીઓ, વીંટીઓ, વલયો અને બંગડીઓનો સમાવેશ થતો હતો. ઘરેણાંઓમાં સહુથી વધુ સંખ્યામાં મળે છે તે અર્ધ–કિંમતી પથ્થરો, સોનું, તાંબું, ફાયેન્સ, સેલખડી, છીપ અને હાથીદાંતમાંથી બનાવેલા વિવિધ આકારના મણકા (પટ્ટ ૨૩, આ. ૧૪૪).

નિકાસ તેમજ ઘરગથ્થુ વપરાશ માટે પોતાનાં કારખાનાંઓમાં ઉત્પન્ન કરવામાં આવેલા પથ્થરી મણકાઓના ભાતીગર રંગો અને આકારોથી લોથલના પથ્થર–કારીગરોની પરિમાર્જિત રુચિ અને પસંદગીની સૂઝ તદ્દન સ્પષ્ટ થઈ રહે છે. એ સાચું

કે મોટા ભાગના કિંમતી પથ્થરોની બહારથી આયાત કરવાની હતી, આમ છતાં એમણે સાધનસામગ્રીની પસંદગીમાં ઊંડી સૂઝ બતાવી છે અને કુદરતી રેખાઓ અને ટપકાંઓનો લાભ લઈ એને ભાતીગર રંગોના અનન્ય પ્રકારના મણકાઓનો ઘાટ આપ્યો છે. 'કાર્નેલિયન,' અકીક, 'કેલ્સેડની' 'જેસ્પર,' ઓપલ, ઓનીક્સ, ક્રિસોપ્રેઝ, પ્લેઝ્મા, સ્ફટિક, વૈદૂર્ય, સાર્ડ અને એમેઝોન પથ્થર જેવાં અર્ધ-રત્નોનો એમણે ઉપયોગ કર્યો હતો, જેમાં ખૂબ જાણીતાં તે અકીક, 'જાસ્પર' અને 'કાર્નેલિયન' છે, કારણ કે એને માટેનો કાચો માલ વિપુલતાથી મળતો હતો. એ નોંધવું જોઈએ કે લોથલની પડતી પછી જેને કેટલાક વિદ્વાનોએ મહીનગર કે મીનનગર તરીકે ઓળખાવેલ છે તે નગરામાં, અને એનાથી મોડે સ્તંભતીર્થ એટલે કે ખંભાતમાં મણકા-ઉદ્યોગે વિકાસ સાધેલો દેખાય છે. ખંભાત નજીક આવેલ પ્રાચીન ઐતિહાસિક સ્થળ નગરામાં ઉત્ખનનથી અકીક અને 'કાર્નેલિયન'ના ઘણા મણકાઓ મળી આવ્યા છે. ખંભાતમાં, ઉત્પાદનની જુદી જુદી કક્ષાએ પહોંચેલા અર્ધ-કિંમતી મણકાઓ ભરેલી માટીની બે મોટી કોઠીઓ ઈ. સ. ની ૧૧મી સદીની બે અભિલિખિત જૈન પ્રતિમાઓ સાથે મળી આવી છે. આ પ્રમાણથી એ સ્પષ્ટ છે કે મણકા-ઉદ્યોગ ખંભાતના અખાતના માથે આવેલાં લોથલ, નગરા અને ખંભાતમાં છેલ્લાં ચાર હજાર વર્ષ કે એનાથી વધુ સમયથી ક્રમિક રીતે વિકસેલો ઉદ્યોગ છે. ખંભાતના મણિયારો, હડપ્પીય પથ્થર-કારીગરોએ ઈ. પૂ. ૨૪૦૦માં જે વિકસાવી હતી તે જ પ્રક્રિયાનું અનુસરણ કરતા આવ્યા છે.

લોથલમાંથી પથ્થરના મણકાઓના કેટલાક અનન્ય કહેવાય તેવા પ્રકાર મળ્યા છે. ખૂણાઓની સાવધાની ભરેલી પસંદગી દ્વારા એ સલાટ એવા મણકાઓ ઉત્પન્ન કરતા હતા કે જેમાં આંખ જેવા ભાગો ઉપર ભાર આપવામાં આવ્યો છે. એ મણકા જોડા-ઘાટના અને એક બાજુ સપાટ તો બીજી બાજુ ઉત્તલ હતા. લોથલના સલાટોએ ઘડેલાં હડપ્પીય ઘરેણાંઓમાં બીજા દુર્લભ પ્રકારો તે અકીકના દ્વિનેત્ર મણકા તેમજ 'જાસ્પર'ના પટ્ટાવાળા અને સોનાની ટોચવાળા મણકા છે. ભઠ્ઠીમાં અકીકને પકવીને તેઓ એમાંથી કાર્નેલિયન બનાવતા હતા અને વળી સખત પથ્થર ઉપર પણ કોરી શકતા હતા, એ હકીકત જ તેઓએ પ્રયોજેલી રાસાયણિક પ્રક્રિયાઓનું ઉચ્ચ કોટીનું જ્ઞાન દર્શાવે છે. કાર્નેલિયન મણકાઓમાં કોતરકામ ગરમ કરવામાં આવેલા પથ્થરમાં ક્ષારથી ભેદીને કરવામાં આવતું હતું. કોતરવામાં આવેલી ભાતો તે સકેંદ્ર વર્તુલો અને 8 ની આકૃતિ હોઈ લોથલે આવા કોતરણીવાળા મણકા સહુથી મોટા પ્રમાણમાં ઉત્પન્ન કર્યા હોઈ તો, જ્યાં

આવી કોતરણી કરવાની રીત ઉદ્ભવી હતી તેવું કેંદ્ર હોવાનો વાજબી રીતે દાવો કરી શકે.

હડપ્પીય લોકો અતિશય કઠિનતા ધરાવતી એવી પકવેલી સેલખડીના હજારો બારીક મણકા બનાવતા હતા. કાચો માલ નૂતન પાષાણયુગનાં સ્થાનોમાંથી આયાત કરવામાં આવ્યો હોવો જોઈએ, જે સ્થાન હાલના માયસોર–આંધ્રના બેલારી, રાયપુર અને કર્નૂલ જિલ્લાઓમાં આવેલાં છે. ગુજરાતમાં સેલખડીનાં જાણીતાં પ્રાપ્તિસ્થાન હડપ્પીય સમયમાં દુર્ગમ હતાં અને જે સ્થાનિક માલ મળતો હશે તે એની ઊતરતી કક્ષાની ગુણવત્તાને લઈ વપરાયો જણાતો નથી તેમજ આજથી બસો વર્ષ પહેલાં કોઈ સમયે એના ઉપર કામ કરવામાં આવ્યું નહોતું. લોથલમાંથી મળેલા સેલખડીના ગોળ છેદવાળા નળાકાર મણકાને શારડીથી વેહ પાડેલી ત્રિ–પત્તી ભાતથી સુશોભિત કરવામાં આવ્યો છે. ભારત બહાર અાકના સાર્ગોનના સમયના સ્તરોમાં ત્રિ–પત્તી ભાત જોવામાં આવી છે, જ્યાં બીજા થોડા હડપ્પીય પદાર્થો પણ મળી આવ્યા છે. સેલખડીનો ઉપયોગ બટન, દાંતાવાળા ચક્કરના ઘાટનાં કાનનાં ઘરેણાં, અને ફૂલોની ભાતનાં શિરોભૂષણો બનાવવામાં પણ થતો હતો.

એ મણકા, બંગડીઓ, વીંટીઓ, લટકણિયાં અને કાન તથા મસ્તકનાં ઘરેણાં બનાવવા માટેનો બીજો વ્યાપક પદાર્થ ફાયન્સ હતો. ફાયન્સ બનાવવા માટેનો રગડ ક્વાર્ટ્ઝ સાથે ચૂનાનું મિશ્રણ કરીને બનાવવામાં આવતો હતો. લોથલ, હડપ્પા, મોહેંજો–દડો અને પ્રભાસમાં મળતા ફાયન્સના વિભાગાંકિત મણકા ચોક્કસ વિશિષ્ટતા ધરાવે છે, કારણ કે લોથલ પશ્ચિમ એશિયામાંની આર્ય વસાહતોની સાથે ઘણી વાર સંકળાયેલું છે.

લોથલમાંના સોનાના મણકા અત્યંત બારીક કારીગરીને માટે જાણીતા છે. કેટલાક લંબાઈમાં ૦.૧૨ સે.મી. થી પણ નાના છે, છતાં એ તદ્દન મજબૂત હોય છે અને સરળતાથી પરોવી શકાય તેવા છે. એ મણકા કંઠ–હારમાં ત્રણ લંબચોરસ અંતરાલ–મણકા અને બે D પ્રકારના છેડાના મણકા સાથે વપરાતા હતા. ધરીરૂપ નળી સાથેના સોનાના ચક્કર ઘાટના નવ મણકા વેપારીના મકાનમાંથી મળેલાં ઘરેણામાંના છે; એ ઉરના શાહી સ્મશાનમાંથી મળેલા સોના ચાંદીના મણકાઓને ખૂબ મળતા આવે છે. વાળના ચોટલામાંથી કપાળ પર લટકતા રાખવામાં આવતા શંકુ આકારના પોલા પદાર્થો, કાનનાં ઘરેણાં તરીકે વપરાતી અંદરના ભાગમાં આંકડી કડી સાથેની શંકુ આકારની પાંદડીઓ અને કાનનાં બૂટિયાં તરીકે વપરાતી લંબગોળ આંખવાળી શંકુ આકારની સળીઓ લોથલમાંથી મળેલાં શણગારનાં

બીજાં ઘરેણાં છે. આ બધા પદાર્થો સોનાના બનાવેલા છે. લોથલના સોનીઓ ઝારણ કરવાનું, ઢોળ ચડાવવાનું અને અર્ધ-કિંમતી પથ્થરોને સોનાની પતરીઓથી મઢવાનું જાણતા હતા.

એ સાચું કે તાંબાની આયાત કરવામાં આવતી હતી, આમ છતાં બંગડીઓ, ચૂડીઓ, કાનની કડીઓ અને આંગળીની વીંટીઓ, લટકણિયાં, વાળમાં નાખવાની સળીઓ વગેરે બનાવવા તાંબાનો ઉપયોગ થતો હતો. સળ પાડેલા બહારના ભાગવાળી બંગડી એ લોથલમાંથી મળેલો એક નોંધપાત્ર પ્રકાર છે. ગોળ કે અર્ધ-ગોળ, તાર કે પટ્ટીમાંથી બનાવેલી વીંટીઓમાં એક પ્રકાર એવો છે કે જેને હિંદુઓની લસવીંટીઓ અને ક્નોસોસની મિનોઅન ૨ ના સ્તરોમાંથી મળેલી ગૂંચળાવાળી સોનાની વીંટીઓની સાથે મળતાં આવતાં બેવડી-ગૂંચવાળાં માથાં છે. આ પ્રકાર સમય આ માંનો નોંધપાત્ર પ્રકાર છે.

## ૫. ઓજારો અને હથિયારો

ઓજારો અને હથિયારો બનાવવાના કામ માટે હડપ્પીય લોકો હજી પથ્થરને બદલે તાંબા-કાંસાના ઉપયોગ તરફ પૂરેપૂરા વળ્યા નહોતા. મોટા પ્રમાણમાં તેઓ હજી પથ્થર ઉપર આધાર રાખતા હતા, જોકે ગુજરાતના સમુદ્રકાંઠાના પ્રદેશમાં ધાતુના જેવી જ પથ્થરની અછત હતી. પતરીઓ, તોલાં ( પટ્ટ ૨૪, આ. ૬૪૫ ) અને મણકા બનાવવા જોઈતી ચર્ટ અને અકીકના રેતિયા પથ્થરોની વધુ સુંદર જાતોની અનુક્રમે સિંધ અને દક્ષિણ ગુજરાતમાંથી આયાત કરવામાં આવતી હતી. જીન ઘાટની નિશાઓ, ઘંટીઓ, નિશાતરા, ખત્તા, હથોડા અને ગદાનાં માથાં બનાવવા માટેના રેતિયા અને ચૂનેરી પથ્થરોની વધુ ખરબચડી જાતો સૌરાષ્ટ્રના મધ્ય ભાગમાંથી આવતી હતી. કોઈ બીજા હડપ્પીય સ્થળમાંથી જાણવામાં નથી આવી તેવી પથ્થરની દળવાની અવનવી ઘંટી દાખલ કરનારા લોથલના કારીગરની શોધબુદ્ધિને યોગ્ય યશ આપવો જોઈએ. એને ચંદ્દા જેવા મથાળા ઉપર ગોળાકાર ઓરણી અને કંઠની નીચે ઊભો હાથો ( peg ) ખોસવા ચોરસ બાકું હોય છે. એનો નીચેનો ભાગ વધુ ભારે અને રેખાંકનમાં વૃત્તાકાર હોવો જોઈએ. આવી ઘંટીઓ નેવાસામાં ઈ. પૂ. બીજી સહસ્રાબ્દીમાં વપરાવી શરૂ થઈ હતી. તાંબાની અણીદાર આર અને સળીઓના ઢાળા પાડવા માટેનાં પથ્થરનાં બીબાં પણ લોથલમાંથી મળી આવ્યાં છે.

ધાતુની અછતને કારણે પથ્થરની પતરીઓ કલમ છોલવાની છરીઓ તરીકે કે મિશ્ર ઓજારો તરીકે વપરાવી ચાલુ રહી. સક્કર-રોહરી કે કોઈ બીજા

પ્રદેશમાંથી આયાત કરવામાં આવેલા દાણાદાર ચર્ટમાંથી એ અહીં જથ્થાબંધ તૈયાર કરવામાં આવતી હતી. દાતરડા જેવું મિશ્ર ઓજાર બનાવવા માટે પીંડવાળી પતરીઓને લાકડાના કે હાડકાના હાથામાં બેસાડવામાં આવતી હોવાનું જણાય છે. બીજી પતરીઓ એકલી વાપરવામાં આવતી હશે. લોથલની ચીપિયા-ઘાટની પતરીઓ કાતરણી તરીકે કામ લાગતી હતી, જ્યારે ચર્ટની અણીઓનો આર અને કોતરણી તરીકે ઉપયોગ થતો. પોપટની ચાંચ જેવાં અણિયાં ખોપરીમાં કાણું પાડવાના ઉપયોગમાં આવતાં હતાં.

લોથલના કારીગરોએ ઉત્પન્ન કરેલી વિજ્ઞાને નોંધ લેવા જેવી મહત્ત્વની ચીજ તે રેખા-માપન માટે વાપરવામાં આવેલી હાથીદાંતની પટ્ટી છે. એની પહોળાઈ ૧૫ મિ. મી. અને જાડાઈ ૬ મિ. મી. છે; એની પ્રાપ્ય લંબાઈ ૧૨૮ મિ. મી. છે. ૪૬ મિ. મી. ની લંબાઈમાં ૨૭ રેખાઓ જોઈ શકાય છે. બે લીટીઓ વચ્ચેનું સરેરાશ અંતર ૧.૭ મિ. મી. નું છે. આવા વીસ વિભાગો મોહેંજો-દડોની માપપટ્ટી ઉપર નોંધવામાં આવેલાં બે વર્તુલોની વચ્ચેના અંતરની લગભગ બરાબર છે. ત્યાંની માપપટ્ટીમાં રોકાયેલી જગ્યા ૩૩.૪૬ મિ. મી. છે. લોથલની માપપટ્ટી ઉપરની પાંચમી રેખા બીજી રેખાઓ કરતાં થોડીક વધુ લાંબી છે; એ પરથી કલ્પી શકાય છે કે પટ્ટીનું દશાંશ પદ્ધતિમાં વિભાજન થતું હતું. મોહેંજો-દડોની માપપટ્ટી પ્રમાણેનો એકમ ૬૭.૦૫૬ મિ. મી. કહેવાય છે; વિભાગદીઠ રેખાંકન-(graduation)ની મધ્યમ ક્ષતિ ૦.૦૭૫ મિ. મી. છે. લોથલમાં પણ એકમ ૬૭.૦૫૬ મિ. મી. નો છે, પરંતુ વધુ ચોકસાઈ( accuracy )નાં પ્રયોજનો માટે એને વધુ નાના પેટાવિભાગોમાં વિભક્ત કરેલ છે. સિંધુ મુદ્રાઓ મોહેંજો-દડોની માપપટ્ટી ઉપરના વિભાગો કરતાં લોથલની માપપટ્ટીઓના વધુ નાના વિભાગોની ગણતરીએ વધુ ચોકસાઈથી માપી શકાય છે. એવું દેખાય છે કે પાદ અને હસ્ત એ બંને રેખા-માપન માટેના એકમ ગણાયા હતા; આમાંના પહેલાની લંબાઈ ૧૩.૨ ઈંચ (૩૩.૫ સે. મી.) અને પછીનાની ૨૦.૩ થી ૨૦.૮ ઈંચ (૫૧.૫ થી ૫૨.૮ સે. મી.) છે. લોથલમાંનાં મકાન "પાદ"ના પૂરા એકમોની રીતે માપી શકાય એમ છે; દા. ત. તબક્કા ૪ અ માંના મકાન નં. ૧૫૯ નું માપ ૪૦×૨૦ એકમ છે, અને વખારનું ૧૧૭×૧૨૩ એકમ છે. વળી એ પણ નોંધવું જોઈએ કે લોથલની માપપટ્ટી (૧.૭૭ સે. મી.)પરના પહેલા દસ વિભાગ એ "અંગુલ"ના પ્રાચીન ભારતીય એકમની વધુ નજીક છે. રાજુ અને માઇકરના મત પ્રમાણે "અર્થશાસ્ત્ર"નો અંગુલ ૧.૭૮૬ સે. મી. ની બરાબર છે.

લોથલમાંથી હાથીદાંતના મળેલા બીજા પદાર્થ લંબાઈમાં ૬.૫ થી ૧૨.૭ સે. મી. સુધીના માપની શંકુ-આકારની શલાકાઓ છે. લોથલમાં એનો શો ઉપયોગ હતો

એ જાણવામાં આવ્યું નથી; પરંતુ ઉત્તર સીરિયાના રાસ-શામરામાં અદલોઅદલ એવી જ શલાકાઓ મળેલી છે, એ હકીકત એવું સૂચવે છે કે લોથલમાંથી મેસોપોટેમિયા અને એનાતોલિયાનાં સ્થળોમાં હાથીદાંતના બીજા પદાર્થો સાથે એની નિકાસ થતી હતી.

હવે આપણે છીપનાં બનાવેલાં ઓજારો અને સાધનોનો વિચાર કરીએ. વાંકી, પણ તીક્ષ્ણ અણીવાળી અને બરોબર પકડ લેવાને માટે હાંસમાં બુઠ્ઠી કરેલી કોતરણીઓ ( engravers ) ખાસ નોંધપાત્ર છે. એનો ઉપયોગ સેલખડીની અને પકવેલી માટીની મુદ્રાઓ કોતરવામાં થતો હતો. લોથલમાંથી મળેલું ભારે વૈજ્ઞાનિક મૂલ્ય ધરાવતું સાધન બેઉ બાજુ ચાર ચાર એવી આઠ ઊભી ફાંસવાળો છીપનો પોલો નળાકાર પદાર્થ છે. એક બાજુની હાંસની સામેની ફાંસોને દોરીથી જોડવામાં આવે તો તેઓ એકબીજાને કાટખૂણે કાપે છે. જો બંને બાજુની હાંસની સામેની ફાંસો જોડતી બધી રેખાઓ એક જ સપાટી ઉપર દોરવામાં આવે તો એ એકબીજીને મધ્યમાં છેદે છે અને એ રીતે આઠ રેખાઓથી પડેલા ખૂણા બરોબર પિસતાળીશ અંશના થાય છે. સ્પષ્ટતઃ આ સાધન અત્યારનો કમ્પાસ કરે છે તે જ કાર્ય આપતું હોવું જોઈએ અને જમીનની માપણી તેમજ રસ્તા અને મકાનોનું તલમાન નક્કી કરવાના ઉપયોગમાં આવતું હોવું જોઈએ. માર્શલે એને દેહાભૂષણ તરીકે ગણ્યું છે, પરંતુ વીંટીનું કામ આપવાને માટે એ ખૂબ જાડું પડે છે અને લટકણિયા તરીકે લટકવાને માટે બંધ બેસે તેવું નથી.

ઓજારો અને હથિયારો બનાવવા માટેનો સહુથી અનુકૂળ અને ટકાઉ પદાર્થ નિઃશંક રીતે તાંબું અને એનાં મિશ્રણ હતાં, જેનું હડપ્પીય લોકોને સારું જ્ઞાન હતું. તાંબું અને કલાઈ આયાત કરવામાં ભારે કિંમત પડતી હોવા છતાં સુતારો, કડિયા, માછીઓ, વહાણ બાંધનારાઓ અને તામ્રકારોને જોઈતાં ઓજાર બનાવવામાં તેઓ ધાતુઓનો બહોળો ઉપયોગ કરતા હતા. કેટલાક વિદ્વાનો માને છે કે હડપ્પીય લોકોને કાંસું બનાવવાનું આવડતું નહોતું અને તેથી તેઓ તૈયાર કરેલા કાંસાની આયાત કરતા હતા. તેઓ વળી એમ સૂચવે છે કે સિંધુખીણના તામ્રકારો ખૂબ જ રૂઢિચુસ્ત હતા અને ધાતુનાં ઓજાર અને હથિયાર બનાવવામાં જૂની થઈ ગયેલી હુન્નર-પદ્ધતિઓનું અનુસરણ કરતા હતા. એક કરતાં વધુ ટુકડાઓનાં બીબાંનો ઉપયોગ ધરાવતાં મિશ્રિત હથિયાર બનાવવાનું એમને જ્ઞાન નહોતું એમ કહેવામાં આવે છે. આમાંની કેટલીક દલીલોની પરીક્ષા કરીએ.

એ સાચું છે કે હડપ્પીય ધાતુકારો ઢાળ પડતી સપાટીવાળા કે સપાટી વિનાના ચપટ સેલ્ટ જેવાં ઓજારોના મોટે ભાગે પ્રાથમિક કક્ષાના ઘાટ બનાવતા હતા, જ્યારે સુમેર અને એલમના ધાતુકારો એ જ સમયમાં હાથો ઘાલવાના બાંકાવાળી વિકસિત પ્રકારની કુહાડી બનાવતા હતા અને હાથા કરવાના સિદ્ધાંત માત્ર કુહાડીઓને જ નહિ, ખંજર અને ભાલાને પણ લાગુ પાડતા હતા. હડપ્પા, મોહેંજો-દડો અને ચાન્હુ-દડોમાં ઘડાયેલાં ઢાંકણાં, છરીઓ, અસ્તરા અને ભાલા જેવા જુનવાણી થઈ ગયેલા ઓજાર-પ્રકારોને વિશે બોલતાં પિગૉટ [૧૨] કહે છે કે "સંસ્કૃતિનું કુંભારકામ જેવું પ્રેરણા વિનાનું સામાન્ય કોટિનું છે તેવું આ પણ છે" અને ઉમેરે છે કે હડપ્પીયોએ ઉત્પન્ન કરેલી ચીજોને રૂઢિચુસ્તના નિર્જીવ હાથને કારણે સહન કરવું પડ્યું હતું. એવી ફરિયાદ કરવામાં આવે છે કે સમાન ધોરણ સાચવવાના વલણે અને લગભગ ચોખલિયા પ્રકારના ઉપયોગિતાવાદે કલાકાર કે કારીગરને સ્વતંત્રતા રહેવા દીધી નહિ, પરંતુ સત્ય તો એ છે કે હડપ્પીય લોકો, પશ્ચિમમાં બીજાઓ સમજ્યા અને શીખ્યા તે પૂર્વે જ ઘણા સમય ઉપર, સમાન ધોરણ અપનાવવાના લાભની કદર કરવાનું સમજ્યા અને શીખ્યા હતા. કુંભારકામ અને ઈંટો સહિતના હડપ્પીય ઉત્પાદનમાંની પ્રબળ એકરૂપતાનો આનાથી ખુલાસો મળી જાય છે. વિશાળ સામ્રાજ્યમાં સર્વત્ર ધાતુનાં ઓજારો અને હથિયારોનાં ઘાટ અને કદના વિષયમાં સમાન ધોરણને વળગી રહેવાની ક્રિયાએ ઓછે ખર્ચે મોટા પાયા ઉપર ઉત્પાદન કરવાની સરળતા કરી આપી હતી અને ઉત્પાદક તેમજ ગ્રાહક બંનેને ફાયદો કરી આપ્યો હતો. આજે પ્રત્યેક સભ્ય સમાજ તોલાં અને માપનું સમાન ધોરણ કરવાનો યત્ન કરે છે, જે હડપ્પીય લોકોએ ચાર હજાર વર્ષ પૂર્વે સિદ્ધ કર્યું હતું. પ્રાક્-સ્વાતંત્ર્ય ભારતમાં આવી એકરૂપતાના અભાવે ઊભી થયેલી અંધાધૂંધી ખૂબ જ જાણીતી છે. આ સાથે યાદ રાખવું જોઈએ કે પ્રાંતીય ફેરફાર અસ્તિત્વમાં હતા.

હડપ્પીય લોકોને એકથી વધુ ટુકડાઓનાં બીબાંના ઉપયોગને સમાવતી નષ્ટ મીણની હુન્નર-પદ્ધતિનું સંગીન જ્ઞાન હતું. મોહેંજો-દડોની સુંદર નૃત્યાત્મક આકૃતિ અને લોથલમાંની કૂતરાની બારીક આકૃતિ એ ઉક્ત હુન્નરપદ્ધતિ અપનાવ્યાનો પ્રબળ પુરાવો છે. શાંતિચાહક પ્રજા તરીકે તેઓ યુદ્ધ અને વિજય કરતાં વેપાર અને નફામાં વધુ રસ ધરાવતા હતા અને તેથી, તેઓ વિકસેલી હુન્નરપદ્ધતિ જાણતા હતા છતાં સંહારક હથિયારોનું ઉત્પાદન કરવા આતુર નહોતા. એમને તાંબાનાં પાતળાં પતરાંનાં બનાવેલાં જુનવાણી પ્રકારનાં બાણ-ફળાં, ખંજરો અને ભાલાંનાં ફળાંથી સંતોષ હતો, જે ચપોચપ જોડાયલાં હતાં, પરંતુ પક્ષીઓ અને

પશુઓનો સંહાર કરવા પૂરતાં જ એ પ્રબળ હતાં. એમને શત્રુઓ ચડી આવશે એવી કોઈ ધારણા હતી નહિ અને તેથી વિકસિત પ્રકારનાં લડાયક હથિયારોની એમને જરૂર નહોતી. મિશ્ર ધાતુ બનાવવાના એમના જ્ઞાનના વિષયમાં પૂરતો પુરાવો છે કે તેઓ ચોખ્ખું તાંબું પ્રાપ્ત કરી કાંસું બનાવવાને માટે જોઈતા પ્રમાણમાં કલાઈ ઉમેરતા લોથલમાંથી મળેલા તાંબા-કાંસાના પદાર્થોમાં રહેલી કલાઈનું પ્રમાણ બતાવતો નીચેનો કોઠો એવા અભિપ્રાયને ટેકો આપે છે કે ઓજારો અને હથિયારો અથવા કોતરણીઓ અને ભાલાંના ઉત્પાદન કરતાં બંગડીઓ અને સળીઓની બનાવટમાં કલાઈ વધુ પ્રમાણમાં વાપરતા હતા. તેઓ એ પણ જાણતા હતા કે કલાઈ દસ ટકાથી વધુ વાપરવામાં આવે તો ઓજાર બટકણાં થઈ જાય; તેથી, નીચે બતાવ્યું છે તેમ, સામાન્ય રીતે ઓછા ટકા વાપરવામાં આવતા:

| અંક | પદાર્થ | કલાઈનો અંશ |
|---|---|---|
| ૧. | ભાલું | ૨.૨૭ ટકા |
| ૨. | કોતરણી | ૩.૯૬ " |
| ૩. | અરીસો | ૫.૪૭ " |
| ૪. | ફાંસવાળી સળી | ૯.૦૨ " |
| ૫. | ટાંકણું | ૯.૬૨ " |
| ૬. | બંગડી | ૧૧.૮૨ " |
| ૭. | સળી | ૧૩.૮૦ " |

લોથલ અને રંગપુરમાંના તાંબા અને કાંસાના પદાર્થોમાંનાં મિશ્રણ અને હુન્નરપદ્ધતિના કાળજીપૂર્વક અભ્યાસ પછી ભારતના પુરાવસ્તુકીય રસાયણશાસ્ત્રી ડૉ. બી. બી. લાલ કહે છે કે "આ પદાર્થોનો અભ્યાસ બતાવે છે કે એ સમયના કારીગરને ઢાળા પાડવાની અને ઘડવાની હુન્નરપદ્ધતિનો સારો ખ્યાલ હતો. અનુપચયન કરનાર ( de-oxidising ) તત્ત્વ તરીકે અને તાંબાને સખત કરવા માટે કલાઈનો ઉપયોગ પણ જાણીતો હતો." તાંબાના પદાર્થોના વિષયમાં એ નોંધવું જોઈએ કે સેલ્ટમાંના કલાઈના અંશનું પ્રમાણ ૨.૬૦ થી ૪.૦૯ ટકા સુધીનું રહેતું, પરંતુ ધરીમાં એ ૫.૨૮ ટકા સુધીનું થતું. આમ છતાં રંગપુરમાંથી મળેલી બંગડીમાં, લોથલની બંગડીઓમાં પણ છે તેમ, કલાઈ ૧૧.૦૭ ટકા હતી.

લોથલના ધાતુકારોએ તૈયાર કરેલાં થોડાં ચોક્કસ પ્રકારનાં હથિયારોની હવે વિચારણા કરીએ. લોથલ સહિતનાં હડપ્પીય સ્થળોમાંથી મળેલું ખચકા સાથેનું

પાંદડાના આકારનું પાતળું ભાલું (ભાલાનું ફળું) એ લગભગ છરી જેવું છે (પટ્ટ ૨૪, આ. ૧૩૬). મધ્ય ભાગના ટેકાનું કામ આપતા ઊભા ધાટે ચિરાયેલા લાકડાના હાથામાં એ ખોસાતું હોવું જોઈએ. લોથલમાંથી મળેલાં ભાલાનાં બે ફળાંને પકડમાં રાખવા માટેનાં વીંધ છે. ખંજરો લંબાઈમાં ૩ થી ૧૦ સે.મી.નાં છે, પરંતુ એ યુદ્ધમાં વાપરી શકાય તેવાં મજબૂત નથી. એમાંના એકને વાળેલો ગાળો છે અને બીજાને કાણાવાળી અણી છે. નિઃશંક રીતે ભાલા તરીકે વપરાતું હશે તેવા ફરી વાળેલા પેચદાર અણિયા સાથેનું ચપટ, પાંદડા ઘાટનું પાનું લોથલમાં મળતું નથી. આ પ્રકાર સિંધુ સભ્યતામાં વિશિષ્ટ છે અને ભારતીય ઉપખંડની બહાર એ માત્ર હિસ્સરમાં સમય ૩ માં મળે છે. લોથલમાંનાં તાંબાનાં બાણ-ફળાં પાતળાં, ચપટ અને સાંકડા ચકલી-પૂછડિયા આંકડાવાળાં છે, પણ એને હાથામાં ખોસવાની અણી નથી. છેલ્લે એક એવા મહત્ત્વના ઓજાર-પ્રકારની વાત કરીએ કે જે યુદ્ધના હથિયાર તરીકે અથવા લાકડાં કાપવાના સાદા ઓજાર તરીકે વાપરી શકાતું હોય. એ પાનાવાળી કુહાડી છે કે જેની લોથલમાં ત્રણ અલગ અલગ જાત તારવી શકાય છે. લાંબા સાંકડા પાનાવાળી અને લગભગ સમાંતર બાજુઓ ધરાવતી કુહાડી સિંધુખીણ અને લોથલમાં સામાન્ય હતી. બીજો પ્રકાર પહોળું પાનું અને બેઉ હાંસની જરાક અવતલતા ધરાવતી ચપટ કુહાડીનો છે. એ હડપ્પા, મોહેંજો-દડો, ચાન્હુ-દડો, રંગપુર અને લોથલમાં મળી આવે છે. ત્રીજો પ્રકાર તે પટ્ટીમાં હાથા માટેના બાકોરાવાળી કુહાડીનો લાગે છે, પણ એ તૂટેલો છે. લોથલમાં આ ત્રણ જાણીતા પ્રકારો ઉપરાંત બીજના ચંદ્રના આકારની કિનારવાળી અવનવી કુહાડી મળી છે, પરંતુ કમનસીબે કિનારો અને બીજના ચંદ્રના આકારની હાંસની સામેની ધાર ભાંગી પડી છે. એ ભાંગેલી ધાર કાપવાનું કામ આપે તેવી તીક્ષ્ણ હતી કે કેમ એ જાણવામાં આવ્યું નથી. એની કિનારોનો આકાર બાજુઓ ઉપર કેવો હતો એ વિશે પણ કહેવું એટલું જ અચોક્કસ છે. સપાટી ઉપર બધે ધ્યાન ખેંચે તે રીતનાં હથોડાનાં નિશાન જોવામાં આવે છે અને કેટલાક વિદ્વાનોએ સૂચવ્યું છે કે આ કુહાડીનો ઉપયોગ ધાતુ-કામમાં થતો હતો, જ્યારે બીજાઓ એને ધાર્મિક ક્રિયાનું પ્રયોજન આરોપે છે. ઉત્તર પ્રદેશમાંના બિસૌલીમાંથી મળેલી માનવાકાર ઘાટની કુહાડી સાથે એની કેટલીક વાર સરખામણી કરવામાં આવે છે. જોકે ઢાળો પાડવો અને પછી હથોડાથી ટીપવું એ બેઉ કિસ્સાઓમાં અપનાવવામાં આવેલી હુન્નરપદ્ધતિ સમાન છે, આમ છતાં વાપરવામાં આવેલી ધાતુનું સંયોજન, નીચેના કોઠામાં બતાવ્યું છે તે પ્રમાણે, ભિન્ન ભિન્ન પ્રકારનું છે :

| પદાર્થ | તાંબું | સીસું | નિકલ | લોઢું | કલાઈ |
|---|---|---|---|---|---|
| ૧. લોથલની કિનારવાળી કુહાડી | ૯૬.૨૭ | ૨.૫૧ | સ્વલ્પ | સ્વલ્પ | સ્વલ્પ |
| ૨. બિસૌલીની મનુષ્યાકાર આકૃતિ | ૯૮.૭૭ | – | ૦.૬૬ | – | – |

આથી લોથલની કિનારવાળી કુહાડી ગંગાની ખીણમાંના તાંબાના સંગ્રહમાંથી આવી એ શંકાસ્પદ છે, પરંતુ એ નિઃશંક છે કે એ પ્રકારવિદ્યા અને હુન્નર-પદ્ધતિની દૃષ્ટિએ બિન-હડપ્પીય છે. બિસૌલીની કુહાડીમાં નિકલના ટકાનું પ્રમાણ ઊંચું છે અને એ ક્યાંથી આવી એ જાણવામાં આવ્યું નથી.

લોથલના કારીગરોને જોઈતાં આંકડીવાળા ગલ, દાતરડાં, ધારવાળી શારડીઓ, આર અને સોય જેવાં તાંબા અને કાંસાનાં ઘણાંખરાં ઓજાર સ્થાનિક રીતે બનાવવામાં આવતાં હતાં અને પ્રકારની દૃષ્ટિએ એ હડપ્પીય છે. વળેલી ફાંસવાળી શારડી અને રંદો—સુતારને અને વહાણ બનાવનાર બંનેને ઉપયોગનાં—, ભોંકવા બાજુના છેડાએ વીંધવાળી સોય અને વળાંકવાળી કરવત જેવા નવા ઓજાર-પ્રકારોના સર્જનમાં લોથલના ધાતુકારોની શોધકબુદ્ધિ વ્યક્ત થાય છે.

લોથલમાં ઉત્પન્ન કરવામાં આવેલા આંકડીવાળા ગલ જુદા જુદા માપના મળે છે અને એને ગોળાકાર છેદ હોય છે. એ સામાન્ય રીતે કલાઈવાળા કાંસાના બનાવવામાં આવ્યા હોય છે. તાંબાના મિશ્રણવાળાં નાજુક ઓજારોમાં ભોંકવાના છેડે અર્થાત્ સામે છેડે વીંધવાળી સોય, કાટખૂણિયા અંતર્વૃત્ત છેદના પાનાવાળી દાંતાની કરવત અને મોચીના ઉપયોગની આર છે. વૃત્તાકાર કરવત માનવની ખોપરી શારવાના કામ માટે અથવા તો નળાકાર પદાર્થોમાંથી ફાંસ પાડવાના કામ માટે વપરાતી હોય. પ્યાલાં, સજ્જડ બેસાડેલી બરણીઓ, ચમચા અને સાંકળીની કડીઓ (chain-links), તાંબામાંથી બનાવેલા ઘરગથ્થુ ઉપયોગ માટેના બીજા પદાર્થ છે. લોથલના લોકોની પ્રસાધન-સામગ્રીમાં તાંબાના અરીસા, વાળમાં ખોસવાની સળીઓ અને કાન-ખોતરણીઓ હતી. અરીસો રેખાંકનમાં અંડાકાર છે, પરંતુ એનો હાથો ભાંગી ગયો છે.

લોથલમાં ધાતુકામને કારણે ભઠ્ઠીઓ અને કારખાનાંઓની જરૂર ઊભી થઈ. તબક્કા ૨ નું જણાયેલું સહુથી પ્રાચીન ધાતુ-કારખાનું નગરની ઉત્તર બાજુની સીમા પર આવેલું હતું. રેખાંકનમાં એ ગોળાકાર છે અને એને એક છેડે

બળતણ માટેનું બાકોરું છે. પકવેલી માટીનું એક મોટું કુલડું ( crucible ) અને એની નજીકથી મળેલું તાંબાનું પતરું એવું સૂચવે છે કે ત્યાં તામ્રકાર કામ કરતા હતા. તામ્રકારોએ વાપરેલું બીજું બાંધકામ તે બજારના રસ્તામાં તખક્કા ૪ માં બાંધેલું બે ખંડવાળું કારખાનું છે. ઊભી મૂકેલી ઈંટોની બનાવેલી ૬૦.૭૫ સે. મી.ની લંબચોરસ ભઠ્ઠી અને વપરાશનાં એંધાણ ધરાવતો રેતિયા પથ્થરનો ઘનાકાર પણ અહીં હજીયે જોવા મળે છે. ધાતુકામમાં વપરાતા બીજા પદાર્થ તે માટીની પકવેલી જાડી ખરબચડી દીવાલોવાળી કુલડીઓ, પથ્થરનાં ગદા-માથાં તથા તાંબા અને કાંસાનાં દાતરડાં છે. નીચલા નગરને ઉત્તર છેડે બાંધવામાં આવેલું, પાંચ અંતર્યુક્ત કૂંડી જેવી ઈંટની વંડીઓ ધરાવતું મોટું ધાતુ-કારખાનું બતાવે છે કે એક છાપરા નીચે અનેક તામ્રકારો કામ કરતા હતા. અહીં કુંભારકામની પાંચ જેટલી ભઠ્ઠીઓ પણ જાણવામાં આવી હતી.

## ૬. રમકડાં અને સોગટાં

પકવેલી માટીની લોથલની કળામાં લગભગ બધાં જ ઘરાળુ અને જંગલી પશુઓને મૂર્ત કરવામાં આવ્યાં છે. એમાંનાં થોડાંકને તો ખૂબ જ કાળજીથી ઘડવામાં આવ્યાં છે. આખલો, ગાય, ઘોડો, કૂતરો, ભૂંડ, ગેંડો, વાઘ, ચિત્તો અને ખિસકોલી ખાસ નોંધપાત્ર છે. લોથલમાં ખૂંધવાળાં અને ખૂંધ વિનાનાં પશુઓને મૂર્ત કરવામાં આવ્યાં છે; એમાંનો સુંદરતમ નમૂનો ખૂંધ વિનાનો આખલો છે, જે એનાં બળ અને સ્નાયુગત વિગતોને માટે જાણીતો છે. પૈડાવાળી પશુ-આકૃતિઓ અને ઘોડાના માથાવાળી મિશ્ર આકૃતિઓ બાળકોના આનંદ માટેનાં રમકડાં તરીકે વપરાતાં હતાં. એમાંનાં કેટલાંકને હાલતાં માથાં હતાં, જેનું દોરીથી સંચાલન થતું હતું.

લોથલના લોક ઘરની અંદરની વિવિધ રમતોમાં રસ લેતા સુખી જન હતા. આ રમતોમાંની મુખ્ય રમત શેતરંજ( chess )ને લગભગ મળતી આવતી પાટિયાની રમત હતી. શેતરંજ એ રાજવીઓની ખૂબ જ પ્રાચીન કાળની ભારતીય રમત છે, જેમાં રાજા અને એના મંત્રી ઉપરાંત ભારતીય સેનાનાં ચાર પારંપરિક સૈન્યો—પાયદળ, હયદળ, ગજદળ અને રથદળ—ને મૂર્ત કરવામાં આવે છે. શેતરંજ માટે 'ચતુરંગ' એટલે કે ચાર પ્રકારની સેનાનો વહેલામાં વહેલો સાહિત્યિક નિર્દેશ ઈ. પૂ. ૩ જી સદી સુધી જાય છે. લોથલમાંથી મળેલાં પાકી માટી ( પટ્ટ ૨૫, આકૃતિ ૧૪૭ ), શંખ-છીપ, હાડકાં, હાથીદાંત અને પથ્થરનાં બનાવેલાં સોગટાં ભારતમાં અત્યારે વપરાતાં સોગટાંને આકાર અને કદમાં તદ્દન મળતાં આવે છે. પકવેલી માટીનાં અને છીપનાં દુર્ગ-ઘાટનાં સોગટાં મૂળમાં

'રાજા' અને 'મંત્રી'ને મૂર્ત કરતાં હતાં, જ્યારે જાડાં દુર્ગ-ઘાટનાં સોગટાં અત્યારની શેતરંજના 'હાથી'ને મળતાં છે. ઘુમ્મટના માથાવાળો શંકુ-આકારનો ઊંચો પદાર્થ 'રથ'ના જેવો દેખાય છે અને આરપાર ન જતાં વીંધવાળા કે વીંધ વિનાના નાના ચતુરસ્ર પદાર્થ 'પાયદલ સૈનિકો' માટેના લાગે છે. પ્યાદાંઓનાં ભિન્ન ભિન્ન કદોનું ભિન્ન ભિન્ન મૂલ્ય હશે કે કેમ એ જાણવામાં આવ્યું નથી; કદાચ એ રમવા માટેના ભિન્ન ભિન્ન સટના હોય. લોથલમાંથી કૂતરો, ઘોડો અને આખલા જેવાં પશુઓનાં માથાંનો ઘાટ ધરાવતી અને ચપટ બેસણીવાળી પકવેલી માટીની પ્રાણી-આકાર આકૃતિઓ મળી છે. એમાંની એક ભારતીય શેતરંજમાંના ઘોડાને મૂર્ત કરતી હોય એમ લાગે છે. સૂસા અને તેપે ગવરામાં બીજાં પ્રાણીઓના આકારનાં સોગટાં મળ્યાં છે. સોગટાંઓથી મૂર્ત કરવામાં આવતી સેનાઓ લોથલમાં અજ્ઞાત છે. વિભાગો બતાવતાં ચોકડાં અને કાટખૂણિયાઓનાં નિશાન ધરાવતાં પકવેલી માટીનાં એવાં બે ચોરસાં અને વિકર્ણની રીતે વિભાજિત ચોરસવાળું ત્રીજું ચોરસું હડપ્પીય યુગમાં લોથલમાં વપરાતાં લાકડાનાં ક્રીડાફલકોને મૂર્ત કરતાં હોય એમ કલ્પી શકાય.

હડપ્પીય લોકો શેતરંજ ઉપરાંત બીજી સંખ્યાબંધ રમતો રમતા હતા. લોથલમાં પકવેલી માટીની નાની પિરામિડ-ઘાટની ગોળીઓ મળી છે તે ફલકમાં કરેલા ગોળ ખચકાઓની પંક્તિઓવાળા ક્રીડા-પટમાં વપરાતી હશે. લોથલમાંથી એક બીજો મહત્ત્વનો પદાર્થ મળ્યો છે તે એક ઈંટ છે, જેના ઉપર ત્રણ સમકેન્દ્ર ચોરસ આંકેલા છે, જેની બાજુઓને એક રેખા છેદે છે. આને જેમાં કચૂકા, વટાણા કે કાંકરીઓનો ઉપયોગ હોય છે તેવી, હાલ 'વાઘ અને ગાય' કે 'વાઘ અને ઘેટું' નામે રમતને માટે વપરાતા ફલકની સાથે સરખાવી શકાય. આમાં પાસાનો ઉપયોગ કરવામાં આવતો નથી, પરંતુ વાઘો અને ગાયોની હિલચાલને લગતા નિયમ નક્કી કરવામાં આવ્યા હોય છે. લોથલમાંથી મળેલા પકવેલી માટીના પિરામિડ અને ચતુરસ્ર આના જેવી રમતોમાં કામમાં આવતા હશે એમ ધારી શકાય.

પાસાનો ઉપયોગ થતો હોય તેવી નસીબ અજમાવવાની રમતો હડપ્પીય લોકોને સારી રીતે જાણીતી હોવી જોઈએ. છ બાજુએ ૧ થી ૬ ના અંક ધરાવતા અને જેમાં આરપાર નહિ તેવાં વીંધ કરવામાં આવેલાં છે તેવા માટીના પકવેલા ઘનાકાર પાસા એની પ્રતીતિ કરાવે છે. અત્યારના પાસાઓમાં મળે છે તે પ્રમાણે મોહેંજો-દડોમાંથી મળેલા પાસામાં ૧ ની સામે ૬, ૩ ની સામે ૪, અને ૨ ની સામે ૫—આમ સામસામા અંકોનો સરવાળો ૭ થાય છે. આમ છતાં

લોથલનો પાસો મોહેંજો-દડોના પાસાથી કે મહાભારતના પાંડવોએ ઉપયોગમાં લીધેલા પૌરાણિક ( legendary ) પાસાથી જુદો પડે છે. ઋગ્વેદનાં સૂક્તોમાં જુગારીના ભાગ્યને વિશે દુ:ખ વ્યક્ત કરવામાં આવ્યું છે એ જોતાં પાસાની રમત છેક વૈદિક સમયથી તો જાણીતી છે જ.

## પાદટીપો

૧. જુઓ ઉપર પ્રકરણ ૪.

૨. S. R. Rao, *Ancient India*, Nos. 18–19, pp. 13 ff.

૩ P. P. Pandya in *Indian Archaeology 1956–57—A Review*, p. 16

૪. *Ibid*, *1957–58*, p. 18

૫. S. R. Rao in *Indian Prehistory*, pp. 129 ff.

૬. M. S. Vats in *Annual Report of the Archaeological Survey of India*, 1934–35, pp. 34–38, pts. XII-XIV

૭. G. S. Ghurye in *Journal of the University of Bombay*, VIII, 1 ( July 1939 ), p. 11

૮. M. G. Dikshit in *Bulletin of the Deccan College Research Institute*, *Poona*, XI, 1, pp. 16 ff.

૯. S. R. Rao in *Ancient India*, Nos. 18–19, pp. 5, 207

૧૦. *Indian Archaeology* 1954–55 to 1962–63—A Review
S. R. Rao in *Illustrated London News*, Feb. 25, 1961 and March 11, 1961

S. R. Rao in *Lalit Kala*, Nos. 3–4, pp. 82–89; and No. 11, pp. 14–30

S. R. Rao " Shipping and Maritime Trade of the Indus People " in *Expedition* ( Pennsylvania, 1965 ), Vol. 7, No. 3, pp. 30–37
S. R. Rao, " A Persian Gulf Seal from Lothal ", *Antiquity*, Vol. XXXVII, 146, pp. 96–99

૧૧. V. S. Lele, " Docks at Lothal ", the *Journal of Institution of Engineers, India, Poona Centre*, pp. 152–155

૧૨. S. Piggot, *Prehistoric India*

પ્રકરણ ૭

# આદ્ય-ઐતિહાસિક સંસ્કૃતિઓ (ચાલુ)

## (૩) સ્મશાન અને દાટવાના રિવાજ

### ૧. એકવડાં અને બેવડાં દફન

લોથલમાંનું સ્મશાન નગરને ફરતી દીવાલની પેલી પાર આવેલા ટેકરાના વાયવ્ય ખૂણાના ઢોળાવ ઉપર આવેલું હતું. છેલ્લાં ત્રણ હજાર વર્ષ કે વધુ સમયથી આ ભૂભાગ પથરાઈ પડતાં પૂરોને લીધે અને ખેતીને લગતાં કામોને લીધે ભારે પ્રમાણમાં ખવાઈ ગયો છે. ઉત્ખનનો દરમ્યાન વીસ દફનોમાંથી ૨૧ હાડપિંજર કાઢવામાં આવ્યાં હતાં. શહેરના કદનો ખ્યાલ કરતાં દફનની સંખ્યા સ્વલ્પ છે અને સ્મશાનનું માપ ખૂબ જ નાનું છે. એ અસંભવિત નથી કે લોથલના પ્રજાજનોનો એક વિભાગ ભૂમિદફનને બદલે અગ્નિસંસ્કારનો પ્રકાર અમલમાં મૂકતો હોય. પ્રો. એસ. એસ. સરકારે આગળ જતાં બતાવ્યું છે કે લોથલમાંથી મળેલાં મોટા ભાગનાં હાડપિંજર ૨૦ થી ૩૦ વર્ષના વયો-યૂથનાં છે, તેથી એ નક્કી કરવાનું બાકી રહે છે કે ૩૦ વર્ષની ઉપરનાં મૃતકોનો નિકાલ કેવી રીતે કરવામાં આવતો હશે. બીજું, તબક્કા ૧ અને તબક્કા ૨ માં લોથલ-વાસીઓના મરણોત્તર રિવાજ કેવા હતા એ વિશે કોઈ માહિતી નથી, કારણ કે મળેલાં દફનોમાંનું એક પણ તબક્કા ૩ થી પહેલાંનું નથી. ખુલ્લાં કરવામાં આવેલાં વીસ દફનોમાંથી માત્ર સોળમાં એક કે વધુ હાડપિંજર હતાં. બાકીનાં ચાર ખવાઈ ગયાં હતાં અને થોડા ઘડા તથા હાડકાંના ટુકડાઓ સિવાય હાડપિંજરના અવશેષ ધરાવતાં નહોતાં.

નદી નજીકની સ્મશાનની સ્થિતિ ઉપરથી એવું ધારી શકાય કે મરણોત્તર ક્રિયાના હેતુ માટે પાણીની જરૂરિયાત હશે.

સ્મશાનમાં મૃતકનો નિકાલ કરવાને માટે સ્વીકારવામાં આવેલી ખરેખરી કાર્યપદ્ધતિના વિષયમાં લોથલનાં દફનોમાંથી ઠીક ઠીક માહિતી પ્રાપ્ય છે. સામાન્ય રીતે રેખાંકનમાં ૩.૨×૦.૭૫ મીટરની લંબાઈ-પહોળાઈ નો અને અડધા મીટરની

ઊંડાઈનો, ઉત્તર-દક્ષિણ લંબાઈનો લંબચોરસ ખાડો ખોદવામાં આવતો હતો. ખાડો ખોદ્યા પછી સહેજ ઊંચું કરેલું અને પૂર્વ તરફ ઢળેલું રહે તે રીતે માથું ઉત્તરમાં રાખી શબને પૂરેપુરું લંબાવીને મૂકવામાં આવતું હતું. મુખ્યત્વે જેમાં માટીનાં પાત્ર હોય તેવી દફનમાં મૂકવાની ચીજો માથા કે ખભા પાસે, અને ક્વચિત જ પેઢા પાસે, મૂકવામાં આવતી હતી. શરીર અને દફન-ચીજોને મૂક્યા પછી ખાડો માટીથી પૂરી દેવામાં આવતો હતો. ચણતરી કફન થાય એ રીતે દફનના ખાડાને કાચી ઈંટોથી ચણી લેવાનો એકમાત્ર દાખલો ધ્યાન ઉપર આવ્યો પણ છે, પરંતુ કોઈ ઘાસના આચ્છાદનનો અથવા તો કાષ્ઠના કોઈ કફનનો સગડ મળતો નથી. પછીનાં દફન ખોદતી વેળા તબક્કા ૨ નાં કેટલાંક દફનોને અડચણ પહોંચી હતી, અને એ રીતે પ્રાક્કાલીન થરોના દફનના રાચરચીલાને અને હાડપિંજરોને નુકસાન થયું હતું.

માણસનું મૃત્યુ થયા પછી ખરેખર કયા વિધિ કરવામાં આવતા હતા એ વિશે જાણવાનાં સાધન મળ્યાં નથી, પરંતુ દફનના ખાડાઓમાંથી મળેલી ચીજો—મૃતકને અર્પણ કરાતી ચીજો પર થોડો પ્રકાશ પાડે છે. દફન નં. ૧૩ માંથી માનવ-હાડકાં સાથે બકરીનાં હાડકાં મળી આવ્યાં હતાં, જ્યારે દફન નં. ૬ માંથી પશુના જડબાનું હાડકું મળી આવ્યું હતું. અહીં એની યાદ આપવી જોઈએ કે ઋગ્વેદમાં પ્રાર્થના કરવામાં આવી છે કે 'હે અગ્નિ, આ યજ્ઞિય અજ તમારા માટેનો ભોગ છે, એનો સ્વીકાર કરો અને ઈજા ન થાય તે રીતે મૃતાત્માને ધર્મિષ્ઠોના લોકમાં લઈ જાઓ" (ઋ. ૧૦, ૧૬, ૭). આખલો કે ગાય જેવા પશુનું બલિદાન વૈતરણી અને અનુસ્તરણી ગાયોના બલિદાનની આર્ય રસમનો અવશેષ લાગે છે.

કાલ અ તબક્કા ૨ અને ૪ નાં દફનોમાં મૂકવામાં આવેલાં મૃત્પાત્રોમાં હડપ્પીય પ્રકારની ઘોડીવાળી રકાબી (પટ્ટ ૨૭, આ. ૧૫૦) અને સાંકડા કાંઠાની બરણી, તેમજ ચળકતાં લાલ મૃત્પાત્રોમાંનાં બહિર્ગોળ બાજુવાળું પ્યાલું અને ગોળ તળાની બરણી છે. ઊંચા કાંઠાની બરણી અને લોટાના ઘાટના વાસણ જેવા વિકસિત હડપ્પીય ઘાટ સમય આ નાં દફનોમાં મળી આવ્યા છે.

દફન નં. ૭ માં એમાંના એક હાડપિંજરને કાનમાં તાંબાની કડી હતી, બીજાં બે દફનોમાં છીપની બંગડીઓ મળી હતી લોથલમાં દાટવાની એક અવનવા પ્રકારની પદ્ધતિ પ્રકાશમાં આવી છે. ત્રણ દફન એવાં છે કે જેમાં કંઈ કાલક્ષેપ વિના એક જ સમયે દાટવામાં આવ્યાં હોય તેવાં બબ્બે હાડપિંજર મળી

આવ્યાં હતાં (પટ્ટ ૨૬, આ. ૧૪૮; પટ્ટ ૨૭, આ. ૧૪૯). કોઈ બીજા હડપ્પીય સ્મશાનમાં આ પ્રકારનું જોડિયું દફન જાણવામાં આવ્યું નથી; અપવાદ માત્ર દાંબ ભૂતીનો છે, જ્યાં કહેવાંમાં આવે છે કે બે પુખ્ત વયનાં માણસ એક જ દફનમાં રજૂ થયાં હતાં. વેટેલિને ક્રિશ ખાતે એક જોડિયું દફન જણાવ્યું છે, જેને ચાઇલ્દે સતીનું દફન ગણ્યું. કલકત્તા યુનિવર્સિટીના પ્રો. એસ. એસ. સરકાર અને ભારતના માનવવિદ્યાકીય સર્વેક્ષણના ડૉ. બી. કે. ચેટરજી તથા શ્રી. આર. ડી. કુમારે અલગ અલગ રીતે લોથલમાંનાં હાડપિંજરોના અવશેષોને તપાસ્યા છે અને માપ્યા છે. પ્રો. સરકાર કહે છે કે એમાં કોઈ સ્ત્રી ઓળખી શકાઈ નથી,[1] જ્યારે ચેટરજી અને કુમારે એમાં ચાર સ્ત્રીઓ ઓળખી બતાવી છે.[2] જો આ પાછળની શોધનો સ્વીકાર કરવામાં આવે તો ઓછામાં ઓછી બે સ્ત્રીઓ જોડિયા દફનમાંની છે. સમગ્ર રીતે જોતાં એવું લાગે છે કે ત્રણ જોડિયા-દફનોમાંનાં બેમાં એક પુરુષ અને એક સ્ત્રીને એક જ સમયે દાટવામાં આવ્યાં હતાં. આમ એ સતીને મળતો દફન-રિવાજ બને છે. આરંભિક વૈદિક કાલમાં સતી-દફનનું પ્રચલિત હોવાનું જણાય છે, પરંતુ બ્રાહ્મણ-કાલમાં એ છોડી દેવામાં આવ્યું હતું.

## ૨. ખોપરીનું છેદન

લોથલમાંથી મળેલી આશરે ૯–૧૦ વર્ષના ઉંમરના બાળકની ખોપરી ખોપરી-છેદનનો અવનવો નમૂનો છે. કલકત્તાની નીલરતન સરકાર મેડિકલ કૉલેજના શારીરવિજ્ઞાન-એનેટોમીના એક વખતના અધ્યાપક ડૉ. એસ. કે. બસુએ એવું અવલોકયું છે કે ખોપરીનું જમણી બાજુનું હાડકું એ હાડકાની ઊંચાઈ અને એ બીંગડાવાળા હાડકાના ટાંકા વચ્ચે લગભગ મધ્ય ભાગમાં રહેલા અગ્ર-મસ્તક (anterior) અને નીચેના વર્તુલપાદ ઉપર અગ્રભાગમાં ખામી બતાવે છે. હાડપિંજર દાટવામાં આવ્યું હશે તે પહેલાં હાંસનો ખાંચો કોઈ ઓજારથી કરવામાં આવ્યો હશે. હાડકાની કોઈ મરામતના અભાવે એવું ફલિત થાય છે કે કાપો કરવામાં આવ્યા પછી વ્યક્તિ લાંબો વખત જીવી નહોતી અથવા તો કાપો મરણોત્તર કરવામાં આવ્યો હોય.

ખોપરી-છેદનનું ઉપલું ઉદાહરણ પ્રાચીન સમયના શસ્ત્રવૈદ્યક વિશેના આપણા જ્ઞાનમાં લોથલનું કોઈ નાનું પ્રદાન નથી; કદાચ એ જગતનું સહુથી પ્રાચીન ઉદાહરણ છે. આપણે જાણીએ છીએ કે ઈ. પૂ. ૭૦૧ માં પેલેસ્ટાઇનમાં ખોપરી-છેદન કરવામાં આવતું. આમ છતાં એનાથી વધુ જૂના સમયમાં ખાસ કરીને ફ્રાન્સમાં નૂતન પાષાણયુગના લોકો બાળકને આવતી તાણના કિસ્સાઓમાં

અને માથામાં ભરાઈ બેઠેલા મનાતા શેતાનને બહાર નીકળી જવામાં ઉપ કરવા ખોપરીનું છેદન કરતા હતા. પરંતુ ભારતવર્ષમાં ખોપરી–છેદન એ ઈ. પૂ. ૫૦૦ વર્ષ જેટલા જૂના સમયમાં જીવક જેવા શસ્ત્રવૈદ્યો વડે સફળતાપૂર્વક કરાતી મગજની શસ્ત્ર–ક્રિયાનો કોઈ પ્રકાર હતો. ઈ. પૂ. ૫ મી સદીના બૌદ્ધ ગ્રંથ "મહાવગ્ગ"માં જણાવ્યા પ્રમાણે જીવકે તક્ષશિલા મહાવિદ્યાલયમાં શસ્ત્રવૈદ્યકનો અભ્યાસ કર્યો હતો. ખોપરીમાં છેદનક્રિયા કરીને એણે રાજગૃહના એક વેપારીના મગજની શસ્ત્રક્રિયા કરી હતી. ઈ. સ. ની ૧૨ મી સદીનો "ભોજપ્રબંધ"નામે ગ્રંથ ધારાનગર(મધ્ય પ્રદેશના અત્યારના ધાર)ના રાજવી ભોજ ઉપર શસ્ત્રવૈદ્યકીય ક્રિયા કર્યાનું વર્ણન આપે છે.

મધ્યયુગીન ગ્રંથોમાં શસ્ત્રક્રિયાના સાધન તરીકે ખર્પરક નામની કરવતનો નિર્દેશ થયેલો છે. જાણીને આનંદ થશે કે લોથલમાંથી મળી આવેલી કાંસાની નાની વાંકી કરવત વર્તુલાકાર ગતિને માટે સારી રીતે બંધબેસે તેવી છે અને હિપ્રેટસે વર્ણવેલી કરવતોના વર્ણનને ટેકો આપે છે. એના દાંતા મજબૂત અને બુઠ્ઠા થઈ ગયેલા છે.

## ૩. લોથલની પ્રજાનાં વય, લિંગ અને આનુવંશિક સંબંધો

પ્રો. સરકારે જે હાડપિંજર ઓળખી બતાવ્યાં છે તેઓમાં પુખ્ત વયના ૧૫ પુરુષો, પુખ્ત વયની એક વ્યક્તિ, પુખ્ત વયની બે જુવાન વ્યક્તિઓ, એક બાળક અને એક શિશુ છે. એમના મત પ્રમાણે મોટા ભાગના ૨૦–૩૦ ના વયોયૂથના હોય તેવા પુરુષોની ભારે બહુમતી રહેલી છે. એમણે બરાબર અવલોક્યું છે કે અત્યાર સુધીમાં ખોદી કાઢવામાં આવેલાં હાડપિંજર લોથલની સાચી વસ્તી દર્શાવતાં નથી.

લોથલમાં રહેતા પુરુષોની સંભવિત સંખ્યા સૂચવવામાં આપણે આપેલા વિસ્તારમાં આવેલાં મકાનોની સંખ્યાને ખ્યાલમાં લેવાની છે અને દરેક મકાનમાં પાંચને દરે સંખ્યા ગણી લેવાની છે. એવો અંદાજ છે કે દીવાલવાળા નગરની અંદર અને બહાર થઈ આશરે ૨,૦૦૦ મકાન હતાં. અને એ હિસાબે લોથલની વસ્તી આશરે ૧૦,૦૦૦ની થાય.

સિંધુખીણની વસ્તીના મૂળમાં વેડ્ડોઈડ કે ઑસ્ટ્રેલોઈડ નૃવંશીય સમૂહ વડે વ્યક્ત થયેલું આદિવાસીઓને લગતું તત્ત્વ–અતિદીર્ઘ કપાલ—અસ્તિત્વમાં હતું, પરંતુ એ ૭૧–અંકના દીર્ઘ–કપાલ ( ભારત–કાસ્પિયન ) લોક હતા, જે હડપ્પા અને

મોહેંજો-દડોમાંના આરૂઢ હડપ્પીય સ્વરૂપમાં મુખ્ય હતા.[૩] થોડા સમય પછી મધ્યમ-કપાલ આલ્પાઇન સમૂહ પણ સિંધુખીણમાં આવી વસ્યો હતો. હડપ્પાના ઉત્તર હડપ્પીય તબક્કાના સ્મશાન ह માં આલ્પાઇન વંશ (મધ્યમ-કપાલ કે હ્રસ્વ-કપાલ)ની સારા પ્રમાણમાં વસ્તી હતી. હડપ્પા અને મોહેંજો-દડોમાં આ ઉપરાંત હ્રસ્વ-કપાલ તત્ત્વ પણ જોવામાં આવ્યું છે, પરંતુ એ બહુ નોંધપાત્ર નથી.

લોથલમાંથી મળેલાં ચારે દીર્ઘ-કપાલ (સરેરાશ કપાલ-અંક ૮૫.૪૪) કાલ अ નાં છે, જ્યારે માત્ર એક હ્રસ્વ-કપાલ કાલ आ માંથી આવે છે. ઉપલબ્ધ પુરાવા ઉપરથી નિર્ણય ઉપર આવી શકાય કે આરૂઢ હડપ્પીય તબક્કામાં દીર્ઘ-કપાલ અને હ્રસ્વ-કપાલ એ બેઉ સમૂહ અસ્તિત્વ ધરાવતા હતા. વધારે પ્રભુત્વ ધરાવતા પહેલા સમૂહને સિયાલ્કના દીર્ઘ-કપાલો (સમૂહ ૨) તરીકે ઓળખવામાં આવ્યો છે અને પછીના સમૂહને સિયાલ્ક ६ ના હ્રસ્વ-કપાલ (સમૂહ ૪) તરીકે. વલ્લોઇસના મત પ્રમાણે સિયાલ્કનો સમૂહ ૨ આર્ય પ્રજાનો છે. આ પરિભાષા જો લોથલમાંના દીર્ઘ-કપાલોને લાગુ પાડવામાં આવે તો એવું ફલિત થાય છે કે કાલ अ માં લોથલમાંની મોટા ભાગની વસ્તી આર્ય હતી. લોથલમાં નાના ઑસ્ટ્રેલૉઇડ તત્ત્વની સાથોસાથ ઠીક ઠીક સંખ્યામાં આર્મેનૉઇડ વસ્તી પણ હતી. જેમની ભાષા વિશે આપણને કશી માહિતી નથી તેવા આ નૃવંશીય સમૂહોને 'આર્ય' કે 'દ્રવિડ' એવી ભાષાકીય પરિભાષા લાગુ કરવાનું ઇષ્ટ નથી, તોપણ આપણને આ પરિભાષાનો ઉલ્લેખ કરવાની ફરજ પડે છે, કારણ કે ગૉર્ડન ચાઇલ્દ આદિ પહેલાંના લેખકોએ પશ્ચિમ એશિયામાંથી મળેલાં સાધનોને આધારે સિંધુખીણ ઉપરના આર્ય આક્રમણના પોતાના સિદ્ધાંતની માંડણી કરી છે. અહીં બતાવવું જરૂરી છે કે સિંધુ સામ્રાજ્યની વસ્તી બિલકુલ સમવિધ નહોતી અને પંજાબ સિંધ અને ગુજરાતની હાલની વસ્તી હડપ્પા, મોહેંજો-દડો અને લોથલની પ્રાચીન વસ્તીથી શારીરિક લક્ષણોમાં જુદી પડતી નથી.

પ્રો. સરકારના જણાવ્યા પ્રમાણે, કપાલ અંક ૭૨વાળા સિંધુખીણના દીર્ઘ-કપાલ લોકો કાલ ૧ અને ૨ (ઈ. પૂ. ૩૭૦૦-૨૫૦૦)ના તેપે હિસારના લોકોનો વિસ્તાર છે. ગ્રિયર્સનના જણાવ્યા પ્રમાણે, ભારત-આર્ય લોકોનાં બે મોજાં બે ભિન્ન સમયે ભારતવર્ષમાં આવ્યાં. વહેલા આવેલા મોજાએ પંજાબ રોકયું અને એ દક્ષિણ તરફ સિંધુનાં મેદાનોમાં, અને કદાચ સૌરાષ્ટ્રમાં પણ, આગળ વધ્યું, જ્યારે પછીના આર્યો જે પણ ઉત્તરમાંથી જ આવેલા, તેઓને વહેલા આવી વસેલા આર્યોની સાથે અથડામણોમાં આવવું પડ્યું. સપ્તસિંધુના પ્રદેશમાં પ્રવેશ કરતી વેળા ઋગ્વેદના આર્યોને લાગ્યું કે વહેલા આવેલા આર્યો દેશજ પ્રજા સાથે છૂટથી

મિશ્રિત થઈ ગયા છે અને તેથી પોતાનાં ભાષા અને ધર્મના વિશિષ્ટ સ્વરૂપનું પાલન કરવામાં નિષ્ફળ ગયા છે. લોથલમાંનાં પશુયજ્ઞ અને અગ્નિપૂજાનો પુરાવો એ મતને અનુમોદન આપે છે કે ઋગ્વેદના આર્યોએ સ્વીકારેલી અમુક ધાર્મિક ક્રિયાઓ ઈ. પૂ. ૧૯૦૦ પહેલાં ભારતવર્ષમાં અસ્તિત્વ ધરાવતી જ હતી. કદાચ લોથલના હડપ્પીયો( દીર્ઘ-કપાલો )ને સૌરાષ્ટ્રમાં આગળ વધેલા અને અગ્નિપૂજા તેમજ પશુયજ્ઞ કરનારા પ્રાગ્વૈદિક આર્યો તરીકે ઓળખાવાય. લોથલમાં હડપ્પીય સંસ્કૃતિમાંના આર્ય-તત્ત્વનું સૂચન કરતા બીજા પુરાવા તે ઘોડો અને ચોખા વિશેનું જ્ઞાન છે. લોથલ અને રંગપુરમાં હડપ્પીય તબક્કામાં ઘોડો જાણીતો હતો. આરૂઢ હડપ્પીય કાલમાં એ બંને સ્થળોમાં ડાંગરનું વાવેતર મોટા પ્રમાણમાં થતું હતું. વળી લોથલના રહેવાસીઓને આર્યોના રથના જેવા વાહનનું જ્ઞાન હોવાનો જશ અપાય, કારણ કે ત્યાંથી મળેલા પૈડાંના માટીના પકવેલા અને પથ્થરના નમૂના રથનાં પૈડાંઓના અસ્તિત્વને સમર્થન આપે છે.

ઉપર રજૂ કરેલો પુરાવસ્તુકીય પુરાવો સ્પષ્ટ રીતે સૂચવે છે કે સિંધુ સામ્રાજ્યમાં, અને ખાસ કરીને લોથલમાં, લોકોનો એવો સમૂહ રહેતો હતો કે જેઓની ધાર્મિક ક્રિયાઓ અને સામાજિક રીતરસમો પહેલાંના આર્યોથી બહુ જુદી નહોતી; કદાચ એ આ જ લોકો હતા કે જેમને ઋગ્વેદના આર્યો ' અસુર ' કહેતા હતા.

## (ઊ) સિંધુ લિપિ

મુદ્રાઓ અને મૃત્પાત્રો ઉપર કોતરવામાં આવેલી સિંધુ લિપિ ચિત્રાત્મક, ભાવાત્મક અને શ્રુત્યાત્મક હતી. સિંધુ લેખનમાં પ્રયોજાયેલાં ૨૮૮ ચિહ્નોમાં પશુઓ અને રોપાનાં સંખ્યાબંધ ચિત્રોનો સમાવેશ થાય છે. આલેખન, ઘણા વિદ્વાનોના મત પ્રમાણે, સારી રીતે નિયમબદ્ધ નહોતું, કારણ કે એનું એ જ ધ્વનિમય મૂલ્ય કે એનો એ જ વિચાર વ્યક્ત કરવા માટે અનેક સંકેત વાપરવામાં આવ્યા છે.[૪] મુદ્રાઓનો તાવીજ તરીકે ઉપયોગ થતો હતો અને એના પર અંકિત કરવામાં આવેલા મંત્ર અર્પણાત્મક હતા એમ ધારી લઈને વિદ્વાનોએ આ લેખનને સાંકેતિક ચિત્ર-લિપિ કહી છે. સિંધુ લિપિને ઉકેલવાને માટે આખાયે જગતમાં સમર્થ વિદ્વાનો તરફથી થયેલા સંખ્યાબંધ પ્રયત્નો હજી સંતોષકારક પરિણામ લાવી શકચા નથી. મુખ્ય મુસ્કેલી એ હકીકતમાં રહેલી છે કે લેખન અજ્ઞાત લિપિમાં છે અને એ જેમાં લખાઈ છે તે ભાષા પણ એટલી જ અજ્ઞાત છે. નિષ્ણાતો અજ્ઞાત સિંધુ લિપિને કોઈ જાણીતી લિપિ દ્વારા વાંચવા શક્તિમાન થાય

તેવો કોઈ દ્વિભાષી અભિલેખ હજી મળ્યો નથી. બીજી મુશ્કેલી એ છે કે અભિલેખ પૂરતા લાંબા નથી અને યોગ્ય કલ્પના કરી શકાય તે રીતે શબ્દો અને વાક્યો આવર્તન પામતાં નથી. લાંબામાં લાંબો અભિલેખ માત્ર ૧૭ ચિહ્નોનો છે. અજ્ઞાત લિપિ વાંચવાની મુશ્કેલીઓ અમુક વિદ્વાનોની એ ધારણાથી વધી રહેલી છે કે સિંધુ લોકો દ્રવિડ કે સંસ્કૃત ભાષા બોલતા હતા. કેટલાક વિદ્વાનોએ એમ માની લીધું છે કે મુદ્રાઓનો ઉપયોગ તાવીજ તરીકે થતો હતો અને એના ઉપર દેવોનાં નામ કોતરવામાં આવ્યાં છે. આવી ધારણાઓ ઉપર આધાર રાખતાં વાચનો પરથી ચિત્રવિચિત્ર પરિણામ આવ્યાં છે.

થોડા સમય ઉપર એસ. કે. રાવે ચિહ્નોના બે પ્રકાર ગણ્યા છે: એક, જેના ઉપર કંઈ અધિક ચિહ્ન નથી ને બીજો, જેમાં વધારાનાં ચિહ્ન ઉમેરાયાં છે. આ બીજા પ્રકારનાં ચિહ્નોને એમણે સ્વરભારયુક્ત ગણી સાદાં ચિહ્નોથી જુદાં પાડવાનો પ્રયત્ન કર્યો છે. એમણે વળી એવું બતાવવાનો પ્રયત્ન કર્યો છે કે મૂળ ચિહ્નોના સંયોજનથી બનેલા સંયુક્ત વર્ણોને કારણે આટલી મોટી સંખ્યાનાં સિંધુ ચિહ્ન ઊભાં થવા પામ્યાં છે. એમણે સિંધુ લિપિનું વર્ણાત્મક સ્વરૂપ માની લીધું છે. બેશક, રાવની રીત પણ અજમાવવા જેવી છે, છતાં એમ કહેવું જોઈએ કે એમણે સંયુક્ત વર્ણો અને સ્વરભારયુક્ત સ્વરૂપોને અનેક મૂળભૂત સંકેતોમાં ફાળવી નાખ્યાં છે અને કેટલીક વાર આ પ્રમાણે તારવવામાં આવેલા મૂળભૂત સંકેત મૂળ સ્વરૂપમાં ઓળખી શકાતા નથી; દા. ત. એમની "મેમોરેન્ડમ નં. ૨" નામની પુસ્તિકામાંની આકૃતિ ૪ માંની બાબત નં. ૫. એવી રીતે એ પુસ્તિકાના પૃષ્ઠ ૨૨ (આકૃતિ ૬) ઉપર સૂચિત કરેલા કેટલાક દર્શક સ્વર પ્રતીતિજનક નથી. આ ખામીઓ ઉપરાંત, ઘણા બીજાઓની જેમ તેઓ પણ મૂળભૂત ચિહ્નોને ધ્વન્યાત્મક મૂલ્યો આરોપવામાં થાપ ખાઈ ગયા છે.

પ્રાગની ચાર્લ્સ યુનિવર્સિટીના પ્રો. બેદ્રોક હ્રોઝનીએ સિંધુ લિપિ વાંચવાનો નોંધપાત્ર પ્રયત્ન કર્યો છે. એમણે હિત્તાઈત સાંકેતિક ચિત્રલેખન અને સિંધુ લિપિ વચ્ચે પ્રબળ સામ્ય નોંધ્યું છે અને એમનો એવો મત થયો છે કે સિંધુ મુદ્રાઓ ઉપર કોતરેલાં નામ દેવોનાં, મુખ્યત્વે આર્ય દેવોનાં, છે.

લોથલે સિંધુખીણની ભારે મિશ્રિત લિપિના સરલીકરણની પ્રક્રિયાને આગળ ચલાવીને ભારતમાં લેખનના વિકાસની દિશામાં મહત્ત્વનો ફાળો આપ્યો છે. કાલ ૩ ની સિંધુ લિપિમાં બે નોંધપાત્ર ફેરફાર ધ્યાનમાં લેવા જેવા છે: પહેલો મોટો ફેરફાર એ છે કે પશુઓ અને માનવોનાં બધાં ચિત્રોને છોડી દઈને

સિંધુ ચિહ્નોની સંખ્યામાં જબરો ઘટાડો કરવામાં આવ્યો છે. આમ હડપ્પીય લોકોએ ૨૮૮ ચિહ્નોને સ્થાને માત્ર ૨૮ મૂળ ચિહ્ન વાપર્યાં હોવાનું માલૂમ પડ્યું છે. બીજો ફેરફાર તે કુટિલ (વાંકાચૂંકા) લેખનમાંથી સુરેખ લિપિનો વિકાસ છે. સાધનોમાં થયેલા ફેરફારને લઈ તેમજ એક રેખાએ ચાલતી લેખન-પદ્ધતિની ઉપયોગિતા સ્પષ્ટ થવાને કારણે આ ફેરફારની જરૂર કદાચ ઊભી થઈ હોય. કનાનના લોકો અને ફીનિશિયાના લોકોની જેમ, લોથલના લોકો, જેઓ પણ વેપારીઓ હતા, તેઓને મુદ્રાઓ બનાવવા માટે વપરાતા પથ્થરના કરતાં પેપિરસ, લાકડું કે કોઈ નાશવંત પદાર્થ વધુ ઉપયોગી માલૂમ પડ્યો હોવો જોઈએ. આલમગીરપુર, રૂપડ અને રંગપુરમાંથી મળેલી ઠીકરીઓ પરનાં અને લોથલમાંથી મળેલી અંત્ય હડપ્પીય મુદ્રાઓ તથા મૃત્પાત્રો પરનાં કોચી કાઢેલાં બધાં ચિહ્નોનો કાળજીપૂર્વક અભ્યાસ વ્યક્ત કરે છે કે શાફતબાલમાંથી મળેલા ઈ. પૂ. ૧૮ મી કે ૧૬ મી સદીના લેખાતા અભિલેખોની સાથે તેઓ નિકટનું સામ્ય ધરાવે છે.

આ અવલોકનો કર્યાં પછી હવે આપણે લોથલમાં થયેલા લિપિના ફેરફારોની સૂચકતા તેમજ સિંધુ પ્રજાના લેખનનો કોયડો ઉકેલવામાં એ ફેરફારો કેટલે સુધી સહાયક થઈ પડે એમ છે એ તપાસીએ.

અંત્ય હડપ્પીય થરોમાંથી મળેલી મુદ્રાઓ અને ઠીકરીઓ પર મળેલાં સિંધુ ચિહ્નોની સંખ્યા માત્ર ૯૫ની છે. એ ચિહ્ન લોથલ-બ, રંગપુર-૨ બ, ૨ ક અને ૩, કાલિબંગન, રોજડી અને આલમગીરપુરમાંથી મળ્યાં છે. આ ૯૫ ચિહ્નોમાંથી માત્ર ૨૮ મૂળ ચિહ્ન છે, બાકીનાં રૂપાંતર કે સ્વરિત રૂપ કે સંયુક્ત ચિહ્ન છે. આ લેખકે જેની યાદી કરી છે તેવાં ૨૮ મૂળ ચિહ્નોમાંથી બનાવેલા બે સમૂહો બીજી લિપિઓ સાથે સમાનતા ધરાવે છે. સમૂહ અ ઈ. પૂ.ની બીજી સહસ્રાબ્દીના મધ્યના શાફતબાલમાંના અને બીજા અભિલેખોમાંનાં ચિહ્નો સાથે મળતો છે, જ્યારે સમૂહ બ ઈ. પૂ. ની ત્રીજી સદીની બ્રાહ્મી લિપિ સાથે સામ્ય ધરાવે છે. અંત્ય હડપ્પીયોનાં ઘણાંખરાં સિંધુ ચિહ્નોનું શાફતબાલ અને અબ્દોની લિપિઓનાં તુલના કરી શકાય તેવાં ચિહ્નો જેવું ધ્વન્યાત્મક મૂલ્ય હતું એવું હાલ ધારી લઈને વર્ણમાલાની એક યાદી સાધી લેવામાં આવી છે. નવાઈ જેવું છે કે કેટલાક નાના અભિલેખોનું વાચન ભારત-યુરોપીય, વધુ યોગ્ય કહીએ તો મુખ્ય યુરોપીય વંશમાંથી ભારત-ઈરાની જુદું પડ્યું તે પહેલાંના ભારત-ઈરાની, સાથે સંબંધ સૂચવે છે. આ માત્ર સંભાવના હશે, પરંતુ માનવવિદ્યાકીય તથા સ્થાપત્યકીય સાધનસામગ્રી હડપ્પીય પ્રજામાં પ્રાગ્વૈદિક આર્ય

તત્ત્વનું અસ્તિત્વ બતાવે છે એ હકીકતને ખ્યાલમાં લેતાં, આ સમૂહ પ્રાચીન ભારત-યુરોપીય ભાષા બોલતો હોય એ વિશેની શક્યતાને ટાળી શકાય નહિ.

## (એ) ગુજરાતના હડપ્પીય લોકોનો ધર્મ

પચરંગી વસ્તી હોવાને કારણે એ સ્વાભાવિક છે કે લોથલના નાગરિકોની ધાર્મિક ક્રિયાઓ વર્ગે વર્ગે વિવિધ હોય. કેટલાક અગ્નિદેવને પૂજતા, તો બીજા સજીવતાવાદને અનુસરતા. આમ છતાં નવાઈ લાગે છે કે સિંધુ-ખીણમાં ખૂબ જ પ્રચલિત હતી તેવી માતાજીની કે પશુપતિ( શિવ )ની પૂજા કે સિંધુ પ્રજામાં પ્રચલિત હોવાની ધરાયેલી કહેવાતી લિંગપૂજા લોથલમાં કે ગુજરાત અને રાજસ્થાનની અન્ય કોઈ હડપ્પીય વસાહતમાં હોવાના પુરાવા મળ્યા નથી. સિંધુ પ્રદેશની માતાજીની આકૃતિની ગેરહાજરી સિંધુખીણની બહાર અનોખી તરી આવે છે. લોથલમાંથી મળેલાં બસોથી વધુ મુદ્રાઓ અને મુદ્રાંકોમાંના કોઈમાં પણ યોગાસનમાં બેઠેલા શૃંગી ત્રિમુખ દેવ કે અન્ય કોઈ ધાર્મિક દૃશ્ય રજૂ થયું નથી. બીજી બાજુ, અગ્નિપૂજા માટેની કાટખૂણિયા અને વર્તુલાકાર વેદીઓ ખાનગી મકાનોમાં અને જાહેર જગ્યાઓમાં જોવામાં આવી છે. એ વેદીઓ ખાડા-રૂપે છે. આ ખાડાઓ મકાન-તળમાં ખાંચીને કરેલા છે. એની ચારે બાજુ કાચી ઈંટોની કે ચોરસ ઈંટોની વંડીઓ ચણેલી છે. એમાં રાખ અને ઠીકરીઓ ઉપરાંત પકવેલી માટીની ત્રિકોણાત્મક થેપલીઓ રહેલી હોવાનું માલૂમ પડ્યું છે. માર્ગ ૯ માં વેદીની બાજુમાં સિંધુ શૈલીમાં સુંદર રીતે ચીતરેલી બરણી મૂકેલી મળી આવી છે ( પટ્ટ ૨૮, આ. ૧૫૦ ), એનાથી ધાર્મિક વિધિનો અર્થ સરતો હશે, જેને વૈદિક યજ્ઞોમાં વપરાતા ‘ પ્રણીતા ’ નામના પાત્ર તરીકે ઓળખાવાય. એ વેદીની દીવાલોમાં બનાવેલા એક કાટખૂણિયા અને બીજા અર્ધ-વર્તુલાત્મક ખચકા પાત્રો રાખવા માટે કરેલા જણાય છે. વેદીના એક ખૂણામાં જોવામાં આવેલું થાંભલીઓ ખોડવા માટેનું કાણું લાકડાની થાંભલી ખોડવા માટેનું હશે. વેદીની નજીકથી મળી આવેલો, પાછલી બાજુએ કાળી મેશના નિશાનવાળો, પકવેલી માટીનો સરવો સૂચવે છે કે એનો ઉપયોગ અગ્નિમાં પ્રવાહી હોમવા માટે થતો હશે અને એ આપણને યજ્ઞોમાં વપરાતા સ્રુક્‌ની યાદ આપે છે. ઉપરની વિગતો પરથી અનુમાન તારવી શકાય કે લોથલના લોકો અગ્નિની ઘરમાં તથા જાહેરમાં એમ બેઉ પ્રકારની પૂજા કરતા હતા. અગ્નિ-વેદીઓ તબક્કા ૨ અને તબક્કા ૩ માં નીચેના ભાગના નગરમાં જ જાણવામાં આવી છે, પરંતુ પછીથી તબક્કા ૪ માં શાસકના ચાલ્યા ગયા પછી એ ઉપરકોટમાં પણ બાંધવામાં આવી હતી. કદાચ નગરીના શાસકોને

અગ્નિપૂજા માટે રુચિ ન હોય અને એ કદાચ પ્રજાના અમુક વિભાગ પૂરતી જ મર્યાદિત હોય. આ લોકો આથર્વણ પરંપરાના પ્રાગ્વૈદિક આર્યો હશે કે જેઓ અગ્નિદેવની પૂજા કરતા હતા.

લોથલના લોકો જે બીજો મહત્ત્વનો ધાર્મિક વિધિ કરતા હતા તે પશુમેધને લગતો છે. તબક્કા ૨ માં કાચી માટીની નીચી પીઠિકા ઉપર બાંધેલી કાચી ઈંટોની વેદીમાં ગો-કુલના એક પ્રાણીનાં બળેલાં હાડકાં, બે કાણાંવાળું સોનાનું એક વૃત્તાકાર લટકણિયું, નળાકાર કાર્નેલિયન મણકો, કેટલીક ચિત્રિત ઠીકરીઓ અને રાખ મળી આવ્યાં હતાં (પટ્ટ ૨૮, આ. ૧૫૧). આ વસ્તુઓ સૂચવે છે કે અહીં પશુમેધ થતો હતો. શતપથ બ્રાહ્મણ જેમાં આખલાનું બલિદાન કરવામાં આવતું હતું તેવો ગવામ્ અયન નામે યજ્ઞ જણાવે છે. એમાં અમુક વિધિઓ પછી અનુમતિ, રાકા વગેરેને રાંધેલા ચોખાના ગ્રાસ અર્પણ થતા અને ધાતાને ઠીકરીઓ પર થેપલી અર્પણ થતી. અન્ય પ્રકારના યજ્ઞોમાં સુવર્ણાલંકારો અને મણકાઓ અર્પણ કરાતા. આથી ઈ. પૂ. ૨૦૦૦ ના સુમારમાં લોથલમાં ગવામ્ અયન જેવો યજ્ઞ થતો હતો એવું અનુમાન તારવવું ઉચિત છે.

સિંધુ સંસ્કૃતિનું મહત્ત્વનું લક્ષણ એ છે કે ધર્મ એ વ્યક્તિઓ અને વ્યક્તિ-સમૂહોનો અંગત વિષય હતો. હડપ્પીય નગરીઓના ઉપરકોટમાં કે કિલ્લાઓમાં એના આરૂઢ તબક્કામાં ધર્મ સાથે જોડાયેલાં, દેવાલયો અગ્નિવેદીઓ વગેરેનાં, બાંધકામોની દેખાતી ગેરહાજરી એવું સૂચવે છે કે ત્યાં કોઈ રાજ્યધર્મ નહોતો. મ. મ. કાણેના મત પ્રમાણે નિત્યનું અગ્નિહોત્ર એ વ્યક્તિગત કાર્ય હતું, પરંતુ દર્શ-પૂર્ણમાસ જેવી સાદી ઇષ્ટિઓમાં ચાર ઋત્વિજોની જરૂર પડતી હોઈ આ પ્રકારના યજ્ઞોએ સામૂહિક સ્વરૂપ લીધું હોવાનું કહેવાય છે. તબક્કા ૩ માં જાહેર સ્થળોમાં અગ્નિચયો રચાયા હોવાનો આનાથી ખુલાસો મળે છે, જ્યારે તબક્કા ૨ માં લોથલ ખાતે એ ખાનગી મકાનોમાં મર્યાદિત હતાં.

લોથલ ખાતેની હડપ્પીય લોકોની અંત્યેષ્ટિક્રિયાઓ એમના ધર્મ ઉપર નવો પ્રકાશ પાથરે છે. સિંધુખીણમાંના એમના સમકાલીનોની જેમ એમનામાં જમીનમાં દાટવાનો રિવાજ હતો, પરંતુ દફનોની ખૂબ જ મર્યાદિત સંખ્યા મૃતકોને અવલમંજલ પહોંચાડવાનો કોઈ બીજો પ્રકાર પ્રચલિત હોવાનું બતાવે છે. બીજો પ્રકાર તે અગ્નિદાહનો હોય. આર્યોને ભૂમિમાં દાટવાનું અજાણ્યું નહોતું,[૫] કેમકે અથર્વવેદમાં જણાવ્યા પ્રમાણે પુરુષ મૃતકને એક હાથમાં બાણ પકડાવ્યું હોય તે રીતે પૂરા ઠાઠથી દાટવામાં આવતું. દાટવામાં આવેલા બધા પિતૃઓનું આવાહન કરવા

અગ્નિને પ્રાર્થના કરવામાં આવતી હતી. એક સમયે મૃતકની પત્નીનો પતિનું સહગમન કરવા ભોગ દેવામાં આવતો હતો, પરંતુ પછી એ રિવાજ જતો કરવામાં આવ્યો હતો. એને બચાવી લેવામાં આવતી અને માત્ર આચાર તરીકે વિધિ કરવામાં આવતો. શતપથ બ્રાહ્મણમાં જણાવ્યા પ્રમાણે એના મૃત પતિ પાસેથી પતિનો ભાઈ કે નજીકનો સગો વિધવાને લઈ જતો, અને બંનેને છૂટાં પાડવા મૃતક અને જીવિતની વચ્ચે પથ્થર મૂકવામાં આવતો. આ સબંધમાં એ નોંધવું જોઈએ કે લોથલ ખાતે જોડિયા દાટવાની ક્રિયા સતીના ચાલનું સૂચન કરે છે, જે પછીના સમયમાં બંધ થઈ ચૂકયો હતો.

ઉપસંહારમાં એ કહી શકાય કે હડપ્પીય લોકો ભિન્ન ભિન્ન પ્રકારના ધાર્મિક રિવાજ પાળતા હતા, જેમાંના કેટલાક રિવાજ ઉચ્ચ પ્રકારના તત્ત્વજ્ઞાનની ભાવનાઓનું અને નૈતિક વિચારોનું પ્રકટીકરણ બતાવે છે, જ્યારે બીજા રિવાજો ઢંગધડા વિનાની સજીવતાવાદ-પ્રેરિત પૂજાને ઉઘાડી પાડે છે. જ્યારે સિંધુખીણમાં રહેતો એક સમૂહ માતા, પશુઓ અને વૃક્ષોની પૂજા કરતો હતો ત્યારે સૌરાષ્ટ્ર અને ઘાઘરની ખીણમાં રહેતો બીજો સમૂહ અગ્નિ દ્વારા દેવોને બલિદાન અર્પણ કરતો હતો; એક ત્રીજો સમૂહ પ્રકૃતિને દેવત્વ આપી રહ્યો હતો. વિસ્તૃત સામ્રાજ્યમાં સર્વત્ર ભૌતિક સાધનસામગ્રીની એકરૂપતાથી સૂચિત થતી હડપ્પીયોની સાંસ્કૃતિક સમવિધતાના ગર્ભમાં પ્રજાના સામાજિક રિવાજો અને ધાર્મિક વિધિઓમાં અમુક પ્રાદેશિક ભેદ રહેલા હતા.

## (ઐ) સમય (આલેખ ૯)

હડપ્પીય લોકોએ લોથલનો કયારે કબજો લીધો એની ચર્ચા કરતાં પહેલાં સિંધુ અને ઘાઘર નદીઓની ખીણમાંની સિંધુ સભ્યતાના સમય વિશે થોડું કહેવું જરૂરી છે. મેસોપોટેમિયાનાં નગરોના સુ-સમયાંકિત સ્તરોમાં સિંધુ પ્રકારની મુદ્રાઓ, મણકા, પથ્થરનાં તોલાં વગેરેની હાજરી સિંધુ સભ્યતાનો સમય નક્કી કરવા માટે નક્કર ભૂમિકા પૂરી પાડે છે. હવે એ સારી રીતે ચોક્કસ છે કે હડપ્પા અને મોહેં-જો-દડોએ અગેડના સાર્ગોન(ઈ. પૂ. ૨૩૭૦–૨૩૪૪)ના સમયમાં ઉર, કિશ અને અસ્માર સાથે વેપારી સંપર્ક સ્થાપ્યો હતો. સમુદ્રપારનો વેપાર વિકસાવવા તેમજ બેહરીનના ટાપુઓ અને યુફ્રેતિસ-તિગ્રીસની ખીણોમાં વસાહતો સ્થાપવાના ઉદ્દેશે વેપારી પ્રજા તરીકેનો મોભો પ્રાપ્ત કરવા હડપ્પીય લોકોએ એક-બે સૈકા લીધા હોવા જોઈએ. વ્હીલર અને થોડા બીજા વિદ્વાનોએ, તેથી તળ-સિંધુખીણમાંની સિંધુ સભ્યતાના આરંભને ઈ. પૂ. ૨૫૦૦ નો સમય આપ્યો

છે, જ્યારે બીજાં સ્થળોમાં એ થોડો મોડો હોય. આપણે હમણાં જોઈશું કે લોથલને પણ સાર્ગોનિડ કાલમાં બેહરીન અને સુમેરનાં નગરો સાથે વેપારી સંપર્ક હતો. સિંધુ ખીણમાંની સિંધુ સભ્યતાના અંત બાબતમાં આપણી પાસે પુરાવાઓનાં બે ઝૂમખાં છે. ૧૯૬૪-૬૫ માં પોતાના ઉત્ખનનના પરિણામે પેનસિલ્વેનિયા યુનિવર્સિટીએ પ્રાપ્ત કરેલી માહિતી પ્રમાણે, મોહેંજો-દડો ખાતેના હર ટીંબાના આહુથી ઉત્તરકાલીન સ્તરોની માટીનાં કાર્બન-૧૪નાં સમયાંકન ઈ. પૂ. ૧૯૬૬+૧૬ થી ઈ. પૂ. ૨૦૮૩+૬૫ સુધીનાં છે.[૧] આ સમયાંકનો નિર્ણયાત્મક રીતે પુરવાર કરે છે કે મોહેંજો-દડોનો અંત ઈ. પૂ. ૨૦૦૦ અને ૧૯૦૦ વચ્ચે થયો. પુરાવાઓના બીજા ઝૂમખામાં ઉર ખાતે લારસા વંશ (ઈ. પૂ. ૧૯૫૦)ના સ્તરોમાંથી મળેલાં સિંધુ મુદ્રાઓ અને તોલાંનો સમાવેશ છે. ઈ. પૂ. ૧૯૦૦ પછી મેસોપોટેમિયાના વેપારીઓએ ક્રમે ક્રમે મગન અને મેલુહા સાથેનો સીધો સંપર્ક ગુમાવ્યો હતો; કેટલાક વિદ્વાનો આ મગનને મકરાણ-કાંઠા તરીકે અને મેલુહાને સિંધુખીણ તરીકે ઓળખાવવાનું વલણ ધરાવે છે. એ પછી દિલમૂન-(બહેરીન)ના વેપારીઓએ વેપારને સ્વાયત્ત કરી લીધો હતો. જોકે દિલમૂન અને બહેરીન એક હોવાના વિષયમાં વિવાદ છે, આમ છતાં એ સિદ્ધ વાત છે કે વાસ્તવમાં સિંધુ નગરો અને મેસોપોટેમિયા વચ્ચેનો સમુદ્રપારનો વેપાર ઈ. પૂ. ૧૯૦૦ પછી મોટે ભાગે ઘટી ગયો હતો, કારણ કે મુખ્ય સિંધુ નગરોએ પડતી અનુભવી હતી. નીચે બતાવવામાં આવેલાં લોથલ અને કાલિબંગનનાં સમયાંકનોના આધારે એ જ નિર્ણય ઉપર અવાય છે.

લોથલના પેટા-તબક્કા ૩ આ, ૪ અ અને ૫ અ માંથી મળેલા કોયલાના ૭ નમૂના નીચે પ્રમાણેના સમય આપે છે :

| ક્રમાંક | પ્રયોગશાળા નમૂના-અંક | સાંસ્કૃતિક સમય | સ્થાપત્યકીય તબક્કો | કા. ૧૪ સમય બી. પી. (અર્ધ જીવન-મૂલ્ય ૫૭૭૦ વર્ષ) | ઈ. પૂ.માં |
|---|---|---|---|---|---|
| ૧ | ટી. એફ-૨૨ | अ | ३ आ | ૩૯૮૫±૧૧૫ | ૨૦૧૦±૧૧૫ |
| ૨ | ,, ,,-૨૭ | अ | ३ आ | ૩૯૮૦±૧૧૫ | ૨૦૦૫±૧૧૫ |
| ૩ | ,, ,,-૨૬ | अ | ३ आ | ૩૯૭૦±૧૨૫ | ૧૯૯૫±૧૨૫ |
| ૪ | ,, ,,-૨૯ | अ | ४ अ | ૩૮૭૫±૧૧૫ | ૧૯૦૦±૧૧૫ |
| ૫ | ,, ,,-૨૩ | आ | ५ अ | ૩૮૪૦±૧૧૦ | ૧૮૬૫±૧૧૦ |
| ૬ | ,, ,,-૧૯ | आ | ५ अ | ૩૭૮૦±૧૪૦ | ૧૮૧૦±૧૪૦ |

ઉપાંત્ય પેટા તબક્કા ૫ જ માટેનાં બે સમયાંકન ઈ. પૂ. ૧૮૧૦ અને ૧૮૬૫નાં છે, પરંતુ જેમાંથી ઈ. પૂ. ૧૮૧૦±૧૪૦ નો નમૂનો ( ટી. એફ. ૬૯ ) લેવામાં આવ્યો છે તે લોથલ ખાતેના સરગ ના ૫ આ સ્તર ઉપર વસવાટના થર ઠીક ઠીક પ્રમાણમાં જમાવટ કરીને રહેલા છે. વિશેષમાં, તબક્કા આ માં નવી કુંભારી આકૃતિઓ અને ચિત્રિત ભાવોના વિકાસ માટે અને પાષાણના તેમજ ધાતુના નવા ઓજાર-પ્રકારોના પ્રવેશને માટે સમયનો ઠીક ઠીક ગાળો ગણવો જોઈએ. અહીં તુલનાત્મક પુરાવસ્તુવિદ્યા આની સહાયમાં આવી રહે છે. લોથલમાં વિકસેલા હડપ્પીય કુંભારી પ્રકારો આહાડ ખાતે સમય ૧ આ માં જોવા મળે છે. આહાડના ૧ અ ( મધ્ય સ્તર )નું કાર્બન-૧૪ નું સમયાંકન ઈ. પૂ. ૧૭૨૫±૧૪૦ છે અને આહાડ ૧ ઇ ના મધ્ય સ્તરનું ઈ. પૂ. ૧૫૫૦±૧૪૦[૧૨] છે. ધારી લઈએ કે આહાડ ૧ આ નું મધ્યમ સમયાંકન ઈ. પૂ. ૧૬૦૦નું છે, તો લોથલના સમય આ ( તબક્કો ૫ આ ) નો મોડામાં મોડો સ્તર ઈ. પૂ. ૧૬૦૦નો હોવો જોઈએ. લોથલ અ નું વહેલામાં વહેલું સમયાંકન નક્કી કરવાને માટે આપણે તબક્કા ૩ આ થી પાછળ ગણતા જવું જોઈએ, જેના ઉત્તરકાલીન સ્તરનું સમયાંકન ઈ. પૂ. ૨૦૦૦ ( ઈ. પૂ. ૨૦૦૫ ± ૧૫૫ અને ૨૦૧૦ ± ૧૧૫) નું છે. તબક્કા ૩ આ માં પૂર આવ્યું તેની પહેલાંના છ પેટા-તબક્કા ધરાવતા બાંધકામના ઉત્તરોત્તર સ્થાપત્યકીય તબક્કાઓને ગણતરીમાં લેવા જરૂરી છે. ઈ. પૂ. ૨૦૦૦ માં ત્રીજા પૂરે આવીને નગરનો નાશ કરી નાખ્યો તે પહેલાં લગભગ બે સદી સુધી લોથલ ખૂબ સમૃદ્ધ હોવું જોઈએ. તેથી જ તબક્કા ૨ ના અંતનો સમય ઈ. પૂ. ૨૦૦૦નો અંકાયો છે. નગરના વિગતવાર આયોજન અને પુનર્નિર્માણમાં ત્રણ સ્થાપત્યકીય પેટા તબક્કા છે. આ બધા સાથે તબક્કા ૨ નો સમયાવધિ લગભગ સો વર્ષનો હતો, આથી તબક્કા ૨ ના આરંભ માટે આપણને ઈ. પૂ. ૨૩૫૦ નો સમય મળે છે. આ સાદી અટકળ નથી; આ સમયને લોથલમાંથી મળેલી ઈરાની અખાતની મુદ્રાના અસ્તિત્વથી સમર્થન મળ્યું છે. તદુપરાંત અક્કડીય યુગમાં લોથલનો મેસોપોટેમિયા સાથેનો સંપર્ક તબક્કા ૨ અને ૩ માં મેસોપોટેમિયામાં ઉત્પન્ન થયેલા કુંભારકામ અને સોનાના પદાર્થોના અસ્તિત્વથી સમર્થિત થાય છે. કુંભારકામના પુરાવાઓમાં જમદેત-નસ્ર કાલમાં ઉત્પન્ન થયેલાં, પરંતુ બ્રાક ખાતે આગોનિદ સ્તરોમાં બચી રહેલાં 'આરક્ષિત લેપ પાત્ર" ( reserved slip ware) તરીકે જાણવામાં આવેલાં મૃત્પાત્રોનો સમાવેશ થાય છે. આ મૃત્પાત્ર લોથલ ખાતે તબક્કા ૨ અને ૩ માં જોવા મળે છે. અક્કડીય કાલમાં લોથલ અને બ્રાક

વચ્ચે થયેલા વેપારી સંપર્કનો એક વધુ પુરાવો અહીં રજૂ કરી શકાય. લોથલમાંના ઉત્ખનન દરમ્યાન પ્રાપ્ત થયેલું અનેકાનેક રેખાઓમાં દોરેલા સ્વસ્તિકના જેવા ભાવવાળી છાપ મારવાની મુદ્રાથી પડેલી છાપ ધરાવતું બરણીનું પકવેલી માટીનું ઢાંકણું બ્રાક ખાતેથી મળેલી એવા જ ભાવવાળી મુદ્રાઓનું સ્મરણ કરાવે છે. એનો અર્થ એ કે સાર્ગોનિડ કાલ દરમ્યાન બ્રાકમાંના કોઈ માલને મુદ્રાંકિત બરણીમાં લોથલ મોકલવામાં આવેલો. લોથલ ખાતેથી તબક્કા ૩ ના, વેપારીના મકાનમાંથી મળેલા ધરીગત નળી સાથેના, સોનાના ચંદા-ઘાટના નવ મણકા પણ ઉર અને બીજાં પશ્ચિમ એશિયાઈ નગરો સાથેના સંપર્કનું સૂચન કરે છે. સોનાના આવા મણકા ટ્રોય ૨ એ(ઈ. પૂ. ૨૩૦૦)માંથી અને પોલિયાચૂરના ઈ. પૂ. ૨૪૦૦-૨૩૦૦ ના સ્તરોમાંથી મળેલા જાણવામાં આવ્યા છે. અહીં નોંધ કરીએ કે ધરીવાળી નળી સાથેના સમભુજ-ચતુરસ્ર મણકા કિશના સ્મશાન અ[૧૮]માં મળ્યા છે અને વર્તુલાકાર મણકા ઉર[૧૯] ખાતે પ્રાચીન વંશ ૩ માં તથા મોહેંજો-દડોના અંતરાલ સ્તરોમાં મળ્યા છે. લોથલના ધરીવાળી નળી સાથેના મણકા ઈ. પૂ. ૨૨૦૦ ના સ્તરના ગણાયા છે.

સમુદ્રપારના વેપારનું સમર્થન કરનારી લોથલમાંની ખૂબ જ મહત્ત્વની સંપ્રાપ્તિ આ પૂર્વે બતાવેલી ઈરાની અખાત( બહેરીન )માં બનેલી સેલખડીની ગોળ મુદ્રા છે. આવી મુદ્રાઓ ડેનિશ સંશોધકોને રાસ-અલ-કાલા અને ફાઈલાકામાંનાં ઉત્ખનનોમાંથી મોટી સંખ્યામાં મળી આવી છે પ્રો. બિબ્બીએ એનું પૂર્વકાલીન અને ઉત્તરકાલીન એવું વર્ગીકરણ કર્યું છે. પહેલીને પ્રાક્-સાર્ગોન કાલની અને પછીનીને સાર્ગોન અને અનુ-સાર્ગોન કાલની ગણી છે.[૭] એમના મતે લોથલની મુદ્રા પછીના પ્રકારની છે, આમ છતાં બ્રિગ્ઝ બુશાનાન એને ઈ. પૂ. ૧૯૦૦ની ગણે છે.[૮] સ્તરવિદ્યાકીય પુરાવાના અભાવે લોથલની મુદ્રાનો સમય નક્કી કરવાને માટે સાંયોગિક પુરાવાઓ તરફ પાછું વળવું પડે છે. આ મુદ્રા લોથલમાં તબક્કા ૩ માં અથવા જરા વહેલી, પણ મોડે તો નહિ જ, આવી પહોંચી હોવી જોઈએ, કારણ કે સમુદ્રપારનો વેપાર તબક્કા ૪ માં ખૂબ ઓછો થઈ ગયો હતો, તેથી એ ઈ. પૂ. ૨૦૦૦ ની પછીની તો ન જ હોઈ શકે, પરંતુ વધારે મોટી શક્યતા તો એ છે કે એ સમયની દૃષ્ટિએ ખૂબ વહેલી છે. એને અક્કડીય કાલમાં મૂકવાનું કારણ એ છે કે લોથલને સાર્ગોનના રાજ્યકાલમાં સુમેરની સાથે સહુથી વધુ વેપારી સંપર્ક હતો.[૯] "આરક્ષિત લેપ મૃત્પાત્રો" અને ધરીવાળી નળી સાથેના મણકા લોથલમાં તબક્કા ૨ ના આરંભ માટે ઈ. પૂ. ૨૩૫૦ ની નિકટની સમય-મર્યાદા બતાવે છે. એના આધારે તબક્કા ૧ નો સમય ઈ. પૂ. ૨૪૫૦ થી

૨૩૫૦ નો આંકવામાં આવ્યો છે, તેથી લોથલના ભિન્ન ભિન્ન સ્થાપત્યકીય તબક્કાઓનું સમયાંકન કામચલાઉ રીતે નીચે પ્રમાણે કરવામાં આવ્યું છે :

| કાલ | પેટા–તબક્કાઓ સાથે સ્થાપત્યકીય તબક્કો | સમય ઈ. પૂ. માં | સાંસ્કૃતિક તબક્કો |
|---|---|---|---|
| લોથલ આ | ૫ अ–आ | ૧૯૦૦–૧૬૦૦ | ઉત્તરકાલીન (અવનતિ પામેલો) હડપ્પીય |
| લોથલ अ | ૪ अ–आ | ૨૦૦૦–૧૯૦૦ | |
| | ३ अ–आ | ૨૨૦૦–૨૦૦૦ | આરૂઢ હડપ્પીય |
| | ૨ अ–इ | ૨૩૫૦–૨૨૦૦ | |
| | ૧ | ૨૪૫૦–૨૩૫૦ | |

ગુજરાતમાંનાં બીજાં મહત્ત્વનાં હડપ્પીય અને ઉત્તર–હડપ્પીય સ્થાનોની સાપેક્ષ આનુપૂર્વીગત સ્થિતિનો વિચાર કરવો અહીં જરૂરી છે. રોજડી ૧ आ ના વચલા સ્તર માટેનું મોડામાં મોડું કાર્બન–૧૪નું સમયાંકન અર્થાત્ ૩૯૨૦±૧૧૫ બી. પી. રોજડીને લોથલના તબક્કા ૩ (ઈ. પૂ. ૨૨૦૦–૨૦૦૦) કરતાં તબક્કા ૪ अ ની વધુ નજીક લાવે છે. સેલખડીના બારીક મણકા, કાર્નેલિયનના ખાંચા પાડેલા મણકા, પથ્થરનાં વલયાકાર તોલાં અને મીણુ પાયેલાં લાલ મૃત્પાત્રોને કારણે સંશોધકોએ રોજડી ૧ अ ને લોથલના તબક્કા ૩ સાથે સમાન ગણેલ છે, પરંતુ એ નોંધવું જોઈએ કે સાંસ્કૃતિક તબક્કાની સમયમર્યાદાનો નિર્ણય કરવા જતાં આપણને મોડામાં મોડા સમયમાં પ્રાપ્ત થયેલા પદાર્થો પર આધાર રાખવાનો હોય છે. રોજડી ૨ आ માં મુદ્રાઓ, સ્થાપત્યકીય અવશેષો અને ચિત્રિત કુંભારી કામના રૂપમાં હડપ્પીય સંસ્કૃતિની ભરપૂરતાનો પુરાવો મળતો નથી, જ્યારે બીજી બાજુ ત્યાં કાંગરીવાળા (carinated) પ્યાલા જેવા ઉત્તર હડપ્પીય પ્રકાર જોવા મળે છે, એ કારણે રોજડી ૧ अ ને લોથલના તબક્કા ૪ अ નો સમકાલીન ગણવો વધુ બંધબેસતું થઈ પડશે. રોજડીમાં બાંધકામના કોઈ આયોજનના અભાવથી અને ગટર તથા સ્નાનગૃહ જેવી નાગરિક સગવડોની સદંતર ઊણપથી ઊભું થયેલું સમગ્ર ચિત્ર હડપ્પીય સંસ્કૃતિના સ્પષ્ટ પતનનો

ખ્યાલ આપે છે, તેથી લોથલ ખાતે ઈ. પૂ. ૧૯૦૦માં મોટું પૂર આવ્યું તે પછી તરતમાં જ હડપ્પીય લોકોએ રોજડીમાં વસવાટ કર્યો હશે. એ પણ સાચું છે કે હડપ્પીય નિર્વાસિતો રોજડી પહોંચ્યા તે પહેલાં ત્યાં અબરખિયાં લાલ મૃત્પાત્ર વાપરનારા લોક વસતા હતા. સ્થાનમાંના વહેલામાં વહેલા સ્તરોમાંથી ચોક્કસ સમયાંકન કરી શકાય તેવા કોઈ પુરાવાના અભાવે આપણે એ કહી શકવાની સ્થિતિમાં નથી કે રોજડીના આ વસવાટને પાછળ ક્યાંસુધી લઈ જઈ શકાય. પ્રભાસ ખાતે રાખોડિયાં મૃત્પાત્ર વાપરનારા લોક અબરખિયાં લાલ મૃત્પાત્ર વાપરનારા લોકોની પૂર્વે આવેલા હતા, જેના પછી ઉત્તર હડપ્પીય લોક આવ્યા હશે. પ્રભાસનો સાંસ્કૃતિક સંબંધ આગળ ચર્ચીશું.

## ( આ ) વેપાર

પોતાને ત્યાંની કૃષિવિષયક, ઔદ્યોગિક અને સામૂહિક પેદાશો માટે યોગ્ય બજાર મેળવવા અને ઇમારતી લાકડાં, ધાતુઓ અને કિંમતી પથ્થરોની જરૂરિયાતને પહોંચી વળવા લોથલે દેશની અંદરનો તેમજ સમુદ્રપારનો વેપાર વિકસાવવાનો હતો.[૧૦] નજીકનાં ગામડાંઓમાં વિશિષ્ટ ઓજારોના પ્રકાર પૂરા પાડવાના હોઈ એણે એક મહત્ત્વના ઉદ્યોગ તરીકે ધાતુકામનો વિકાસ સાધ્યો અને વિતરક કેંદ્ર તરીકે કાર્ય કર્યું, પરંતુ મણકા બનાવનારા કેંદ્ર તરીકેની એની સ્થિતિ પડકારી ન શકાય તેવી હતી. લોથલનો ધક્કો મરામત અને સાધનોની ફરી ભરતી કરવાને માટે સમુદ્રગામી વહાણોને સગવડ ભરેલો હોઈ લોથલ તેઓને નાંગરવાની અને વખારની અનુકૂળતા ઉત્તમ કોટિના આશ્રયક બંદરથી પૂરી પાડી શક્યું. ધાતુના બદલામાં લોથલના વેપારીઓ પાસેથી હાથીદાંત, છીપ, કિંમતી પથ્થરોના મણકા, રૂ અને સુતરાઉ માલ ખરીદવાની બાબતમાં વિદેશી વેપારીઓ એકબીજા સાથે સ્પર્ધા કરતા. સમુદ્રપારના વેપારથી થોડા સમયમાં પુષ્કળ સમૃદ્ધિ આવી અને તેથી એ વેપાર સારી રીતે વ્યવસ્થિત થયો. જો પશ્ચિમ એશિયાનો દાખલો લોથલ સુધી લાગુ પાડવામાં આવે તો એમ કહી શકાય કે કાંઠા પરના વેપારીઓ જરા જેટલું પણ જોખમ લેતા નહોતા, પરંતુ વહાણના માલમને માલ ખરીદવામાં સહાયક બની નફામાં ભાગીદારી રાખતા હતા. વેપારમાં ભાગીદારીની વ્યવસ્થા એ હકીકતથી નિર્દિષ્ટ થાય છે કે લોથલમાંથી મળેલાં પકવેલી માટીનાં મુદ્રાંકો ઉપર અનેક મુદ્રા-છાપો મળી છે અને તેથી માલના એકથી વધુ માલિકોની મુદ્રાઓ વહાણના માલનાં બારદાનો ઉપર લગાડવામાં આવતી હોવાનું સમજાય છે. એવું પણ બનતું હોય કે માલના રૂપમાં ચૂકવાતા કરની નિશાની તરીકે વખારોના અધિકારીઓ વેપારીઓને માલ સોંપ્યા પહેલાં પોતાની મુદ્રા વહાણમાંના

માલ ઉપર લગાવતા હોય. ઈ. પૂ. ત્રીજી સહસ્રાબ્દીના અંત ભાગમાંની લોથલની ઔદ્યોગિક વ્યવસ્થાનું એક મહત્ત્વનું લક્ષણ તે ચોક્કસ પ્રકારના ઉદ્યોગો માટેનાં મોટાં કારખાનાંઓની સ્થાપના છે, જ્યાં એક જ છાપરા નીચે–કદાચ કારીગરોના વડાની દેખરેખ નીચે–એક જ વેપારના સંખ્યાબંધ કારીગરો કામ કરતા હતા. પરંતુ એ હકીકત છે કે સમુદ્રપારની સાધનસામગ્રીમાંથી તાંબું અને અર્ધ–કિંમતી પથ્થરો જેવી કાચી સામગ્રીનો પુરવઠો મર્યાદિત હતો. એ હકીકતને લઈને મૂડીવાળા વચલા વેપારીનો વર્ગ હયાતીમાં આવ્યો. કદાચ એ કાચો માલ પૂરો પાડતો હોય, માલના રૂપમાં મજૂરી ચૂકવતો હોય, અને વળી વહાણના માલને ટુકડે ટુકડે ચુકવણી કરવાની રૂએ અગાઉથી માલ આપતો હોય. આ વચલા વેપારી ધનિક હતા અને સગવડ ભરેલાં મકાનોમાં રહેતા હતા. એમાંનાં કેટલાંક મકાનો લોથલમાં પ્રગટ થયાં છે. આ મકાનો વેપારી માલના પ્રકાર ઉપર અને જે દેશો સાથે એમને વેપારી સંબંધ હતા તે દેશો ઉપર સારો પ્રકાશ નાખે છે. બજારના રસ્તા ઉપર આવેલા, વેપારીના એક મકાન(નં. ૯૩–૯૪)માં સ્નાનગૃહ ઉપરાંત સાત ઓરડા, ઓસરી અને વિશાળ ચોક આવેલાં છે. એના મકાનમાંથી ચાર જેટલી સિંધુ મુદ્રાઓ, તાંબાની એક બંગડી, પશ્ચિમ એશિયામાં ઉત્પન્ન થયેલાં આરક્ષિત લેપ પ્રકારનાં મૃત્પાત્રોની કેટલીક ઠીકરીઓ, છીપની બંગડીઓ, તેમજ સુમેરની કારીગરીના સોનાના નવ મણકા મળી આવ્યા હતા. બીજા મકાનમાંથી અંતરાલો અને સોનાના બારીક મણુકા મળી આવ્યા હતા, જે સુંદર હાર બનાવવા માટેના હતા. આ મકાનમાંથી મળેલી બીજી વસ્તુઓ તે એક સિંધુ મુદ્રા અને અર્ધ–કિંમતી પથ્થરના મણકા હતી. ઉપરકોટમાંના હાથીદાંતના કારીગરોના મકાનમાંથી એક હાથીદાંત અને એમાંથી વહેરેલા કાટખૂણિયા ટુકડા મળી આવ્યા હતા. આ હાથીદાંતના ટુકડાઓ મેસોપોટેમિયાનાં શહેરો તરફ નિકાસ કરવાનાં દાંતિયા, પેટીઓ અને નંગ જડવાનાં આભૂષણ બનાવવામાં વપરાતા હતા.

બહેરીનના ટાપુઓ અને યુફ્રેતિસ-તૈગ્રિસની ખીણોમાં, તેમજ દક્ષિણમાં દિયાલાની[૧૧] નદીઓમાં અને મધ્ય મેસોપોટેમિયામાં સિંધુ વેપારીઓનાં થાણાંઓના અસ્તિત્વને નમૂનેદાર સિંધુ મુદ્રાઓ અને 'ચર્ટ'નાં તોલાં જેવી સિંધુ વેપારની કલાકારીગરીની હાજરીથી સમર્થન મળે છે. દરેક પ્રદેશ ભિન્ન ભિન્ન પ્રકારની મુદ્રાઓ વાપરતો હતો તેથી અમુક મુદ્રાઓનું કર્તૃત્વ સુનિશ્ચિત પ્રદેશોમાં શોધી શકાય છે. મેસોપોટેમિયામાં ઉર, કિશ, આસ્માર, લગાશ અને ઉમ્માકમાં રહેતા ભારતીય વેપારીઓ સિંધુ લિપિ કે ભાવ અથવા બેઉ જેમાં

કોતરવામાં આવ્યાં છે તેવી નળાકાર મુદ્રાઓ ઉપયોગમાં લેતા હતા, જ્યારે બહેરીનના ટાપુઓમાં રહેતા ભારતીય વેપારીઓ સિંધુ લિપિ કે ભાવવાળી વર્તુલાકાર મુદ્રાઓ વાપરતા હતા. કેટલીક (ચોરસ ઘાટની) સિંધુ મુદ્રાઓ સુમેરનાં શહેરોમાં મળી આવી છે, પરંતુ સુમેરની ઘણી થોડી મુદ્રાઓ સિંધુ શહેરોમાં મળી છે. ભારત-સુમેરી વેપાર જેનો વ્યવહાર અક્કડી કાલમાં સીધો ચાલતો હતો, પરંતુ ઈસિન-લાસા સમયમાં સીધો રહ્યો નહિ તે વેપારમાં સિંધુ વેપારીઓએ શો ભાગ ભજવ્યો હતો એ અવલોકવું જરૂરી છે. સુમેરની માટીની તકતીઓ ઉપરનાં લખાણો ઉપરથી એ. એલ. ઓપેનહાઈમ એવા નિર્ણય ઉપર આવ્યા છે કે અગેડના સાર્ગોનના સમય( ઈ. પૂ. ૨૩૫૦ )માં દિલમૂન, મગન અને મેલુહાથી આવતાં વહાણ અગેડના બંદરમાં નાંગરતાં હતાં, પરંતુ ઈ. પૂ. ૨૧૦૦ના સુમારમાં મેલુહા અને ઉર વચ્ચેની વેપાર-શૃંખલા એકાએક તૂટી ગઈ હતી. આના પછી ઉરનો મગન સાથેનો સંપર્ક પણ ચાલ્યો ગયો હતો અને જેની ઓળખ માત્ર અટકળનો વિષય છે તેવા દિલમૂને સમુદ્રપારના સમગ્ર વેપારને પોતાનો કરી લીધો હતો. પ્રો. જી. બિબ્બી[૧૨] દિલમૂનને બહેરીનના ટાપુ તરીકે ઓળખાવે છે, જ્યારે પ્રો. એસ. એન. ક્રેમર[૧૩] એને લોથલ સહિતની સિંધુ સભ્યતાની ભૂમિ તરીકે ઓળખાવે છે. સુમેરના ગ્રંથો પ્રમાણે દિલમૂન 'સ્વચ્છ નગરીઓની ભૂમિ......અને ઊગતા સૂર્યની ભૂમિ' હતું. ત્યાં હાથીઓ છૂટથી ઘૂમતા હોવાનું કહેવાતું. આ વર્ણન બહેરીનના ટાપુઓ કરતાં સિંધુ નગરીઓની, ખાસ કરીને લોથલની, બાબતમાં વધુ બંધબેસતું આવે છે, કેમકે એ સુમેરની પૂર્વ દિશાની ભૂમિ છે કે જે 'ઊગતા સૂર્યની ભૂમિ' તરીકે જાણીતી હોવી જોઈએ. વળી સૌરાષ્ટ્ર એના હાથીઓ અને હાથીદાંત માટે જાણીતો હતો, પરંતુ બહેરીનનો ટાપુ ઈ. પૂ. ત્રીજી સહસ્રાબ્દીમાં કે એનાથી વધારે વહેલો હાથીઓનું નિવાસસ્થાન નહોતો. કાંસ્યયુગના જગતમાં સિંધુ શહેરોની સ્વચ્છતાનો ક્યાંય જોટો નહોતો, આથી એ અસંભવિત નથી કે સુમેર ગ્રંથોમાંનું દિલમૂન સિંધુ સભ્યતાનો ભૂભાગ હતું. આમ છતાં જો દિલમૂનને બહેરીન તરીકે ઓળખવામાં આવે તો મગન કે મક્કનને મકરાણનો કાંઠો અને મેલુહાને સિંધુખીણ ગણવાં જોઈએ. ગમે તેમ હો, એમાં લેશ પણ શંકા નથી કે સિંધુ બંદરોએ, ખાસ કરીને લોથલે, એક બાજુ ઈરાની અખાતના ટાપુઓ અને સુમેરનાં શહેરો સાથે અને બીજી બાજુ ભારતના પશ્ચિમકાંઠા સાથે સમુદ્રપારના વેપારમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો.

લોથલમાં ઘણા વિવિધ પ્રકારોના વેપારી માલની હેરફેર થતી હતી. ઉરમાંથી મળેલી માટીની તકતીઓ ઉપરથી જાણવામાં આવ્યું છે કે સાર્ગોનના

સમયમાં અને ફરી પાછું લાર્સા યુગમાં દિલમૂનથી પાછા ફરતા વેપારીઓ મોતી, સોનું, તાંબું, વૈદૂર્ય, કિંમતી પથ્થરના મણકા, અમુક જાતનું લાકડું અને હાથીદાંતના કાંસકાઓ અને જડાવ-કામોથી ભરેલા માલનો હિસ્સો ઉર ખાતેની નિંગલ માતાને ચરણે ધરતા. સિંધુ શહેરોમાંથી આવતી વેપારી ચીજોમાં કિંમતી પથ્થરના મણકા, હાથીદાંતના પદાર્થો, અમુક જાતનું લાકડું અને કદાચ સુતરાઉ માલનો પણ સમાવેશ થતો. ઉપર એ હકીકત જણાવવામાં આવી જ છે કે નિકાસ કરવાને માટે લોથલ ખાતે કારખાનાંઓમાં કિંમતી પથ્થરમાંથી મણકા બનાવવાની પ્રક્રિયા થતી હતી. નિકાસની બીજી મહત્ત્વની ચીજોમાં સ્થાનિક છીપો તેમજ હાથીદાંત હતાં. લોથલમાં આયાત થતી વેપારી ચીજોમાં તાંબાના ગઠ્ઠા, અર્ધ-કિંમતી પથ્થરો અને સોનું હતાં.[૧૪] મસ્કતમાંની તાંબાની ખાણો લોથલ તેમજ સુમેરી શહેરોને શુદ્ધ કરેલી ધાતુ પૂરી પાડતી હોવાનું જણાય છે. મૈસૂરનો સોનું ધરાવતો પ્રદેશ સિંધુ શહેરોને પીળી ધાતુ પૂરી પાડનારો મુખ્ય સ્રોત હતો, જ્યારે નર્મદા ખીણમાંના રાજપીપળાનો અકીકનો ભૂભાગ ભાગાતળાવ અને મહેગામ દ્વારા લોથલમાં એ અર્ધ-કિંમતી પથ્થરો મોકલી આપતો હતો. સાગ પંચમહાલ અને સાબરકાંઠાનાં જંગલોમાંથી આવતો હતો અને સેલખડી દક્ષિણના પ્રદેશમાંથી આવતી હતી, જ્યારે સિંધના સક્કર-રોહરીમાંથી ચર્ટ આવતું હતું. અફઘાનિસ્તાનમાંથી ક્યારેક ક્યારેક વૈદૂર્યની આયાત થતી હતી.

ભારતીય વેપારીઓએ આ પેટા-ખંડની બહાર સમુદ્રપારનાં સંખ્યાબંધ વેપાર-કેંદ્ર સ્થાપ્યાં હતાં. જેના પર ભારતીય સંપ્રદાયનું દૃશ્ય કોતરેલું છે તેવું પથ્થરનું એક વાસણ દિયાલની ખીણમાં મળી આવેલું હોઈ, એ પરથી ત્યાં આવી એક વસાહત હોવાનો પુરાવો મળે છે. દિયાલ ખીણમાંના અસ્પાછિયામાં પથ્થરનાં તોલાં અને મણકા તેમજ બીજા લાક્ષણિક હડપ્પીય પદાર્થ મળી આવ્યા છે. સિંધુ પેદાશો, ખાસ કરીને હાથીદાંતના પદાર્થ, સીરિયામાં ઉત્તરે છેક રાસ શમરા સુધી પહોંચ્યા હતા, જ્યાંથી સમુદ્રપારના વેપારના ગાળામાં કેટલીક જાતનાં ચિત્રિત મૃત્પાત્ર લોથલ સુધી લાવવામાં આવેલાં જણાય છે.

માલની ગુણવત્તાનું એકધોરણપણું સિંધુ સભ્યતાનું મહત્ત્વનું લક્ષણ છે. એ પરથી સમર્થ શાસનતંત્ર દ્વારા વેપારને લગતા નિયમોનો થતો અસરકારક અમલ સૂચિત થાય છે. જોતાં આશ્ચર્ય થાય છે કે ઓજારોનાં, હથિયારોનાં અને અલંકારોનાં કદ, અને જેમાંથી એ બનાવવામાં આવતાં હતાં તે સાધનસામગ્રી પણ

પૂર્વનિશ્ચિત હતાં, આથી એકધારી ગુણવત્તા અને મોટા પાયા ઉપરના ઉત્પાદનની ખાતરી રહેતી હતી. શાસનતંત્ર સાથેનો વણિકશ્રેણીઓ અને વ્યક્તિગત કારીગરોનો સહકાર ન હોય તો ઉચ્ચ માત્રાનું આવું એકધોરણપણું સમગ્ર સિંધુ સામ્રાજ્યમાં શક્ય બન્યું ન હોત.

અંતમાં તોલાંના એકધોરણપણા વિશે કંઈક કહેવું જોઈએ. સિંધુખીણની જેમ ગુજરાતમાં પણ તોલાંની દ્વયંશ (દ્વ્યાવર્તક) પદ્ધતિ પ્રચલિત હતી. આ પદ્ધતિમાં પથ્થરનાં ઘન તોલાં (પટ્ટ ૨૪, આ. ૧૪૫) ૧, ૨, ૪, ૮, ૧૬, ૩૨, ૬૪, ૧૨૮ વગેરે પ્રમાણમાં, ૧.૮૨૩૩ ગ્રામના નાનામાં નાના એકમના મધ્યમ મૂલ્ય સાથે, ચાલતાં હતાં. ગુજરાતમાંનું બીજું ધોરણ ૩½, ૭, ૧૪, ૨૮નું હતું, જેમાં નાનામાં નાનું વજન ૪.૩૩૭૦ ગ્રામનું હતું. બીજો એકમ ૮.૫૭૫ ગ્રામનો છે; એ અંદાજે સુસામાંની ભારે એસીરિયન પદ્ધતિમાંના ૮.૩૭ ગ્રામના શેકલના વજનનો છે. આમ એ સ્પષ્ટ થાય છે કે આંતરરાષ્ટ્રિય વેપારના હેતુ માટે લોથલના વેપારીઓએ બેબિલોનિયાનું ધોરણ સ્વીકાર્યું હતું, જ્યારે આંતરિક વેપાર માટે સિંધુ ધોરણ પ્રચલિત હતું. આ સંબંધમાં એટલું ઉમેરવાનું કે સુસામાંથી મળેલી સિંધુ મુદ્રાથી તથા સિંધુ ધોરણના ઘનાકાર પથ્થરી તોલાથી સુસાની સાથેનો વેપારી સંબંધ જાણવામાં આવે છે. લોથલમાં મળેલી, અનેક રેખાઓમાં દોરેલા સ્વસ્તિકનો ભાવ સાચવતી, પકવેલી માટીની મુદ્રા સુસામાંથી મળેલી મુદ્રાઓ સાથે સામ્ય ધરાવે છે. લોથલ અને સુસા એ બંને સ્થળોએ મળેલા બીજા પદાર્થોમાં[૧૫] કાર્નેલિયનના ખચકા પાડેલા મણકા, શુદ્ધ તાંબાના ચાનકી-ઘાટના ગઠ્ઠા, કૂતરા તથા આખલાની તાંબાની બનાવેલી પૂતળીઓ તેમજ છીપ અને હાથીદાંતનાં સોગટાં છે, એ ઈ. પૂ. ત્રીજી સહસ્રાબ્દીમાં ગુજરાત અને એલમ વચ્ચેના વેપારી સંબંધનું સૂચન કરે છે.

## ( ઔ ) વસ્તી-સ્તરોના તબક્કા

### ૧. કાલ અ: હડપ્પીય સંસ્કૃતિ (ઈ. પૂ. ૨૪૫૦-૧૯૦૦)

લોથલ મુખ્યત્વે એક સંસ્કૃતિનું સ્થળ છે, જે કાલ अ અને કાલ आ તરીકે અનુક્રમે નિર્દેશેલી હડપ્પીય સંસ્કૃતિની ઉન્નતિ અને અવનતિના કાલ ઉપર સારો એવો પ્રકાશ પાડે છે, સિવાય કે અબરખિયાં લાલ મૃત્પાત્રોથી મૂર્ત થતી સાંસ્કૃતિક પરિસ્થિતિ, જેનો નિર્દેશ પહેલાં કર્યો છે. છેક તળેથી શરૂ થતાં અંક ૧ થી ૫ સુધીનાં બાંધકામોની પ્રવૃત્તિના પાંચ ઉત્તરોત્તર તબક્કા અહીં તારવી શકાય છે. એમાંના પહેલા ચાર તબક્કા કાલ अ માં છે અને સૌથી ઉત્તરકાલીન તબક્કો અર્થાત્ તબક્કો ૫ કાલ आ માં મુકાયો છે.

કાલ ૩ નું મહત્ત્વનું લક્ષણ એ હડપ્પીય મૃત્પાત્ર અને અબરખિયાં લાલ મૃત્પાત્ર વાપરનારા લોકોનું સહ-અસ્તિત્વ છે, જેમાં પાછળના લોકો ક્રમશઃ પોતાનું વ્યક્તિત્વ ગુમાવ્યે જતા હતા. સૌરાષ્ટ્રમાંની સિંધુ સભ્યતાનું બીજું નોંધપાત્ર લક્ષણ સ્થાનિક અને હડપ્પીય સંસ્કૃતિઓના સહમિશ્રણમાંથી પરિણમતી એની પ્રાંતીય લાક્ષણિકતા છે. લોથલમાં આવતાંની સાથે હડપ્પીય લોકોએ પોતાનાં પથ્થર અને ધાતુનાં ઉચ્ચ કક્ષાનાં ઓજાર દાખલ કર્યાં અને સમુદ્રમાર્ગીય વાણિજ્યનો વિસ્તાર કર્યો. સચ્છિદ્ર નળાકાર ઘડા ડ-ઘાટના અને કાપાવાળી કિનારીવાળું મોટું વાસણ, બહાર કાઢેલી કિનારીવાળી બેસણીવાળી ઘોડી-પરની-થાળી, સાંકડા કાંઠલાવાળો ગોળમટોળ કળશ, જામ, લાંબો પ્યાલો, કથરોટ, સચ્છિદ્ર કાનવાળો પ્યાલો, અને સીધી-દીવાલની મોટી કોઠીઓ જેવા સિંધુ ખીણના કુંભારકામના તમામ પ્રકાર તુરતાતુરત ઉપયોગમાં લેવામાં આવ્યા હતા. સાથે સાથે હાથાવાળા અને હાથા વિનાના બહિર્ગોળ બાજુવાળા વાડકાઓની હડપ્પીય ઘડતરમાં નકલ કરવામાં આવી હતી, જેના રંગ લાલથી લઈ બદામી સુધીના હોય છે. માર્જિત કે અમાર્જિત લાંબી સમાંતર ભુજવાળી પતરીઓ આયાત કરેલા 'ચર્ટ' જાતના પથ્થરમાંથી સ્થાનિક રીતે બનાવી લેવામાં આવતી હતી. 'ચર્ટ'નાં ઘનાકાર તોલાં અને સેલખડીની ચોરસ મુદ્રાઓ જેવી હડપ્પીય વેપારી ચીજો સાથોસાથ ભાલાનાં પાંદડા-આકારનાં ફળાં, અસ્તરા, બાણનાં આંકડીદાર ફળાં, માછલીની ગલ અને તાંબા કે કાંસાની નાકાવાળી સોયો પણ દાખલ કરવામાં આવ્યાં હતાં. નવા આગંતુકો તરફથી વાણિજ્ય વ્યવસ્થિત કરવામાં આવ્યું હતું અને તોલાં અને માપ ધોરણસર કરી લેવામાં આવ્યાં હતાં. ધાતુનાં ઓજારોની વધતી જતી માંગને લઈ સિંધુખીણમાંથી લોથલમાં તામ્રકારો સારી સંખ્યામાં ખેંચાઈ આવ્યા હતા. પોતાની આકાંક્ષા હોવા છતાં પણ આ આગંતુક હડપ્પીય લોકો પ્રારંભમાં જે સત્વર સિદ્ધ ન કરી શક્યા તે હતું નગરનું પદ્ધતિપૂર્વકનું આયોજન અને વધુ સારી નાગરિક સુવિધાઓ. ક્યાંક નીક તો ક્યાંક ખાળકોઠી દાખલ કરી હોવા છતાં જાહેર સ્વચ્છતા ખૂબ જ નબળી હતી અને ઘરોમાં સ્નાનગૃહ નહોતાં. કદાચ સ્થાનિક વસ્તીએ, સુધારેલાં ઓજારોનો અને વિકસિત હુન્નરવિદ્યાનો સમાદર કર્યો હોવા છતાં, નગર-આયોજન હજી ઉત્સાહપૂર્વક હાથ ધરાયું નહોતું. હડપ્પીય લોકો ગામનું પુનરાયોજન કરી શકે તે પૂર્વે તેઓને લાંબો સમય રાહ જોવાની હતી.

લોથલમાં લોકોનો પહેલો વસવાટ થયો તે પછી એકાદ સૈકે, લગભગ ઈ. પૂ. ૨૩૫૦ માં, પૂરને લઈ બધાં ઘર નાશ પામ્યાં અને ગામને ફરતા (peripheral) માટીના બંધમાં પહોળાં ગાબડાં પડી ગયાં. આ વિકટ સમયે

વસાહતીઓએ માનવ અને સરંજામને લગતી પોતાની તમામ સાધનસામગ્રી ભેગી કરી અને વધુ કાયમ પૂરરોધક પગલાં યોજ્યાં. કોઈ બુદ્ધિમાન અગ્રણીના માર્ગદર્શન નીચે એમણે કોટની દીવાલોને પાછી મજબૂત કરી અને પૂર્વ-ચિંતિત યોજના પ્રમાણે ઊંચી પીઠિકા ઉપર મકાન બાંધ્યાં. એમણે કૃત્રિમ ધક્કાની રચના કરી વહાણોને નાંગરવાની સગવડો સુધારી લીધી, એટલું જ નહિ, એ ઉપરાંત નીકો અને સ્નાનગૃહો બાંધીને વધુ સારી નાગરિક સુઘડતા પૂરી પાડી.

છાપ પાડે તેવાં જાહેર મકાન ઊભાં કરવામાં અગ્રણીએ દાખવેલી હિંમત અને ચતુરાઈ નોંધપાત્ર છે. વસાહતીઓએ ઉઠાવેલા શ્રમની વિપુલતાનો એ હકીકત ઉપરથી ખ્યાલ આવે છે કે ધક્કાની રચના કરતાં પહેલાં દસ લાખ ઘન મીટરથી વધુ માટી ખોદવી પડેલી અને વખારો, ગોદી વગેરે સંખ્યાબંધ જાહેર અને ખાનગી મકાનો ઊભાં કરવા માટે કાચી તથા પાકી લાખો ઈંટો તૈયાર કરવી પડેલી. મકાનોને પૂરથી સલામત રાખનારી અનેક નક્કર પીઠિકાઓ નીચલા નગરમાં અને ઉપરકોટમાં ઊભી કરવી પડી હતી. પહેલાં એમાંથી અહીં એ નોંધીએ કે તબક્કા ૨ (ઈ. પૂ. ૨૩૫૦-૨૨૦૦)માં, સિંધુ ખીણનાં શહેરોની બાબતમાં છે તેમ, લોખંડના જાળીવાળા ઘાટમાં સારી રીતે આયોજેલ વિશાળ મકાનો અને નવા માર્ગોની સગવડ કરવા વસાહતી વિસ્તારને સારા પ્રમાણમાં વિસ્તૃત કરવામાં આવ્યો હતો. તવંગરનું હોય કે ગરીબનું હોય, દરેક મકાનમાં સ્નાનગૃહ કરવામાં આવતું હતું, જેને નગરમાંથી ગંદા પાણીનો નિકાલ કરવા માટેની નીક દ્વારા જાહેર મોરીની સાથે જોડવામાં આવતું હતું. 'નીચલા નગર'થી અલગ તારવવા માટે જેને 'ઉપરકોટ' સંજ્ઞા આપવામાં આવી છે તેવાં, નગરના દક્ષિણ વિભાગમાં પીઠિકાઓના સહુથી ભવ્ય સમૂહ ઉપર બાંધવામાં આવેલાં વિશાળ મકાનોમાં રાજ્યકર્તા અને એના અધિકારીઓ રહેતા હતા. નીચલા નગરમાંનાં બધાં કારખાનાં અને રહેણાક મકાનો ભિન્ન ભિન્ન ઊંચાઈવાળી પીઠિકાઓ ઉપર આવેલાં હતાં. દુકાનોની હાર ધરાવતો બજારમાર્ગ નગરતળની ઉત્તર કિનારી સુધી લંબાતો હતો. નગરના કાળજીપૂર્વક આયોજનને બાજુએ રાખીને પણ કહી શકાય કે લોથલના લોકોએ સિંધુ સભ્યતાને સમૃદ્ધ કરવામાં એક નવું મહત્ત્વનું કાર્ય કર્યું તે એ કે લોથલના બંદરે આવતાં વહાણોને નાંગરવાની વધુ સારી સગવડ કરી આપવા માટે ઘટ્ટ ઈંટેરી દીવાલોનો કૃત્રિમ ધક્કો તૈયાર કર્યો અને વસ્તુઓનો સંગ્રહ કરવાની સગવડ માટેની વધતી જતી માંગને વખારો બાંધીને પહોંચી વળવામાં આવ્યું.

બંને પ્રકારની રચના ખૂબ જ શાસ્ત્રીય પદ્ધતિએ આયોજિત કરવામાં આવી. હકીકતે હડપ્પીય લોકો ધક્કો બાંધવાની ઇજનેરી વિદ્યામાં અગ્રેસર હતા.

સમગ્ર નગર અને મહત્ત્વની છૂટક ઇમારતોને પૂરમાંથી બચાવવાને માટે ઝીણવટભરી કામગીરી કરવામાં આવી હતી. તબક્કા ૧ માં બાંધેલા નગરના કોટના માટીના બંધમાં પડેલાં ગાબડાંને સમરાવી લીધા પછી વસાહતીઓએ એને તબક્કા ૨ માં પાક્કો મજબૂત બનાવી દીધો અને વિસ્તાર્યો કે જેથી એ પૂરો સામેના સંરક્ષણની પ્રથમ હરોળ તરીકે કામ લાગે, જ્યારે અંદરની પીઠિકાએ બીજી હરોળ બની રહે. નગરને સ્વચ્છ રાખવાને માટે હડપ્પીય લોકોએ પહેલી જ વાર મોરીએ, કૂંડીએ, પાણી-ઢાળિયાં, ખાળકૂવા (cess-pools) અને એને માટેની તપાસ-કૂંડીએ (inspection-chambers) દાખલ કર્યાં. તેઓએ ચોકસાઈ રાખી કે પ્રત્યેક રહેણાક(block)માં જાહેર કે ખાનગી મોરીઓની અથવા ઓછામાં ઓછી ખાળકૂવાઓ(soakage-jars)ની જોગવાઈ કરવામાં આવે અને એ નિયત સમયે સાફ કરવામાં આવે. ભૌતિક સમૃદ્ધિની વૃદ્ધિ સાથે લોકોની કલા-કુશળતા પણ આ કાલ દરમ્યાન નવી પરાકાષ્ઠાએ પહોંચી. સારી એવી સંખ્યા ધરાવતાં મૃત્પાત્ર સિંધુ શૈલીએ ચીતરાયાં. લોથલના કુંભકારોએ વાસ્તવિકતા, સત્ત્વ અને જોમ માટે જાણીતી ચિત્રણની નવી શૈલી દાખલ કરીને મૌલિકતા બતાવી. જેને 'પ્રાંતીય શૈલી' કહેવામાં આવે છે તેણે પોતાના વિષય માટે લોકવાર્તાએ અને એની પ્રાકૃતિક સંયોજનમાં ભૂમિદૃશ્યો, ખાસ કરીને પ્રાણીએ, પસંદ કર્યાં. વિચારોની મૌલિકતા વાસણો ચીતરવા માટે અપનાવેલી રંગ-યોજનામાં પણ જોવા મળે છે. કેટલાક દાખલાઓમાં કલાકાર બદામી પૃષ્ઠભૂમિકા ઉપર ચૅાકલેટ રંગનો ઉપયોગ કરતો હતો, જ્યારે બીજા દાખલાઓમાં એણે સિંધુખીણનાં મૃત્પાત્રોની કાળી-ઉપર-લાલ રંગયોજના જાળવી રાખી. આ સંબંધમાં એ નોંધવું જોઈએ કે ઘડાઓના બદામી રંગ માટે, પકવતી વખતે સંપૂર્ણપણે પ્રાણવાયુ-સંયોજિત (oxidised) ન થતો, સ્થાનિક માટીમાં રહેલો ચૂનાનો અંશ જવાબદાર હતો.

મોજશોખની વસ્તુઓ અને કલાના પદાર્થોની માંગ ક્રમે ક્રમે વધતી જતી હતી. મોટી સંખ્યાનાં ચિત્રિત વાસણ, પકવેલી માટીની અને ધાતુની પૂતળીઓ, ઊંડી કોતરેલી સેલખડીની મુદ્રાએ અને છીપ તથા હાથીદાંતનાં જડાવ-કામોનું અસ્તિત્વ આને લઈને છે. તબક્કા ૨ માં ભારે ધક્કો અને મોટી વખાર બાંધવામાં આવ્યાં હતાં એ હકીકત જ સૂચવે છે કે સમુદ્રપારનો વેપાર ભારે

પ્રમાણમાં વધ્યો હતો. જે કોઈ સ્થાનિક પેદાશનાં નહોતાં તેવા કિંમતી પથ્થરો ચર્ટ, સેલખડી, સોનું અને ત્રાંબા જેવા કાચા માલમાંથી બનાવેલાં ઓજારો, હથિયારો અને ઘરેણાં આજે મોટી સંખ્યામાં મળતાં હોવાથી આને વધુ સમર્થન મળે છે. એ માલ પશ્ચિમ એશિયા, સિંધુખીણ અને દક્ખણમાંથી મેળવવામાં આવતો હતો. નાઈલની ખીણમાંથી આવેલી શોભાની નાની ચીજોમાં 'મમી' અને 'ગોરિલ્લા'ના પકવેલા માટીના નમૂના છે. લોથલમાંથી હાથ લાગેલી ઈરાનના અખાતમાં ઉદ્ભવેલી સેલખડીની ગોળાકાર મુદ્રા બહેરીનના ટાપુઓ અને સૌરાષ્ટ્ર વચ્ચેના વેપારી સંપર્કની નિશ્ચિત સાબિતી પૂરી પાડે છે. એવું પણ જોવામાં આવ્યું છે કે સુમેરનાં બંદરોમાં જઈ આવેલા લોથલના વેપારીઓ પોતાની સાથે વીંધવાળા ભિન્ન પ્રકારના સોનાના મણકા અને યુફ્રેતિસ-તૈગ્રિસની ખીણમાં વ્યાપક થયેલી આરક્ષિત લેપન-મૃત્પાત્ર(reserved slip-ware)ની હુન્નરશૈલીથી સુશોભિત કરેલાં મૃત્પાત્ર લાવ્યા હતા.

લોથલનું નવું નગર પૂરના ભયથી તદ્દન મુક્ત નહોતું. તબક્કા ૨ માં ઉપરકોટમાંનાં કેટલાંક બાંધકામોને ત્રણ વાર મજબૂત કરવામાં આવ્યાં હતાં કે ફરી બાંધવામાં આવ્યાં હતાં. મોરીઓને ઊંચે લેવામાં આવી હતી અને જરૂરિયાત પ્રમાણે માર્ગ પહોળા કે સાંકડા કરવામાં આવ્યા હતા. ૨ અ, ૨ આ અને ૨ ઇ સંજ્ઞા પામેલા ઇમારતી પ્રવૃત્તિના આ પેટા-તબક્કા પૂરને લીધે થયેલી નાની નુકસાનીઓનો ખ્યાલ આપે છે. લગભગ ઈ. પૂ. ૨૨૦૦ માં નગર ઉપર ભારે પ્રબળ પૂર ફરી વળ્યું અને એણે મકાનોને ભારે નુકસાન પહોંચાડ્યું.

આમ છતાં નગરના શાસકે ઉપરકોટમાંનાં તેમજ નીચલા નગરમાંનાં નુકસાન પામેલાં પીઠિકાઓ અને મકાનોને દુરસ્ત કરાવવામાં જરા જેટલો પણ સમય જવા દીધો નહિ. લોથલના નગરના શહેરના રૂપમાં થયેલા પુનર્વિધાન અને વિસ્તરણના આ તબક્કાને તબક્કા ૩ સંજ્ઞા આપવામાં આવી છે, જેમાં બે પેટા-તબક્કા અલગ પાડી શકાય છે. આ સમયે માર્ગોમાંથી પૂરે સર્જેલા કાટમાળને સાફ કર્યા પછી જૂનેરા પાયાઓ ઉપર મકાન ફરી બાંધવામાં આવ્યાં હતાં. પૂરની સામેની વધુ અગમચેતી તરીકે મકાનો ફરી બાંધતાં પહેલાં પીઠિકાઓની ઊંચાઈ વધારવામાં આવી હતી. જૂની જાહેર મોરીઓનો નવી ઘર-મોરીઓમાંથી પાણી જવા દેવા માટે ઉપયોગ કરી લેવામાં આવ્યો હતો અને નવાં પાણી-ઢાળિયાં તેમજ તપાસ-કૂંડીઓ પણ જ્યાં જરૂર હતી ત્યાં ઉમેરી લેવામાં આવી હતી. પૂર શાસક અને શાસિતોના ઉત્સાહને ઢીલો કરી શક્યું

નહોતું, ઊલટાનું પશ્ચિમ વિભાગમાં મકાનોના નવા સમૂહ, નવા માર્ગ અને નવી ગલીઓ ઉમેરવામાં એણે એમને ઉત્સાહિત કર્યા હતા. તબક્કા ૩ દરમ્યાન ઉદ્યોગીકરણનું પગલું પણ ખૂબ આગળ વધવા પામ્યું હતું. વ્યક્તિગત કારખાનાં, જેવાં કે મણિયારો, છીપ અને હાથીદાંતના કારીગરો, તામ્રકારો, હાડકામ કરનારાઓ અને સોનીઓનાં, સારા પ્રમાણમાં વધ્યાં હતાં. હુન્નરકલાના કારીગરોની નાની દુકાનો બજારી લત્તામાં બાંધવામાં આવી હતી. આ તબક્કામાં જાહેર સ્થળોમાં પણ અગ્નિવેદીઓ રચવામાં આવી હતી, જ્યારે તબક્કા ૨ માં એ ખાનગી નિવાસોમાં જ રચાઈ હતી. એક મકાનમાં પશુયજ્ઞને માટેની અગ્નિવેદી પણ મળી આવી છે. સ્પષ્ટતઃ સામાન્ય માનવના ખાનગી જીવનમાં ધર્મે મહત્ત્વનો ભાગ ભજવ્યો હોવો જોઈએ, પરંતુ દેવાલય, અગ્નિવેદી અથવા તો એવું કોઈ મહત્ત્વનું ધાર્મિક બાંધકામ હજી સુધી ઉપરકોટમાં મળ્યું નથી, તેથી એવું લાગે કે નગરના શાસકોની બાબતમાં ધર્મ મહત્ત્વનો ન હોય, અથવા કોઈ રાજ્યધર્મ ન હોય. તબક્કા ૩ માં લોથલ શહેરની મોટી સમૃદ્ધિ ઔદ્યોગિક સ્થાનોની વધેલી સંખ્યા, વિસ્તૃત ખાનગી નિવાસો અને મોજશોખના પદાર્થોની વિપુલતાથી માપી શકાય છે. વહીવટીતંત્ર કાર્યક્ષમ હતું અને સુધરાઈના નિયમોનું કડક રીતે પાલન થતું હતું. લોથલના નાગરિકોનું ગૌરવ કરવા કહી શકાય કે પુનર્વિધાનના ઉત્તરોત્તર તબક્કાઓમાં તેઓ મકાનોના જૂનેરા તલમાનને ભારે કાળજીથી વળગી રહેતા અને માર્ગો ઉપર દબાણ કરવાનો પ્રયત્ન કદી કરતા નહિ. એમની નાગરિક સમજ એટલી ઉચ્ચ પ્રકારની હતી કે તેઓ જાહેર મોરીઓ એમાં જોડાયેલી ઘર-મોરીઓથી પુરાઈ ન જાય એને માટે જરૂરી અગમચેતી રાખતા.

અહીં મળેલી વિદેશી બનાવટની અનેક પ્રકારની નાની નાની ચીજો ઉપરથી નિર્ણય બાંધી શકાય છે કે લોથલ વિદેશો સાથેનો વેપાર ઘણા પ્રમાણમાં ખેડતું હતું. ઉત્ખનનમાંથી મળેલાં ચોકસાઈથી કાપેલી દાઢીવાળા પુરુષનું પકવેલી માટીનું માથું, તાંબાનું વૃષભ-માદળિયું, 'આરક્ષિત લેપન' હુન્નરશૈલીમાં એ લેપનોથી શણગારેલાં મૃત્પાત્ર અને ધરીમય નળીવાળા સોનાના ચક્રાકાર મણકા મેસોપોટેમિયામાંથી આવ્યાં હોવાં જોઈએ. લોથલમાંથી નિકાસ કરવામાં આવતાં છીપ, હાથીદાંત, કિંમતી પથ્થરોના મણકા અને સુતરાઉ માલના બદલામાં બહેરીન દ્વારા ઈરાન કે દક્ષિણ અરબસ્તાનમાંથી તાંબાના ગઠ્ઠાઓની આયાત કરવામાં આવી હતી. મેસોપોટેમિયા અને લોથલ વચ્ચે સાર્ગોનિક કાલના સમુદ્રપારના વેપારના બીજા પુરાવા સામાન્ય રીતે ઘાકમાં મળી આવતાં આહત

મુદ્રાની છાપ ધરાવતાં માટીનાં પકવેલાં કળશનાં ઢાંકણો અને આરક્ષિત લેપન-મૃત્પાત્રોના છે. વેપારને લઈને વધુ સંપત્તિ અને નવા વિચારોની આયાત થઈ. તોલનું નવું માન (માપ) દાખલ થયું. એ વિદેશો સાથેના વેપારને કારણે લોથલના કુંભારોએ સાધેલી પ્રાંતીય ચિત્રશૈલી ઉપર અંશતઃ એલમની શૈલીની અસર હતી, પરંતુ વિષયવસ્તુ તાત્ત્વિક રીતે ભારતીય હતું. પ્રથમ વાર જ, 'કાગડો અને લુચ્ચું શિયાળ' અને 'તરસ્યું હરણ અને પંખો' જેવી જાણીતી કાલ્પનિક વાર્તાઓ, જે પાછળથી 'પંચતંત્ર' માં દાખલ કરવામાં આવેલી છે તે, હડપ્પીય કુંભારી પાત્રોના ચિત્રણનો વિષય બની હતી. લોથલના કારીગરોની શોધકબુદ્ધિ છીપનો 'કંપાસ', હાથીદાંતની માપપટ્ટી અને કાંસાની કાણાં પાડવાની શારડી જેવાં નવાં વૈજ્ઞાનિક સાધનો અને ચોકસાઈ ભરેલાં ઓજાર ઉત્પન્ન કરી શકતી હતી. હાથીદાંતની માપપટ્ટીમાં દશાંશ પદ્ધતિના સૂક્ષ્મ વિભાગ આંકવામાં આવ્યા હતા.

ભારે પીઠિકાઓ અને ફરતી દીવાલો દ્વારા શહેરનું સંરક્ષણ થયું હતું એ છતાં જાહોજલાલીની પરાકાષ્ઠાએ લોથલને ઈ. પૂ ૨૦૦૦ માં પાણીના પૂરનો ભય આવ્યો. આ પૂરની અસર એવી ખાનાખરાબી કરનારી નીવડી હતી કે શાસકનો સુરક્ષિત મહાલય અને ત્રણ મીટર ઊંચી નક્કર ઈંટેરી પીઠિકા ઉપર બાંધેલી વખાર પણ ધોવાઈ ગયાં, જ્યારે નીચલા નગરનાં કાચી માટીની ઈંટોનાં મકાન માખણની જેમ ઓગળી ગયાં. જેમાં નદીનાં ઘૂમરી લેતાં પાણી એકાએક ફરી વળ્યાં હતાં તેવાં ઘણાંખરાં ગલીઓ અને માર્ગો નીચાં થઈ ગયાં અને પૂરના ભંગારથી ભરાઈ ગયાં. આમ અગાઉની ચાર શતાબ્દીઓ દરમ્યાન સધાયેલી હડપ્પીય લોકોની અજબ સિદ્ધિઓનો અંત આવ્યો. જાણે કે મકાનો અને કારખાનાંનો તથા ધક્કા અને વખારનો નાશ એ નિરાંતે બેઠેલા નાગરિકોને માટે પૂરતી આપદા ન હોય એમ નદીએ એના પ્રવાહના માર્ગને પૂરી દીધો અને ધક્કાને ઊંચો અને સૂકો કરી મૂકી પોતાનો માર્ગ એકદમ બદલી નાખ્યો. આને લીધે સમુદ્રપારનો સમગ્ર વેપાર થંભી ગયો અને સમૃદ્ધિનો ઝરો જ સુકાઈ ગયો.

પૂરને કારણે દ્વીપકલ્પના અંદરના ભાગમાં વધુ ઊંચા અને વધુ સલામત પ્રદેશોમાં આશરો શોધવા ઘણાં રહેવાસીઓ નગરનો ત્યાગ કરી ગયાં. જેઓ પાછાં ફર્યાં તેઓ અગ્રણી વગરનાં હતાં અને એમની પાસે સમગ્ર શહેરમાંથી પૂરતો ભંગાર સાફ કરવાનાં અથવા તો માર્ગો અને મોરીઓનો જીર્ણોદ્ધાર

કરવાનાં અને મોટા પ્રમાણ ઉપર મકાનો ફરી બાંધવાનાં પૂરતાં સાધન નહોતાં. માનવોનાં અને સાધનસામગ્રીનાં સાધનોને એકત્ર કરી શકે અને સમગ્ર નગરને ફરી બાંધવાના સર્વસામાન્ય હેતુ માટે સહકારી ભૂમિકા ઉપર શ્રમને વ્યવસ્થિત કરી શકે તેવી નેતૃ-પ્રતિભાના અભાવને લઈને જેવાંતેવાં બાંધકામ થયાં અને પરિણામે નાગરિક ધોરણ ઠીક ઠીક ઊતરી ગયું. જેઓ પાછાં ફર્યાં તેઓ પૂરના ભંગાર ઉપર બાંધેલાં હલકા પ્રકારનાં કાચી ઈંટોનાં મકાનોમાં રહેવા લાગ્યાં. આમ છતાં, ઉપરકોટની તદ્દન ઉપેક્ષા કરીને તેઓએ નીચલા નગરમાં માર્ગો અને ગલીઓના મૂળ તલમાનને જાળવી રાખવાનો પ્રયત્ન કર્યો. ઉપરકોટમાં હવે સત્તાનું અધિષ્ઠાન રહ્યું નહોતું, અને એ કુંભારો, રંગારા અને બીજા કારીગરોનું નિવાસસ્થાન બની ગયો હતો. અગાઉનાં જાહેર ગટરો, ભૂગર્ભ, પાણી-ઢાળિયાં અને ખાળકૂવા ભંગાર નીચે દટાઈ ગયાં હતાં અને ત્યાંના નિવાસીઓને સમગ્ર નગરમાંથી મેલું સાફ કરવાને માટે નાના ખાળકૂવાઓથી સંતોષ માનવો પડયો.

એમની હસ્તી માત્રનો આધાર સમુદ્રપારના વેપાર ઉપર રહેલો હોવાને કારણે વસાહતીઓએ ધક્કાની મરામત કરી અને નગરથી બે કિલોમીટરને અંતરે દૂર ખસી ગયેલી નદીની સાથે તળને જોડવાને માટે નવી અંતર્દ્વાર-પરનાળ ખોદી. ખૂબ વિચાર અને ભારે શ્રમ માગી લેતા આ પગલાથી ભરતીને સમયે ધક્કામાં નાનાં વહાણ આવી શકે એની સગવડ થઈ. વેપાર નિઃશંક પુનર્જીવિત થયો, પરંતુ એનું પ્રમાણ એટલું બધું ઘટી ગયું હતું કે વેપારીઓને ભારે નુકસાન પામેલી વખાર બાંધવાની જરૂરિયાત લાગી નહિ. વસ્તુતઃ ઈ. પૂ. ૨૦૦૦ પછી, રાજ્યના અર્થકારણમાં એક વાર જેણે મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો તે ભવ્ય ઇમારતના નિર્માણનો મૂળ હેતુ જ લુપ્ત થયો.

થોડા સમય પછી, જેમાં એક જ ધંધાના કેટલાય કારીગર રહે અને એક જ છત્ર નીચે કામ કરે તેવાં, વિશાળ કારખાનાં સ્થાપીને હાથીદાંત અને છીપનું કામ, મણકા-કામ અને ધાતુકામ જેવા કેટલાક સ્થાનિક ઉદ્યોગોને પુનર્જીવિત કરવાનો એ લોકોએ ગંભીર પ્રયત્ન કર્યો. વિભાગ ક્ર માં કામદારોનાં નિવાસસ્થાન અને મધ્યવર્તી કોઢ સાથેનું મણકાનું કારખાનું નવા ઔદ્યોગિક સાહસનું સારું ઉદાહરણ પૂરું પાડે છે. અકીકના કંકરની કાચી સામગ્રીને પરિપક્વ કરવા માટે મુખ્ય કારખાનાના મકાનની બહાર એક ભઠ્ઠી પણ બાંધવામાં આવી હતી. કારખાનાની કોઢમાં, ઘડતરની વિવિધ ભૂમિકાઓમાંના અર્ધ-કિંમતી પથ્થરોના મણકા ધરાવતા, બે ઘડા દટાયેલા મળ્યા છે એ હકીકત

નિર્ણયાત્મક રીતે પુરવાર કરી આપે છે કે મણિયાર અહીં કામ કરતા હતા, જ્યારે બાજુના ઓરડાઓમાં જોવામાં આવેલાં એમનાં ઓજારો અને ઘરાળુ વાસણો સૂચવે છે કે એ કારીગર વસ્તુતઃ કારખાનાના વિસ્તારની અંદર રહેતા હતા. તબક્કા ૪ નું ગણાય તેવું મહત્ત્વનું બીજું કારખાનું તે નીચલા નગરની ઉત્તર કિનારીએ બાંધેલું તામ્રકારોનું છે. કમનસીબે ઉપરના બાંધકામની કોઈ ભાળ મળતી નથી અને મકાનના પૂરા રેખાંકનનો ખ્યાલ મેળવવો મુશ્કેલ છે, આમ છતાં એવું બતાવવાને પૂરતો પુરાવો છે કે એક જ છત્ર નીચે કેટલાયે તામ્રકાર અહીં કામ કરતા હતા. તાંબાના ગઠ્ઠા ઓગાળવાને માટે માટીની પકવેલી કુલડી, કાટોડાનો ગઠ્ઠો અને તાંબાનું પતરું નજીકમાં જ બાંધવામાં આવેલી ગોળાકાર ભઠ્ઠીની નજીકમાં મળી આવ્યાં હતાં. ભઠ્ઠીથી થોડે અંતરે દરેકમાં ધડા- ભઠ્ઠી હોય તેવી એકબીજા સાથે જોડાયેલી, ઈંટોની ફરસબંધીવાળી, પાંચ કૂંડીઓ મળી આવી છે. સ્પષ્ટતઃ મૂડી અને કાચો માલ પૂરો પાડનારા સહ-કારીગર કે મૂડીદાર વેપારીની દેખરેખ નીચે ધાતુના કારખાનામાં ઓછામાં ઓછા ૭ જેટલા ધાતુકાર સાથે કામ કરતા હોવા જોઈએ. શાસકના લોપને પરિણામે સંખ્યાબંધ કારીગરોને કામે લગાડતા વચલા વેપારીનો પ્રવેશ લોથલનાં તબક્કા ૪ નાં મણકા અને ધાતુના કારખાનાંમાંથી સૂચિત થાય છે.

વેપાર અને ઉદ્યોગને પુનર્જીવિત કરવા માટે લોકોએ નવેસર કરેલા પુનઃપ્રયત્નો છતાં તબક્કા ૩ ના અંતે પૂરને કારણે આંતરિક પડતી આવી ચૂકી હતી અને આ પડતી તરફની ગતિને અટકાવનારાં કોઈ સાધન હતાં નહિ. નગર કદમાં સંકોચાયું અને સગવડવાળાં મકાનોની સંખ્યા તબક્કા ૪ (ઈ. પૂ. ૨૦૦૦–૧૯૦૦) માં ક્ષીણ થઈ. વારંવારનાં પૂર અને જમીનની વધતી જતી ખારાશને લઈને ઝડપી બનેલી, સિંધુ સભ્યતાની સાર્વત્રિક પડતી, ખરાબ સજાવટનાં મકાનોની, કંગાલ રીતે નભતાં જાહેર કામોની, ઊતરતી કોટીનાં માટીનાં પાત્રોની અને મોજશોખના માલની અછતમાં પ્રતિબિંબિત થાય છે. કુદરતી આફતોમાંથી ઉગારે તેવાં જાહેર કામોને ટકાવી રાખવા માટે પહેલ કરી શકે તેવો, નાગરિકોનો આદર ધરાવનારો, કોઈ રાજકીય નેતા નહોતો રહ્યો. હવે ધર્મે રાજકારણ કરતાં વધુ મહત્ત્વનો ભાગ ભજવ્યો એ નીચલા નગરમાં રહેલી અગ્નિવેદીઓની વિપુલતા પરથી તથા ઉપરકોટમાં પણ એના પ્રથમ વાર હોવાપણા પરથી સમજાય છે. કદાચ અગ્નિપૂજક કોમે બીજાઓ ઉપર આધિપત્ય મેળવ્યું હતું.

સમધારણ વરસાદનાં વર્ષો દરમ્યાન લોથલના રહેવાસીઓ પૂરથી બીતા નહોતા, કારણ કે એમનાં મકાન અંશતઃ ચાલુ કબજાને પરિણામે તેમજ અંશતઃ

પૂરોને પરિણામે સૈકાઓથી એકઠા થયેલા કાટમાળના જાડા થરો ઉપર બંધાયેલાં હતાં. નગરને ફરતી દીવાલ ફરી બાંધવાની તેમજ આંતરિક પીઠિકાઓની ઊંચાઈ વધારવાની બાબતમાં તબક્કા ૪ માં બતાવેલી ઉપેક્ષાનું આ પણ એક કારણ હોઈ શકે. મધ્યવર્તી પ્રબળ શાસનતંત્રનો અભાવ અને મોટાં જાહેર કામ હાથમાં લેવાની સાધનસામગ્રીની ઊણપ એ બીજાં કારણ હોઈ શકે. ગમે તેમ હો, એ હકીકત છે કે જ્યારે ઈ. પૂ. ૧૯૦૦ માં નદી એકાએક એના કાંઠાઓ ઉપર થઈને વહી ગઈ ત્યારે નગર ફરી એમાં પૂરેપૂરું ડૂબી ગયું. ખરું જોતાં એ કોઈ સામાન્ય પૂર નહોતું, પરંતુ પ્રલયપૂર હતું કે જેણે ભૂમિવિસ્તારમાં ફેલાયેલાં અનેક નગરોના અને ગામડાંઓના અસ્તિત્વને સાફ કરી નાખ્યું. અજમાયશી ઉત્ખનનોના અનુસંધાનમાં પાકી સ્થળતપાસ કરવામાં આવે તો સૌરાષ્ટ્ર અને દક્ષિણ ગુજરાતના સમગ્ર કાંઠાની પટ્ટીમાં જમા થયેલા કાંપના જાડા પડની નીચે દટાઈને પડેલી ભિન્ન ભિન્ન કદની ઘણી વધારે હડપ્પીય વસાહતો પ્રકાશમાં આવે. ઓછામાં ઓછી બે વસાહત, અર્થાત્ લોથલની નજીકનાં રંગપુર અને કોઠ, એકી સાથે પૂરોથી નાશ પામેલાં જાણવામાં આવે છે. અન્યત્ર કીમની ખાડીમાં ભાગાતળાવના હડપ્પીય બંદરની એ જ વલે થયેલી, જ્યારે શેત્રુંજી નદીની ખીણમાં હાથબને સમુદ્ર અને નદીએ સંયુક્ત રીતે કોળિયો કરી નાખેલું. કચ્છમાં દેસલપરને પથ્થરના આડબંધનું રક્ષણ હોવા છતાં એનો નાશ ઈ. પૂ. ૧૯૦૦ ના પૂરને જ આરોપવો જોઈએ. આ ઉદાહરણો એ સાબિત કરવાને પૂરતાં છે કે મોટા પાયા ઉપર આવેલાં પૂરોએ કચ્છ, સૌરાષ્ટ્ર અને દક્ષિણ ગુજરાતની હડપ્પીય વસાહતોનો નાશ કરી નાખેલો. કદાચ સિંધુની ખીણનાં સ્થળોની પણ એ જ દશા થઈ. આવી આપત્તિ માટે કારણો ચીંધતાં પૂર્વે લોથલમાં કાલ આ માં સિંધુ સભ્યતાની પ્રગતિ ઉપર થયેલી પ્રલયનાં પૂરોની પાછલી અસરો ઉપર વિચાર કરવા ક્ષણવાર થંભી જઈએ.

## ૨. કાલ આ : ઉત્તર હડપ્પીય સંસ્કૃતિ (ઈ. પૂ. ૧૯૦૦-૧૬૦૦)

ચોથા પૂરને પરિણામે લોથલમાંનાં કારખાનાં અને વખારોના અવશેષ સહિતનાં બધાં જ જાહેર અને ખાનગી મકાન ધરાશાયી થયાં. શહેરને ફરતી દીવાલો, બંદરની પીઠિકાઓ અને ધક્કાના બંધની દીવાલોનો નાશ થઈ ગયો અને પૂરની રેતીના થરથી એ સજ્જડ થઈ ગયાં. ધક્કાનું પાત્ર રેતીથી પુરાઈ ગયું અને નદીથી એટલું બધું અળગું પડી ગયું કે એક વાર ફરીથી વહાણોને નાંગરવાને માટે એને ઉપયોગમાં લેવાની બધી આશાઓ જતી કરવી પડી. પ્રલયપૂર

પછી લોથલમાં પાછા ફરેલા ગણ્યાગાંઠ્યા માણસોને—મોટે ભાગે ખેડૂતો, માછીમારો, ખારવાઓ અને કુંભારોને—એ વખતની સમૃદ્ધ નગરીને કાટમાળના આડાઅવળા સમૂહના રૂપમાં સરી પડેલી માલૂમ પડી હોવી જોઈએ. એ લોકો કાટમાળ સાફ કરવાને માટે ખૂબ જ થોડા, ત્યાં સગવડ ભરેલી રીતે પુનર્વસવાટ કરવાને માટે ખૂબ જ ગરીબ અને છતાં પોતાના બાપદાદાના સ્થાનને છોડી દેવા માટે ખૂબ જ નારાજ હોઈ, તેઓએ ધીરે ધીરે નાનાં નાનાં ઝૂંપડાં બાંધવાં શરૂ કર્યાં અને એક પછી એક આવી ખંડેરો ઉપર વસવાટ કરવા માંડ્યો. તબક્કા ૫ નાં મામૂલી પદાર્થોનાં બાંધેલાં આ નાનાં મકાન નબળી ફરસબંધીવાળાં અને નબળાં હવાઉજાસવાળાં હોવાનું માલૂમ પડ્યું છે. દીવાલો માટીની અથવા માટીની ગાર કરેલ સાંઠીઓની છે અને સ્નાનગૃહોનાં તળ પહેલાંનાં ખંડેરોમાંથી એકઠાં કરેલાં ઈંટાળા અને માટીની પકવેલી થેપલીઓથી જડેલાં છે, પરંતુ એ જાણમાં આવતાં નવાઈ ઊપજે છે કે આ રહેવાસીઓ લગભગ નિત્યકર્મ થઈ પડેલી સ્નાન જેવી એમની યુગજૂની પરંપરાને હજી પણ વળગી રહ્યા હતા. કેટલીક બાબતોમાં એ વહેમીલા પણ બની ચૂક્યા હતા, કારણ કે ઊંચાઈને કારણે ઉપરકોટ વસવાટ માટે સહુથી વધુ અનુકૂળ હોવા છતાં આશ્રિત વસાહતીઓએ એને પૂરી કાળજીપૂર્વક ટાળ્યો અને હવે નીચલા નગરના ઢોળાવોને પસંદ કર્યા. ધક્કો પોતે પણ નદીની રેતીની નીચે ઊંડો દટાઈ ગયો. વસવાની ધીમી પ્રક્રિયા અને સૈકાઓ સુધી ટીંબાનું ચાલુ રહેલું ધોવાણ 'તબક્કા ૫' માં વસાહતી જમાવના આછાપણાનો ખુલાસો આપે છે; પરંતુ નવી કુંભારકામની પરંપરાઓનો ક્રમિક વિકાસ અને મધ્ય ભારતની નદીઓની ખીણોમાં વસતા બીજા સાંસ્કૃતિક સમૂહો સાથેનો લાંબા ગાળાનો સંપર્ક સ્પષ્ટ સાબિતી આપે છે કે હડપ્પીય લોકો દૃષ્ટિગોચર થતા પૂરેપૂરા બંધ થઈ ગયા તે પહેલાં થોડા વધુ સૈકાઓ સુધી લોથલમાં ભરાઈ રહ્યા. અહીં એ વાત ઉપર ભાર દેવો જરૂરી છે કે પ્રલયપૂર પછીના લોથલ (તબક્કો ૫) ના રહેવાસીઓ હડપ્પીય લોકોના સીધા વારસદાર જ હતા, અન્ય કોઈ નહોતા. આ લોકો, પોતાના કાબૂ બહારના સંયોગોએ જેમ અને જ્યારે જરૂરિયાતો ઊભી કરી તેમ અને ત્યારે કેટલીક પરંપરાઓમાં પરિવર્તન કરતા, મોટા ભાગની હડપ્પીય પરંપરાઓને અનુસરવાનું ચાલુ રાખી રહ્યા. વિપરીત આર્થિક પરિસ્થિતિઓ છતાં એમણે પોતાની ધાર્મિક માન્યતાઓ અને સામાજિક રીતરિવાજોનો ત્યાગ કર્યો ન હોતો, પરંતુ પતરીઓ અને તોલાં બનાવવાને માટેના સારા દાણાદાર 'ચર્ટ', મુદ્રાઓ અને મણકાઓ બનાવવાને માટેની સેલખડી, ઓજારો અને હથિયારો બનાવવાને માટેનાં તાંબું અને કલાઈ,

અને મણકા બનાવવા માટેના કિંમતી પથ્થરો જેવી આયાત કરેલી સામગ્રીની અછતને લીધે સામગ્રીના સરંજામમાં અમુક પરિવર્તન અનિવાર્ય હતાં. કારીગરોને સ્થાનિક પ્રાપ્ય સામગ્રીનો ઉપયોગ કરવો પડ્યો, એને લીધે 'ચર્ટ'ની લાંબી સમાંતર–બાજુ પતરીઓને સ્થાને 'જેસ્પર' ની ટૂંકી પતરીઓ, અકીકનાં ઘનાકાર તોલાંઓને સ્થાને રેતિયાળ–પથ્થરનાં ગોળાકાર તોલાં અને 'ફાએન્સ'ના મણકાઓને સ્થાને માટીના પકવેલા મણકાઓ દાખલ કરવાની જરૂરિયાત ઊભી થઈ. બદલામાં નવી સામગ્રી મૂકવાનું થતાં ક્રિયાપદ્ધતિ અને આકારમાં કેટલાંક પરિવર્તન અનિવાર્ય હતાં. ઉદાહરણ તરીકે, કિનારીને ઉપસાવવાની (crested–riege guiding) ક્રિયાપદ્ધતિ અપનાવવામાં આવેલી હોવા છતાં 'જેસ્પર'ના નાના કંકરોમાંથી માત્ર નાની પતરીઓ જ બની શકે એમ હતું. રેતિયા પથ્થર અને 'શિસ્ટ'(schist)ના ઉપયોગને લઈ, તોલાંને ઉપરથી કાપેલો ગોળાકાર આપવો પડ્યો. વધુ સોંઘી વસ્તુઓ વાપરવાનું સામાન્ય થઈ પડ્યું. વિદેશો સાથેનો વેપાર બંધ થઈ જવાને પરિણામે પ્રસિદ્ધ સિંધુ મુદ્રાઓ લગભગ પૂરેપૂરી લુપ્ત થઈ. જે થોડી મુદ્રાઓ બચી તેઓના ઉપર ફેરફાર પામેલી લિપિ આવી, પણ કોઈ પશુ–ચિહ્ન ન રહ્યું. પથ્થર જેવી લેખનસામગ્રીનો ઉપયોગ બંધ થવાને કારણે અને એને સ્થાને કુંભારી પદાર્થોનો તથા નાશવંત પદાર્થોનો ઉપયોગ થવાને કારણે થયેલો જણાતો નોંધપાત્ર ફેરફાર એ છે કે લિપિમાં વપરાતાં વળાંકદાર ચિહ્નોની સંખ્યામાં ભારે ઘટાડો આવ્યો. ખૂબ જ મર્યાદિત સંખ્યાનાં ચિહ્ન, જે ખાસ કરીને સ્વરૂપમાં રેખાત્મક હતાં તેવાં જ, વપરાયાં. વાડકા, કૂંજા, સછિદ્ર નળાકાર કળશો અને ડ–આકારનાં વાસણ જેવા, થોડા હડપ્પીય માટીકામના પ્રકાર વપરાશમાંથી નીકળી ગયા, જ્યારે કેટલાંક બીજાં વાસણોએ નવા આકાર ધારણ કર્યા. મજબૂત લાલ મૃત્પાત્રમાં આગળ પડતી હાંસવાળી અને બહાર કાઢેલા સ્કંધવાળી થાળીને બદલે વાળેલી હાંસવાળી અને સ્કંધ બહાર ન નીકળ્યો હોય તેવી છીછરી થાળી થઈ, જ્યારે બેસણીવાળી ઘોડી–પરની–થાળી માં જાડી અને બેઠેલી એવી ઘોડીનો ઘાટ વિકસ્યો. લાલ અને બદામી મૃત્પાત્રોમાં પાતળી રચનાવાળો, ટૂંકા કાંઠલાનો અને બુદ્બુદ ઘાટનો કળશ, અંડાકાર દેહ અને ગોળ બેસણીવાળા, ઊંચા કાંઠલાના કળશમાં ફેરવાયો. ચપટ બહાર નીકળતી ચપટી કિનારી અને સીધી યા બહિર્ગોળ (convex) રૂપરેખાવાળી મોટી કોઠીમાં ગોળ કિનારી વિકસી. સ્થાનિક પ્રકારોમાં વાડકામાં વધુમાં વધુ ફેરફાર થયો. આરંભમાં બહિર્ગોળ બાજુવાળા વાડકાની બાજુઓ સીધી થઈ. વચલા તબક્કામાં એને બુઠ્ઠો બહાર કાઢેલો સ્કંધ થયો અને છેલ્લા

તબક્કામાં અંતર્ગોળ–બહિર્ગોળ રૂપરેખા થઈ. સૌરાષ્ટ્રના અવશિષ્ટ પ્રકાર અર્થાત્ ટૂંકા શોભાત્મક હાથાવાળા વાડકાને લાંબો હાથો આવ્યો, જ્યારે પાતળી કિનારીવાળા વાડકા ઘાટના દીવાને બદલે અંતર્વક્ર કાંઠલા અને મોરી જેવી કિનારવાળા-સુ–ઘડ છીંછરા દીવાએ સ્થાન લીધું. માટીકામના આ બધા વિકસિત ઘાટ રંગપુર ૨ ક, પ્રભાસ ૧ આ અને રોજડી ૧ આ માં પુનરાવર્તન પામ્યા છે. કુંભારી કામની રચનાને લાગે વળગે છે ત્યાંસુધી હડપ્પીય પરંપરાનાં બદામી રંગનાં મૃત્પાત્ર અને સૌરાષ્ટ્રનાં સ્થાનિક અબરખિયાં લાલ મૃત્પાત્ર તબક્કા ૪ માં ઓછાં થતાં ચાલ્યાં અને છેલ્લે તબક્કા ૫ માં અદૃશ્ય થયાં. લોથલ આ ની ઉત્તરકાલીન હડપ્પીય સંસ્કૃતિના કુંભારી ઉદ્યોગનાં બીજાં લક્ષણો આ છે: પ્રાણી અને વનસ્પતિનાં મુખ્ય રૂપાંકનોનું શૈલીકરણ; ત્રાંસી તથા તરંગાકાર રેખાઓ, ખૂચકા અને ફણગા, રેખાંકિત ત્રિકોણો અને ચોરસો, ટપકાંની પંક્તિઓ, હીરાઓ અને તરંગાકારો–જેવી પ્રાથમિક આકૃતિઓ માટેની સ્પષ્ટ પસંદગી; અને ચિત્રકામની કૃત્રિમ શૈલીનું સરલીકરણ. ઘણા થોડા કિસ્સાઓમાં વનસ્પતિ અને પક્ષીઓનાં મુખ્ય રેખાંકનોનું ઉપલક આલેખન પણ દેખાય છે. રંગપુર ૩ માંથી મળેલાં વાસણો ઉપર રેખાંકિત કરેલા વૃષભ અને બકરા લોથલ આ માંથી મળેલાં વાસણો ઉપર બિલકુલ રહેલા નથી. વાસણની સપાટી ઉપર ચળકતો લાલ રંગ લાવવા ભીનાશથી લીસું કરવાની ક્રિયાપદ્ધતિ હજી અહીં ઘડાઈ નહોતી. એ અનુ–હડપ્પીય રંગપુરમાંના સમય ૨ ક અને ૩ માં દેખાતું ઉત્તરકાલીન લક્ષણ છે. એકંદરે કહી શકાય કે ગરીબ થઈ ચૂકેલા લોકોની ઊતરતી જતી રુચિને સંતોષ આપવાની દૃષ્ટિએ લોથલના કુંભારે સમય આ માં વાસણોની મર્યાદિત સપાટી ઉપર કેટલીક પ્રાથમિક આકૃતિઓ ચીતરી. સિંધુ શૈલીમાં નજીવું સ્થાન પામેલાં—તરંગિત રેખાઓ, ખચકા અને તરંગાકારો—વિકસિત શૈલીમાં મુખ્ય રેખાંકન બન્યાં. પશુઓને એમની સ્વાભાવિક ભૂમિકામાં ચીતરવાને ટેવાયેલા નિષ્ણાત કલાકારનો અહીં હાથ હતો નહિ અને રંગની આયોજના કાળા–પર–લાલમાં મર્યાદિત હતી.

લોથલ આ નાં ઓજારોમાં અને દેહાલંકારોમાં દાખલ થયેલા થોડા બીજા ફેરફારોની પણ અહીં નોંધ લેવી જોઈએ. અનુકાલીન શિલ્પગ્રંથોમાં વર્ણિત લગ્ન–વીંટીઓની યાદ આપતી બમણા વળના માથાવાળી તાંબાની વીંટીઓ પહેલી વાર દાખલ થઈ અને માટીની પકવેલી બંગડીઓને સ્થાને વધુ ટકાઉ એવી છીપોની બંગડીઓ આવી. અકીક સહિતના ઘણાખરા અર્ધ–કિંમતી જાતોના પથ્થરોની આયાત થઈ શકતી નહિ. આ સામગ્રીમાં મણકાનાં ઘટેલાં કદ અને સંખ્યાથી કાર્નેલિયનની અછત સૂચિત થાય છે. એ જાણીને આશ્ચર્ય

થાય છે કે માટીના પકવેલા ગોળાઓના આકારમાં પણ મહત્ત્વનો ફેરફાર થયો. હવે તેઓ ગોળાકાર હોવાને બદલે અંડાકાર છે અને માટી હથેળીમાં દબાવવામાં આવી હતી–એ બતાવતાં ચારે આંગળીઓનાં નિશાન એની એક બાજુ ઉપર પડેલાં છે. લોથલના કુંભાર સમય આ માં નવા કુંભારી આકારોનો વિકાસ કરતા અટકી ગયા, જ્યારે રંગપુરના લોકો એક પગલું આગળ વધ્યા અને એમણે રંગપુર ૨ ક માં સપાટીના શોધનની નવી ક્રિયાપદ્ધતિ દાખલ કરી. વાસણોને ખૂલતો લાલ લેપ લગાવવામાં આવ્યો, ભીનાં ને ભીનાં ઉપર લીસપ આપવામાં આવી અને ચળકતી લાલ સપાટી આપવા એને ઉચ્ચ ઉષ્ણતામાને પકવવામાં આવ્યાં. આમ એ વાસણોને ‘ચળકતાં લાલ મૃત્પાત્રો’ની સંજ્ઞા મળી. નવાં ચિત્રિત રેખાંકન પણ રંગપુરમાં સમય ૩ માં દાખલ કરવામાં આવ્યાં, જેવાં કે મધ્ય ભારતીય તામ્રપાષાણયુગનાં ચિત્રિત મૃત્પાત્રોના વિષયમાં બન્યું છે તેમ પીઠ ખણતાં શીંગડાંવાળાં હરણો અને કબ્રસ્તાન ह નાં મૃત્પાત્રોના વિષયમાં બન્યું છે તેમ આંટી પાડતાં વક્રાકાર શીંગડાંવાળા વૃષભો. એ પછી તો લોથલનું અસ્તિત્વ જ ભૂંસાઈ ગયું હતું.

## અં. સિંધુ સભ્યતાની પડતી

પહેલાં આપણે જોયું કે કુદરતી આફતો અને માનવીય નિષ્ફળતાઓને પરિણામે ગુજરાતમાં સિંધુ સભ્યતાનાં કેવી રીતે વળતાં પાણી થયાં. હડપ્પા, મોહેંજો–દડો અને સિંધુખીણની બીજી વસાહતોની પડતીને જાતજાતનાં કારણ આરોપવામાં આવે છે. આર્યોનું આક્રમણ, વારંવાર આવતાં પૂરો, જમીનમાં વધેલી ખારાશ, પ્રદેશનું રફતે રફતે સુકવાણ, અને ભૂકંપો–એ સંયુક્ત રીતે તેમજ અલગ અલગ રીતે સિંધુ–શહેરોના વિનાશ માટે જવાબદાર હોવાનું કહેવાય છે. હડપ્પા અને મોહેંજો–દડોમાં મકાનોની ઊંચી ઊભણીમાંની કૃત્રિમ પીઠિકાઓ અને કાચી ઈંટોની પૂરણીઓ તેમજ કદાચ શહેરોની રક્ષણકારક દીવાલો—એ સૌ પૂરોની સામેના ટેકા હતી. મોહેંજો–દડો અને ચન્હુ–દડોમાં આવ્યા કરેલાં પૂરોનો, પૂરનિક્ષેપોના રૂપે, ઘણો પુરાવો છે. સિંધુમાં બુધ ટક્કર પાસે કાંપની ૧૩ મીટરની ઊંચી ટેકરી આદ્ય–ઐતિહાસિક કાલમાં સિંધુખીણમાં લાંબા સમય માટે આવેલા મોટા પૂરની ચોક્કસ એંધાણી આપે છે.[૧૬] વારંવારનાં પૂરોથી કંટાળી ગયેલા રહેવાસીઓ સિંધુ–શહેરો છોડી ગયા હશે. કુદરતી આપત્તિઓ વિશેના તાજા પુરાવાઓને, આક્રમણના મહત્ત્વ આપવામાં આવતું નથી. અર્થાત્ શ્મશાન ‘ह’ના લોકોને, આક્રમકો માનવામાં આવ્યા છે,

ને એમને કેટલીક વાર આર્યો તરીકે ઓળખાવવામાં આવે છે, પરંતુ એ સૂચવવું ઘટે કે તેઓ નગરીમાં આવી પહોંચ્યા એ પૂર્વે ઘણા સમય ઉપર, આક્રાન્ત ગણાયેલા હડપ્પીયોએ હડપ્પાનો ત્યાગ કરી દીધો હતો. બીજું, મોહેંજો-દડોમાંથી આક્રમણનો કોઈ શ્રદ્ધેય પુરાવો મળ્યો નથી. પ્રજાની કહેવામાં આવતી કતલ પણ નગરીના છેલ્લા તબક્કામાં થઈ હોવાનું કહી શકાય એમ નથી. ઉપરની સામગ્રીના પ્રકાશમાં એ માનવું મુશ્કેલ છે કે સિંધુ ખીણમાં સિંધુ સભ્યતાનો અંત આર્યોના આક્રમણને કારણે આવ્યો. ગુજરાતને લાગેવળગે છે ત્યાંસુધી, એ સાબિત કરવા માટે શ્રદ્ધેય પુરાવો છે કે, પૂરોને કારણે લગભગ ઈ. પૂ. ૧૯૦૦ માં લોથલ, રંગપુર, કોઠ અને ભાગા તળાવની પડતી થઈ, પરંતુ તે તે સ્થાનમાં જલદી પુનઃ વસવાટ થયો હતો. એ આ તબક્કો છે કે જ્યારે ગુજરાતમાંના બચી ગયેલા હડપ્પીયોની સાથે સિંધુ ખીણમાંથી આવેલા નિર્વાસિતો જોડાઈ ગયા. સમય જતાં અંદરના ભાગમાં કેટલીયે નવી વસાહતો ઊભી થઈ.

## ૧૦. કચ્છ-દેસલપરમાં હડપ્પીયો

રંગપુરમાં જોવામાં આવે છે તે પ્રમાણે, આરૂઢ હડપ્પીય નગરો અને ગામોનાં એક વખતનાં સમૃદ્ધ પ્રજાજનોથી જુદા જ પ્રકારના, જે હવે ઉત્તર હડપ્પીયો તરીકે ઓળખાય છે તે, રહેવાસીઓની સાધનસામગ્રીનું પરીક્ષણ કરતાં પહેલાં હડપ્પીયોએ કચ્છમાં શું કર્યું એ જોઈએ.

આ સ્થાન ધરુડ નદીની ઉપનદી, જેને તળપદમાં બામુ-છેલા નામે ઓળખે છે તે વોકળાના ઉત્તર કાંઠે છે અને એ ૧૩૦×૧૦૦ મીટરના વિસ્તારનું છે. ઉત્ખનનકારે[૧૭] સરવાળે ત્રણ મીટર ઊંડાઈના ભૂ-ભાગમાં બે સાંસ્કૃતિક કાલ તારવી આપ્યા છે. કાલ ૧ ને તબક્કા अ અને आ માં વિભાજિત કરવામાં આવ્યો છે. આમાંનો આરૂઢ હડપ્પીય સંસ્કૃતિ બતાવતો તબક્કો अ અને ઉત્તર હડપ્પીય સંસ્કૃતિ બતાવતો તબક્કો आ અદલોઅદલ લોથલના તબક્કા अ અને आ ને લાગુ પડી રહે છે. દેસલપર ૧ अ માં ચળકાટવાળાં લાલ મૃત્પાત્ર મળ્યાં નહોતાં, પરંતુ બેસણીવાળા સીધી દીવાલના વાડકા જેવા કેટલાક વિકસિત હડપ્પીય મૃત્પાત્ર-પ્રકાર જોવામાં આવે છે. દેસલપર ૧ अ નાં બે રસપ્રદ લક્ષણ આ છે: હડપ્પીય લાલ અને બદામી મૃત્પાત્રોની સાથોસાથ કોટ-દીજી મૃત્પાત્રોની હયાતી અને જે નીકવાળા છેદની હાથાવાળી કઢાઈ કહેવાય છે તેવા નવા પ્રકારના વાડકાની હાજરી. ઇરાદાપૂર્વક દ્વિવર્તુલાકાર કરેલા મથાળાવાળી આ

કઢાઈ તબક્કા ૧ અ ના વચલા સ્તરોમાં જ દાખલ કરવામાં આવી હતી. દેસલપર ૧ અ માં લોથલના પ્રકારનો દટ્ટા ઘાટના હાથાવાળો વાડકો પણ વપરાતો હતો, અને તબક્કા ૧ આ માં બંને પ્રકાર લોકપ્રિય બન્યા હતા. તબક્કા ૧ અ નાં બીજાં મહત્ત્વનાં કુંભારી પાત્રોમાં તરંગાકાર રેખાઓ વગેરેવાળાં આસમાની–લીલા રંગમાં ચિત્રિત રાખોડિયાં પાત્ર અને ધોળા લેપવાળાં કાળાં–અને–લાલ પાત્ર છે. તબક્કા ૧ આ માં ક્રીમલેપવાળું દ્વિરંગી લાલ મૃત્પાત્ર દાખલ કરવામાં આવ્યું હતું, પરંતુ લાલ મૃત્પાત્ર અને સફેદ લેપવાળાં કાળાં–અને–લાલ મૃત્પાત્રોમાંના વિકસિત હડપ્પીય ઘાટ પણ ચાલુ હતા. સફાઈની સગવડોનું અસ્તિત્વ થોડીક ખાનગી ગટરોથી સૂચિત થાય છે. અહીં ૨.૫ મીટર જાડી પથ્થરની બનાવેલી જે દીવાલ ખુલ્લી થઈ તે ચાર મીટર પહોળી છે, પણ એ આખા ગામને ફરતે બાંધેલી નથી; એ નદીકાંઠા ઉપર પૂર–રોધક આડશ તરીકે તૈયાર કરવામાં આવેલી દેખાય છે. નદીના મુખ્ય પ્રવાહને બીજી દિશામાં વાળવામાં સહાયભૂત થાય તેવા કોણ–કોષ્ઠ અને પ્રક્ષેપ પણ જોવા મળે છે. અંદરની અને બહારની પથ્થરથી ચણેલી દીવાલોની વચ્ચે કાચી ઈંટોની પીઠિકાનું અસ્તિત્વ બતાવે છે કે મૂળમાં માત્ર કાચી ઈંટોની પીઠિકા બનાવવામાં આવી હતી, પણ પછીથી એની બંને બાજુએ પથ્થરની દીવાલ કરી મજબૂતી આપવી પડી હતી. વળી કિલ્લેબંદીને અડીને કાચી ઈંટોનાં મકાન પણ બાંધવામાં આવ્યાં હતાં, પરંતુ ઉત્ખનિત મર્યાદિત વિસ્તારમાં માર્ગ–આયોજનોનો પત્તો લાગતો નથી. દેસલપર જો કે નાનું નગર હતું, છતાં અહીંથી હાથ લાગેલાં સિંધુ તોલાં, મુદ્રાઓ અને મુદ્રાંક સૂચવે છે કે એ મહત્ત્વનું વેપારી કેન્દ્ર હતું. ઉત્ખનનમાંથી હાથ આવેલા મોટી સંખ્યાના માનવ–કૃત પદાર્થો ઉપરથી ત્યાંના રહેવાસીઓની સમૃદ્ધિનો ખ્યાલ આવી શકે છે. તાંબાનાં ઓજારોમાં છરીઓ, છીણીઓ, સળિયા અને કડીઓ મળ્યાં છે. તોલાં જેસ્પર અને પકવેલી માટીનાં બનાવવામાં આવતાં હતાં, જ્યારે દેહાભૂષણોમાં ચળકતી માટી, સેલખડી અને અર્ધ–કિંમતી પથ્થરોના મણકાઓનો સમાવેશ થતો. પાન–ને–કાચલી ઘાટનાં ચર્ટનાં બાણ–ફળાં કોટ–દીજીના પ્રાગ્–હડપ્પીય સ્તરોમાંથી મળેલાં પાષાણ–ઓજારોની યાદ આપે છે. ચર્ટની લાંબી સમાંતર–ભુજ પતરીઓ અને લીસાં કરેલાં પથ્થરનાં વીંધણાં દેસલપરના હડપ્પીય સ્તરોમાંથી મળેલા બીજા નોંધપાત્ર પદાર્થ છે. ઉત્તર હડપ્પીય વસાહતનો, કદાચ પૂરથી, નાશ થયા પછી ઘણુંખરું એક સહસ્રાબ્દી માટે એ સ્થળ તજી દેવામાં આવ્યું હતું. એમાં આરંભિક ઐતિહાસિક કાલ દરમ્યાન ફરી વસવાટ કરવામાં આવ્યો; આ કાલ રાજસ્થાનના રંગમહાલ મૃત્પાત્રો અને

સૌરાષ્ટ્રનાં વસઈ મૃત્પાત્રોની સાથે સરખાવી શકાય તેવાં લાલ-ઉપર-કાળાં ચિત્રિત મૃત્પાત્રોને માટે જાણીતો છે. આ બેઉ પ્રકારનાં પાત્ર મોડેથી આવેલાં છે અને તેઓને ઉત્તર હડપ્પીય કાળાં-અને-લાલ મૃત્પાત્રો સાથે વર્ગીય કે સાંસ્કૃતિક સંબંધ નહોતો. ઉત્ખનનકારના મત પ્રમાણે કાલ ૧ ઈ. પૂ. ૨૦૦૦ થી ૧૬૦૦ સુધીનો છે, પરંતુ કોટ-દીજી મૃત્પાત્રની હાજરીથી આ સ્થળની વસાહત ઈ. પૂ. ૨૦૦૦ થી ઘણી વહેલી થયાનું સૂચવાય છે. હડપ્પીયોના આગમન પૂર્વે કોટ-દીજીના લોકોએ દેસલપરમાં વસવાટ કર્યો હશે. હડપ્પીયોના આગમનના ગાળામાં અથવા એનાથી થોડે મોડે પતલાં રાખોડિયાં મૃત્પાત્ર વાપરનારા લોક આવેલા અને દેસલપર ખાતે લાંબા સમય માટે વસતા રહેલા જણાય છે. આરૂઢ હડપ્પીય નગરનો ઈ. પૂ. ૨૦૦૦ થી ૧૯૦૦ વચ્ચે આવેલા પૂરે નાશ કર્યો દેખાય છે અને થોડા જ સમયમાં ત્યાં ફરી વસાહત થઈ હતી, પરંતુ ઈ. પૂ. ૧૬૦૦ માં આવેલા બીજા પૂરે ક્ષીયમાણ હડપ્પીય સંસ્કૃતિનો પણ નાશ કર્યો. ચળકતાં લાલ મૃત્પાત્ર વાપરનારા લોક દેસલપર કે એ કારણે કચ્છના બીજા કોઈ હડપ્પીય સ્થાને કદી પહોંચ્યા નહિ.

## ૧૧. હડપ્પીય સંસ્કૃતિની પડતી

લોથલ ખાતે થયેલી હડપ્પીય સંસ્કૃતિની પડતી વિશે આ પૂર્વે કહેવામાં આવ્યું છે. હવે આપણે રંગપુર, રોજડી અને પ્રભાસ ખાતે ઉત્તર હડપ્પીયોની સાધનસામગ્રીમાં ક્યાં વધુ પરિવર્તન થયાં એ જોઈએ. ગુજરાતના અનુ-હડપ્પીય કાલમાં ક્ષીયમાણ હડપ્પીય સંસ્કૃતિમાંથી વિકસેલી નવી સંસ્કૃતિ પ્રાચુર્ય ધરાવે છે એ નોંધપાત્ર છે. આ હકીકતનું સર્વોત્તમ ચિત્ર રંગપુર ખાતે અનુભવાય છે.

### અ. રંગપુર

રંગપુરનું મહત્ત્વ એ રીતે છે કે એ ગુજરાતમાં શોધાયેલું પહેલું હડપ્પીય સ્થાન છે ને એ ભારતીય ઉપ-ખંડનું એવું પહેલું સ્થાન છે કે જ્યાં સિંધુ સભ્યતા સિંધુ ખીણના કરતાં વધુ સમય માટે બચેલી અને અત્યાર સુધી ન જાણવામાં આવેલા રૂપાંતરને પામેલી જાણવામાં આવે છે. રંગપુર ખાતે ૧૯૫૪-૫૫ માં થયેલા ઉત્ખનનને એક બાજુ હડપ્પીય સંસ્કૃતિ સાથે, તો બીજી બાજુ નાગદા, આહાડ, એરણ, પ્રકાશ, દાઇમાબાદ, જોડવે-નાશિક, નેવાસા અને ચંદોલીની અનુ-હડપ્પીય સંસ્કૃતિઓની સાથે નવી શંખલા સાંધી આપી. સૌરાષ્ટ્રનાં હડપ્પીય સ્થાનોમાં મળતાં કાળાં-અને-લાલ મૃત્પાત્ર, અને ક્ષીયમાણ

હડપ્પીય મૃત્પાત્રોમાંથી વિકસેલાં ચળકતાં લાલ મૃત્પાત્ર એ સિંધુ-સામ્રાજ્ય વીખરાતાં અસ્તિત્વમાં આવેલી, ઈ. પૂ. બીજી સહસ્રાબ્દીની, બીજી રીતે એકલી પડી ગયેલી તામ્ર-પાષાણ સંસ્કૃતિઓની બે મુખ્ય શૃંખલા છે. રંગપુર એક નાનું ગામડું છે, જે રાણપુરની ટેકરીઓમાંથી નીકળતી અને ધંધુકા પાસેના ખારાપાટમાં અદૃશ્ય થતી ભાદર નદીના કાંઠા ઉપર આવેલું છે. મૂળમાં એ નદી સમુદ્રમાં જોડાતી. પ્રાચીન ટીંબો ૧૦૮૦×૮૪૦ મીટરનો વિસ્તાર રોકે છે, જેમાં કુલ વસાહતી સ્તર ૬૮ મીટરનો છે. ૧૯૫૪-૫૫ માં[૧૮] થયેલાં ઉત્ખનનોને પરિણામે ત્રણ સાંસ્કૃતિક કાલ તારવવામાં આવ્યા હતા. કાલ ૧ સૌથી જૂનો શિકારી-માછીમારી અર્થકારણવાળી ઉત્તરપાષાણયુગીન સંસ્કૃતિનો છે. થોડા સમય પછી, અબરખિયાં લાલ મૃત્પાત્ર વાપરનારા લોકોએ એ સ્થળમાં વસવાટ કર્યો હતો, પરંતુ તેઓ ચોક્કસ ક્યારે રંગપુરમાં આવ્યા એ આપણે જાણતા નથી. કાલ ૧ અને કાલ ૨ વચ્ચે સમયનો ખાલી ગાળો છે. ઉચ્ચ પ્રકારની સંમાર્જિત નગર-સંસ્કૃતિને કારણે પાછલા કાલને સરળતાથી ઓળખી શકાય છે અને એ પાછો ૨ अ, ૨ आ અને ૨ इ માં વિભક્ત થાય છે. કાલ ૨ अ માં મીણ પાયેલાં લાલ મૃત્પાત્ર વાપરતા લોક લગભગ ઈ. પૂ. ૨૦૦૦ માં લોથલમાંથી આવેલા હડપ્પીયોની સાથે ભળ્યા હતા. કાચી ઈંટોની પીઠિકાઓ ઉપર ઊભાં કરેલાં કાચી ઈંટોનાં મકાનો(પટ્ટ ૨૯, આ. ૧૫૨)ની રચનાથી અને હડપ્પીય ચિત્રિત કુંભારકામ, ચર્ટની પથ્થરીઓ, પથ્થરનાં ઘનાકાર તોલાં, સેલખડી તથા કાર્નેલિયનના મણકા, તાંબાની બંગડીઓ, વીંટીઓ અને ચપટ વીંધણાં દાખલ થયાથી હડપ્પીય લોકોનું આગમન સૂચિત થાય છે. ટીંબાના પશ્ચિમ ભાગમાં ખુલ્લાં કરેલાં મકાનો અને પીઠિકાઓના તલમાનથી આયોજનનું તત્ત્વ સ્પષ્ટ રીતે દર્શાવી શકાય છે. કોઈ બીજા આરૂઢ હડપ્પીય નગરની જેમ રંગપુર પણ મેલું દૂર કરવાને માટેની જાહેર અને ખાનગી ગટરોના રૂપમાં નાગરિક સગવડોનો ગર્વ લઈ શકતું હતું. પ્રત્યેક મકાનને ઈંટોની ફરસબંધીવાળો સ્નાનખંડ હતો. નાગરિક ભૌતિક સંસ્કૃતિની દૃષ્ટિએ, જો કે રંગપુર કોઈ મોટું વેપારી કેંદ્ર નહોતું અને તેથી મુદ્રાઓનો એને ઉપયોગ નહોતો છતાં પણ એને આરૂઢ હડપ્પીય વસાહત હોવાનું ગણવામાં આવે છે. લોથલ, કોઠ અને રંગપુરને બાદ કરતાં સૌરાષ્ટ્રની હડપ્પીય વસાહતોમાં આરૂઢ હડપ્પીય સંસ્કૃતિની બે બાબતોની ઊણપ છે: ૧. આયોજન અને ૨. જાહેર સફાઈ; અને તેથી જ એને ઉત્તર (કે ક્ષીયમાણ) હડપ્પીય વસાહતોની સંજ્ઞા આપવામાં આવી છે.

ખુદ રંગપુરમાં હડપ્પીય સંસ્કૃતિની પડતી કાલ ૨ आ માં સ્પષ્ટ થાય છે. ઈ. પૂ. ૧૯૦૦માં આવેલા મોટા પૂરને કારણે એ આરૂઢ હડપ્પીય નગરનો નાશ થયો;

અને ભાદર નદીએ પણ પોતાનો પ્રવાહમાર્ગ બદલવાને કારણે રહેવાસીઓને બીજે વસવાટ કરવો પડયો. કાલ ૨ આ નાં કુંભારી પાત્રોનું હીન પ્રકારનું ઘડતર અને હીનતર અલંકરણ તરત જ સાંસ્કૃતિક અવનતિને છતી કરે છે; અને વળી એ આયાત થયેલી કાચી સામગ્રીમાંથી ઉત્પન્ન કરેલા જરૂરી અને મોજશોખના પદાર્થોની અછતથી વિશેષ પ્રતિપાદિત થાય છે. ચર્ટની લાંબી પતરીઓ અને લીસી માટી તેમજ સેલખડીના બનાવેલા મણકાઓના અભાવનો ખુલાસો આનાથી થાય છે. તાંબાની અછત હતી અને લોથલમાંથી મેળવેલા પદાર્થો કરકસરથી વપરાતા. સિંધુખીણ સાથેનો વેપાર અટકી પડવાને કારણે ઘનાકાર તોલાં બનાવવાને માટે ચાર્ટ ઉપલબ્ધ નહોતો.

ભઠ્ઠીમાં પકવેલી ઈંટોની ભારે અછત હોવાને કારણે અને નાગરિક ધોરણની ભારે અવનતિ થઈ હોવાને લઈ ને રહેવાસીઓને જાહેર કે ખાનગી ગટરો બાંધવાનું પોસાય એમ નહોતું. આમ છતાં કાલ ૨ આ ઈ. પૂ. ૧૬૦૦ ના અંતમાં કામને વિસ્તૃત કરવાનો અને નવી કુંભારી પરંપરાઓ ઊભી કરવાનો પ્રયત્ન થયો હતો. સમુદ્રકાંઠાનાં મેદાનોમાં કામચલાઉ વસાહતો કર્યા પછી દ્વીપકલ્પના અંદરના ભાગમાં ખસેલા નિર્વાસિતોના નવા મોજાએ કદાચ આ બાબતને પ્રેરણા આપી હોય. કાલ ૨ ઇ માં ક્ષીયમાણ હડપ્પીય સંસ્કૃતિની પુનર્જાગૃતિના આ તબક્કા દરમ્યાન નવાં પાષાણ-ઓજારો અને કુંભારી પ્રકારોનો વિકાસ થયો. નવા કુંભારી પ્રકારોમાં કાંગરીવાળા ખુલ્લા વાડકા, લાંબી ડોકવાળી અને લંબગોળ ઘાટની બરણીઓ, ટૂંકી કે મણકા ઘાટની હાંસવાળી અને કાંગરી વિનાની થાળીઓ તેમજ ઠોકેલી હાંસવાળી જાડી કોઠીઓનો નિર્દેશ કરી શકાય, જેમાંની ઘણીખરી લોથલ આ માં જોયેલા વિકસિત હડપ્પીય પ્રકારોનું માત્ર પુનરાવર્તન છે. આ ફેરફારોની સાથોસાથ રંગપુરમાં કેટલાંક નવાં લક્ષણ જોવા મળે છે. બેસણીવાળા વાડકાએ બીજી રીતે દારૂની પ્યાલી તરીકે જાણીતા થડિયાવાળા વાડકામાં વિકસિત થવા નાનું થડિયું વિકસાવ્યું. વાસણોની નબળી કારીગીરીને જાણે કે છુપાવવી હોય તે માટે, બધાં વાડકાઓની, તાંસળાંની અને લંબગોળ બરણીઓની સપાટીને ચળકતો લાલ રંગ ઊભો કરવા ભીની કરી લીસી કરવામાં આવતી હતી. આમ રંગપુરમાં કાલ ૨ ઇ માં ચળકતાં લાલ મૃત્પાત્રનું મૂળ જોઈ શકીએ છીએ.

અકીક અને જેસ્પર જેવી ઉપલબ્ધ સ્થાનિક સામગ્રીનો પૂરો ઉપયોગ કરી રંગપુરના લોકોએ પથ્થરની પતરીઓ બનાવવાનો ગંભીર પ્રયત્ન કર્યો હતો. ચર્ટની લાંબી પતરીઓનું સ્થાન લેનારી, હડપ્પીય ક્રિયા-પદ્ધતિએ ઉત્પન્ન કરેલી

ટૂંકી સમાંતર-ભુજ પતરીઓનું અસ્તિત્વ આનો ખુલાસો આપે છે. તાંબાને ફરી ઉપયોગમાં લેવામાં આવ્યું હતું, પણ આ વખતે, ઈ. પૂ. ૧૬૦૦ના અરસામાં રંગપુરે અને લોથલે જેનો સંપર્ક સાધી લીધો હતો તે દક્ષિણ રાજસ્થાનથી એ ધાતુ આવી હોવી જોઈએ. પરંતુ વળી એ સૂચક છે કે હાથા માટેના બાકોરાવાળી વધુ અટપટી કુહાડીને બદલે સાદું હડપ્પીય ચપટ વીંધણું વપરાવા લાગ્યું, કેમકે એ પરથી ઈ. પૂ ૧૬૦૦ જેટલા મોડા કાલ સુધી હડપ્પીય ધાતુ-ક્રિયાપદ્ધતિનું ચાલુ રહેવાપણું સૂચિત થાય છે.

કાલ ૨ આ અને ૨ ઇ દરમ્યાન હડપ્પીય કારીગરો સૌરાષ્ટ્રમાંથી મેવાડના ઉચ્ચ પ્રદેશમાં અને નર્મદા તથા તાપીની ખીણોમાંથી ગોદાવરી તથા કૃષ્ણાની ખીણોમાં ખસ્યા. હડપ્પીય ધાતુકામના કારીગરોની આ હિલચાલથી નેવાસા, જોડવે અને ચંદોલીમાં તેમજ દક્ષિણમાં વધુ આગળ તુંગભદ્રાની ખીણમાંના ટેક્કલકોટ અને હલ્લૂરમાં તાંબાના વીંધણાના અસ્તિત્વનું તાત્પર્ય સમજાય છે. વળી હડપ્પીય પતરી-ઉદ્યોગના ફેલાવા માટે મસ્કી ખાતે ચર્ટની લાંબી પતરીઓનો તેમજ તુંગભદ્રાની ખીણમાં અને પેનરના નદીપ્રદેશમાં જેસ્પર, અકીક, અને કસેદનીમાંથી ઘડેલી વધારે ટૂંકી પતરીઓનો પણ પુરાવો મળે છે. સેલખડીના ચંદા-ઘાટના મણકા બનાવવાની હડપ્પીય ક્રિયાપદ્ધતિ આંધ્ર-મૈસૂર પ્રદેશમાં, ખાસ કરીને કર્નૂલ જિલ્લામાં, નૂતન પાષાણયુગના લોક લઈ ગયા હતા. ટૂંકમાં, બહોળા વિસ્તારમાં હડપ્પીય કારીગરો પથરાઈ ગયા. હોવાના કારણે જ્યાંથી જ્યાંથી અનુકૂળ કાચી સામગ્રી મળી ત્યાં ત્યાં હડપ્પીય ઘાટ અને ક્રિયાપદ્ધતિ પ્રમાણે ઓજારો અને અલંકારણોનું ઉત્પાદન કરવામાં આવતું હતું. હડપ્પીય પરંપરાઓના પ્રબળ ઉપ-સ્તર સાથેની નવી સંસ્કૃતિનો ઉદય રંગપુર ખાતે કાલ ૨ ઇ માં તાપીના ખીણપ્રદેશમાં સાવલડા ખાતે, ઉપલી કૃષ્ણાની ખીણમાં કૂડચી ખાતે અને કર્નૂલ જિલ્લામાં સિંગનપલ્લી વગેરે ખાતે ચળકતાં લાલ મૃત્પાત્રોના દેખાવથી વ્યકત થાય છે. નવી સંસ્કૃતિનું બીજું લક્ષણ કેટલીક હડપ્પીય પરંપરાઓનું સુધારેલા સ્વરૂપે થયેલું પુનર્જીવન છે. ઉદાહરણ તરીકે, જંગલી બકરા જેવી પશુઓની આકૃતિઓ ચળકતાં લાલ મૃત્પાત્રો ઉપર ફરી ચીતરવામાં આવતી હતી. આમ છતાં આંટી પાડતાં શિંગડાવાળું પશુ સૌરાષ્ટ્રમાં દાખલ થયેલો નવો ભાવ હતું. પરંતુ તાપીની ખીણ(સાલવાડા)ના મોર અને બીજા પક્ષીઓના ભાવ[૧૯] લોથલ આ ના કુંભારી કામના પક્ષીના ભાવોમાં સીધેસીધા વરતી શકાય છે. જો કે ફ્રાએન્સના અને સેલખડીના મણકાને સ્થાને માટીના પકવેલા મણકા આવી ગયા હતા, આમ છતાં સૌરાષ્ટ્રમાં, ખાસ કરીને

રંગપુરમાં છુટા દ્વિ-શંકુ મણકા હજી પણ લોકપ્રિય હતા. આ સ્થળે પથ્થરનાં ઘનાકાર તોલાંને સ્થાને ગોળાકાર તોલાં પણ આવી ગયાં હતાં. આમાં ચર્ટને બદલે રેતિયો પથ્થર અને શિસ્ટ વપરાતા રહ્યા હતા. એ જ રીતે રંગપુર ૨ ઙ માં અને ૩ માં માટીની પકવેલી બંગડીઓને બદલે છીપની બંગડીઓ આવી ગઈ હતી. સેલખડીના ચંદા-ઘાટના મણકા અદૃશ્ય થઈ ગયા હતા, પરંતુ છીપના ઝીણા મણકા કાલ ૩ માં વપરાતા ચાલુ રહ્યા હતા; પરંતુ ચળકતાં લાલ મૃત્પાત્ર વાપરનારા લોકોએ કાચી ઈંટોનાં બાંધેલાં મકાનોમાં પ્રાક્કાલીન સગવડોનો અભાવ હતો, છતાં કાલ ૨ ઙ માં નજરે પડેલી અગ્નિવેદીઓ હડપ્પીય કર્મકાંડનું સાતત્ય સૂચવે છે.

સમગ્ર રીતે જોતાં એમ કહી શકાય કે અનુકાલીન હડપ્પીય સંસ્કૃતિમાંથી નીકળેલી ચળકતાં લાલ મૃત્પાત્રો(પટ્ટ ૩૦, આ. ૧૫૩)ની સંસ્કૃતિને નવું બળ મળ્યું હતું અને એને સૌરાષ્ટ્રના દ્વીપકલ્પની બહાર વિકસવાને માટે નવા વિસ્તાર મળ્યા હતા. એનાં ચળકતાં લાલ મૃત્પાત્રોના પ્રકારનાં વિશિષ્ટ કુંભારી પાત્ર પૂર્વમાં છેક મેવાડના ઉચ્ચ પ્રદેશમાં આહાડ સુધી, સોન નદીની ખીણમાં એરણ સુધી અને દક્ષિણમાં છેક ચંદોલી સુધી પહોંચ્યાં હતાં.[૨૦] ચળકતાં લાલ મૃત્પાત્રો વાપરનારા લોકોને તદ્દત જાણીતાં કાળાં-અને-લાલ મૃત્પાત્ર ઈ. પૂ. બીજી સહસ્રાબ્દીમાં મધ્યભારત અને દખ્ખણની અનુ-હડપ્પીય તામ્રપાષાણ સંસ્કૃતિઓની મહત્ત્વની લાક્ષણિક ભાત પાડતાં હતાં. એ વખતે ઉત્તરમાં કાળાં-અને-લાલ મૃત્પાત્ર ઈ. પૂ. પહેલી સહસ્રાબ્દીમાં ગંગાની ઉપરની ખીણનાં ચિત્રિત રાખોડિયાં મૃત્પાત્રો સાથે અને બિહારનાં ચિરંદ અને બીજાં સ્થાનોનાં નૂતન પાષાણયુગીન રાખોડિયાં મૃત્પાત્રો સાથે મિશ્રિત થઈ ગયાં.

સૌરાષ્ટ્રનાં લોથલ અને રંગપુર એ બે મુખ્ય કેંદ્રોમાંની હડપ્પીય સંસ્કૃતિની પડતીની અવસ્થાઓનો તાગ મેળવ્યા પછી બીજાં વધુ નાનાં કેંદ્રો તરફ વળીએ, જેણે સમય અને સ્થળની દૃષ્ટિએ સિંધુ સભ્યતાના વિસ્તારમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો અને એક બાજુ માતૃસંસ્કૃતિ સાથે તો બીજી બાજુ હડપ્પીયોનાં સમુદ્રપારનાં સંસ્થાનો સાથે નવો સંબંધ બાંધ્યો.

## આ. શ્રીનાથગઢ (રોજડી)

લોથલમાંના ત્રીજા પૂર (ઈ. પૂ. ૨૦૦૦) પછી તરત જ વધુ સારી સહીસલામતી માટે હડપ્પીયો સૌરાષ્ટ્રના દ્વીપકલ્પના અંદરના ભાગમાં ખસ્યા. કેટલાક રંગપુરમાં જઈ સ્થિર થયા અને થોડા બીજા પશ્ચિમ દિશાભણી

ખસ્યા, પરંતુ સિંધુ અને સાબરમતીની ખીણોમાંથી નિર્વાસિતોની ભરતી થઈ અને દ્વીપકલ્પમાંની મોટા ભાગની નદીઓની ખીણોમાં એ વસવાટ કરવા પામ્યા એ લોથલ ખાતેના ચોથા પૂર (ઈ. પૂ. ૧૯૦૦) પછી જ બન્યું. ભાદરની ખીણમાં રોજડી, સુલતાનપુર, દાદ અને આટકોટ, દક્ષિણ-પશ્ચિમ કાંઠે પ્રભાસ અને ઊના, અને ઘેલો અને આજી નદીઓની ખીણોમાંનાં બીજાં ઘણાં ગામોના જેવી એમની ગ્રામ-વસાહતોમાંથી મળતા કુંભારી પુરાવાની કાળજીભરી તપાસ સ્પષ્ટ રીતે બતાવે છે કે હડપ્પીયોએ વિકસિત હડપ્પીય કુંભારકામના પ્રકારોનો ઉપયોગ શરૂ કરી દીધો હતો. આમ છતાં એ ખરું છે કે આ હડપ્પીય સ્થાનોમાં કાંગરીવાળી, નિમ્નોન્નત થાળી અને છીદ્રવાળી બરણી જેવા કેટલાક પ્રાક્-કાલીન પ્રકાર પણ બચી જવા પામ્યા હતા, પરંતુ કોઈ ચોક્કસ તબક્કામાં અનુકાલીન આકારોની હાજરી એ તબક્કાનો સમય નક્કી કરવામાં પ્રમાણરૂપ ગણાય. આ પૂર્વે બતાવાયું છે કે એ ઉત્તરકાલીન હડપ્પીય લોકો જ હતા કે જેઓ અબરખિયાં લાલ મૃત્પાત્ર વાપરનારા લોકોને અને રાખોડિયાં મૃત્પાત્ર વાપરનારા લોકોને અનુક્રમે રોજડી[૧૧] અને પ્રભાસમાં મળ્યા હતા. રોજડી આરૂઢ હડપ્પીય સ્થળ હતું કે નહિ એનો નિર્ણય કરવા માટે નીચે ઉત્ખનિત સાધનસામગ્રીનું વધુ પરીક્ષણ કરવામાં આવ્યું છે. રોજડીના કાલ ૧ અ ની ચપટ થાળી અને ઊંચી ડોકવાળી બરણીના નિઃશંક નમૂના મળી આવ્યા છે, જે બેઉ લોથલ આ માં દાખલ થયેલા લાક્ષણિક રીતે ઉત્તરકાલીન હડપ્પીય ઘાટ છે. આમ નિર્વાસિત વસાહતીઓએ સેલખડીના ઝીણા મણકા, આકૃતિ ઉપસાવેલા કાર્નેલિયનના મણકા, ચર્ટનાં ઘનાકાર તોલાં અને કેટલાક પ્રાક્-કાલીન કુંભારી પ્રકાર (પટ્ટ ૬, આ. ૮૮-૧૦૮), ખાસ કરીને રોજડી ખાતેની 'ડ' ઘાટની બરણી, વાપરવાનું ચાલુ રાખ્યું હતું. એ હકીકત હોવા છતાં આ સ્થાનને આરૂઢ હડપ્પીય વસાહત ગણી શકાય એમ નથી, કારણ કે એમાં લોથલ સહિતનાં સિંધુ-શહેરોમાંની નાગરિક શિસ્તનો અભાવ હતો. રોજડી સુ-આયોજિત નહોતું અને લોથલ અને રંગપુરે એના આરૂઢ તબક્કામાં સફાઈ વિશેની જે ઓછામાં ઓછી સગવડોનો અનુભવ કર્યો હતો તે પણ ભોગવી ન હતી. થોડાંક સિવાય લગભગ બધાં મકાન માટીનાં હતાં, જે લોથલ આ સમયની જેમ બાંધકામના ધોરણમાં ભારે પડતીનો સ્પષ્ટ રીતે ખ્યાલ આપે છે. કાર્બન-૧૪ સમય (૩૯૨૦ ± ૧૧૫ બી. પી.) પણ સૂચવે છે કે હડપ્પીયોએ રોજડીમાં પહેલો વસવાટ ઈ. પૂ. ૧૯૦૦ ની આસપાસ કર્યો હતો, પરંતુ એનાથી વહેલો, આરૂઢ હડપ્પીય સંસ્કૃતિના ઉચ્ચ બિંદુએ નહિ. ૧૯૫૮-૫૯માં એ સ્થળે થયેલા ઉત્ખનનને પરિણામે કાલ ૧ માં અ અને આ

એવા બે તબક્કા તારવવામાં આવ્યા હતા. તબક્કા ૧ अ માં રહેવાસીઓ માટીની પીઠિકા ઉપર ઊભાં કરાયેલાં માટીનાં મકાનોમાં રહેતા હતા અને ફરસબંધી ચૂનાની કરવામાં આવતી. મુખ્ય કુંભારી પાત્રો લાલ મૃત્પાત્રો અને ભૂરાં મૃત્પાત્ર હતાં. અબરખિયાં લાલ મૃત્પાત્ર માત્ર નાના જથ્થાઓમાં મળ્યાં હતાં. તબક્કો આ સમૃદ્ધિનો સમય દર્શાવતો હોવાનું કહેવાય છે કે જે સમયે ચળકતાં લાલ મૃત્પાત્રોની થાળીઓ સાથે સરખાવી શકાય તેવી થાળીઓ વપરાતી હતી એવું મનાય છે, એ રંગપુરના ૨ इ ની સમકાલીનતા સૂચવે છે. આ તબક્કામાં રહેવાસીઓને પ્રભાસ મૃત્પાત્ર પણ જાણીતું હતું. રહેવાસીઓનાં ઓજારોમાં તાંબા કે કાંસાની ચપટ વીંધણો, બાણ-ફળાં અને માછલાં પકડવાની ગલ સાથોસાથ કલ્સેદની અને જેસ્પરની નાની પતરીઓનો સમાવેશ થતો હતો. ઉત્ખનનમાંથી મળેલાં—એક અકીકનું અને બીજું ચર્ટનું એમ—બે ઘનાકાર તોલાં સૂચવે છે કે એ લોકોએ હજી સિંધુ તોલ-પ્રમાણનો ત્યાગ કર્યો નહોતો. શરીરના અલંકારો માટે એ લોકો સેલખડીના ઝીણા મણકા અને પાકી માટીના નળી-ઘાટના મણકાનો ઉપયોગ કરતા હતા. લોથલ अ માં ખૂબ જ લોકપ્રિય એવા કાર્નેલિયનના મણકા રોજડી ૧ अ માં વિરલ હતા.

રોજડી ૧ આ નો કાર્બન-૧૪ સમય ઈ.પૂ. ૧૯૭૦±૧૧૫ અને ૧૭૪૫±૧૦૫ (૫૭૩૦ના અર્ધ-જીવન મૂલ્યની ગણતરીએ) છે. સ્પષ્ટતઃ રોજડીમાં ઉત્તરકાલીન હડપ્પીય લોકોનું પહેલું આગમન ઈ. પૂ. ૧૯૦૦ માં કે સહેજ વહેલું થયેલું અંકાય. આ ઉત્તરકાલીન હડપ્પીય સંસ્કૃતિનો લગભગ ઈ. પૂ ૧૬૦૦ માં અંત આવ્યો. અબરખિયાં લાલ મૃત્પાત્ર વાપરનારા લોકોએ રોજડીનો કબજો, હડપ્પીય લોકો તખતા ઉપર આવી પહોંચ્યા તે પહેલાં, ઘણા સમય ઉપર લીધો હશે.

## ઇ. પ્રભાસ

આ સમુદ્રકાંઠાની વસાહતોનો સાંસ્કૃતિક ક્રમ વિસ્તૃત રીતે નિશ્ચિત થયો છે.[૨૨] એમાં કાલ ૧ માં બે ઉપ-તબક્કા સાથે અને કાલ ૨ માં ત્રણ ઉપ-તબક્કા સાથે પાંચ કાલ તારવી બતાવાયા.

કાલ ૧ અનુકાલીન હડપ્પીય સંસ્કૃતિનું અને કાલ ૨ ચળકતાં લાલ મૃત્પાત્રોની સંસ્કૃતિનું પ્રતિનિધિત્વ બતાવે છે. તબક્કા ૧ अ માં પ્રભાસમાં પહેલો નિવાસ કરનારા લોક સૌરાષ્ટ્ર દ્વીપકલ્પના આદ્ય સાંસ્કૃતિક સમૂહોમાં રાખોડિયાં મૃત્પાત્ર વાપરનાર લોક હતા. એ લોક વિસ્તૃત રીતે કોતરેલાં

અને ખાંચાદાર રાખોડિયાં મૃત્પાત્રોનો ઉપયોગ કરતા હતા, જે તબક્કા ૧ આ માં પણ ચાલુ રહ્યાં, જ્યારે જેને "પ્રભાસ મૃત્પાત્ર" એવું નામ અપાયેલું, તે નવાં કુંભારી પાત્ર સૌથી પ્રથમ વાર જોવામાં આવ્યાં (પટ્ટ ૩૧, આ. ૧૫૪).

બુઠ્ઠા કાંગરીવાળા આકારના અને સીધી બાજુવાળા હલકી કોટિના હડપ્પીય પ્રકારના વાડકા જેવા વિકસિત કુંભારી પ્રકારોના સહ–અસ્તિત્વથી એનો સિલસિલાબંધ સમય આંકવાનું શક્ય બન્યું છે. તેથી કરીને પ્રભાસ ૧ આ ને લોથલ આ સાથે સરખાવવામાં કંઈ અડચણ નથી. સમગ્ર રીતે જોતાં સમય ૧ નગર–આયોજન અને જાહેર સફાઈ જેવી આરૂઢ હડપ્પીય સંસ્કૃતિનાં કોઈ સ્થાપત્યકીય લક્ષણ દર્શાવતો નથી કે એનાં મૃત્પાત્ર લાક્ષણિક સિંધુ શૈલીમાં અલંકૃત નથી. પ્રભાસનાં મૃત્પાત્ર લીલાશ પડતા રંગનાં કે હરિયાળા રાખોડિયા રંગનાં છે અને આછા ગુલાબી રંગના લેપ ઉપર ચૉકલેટ રંગમાં કે ભૂરાશ પડતા રંગના લેપ ઉપર આછા ગુલાબી રંગમાં ચિત્રિત છે, જેમાં મુખ્ય પ્રકાર ખૂણિયા પાડતી ધાર સાથેના અંતર્ગોળ વાડકાનો છે. ચિત્રભાવોમાં સમૂહમાં દોરેલી રેખાંકિત પટ્ટીઓ અને ત્રાંસી તથા તરંગાકાર રેખાઓનો સમાવેશ થાય છે. આ મૃત્પાત્ર રોજડી ૧ આ માં અને મધ્ય સૌરાષ્ટ્રનાં બીજાં થોડાં સ્થાનોમાં જાણવામાં આવ્યું છે. પ્રભાસનો કાલ ૨ ચળકતાં લાલ મૃત્પાત્રોની સંસ્કૃતિનાં આગમન, સમૃદ્ધિ અને પડતીનો અનુક્રમે ખ્યાલ આપતા અ, આ અને ઇ એવા ત્રણ તબક્કાઓમાં વિભાજિત થાય છે.

## ઈ. ચળકતાં લાલ મૃત્પાત્રોની સંસ્કૃતિ

અલગ સાંસ્કૃતિક લક્ષણ તરીકે ચળકતાં લાલ મૃત્પાત્રોનો આવિર્ભાવ પહેલાં રંગપુર ખાતે કાલ ૨ ઇ માં ઓળખી કાઢવામાં આવ્યો હતો, જેના ઉપલા સ્તરોનો સમય અત્યારે ઈ. પૂ. ૧૭૦૦ નો આંકવામાં આવે છે. આ સંસ્કૃતિની સમૃદ્ધિનો ખ્યાલ આપતા રંગપુરના કાલ ૩ નો અંત ઈ. પૂ. ૧૩૦૦ માં આવ્યો કે જ્યારે ચળકતાં લાલ મૃત્પાત્રોની સંસ્કૃતિની શોભાત્મક શૈલીમાં પડતીની ચોક્કસ એંધાણીઓ જોવામાં આવી. કાંગરીવાળી થાળી, ટૂંકી ડોકવાળી બરણી, બહિર્ગોળ બાજુવાળું પ્યાલું, નાની કૂંડી અને મોટી કોઠી જેવા લાક્ષણિક હડપ્પીય ઘાટોમાંથી નવા કુંભારી ઘાટ કેમ વિકસ્યા અને રંગપુર ખાતે કાલ ૨ ઇ માં મણકા અને પતરીઓ બનાવવા નવી સાધનસામગ્રી કેવી રીતે દાખલ થઈ એ વિશે આ પહેલાં કહેવામાં આવ્યું છે. ચળકતાં લાલ મૃત્પાત્ર પોતમાં ખરબચડાં હતાં, પરંતુ વાસણની સપાટી ભીની કરી લીસી કરેલી અને ઊજળા લાલ લેપથી મઠારેલી હતી.

ચળકતાં લાલ મૃત્પાત્ર વાપરનારા લોકોએ ઉત્તરકાલીન હડપ્પીય લોકો પાસેથી અપનાવેલી ચિત્રણની નવી શૈલીને સ્થાને તરંગાકાર અને ત્રાંસી રેખાઓ, ગૂંચળાં અને પાંદડાં, શૈલીમય પક્ષીઓ અને રોપાના ભાવોના ચિત્રણની સાદી શૈલી અપનાવી હતી. ભૌમિતિક, અર્ધસ્વાભાવિક અને સ્વાભાવિક ભાવોનું આનુક્રમિક પટ્ટીઓમાં આવર્તન થતું દેખાતું નથી. રંગપુર ૨ इ અને ૩ માં માટીના ચળકતા લાલ વાડકાઓ ઉપર, × ઘાટનાં શિંગડાંવાળા આખલાની રૂપરેખા ચીતરાયેલી મળી છે. અજકુલનાં પ્રાણીઓમાં પાછળ વળેલાં શિંગડાવાળું દોડતું હરણ એ ખૂબ જ લોકપ્રિય પ્રાણી છે. પ્રભાસ, એરણ અને રંગપુરનાં ચળકતાં લાલ મૃત્પાત્રોમાં જોવામાં આવેલાં બીજાં સર્વસામાન્ય રૂપાંકન તે રેખાંકિત પટ્ટીઓ, સીડીઓ, લટકતાં ગૂંચળાં, સમૂહમાં દોરેલી તરંગાકાર તથા ત્રાંસી રેખાઓ, તેમજ રેખાંકિત હીરાઓની અને ત્રિકોણોની હરોળો છે.

પ્રભાસના કાલ ૨ ને अ, आ અને इ એમ ત્રણ તબક્કાઓમાં વિભાજિત કર્યો છે, જે અનુક્રમે ચળકતાં લાલ મૃત્પાત્રોની સંસ્કૃતિનાં આગમન, સમૃદ્ધિ અને પડતીનો ખ્યાલ આપે છે. એ ઈ. પૂ. ૧૭૦૦ થી ૧૪૦૦ સુધીના સમયનાં હોવાનું કહેવાય છે. આ રંગપુર ૨ इ અને ૩ ના સમય સાથે સારી રીતે બંધ બેસે છે, પરંતુ વધુ વખત નહિ તો જ્યાંસુધી એ રંગપુરમાં ટકી ત્યાંસુધી તો એ પ્રભાસમાં ટકી રહી અને છેવટે સાદાં લાલ મૃત્પાત્રોમાં અવનતિ પામી. એ દૃષ્ટિએ પ્રભાસ ૨ इ ની ચળકતાં લાલ મૃત્પાત્રોની સંસ્કૃતિના પડતીના તબક્કાનો અંત ઈ. પૂ. ૧૩૦૦ સુધી લંબાવી શકાય. સમગ્ર સમય ૨ દરમ્યાન શ્વેતરંગથી ચિત્રિત કાળાં-અને-લાલ મૃત્પાત્ર રહેલાં છે ને એ સમય ૩ માં સાદાં કાળાં-અને-લાલ મૃત્પાત્રોના રૂપમાં ટકી રહે છે. પ્રભાસનું મહત્ત્વ એ રીતે છે કે એ અનુ-હડપ્પીય તામ્ર-પાષાણીય સંસ્કૃતિ અને આરંભિક લોહયુગ સંસ્કૃતિની વચ્ચે પડતા ખાલી ગાળાને સાંકડો કરે છે, કેમકે લોખંડ પહેલવહેલું ચળકતાં લાલ મૃત્પાત્રોમાંથી નીકળી આવેલાં સાદાં લાલ મૃત્પાત્રોની સાથોસાથ દેખા દે છે.

## ૧૨. અનુ-હડપ્પીય તામ્ર-પાષાણયુગીન સંસ્કૃતિઓના નિર્માતાઓ

ગુજરાતમાં લોખંડ દાખલ થવાના પ્રશ્નને હાથ ધર્યા પહેલાં, જો ચળકતાં લાલ મૃત્પાત્રો વાપરનારા લોકો હડપ્પીયો કરતાં જુદા હોય તો, એવાં મૃત્પાત્રોના નિર્માતા કોણ હતા અને મધ્ય ભારત તેમજ દખ્ખણમાંના એમના પડોશીઓ સાથે એમની સામાન્ય સાંસ્કૃતિક શૃંખલાઓ કઈ હતી એ નક્કી

કરવાને માટે અહીં થોડુંક અટકીએ. નાનાં ગામડાંઓમાં વસતા ગોપાલક-અને-કૃષીવલ લોકો ચળકતાં લાલ મૃત્પાત્રોની સંસ્કૃતિના અને બીજી સમસામયિક સંસ્કૃતિના નિર્માતા હતા. તેઓ આરંભિક ભૂમિકાઓમાં પથ્થરની પતરીઓ અને હાથા માટેના છિદ્ર વિનાનું ચપટ વીંધણું, ભાલું અને વચ્ચેના ઉપસ્તર વિનાનાં ખંજર જેવાં સાદાં તાંબા અને કાંસાનાં હથિયાર વાપરતા, પણ પછીથી તેઓ શિંગડાંવાળાં ખંજર વગેરે વાપરતા થયા હતા. એમના અલંકારોમાં અર્ધકિંમતી પથ્થરો અને સેલખડીના—અને પ્રસંગવશાત્ તાંબાના—મણકાઓનો સમાવેશ થતો. તાપી, ગોદાવરી અને પ્રવરાનાં પાત્રોમાં અને આગળ દક્ષિણમાં તુંગભદ્રાની ખીણમાં એ લોકો મૃતકોને જમીનમાં દાટતા હોય એવું માલૂમ પડી આવ્યું છે. આ સંસ્કૃતિઓનું અંતિમ મૂળ છેક પશ્ચિમ એશિયામાં મેળવી શકાય એમ સૂચવાયું છે. એનો મુખ્ય પુરાવો કુંભારી-કામનો છે. એમાં પશ્ચિમ એશિયામાં ઉત્પન્ન થયેલા કુંભારીકામના પ્રકારોનું ઉદાહરણ અપાયું છે; જેવા કે રંગપુર ૨ ક અને ૩, નેવાસા અને નાવડા-ટોલીમાંથી મળેલ ઘોડીવાળો વાડકો અથવા પ્યાલો અથવા દારૂની પ્યાલી, અને નીક-નાળચાવાળા વાડકા તેમજ નળા-નાળચાવાળી બરણીઓ.[૨૩] દારૂની પ્યાલીના મૂળની બાબતમાં એવું માલૂમ પડી આવ્યું છે કે રંગપુર ખાતે સમય ૨ ક અને ૩ માંના હડપ્પીય ઘોડીવાળા વાડકામાંથી એ ત્રણ ભૂમિકાઓમાં વિકસી આવેલ છે. હમણાં એ પ્રકાશમાં આવ્યું છે કે નીક-નાળચાવાળા સાદા તેમજ ચિત્રિત વાડકાનું મૂળ કૃષ્ણા નદીની ખીણના નૂતન પાષાણયુગના વાડકામાં હતું. એના વિકાસની અનેક ભૂમિકાઓ રાયચુર જિલ્લામાં આવેલા ઉતનૂર અને સાંગણુપલ્લી ખાતે તથા કર્નૂલ ખાતે સ્પષ્ટ રીતે જોવામાં આવે છે. આથી દારૂની પ્યાલી અને નીક-નાળચાવાળાં પ્યાલાંના મૂળ માટે ઈરાન કે પશ્ચિમ એશિયાના બીજા કોઈ દેશ તરફ જોવાની જરૂર નથી. બીજું, ઈરાનથી લઈ ગોદાવરીની ખીણ સુધીમાં આ કુંભારી પ્રકારોની વહેંચણીમાં કોઈ ભૌગોલિક સામીપ્ય નથી. ત્રીજું, પશ્ચિમ એશિયાઈ કુંભારીકામ સાથે જોડાયેલું વધુ મહત્ત્વનું લક્ષણ, અર્થાત્ ગૂંચળા-હાથો, ભારતીય તામ્ર-પાષાણયુગીન કુંભારી-કામમાંની એની ગેરહાજરીથી તરી આવે છે. છેલ્લે, લોખંડ અને રાખોડિયાં પાત્ર હિસ્સાર ૩ અને અનાઉ ૩ માંના આ કુંભારીકામના પ્રકારો સાથે સંબંધ ધરાવે છે, જ્યારે એ નેવાસા અને નાવડા ટોલી[૨૪] ખાતેના ચોખ્ખા તામ્ર-પાષાણયુગીન સંદર્ભમાં જોવા મળે છે. ચળકતાં લાલ પાત્ર વાપરનારા લોક લોખંડ વાપરતા નહોતા. ચોથું, જ્યારે ચળકતાં લાલ પાત્રોની સંસ્કૃતિ રંગપુર અને પ્રભાસ ખાતે ઈ. પૂ. ૧૭૦૦ થી ૧૩૦૦ સુધીની અને માળવા

અને બનાસની સંસ્કૃતિઓ ઈ. પૂ. ૧૮૦૦ થી ૧૨૦૦ સુધીની છે, ત્યારે સિયાલ્ક નેક્રોપોલ બી અને તેપે ગિયાન ૧ માટેનો સમય ઈ. પૂ. ૧૦૦૦-૮૦૦ નો છે. સમયની દૃષ્ટિએ વધુ વહેલી ભારતીય તામ્ર-પાષાણયુગીન સંસ્કૃતિઓએ ઈરાનની લોહયુગીન સંસ્કૃતિઓમાંથી કશું ઉછીનું લીધું હોવાનું શક્ય નથી. મધ્ય ભારતના તામ્રપાષાણયુગીન કુંભારીકામ ઉપર જોવામાં આવેલા, નાચતી આકૃતિઓ અને વીખરાયેલા વાળવાળા માનવોની પંક્તિઓ જેવા ચિત્રિત ભાવ અંશતઃ હડપ્પીય સ્મશાન ह ની સંસ્કૃતિમાંના તળપદા કલા-ભાવોમાં અને અંશતઃ બહારની અસરમાં મેળવી શકાય છે, પરંતુ તેઓને ઈરાનથી ભારત સુધીના લોક-સંચારણને લાગુ પાડી શકાતા નથી. આ પછી એ પ્રશ્ન આવે છે કે ભારતની અનુ-હડપ્પીય તામ્ર-પાષાણયુગીન સંસ્કૃતિઓના નિર્માતા આર્ય હોવાનું કહી શકાય કે કેમ. અલગ રીતે લઈએ તો ચળકતાં લાલ મૃત્પાત્રોની સંસ્કૃતિ આરૂઢ હડપ્પીય કાલમાં ગુજરાતમાં વસેલા એક આર્ય સમૂહની સંસ્કૃતિનો અવશેષ હોવાનું કહી શકાય. એ પ્રમાણે ઉપરવાસની ગંગાની ખીણની ક્ષીયમાણ હડપ્પીય સંસ્કૃતિ, જેને 'ગેરુ-રંગની કુંભારી કામની સંસ્કૃતિ' એવું નામ આપવામાં આવ્યું છે તે, પણ આર્ય સંસ્કૃતિનો ફણગો હોય.

કમનસીબે, પ્રભાસ ૩ સિવાય, ઈ. પૂ. ૧૩૦૦ પછીની ચળકતાં લાલ મૃત્પાત્ર વાપરનારી સંસ્કૃતિની સાદાં લાલ મૃત્પાત્રોની સંસ્કૃતિમાં થયેલી અવનતિ વિશે આપણી પાસે પૂરતો પુરાવો નથી. ગુજરાતની પોતાની બહાર, કાળાં-અને-લાલ ચિત્રિત કુંભાર-કામની પરંપરા ગોદાવરી-પ્રવરાના પાત્ર-પ્રદેશમાં લગભગ ઈ. પૂ. ૬૫૦ સુધી ટકી હતી. ઉત્તર ગુજરાતમાં એવાં બે સ્થાન છે જે સૂચવે છે કે ચળકતાં લાલ મૃત્પાત્રોમાંથી સાદાં લાલ મૃત્પાત્રોમાં ધીમે ધીમે અવનતિ થતી રહી. લોથલની ઉત્તરે આઠ કિ. મી. ને અંતરે કાનાસુતરિયા[૨૫] (તા. ધોળકા) નામનું એક સ્થાન છે, જ્યાં ચળકતાં લાલ મૃત્પાત્રોનો અધિક વિકાસ જોવા મળે છે. અહીં ઊંચી ડોકવાળી બરણીમાંથી ગોળ તળાવાળી બરણી થયાનું અને કાંગરીવાળા વાડકામાં બેસણીવાળું તળું વિકસ્યાનું મળે છે. બંને પ્રકારોમાં લેપનો ચળકાટ ચાલ્યો જાય છે અને ઘણી વાર લેપ પોતે જ સહેલાઈથી ઊખડી જાય છે. ચિત્રકામનો ભાગ્યેજ આશરો લેવામાં આવતો હતો. આ કાલ દરમ્યાન કાળાં-અને-લાલ મૃત્પાત્ર સૌરાષ્ટ્રમાં ચળકતાં લાલ મૃત્પાત્રોની વિપુલતા દરમ્યાન મેળવેલી વ્યાપકતાને ટકાવી રાખે છે. ક્લ્સેદનીની ટૂંકી પતરીઓ વપરાશમાં ચાલુ રહી હતી. રેતિયા પથ્થરના ગોળાકાર દડા અને પકવેલી માટીના તથા પથ્થરના મણકા કાનસુતરિયાના ઉત્તર તામ્રપાષાણ-

યુગીન સ્તરોમાંથી મળેલા બીજા પદાર્થોમાં મળી આવ્યા છે. મહેસાણા જિલ્લામાં વધુ ઉત્તરે, ગુજરાતના ચૌલુક્ય રાજાઓની મધ્યકાલીન રાજધાની પાટણની નજીક સરસ્વતીના કાંઠા ઉપર સુજનીપુર (તા. પાટણ) નામનું સ્થળ છે.[૨૬] આ નદી તે એ જ સરસ્વતી (ઘાઘર) નદી છે કે જે ઉત્તર ગુજરાતમાં ફરી દર્શન આપવા માટે જ રાજસ્થાનનાં રેતાળ મેદાનોમાં અદૃશ્ય થઈ ગઈ હતી. એ જે કાંઈ હોય તે, પરંતુ એક વાત નિશ્ચિત છે કે લોથલમાંથી અને સાબરમતીની ખીણની બીજી વસાહતોમાંથી નીકળેલા હડપ્પીય નિર્વાસિતો ઉત્તર તરફ ખસ્યા. આ હકીકત પરથી કલ્સેદનીની પતરીઓ અને કાળાં-અને-લાલ મૃત્પાત્રોની સાથોસાથ લીલાશ પડતા રંગનાં અને લાલ મૃત્પાત્રોમાં સુજનીપુર ખાતેનાં ચળકતાં લાલ મૃત્પાત્રોના પ્રકારોને મળતાં કુંભારીકામના પ્રકારોના અસ્તિત્વનો ખુલાસો મળે છે. આ સબંધમાં, મહેસાણા નજીક શૃંગી હાથાવાળી તાંબાની ત્રણ તલવારોની તાજેતર( ઈ. સ. ૧૯૬૮ )ની શોધ ખૂબ જ મહત્ત્વની છે. સાદાં લાલ મૃત્પાત્ર વાપરનારા લોક પોતાના સરંજામમાં ગંગાની ખીણના તાંબાના સંગ્રહો સાથે હંમેશ સંબંધ ધરાવતા તાંબાનાં હથિયારોના નવા પ્રકાર લઈને ઉત્તર દિશા તરફ હિલચાલ કરતા હતા એવું એ બતાવે છે, પરંતુ જ્યાંસુધી વધુ ચોક્કસ સ્વરૂપનો પુરાવસ્તુકીય પુરાવો મળે નહિ ત્યાંસુધી આ સંગ્રહનું નિર્માણ કોણે કરેલું છે એ બાબતમાં અટકળ કરવી એ જોખમભરેલું છે.

## ૧૩. પ્રાચીન લોહયુગ

પ્રભાસના વસવાટની વાતને પાછી હાથ ધરતાં, કાલ ૩ માં લોખંડનું પ્રથમ દર્શન ગુજરાતના આદ્ય-ઇતિહાસમાં સીમા-ચિહ્ન તરીકે ગણાવું જોઈએ. રંગપુર ૩(ઈ. પૂ. ૧૩૦૦ )ના ઉત્તરકાલીન સ્તરોમાં પણ લોહયુક્ત તાંબાના ગઠ્ઠા મળી આવ્યા હતા, છતાં એટલા પરથી ચળકતાં લાલ વાસણ વાપરનારા લોકોને લોહ-ક્રિયાપદ્ધતિનું જ્ઞાન હોવાનું કહી શકાય નહિ. બીજી બાજુ, પ્રભાસ ( કાલ ૩)[૨૭]અને પ્રકાશ ( કાલ ૨) ખાતે તેઓની પછી તરત જ આવેલા લોકોને આ જ્ઞાન ધરાવવાનો યશ આપી શકાય એમ છે. કમનસીબે પ્રભાસમાંથી લોખંડના પદાર્થ મળ્યાનો પ્રસિદ્ધ પુરાવો નહિવત્ છે, પરંતુ એ સ્થળેથી મળેલા પદાર્થોના થયેલા ઉપલક અભ્યાસ ઉપરથી એવું કહી શકાય કે પ્રભાસ ૩ ના સ્તરોમાંથી બાણના લોઢાના ફળાનો ટુકડો મળી આવ્યો હતો. અન્યત્ર થયેલાં ઉત્ખનનોએ ભારતમાં થયેલા લોખંડના પ્રવેશ ઉપર તાજો પ્રકાશ નાખ્યો છે. સાહિત્યિક પુરાવા પ્રમાણે લોખંડ ઈ. પૂ. ૧૦૦૦ આસપાસ પ્રવેશ પામ્યાનું કહી શકાય. આ સમય ઉત્તર પ્રદેશના એતાહ જિલ્લામાંના આતરંજી ખેડા

માટેના કાર્બન-૧૪ના નિર્ણયથી પ્રમાણિત કરી શકાય છે. એ ઈ.પૂ. ૧૦૨૫±૧૧૦ના સ્તરમાં ચિત્રિત રાખોડિયાં મૃત્પાત્રો સાથે લોખંડનું પ્રથમ દર્શન સૂચવે છે. બીજી બાજુ, પ્રકાશ ખાતે લોખંડનો પ્રવેશ ઈ. પૂ. ૭મી સદીના અંત ભાગમાં બતાવાયો છે. દક્ષિણમાં લોહયુગના આરંભ માટે ઈ. પૂ. ૭મી સદી કરતાં વધુ વહેલો સમય બહુ ભરોસાપાત્ર દેખાતો નથી. સદ્‌ભાગ્યે, મૈસૂર રાજ્યમાં ધારવાડ જિલ્લાના હલ્લૂર ખાતે લોખંડ ધરાવતા સ્તર માટેના કાર્બન-૧૪નો નિર્ણય આ વિષયમાં ખૂબ જ સહાયક નીવડ્યો છે. મહાશિલાયુગીન કુંભારીકામનો અને લોહનો તામ્રપાષાણયુગીન સામગ્રી સાથેનો અતિવ્યાપ (overlap) ઈ. પૂ. ૯મી સદીનો છે. ઉત્તર ભારત તથા દખ્ખણમાં લોખંડનો પ્રવેશ ઈ. પૂ. ૧૦૦૦માં થયો હોવાનું કહી શકાય છે. આમ લોહના પ્રથમ દર્શનનો ખ્યાલ આપતો પ્રભાસનો સમય ૩ ઈ. પૂ. ૧૦૦૦નો કહેવો જોઈએ. આમ સૌરાષ્ટ્રમાં ચળકતાં લાલ મૃત્પાત્રોની સંસ્કૃતિ( લગભગ ઈ. પૂ. ૧૩૦૦ )ના અંત અને લોહના ઉપયોગના આરંભ( ઈ. પૂ. ૧૦૦૦ )વચ્ચે ૩૦૦ વર્ષનો ખાલી ગાળો પડે છે. આ સંબંધમાં સમય ૨ અને ૩માં કાળાં-અને-લાલ મૃત્પાત્રોનો ચાલુ ઉપયોગ એવું સૂચવતો ગણાવો જોઈએ કે ચળકતાં લાલ મૃત્પાત્ર વાપરનારા લોકોનાં પડતી અને અંત પછી પ્રભાસનો વસવાટ ચાલુ રહ્યો હતો. પ્રભાસના કાલ ૩માં ચાર પેટા-કાલ ઓળખી બતાવાયા છે. આદ્ય અને મધ્ય સ્તરોમાં ઘસીને ચળકતી કરેલી સપાટીવાળાં કાળાં-અને-લાલ મૃત્પાત્ર મોટા પ્રમાણમાં મળી આવ્યાં છે. મુખ્ય પ્રકાર વાડકા અને થાળીઓ છે; વાડકાને ગોળ તળિયું છે અને વહાણના તૂતક પ્રકારની હાંસ છે. કાલ ૩ને અંતે પોત (fabric) જાડાં રાખોડિયાં મૃત્પાત્રોમાં અવનતિ પામ્યું છે. રાતાં પાત્રોમાં મલાઈ અને બદામી લેપવાળાં તાંસળાં અને બરણીઓ આ તબક્કા દરમ્યાન વપરાતાં હતાં. પુરાવસ્તુકીય પુરાવાનો વિચાર કર્યા પછી સૌરાષ્ટ્રમાં લોહના પ્રવેશ માટેનો સાહિત્યિક પુરાવો તપાસીએ. તાંબાની કાચી ધાતુઓ ગાળવા માટે જોઈએ તેના કરતાં વધુ ઉષ્ણતામાને ઓગાળવામાં આવે તો લોઢાની કાચી ધાતુ વધુ ટકાઉ ધાતુ ઉપજાવી શકે છે અને તેથી તલવાર, બાણનાં ફળાં અને ચક્ર જેવાં વધુ વિનાશક હથિયારોને માટે અનુકૂળ થઈ રહે છે એવું હરિવંશમાં[૨૮] વર્ણન મળે છે. એમ કહેવાય છે કે વધુ ઊંચી જાતનાં હથિયારોને કારણે કૃષ્ણનો જરાસંધ ઉપર વિજય થયો. વેરાવળ (પ્રભાસ) પાસે દેહોત્સર્ગ નજીક ( ભાલકામાં ) વ્યાધે મૃગની ભ્રાંતિથી કૃષ્ણ સામે તાકતી વેળાએ લોહની અણીવાળા બાણફળાનો ઉપયોગ કર્યાનું પણ હરિવંશ કહે છે, તેથી એ બનવા જોગ છે કે ઘણા વિદ્વાનો જેનો સમય ઈ. પૂ. ૧૦૦૦ અને ૯૦૦ની વચ્ચે આંકે છે તે ભારત-યુદ્ધના

સમયમાં લોહનો પ્રવેશ થયો, પરંતુ પ્રશ્ન આમાંની કોઈ એક સંસ્કૃતિના નિર્માતાઓને લોહનો ઉપયોગ કરનારા લોકો તરીકે ઓળખી કાઢવાનો છે. આ માન લેવા માટે ઘણા હકદાર છે. સુંદર પોતનાં કાળાં-અને-લાલ મૃત્પાત્રોનો સંબંધ પ્રભાસ ખાતે લોહના પ્રથમ પ્રવેશ સાથે છે, જ્યારે હસ્તિનાપુર અને આતરંજી ખેડામાં ચિત્રિત રાખોડિયાં મૃત્પાત્ર છે, જે લોહની સાથે મળી આવે છે. આખાયે દખ્ખણમાં અને તાપીની ખીણમાં પ્રકાશ ખાતે પણ લોહનો ઉપયોગ કરનાર પ્રાચીનતમ લોકોની મુખ્ય કુંભારીકામની સામગ્રી કાળાં-અને-લાલ મૃત્પાત્ર હતી. આમ પ્રભાસ ૨ નાં કાળાં-અને-લાલ મૃત્પાત્ર વાપરનારા લોકોને સૌરાષ્ટ્રમાં ઈ. પૂ. ૧૦૦૦ આસપાસ ક્યારેક લોહનો પ્રવેશ કરાવવાનો યશ આપવો અસ્થાને ન ગણાય.

લોહનો ઉપયોગ કરનારા પ્રભાસના લોક ઇમારતી લાકડા અને માટીનાં બાંધેલાં છાપરાંવાળાં અને પથ્થરની ફરસબંધીવાળાં મકાનોમાં રહેતા હતા. થાંભલી-બાકોરાં સૂચવે છે કે છાપરાને લાકડાની થાંભલીઓનો ટેકો રહેતો. કિંમતી પથ્થરોના મણકાઓના અને સ્ત્રી-આકૃતિઓને મળતી હાથીદાંતની તકતીઓના અસ્તિત્વથી નક્કી કરી શકાય છે તેમ, આ મકાનોના રહેવાસીઓ ખરેખર સમૃદ્ધિમાન હતા. ઉત્તર પ્રદેશનાં કાળાં લીસાં મૃત્પાત્ર પેટા-કાલ ૨ આ માં પ્રથમ દેખા દે છે અને એની સાથોસાથ સોનાની પત્તીથી આચ્છાદિત ગરગડી આકારના જેસ્પરના કાપ જોવા મળે છે.

પાંડવોના સમય પછી ગુજરાતના વિવિધ રાજકીય એકમોનો પ્રાચીનતમ નિર્દેશ પાણિનિની "અષ્ટાધ્યાયી" માં છે, જેમાં કચ્છ પ્રદેશ અને કચ્છ પ્રદેશની ખાસ વેશભૂષા અને ભાષા વિશે ઉલ્લેખ છે. પાણિનિ વળી કુંતિ-સુરાષ્ટ્રો અને ચિંતિ-સુરાષ્ટ્રોનો પણ નિર્દેશ કરે છે, જે સૂચવે છે કે કુંતિ અને ચિંતિ નામના રાજવંશોનો સૌરાષ્ટ્ર સાથે સંબંધ હતો.[૨૯] એ જ રીતે પાણિનિના "ગણપાઠ" માં આનર્તનો નિર્દેશ સ્પષ્ટ રીતે સૂચવે છે કે પાણિનિના સમયમાં એ એક સુવિખ્યાત રાજકીય એકમ હતો.

છેલ્લે એ અનુશ્રુતિનો નિર્દેશ કરી લઈએ કે ભરુકચ્છ અર્થાત્ ભરૂચ ઈ. પૂ. ૫૨૮ માં મૃત્યુ પામેલા ગણાતા ઉજ્જયિનીના મહાન સમ્રાટ પ્રદ્યોતની રાજકીય સત્તા નીચે હતું. આ સંબંધમાં એ નોંધવું જોઈએ કે ભરૂચની સામેના અંકલેશ્વરની પશ્ચિમે આઠ કિ. મી. ના અંતરે આવેલા નાગલ ખાતે થયેલા ઉત્ખનન પરથી અનુ-મહેગામ કાલમાંના કાળાં-અને-લાલ મૃત્પાત્ર

વાપરનારા લોકોનો છેક મૌર્ય સમય સુધી ચાલુ રહેલો વસવાટ પ્રકાશમાં આવ્યો છે. એમાં કાળાં-અને-લાલ મૃત્પાત્રોની સંસ્કૃતિના ત્રણ તબક્કા તારવવામાં આવ્યા છે, જેમાંના પ્રાચીનતમમાં કલ્સદનીની ટૂંકી પતરીઓનો ઉપયોગ થતો હતો. સહુથી ઉત્તરકાલીન તબક્કાનો સમય ઉત્તર પ્રદેશનાં કાળાં લીસાં મૃત્પાત્ર દેખાવાને કારણે આંકવો વધુ સરળ છે. આથી તારવી શકાય કે નર્મદા-તાપીના ખીણ પ્રદેશોમાં ચળકતાં લાલ મૃત્પાત્રોની સંસ્કૃતિની પડતી થયા પછી અહીં કાળાં-અને-લાલ મૃત્પાત્રોની સંસ્કૃતિનો વિકાસ થયો. લાટનું મુખ્ય વેપારી મથક—ભરૂચ ઉજ્જયિનીના સમર્થ રાજવી પ્રદ્યોતના રાજકીય શાસન નીચે આવ્યું. એ ઈ. પૂ. ૧ લી સહસ્રાબ્દીના મધ્ય કાળમાં બન્યું. મહાવીર અને બુદ્ધના સમયથી આગળ આવતાં તો ભારતનો રાજકીય, સામાજિક અને સાંસ્કૃતિક ઇતિહાસ વધુ સારા રૂપમાં દસ્તાવેજી થયો છે.

## ૧૪. ઉપસંહાર

ઉપસંહારમાં કહી શકાય કે જ્યારે કુદરતી આફતોનો ભય તોળાતો હતો ત્યારે સિંધુ ખીણના લોકોને જ નહિ, અનુ-હડપ્પીય કાલમાં ગંગા-યમુના દોઆબના આર્યોને પણ બીજું નિવાસસ્થાન પૂરું પાડી ગુજરાતે આદ્ય-ઐતિહાસિક કાલમાં ભારે મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો, પરંતુ ગુજરાત ન હોત તો, જ્યારે મગધના અને કુરુના રાજવીઓએ ભય ઉપજાવ્યો ત્યારે, વૈદિક અને અનુ-વૈદિક આર્યોની કેટલીક સાંસ્કૃતિક પરંપરાઓ જળવાઈ શકી ન હોત. ગુજરાતે પશ્ચિમી જગત સાથે પણ કડી તરીકે ભાવ ભજવ્યો છે. જ્યારે જ્યારે ભારતીય સંસ્કૃતિને કર્મકાંડ અને રૂઢિચુસ્તતાથી ગૂંગળાવાનો ભય ઊભો થતો હતો ત્યારે ત્યારે ગુજરાતના વાણિજ્યિક સંપર્કોએ એને તાજી હવા આપી હતી. આજે પણ એ જે પ્રમાણે કરતું આવ્યું છે તે પ્રમાણે આદ્ય-ઐતિહાસિક યુગમાં એણે ભારતની ભૌતિક તેમજ આધ્યાત્મિક સમૃદ્ધિને સબળ રીતે પ્રદાન કર્યું હતું.

## પાદટીપો

૧. Prof. S. S. Sarkar's Report, *Excavations at Lothal* (in the Press)

૨. B. K. Chattarjee and R. D. Kumar, *Anthropology on the March* (Madras, 1963), pp. 104–110

૩. હડપ્પીય વસ્તીનાં નૃવંશીય લક્ષણો વિશેની વધુ વિગતો માટે જુઓ : Sewell and Guha, "Human Remains", *Mohenjo-daro and the Indus Civilization*, Ch. XXX અને S. S. Sarkar, *Ancient Races of Baluchistan, Punjab and Sind*, p. 60

૪. સિંધુ લિપિની વધુ વિગતો માટે જુઓ: H. Heras: *Studies in Proto Indo-Mediterranean Culture*; B. Hrozny: *Ancient History of Western Asia, India and Crete*; G. R. Hunter, *The Script of Harappa and Mohenjo-daro;* Y.V. Knorozov and others, *Proto Indica 1968,* Academy of Sciences of USSR; S. K. Roy, *Indus Script Memorandum No. 1* (1963) and *Memorandum No. 2* (1965); Asko Parpola and others; *Decipherment of the Proto-Dravidian Inscriptions of the Indus Civilization*

૫ P. V. Kane, *History of Dharmaśastra, Vol. IV. pp. 232 ff.*

૬. અન્ય હડપ્પીય સ્થળોનાં કાર્બન-૧૪ સમયાંકન માટે જુઓ: Allchin Bridget and F. R.: *The Birth of the Indian Civilization*

૭. ઈરાની અખાતની મુદ્રાઓની ચર્ચા માટે જુઓ: G. Bibby: *Kurnl*, pp. 75 ff. *Antiquity, Vol. XXXII*, pp. 243-46

૮. Buchanan Briggs, "A dated seal connecting Babylonia with Ancient India", *Archaeology*, 20. No. 2, p. 104; S. R. Rao; "A persian Gulf Seal from Lothal," *Antiquity* (June 1963) pp. 96-99

૯. Sir Mortmeer Wheeler, *Early India and Pakistan,* pp. 109-110

૧૦. S. R. Rao, *Expedition, op. cit.;* S. R. Rao, *Antiquity, op. cit.;* A. L. Oppenheim, "The Seafaring merchants of Ur", the *Journal of American Oriental Society, (1954)*, 74, pp. 6-17

૧૧. V. G. Childe: *New Light on the Most Ancient East*

૧૨. G. Bibby, *Antiquity, op. cit.*

૧૩. S. N. Kramer: "*Dilmun: Quest for Paradise*", *Antiquity* (June 1963), pp. 111-115.

૧૪. દિલમુન અને સુમેરના વેપાર પરની સામાન્ય ચર્ચા માટે જુઓ: G. Bibby, *Four Thousand Year Age.* and A.L. Oppeheim, *op. cit.*

૧૫. S. R. Rao, "Lothal and Susa", *Summary of Papers, International* Congress Orinetalists (New Delhi, 1965)

૧૬. M. R. Sahani

૧૭. *Indian Archaeology, 1963-64,* pp. 10-12

૧૮. S. R. Rao, *Ancient India,* Nos. 18-19, pp. 7-207

૧૯. S. R. Rao, Presidential Address, *Proceedings of Historical Conference on Keladi Dynasty.*

૨૦. આહાડ, નાસિક, જોરવે, નેવાસા, ચંદોલી, દાઈમાબાદ, બહલ, પ્રકાશ, એરણ, તક્કલકોટ વગેરેની તામ્રપાષાણ સંસ્કૃતિઓના સંક્ષિપ્ત પરિચય માટે જુઓ: H. D. Sankalia, *Prehistory and Protohistory in India and Pakistan*

૨૧. *Ibid.*, 1957-58, p. 18 and 1958-59, pp. 20-21

૨૨ M. A. Dhaky, *Indian Prehistory*, pp. 124-127

૨૩. Sankalia, *op. cit.*, pp. 199-200

૨૪ B. K. Thapar, *Indian Prehistosy*, p. 162

૨૫. S. R. Rao, *Ancient India*, Nos. 18-19, p. 188

૨૬. *Ibid.*, p. 189

૨૭. B. Subba Rao, *Personality of India*, pp. 133-34

૨૮. हरिवंश, २, ४३, ९-१०

૨૯. V. S. Agrawala, *India as known to Panini*, p. 61

પ્રકરણ ૮

# શાર્યાતો, ભૃગુઓ અને હૈહયો

## ૧. પૌરાણિક અનુશ્રુતિઓ અને આદ્ય-ઇતિહાસ

પુરાતન ઘટનાઓના મૌખિક સંક્રમણને અનુશ્રુતિ (tradition) કહે છે.

પ્રાચીન પ્રજાઓના પ્રારંભિક ઇતિહાસની અનુશ્રુતિઓમાં mythનું પ્રમાણ ઠીક ઠીક રહેલું હોય છે. Myth એટલે લૌકિક ઘટનાને અલૌકિક સ્તર પર લઈ જતી અનુશ્રુતિ[1]. માનવ જીવનની એકાદ ઘટના કે વ્યક્તિના નિરૂપણમાં અલૌકિક તત્ત્વ ઉમેરાતાં myth જન્મે છે; એમાં લૌકિક સ્તર પર બનેલી ઘટનાને અલૌકિક સ્તર પર બનેલી હોવાનું કહેવામાં આવે છે. પુરાણોના વંશ અને વંશ્યાનુચરિતવાળા ભાગોમાં પણ દૈવી ગુણોવાળા પુરુષોનાં ચરિત પણ મળે છે. ઋષિઓ અને રાજાઓના વંશોની સાથે દેવતાઓના વંશોની જાળવણીનું કાર્ય પણ સૂતોની ફરજોમાં ગણાતું; જોકે ઉપલબ્ધ વંશોમાં દેવોના વંશ છે નહિ, પરંતુ માનવ-વંશોના આલેખનમાં અલૌકિક તત્ત્વ ઠીક ઠીક પ્રમાણમાં દેખા દે છે. અમુક વંશોની શરૂઆત દેવોથી થઈ હોવાનું કહેવામાં આવ્યું છે. દા. ત. વિવસ્વત્(સૂર્ય)ના પુત્ર તે આદ્ય પુરુષ મનુ; દેવ સોમે બૃહસ્પતિની પત્ની તારાનું હરણ કર્યું; તારા તથા સોમનું સંતાન તે બુધ. ઐતિહાસિક અનુશ્રુતિઓનું આલેખન અલૌકિક તત્ત્વ સાથે મિશ્રિત છે, તોપણ પુરાણોમાં આવતી અનેક કથાઓ અને ઉપાખ્યાનોની સરખામણીએ વંશો ને વંશ્યાનુચરિતોમાં myth ઘણી ઓછી છે. Myth પણ કેવળ કપોલકલ્પિત છે ને ઐતિહાસિક બાજથી રહિત છે એવું તો નથી જ; સ્વાભાવિક રીતે myth (અલૌકિકાખ્યાન) માં અતિશયોક્તિ અને કલ્પનાના

અંશની માત્રા ઘણી વધારે હોય છે, છતાં અલૌકિકાખ્યાનમાં પ્રજાજીવનની એકાદ મહત્ત્વપૂર્ણ ઘટનાની સ્મૃતિ સંઘરાયેલી છે; એમાં જાતિ–માનસનું દર્શન થાય છે. પુરાતન રિવાજની પ્રતીતિ થાય છે[૨] અને તેથી mythનું પણ ઇતિહાસલેખનના સાધન તરીકે મહત્ત્વ છે. Myth પ્રજાજીવનના કોઈ એક પાસા પર પ્રકાશ નાખતું હોવાથી ઇતિહાસનો લેખક એની અવગણના કરી શકે નહિ. ઓગણીસમી સદી દરમ્યાન અલૌકિકાખ્યાનને અવિશ્વસનીય ગણવાનું વલણ ઇતિહાસકારોમાં પ્રવર્ત્યું, પણ વર્તમાન ઇતિહાસકારો અલૌકિકાખ્યાનની અલૌકિક વિગતોને તજી, એ આખ્યાનના મુખ્ય કથાનકમાં રહેલાં ઐતિહાસિક ઘટનાનાં બીજ લક્ષમાં લેવાનું વલણ ધરાવે છે.

અનુશ્રુતિની ગણના ઇતિહાસની સાધન–સામગ્રીમાં થાય છે. પ્રમાણિત ઐતિહાસિક કાલ પૂર્વેનો વાઙ્મય ઇતિહાસ ઘણે અંશે અનુશ્રુતિરૂપે જળવાઈ રહ્યો છે. પ્રાચીન જાતિઓ પોતાના વીરોની પરાક્રમ–ગાથાઓ શરૂઆતમાં પેઢીથી પેઢીએ ઊતરી આવતી મૌલિક અનુશ્રુતિઓ–રૂપે યાદ રાખતી. સમય જતાં એ લેખનારૂઢ થતી. ભારતના ઇતિહાસમાં પ્રમાણિત ઐતિહાસિક કાલ ગૌતમ બુદ્ધ અને મહાવીર સ્વામીના સમયથી ગણવામાં આવે છે. એ પૂર્વેનો ઇતિહાસ ઘણે અંશે પુરાણોમાં આપેલ અનુશ્રુતિરૂપે ઉપલબ્ધ છે.

વેદકાલીન સાહિત્યમાં પુરાણ–સાહિત્યની હયાતીના ઉલ્લેખ અથર્વવેદથી પ્રાપ્ત થાય છે.[૩] વૈદિક ગ્રંથો મુખ્યત્વે ધાર્મિક સાહિત્ય છે. એમાં આવતાં પાત્રો કે પ્રસંગોને સર્વાંગ રીતે સમજવા માટે ઇતિહાસ–પુરાણની માહિતી જરૂરી બનતી. એટલે જ મનાતું કે વેદોનું અર્થઘટન તથા અર્થવિસ્તરણ પુરાણોની મદદથી કરવું.[૪] પૌરાણિક વૃત્તાંતોની પરંપરા ઘણી પ્રાચીન હતી એવું સાબિત કરતા શબ્દસમૂહ છે, इति नः श्रुतम्[૫], अनुशुश्रुमः[૬] ઇત્યાદિ. પુરાણ–સામગ્રીની જાળવણી કરનારો સૂતવર્ગ હતો.[૭] પુરાણોના પ્રથમ સંકલન–કર્તા કૃષ્ણ દ્વૈપાયન વ્યાસ હતા. એમણે પુરાતન આખ્યાનો, ઉપાખ્યાનો, અને ગાથાઓમાંથી પુરાણ–સંહિતા કરી[૮] અને એનું જ્ઞાન રોમહર્ષણને આપ્યું.[૯] સૂત રોમહર્ષણે એના છ શિષ્યોને પુરાણ–સંહિતા શીખવી.[૧૦] કોઈ વિશિષ્ટ પ્રસંગો કે ઉત્સવોમાં પુરાણોનું પઠન થતું.[૧૧] પ્રાચીન ઐતિહાસિક કાલમાં પણ પુરાણપઠનનું મહત્ત્વ હતું એવું કૌટિલ્યના અર્થશાસ્ત્રથી જણાય છે. સૂત–માગધોને રાજ્ય તરફથી વેતન મળતું.[૧૨] એ ઉપરાંત રાજાની દિનચર્યામાં પુરાણ–શ્રવણ અર્થે થોડો સમય ફાજલ રાખવામાં આવતો.[૧૩]

પુરાણોના મૂળ વિષય પાંચ હતા: સર્જન, પ્રલય અને પુનઃસર્જન, મનુઓના યુગ, વંશો અને વંશની (વિશિષ્ટ) વ્યક્તિઓનાં ચરિત.[૧૪] સમય જતાં આ પાંચ વિષય પુરાણોમાં ગૌણ સ્થાન પામ્યા અને અન્ય સામાજિક-ધાર્મિક વિષયો (જેવા કે વર્ણાશ્રમ ધર્મ, વ્રતો, તીર્થ-માહાત્મ્ય, આચાર, પ્રાયશ્ચિત્ત, પૂજા, સ્તોત્રો વગેરે)એ મુખ્ય સ્થાન મેળવ્યું. પરિણામે પુરાણો ઐતિહાસિક અનુશ્રુતિના ગ્રંથ મટી ધાર્મિક ગ્રંથોમાં પરિવર્તન પામ્યાં.[૧૫]

આમ છતાં ઐતિહાસિક અનુશ્રુતિઓ વંશો અને વંશ્યાનુચરિતો-રૂપે, ખાસ કરીને રાજવંશો અને રાજચરિતો-રૂપે, પુરાણોમાં સચવાઈ રહી. આ પરંપરાઓ ઘણી જૂની છે. વંશાવળીઓના નિષ્ણાતોનું અસ્તિત્વ 'વંશવિદ્'[૧૬], 'વંશવિત્તમ'[૧૭] કે 'સોમવંશવિદ્'[૧૮] જેવા શબ્દો પરથી ફલિત થાય છે. પુરાણો રાજવંશાવળીઓના નિરૂપણમાં પછીના રાજવંશોનો કુલ રાજ્યકાલ તથા તે તે વંશના દરેક રાજાનો રાજ્યકાલ પણ આપે છે. રાજા પરીક્ષિતના જન્મ અને મહાપદ્મનંદના રાજ્યારોહણ વચ્ચેનો સમય-ગાળો પૌરાણિક અનુશ્રુતિ ૧૦૫૦ (કે ૧૦૧૫) વર્ષનો જણાવે છે.[૧૯]

પૌરાણિક વંશાવળીઓ વિગતે મનુ વૈવસ્વતના સમયથી શરૂ થાય છે. એ અગાઉ છ મન્વન્તરોને લગતી અનુશ્રુતિ ઘણા અલ્પ પ્રમાણમાં જળવાઈ છે. મનુ વૈવસ્વતથી શરૂ થતી પ્રાચીન રાજવંશાવળીઓની ઉત્તરમર્યાદાનું સીમાચિહ્ન છે ભારતયુદ્ધ, જે પ્રાચીનકાલનો એક શકવર્તી બનાવ હતો. એમાંની કેટલીક વંશાવળીઓ ભારત-યુદ્ધ સુધીના સમયને આવરી લે છે, તો કેટલીક એ પછીના પાંચસાત રાજાઓના રાજ્યકાલ સુધી વિસ્તરે છે. એમાં એ રાજાઓને 'સાંપ્રત' (વર્તમાન) કહેલા હોઈ, એ વંશાવળીઓ ત્યારે લખાઈ લાગે છે. આગળ જતાં એમાં પછીની કેટલીક રાજવંશાવળીઓ ઉમેરાઈ ત્યારે એને કલિયુગના 'ભાવી' રાજાઓની વંશાવળીઓ તરીકે રજૂ કરવામાં આવી. આ રાજવંશાવળીઓ મુખ્યત્વે ગુપ્તકાલના આરંભ સુધીની છે. આ પરથી એમ લાગે છે કે ગુપ્તકાલના આરંભમાં રાજવંશોને લગતી અનુશ્રુતિઓમાં અદ્યતન સામગ્રી ઉમેરાયે પુરાણોની રાજવંશાવળીઓનું અભિવૃદ્ધ સંસ્કરણ થયું.

પુરાણોમાં જણાવેલી કલિયુગની આ રાજવંશાવળીઓ પૈકી અમુક ઉત્તરકાલીન રાજવંશાવળીઓ ઐતિહાસિક કાલના રાજવંશો માટે ઉપયોગી નીવડી છે. આ રાજવંશોમાં જણાવેલા કેટલાક રાજાઓ માટે સમકાલીન અભિલેખોનો પુરાવો અને/અથવા અન્ય સાહિત્યિક ઉલ્લેખોનું સમર્થન મળતું હોઈ શૈશુનાગ, નંદ, મૌર્ય,

આંધ્ર, શુંગ, કણ્વ વગેરે રાજવંશોની ઐતિહાસિકતા સિદ્ધ થઈ છે. એની પૂર્વેના રાજવંશોની ઐતિહાસિકતા માટે એવા નક્કર પુરાવા પ્રાપ્ત થયા નથી.

છતાં એને લગતી કેટલીક પૌરાણિક અનુશ્રુતિઓનું સમર્થન પુરાવસ્તુકીય પુરાવાથી થયું છે; જેમકે પુરાણોમાં વર્ણવાયેલ હસ્તિનાપુર, માહિષ્મતી અને શ્રાવસ્તી જેવી નગરીઓનું અસ્તિત્વ ખોદકામ કરતાં પુરવાર થયું છે, આનાથી ઉત્તરકાલીન વંશોની જેમ એ વંશો પણ થયા હોવાનું અસંભવિત ગણાતું નથી. પરંતુ આ નગરીઓ સાથે સંકળાયેલા રાજાઓ વિશે વિશિષ્ટ માહિતી આપતા પુરાવા પુરાવસ્તુકીય અન્વેષણમાંથી મળ્યા નથી. વળી એ રાજાઓનો ચોક્કસ સમય નક્કી કરી શકાતો નથી. ઐતિહાસિક પુરાવા અને ચોક્કસ સમયાંકનને લગતી આ ઊણપોને કારણે પૌરાણિક અનુશ્રુતિઓમાં જણાવેલ આ રાજવંશોને ઐતિહાસિક નહિ, પણ આદ્ય–ઐતિહાસિક ગણવામાં આવે છે. આગળ જતાં જેમ જેમ એમાંના જે વંશોની ઐતિહાસિકતા અંગેના પુરાવા મળતા જાય છે તેમ તેમ તે વંશોને ઐતિહાસિક વંશો તરીકે માન્ય કરવામાં આવે એવું ઇતિહાસ–વિજ્ઞાનનું વલણ રહેલું છે.

આ અનુસાર ભારતના ઇતિહાસમાં હાલ ગૌતમ બુદ્ધ અને મહાવીર સ્વામીના સમકાલીન રાજા બિંબિસારથી શરૂ થતા રાજાઓની ઐતિહાસિકતા માન્ય થઈ હોઈ, એ અગાઉના સર્વ રાજાઓ તથા રાજવંશોને હાલ આદ્ય–ઐતિહાસિક ગણવામાં આવે છે. આ વંશોમાં ઐક્ષ્વાકુ અને ઐલ વંશ ખાસ નોંધપાત્ર છે; આગળ જતાં એ અનુક્રમે સૂર્યવંશ અને ચંદ્રવંશ ગણાયા છે. ઐલ વંશના રાજા યયાતિના કુલમાંથી યાદવ અને પૌરવ જેવી શાખાઓ થઈ. પૌરવ વંશમાંથી વળી મગધનો બાર્હદ્રથ વંશ થયો. ગુજરાતના સંદર્ભમાં જોઈએ તો પૌરાણિક અનુશ્રુતિઓમાં માત્ર શાર્યાતો, ભૃગુઓ અને યાદવોને લગતી કેટલીક માહિતી જળવાઈ છે, જે ઉત્તર તથા પૂર્વ ભારતના કેટલાક પ્રદેશોના આનુશ્રુતિક વૃત્તાંતોની સરખામણીએ ઘણી ઓછી છે.

વર્તમાન પુરાણોમાં રાજવંશોને લગતા ભાગ વિશુદ્ધ રૂપે સચવાયા નથી; કોઈ વાર બે જુદા રાજવંશોને એક જ વંશ તરીકે વણી લેવામાં આવ્યા છે કે અલગ પ્રદેશોમાં થયેલા સમકાલીન રાજવંશોને એક જ પ્રદેશના પૂર્વાપર વંશ તરીકે રજૂ કરવામાં આવ્યા છે. અમુક રાજવંશાવળીના વૃત્તાંતમાંથી કેટલાક શ્લોક લુપ્ત થઈ ગયા છે, તો અમુક વૃત્તાંતમાં કેટલાક શ્લોક પ્રક્ષિપ્ત કરવામાં આવ્યા

છે, આથી અમુક વંશોની ચોક્કસ સમયાવધિ તથા સમકાલીનતા પણ બરાબર નક્કી થઈ શકતી નથી. આ બધી ઊણપોએ પૌરાણિક અનુશ્રુતિઓમાં આપેલા વૃત્તાંતોની ઐતિહાસિકતા ઘટાડવામાં ભાગ ભજવ્યો છે. ગુજરાતને લગતી પૌરાણિક અનુશ્રુતિઓમાં ઘણો વૃત્તાંત વિસ્મૃતિમાં વિલુપ્ત થઈ ગયો જણાય છે, છતાં આભિલેખિક અને ઇતર સાહિત્યિક સાધનો દ્વારા વિશેષ માહિતી ન મળે ત્યાંસુધી ગુજરાતના આદ્ય-ઇતિહાસ માટે આ પૌરાણિક અનુશ્રુતિઓ, જેવી ને જેટલી છે તે રીતે પણ, ખાસ ઉપયોગિતા ધરાવે છે.

## ૨. શાર્યાતો

પૌરાણિક અનુશ્રુતિ પ્રમાણે વૈવસ્વત અર્થાત્ વિવસ્વત(સૂર્ય)ના પુત્ર મનુના ઇક્ષ્વાકુ વગેરે દશ પુત્રોને રાજવારસામાં ભારતના જુદા જુદા પ્રદેશોનું રાજ્ય મળ્યું ત્યારે એમાંના એક પુત્ર શર્યાતિને હાલ ગુજરાત તરીકે ઓળખાતા પ્રદેશનું રાજ્ય પ્રાપ્ત થયું.

વૈદિક સાહિત્યમાં આ રાજા શર્યાતિનો શાર્યાત તરીકે ઉલ્લેખ આવે છે. ઋગ્વેદમાં શાર્યાત ભૂતકાળની કોઈ વ્યક્તિ તરીકે આવે છે,[૨૦] જ્યારે બ્રાહ્મણ સાહિત્ય[૨૧]—ઐતરેય, શતપથ, જૈમિનિ–શાર્યાત માનવ(મનુપુત્ર)નો ઉલ્લેખ ભૃગુકુળના ઋષિ ચ્યવનના સંબંધમાં કરે છે.

રાજવંશોના નિરૂપણમાં પુરાણો પૈકી ૧૧ પુરાણો[૨૨] અને મહાભારતની પુરવણીરૂપ હરિવંશ[૨૩] શાર્યાત વંશની માહિતી આપે છે. અન્ય રાજવંશોના વૃત્તાંતની સરખામણીમાં શાર્યાતોનો હેવાલ ઘણો ટૂંકો છે.

પૌરાણિક પરંપરા અનુસાર શર્યાતિને એક સંતાનયુગલ હતું: પુત્ર આનર્ત અને પુત્રી સુકન્યા. સુકન્યાને કેવા સંજોગોમાં વૃદ્ધ ઋષિ ચ્યવનની પત્ની થવું પડ્યું એને લગતો પ્રસંગ બ્રાહ્મણ ગ્રંથોમાં તેમજ મહાભારતમાં પણ નિરૂપાયો છે. બ્રાહ્મણગ્રંથો[૨૪] આ વૃત્તાંત નીચે મુજબ આપે છે:

અન્ય ભૃગુઓને સ્વર્ગ મળ્યું ત્યારે વૃદ્ધ અને અશક્ત ચ્યવન એકલા પડી ગયા; એ વખતે શાર્યાત માનવ એની ટોળી સાથે ત્યાં આવીને રહ્યો. શાર્યાત કિશોરોએ આવી ઋષિ ચ્યવનને રંજાડ્યા. ભૃગુએ (ચ્યવને) ગુસ્સે થઈ એમનામાં કુસંપનાં બીજ રોપ્યાં, પરિણામે પિતા-પુત્ર અને ભાઈ-ભાઈ અંદરોઅંદર ઝઘડી પડ્યા.

શાર્યાતને કુસંપનું કારણ તપાસતાં ગોવાળો પાસેથી જાણવા મળ્યું કે એ માટે શાર્યાત કિશોરો જ જવાબદાર છે, આથી એ પોતાની પુત્રી સુકન્યાને લઇ ચ્યવન પાસે ગયો ને શાર્યાતોએ કરેલા અપરાધના પ્રાયશ્ચિત્ત-રૂપે સુકન્યા ઋષિ ચ્યવનને આપી. ત્યાર બાદ આવા અપરાધનું પુનરાવર્તન નિવારવા શાર્યાત એના જાતિબંધુઓ સાથે અન્ય સ્થળે ચાલ્યો ગયો.

મહાભારત[૨૫] ઉપર જણાવેલ પ્રસંગને ચોક્કસ સ્થળ સાથે સાંકળી નીચે પ્રમાણે વૃત્તાંત આપે છેઃ

નર્મદા નદી અને વૈદૂર્ય પર્વત(સાતપૂડા પર્વતના પશ્ચિમી ભાગ)ના પ્રદેશમાં વૃદ્ધ ઋષિ ચ્યવન વર્ષો સુધી તપશ્ચર્યા-રત રહ્યા. સમાધિસ્થ ચ્યવનને વલ્મીકે ઢાંકી દીધા. એ જ સ્થળે રાજા શર્યાતિ એના સૈન્ય સાથે આવ્યો. શર્યાતિ સાથે આવેલી જુવાન રાજપુત્રી સુકન્યા સખીવૃંદ સાથે રમતાં વલ્મીક પાસે આવી. વલ્મીકમાંથી બે ચમકતી વસ્તુઓએ સુકન્યાનું કૌતૂહલ જગાવ્યું. વલ્મીકમાં સળી ખોસતાં લોહીની ધાર થઈ, ને ઋષિ ચ્યવનની આંખોની જ્યોતિ બુઝાઈ ગઈ. ઋષિના કોપને પરિણામે રાજા શર્યાતિના સૈનિકોનાં મળમૂત્ર બંધ થયાં. સૈનિકોને પૂછતાં પણ શર્યાતિને કારણ હાથ ન લાગ્યું. સુકન્યાએ પિતા પાસે જઈ સર્વ હકીકત કહી. શર્યાતિ ઋષિ સમીપ ક્ષમાયાચના કરવા ગયા. વૃદ્ધ ઋષિએ જુવાન રાજપુત્રી સુકન્યાના હાથની માગણી કરી અને રાજાએ એ સ્વીકારી.

પુરાણોમાં માત્ર ભાગવત[૨૬] આ પ્રસંગને, નજીવા ફેરફાર સાથે, રજૂ કરે છે. અન્ય પુરાણો સુકન્યાને ચ્યવનની પત્ની કહે છે, પણ કેવા સંજોગોમાં એ ઋષિને પરણી એ જણાવતાં નથી.

શર્યાતિના રાજ્ય-પ્રદેશના નામ વિશે અનુશ્રુતિઓમાં કંઈ ઉલ્લેખ આવતો નથી, પરંતુ આનર્તના ઉત્તરાધિકારી રૈવના સંબંધમાં દેશ આનર્ત અને નગરી કુશસ્થલીનો ઉલ્લેખ છે.[૨૭] 'આનર્ત' નામ પછીના સમયમાં ઉત્તર ગુજરાત માટે વપરાતું, પરંતુ અહીં એની રાજધાની કુશસ્થલી (દ્વારકાનું અસલ સ્થાન) જણાવી હોવાથી સંભવતઃ એ કાલના આનર્ત પ્રદેશમાં સૌરાષ્ટ્રનો સમાવેશ થતો હશે. યાદવોએ આવી શાર્યાતોની ઉજ્જડ બનેલી કુશસ્થલીના દુર્ગને સમરાવી ત્યાં પુનર્વસવાટ કર્યાનો અને એ નગરીનું 'દ્વારવતી' નામે નવનિર્માણ કર્યાનો મહાભારતમાં ઉલ્લેખ છે.[૨૮] એમાં વળી એ નગરીને 'આનર્તનગરી' પણ કહી છે.[૨૮અ] આ નગરી સ્પષ્ટતઃ સૌરાષ્ટ્રમાં આવેલી હતી.[૨૯] સંભવતઃ શાર્યાતોનો આનર્ત દેશ

સૌરાષ્ટ્ર ઉપરાંત ઉત્તર ગુજરાતને આવરી લેતો હશે. પછીના સમયમાં આનર્તનું પાટનગર આનંદપુર (વડનગર) ગણાયું, એ પરથી એ નામનો અર્થ ત્યારે ઉત્તર ગુજરાત પૂરતો સીમિત થયો લાગે છે. પછીના સમયે 'આનર્ત' અને 'સુરાષ્ટ્ર' એમ બે અલગ પ્રદેશ ગણાતા.[૩૦]

આનર્તના વંશજોની બાબતમાં પુરાણોમાં વંશાવળીની આ પ્રમાણે ત્રણ પાઠ-પરંપરાઓ મળે છે. આમાં પ્રથમ પરંપરા અનુસાર શાર્યાતોની વંશાવળીમાં આનર્ત પછી રેવનું નામ આવે છે, બીજી પરંપરા આનર્ત પછી એના પુત્ર રોચમાનનું અને રોચમાન પછી એના પુત્ર રેવનું નામ જણાવે છે, જ્યારે ત્રીજી પરંપરામાં આનર્ત પછી એના પુત્ર તરીકે સીધું રેવ કે રેવતનું નામ આવે છે. પ્રથમ પરંપરામાં રેવને આનર્તનો પુત્ર ન કહેતાં 'દાયાદ' કહ્યો છે એ સૂચક છે. સંભવ છે કે રોચમાન પિતાની પહેલાં અકાળ મૃત્યુ પામ્યો હોય ને તેથી આનર્તનો પૌત્ર રેવ કે રેવત ગાદીએ આવ્યો હોય.

રેવના સો પુત્રોમાં રેવત કકુદ્મી જયેષ્ઠ હતો, એ કુશસ્થલીનો સ્વામી થયો. રૈવત કકુદ્મીનો રૈવતક-રેવતાચલ સાથેનો ઘનિષ્ઠ સંબંધ એના નામ પરથી ફલિત થાય છે. કુશસ્થલી-દ્વારવતી-ની બાજુમાં 'રૈવતક' ગિરિ આવેલો હતો.[૩૧] 'કકુદ્મી' શબ્દ પણ પર્વતવાચક છે. પૌરાણિક વંશાવળીમાં રૈવત કકુદ્મી શાર્યાત વંશનો અંતિમ રાજા છે. એના સંબંધમાં ત્યાં એક અનુશ્રુતિ[૩૨] આપવામાં આવતી :

રૈવત કકુદ્મી પોતાની પુત્રી રેવતીને લાયક વર વિશે અભિપ્રાય પૂછવા બ્રહ્મા પાસે ગયો ત્યારે ત્યાં સંગીત ચાલતું હોઈ એને થોડી વાર થોભવું પડ્યું. સંગીત પૂરું થતાં એણે બ્રહ્માને સમકાલીન રાજાઓમાંથી પોતાની કન્યાને યોગ્ય વર બતાવવા પૂછ્યું ત્યારે બ્રહ્માએ એને જણાવ્યું કે 'ત્યાંની (બ્રહ્મલોકની) એ થોડી વારમાં મૃત્યુલોકનો ઘણો લાંબો કાળ વીતી ગયો; આ લાંબા ગાળા દરમ્યાન તમારી રાજધાની પુણ્યજન રાક્ષસોએ નષ્ટ કરી હતી; એ કુશસ્થલી હવે ભોજ અન્ધક વૃષ્ણિ આદિ યાદવોથી વીંટળાયેલી છે ને દ્વારવતીને નામે ઓળખાય છે, યાદવો પૈકી બલદેવ વાસુદેવને તારી કન્યા પરણાવ.' બ્રહ્માની સલાહ અનુસાર રેવતીને બલદેવ વાસુદેવ સાથે પરણાવી રાજા મેરુ શિખર[૩૩] પર તપ કરવા ચાલ્યો ગયો.

આ પુરાણકથા પરથી નીચેનાં ઐતિહાસિક તથ્યોની ઝાંખી થાય છે : રૈવત કકુદ્મીના સમયમાં શાર્યાત વંશની સત્તાનો અંત આવ્યો. આ અંતનું કારણ પુણ્યજન રાક્ષસોનું કુશસ્થલી પર થયેલું આક્રમણ હતું. કુશસ્થલીનો પુનર્વસવાટ

યાદવોએ શ્રીકૃષ્ણ વાસુદેવના સમયમાં કર્યો ત્યારે રૈવત કકુદ્મીના રાજ્યને અનેકાનેક પેઢીઓ થઈ ગઈ હતી. બલદેવ વાસુદેવની પત્ની રેવતી રૈવતના કોઈ દૂરના વંશજની પુત્રી હોવાનો સંભવ છે, કારણ કે રૈવત કકુદ્મી મનુ વૈવસ્વત પછી ચોથી કે પાંચમી પેઢીએ થયો, જ્યારે બલદેવ વાસુદેવ ૫૬ મી પેઢીએ થયા. કાલાન્વયની આ અસંગતતા દૂર કરવા બ્રહ્મલોકને લગતી આ પુરાણકથા ઉપજાવી કાઢેલી જણાય છે.

આમ શાર્યાત વંશમાં રૈવત કકુદ્મી પછી બીજા અનેક રાજાઓ થયા હશે, જેઓનાં નામ વિસ્મૃતિમાં વિલુપ્ત થયાં લાગે છે. 'પુણ્યજન રાક્ષસો' એ કઈ જાતિના આક્રમક હશે ને તેઓ ક્યાંથી ચડી આવ્યા હશે એ વિશે કંઈ માહિતી મળતી નથી, પરંતુ તેઓ ત્યાંની રાજધાનીનો નાશ કરી ત્યાં ઝાઝો વખત રહ્યા લાગતા નથી.

આનુશ્રુતિક વૃત્તાંત પ્રમાણે કુશસ્થલીના નાશ પછી રૈવતના ભાઈઓ પર્વત પ્રદેશમાં અહીં તહીં વીખરાઈ ગયા.[૩૪] હૈહયોની એક શાખા પછીના સમયમાં સંભવતઃ 'શાર્યાત' નામે ઓળખાઈ.[૩૫] એ પરથી શાર્યાતો આગળ જતાં હૈહય પ્રદેશમાં વસી એમના કુલની શાખા–રૂપે વિલીન થયા લાગે છે.

શાર્યાત રાજાઓના વંશજો નાશ પામેલી કુશસ્થલી પાસે આવેલા રૈવતક ગિરિના પ્રદેશમાં રહ્યા લાગે છે. એ પછી કેટલાક સમયે ત્યાં યાદવો આવી વસ્યા ને કુશસ્થલીનું 'દ્વારવતી'રૂપે નવનિર્માણ કરી ત્યાં રાજ્ય કરવા લાગ્યા ત્યારે એ રૈવતક પ્રદેશમાં વસતા શાર્યાત વંશના દૂરના વંશજે પોતાની કન્યા બલદેવ વાસુદેવને પરણાવી હોવી સંભવે છે. આ લગ્ન દ્વારા આગંતુક યાદવો અને સ્થાનિક પુરાણા શાર્યાત રાજકુલ વચ્ચે મૈત્રી–સંબંધ સધાયો લાગે છે.

આમ અહીંના રાજાઓ વિશે પુરાણોમાં ઘણી ઓછી માહિતી જળવાઈ છે, પરંતુ આદ્ય–ઐતિહાસિક કાલના પૂર્વાર્ધમાં રાજ્ય કરી ગયેલા જણાતા શાર્યાતોની સ્મૃતિ ગુજરાત અને એના સમીપવર્તી પ્રદેશો સાથે ઠીક ઠીક સંકળાયેલી છે: રાજા આનર્તના નામ પરથી 'આનર્ત દેશ', રેવના નામ પરથી સંભવતઃ 'રેવા' નામ, રેવત કે રૈવતના નામ પરથી ગિરિ 'રૈવતક';[૩૬] વૈદૂર્ય પર્વત (સાતપૂડા પર્વતનો પશ્ચિમી ભાગ) અને નર્મદા નદી, જ્યાં શર્યાતિએ આરંભેલ યજ્ઞમાં અશ્વિનોએ સોમપાન કર્યું.[૩૭]

## ૩. ભૃગુઓ અને હૈહયો

'અગ્નિ ભૃગુઓની ભેટ છે'.[૩૮] આર્યોને અગ્નિપૂજાનો વારસો આપનાર ભૃગુઓ હતા,[૩૯] કારણ કે ઋગ્વેદમાં ભૃગુઓ મુખ્યત્વે અગ્નિપૂજા સાથે સંકળાયેલા દેખા દે છે. તેઓ અગ્નિ પ્રગટાવવાની કળામાં કુશળ લેખાયા છે. ઋગ્વેદનાં બેથી સાત મંડલોના મંત્રદ્રષ્ટા તરીકે અનુશ્રુતિમાં ખ્યાતિ મેળવનાર ગૃત્સમદ, વિશ્વામિત્ર, વામદેવ આદિ ઋષિકુળોની જેમ ભૃગુઓ ઋગ્વેદ અને સપ્તસિંધુ પ્રદેશ સાથે ઓછો સંબંધ ધરાવતા હોય એમ લાગે છે.

અથર્વવેદનું કર્તૃત્વ ભૃગુઓ સાથે સંકળાયેલું છે.[૪૨] અથર્વવેદમાં અથર્વન્ (પવિત્ર જાદુ) ને અંગિરસ (આભિચારિક જાદુ) મંત્રોનો સમાવેશ થતો હોવાથી આ વેદને 'અથર્વાંગિરસ' પણ કહ્યો છે. ચુલિક ઉપનિષદ(૧૦)માં ભૃગુઓને અથર્વન્‌માં શ્રેષ્ઠ કહ્યા છે. ને 'અથર્વન્' શબ્દ અગ્નિપૂજક પુરોહિત અર્થે પણ વપરાતો.[૪૩] 'અથર્વન્' ને સ્થાને કયારેક 'ભૃગુ' શબ્દ પણ 'અંગિરસ' સાથે જોડાતો, તેથી અથર્વવેદ 'ભૃગ્વંગિરસ' નામે પણ ઓળખાતો.[૪૪]

અથર્વવેદ ઋગ્વેદ કરતાં કોઈ જુદી જ ભૂમિકા પર સર્જાયો છે. વેબરના[૪૫] મંતવ્ય પ્રમાણે અથર્વવેદનું સર્જન પશ્ચિમ ભારતની ભૂમિ પર થયું લાગે છે. વરુણપૂજક ને અગ્નિપૂજક ભૃગુઓ અને અંગિરસોની કર્મભૂમિ પશ્ચિમ ભારત હોવી સંભવે છે. ભૃગુના પિતા વરુણ કહ્યા છે.[૪૬] ભૃગુને બ્રહ્મવિદ્યા પણ વરુણ પાસેથી મળી.[૪૭] વરુણ જલ તેમજ પશ્ચિમ દિશાના અધિષ્ઠાતા મનાતા.[૪૮] પશ્ચિમ દિશાના પર્યાયવાચી શબ્દ "વારુણી"નું મૂળ વરુણ સાથે જોડાયેલું છે. અનુશ્રુતિઓમાંથી મળતા ઉપરના પુરાવા પરથી કહી શકાય કે ભૃગુઓ પશ્ચિમ ભારત સાથે વધુ સંકળાયેલા હશે.

ઋગ્વેદમાં ભૃગુકુળની વિભૂતિઓ વિશેના નિર્દેશ આછા હોવાથી, ભૃગુઓની સિદ્ધિઓનું મૂલ્યાંકન કરવા, ભૃગુઓ વિશે વધુ માહિતી આપતા અથર્વવેદ, બ્રાહ્મણ-ગ્રંથો, મહાભારત અને પુરાણો પર મુખ્યત્વે આધાર રાખવો પડે, છતાં પછીના ગ્રંથોમાં જળવાયેલી ભૃગુઓને લગતી અનુશ્રુતિઓને સમર્થન ઋગ્વેદના આછા પાતળા ઉલ્લેખો પરથી મળે છે ખરું.

અનુશ્રુતિઓમાં રાજાઓનાં તથા ઋષિઓનાં કુળોની ઉત્પત્તિ દૈવી બતાવી છે. મનુ વિવસ્વત(સૂર્ય)માંથી ઉત્પન્ન થયા ને મનુ વૈવસ્વતમાંથી ભારતના

રાજવંશ ઉદ્ભવ્યા. એવી રીતે ઋષિકુળોની ઉત્પત્તિ પણ કોઇ ને કોઈ દેવ સાથે સાંકળવામાં આવી છે, જ્યારે પુરાણોમાં[૪૯] એમની ઉત્પત્તિ બ્રહ્માંમાંથી થઈ હોવાનું કહ્યું છે. ભૃગુ બ્રહ્માના પુત્ર હોય કે વરુણના પુત્ર, કોઈ દેવના પુત્ર હોવાનું અનુશ્રુતિઓ જણાવે છે એ મહત્ત્વનું છે.

વૈદિક પરંપરામાં માનભર્યું સ્થાન મેળવનાર ભૃગુઓની કર્મભૂમિનો સ્પષ્ટ ખ્યાલ મહાભારત અને પુરાણોની અનુશ્રુતિઓમાં મેળવી શકાય છે.

ગુજરાતના અતિ પ્રાચીન બંદર ભરુકચ્છ[૫૦] (ભરૂચ) કે ભૃગુકચ્છ સાથે જેમનું નામ સંકળાયેલું છે તેવા ભૃગુઓ કે ભાર્ગવો ગુજરાત વિશેની ઐતિહાસિક અનુશ્રુતિમાં મહત્ત્વનું સ્થાન ધરાવે છે.

અનુશ્રુતિઓમાં ભૃગુઓ એ અતિ પ્રાચીન ઋષિકુળ છે. બ્રહ્માના[૫૧] આઠ પુત્રો તરીકે ભૃગુ, અંગિરસ, મરીચિ, અત્રિ, વસિષ્ઠ, પુલસ્ત્ય, પુલહ અને ક્રતુનો ઉલ્લેખ છે. ગીતાનું[૫૨] 'महर्षीणां भृगुरहं' વિધાન ઋષિવર્ય ભૃગુએ મેળવેલી પ્રતિષ્ઠાનું સૂચક છે. ભૃગુઓ સમર્થ પુરોહિત હતા. રાજાનાં વિઘ્નોના નિવારણ અર્થે મંત્રતંત્રમાં કુશળ પુરોહિતની જરૂર રહેતી, ને રાજાનો પુરોહિત 'અર્થવન્'નો જાણકાર હોવાનો આગ્રહ રખાતો.[૫૩]

ભૃગુના બંને પુત્ર[૫૪]–ઉશનસ્ કાવ્ય[૫૫] અને ચ્યવન સમર્થ પુરોહિત હતા. ઉશનસ્ કાવ્ય અસુરોના પુરોહિત હતા[૫૬] ને એ સમર્થ પુરોહિતને પોતાને પક્ષે કરવા દેવોએ લલચાવ્યા. ઉશનસ્ શુક્રની માફક એમના ભાઈ ચ્યવન પણ પ્રખ્યાત પુરુષ નીવડ્યા.

ચ્યવનના જન્મ વિશે પુરાણોમાં[૫૭] સંક્ષિપ્ત ઉલ્લેખ છે કે કોઈ ક્રૂર કર્મને પરિણામે ભૃગુપત્ની પૌલોમીનો ગર્ભ આઠમે માસે ચ્યુત થયો તેથી એ બાળક "ચ્યવન" કહેવાયો. મહાભારતમાં[૫૮] આનો વિસ્તાર નીચે પ્રમાણે છે: ભૃગુની પત્ની પુલોમા(પૌલોમી)ને રાક્ષસ પુલોમે ભૃગુના આશ્રમમાં જોઈ. પહેલાં પુલોમાને પુલોમે પસંદ કરેલી ને એ એને પોતાની પત્ની ગણતો, તેથી રાક્ષસે એનું હરણ કર્યું. સગર્ભા પુલોમાએ અતિ વિલાપ કર્યો.[૫૯] એનો ગર્ભ ચ્યુત થયો તે બાળક ચ્યવન.

ચ્યવનના સમયથી ભૃગુઓની ઘણી વ્યક્તિઓ ગુજરાત સાથે સંકળાયેલી છે. ચ્યવન ગુજરાતના શાર્યાત રાજકુળ સાથે સંકળાયેલા હતા એ આગળ જોયું.[૬૦]

મહાભારત[61] ચ્યવનના તપઃસ્થાનને વૈદૂર્ય પર્વત (સાતપૂડા) અને નર્મદા નદીની વચ્ચેના પ્રદેશમાં ગણાવે છે. એમાં એક અન્ય[62] સ્થળે ચ્યવનના આશ્રમને વિશ્વમિત્રા (વિશ્વામિત્રી) નદીની ઉત્તરે મૈનાક પર્વત પાસે આવેલા અસિત પર્વત પર જણાવવામાં આવ્યો છે. એમાંના અન્ય નિર્દેશ[63] અનુસાર દિવસે પશ્ચિમ સમુદ્રમાં વાસ કરનાર કાલેય દાનવો રાત્રે આવી ચ્યવનના આશ્રમને રંજાડતા. આ પરથી ફલિત થાય છે કે ચ્યવન કે એના વંશજોનો વાસ સમુદ્રની સમીપમાં હશે. આમ ચ્યવનનો આશ્રમ નર્મદાના મુખ સમીપે કે ત્યાંથી (થોડે દૂર ઉત્તરે કે દક્ષિણે) હોવો જોઈએ. ભારુકચ્છ દેશનું નામ આગળ જતાં ભૃગુક્ષેત્ર પડ્યું અને ભરુકચ્છ નગર ભૃગુકચ્છ તરીકે ઓળખાયું એ હકીકત આ અનુમાનનું સમર્થન કરે છે.

ચ્યવનની ખ્યાતિ વૈદિક તેમજ પૌરાણિક સાહિત્યમાં પુનર્યૌવન પ્રાપ્ત કરનાર વ્યક્તિ તરીકેની છે. ઋગ્વેદમાં[64] 'ચ્યવાન' નામથી ઓળખાતા ભૃગુવર્યે અશ્વિનોની કૃપા વડે પુનર્યૌવન પ્રાપ્ત કર્યાનો ઉલ્લેખ છે. એ જ ગ્રંથમાં ઇન્દ્રપૂજક પક્થ તૂર્વયાણના વિરોધી તરીકે પણ ચ્યવનનો નિર્દેશ થયો છે,[65] અને અશ્વિનો સાથે એમનો વિશેષ સંબંધ બતાવ્યો છે. આ વાતને મહાભારત અને પુરાણોમાં આવતા ચ્યવનની યૌવનપ્રાપ્તિ વિશેના પ્રસંગમાં વણી લેવામાં આવી છે.

શર્યાતિએ સુકન્યા ચ્યવનને આપી એ વિશે ઉલ્લેખ આગળ થયો છે.[66] ત્યાર પછીનો પ્રસંગ શતપથ બ્રાહ્મણ નીચે પ્રમાણે[67] આપે છે:

ફરતાં ફરતાં આવી ચડેલા અશ્વિનકુમારોએ સુકન્યાનો પ્રેમ માગ્યો ને ચ્યવન જેવા દૂબળા પાતળા પતિને ત્યજી પોતાની સાથે રહેવા કહ્યું. પિતાની આજ્ઞામાં રહેતી સુકન્યાએ અશ્વિનોની માગણી નકારી કાઢી ને જીવનપર્યંત પતિનો સાથ ન છોડવાનો પોતાનો નિર્ણય જણાવ્યો. ઋષિ ચ્યવને આ સાંભળી સુકન્યાને કહ્યું કે અશ્વિનોને તેઓ અપૂર્ણ હોવાની વાત કહેવી ને જ્યારે તેઓ પોતાની અપૂર્ણતાનો પ્રકાર જણાવવાનું પૂછે ત્યારે તારે પહેલાં 'મારા પતિને જુવાન બનાવો' એવી શરત રજૂ કરવી. અશ્વિનોએ એ કબૂલ રાખ્યું. સુકન્યાએ અશ્વિનોના આદેશ અનુસાર ચ્યવનને સરોવરમાં ડૂબકી મરાવી, તેથી ચ્યવને ઇચ્છિત વય પ્રાપ્ત કર્યું. હવે એમણે પોતાની અપૂર્ણતાનો પ્રકાર પૂછતાં પ્રશ્નના ઉત્તરમાં ચ્યવને કહ્યું કે કુરુક્ષેત્રમાં થતા યજ્ઞમાંથી દેવોએ તમને બાકાત રાખ્યા છે. આથી અશ્વિનોએ દેવો પાસે જઈ પોતાને યજ્ઞમાં સામેલ કરવા માગણી કરી, પણ અશ્વિનો રોગીઓ સાથે ભળતા હોવાથી દેવોએ એમ કરવા ના પાડી.

આ પ્રસંગ મહાભારત[૬૮] નીચે પ્રમાણે આપે છે :

વનમાં રૂપવતી સુકન્યાને દેવ અશ્વિનોએ જોઈ. તેઓએ એને બેમાંથી એકની પત્ની બનવા કહ્યું. સુકન્યાએ પોતાના વૃદ્ધ પતિને યૌવન આપવા અશ્વિનોને વિનંતી કરી. અશ્વિનકુમારો ચ્યવનના આશ્રમે ગયા. સમીપના સરોવરમાં દેવો સાથે ચ્યવને પણ ડૂબકી મારી, તેથી વૃદ્ધ ઋષિ દેવો જેવા સ્વરૂપવાન બની ગયા. ત્રણ એકસરખા રૂપવાળા કુમારોમાંથી સુકન્યાએ પતિને ઓળખી લીધા. ચ્યવને ખુશ થઈ અશ્વિનોને સોમ-અર્ઘ્ય આપવાની શરૂઆત કરી. ચ્યવનના પુનર્યૌવન-પ્રાપ્તિના સમાચારથી રાજા શર્યાતિ ખુશ થયા. ઋષિના કહેવાથી શર્યાતિએ યજ્ઞ આરંભ્યો, જેમાં અશ્વિનોએ સોમપાન કર્યું. અસોમપ અશ્વિનોને સોમ-અર્ઘ્ય આપવાથી દેવ ઇંદ્ર કુપિત થયા અને વજ્ર વડે ઋષિને મારવા દોડ્યા, પણ ચ્યવને એના હાથ થંભાવી દીધા.

ભાગવત પુરાણ[૬૯] આ પ્રસંગનું નિરૂપણ નીચે પ્રમાણે કરે છે :

વૃદ્ધ ઋષિ ચ્યવન સાથેના લગ્ન બાદ સુકન્યા પતિશુશ્રૂષામાં રત રહેતી. એક વાર અશ્વિનો ચ્યવનના આશ્રમે આવ્યા. ચ્યવને એમની પાસે યૌવન માગ્યું અને બદલામાં સોમપાનના અનધિકારી દેવ અશ્વિનોને યજ્ઞમાં સોમપાન કરાવવાનું કહ્યું. અશ્વિનોએ ઘરડા દૂબળા ચ્યવનને સિદ્ધોએ બાંધેલા જળાશયમાં ડૂબકી મરાવી. અશ્વિનો સાથે ચ્યવન સરોવરમાં પેઠા પછી એમાંથી તુલ્ય આકારવાળા ત્રણ સુંદર તેજસ્વી પુરુષ બહાર આવ્યા. પતિને ન ઓળખતાં સુકન્યા અશ્વિનકુમારોને શરણે ગઈ. એના પાતિવ્રત્યથી ખુશ થઈ દેવોએ ચ્યવનને ઓળખાવ્યા.

શર્યાતિએ ચ્યવન ઋષિના આશ્રમમાં સુકન્યાને તેજસ્વી પુરુષ સાથે જોઈ અને એને પરપુરુષ સમજી દીકરીને ઠપકો આપ્યો. સુકન્યાએ પતિને યૌવન અને રૂપ પ્રાપ્ત થયાની સર્વ વાત કહી. પછી ચ્યવને રાજા શર્યાતિ પાસે સોમયાગ કરાવી અશ્વિનોને સોમરસનો ભાગ અપાવ્યો, આથી દેવ ઇન્દ્ર ગુસ્સે થયા અને એમણે ચ્યવનને મારવા હાથમાં વજ્ર લીધું, પરંતુ ઋષિએ ઇન્દ્રનો હાથ થંભાવી દીધો. હવે સર્વ દેવોએ અશ્વિનોનો સોમભાગ કબૂલ રાખ્યો.

મહાભારત[૭૦] સુકન્યાના પુત્ર તરીકે પ્રમતિનો ઉલ્લેખ કરે છે, પરંતુ પુરાણોમાં એને સમર્થન મળતું નથી. પાર્જિટર[૭૧] નોંધે છે તેમ પ્રમતિ ચ્યવનનો દૂરનો વંશજ હોવો સંભવે છે. ગમે તેમ હોય, પ્રમતિ અને એના વંશજો ગુજરાત સાથે સંકળાયેલા હોવાનો કોઈ ઉલ્લેખ ઉપલબ્ધ નથી.

પુરાણોમાં[૭૨] આપેલી વંશાવળીમાં તો ચ્યવન–સુકન્યાના પુત્રો તરીકે આત્મવાન અને દધીચ છે. આત્મવાનનું નામ 'અપ્નવાન'રૂપે વૈદિક[૭૩] સાહિત્યમાં પણ છે. દેવોના વિજય અર્થે આત્મવિલોપન કરનાર દધીચ આનુશ્રુતિક વૃત્તાંતમાં પ્રસિદ્ધ છે.

દધીચનો નિર્દેશ વૈદિક સાહિત્યમાં દધ્યંચ આથર્વણ[૭૪] તરીકે અનેક વાર થયો છે. અગ્નિ પ્રજ્વલિત કરનાર તરીકે તેમજ અથર્વણ, અંગિરસો, મનુ તથા અન્ય પ્રાચીન યજ્ઞકર્તા ઋષિઓ સાથે એમનો નિર્દેશ[૭૫] થયો છે. ઋગ્વેદના[૭૬] પ્રથમ મંડલમાં દધ્યંચ આથર્વણ વિશેનો ઉલ્લેખ આ પ્રમાણે છે : અશ્વિનકુમારોએ અથર્વનના પુત્ર દધ્યંચને અશ્વશિર આપ્યું ને અશ્વશિર વડે[૭૭] દધ્યંચે અશ્વિનોને ત્વષ્ટાના મધુ–સ્થાન વિશે કહ્યું. ઋગ્વેદમાં ઇંદ્ર પણ દધ્યંચના આખ્યાન સાથે સંબંધ ધરાવે છે. પર્વત પર અશ્વનું શિર શોધતા ઇંદ્રને એ શર્યણ્વત(સાયણ પ્રમાણે કુરુક્ષેત્રનો નીચલો અર્ધભાગ)માં મળ્યું, ને દધ્યંચનાં અસ્થિઓ વડે નવાણું પુત્રોનો સંહાર ઇંદ્રે કર્યો.

પંચવિંશ બ્રાહ્મણ[૭૮] દધ્યંચને દેવોના પુરોહિત તરીકે ઓળખાવે છે.

મહાભારતમાં[૭૯] દધીચના આશ્રમને સરસ્વતીને પેલે પાર, અર્થાત્ પશ્ચિમે, આવેલો કહ્યો છે. હર્ષચરિતમાં[૮૦] બાણભટ્ટ શોણ નદી(જે ગંગાને પટના પાસે મળે છે)ના તટે ચ્યવનપુત્ર દધીચનું નિવાસસ્થાન જણાવે છે. આ બંને ઉલ્લેખ દધીચને ઉત્તર ભારતના જુદા જુદા સ્થળ સાથે સાંકળે છે. પદ્મપુરાણમાં[૮૧] વળી ચંદ્રભાગા અને સાબરમતીના સંગમ-સ્થળ પાસે દધીચિનું તપઃસ્થાન કહ્યું છે. આ સ્થાન અમદાવાદમાં આવેલું છે; અને સ્થાનિક અનુશ્રુતિ પણ આ સંગમ-સ્થળને દધીચિ સાથે સાંકળે છે. આમ આ અનુશ્રુતિ અનુસાર દધીચિ નર્મદા નજીકના પ્રદેશને બદલે સાબરમતી સમીપના પ્રદેશમાં વસ્યા હોવાનું જણાય છે.

દધીચિના આત્મવિલોપનનું આખ્યાન વિભિન્ન ગ્રંથોમાં નીચે પ્રમાણે મળે છે :

કૃતયુગમાં કાલેય નામે ઘોર દાનવોએ વૃત્રાસુરનો આશ્રય લઈ દેવોને ભગાડ્યા, પરિણામે દેવો ઇંદ્રને આગળ કરી બ્રહ્મા પાસે ગયા. બ્રહ્માએ દેવોને દધીચ પાસે એમનાં અસ્થિ માગવાનું કહ્યું ને એ અસ્થિ–નિર્મિત વજ્ર વડે ઇંદ્રને વૃત્રાસુરનો સંહાર કરવા કહ્યું. નારાયણની સાથે દેવો દધીચના આશ્રમે ગયા અને તેઓએ એમનાં અસ્થિઓની માગણી કરી. દધીચે પ્રાણ ત્યજી દીધા. અસ્થિઓમાંથી ત્વષ્ટાએ વજ્ર બનાવ્યું, જેનાથી ઇંદ્રે વૃત્રનો સંહાર કર્યો.[૮૨]

વેદોમાં આવતું 'દધ્યંચ આથર્વણ'નું નામ લઈ ભાગવત[૮૩] પુરાણ નીચેનો પ્રસંગ આપે છે :

વિષ્ણુની સલાહ અનુસાર દેવો દધ્યંચ આથર્વણ પાસે ગયા. ઋષિએ દેવોની યાચના સાંભળી પોતાનો દેહ ત્યજી દીધો. ઇંદ્રે વિશ્વકર્મા પાસે એ અસ્થિઓનું વજ્ર તૈયાર કરાવ્યું ને એ વજ્ર વડે વૃત્રાસુરને મારી નાખ્યો.

પદ્મપુરાણ[૮૪] દધીચ ઋષિનો સંબંધ સ્પષ્ટ રીતે ગુજરાતના પ્રદેશો સાથે જોડી નીચેનો વૃત્તાંત આપે છે :

ચંદ્રભાગા અને સાબરમતીના સંગમ સ્થળે દધીચિનો આશ્રમ હતો. દેવાસુર-સંગ્રામમાં પરાજય પામેલ દેવો સુવર્ચા નામે પત્ની સાથે વસતા દધીચિ ભાર્ગવ પાસે આવ્યા ને તેઓએ દૈત્યોને મારવા એમનાં અસ્થિ માગ્યાં. ઋષિએ પ્રાણ છોડયા[૮૫] ને પરિણામે અસ્થિનિર્મિત વજ્ર વડે વૃત્રાસુર માર્યો ગયો.

દધીચના પુત્ર તરીકે સારસ્વતનો ઉલ્લેખ છે.[૮૬] ત્યાર પછી સારસ્વતના વંશજનું નામ નથી અને ભાર્ગવ વંશાવળી દધીચના ભાઈ આત્મવાનથી આગળ ચાલે છે. અન્ય ઋષિકુળોની[૮૭] માફક ભાર્ગવ કુળની પણ વંશાવળી બરોબર જળવાઈ નથી. મહાભારત અને મત્સ્ય પુરાણની અનુશ્રુતિ વાયુ–બ્રહ્માંડની અનુશ્રુતિ કરતાં જુદી પડે છે. મહાભારત[૮૮] પ્રમાણે મનુની પુત્રી આરુષીથી થયેલો ચ્યવનનો પુત્ર તે ઔર્વ; ઔર્વના પુત્ર ઋચીક. મહાભારતની આ અનુશ્રુતિમાં અપ્નવાનનો ઉલ્લેખ નથી. મત્સ્ય પુરાણ[૮૯] ચ્યવનના ભાઈ તરીકે અપ્નવાનનો ઉલ્લેખ કરી એને ઔર્વના પિતા તરીકે ગણાવે છે. પરંતુ વાયુ–બ્રહ્માંડ પુરાણોની અનુશ્રુતિ[૯૦] પ્રમાણે સુકન્યા-ચ્યવનના પુત્ર આત્મવાન ઔર્વના પિતા હતા; જોકે અન્ય તુલ્યકાલત્વ[૯૧] (synchronism) પરથી ફલિત થાય છે કે હકીકતમાં ઔર્વ આત્મવાનના પુત્ર નહિ, પરંતુ વંશજ હશે. આત્મવાન અને ઔર્વની વચ્ચેની ભાર્ગવ પેઢીઓનો ઇતિહાસ લુપ્ત થયેલો હોવાથી ભાર્ગવો અને ગુજરાતના સંબંધ વિશે અંધારપટ રહે છે.

પણ લાંબા સમય પછી ગુજરાત પર રાજ્ય કરી ગયેલા હૈહયો સાથે થયેલા ભાર્ગવોના સંઘર્ષને કારણે ભાર્ગવો ગુજરાતના ઇતિહાસમાં ફરી દેખાય છે. ભાર્ગવો ગુજરાતના રાજકુલ હૈહયો સાથે પુરોહિત સંબંધ ધરાવતા હતા. ભાર્ગવો પ્રસિદ્ધ સમ્રાટ અર્જુનના પિતા કૃતવીર્યના પુરોહિત હતા. રાજાએ

ભૃગુઓને પુષ્કળ ધન આપ્યું હતું. કૃતવીર્યના વંશજોને ધનની જરૂરત પડતાં એમણે ભૃગુઓ પાસે ધન માગ્યું. કેટલાક ભાર્ગવોએ એ ન આપ્યું તેથી હૈહયોએ એમનો સંહાર શરૂ કર્યો, પરિણામે ભૃગુ-પત્નીઓ હિમાલય પર્વત પર ગઈ; તેઓમાંની એકે ઔર્વને જન્મ આપ્યો.[૯૨] પરશુરામ જામદગ્ન્ય પૂર્વે થયેલા આ સંઘર્ષને હૈહય-ભાર્ગવ સંઘર્ષનો પ્રથમ તબક્કો કહી શકાય.

પરંપરાગત વૈમનસ્ય ઔર્વના પ્રપૌત્ર પરશુરામના સમયમાં વધુ ઉગ્ર બન્યું. ઔર્વના પુત્ર ઋચીક હતા, જેઓ કાન્યકુબ્જ(કનોજ)ના નરેશ ગાધિની પુત્રી સત્યવતીને પરણ્યા. સત્યવતી અને ઋચીકના પુત્ર જમદગ્નિ, જેમનો ઉલ્લેખ મંત્રદ્રષ્ટા તરીકે વૈદિક સાહિત્યમાં[૯૩] મળે છે. જમદગ્નિ ઇક્ષ્વાકુ-વંશજ રેણુની પુત્રી રેણુકાને પરણ્યા; તેઓના પુત્ર રામ જામદગ્ન્ય. પરશુ એમનું માનીતું શસ્ત્ર હતું તેથી એ 'પરશુરામ' પણ કહેવાયા.[૯૪] આમ ભાર્ગવ કુળ બે પેઢીથી મધ્ય દેશના ક્ષત્રિય રાજકુળો સાથે લગ્નસંબંધ ધરાવતું, પરંતુ કેટલાક આનુશ્રુતિક નિર્દેશોને[૯૫] આધારે ભૃગુવર્ય ઋચીક, જમદગ્નિ અને રામનો સંબંધ ગુજરાત કે એની નજીકનાં સ્થળો સાથે સાંકળી શકાય. દા. ત. શાલ્વદેશ(હાલના આબુ નજીકનો પ્રદેશ)ના રાજા દ્યુતિમાને ઋચીકને રાજ્ય આપ્યું હોવાનો ઉલ્લેખ[૯૬]; અને સ્નાન અર્થે નીકળેલી જમદગ્નિની પત્ની રેણુકા પર મોહિત થયેલા માર્તિકાવત-(રાજસ્થાનમાં આવેલું મર્ત)ના રાજા ચિત્રરથનો નિર્દેશ.[૯૭] ભાર્ગવોની સ્મૃતિ ગુજરાતનાં સ્થળો સાથે સંકળાયેલી છે. દા. ત. ભરુકચ્છ 'ભૃગુકચ્છ' કે 'ભૃગુક્ષેત્ર' તરીકે જાણીતું થયું અને નર્મદા અને સમુદ્રનો સંગમ "જામદગ્ન્ય" તરીકે ઓળખાતો.[૯૮]

હૈહય સમ્રાટ અર્જુન કાર્તવીર્યના વિશાળ રાજ્યમાં ગુજરાતનો સમાવેશ થતો હતો. અર્જુન કાર્તવીર્યની રાજધાની માહિષ્મતી[૯૯] (વર્તમાન મધ્ય પ્રદેશનું ચુલી માહેશ્વર કે નર્મદાનો ટાપુ માંધાતા) હતી. સમુદ્ર પરનું આધિપત્ય[૧૦૦] કાર્તવીર્યની સત્તા અને મહત્તામાં વધારો કરતું, તેથી સ્પષ્ટ છે કે એનું સામ્રાજ્ય ગુજરાતના સમુદ્રકિનારાને આવરી લેતું હશે.

અર્જુન કાર્તવીર્યના વિધ્વંસક પરશુરામ જામદગ્ન્ય હતા. એ સમ્રાટના વિનાશનું કારણ આનુશ્રુતિક વૃત્તાંતમાં નીચે પ્રમાણે છે: દેવ અગ્નિની વિનંતીને અધીન થઈ કાર્તવીર્યે ગામ, નગર અને વનમાં આગ લગાડી, જેમાં વસિષ્ઠ આપવનો આશ્રમ ભસ્મીભૂત થયો. વસિષ્ઠ આપવે શાપ આપ્યો કે રામ જામદગ્ન્ય કાર્તવીર્યના હજાર હાથ સમરાંગણમાં કાપશે.[૧૦૧] મહાભારતમાં[૧૦૨] આ પ્રસંગને

વિગતથી વર્ણવ્યો છે. જમદગ્નિના આશ્રમને હૈહય સમ્રાટ કાર્તવીર્યે નષ્ટ કર્યો ને ઋષિની હોમધેનુનું હરણ કર્યું. પરશુરામ જામદગ્ન્યે સમ્રાટના આ અપકૃત્યનો બદલો એના હજાર હાથ કાપી નાખી એનું મોત આણીને લીધો. કાર્તવીર્યના પુત્રોએ જમદગ્નિના આશ્રમમાં જઈ ઋષિનો શિરચ્છેદ કર્યો. પિતાના મૃત્યુનું વેર લેવા કૃતનિશ્ચય બનેલા રામે ક્ષત્રિયોનું એકવીસ વાર નિકંદન કર્યું હોવાનું કહેવાય છે. પાપના પ્રાયશ્ચિત્ત અર્થે એમણે અશ્વમેધ કર્યો અને એની દક્ષિણામાં કશ્યપને પૃથ્વીનું દાન કર્યું. કશ્યપે એમને દક્ષિણમાં સમુદ્રતીરે જવાનો આદેશ આપ્યો, પરિણામે પરશુરામે સમુદ્રમાંથી શૂર્પારક(સોપારા)નું નિર્માણ કરી ત્યાં આશ્રય લીધો. આમ હવે ભાર્ગવો ભૃગુક્ષેત્ર તજી અપરાન્ત(કોંકણ)માં ચાલ્યા ગયા.

## પાદટીપો

૧. G. J. Garraghan, *A Guide to Hisiorical Method, p 121*

૨. *Encyclopaedia of Philosophy* માં *'Myth'*નું નિરૂપણ

૩. अथर्ववेद १५, १, ६, १०–१२. વળી જુઓ : शतपथ ब्राह्मण ९, ५, ६, ८; जैमिनीय उपनिषद् ब्राह्मण १, ५३; बृहदारण्यक उपनिषद् २, ४, १०; ४, १, २; ५, ११

४. यो विद्याच्चतुरो वेदान्साङ्गोपनिषदो द्विजः ।
न चेत्पुराणं संविद्यान्नैव स स्याद्विचक्षणः ॥
इतिहासपुराणाभ्यां वेदं समुपबृंहयेत् ।
बिभेत्यल्पश्रुताद्वेदो मामयं प्रहरिष्यति ॥
वायुपुराण १, २००–१; पद्मपुराण ५, १, ३५

५. वायुपुराण २, १५; ६२, १९५; ९५, ४२; ८८, १५३; ९५, २; ९९, १७५

६. वायुपुराण ९२, १७४; ९६, १२३; ब्रह्माण्डपुराण २, ३६, २०१; ३, ७१, १२४; हरिवंश १, ४७; ब्रह्मपुराण ४, ९५

७. स्वधर्म एव सूतस्य सद्भिर्दिष्टः पुरातनैः ।
देवतानामृषीणां च राज्ञां चामिततेजसाम् ॥
वंशानां धारणं कार्यं श्रुतानां च महात्मनाम् ।
इतिहासपुराणेषु दिष्टा ये ब्रह्मवादिभिः ॥
वायुपुराण १, ३१–३२

૮. आख्यानैश्चाप्युपाख्यानैर्गाथाभिः कल्पजोक्तिभिः ।
पुराणसंहितां चक्रे पुराणार्थविशारदः ॥

ब्रह्माण्डपुराण २, ३४, २१

વળી જુઓ वायुपुराण ६०, २१; विष्णुपुराण ३, १६.

૯. वायुपुराण ६०, १६; विष्णुपुराण ३, ४, १६

૧૦ वायुपुराण ६१, ५५-५६; विष्णुपुराण ३, ४, १७

૧૧. દા ત., शतपथब्राह्मण(१३, ४, ३)માં અશ્વમેધ પ્રસંગે આઠમા અને નવમા દિવસ ઇતિહાસ-પુરાણના પઠન માટે અલાયદા રાખવામાં આવ્યા છે. आश्वलायनगृह्यसूत्र (४, ६, ६) મુજબ મરનારાનાં કુટુંબીજનોએ અગ્નિ પ્રદીપ્ત કરી પુરાણ-શ્રવણ કરવું. અમુક વર્તમાન પુરાણોમાં શૌનકાદિ ઋષિઓના બાર વર્ષના યજ્ઞ પ્રસંગે સૂત રોમહર્ષણ પુરાણના આખ્યાતા તરીકે દેખા દે છે.

૧૨. कौटिल्य, अर्थशास्त्र ५, ३, १३

૧૩. पश्चिममितिहासश्रवणे । पुराणमितिवृत्तमाख्यायिकोदाहरणं, धर्मशास्त्रमर्थशास्त्रं चेतीतिहासः ।

कौटिल्य, अर्थशास्त्र १, ५, १४

१४. सर्गश्च प्रतिसर्गश्च वंशो मन्वन्तराणि च ।
वंश्यानुचरितं चैव पुराणं पञ्चलक्षणम् ॥

वायुपुराण ४, १०

૧૫. R. C. Hazra, *Puranic Records on Hindu Rites and Customs*, *p. 243*

૧૬. वायुपुराण ६६, ३९; ब्रह्माण्डपुराण २, ३, ३८; मत्स्यपुराण ७२, ४४; ९६, २१

૧૭. वायुपुराण ८८, १६९; ब्रह्माण्डपुराण ३, ९३, १६९

१८. वायुपुराण ९९, ४३२; ब्रह्माण्डपुराण ३, ७४, २४५; मत्स्यपुराण २७३, ५३

૧૯. F. E. Pargiter, *The Puranic Text of the Dynasties of the Kali Age*, *p. 58*

૨૦. ૧, ૧, ૧૧૨; ૧, ૫૧, ૧૨; ૩, ૫૧, ૭

२१. एतरेयब्राह्मण ४, ३२, ७
शतपथब्राह्मण ४, १; ५, २
जैमिनीयब्राह्मण ३, १२०–२२

२२. वायुपुराण उ. २४, २३–३०; ८८ १–४; ब्रह्माण्डपुराण ३, ६१, १८–२५; ६३. १–४; ब्रह्मपुराण ७, २७–३३; मत्स्यपुराण १२, २१-२४, लिंगपुराण १, ६६, ४७–४९; विष्णुपुराण ४, १, २०–४१; २, १–२; पद्म-पुराण ५, ८, १२६-१२९; अग्निपुराण २७३, ११–१६; गरुडपुराण १, १३८, १५–१६; भागवतपुराण ९, ३, १–३६; शिवपुराण ७, ३६, २०–३०

२૩. ९, ३२–३५

२૪. જુઓ પાદટીપ ૨.

२૫. ३, १२१-१२३

२६. ९, ३

२७. आनर्तस्य तु दायादो रेवो नाम महाद्युतिः ।
आनर्तविषयश्चासीत् पुरी चास्य कुशस्थली ॥

हरिवंश १, ९, २३

२८. कुशस्थलीं पुरीं रम्यां रैवतेनोपशोभिताम् ॥
पुनर्निवेशनं तस्यां कृतवन्तो वयं नृप ।
तथैव दुर्गसंस्कारं देवैरपि दुरासदम् ॥

महाभारत २, १३, ४९–५०

२८અ. महाभारत १४, ५१, ५६

२૯. સ્થળ–નિર્ણયની ચર્ચા માટે જુઓ પ્રકરણ ૯ નું પરિશિષ્ટ.

૩૦. જુઓ પ્રકરણ ૧૦.

૩૧. देव यास्यामि नगरीं रैवतस्य कुशस्थलीम् ।
रैवतं च गिरिं रम्यं नन्दनप्रतिमं वनम् ॥

हरिवंश (પૂના–ચિત્રશાલા આવૃત્તિ) २, ५५, ७

૩૨. જુઓ પાદટીપ ૩.

૩૩. રૈવતના તપના સ્થળ તરીકે વિષ્ણુપુરાણ (૪. ૧. ૫૧) હિમાલયનો અને ભાગવતપુરાણ (૯ ૩. ૧૬) બદરીનો ઉલ્લેખ કરે છે, જ્યારે વાયુ, બ્રહ્મ, હરિવંશ, બ્રહ્માણ્ડ વગેરે પુરાણો મેરુને જણાવે છે.

૩૪. हरिवंश १, ९, ३५ (पर्वतगणान् પાઠાંતર સાથે).

३५. तेषां पञ्च कुलाः ख्याता हैहयानां महात्मनाम् ।
वीतिहोत्राश्च शार्याता भोजाश्चावन्तयस्तथा ॥
कुण्डिकेराश्च... ... ... ... ...॥

मत्स्यपुराण ४३, ४८-४९

વળી જુઓ, Pargiter, *Ancient Indian Historical Tradition,* p. 102, n. 2.

૩૬. રૈવતકનાં સ્થળ તથા અભિજ્ઞાનની ચર્ચા માટે જુઓ પ્રકરણ ૯ નું પરિશિષ્ટ.

૩૭. देवानामेति कौन्तेय तथा राज्ञामलोकताम् ।
वैडूर्यपर्वतं दृष्ट्वा नर्मदामवतीर्य च ॥ १८
एष शर्यातियज्ञस्य देशस्तात प्रकाशते ।
साक्षाद्यत्रापिबत्सोममश्विभ्यां सह कौशिकः ॥ २०

महाभारत ३, १२१

૩૮. ऋग्वेद ३, २. ४.

૩૯. ऋग्वेद १. ६०. १; ३. ५. १०; १०. ४६. ९; मैत्रायणी संहिता १. ४. १; तैत्तिरीयसंहिता ४. ६. ५. २; अथर्ववेद ४. १४. ५; વળી જુઓ : A. A. Macdonell, *Vedic Mythology*, *p. 140*

૪૦. १. ५८. ६; १२७. ७; १४३, ४; २. ४. २; ३. २. ४; ४. ७. १

૪૧. 'Thus the Bhṛgus never designate actually existing priests in the RV., but only a group of ancient sacrificers and ancestors, to which Bhṛgu bears the relation of chief.' A. A. Macdonell, ***Vedic Mythology***, p 140

૪૨. અથર્વવેદનાં પરિશિષ્ટોમાં ભૃગુઓ, અંગિરસો ને અથર્વણોનાં નામ વારંવાર આવે છે. અથર્વવેદની શૌનક સંહિતા જળવાઈ રહી છે, ને શૌનક શાખા ભૃગુઓની શાખા હતી. જુઓ : Pargiter, *Ancient Indian Historical Tradition,* p. 192.

૪૩. M. Winternitz, *A History of Indian Literature*, Vol. I, p. 119

૪૪. गोपथब्राह्मण ३, ४.; कौशिकसूत्र ६३, ३; ९४. ३, ४. ચુલિક ઉપનિષદ(૧૧)માં અથર્વવેદને 'ભૃગ્વંગિરસ' અને 'ભૃગુવિસ્તર' નામે પણ કહ્યો છે.

૪૫ *History of Indian Literature*, p. 147

૪૬. तैत्तिरीय-आरण्यक ९. १ ; शतपथब्राह्मण ११. १. १ १; जैमिनीय-ब्राह्मण १. ४२

પંચવિંશ બ્રાહ્મણ (૧૮. ૯. ૧) પ્રમાણે અવિભક્ત વરુણનું તેજ બહાર નીકળી ત્રણ ભાગમાં વિભક્ત થયું, તેનો એક ભાગ ભૃગુ થયો, બીજો આયન્તીય નામે સામ થયો ને ત્રીજો ભાગ પાણીમાં પ્રવેશ્યો: વળી જુઓ मैत्रायणी संहिता ४. ३. ९; ९. ४; जैमिनीयब्राह्मण २. २०२.

४७. शतपथब्राह्मण ११. ६. १. १; तैत्तिरीय आरण्यक ९. १

૪૮. જુઓ શબ્દ 'વરુણ': A. A. Macdonell, *A Practical Sanskrit Dictionary.*

४९. वायुपुराण ६५. २२

૫૦. મહાભારત આદિ પ્રાચીન ગ્રંથો 'ભરુકચ્છ' પ્રયોજે છે 'ભરુકચ્છ'નું આગળ જતાં 'ભૃગુકચ્છ' રૂપાંતર થયું લાગે છે.

૫૧. જુઓ ઉપર પાદટીપ નં. ૪૯

५२. १०. २५

૫૩. Bloomfield, *Hymns of Atharvaveda,* Introduction, p. lxi

५४. भार्ये भृगोरप्रतिमे उत्तमेऽभिजने शुभे ।
हिरण्यकशिपोः कन्या दिव्या नाम परिश्रुता ।
पुलोम्नश्चापि पौलोमी दुहिता वरवर्णिनी ॥
भृगोस्त्वजनयद्दिव्या काव्यं वेदविदां वरम् ।
देवासुराणामाचार्यं शुक्रं कविसुतं ग्रहम् ॥

वायुपुराण ६५, ७३–७४

पौलोम्यजनयत्पुत्रं ब्रह्मिष्ठं वशिनं विभुम् ॥
च्यावितः सोऽष्टमे मासि गर्भक्रूरेण कर्मणा ।
च्यवनाच्च्यवनः सोऽथ चेतनस्तु प्रचेतसः ।

वायुपुराण ६५, ८८–८९

૫૫. ઉશનસ્ કે ઉશનાને 'કાવ્ય' ઉપરાંત 'શુક્ર' અને 'ગ્રહ' પણ કહ્યા છે. મહાભારત (૧. ७० ४०) ભૃગુનો પુત્ર કવિ અને કવિનો પુત્ર શુક્ર એવી અનુશ્રુતિ આપે છે, જ્યારે પુરાણોમાં શુક્રને 'કવિસુત' કહ્યો હોવા છતાં સીધો ભૃગુનો પુત્ર ગણાવ્યો છે (वायुपुराण ६५, ७३–७६).

૫૬. पञ्चविंशब्राह्मण ७. ५. २०

૫૭. જુઓ પાદટીપ નં. ૫૪.

૫૮. ૧. ૬

૫૯ પુલોમાએ કરેલા અતિવિલાપને લીધે નદી વહેવા લાગી. બ્રહ્માએ એ નદીનું નામ રાખ્યું 'વધૂસરા'.

૬૦. જુઓ આ પૂર્વે પૃ ૨૦૩-૦૪.

૬૧. ૩. ૧૨૧. ૧૮-૨૦

૬૨. ૩. ૮૭. ૬-૧૦

૬૩. ૩. ૧૦૦. ૧-૪

૬૪. ૧. ૧૧૬. ૧૦; ૧૧૭. ૧૩; ૧૧૮, ૭; ૫, ૭૪. ૫; ૭. ૬૮. ૭; ૭૧, ૫; ૧૦. ૩૯. ૪

૬૫. ૧૦. ૬૧. ૧-૩. વળી જુઓ : *Vedic Index*, Vol. I, p. 265.

૬૬. જુઓ આ પૂર્વે પૃ. ૨૦૩-૦૪.

૬૭. ૪. ૧. ૫

૬૮. ૩. ૧૨૧-૧૨૫

૬૯. ૬. ૩

૭૦. ૧. ૫. ૭-૮; ૧. ૮. ૧-૨

૭૧. *Ancient Indian Historical Tradition*, pp. 197, 201

૭૨. वायुपुराण ૬૫. ૯૦. પુરાણોમાં 'આત્મવાન'નાં રૂપાંતર ઘણાં છે. દા. ત., 'આપ્નુવાન', 'આપ્રવાન', 'આત્મવાન' અને 'આત્મવન્ત્'. જુઓ : Pargiter, *AIHT*, p. 147

૭૩. ऋग्वेद ४. ७, १; ८. ९१. ४

૭૪. बृहदारण्यक उपनिषद् (૨. ૬. ૩) પ્રમાણે દધીચ આથર્વણમાંથી થયા તે દધ્યંચ આથર્વણ. પંચવિંશબ્રાહ્મણ (૧૪, ૬) 'દાધીચ' નામ 'ચ્યવન' ના પિતૃનામ તરીકે આપે છે.

૭૫. ऋग्वेद १. ८०. १६; १३९. ९; ६ १६. १४

૭૬. ऋग्वेद १. ८४. १३-१४; ११६. १२; ११७. २२; ११९. ९

૭૭. આ નિર્દેશને વધુ સ્પષ્ટ કરતું આખ્યાન દેવીભાગવત(૭. ૩૬, ૨૮-૩૦)માં આપવામાં આવ્યું છે. ઇંદ્રે અથર્વણને નીચેની શરતે બ્રહ્મવિદ્યા કહી : જો અથર્વણ અન્ય કોઈને બ્રહ્મવિદ્યા શીખવે તો ઇંદ્ર એનું માથું કાપી નાખે. અશ્વિનકુમારોએ અથર્વણને બ્રહ્મવિદ્યા શીખવવા કહ્યું ત્યારે અથર્વણે ઇંદ્રની શરત કહી, આથી અશ્વિનોએ અથર્વણને અશ્વશિર દ્વારા બ્રહ્મવિદ્યા શીખવવા કહ્યું પ્રથમ અશ્વિનોએ અથર્વણનું શિર કાપી એને સ્થાને અશ્વશિર ચોંટાડયું ને અશ્વશિર વડે બ્રહ્મવિદ્યા કહી. કુપિત થયેલા ઇંદ્રે અશ્વશિર કાપી નાખતાં અશ્વિનોએ અથર્વણને એનું મનુષ્ય-શિર ચોંટાડી આપ્યું.

૭૮. ૧૨. ૮. ૬. ભૃગુઓ અંગિરસો સાથે ઘનિષ્ઠ રીતે સંકળાયેલ હોવાથી કયારેક ભૃગુઓને 'અંગિરસ' તરીકે પણ ઓળખ્યા છે. દા.ત., ચ્યવનને શતપથબ્રાહ્મણ(૪. ૧. ૫)માં અંગિરસ કહ્યા છે. તેવી જ રીતે પંચવિંશબ્રાહ્મણ (૧૨. ૮. ૬) પણ દધ્યંચ(દધીચ)ને અંગિરસ કહે છે

૭૯. ३. ९८

૮૦. उच्छ्वास १, पृ. २७

૮૧. उत्तरखंड, अ १४८

૮૨. महाभारत ३. ९८

૮૩. स्कंध ६, अ. ९, श्लो. १०, १२

૮૪ उत्तरखंड, अ १४८

૮૫ પદ્મપુરાણ પ્રમાણે દધીચિના નિધનને સ્થળે કામધેનુએ દૂધની ધારા વહેવડાવી. તેથી તે સ્થળ 'દુગ્ધેશ્વર' (આજનું 'દૂધેશ્વર'). તરીકે પ્રખ્યાત થયું.

૮૬. જુઓ : वायुपुराण ६५, ७१-९४ અને ब्रह्माण्डपुराण ३, १, ७३-१०० માં આપેલી વંશાવળીઓ

૮૭. Pargiter, *AIHT*, p. 184

૮૮. १. ६०. ४५

૮૯. १९५. ११-१५

૯૦. જુઓ ઉપર પાદટીપ નં. ૮૬.

૯૧. જુઓ Pargiter, *AIHT*, pp. 184 f.

૯૨. महाभारत १. १६९. ११-१९

૯૩. ऋग्वेद ३. ६२; ८. १०१. ८; ९ ६२. २४; ९. ९७. ५१

અથર્વવેદનાં નીચેનાં સૂક્તોમાં એમનો ઉલ્લેખ જાદુવિદ્યાના સંદર્ભમાં મળે છે :- २. ३२. ३; ४. २९. ३; ५. २८. ७; ६. १३७. १; १८. ३. १५-१६

૯૪. महाभारत १३, ५६; वायुपुराण ६५, ७१-९४; ब्रह्माण्डपुराण ३, १, ७३-१००

ક્ષાત્રતેજવાળા પરશુરામનો જન્મ બ્રાહ્મતેજવાળા ભાર્ગવ કુળમાં થયો એ ઘટના સમજાવતો આનુશ્રુતિક વૃત્તાંત આ પ્રમાણે છે: ગાધિ નરેશ કૌશિક અપુત્ર હતા, તેથી એમની પુત્રી અને ઋચીક ઋષિની પત્ની સત્યવતીએ પોતાના પતિ પાસે ભાઈના જન્મ અર્થે વિનંતી કરી. ઋષિએ બે ચરુ સત્યવતીને આપ્યા; એક સત્યવતી માટે અને બીજો એની માતા અર્થે. સત્યવતીની ભૂલથી ચરુની અદલાબદલી થઈ ગઈ. ઋષિએ પત્ની સત્યવતીને ભૂલની ગંભીરતા સમજાવી કે તારી કૂખે અતિક્ષાત્રતેજવાળો મહાન પુત્ર જન્મશે. સત્યવતીએ ભૂલના પરિણામના નિવારણ અર્થે ઋષિને ખૂબ વિનંતી કરી ત્યારે ઋષિએ કહ્યું: ભૂલનું નિવારણ એટલું થઈ શકે કે ક્ષાત્રતેજવાળો પુત્ર નહિ, તો એવો પૌત્ર જન્મશે. તેથી ગાધિ નરેશના કુળમાં બ્રહ્મતેજયુક્ત વિશ્વામિત્ર થયા અને ભાર્ગવ કુળમાં સત્યવતીના પુત્ર જમદગ્નિ જન્મ્યા. જમદગ્નિ શાંત હતા, પણ એમના પુત્ર રામ રૌદ્ર નીવડયા (महाभारत १२, ४९).

९५. स तानि तीर्थानि च सागरस्य पुण्यानि चान्यानि बहूनि राजन् ।
क्रमेण गच्छन्परिपूर्णकामः शूर्पारकं पुण्यतमं ददर्श ॥
तत्रोदधेः कंचिदतीत्य देशं ख्यातं पृथिव्यां वनमाससाद ।
तप्तं सुरैर्यत्र तपः पुरस्तादिष्टं तथा पुण्यतमैर्नरेन्द्रैः ॥
स तत्र तामग्र्यधनुर्धरस्य वेदीं ददर्शायतपीनबाहुः ।
ऋचीकपुत्रस्य तपस्विसंघैः समावृतां पुण्यकृदर्चनीयाम् ॥

महाभारत ३, १८, ८-१०

९६. महाभारत १२, २२६, ३३

९७. महाभारत ३, ११६, ६

૯૮. ઉમાશંકર જોશી, "પુરાણોમાં ગુજરાત", પૃ. ૧૫૨-૫૪
ततो गच्छेच्च राजेन्द्र नर्मदोदधिसंगमम् ॥
जामदग्न्यमिति ख्यातं सिद्धो यत्र जनार्दनः ।

मत्स्यपुराण १९४, ३४-३५

૯૯ ડૉ. સાંકળિયા પ્રાચીન માહિષ્મતીના સ્થળ તરીકે મહેશ્વરને ગણે છે (*Excavations at Maheshwar and Navadatoli*, p. 15); પાર્જિટર માંધાતાને ગણે છે (*AIHT*, p. 153).

પાર્જિટરનું મંતવ્ય ડૉ. ફ્લીટના અન્વેષણ પર આધાર રાખે છે. વળી ક. મા. મુનશી માહિષ્મતીને ભરૂચ પાસે મૂકે છે. (*Early Aryans in Gujarat*, p. 54).

१००. सहस्रभुजभृच्छ्रीमान्कार्तवीर्योऽभवत्प्रभुः ।
अस्य लोकस्य सर्वस्य माहिष्मत्यां महाबलः ॥
स तु रत्नाकरवतीं सद्वीपां सागराम्बराम् ।
शशास सर्वां पृथिवीं हैहयः सत्यविक्रमः ॥

महाभारत १३, १३७, ३-४

एको बाहुसहस्रेणावगाहे स महार्णवम् ।
करोत्युद्वृत्तवेगां तु नर्मदां प्रावृडुद्धताम् ॥
तस्य बाहुसहस्रेण क्षोभ्यमाणे महोदधौ ।
भवन्त्यतीव निश्चेष्टाः पातालस्था महासुराः ॥

मत्स्यपुराण ४३, ३२-३३

१०१. वायुपुराण ९४, ४५-४७

१०२. ३, ११७

## પ્રકરણ ૯

# યાદવો

ભારતયુદ્ધ પૂર્વેના વંશોમાં યાદવવંશ મહત્ત્વના વંશ તરીકે દેખાય છે. યાદવોની વંશાવળી હરિવંશ તથા ૧૧ પુરાણોમાં આપી છે. એ પુરાણો[1] નીચે મુજબ છે: વાયુ, બ્રહ્માંડ, મત્સ્ય, પદ્મ, બ્રહ્મ, વિષ્ણુ, ભાગવત, લિંગ, કૂર્મ, ગરુડ અને અગ્નિ. વાયુ–બ્રહ્માંડની વંશાવળીઓ વધુ સારી રીતે જળવાઈ રહી છે.

કૃષ્ણ વાસુદેવે ભારતયુદ્ધમાં અગત્યનો ભાગ ભજવ્યો તેથી મહાભારત યાદવોને લગતી કેટલીક વિગતો આપે છે. યદુઓનું પશ્ચિમ દિશા તરફ સ્થળાંતર, ભારતયુદ્ધમાં તેઓનો હિસ્સો અને યાદવાસ્થળી વિશે પ્રાચીનતમ માહિતી આપનાર મહાભારત છે.

મહાભારતનું પરિશિષ્ટ હરિવંશ વૃષ્ણિઓ વિશે ઘણી માહિતી આપે છે. અવતાર તરીકે સ્થાન પામેલા કૃષ્ણ વાસુદેવ કે હરિની સવિસ્તર ગાથા ગાતું આ પ્રથમ પુસ્તક છે; જોકે મહાભારતમાં અપાયેલા પ્રસંગોનું નિરૂપણ હરિવંશમાં નથી. ત્યાર બાદ વિષ્ણુપુરાણ અને બ્રહ્મપુરાણના કૃષ્ણચરિતને લગતા ભાગ હરિવંશના સંક્ષિપ્તીકરણ સરખા છે. ભાગવતપુરાણ પ્રથમ વાર કૃષ્ણચરિતના બધા પ્રસંગોને સંકલિત કરી કાલાનુક્રમે રજૂ કરે છે. ભાગવતનું કૃષ્ણચરિત ભક્તિરસથી રંગાયેલું છે.

ભારતની ઐતિહાસિક અનુશ્રુતિઓ જાળવતાં પુરાણો અને મહાભારત સિવાય વૈદિક[2] તેમજ અનુવૈદિક સાહિત્યમાં પણ યદુઓને લગતા છૂટાછવાયા ઉલ્લેખ મળે છે. પાણિનિની અષ્ટાધ્યાયી[3] (ગણપાઠ સાથે), કૌટિલ્યનું અર્થશાસ્ત્ર[4],

પતંજલિનું મહાભાષ્ય[5] ઇત્યાદિ ગ્રંથો યદુઓ કે એમની પેટાશાખાઓનો ઉલ્લેખ કરે છે.

યાદવોને લગતી પૂરક સામગ્રી બૌદ્ધ[6] અને જૈન સાહિત્યમાં પણ મળી રહે છે.

જૈનોના ૨૪ તીર્થંકરોમાં ૨૦મા તીર્થંકર મુનિસુવ્રત અને ૨૨મા તીર્થંકર અરિષ્ટનેમિ હરિવંશના હોવાથી વૃષ્ણિદશા, કલ્પસૂત્ર, આવશ્યક, અંતકૃદ્દશા અને ઉત્તરાધ્યયન યાદવો[7] વિશે વિગતો આપે છે. અરિષ્ટનેમિને કૃષ્ણ વાસુદેવના પિત્રાઈ ભાઈ કહ્યા છે.[8] સંઘદાસગણિની વસુદેવહિંડી (પાંચમી સદી) અને જિનસેનકૃત હરિવંશપુરાણ (ઈ. સ. ૭૮૩-૭૮૪) યાદવોને લગતી જૈન અનુશ્રુતિને આધારે લખાયેલા ગ્રંથ છે.

ઋગ્વેદમાં યદુઓ વિશે વારંવાર ઉલ્લેખ છે. 'દૂરના દેશથી યાદવોને દોરવણી ઇંદ્રે આપી'. ઋગ્વેદના આ નિર્દેશ[9] પરથી અમુક વિદ્વાનોનું અનુમાન છે કે યદુઓ વિદેશથી ભારત આવ્યા.

પરંતુ મહાભારત અને પુરાણોની અનુશ્રુતિ પ્રમાણે યયાતિ અને દેવયાનીના પુત્ર યદુના વંશજો તે યાદવો. મનુ વૈવસ્વતની પુત્રી ઇલાથી યયાતિ ચોથી પેઢીએ થયા. ઇલાનો વંશ 'ઐલ વંશ' કહેવાયો. ઐલ વંશ 'ચંદ્ર વંશ' તરીકે પણ ઓળખાયો, કારણ કે ઇલા ચંદ્રના પુત્ર બુધને પરણી હતી. યાદવકુળમાં હૈહયો, વૈદર્ભો, સાત્વતો, અંધકો, કુકરો, શૈનેયો, ભોજો અને વૃષ્ણિઓ થયા. યાદવોની આ બધી શાખાઓના પૂર્વજ યદુનું રાજ્ય ચંબલ, બેટવા અને કેન નદીના પ્રદેશમાં હતું.[10] મધ્ય દેશમાંથી યાદવશાખાઓ નર્મદા ખીણ, વિદર્ભ, શૂરસેન, રાજસ્થાન અને સૌરાષ્ટ્રમાં વિસ્તરી.

યદુથી કૃષ્ણ વાસુદેવ સુધી યાદવોની ૫૯[11] પેઢીઓ થઈ. શશબિંદુ ચૈત્રરથિ, અર્જુન કાર્તવીર્ય, જ્યામઘ, વિદર્ભ, દશાર્હ, મધુ અને ભીમ સાત્વત પ્રસિદ્ધ યાદવ રાજાઓ થયા. શૂરસેન પ્રદેશમાં યાદવોની સત્તા સ્થાપનાર સંભવતઃ મધુ હતો. મધુના વંશજ ભીમ સાત્વતના ચાર પુત્રો ભજમાન, દેવાવૃધ, અંધક અને વૃષ્ણિ હતા. દેવાવૃધના વંશજો માર્તિકાવત(અલ્વર, જયપુર, જોધપુર)ના ભોજો થયા. અંધકના જ્યેષ્ઠ પુત્ર કુકરમાંથી કુકરો થયા અને તેઓએ મથુરામાં રાજ્ય કર્યું. કૃષ્ણ વાસુદેવના સમયમાં વૃષ્ણિઓ વધુ પ્રબળ થયા. કુકર વંશના

રાજા કંસે યાદવોની અવગણના કરી[12] ત્યારે ભોજ વીરોએ આગળ પડતો ભાગ લઈ કંસનો પરાભવ કર્યો[13]

કૃષ્ણ વાસુદેવના સમયમાં અંધક-વૃષ્ણિઓનાં અગ્રગણ્ય કુળોની સંખ્યા ૧૧ હતી.[14] દેવક, ઉગ્રસેન, રાજાધિદેવ, હૃદિક, અસમૌજા, વસુદેવ, સત્યક, શ્વફલ્ક, ચિત્રક, સત્રાજિત અને પ્રસેન અંધક-વૃષ્ણિઓના તે તે કુળના વડા તેમજ નેતા હતા.

વૃષ્ણિકુળના વસુદેવ શૂરના પુત્ર હતા. એમની બહેન પૃથા રાજા કુંતીભોજે દત્તક લીધી હતી તેથી એ 'કુંતી' કહેવાઈ. એનાં લગ્ન હસ્તિનાપુરના રાજા પાંડુની સાથે થયાં. વસુદેવ મથુરાના રાજા ઉગ્રસેનના મંત્રી હતા.[15] સ્વાભાવિક રીતે એમની વફાદારી ઉગ્રસેન માટે હતી. વસુદેવ રાજા ઉગ્રસેનના પક્ષકાર હોવાથી પિતાને બંદી બનાવનાર કંસ એમના પર રોષે ભરાયો.[16] વસુદેવની તેર પત્નીઓમાંની[17] એક પત્ની દેવકીના પુત્ર કૃષ્ણ અને બીજી પત્ની રોહિણીના પુત્ર બલરામ કંસની કુપિત નજરોથી દૂર રહીને ગોકુળમાં નંદ ગોપને ત્યાં ઊછર્યા.

યાદવોએ ગુજરાતમાં સ્થળાંતર કર્યું એની પૂર્વભૂમિકા આ પ્રમાણે હતી: મથુરાના રાજા ઉગ્રસેનને એના પુત્ર કંસે કેદ કર્યા અને કંસ પોતે રાજા બન્યો. આમ કરવામાં એને પીઠબળ એના સસરા મગધ-સમ્રાટ જરાસંધનું હતું.[18] કંસનાં લગ્ન જરાસંધની બે પુત્રીઓ અસ્તિ અને પ્રાપ્તિ સાથે થયાં હતાં. યાદવકુળના વડીલો કંસના આ અપકૃત્યને સાંખી શકયા નહિ. કૃષ્ણ વાસુદેવે પોતાના અગ્રજ બલરામની સહાયતાથી અને વડીલોના કહેવાથી મામા કંસનો અંત આણ્યો. કંસનો અંત આવતાં મથુરાનું યાદવરાજ્ય જરાસંધના વર્ચસમાંથી મુક્ત બન્યું.

મગધ-સમ્રાટ જરાસંધ જમાઈનો પરાભવ તેમજ અંત સાંખી શકચો નહિ. વિધવા પુત્રીઓના વારંવાર કહેવાથી એણે મથુરા પર અનેક વાર આક્રમણ કર્યાં,[20] આથી યાદવોનું અસ્તિત્વ ભયમાં મુકાયું. સમસ્ત મધ્યદેશ પર વર્ચસ ભોગવનાર મગધપતિ જરાસંધ સામે ટકી રહેવું યાદવોને માટે મુશ્કેલ હતું,[21] તેથી યાદવોએ[21અ] પશ્ચિમ દિશામાં સ્થળાંતર કર્યું અને શાર્યાતોની વેરાન રાજધાની કુશસ્થલીના[22] જીર્ણ દુર્ગને સમરાવી ત્યાં વસવાટ શરૂ કર્યો. શાર્યાતોની કુશસ્થલી યાદવોની દ્વારવતી તરીકે ઓળખાઈ.

દ્વારવતીના વૃષ્ણિઓમાં વસુદેવનું કુટુંબ આગળ પડતું હતું. યાદવો મથુરા છોડી દ્વારકા ગયા ત્યાં પણ વસુદેવ મંત્રી–પદે ચાલુ રહ્યા;[૨૩] એમની તેર પત્નીઓમાંની દેવકી વગેરે સાત પત્નીઓ રાજા ઉગ્રસેનના ભાઈ દેવકની પુત્રીઓ હતી.

પૌરવ કુળની રોહિણીથી થયેલા, વસુદેવના જ્યેષ્ઠ પુત્ર તે, બલરામ. બલરામે અનુજ કૃષ્ણને પક્ષે રહી અનેક યુદ્ધોમાં ભાગ લીધો. ધાર્તરાષ્ટ્ર દુર્યોધનને ગદાયુદ્ધ શીખવનાર બલરામ હતા. આ સંબંધને કારણે આગળ જતાં સાંબને છોડાવવા એ હસ્તિનાપુર ગયા.[૨૪] સાંબ દુર્યોધનની પુત્રીનું હરણ કરવા જતાં ફસાયેલો હતો.

કૃષ્ણ વાસુદેવના નેતૃત્વ હેઠળ યાદવોએ ગુજરાતમાં સ્થળાંતર કરી યાદવોની હસ્તી ટકાવી રાખી; અને નીચેના પ્રસંગો પરથી ફલિત થાય છે કે યાદવોના પ્રભાવને કૃષ્ણે વધાર્યો.

વિદર્ભના રાજા ભીષ્મકની કુંવરી રુક્મિણીનું સગપણ ચેદિરાજ શિશુપાલ સાથે થયું હતું, પણ કૃષ્ણે વિદર્ભની રાજકુંવરીનું અપહરણ કરી[૨૫] પોતાનાં ફોઈના પુત્ર શિશુપાલ અને રાજકુમાર રુક્મીનો ગર્વ ઉતાર્યો.

યાદવકુળમાં અતિ તીવ્ર વિખવાદ ઊભો કરનાર સ્યમંતક મણિનો પ્રસંગ દ્વારકામાં બન્યો. લગભગ બધાં પુરાણ યાદવ–વંશાવળીમાં આ વૃત્તાંત નીચે પ્રમાણે આપે છે :

વૃષ્ણિ–વીર સત્રાજિત સૂર્ય–ઉપાસક હતો, એને સૂર્યદેવે સ્યમંતક મણિ પ્રસાદરૂપે આપ્યો હોવાનું કહેવાય છે. એક દિવસ સત્રાજિતનો ભાઈ પ્રસેન મણિ પહેરી મૃગયા કરવા ઋક્ષવાન પર્વત પર ગયો ત્યાં સિંહે એને મારી સ્યમંતકનો કબજો લીધો.

કૃષ્ણે પહેલાં સ્યમંતક મણિની ઇચ્છા કરેલી એટલે અંધક–વૃષ્ણિઓને કૃષ્ણ પ્રત્યે શંકા ઊપજી. કૃષ્ણને આ વાતની ગંધ આવતાં શંકા નાબૂદ કરવા એ ઋક્ષવાન પર્વત પર ગયા, જ્યાં એમણે પ્રસેન અને એના ઘાતક સિંહના મૃત દેહ જોયા. ઋક્ષરાજ જાંબવાન પાસે સ્યમંતક મણિ હોવાની ખબર કૃષ્ણને ગુફામાં ગવાતા એક હાલરડા પરથી મળી. કૃષ્ણે જાંબવાનનો પરાભવ કર્યો. પરિણામે રોહિણી જાંબવતી અને સ્યમંતક મણિ એમને પ્રાપ્ત થયાં. દ્વારકા

આવી એમણે યાદવોની હાજરીમાં સ્યમંતકની સોંપણી સત્રાજિતને કરી. સત્રાજિતે ખુશ થઈ પોતાની પુત્રી સત્યભામા કૃષ્ણ સાથે પરણાવી.

સત્યભામા પ્રતિ આકર્ષણ પામનાર અન્ય યાદવ નેતાઓ— અક્રૂર અને કૃતવર્મા—સત્રાજિતના આ કૃત્યને સાંખી શકયા નહિ. (લાક્ષાગૃહમાં બળી ગયેલા મનાતા ) પાંડવોના અંતિમ સંસ્કાર કરવા વારણાવત ગયેલા કૃષ્ણની ગેરહાજરીનો લાભ ઉઠાવી કૃતવર્માના નાના ભાઈ શતધન્વાએ સત્રાજિતને મારી નાખ્યો અને ચૂપકીદીથી મણિ અક્રૂરને આપી દીધો.

આ શોક-સમાચાર સત્યભામાએ વારણાવત જઈ કૃષ્ણને આપ્યા. કૃષ્ણે દ્વારકા આવી શતધન્વા સાથે દ્વંદ્વયુદ્ધ કર્યું. શતધન્વા નાસી છૂટતાં કૃષ્ણ–બલરામે એનો પીછો કર્યો. તેઓ મિથિલા પાસે આવી પહોંચ્યા. શ્રમિત ઘોડાઓને આરામ આપવા કૃષ્ણે બલરામને થોભી જવા કહ્યું ને પોતે દોડી શતધન્વાને પકડી મારી નાખ્યો. શતધન્વા પાસેથી મણિ ન મળ્યો હોવાની કૃષ્ણની વાત બલરામને વિશ્વસનીય ન લાગી તેથી તેઓ નારાજ થઈ મિથિલા ચાલ્યા ગયા અને વર્ષો પર્યંત દ્વારકાનો ત્યાગ કરી ત્યાં જ રહ્યા.

એક વાર કૃષ્ણે ભરી સભામાં અક્રૂર પાસે સ્યમંતકની માગણી કરી. વાત છૂપી ન રહી શકી તેથી અક્રૂરે મણિ કાઢી આપ્યો. યાદવોને આશ્ચર્ય થયું.

સ્યમંતક મણિનો પ્રસંગ કૃષ્ણની કપરી કસોટીનો હતો. એને લઈને યાદવ નેતાઓમાં આપસ–આપસમાં ખટરાગ ઊભો થયો હતો. કૃષ્ણે પોતાના ઉપર ચડેલા આળને શાંતિથી ઉતાર્યું. એમણે જરા જેટલી પણ ધીરજ ખોઈ હોત તો યાદવોમાં આંતરવિગ્રહ ફાટી નીકળત.

રુકિમણી વૈદર્ભી કૃષ્ણની પ્રથમ પત્ની હતી. સ્યમંતક મણિના પ્રસંગ વખતે રોહિણી જાંબવતી અને સત્યભામા સાત્રાજિતી સાથે કૃષ્ણનાં લગ્ન થયાં. ગાંધાર દેશની સત્યા નાગ્નજિતીના સ્વયંવરમાં ઉપસ્થિત રાજાઓનો પરાભવ કરી કૃષ્ણે સત્યા સાથે લગ્ન કર્યાં. કૃષ્ણ વાસુદેવની આઠ પત્નીઓ હતી : રુકિમણી વૈદર્ભી, સત્યભામા સાત્રાજિતી, રોહિણી જાંબવતી, સત્યા નાગ્નજિતી, મિત્રવિંદા કાલિંદી, સુશીલા માદ્રી, સુદત્તા શૈબ્યા અને લક્ષ્મણા.[२१]

પશ્ચિમ ભારતમાં વસતા યાદવોનો પ્રતાપ (સંભવતઃ પૂર્વ ભારતના છેડે આવેલા) પ્રાગ્જ્યોતિષપુરના[२७] અસુર નરક સુધી પહોંચ્યો એવું કૃષ્ણ વાસુદેવે કરેલા નરકાસુર–વધ પરથી ફલિત થાય છે. અનુશ્રુતિઓ મુજબ નરકાસુરને મૂલ્યવાન

ચીજો અને સ્વરૂપવતી યુવતીઓ ભેગી કરવાનો શોખ હોવાથી એણે દેવલોકની અમૂલ્ય વસ્તુઓ તેમજ દેવલોક, ગાંધર્વલોક અને મર્ત્યલોકની હજારો રૂપવતી કન્યાઓનું હરણ કર્યું હતું અને ત્રાસ વર્તાવ્યો હતો. કૃષ્ણ વાસુદેવે પ્રાગ્જ્યોતિષના અભેદ્ય કિલ્લા[૨૮] પર આક્રમણ કરી કિલ્લાના રખેવાળ મુર–નિસુંદને માર્યા; ત્યાર પછી નરકનો અંત આણ્યો અને બંદીવાન કન્યાઓને મુક્ત કરી. કહેવાય છે કે નરકાસુરની આ ૧૬,૧૦૦ બદ્ધ કન્યાઓએ કૃષ્ણને વર તરીકે પસંદ કર્યા. પ્રાગ્જ્યોતિષપતિ નરકાસુરનો અમૂલ્ય ખજાનો કૃષ્ણે હાથ કર્યો ને એ ખજાનો દ્વારકા લાવવામાં આવ્યો.[૨૯]

કૃષ્ણનાં ફોઈ કુન્તીના પુત્ર પાંડવો વૃષ્ણિઓ સાથે સંબંધ ધરાવતા તેથી ઇંદ્રપ્રસ્થના રાજા યુધિષ્ઠિરે આરંભેલા રાજસૂય યજ્ઞને સફળ બનાવવા કૃષ્ણે મોટો ભાગ ભજવ્યો.[૨૯ અ] કૃષ્ણની સલાહને અનુસરી પાંડવોએ જરાસંધનો અંત બળથી નહિ તો કળથી આણ્યો. મધ્ય દેશના સમ્રાટ જરાસંધના જીવતાં યુધિષ્ઠિર રાજસૂય યજ્ઞ કરી નહિ શકે એવી ખાતરી કૃષ્ણને હતી.[૩૦] ભીમે દ્વંદ્વ–યુદ્ધમાં જરાસંધને અધર્મનું શરણું લઈ માર્યો.[૩૧] આ રીતે કૃષ્ણ વાસુદેવની વિચક્ષણ રાજનીતિને પરિણામે યાદવોના કટ્ટર શત્રુ અને પાંડવોના રાજકીય પ્રભુત્વના માર્ગમાં વિઘ્નરૂપ જરાસંધનો અંત આવ્યો. જરાસંધે બંદી બનાવેલા અનેક રાજાઓને એમણે મુક્ત કર્યા, અને એ રાજાઓની સહાયતા યુધિષ્ઠિરને રાજસૂય યજ્ઞ અર્થે મળી.[૩૨] જરાસંધના મૃત્યુ પછી પ્રારંભેલ રાજસૂય યજ્ઞમાં પ્રથમ અર્ઘ્ય કૃષ્ણ વાસુદેવને અપાયો.[૩૩] મહાયજ્ઞમાં પ્રથમ અર્ઘ્યની પાત્રતા કૃષ્ણ વાસુદેવ ધરાવતા હતા એ હકીકત એમની રાજકીય પ્રતિષ્ઠા અને મહત્તાની સૂચક છે. આ પ્રસંગે કૃષ્ણના વિરોધી ચેદિરાજ શિશુપાલે કૃષ્ણ વાસુદેવને અપાતા પ્રથમ અર્ઘ્ય સામે સખ્ત વાંધો ઉઠાવ્યો. ચેદિરાજે યજ્ઞમાં વિઘ્ન ઊભાં કરવાની કોશિશ કરી;[૩૪] કૃષ્ણને અનેક ગાળો દીધી; પરિણામે કૃષ્ણે પોતાનું ચક્ર ચલાવી ભરી સભામાં શિશુપાલનો વધ કર્યો. શિશુપાલે વૃષ્ણિઓ વિરુદ્ધ અનેક કાર્ય કરેલાં; દા. ત. એણે કૃષ્ણની ગેરહાજરીમાં દ્વારવતીને આગ લગાડેલી, એ પોતાના મામા વસુદેવના અશ્વમેધના અશ્વને હરી ગયેલો, અને એણે રૈવતક પર વિહાર કરતા ભોજ રાજાઓને કેદ કરેલા.[૩૫]

સૌભ(નગર)પતિ[૩૬] શાલ્વે શિશુપાલના વધનું વેર લેવા તરત જ દ્વારકા પર આક્રમણ કર્યું.[૩૭] રાજસૂય યજ્ઞની સમાપ્તિ પછી કૃષ્ણે સૌભનગર પર આક્રમણ કર્યું ને શાલ્વનો વધ કર્યો. શિશુપાલ અને શાલ્વના અંતની સાથે જરાસંધના બધા મિત્ર–રાજાઓનો અંત આવ્યો હોવાનું સંભવે છે.

કૃષ્ણ વાસુદેવનો પ્રતિસ્પર્ધી હતો પૌણ્ડ્રક વાસુદેવ. પુંડ્ર અને કિરાત જાતિઓનો રાજા હોવાથી અને વસુદેવનો પુત્ર હોવાથી એ 'પૌણ્ડ્રક વાસુદેવ' તરીકે ઓળખાતો અને કૃષ્ણ વાસુદેવનું ચિહ્ન ધારણ કરતો.[૩૮] કૃષ્ણ વાસુદેવે એનો વધ કર્યો.

પૌત્ર અનિરુદ્ધને મુક્ત કરવા કૃષ્ણે શોણિતપુર પર આક્રમણ કર્યું. શોણિતપુર પ્રાયઃ આજના કુમાઉં ( ઉત્તર પ્રદેશ )માં આવેલ ઉષામઠથી ૭ માઈલને અંતરે કેદારગંગાના તટે આવેલું હતું. શોણિતપુરનો રાજા બાણ અસુર હતો. એની પાલિત પુત્રી ઉષા અનિરુદ્ધના પ્રેમમાં હતી, તેથી એણે અનિરુદ્ધનું હરણ કરાવી એને મહેલમાં રાખ્યો. આની જાણ બાણને થતાં એણે અનિરુદ્ધને કેદ કર્યો. પરિણામે કૃષ્ણ વાસુદેવે શોણિતપુરના રાજા બાણને હરાવ્યો.[૩૯]

સુભદ્રા–અર્જુનના લગ્ન દ્વારા વૃષ્ણિઓ અને પાંડવો વચ્ચેનો સંબંધ વધુ ગાઢ થયો હતો.

કુરુક્ષેત્રના યુદ્ધમાં યાદવો બંને પક્ષે વહેંચાયેલા હતા. કૃતવર્મા ભોજોની સેના સહિત દુર્યોધનને પક્ષે રહ્યો;[૪૦] એ અગિયાર અક્ષૌહિણી સેનામાંની એક અક્ષૌહિણીનો સેનાધિપતિ હતો. પાંડવપક્ષે વૃષ્ણિવીર ચેકિતાન અને યુયુધાન સાત્યકિ રહ્યા.[૪૧] યુયુધાન સેનાની હતો. નિઃશસ્ત્ર કૃષ્ણ પાંડવપક્ષે રહી અર્જુનના સારથિ બન્યા, પણ એમની નારાયણી સેના દુર્યોધનના પક્ષે રહીને લડી.[૪૨] બલરામે કૃષ્ણને પાંડવપક્ષે જોઈ તટસ્થતા પસંદ કરી ને એ તીર્થયાત્રા પર નીકળી ગયા.[૪૩]

કુરુકુળના આંતરવિગ્રહને ટાળવા કૃષ્ણે બધા પ્રયત્ન કરી જોયા, પણ દુર્યોધન લશ્કરી બળ પર મુસ્તાક બન્યો અને એણે કૃષ્ણ વાસુદેવની સલાહની અવગણના કરી, એટલું જ નહિ, પણ પાંડવોના દૂત બનીને આવેલા કૃષ્ણને કેદ કરવા પ્રયત્ન કર્યો; પરિણામે યુદ્ધ અનિવાર્ય બન્યું.

મહાભારતાંતર્ગત ભગવદ્‌ગીતામાં જણાવ્યું છે તે પ્રમાણે યુદ્ધના આરંભ સમયે પાંડવોના મહારથી અર્જુન પર વિષાદ છવાતાં કૃષ્ણે સ્વધર્મ, આત્મજ્ઞાન, નિષ્કામ કર્મ અને ભક્તિનો ઉપદેશ આપી અર્જુનને યુદ્ધ કરવા પ્રેર્યો. ધાર્તરાષ્ટ્રોના અસંખ્ય સૈન્ય અને કાબેલ સેનાપતિઓ સામે પાંડવોનો વિજય મુશ્કેલ છે એવી પરિસ્થિતિ જોઈ કૃષ્ણે પ્રસંગ અનુસાર નીતિ અપનાવી પાંડવોને વિજયમાર્ગે દોર્યા.

પરસ્પર વૈમનસ્ય યાદવોની મોટી ઊણપ હતી. કૃષ્ણ વાસુદેવ એ નિવારવા સદા પ્રયત્નશીલ રહ્યા, પણ અંતે પ્રભાસ પાસે મૌસલયુદ્ધ થયું, જેમાં સૌરાષ્ટ્રમાં આવી વસેલા યાદવોનો સર્વનાશ થયો. મહાભારત[૪૪] મૌસલયુદ્ધનો વૃત્તાંત નીચે પ્રમાણે આપે છે:

ભારતયુદ્ધ પછી ૩૬ મે વર્ષે યાદવોનું મૌસલયુદ્ધ થયું. સારણ તથા અન્ય યાદવ કુમારોએ વિશ્વામિત્ર, નારદ તથા અન્ય ઋષિઓની મશ્કરી કરી. સાંબને ગર્ભવતી સ્ત્રીનો વેષ પહેરાવી ભાવી સંતાન વિશે ઋષિઓને પ્રશ્ન પૂછ્યો. ક્રુદ્ધ ઋષિઓએ શાપ આપ્યો કે સાંબને લોઢાનું મુસલ અવતરશે, જેનાથી વૃષ્ણિઓનો વિનાશ થશે. બીજે દિવસે મુસલ અવતર્યું, જેનો ભુક્કો કરી દરિયામાં ફેંકી દેવામાં આવ્યો.

કૃષ્ણે માઠાં ચિહ્ન વરતી યદુઓને સમુદ્રતટે તીર્થયાત્રા કરવા કહ્યું. ખાનપાન અને સ્ત્રીઓ સાથે પ્રભાસ ગયેલા યદુઓએ અતિ મદ્યપાન કર્યું. પરિણામે આપસ-આપસમાં અનુચિત વર્તાવ શરૂ થયો. સાત્યકિ અને કૃતવર્માએ ભારતયુદ્ધ દરમ્યાન એકબીજાએ કરેલાં અપકૃત્યોની ટીકા કરી. કૃતવર્માના અનુજ શતધન્વાએ કરેલા સત્રાજિતના ખૂનની યાદ સત્યભામાને સાત્યકિએ આપી. વૃષ્ણિવીર સાત્યકિએ ભોજોના નેતા કૃતવર્માને મારી નાખ્યો. ભોજો, વૃષ્ણિઓ, અંધકો, શૈનેયો અંદર અંદર કપાઈ મૂઆ. પુત્ર ચારુદેષ્ણ, પ્રદ્યુમ્ન અને સાંબને તથા ભાઈ ગદ અને પૌત્ર અનિરુદ્ધને કપાયેલા જોઈ કૃષ્ણે બચેલા યાદવોને કાપી નાખ્યા. માત્ર ચાર યાદવ બચ્યા, તે હતા કૃષ્ણ, બલરામ, બભ્રુ (અક્રૂર) અને દારુક. તેઓએ દ્વારવતી તરફ પ્રયાણ કર્યું. બભ્રુનું મૃત્યુ રસ્તામાં થયું. કૃષ્ણે અર્જુનને સંદેશો પહોંચાડવા દારુકને હસ્તિનાપુર મોકલ્યો.

દ્વારકા આવી કૃષ્ણે પિતા વસુદેવને અર્જુનના આગમન પર્યંત સ્ત્રી-બાળકોની સંભાળ રાખવા વિનંતી કરી અને તેઓ તપસ્યા અર્થે ગયેલા બલરામને મળવા નીકળી ગયા. ત્યાં એમણે બલરામને દેહ તજતા જોયા. શ્રમિત અને દુઃખી કૃષ્ણ એક વૃક્ષ નીચે આરામ કરતા હતા, ત્યાં જરા નામના લુબ્ધકે(વ્યાધે) દૂરથી હરણ સમજી એમને બાણ માર્યું, પરિણામે કૃષ્ણ વાસુદેવ મૃત્યુ પામ્યા.

જરા કૃષ્ણનો સાવકો ભાઈ અને નિષાદ ધનુર્ધરોમાં અગ્રિમ હતો.

અર્જુને આવી દ્વારકાનાં સ્ત્રી-બાળકોનો કબજો સંભાળ્યો. બીજે દિવસે વસુદેવ મૃત્યુ પામ્યા. એમની પાછળ દેવકી, રોહિણી, ભદ્રા અને મદિરા સતી થઈ. અર્જુને વસુદેવના તથા કૃષ્ણ અને બલરામના મૃતદેહોનો અંતિમ સંસ્કાર કર્યો.

દ્વારકામાં રહેલાં સ્ત્રી-બાળકોએ પોતાની માલમત્તા સાથે અર્જુનના રક્ષણ નીચે દ્વારકા છોડી, ને તરત જ સમુદ્રે દ્વારકાને ડુબાડી દીધી. રસ્તામાં આભીરોએ પંચનદના પ્રદેશમાં અર્જુનને લૂંટયો, અનેક યાદવસ્ત્રીઓનું હરણ થયું. હસ્તિનાપુર પહોંચી અર્જુને કૃષ્ણના પ્રપૌત્ર વજ્રનો અભિષેક ઇંદ્રપ્રસ્થની ગાદી પર કર્યો. કૃતવર્માના પુત્રને માર્તિકાવત અને સાત્યકિના પુત્રને સરસ્વતી પ્રદેશનો રાજા બનાવ્યા.

ગુજરાતમાં યાદવોનો સર્વનાશ થયો. એમના અગ્રગણ્ય નેતા કૃષ્ણ વાસુદેવ સદીઓ વીતતાં ભાગવતધર્મમાં અવતારી પુરુષ તરીકે સ્થાન પામ્યા.

યાદવાસ્થળી, શ્રીકૃષ્ણના દેહોત્સર્ગ અને દ્વારવતી-પ્રલયની ઘટના પછીની સૈકાઓ સુધીની ગુજરાતની આદ્ય-ઐતિહાસિક અનુશ્રુતિઓ ઉપલબ્ધ નથી.

## પાદટીપો

૧. वायुपुराण, अ. ९४–९६; ब्रह्माण्डपुराण ३, ६९–७१; ब्रह्मपुराण, अ० १३–१५; मत्स्यपुराण, अ. ४३–४६; विष्णुपुराण ४. ११–१५; भागवतपुराण ९. २३–२४; पद्मपुराण ५. १२–१३; कूर्मपुराण १. २२–२४; लिंगपुराण १. ६८–६९; गरुडपुराण १. १३९; अग्निपुराण, अ. २७४

हरिवंशમાં अ. २३–२९માં

૨. ऋग्वेद १. ३६. १८; ५४, ६; ४, ३०, १७; ५, ३१, ८; ६, ४५, १; ८, ४, ७; ७, १८; ९, ६१, २; १०, ८९, ८. વગેરે. તુર્વસુઓની સાથે યદુઓનો ઉલ્લેખ છે. ઋગ્વેદ( ૭. ૧૯. ૮; ૯. ૬૧. ૨ )ના ઉલ્લેખ પરથી લાગે છે કે યદુઓએ કદાચ ઋગ્વેદ સમયના પ્રસિદ્ધ 'દાશરાજ્ઞ' યુદ્ધમાં ભાગ લીધો હતો. ऐतरेय ब्राह्मण ( ८. १४. ३ ) અને शतपथ ब्राह्मण (१३, ५, ४, २१) સાત્વતોની નોંધ લે છે.

૩. પાણિનિની अष्टाध्यायी (६, २, ३४; ४, २, ३४) વૃષ્ણિ-અંધકો અને એમના નેતા કૃષ્ણ-અક્રૂરના પક્ષોનો નિર્દેશ કરે છે: ક્યાહોં અને સાત્વતોનો આયુધજીવી સંઘ તરીકે ઉલ્લેખ (૫. ૩. ૧૧૭,) છે.

૪. कौटिल्य अर्थशास्त्र (१. ६. १०) વૃષ્ણિ-સંઘનો નિર્દેશ આપે છે.

૫. महाभाष्य (२. ३. ३६; ३. १. २६) વાસુદેવની પૂજા વિશે કહે છે.

૬. દસ દાસ બંધુઓ(દશાર્હો)નો ઉલ્લેખ ઘટ જાતકમાં છે ( E. B. Cowell, *Jātaka Stories*, Vol. IV ).

૭. યાદવોની શાખા ભોજો, વૃષ્ણિઓ અને અંધકો હતી. જૈન અનુશ્રુતિમાં દ્વારવતીના રાજા અંધકવૃષ્ણિ અને ભોજવૃષ્ણિ નામે વ્યક્તિઓ હતી. રાજા અંધકવૃષ્ણિ અને શિવાના દસ પુત્રોમાંના એક પુત્ર સમુદ્રવિજય અરિષ્ટનેમિના પિતા થાય.

અરિષ્ટનેમિનું સગપણ ઉગ્રસેનની પુત્રી રાજિમતી સાથે થયું, પણ લગ્નોત્સવના ભોજન અર્થે થતી પશુહિંસા જોઈ વૈરાગ્ય ઉત્પન્ન થતાં એમણે રૈવતક પર દીક્ષા લઈ ઉજ્જયંત પર તપસ્યા કરી. દ્વારવતીના અનેક યાદવોએ અરિષ્ટનેમિ પાસે દીક્ષા લીધી.

દ્વારવતી આવ્યા પહેલાં યાદવો મથુરા પાસે આવેલા શૌરિયપુરમાં નિવાસ કરતા. શૌરિયપુરના અનેક રાજાઓમાંના એક રાજા તે વસુદેવ. વસુદેવની પત્નીઓ રોહિણી અને દેવકી; રોહિણીના પુત્ર બલરામ અને દેવકીના કૃષ્ણ.

દ્વારવતીના અગ્રગણ્ય જનોમાં સમુદ્ર આદિ દસ દશાર્હો, બલરામ આદિ પાંચ વીરો, ઉગ્રસેન આદિ ૧૬ હજાર રાજાઓ, પ્રદ્યુમ્ન આદિ સાડા ત્રણ કરોડ કુમારો, વીરસેન આદિ ૨૧ હજાર વીર પુરુષો, રુક્મિણી આદિ ૧૬ હજાર દેવીઓ તથા અનેક હજાર ગણિકાઓનો ઉલ્લેખ જૈન આગમો અનેક વાર કરે છે. આ બધા પર કૃષ્ણ વાસુદેવનું આધિપત્ય હતું.

દ્વારકાના વિનાશને લગતી જૈન અનુશ્રુતિઓ આ પ્રમાણે છે: અરિષ્ટનેમિની આગાહી મુજબ ૧૨ વર્ષ પછી દ્વારવતી નગરી દ્વીપાયન, અગ્નિ અને મદિરાનાં કારણોસર નાશ પામી. અરિષ્ટનેમિની આગાહી સાંભળી યાદવોએ દીક્ષા લીધી.

૮. પુરાણોની વંશાવળીમાં ચિત્રક અને શ્રવિષ્ઠાના પુત્રોમાં અરિષ્ટનેમિનું નામ આવે છે. આ અરિષ્ટનેમિ કૃષ્ણ વાસુદેવના પિત્રાઈ ભાઈ થાય. જુઓ વંશાવળી.

૯. 'દેવ ઇંદ્રની કૃપાથી યદુ અને તુર્વશ સમુદ્ર ઓળંગવા શક્તિમાન થયા હોવાનો નિર્દેશ ઋગ્વેદ (૧. ૧૭૪. ૬; ૪. ૩. ૧૭; ૫. ૩૧. ૮; ૬. ૨૦. ૧૨) માં છે. બે નિર્દેશો (૧. ૧૭૪. ૬; ૬. ૨૦. ૧૨) માં 'સમુદ્રને' ગર્જના કરતો અને ધસી આવતો કહ્યો છે. યદુ અને તુર્વશ દૂરથી આવ્યાનો ઉલ્લેખ પણ ઋગ્વેદ ( ૬. ૪૫. ૧ ) કરે છે. ઋગ્વેદના આ નિર્દેશોમાં 'સમુદ્ર' અને 'દૂર' શબ્દો પરથી વિદ્વાનો અનુમાન તારવે છે કે યદુઓ વિદેશથી આવ્યા હતા.

પરંતુ ગ્રિફિથના મંતવ્ય અનુસાર 'દૂરનો દેશ' ભારતવર્ષની બહાર નહિ હોય; એ ભારતવર્ષનો જ કોઈ દૂરનો ભાગ હોવો વધુ સંભવે છે. એ 'દૂર'ના ભાગથી લડવા યદુઓ પરુષ્ણી (રાવી) નદીને કાંઠે આવ્યા.

એવી જ રીતે 'સમુદ્ર' એટલે દરિયો નહિ, પણ ખૂબ વિસ્તૃત જળપટ, અર્વાચીન ભારતીય ભાષાઓમાં 'दरिया' સમુદ્રના અર્થમાં વપરાય છે ને 'सागर' વિશાળ તળાવના અર્થમાં, દા. ત. જામનગરનું રણજિતસાગર (તળાવ).

૧૦. F. E. Pargiter, *Ancient Indian Historical Tradition*, p. 259

૧૧. જુઓ વંશાવળી.

૧૨. स ताभ्यां मुमुदे राजा बद्ध्वा पितरमाहुकम् ।
समाश्रित्य जरासंधमनादृत्य च यादवान् ॥

हरिवंश, Appendix I, No. 29

૧૩. भोजराजन्यवृद्धैस्तु पीड्यमानैर्दुरात्मना ॥
ज्ञातित्राणमभीप्सद्भिरस्मत्संभावना कृता ।

महाभारत २. १३. ३१–३२

વળી

उग्रसेनसुतः कंसः परित्यक्तः स बान्धवैः ।
ज्ञातीनां हितकामेन मया शस्तो महामृधे ॥

महाभारत ५. १२६. ३७

૧૪. મત્સ્ય, બ્રહ્માંડ અને પદ્મપુરાણ યાદવવંશાવળીના અંતમાં યાદવકુળોની સંખ્યા ૧૦૦ કે ૧૦૧ ગણાવે છે, પરંતુ વાયુપુરાણ (૯૬, ૨૫૨–૨૫૪) યાદવકુળોની સંખ્યા ૧૧ આપે છે. આ અગ્રગણ્ય ૧૧ કુળો પાછળ આપેલી વંશાવળીથી સ્પષ્ટ થાય છે.

૧૫. महाभारत, सभापर्व, Appendix I, 6, ll. 5-6

૧૬. ज्ञातिकार्यार्थसिद्ध्यर्थमुग्रसेनहिते स्थितः ।
वसुदेवोऽभवन्नित्यं कंसो न ममृषे च तम् ॥

हरिवंश ८०. ५

૧૭. જુઓ વંશાવળી.

૧૮. જુઓ પાદટીપ નં. ૧૨ અને ૧૩.
अस्तिः प्राप्तिश्च नाम्नास्तां मागधस्य सुते नृप ।
जरासंधस्य कल्याण्यौ पीनश्रोणिपयोधरे ।
उभे कंसस्य ते भार्ये प्रादाद् बार्हद्रथो नृपः ॥

हरिवंश ८०. ३

૧૯. જુઓ પાદટીપ નં. ૧૩.

૨૦. हरिवंश ८०. ७–८

૨૧. महाभारत २. १३. ३४–३५; ४३. ४५

૨૧અ. હરિવંશ ૮૨. આ અધ્યાય પછીના પ્રક્ષિપ્ત ભાગ (Appendix I, No. 18)માં યાદવોએ આનર્તમાં સ્થળાંતર કૃષ્ણ વાસુદેવ પહેલાં ૧૦ પેઢીએ કર્યું, એવી મતલબનો વૃત્તાંત નીચે મુજબ છે:-

ઇક્ષ્વાકુ વંશના હર્યશ્વનાં લગ્ન મધુ દૈત્યની પુત્રી મધુમતી સાથે થયાં. હર્યશ્વને એના મોટા ભાઈએ (જેનું નામ આપવામાં નથી આવ્યું) દેશનિકાલ કર્યો. મધુ દૈત્યે હર્યશ્વને પોતાના વિશાળ રાજ્યમાંથી આનર્તનો સ્વામી બનાવ્યો. હર્યશ્વનું રાષ્ટ્ર

અનૂપ(જલપ્રદેશ)થી ઘેરાયેલું હતું. રાષ્ટ્રનું નામ આનર્ત હતું અને રાજધાની ગિરિપુર હતી.

પ્રક્ષિપ્ત ભાગમાં યાદવવંશાવળી વિશે નવી વિગતો મળે છે. હર્યશ્વ અને મધુ દૈત્યની પુત્રી મધુમતીના પુત્ર યદુ થયા. આ યદુમાંથી નીકળેલો વંશ યાયાત યદુ-(યયાતિના પુત્ર યદુ)ના વંશમાં ભળી ગયો. હર્યશ્વના યદુના વંશજો સાત કુળના થયા:- ભૌમો કે ભૈમો, કુકુરો, ભોજો, અંધકો, યાદવો, દશાર્હો અને વૃષ્ણિઓ. યદુના પાંચ પુત્રોમાંથી એક પુત્ર માધવે આનર્ત પર રાજ્ય કર્યું. એના વંશજો ને આનર્તના રાજાઓની વંશાવળી નીચે પ્રમાણે છે:—



આ વૃત્તાંત અન્ય પુરાણોના તથા મહાભારતના વૃત્તાંતથી જુદો પડે છે. પાર્જિટર હરિવંશના આ વૃત્તાંતને બનાવટી ગણે છે. "હરિવંશ"ની સમીક્ષિત આવૃત્તિમાં આ ભાગ પ્રક્ષિપ્ત ગણેલો હોવાથી પણ હર્યશ્વને લગતી અનુશ્રુતિની વિશ્વસનીયતા ઓછી બને છે.

૨૨. इति संचिन्त्य सर्वे स्म प्रतीचीं दिशमाश्रिताः ।
कुशस्थलीं पुरीं रम्यां रैवतेनोपशोभिताम् ॥
पुनर्निवेशनं तस्यां कृतवन्तो वयं नृप ।
तथैव दुर्गसंस्कारं देवैरपि दुरासदम् ॥
स्त्रियोऽपि यस्यां युध्येयुः किं पुनर्वृष्णिपुंगवाः ।

महाभारत २. १३. ४९–५१

૨૩. જુઓ ઉપર પાદટીપ નં. ૧૫.

૨૪. हरिवंश १०. ८–१३; विष्णुपुराण ५. ३५; ब्रह्मपुराण २०८; भागवत-पुराण १०. ६८

૨૫. हरिवंश ८७–८८

૨૬. हरिवंश ४०–४२

૨૭. આ પ્રાગ્જ્યોતિષપુર પ્રાયઃ આસામમાં આવેલું હતું. નરકાસુર એટવા નદીના તટ પર આવેલ (જુઓ N. L. Dey, *Geographical Dictionary of Ancient and Medieval India*) પ્રાગ્જ્યોતિષપુરનો રાજા નહિ, પણ આ પ્રાગ્જ્યોતિષપુરનો રાજા હતો. મહાભારતમાં નરકાસુરના વારસદાર ભગદત્ત અને વજ્રદત્તના સંદર્ભમાં હાથીઓનો નિર્દેશ આવે છે. આજે પણ આસામ હાથી માટે પ્રખ્યાત છે.

૨૮. પ્રાગ્જ્યોતિષપુર ડુંગરાળ પ્રદેશમાં હોવાથી વધુ સુરક્ષિત હશે. "પ્રાગ્જ્યોતિષ" શબ્દની વ્યુત્પત્તિ એ સ્થળના ભૂલક્ષણની સૂચક છે. ઑસ્ટ્રિક ભાષાના શબ્દ "પગર-જુહ(જો) તિક્(ચ)" નો અર્થ થાય છે "અતિ પર્વતવાળો પ્રદેશ" (જુઓ B. K. Katri, *Mother Goddess Kāmākhyā*, p. 6).

૨૯. हरिवंश ९१–९२

હરિવંશના આ વૃત્તાંત મુજબ નરકાસુરે હરેલાં દેવોની માતા અદિતિનાં કુંડળ આપવા કૃષ્ણ દેવલોક ગયા અને ત્યાંથી જ પારિજાત વૃક્ષ લેતા આવ્યા; આ આનુશ્રુતિક વૃત્તાંત પર કૃષ્ણ અવતારી પુરુષ હોવાની માન્યતાની પૂરી અસર છે. કૃષ્ણ દેવલોક ગયા, એટલું જ નહિ, પણ હરિવંશના ૯૨ મા અધ્યાય પછીના પ્રક્ષિપ્ત ભાગ-(Appendix I, No. 29)માં તો પારિજાતહરણના પ્રસંગમાં સ્વર્ગલોક-પતિ ઇન્દ્રની કૃષ્ણ સાથેના યુદ્ધ અને એમાં ઇન્દ્રના થયેલા પરાભવ વિશે નિરૂપણ થયું છે.

૨૯અ. महाभारत २. २९. १९; ३०. १३–१४

૩૦. न तु शक्यं जरासंधे जीवमाने महाबले ।
राजसूयस्त्वया प्राप्तुमेषा राजन्मतिर्मम ॥

महाभारत २. १३. ६१

एवमेष तदा वीर बलिभिः कुकुरान्धकैः ।
वृष्णिभिश्च महाराज नीतिहेतोरुपेक्षितः ॥
महाभारत २. १७. २७

३१. महाभारत २. २२. ५१–५२

३२. महाभारत २. २२. ३५–३६

३३. महाभारत २. ३३. २७

३४. महाभारत २. ३६. १५

३५. महाभारत २. ४२. ७–११

૩૬. મહાભારત( ૩. ૧૪; ૭. ૧૧, ૨૦ અને ૨૨)માં સૌભનો નિર્દેશ નગર તરીકે થયો છે. સૌભનો સ્થળનિર્ણય વર્તમાન અલ્વર તરીકે થયો છે. પ્રાચીન માર્તિકાવત પ્રદેશની રાજધાની સૌભ હોવી સંભવે છે (જુઓ Deyની *Geographical Dictionary of Ancient and Medieval India*).

૩૭. महाभारत ३. १५–२३

૧૫મા અધ્યાયમાં શાલ્વના દ્વારકા પર આક્રમણ અને કૃષ્ણના સૌભ પરના વળતા આક્રમણ વિશે નિરૂપણ થયું છે, પણ ત્યાર પછીના અધ્યાયો( ૧૬–૨૩ )માં શાલ્વની માયાયુક્ત યુદ્ધપદ્ધતિનું વર્ણન છે.

ભાગવત સિવાય અન્ય કોઈ પુરાણમાં શાલ્વના આક્રમણનું વર્ણન નથી. હરિવંશ મહાભારતનું પરિશિષ્ટ હોવાથી એમાં પણ આક્રમણનો માત્ર ઉલ્લેખ (૯૭, ૬; ૧૦૫, ૧૩) છે, વર્ણન નથી. ભાગવતનું વર્ણન મહાભારતને આધારે છે.

३८. आत्मानं प्रतिजानाति लोकेऽस्मिन्पुरुषोत्तमम् ।
आदत्ते सततं मोहाद्यः स चिह्नं च मामकम् ॥
वङ्गपुण्ड्रकिरातेषु राजा बलसमन्वितः ॥
पौण्ड्रको वासुदेवेति योऽसौ लोकेषु विश्रुतः ॥
महाभारत २. १३. १८–१९

ઉપરના શ્લોકમાં "चिह्न" એકવચનમાં હોઈ "ચક્ર"નો અર્થ અભિપ્રેત છે. ચક્રનો આયુધ તરીકે ઉપયોગ કરવામાં કૃષ્ણ વાસુદેવ પ્રવીણ હતા. પૌંડ્રક વાસુદેવ પણ ચક્રનો ઉપયોગ જાણતો હોય.

३९. महाभारत ५. ११. १२८; हरिवंश १०६–११२; विष्णुपुराण ५. ३२–३३; ब्रह्मपुराण २०६

४०. महाभारत ५. ७. २९

४१. महाभारत ५. १९. १; १६८. १९

४२. महाभारत ७. १८. ३१; ३१. २९; ९१. ३८; ८. ७. १७

४३. महाभारत ५. १५५. ३८

४४. महाभारत, मौसलपर्व

## પરિશિષ્ટ

# યાદવકાલીન દ્વારકાના સ્થળનિર્ણયનો પ્રશ્ન

યાદવકાલીન દ્વારકાના સ્થળનિર્ણય વિશે વિદ્વાનોમાં મતમતાંતરો પ્રવર્તે છે.

મહાભારત અને પુરાણોની અનુશ્રુતિ પ્રમાણે યાદવોએ શાર્યાતોની ઉજ્જડ કુશસ્થલીના સ્થાન પર દ્વારવતી–દ્વારકાનું નિર્માણ કર્યું.[1] અલગ અલગ ગ્રંથોમાં દ્વારવતીના ભૌગોલિક મુદ્દા નીચે પ્રમાણે તરી આવે છે:

દ્વારવતી વિશે માહિતી આપતો સૌથી પ્રાચીન ઉપલબ્ધ ગ્રંથ મહાભારત છે. એના વર્ણન પ્રમાણે રૈવતક ગિરિથી શોભિત કુશસ્થલીમાં યાદવોએ વસવાટ કર્યો. કુશસ્થલીનું લશ્કરી મહત્ત્વ હોવાથી તેઓએ એના જીર્ણ દુર્ગને સમરાવ્યો ને કુશસ્થલી દ્વારવતી નામથી પ્રસિદ્ધ થઈ.[2]

સભાપર્વમાં થયેલા એના વર્ણનમાં (૧૩ મો અધ્યાય) સમુદ્રનો ઉલ્લેખ નથી, પરંતુ આરણ્યક પર્વમાં આવતો ગર્ભિત ઉલ્લેખ,[3] સૌપ્તિક પર્વનો સ્પષ્ટ નિર્દેશ[4] તથા મૌસલ પર્વમાં આવતી દ્વારકા સમુદ્રમાં ડૂબી ગયાની અનુશ્રુતિ[5] સ્પષ્ટ રીતે બતાવે છે કે દ્વારવતી કે દ્વારકા સમુદ્ર પાસે હતી.

દ્વારવતીના આ ભૌગોલિક વર્ણનનું સમર્થન હરિવંશમાં મળી રહે છે. યાદવોના સ્થળાંતર અને દ્વારકામાં વસવાટને લગતા હરિવંશના વર્ણનમાં રૈવતનો નિર્દેશ છે જ, પરંતુ સમુદ્રનો ઉલ્લેખ વારંવાર આવે છે.[6] સમુદ્રમાંથી નિર્મિત ભૂમિભાગ પર દ્વારકાના નિર્માણનો ઉલ્લેખ છે.[7] દ્વારવતી સમુદ્રની વચ્ચે હોવાનો પણ નિર્દેશ છે.[8]

વિષ્ણુપુરાણ (૪, ૧, ૯૧) દ્વારવતીનું નિર્માણ કુશસ્થલીના સ્થાન પર થયાની અનુશ્રુતિ આપે છે, અને સમુદ્રમાંથી ભૂમિનિર્માણનો પણ ઉલ્લેખ કરે છે (૫, ૨૩, ૧૩).

ભાગવતપુરાણ લખાયું તે સમયે લેખકના મનમાં દ્વારકાનો સમુદ્ર સાથે સંબંધ હોવાનો ખ્યાલ વિશેષ હશે તેથી એમાં આનર્તના પુત્ર રૈવતે[9] કુશસ્થલીનું નિર્માણ સમુદ્ર–મધ્યે કર્યું અને કૃષ્ણે[10] પણ એમ જ કર્યું હોવાનું જણાવ્યું છે.

વિષ્ણુ અને ભાગવત પુરાણોના દ્વારવતીના વર્ણનમાં તરી આવતો મુદ્દો એ છે કે બંને પુરાણોમાં ગિરિ રૈવત વિશે નામનિર્દેશ છે નહિ.

હરિવંશમાં અન્ય સ્થળે[11] તેમજ મહાભારતના પ્રક્ષિપ્ત ભાગમાં[12] દ્વારવતી પર્વતોની વચ્ચે આવી હોવાનો ઉલ્લેખ આવે છે. નગરીના પૂર્વ ભાગમાં રૈવત, પશ્ચિમે પંચવર્ણ, દક્ષિણે લતાવિષ્ટ અને ઉત્તરમાં વેણુમંત હતા. આ વર્ણનમાં સમુદ્રનો બિલકુલ ઉલ્લેખ નથી.

જૈન અનુશ્રુતિ[13] રૈવતને દ્વારવતીની ઉત્તરપૂર્વ(ઈશાન)માં મૂકે છે. બૌદ્ધ જાતક[14] દ્વારવતી પર્વત અને સમુદ્રની વચ્ચે હોવાનું જણાવે છે.

ઉપર જણાવેલ ગ્રંથોના લેખનની વચ્ચે મોટો ગાળો રહેલો હોવાથી દ્વારકાના સ્થાનના વર્ણનમાં આટલી ભિન્નતા જણાય છે. એમાં સૌથી પ્રાચીન, મહાભારત જે તેના વર્તમાન સ્વરૂપમાં પાંડવોના સંભવિત સમય કરતાં ઘણું અનુકાલીન છે તેમાંનું વર્ણન મૌખિક અનુશ્રુતિ પર આધારિત હશે.

યાદવકાલીન દ્વારકા સમુદ્રમાં ડૂબી ગઈ હોવાથી સૌરાષ્ટ્રમાં જુદાં જુદાં સ્થાન મૂળ દ્વારકા હોવાનો દાવો કરે છે.

### (૧) દ્વારકા :

ઓખામંડળમાં આવેલી દ્વારકા શ્રી કૃષ્ણના સમયની દ્વારકા તરીકે વર્તમાન ચતુર્ધામમાં ગણના ધરાવે છે.

પાર્જિટર, પુસાળકર તથા અન્ય વિદ્વાનો આધુનિક દ્વારકાને જ કૃષ્ણની દ્વારવતી માને છે.

વર્તમાન દ્વારકા રૈવત(ગિરનાર)થી ઘણી દૂર છે. પરંતુ પાર્જિટર[15] બરડા[16] પર્વતને રૈવત ગણે છે. પિંડારક (પિંડારા) તીર્થ, જેનો ઉલ્લેખ નારદ કરે છે તે વર્તમાન દ્વારકાની નજીક હોવાથી પુસાળકર દ્વારકાને ઓખા-મંડળમાં મૂકે છે. સામાન્ય રીતે પવિત્ર તીર્થની જગ્યાએ એક પછી એક નગરી વસે છે; અને વર્તમાન દ્વારકા સમુદ્ર અને પર્વત પાસે છે એ કારણોને લઈને પુસાળકરના[17] મંતવ્ય પ્રમાણે દ્વારકા જ યાદવોની પ્રાચીન નગરી હતી.

### (૨) જૂનાગઢ :

શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી[18] મહાભારત, હરિવંશ અને પુરાણોમાં આવતા કુશસ્થલી-દ્વારકાના ઉલ્લેખોને ઐતિહાસિક ક્રમે તપાસીને અવલોકે છે કે વધુ પ્રાચીન ઉલ્લેખો કુશસ્થલી-દ્વારકા રૈવતક ગિરિ પાસે એની તળેટીમાં આવી

હોવાનું જણાવે છે, જ્યારે એની પાસે સમુદ્ર હોવાના ઉલ્લેખ આગળ જતાં ઉપલબ્ધ છે. એ પરથી તેઓ એવું અનુમાન તારવે છે કે મૂળ દ્વારકા રૈવતક-(ગિરનાર)ની તળેટીમાં હતી. યાદવાસ્થલી પછી એ ઉજ્જડ થતાં ત્યાં આગળ જતાં ગિરિનગર વસ્યું ત્યારે મૂળ દ્વારકાનું સ્થાન વિસારે પડતાં એ સમુદ્રમાં ડૂબી ગઈ હોવાની અને આગળ જતાં વળી ઓખામંડળમાં બંધાવેલા વિષ્ણુ-મંદિર પાસે એ નગરી હોવાની કલ્પના પ્રચલિત થઈ.

ઐતિહાસિક સમયમાં જૂનાગઢ એની મજબૂત કિલ્લેબંધી અને કુદરતી સંરક્ષણ માટે પ્રસિદ્ધ હતું.

આમ એક બાજુ રૈવતક ગિરિનું અને બીજી બાજુ સમુદ્રનું સામીપ્ય હોવાનો મેળ મેળવવો મુશ્કેલ છે, છતાં મૌસલપર્વનો ઉલ્લેખ સભાપર્વના ઉલ્લેખ કરતાં ઘણો અનુકાલીન ન ગણાય, આથી શ્રી. એન. કે. ભટ્ટસાલી યાદવોના સમયમાં જ બે દ્વારકા હોવાનું સૂચવે છે. તેઓ મહાભારતના વર્ણનને આધારે રાજસૂય યજ્ઞના સમયે યાદવોની દ્વારવતી રૈવતક ગિરિની તળેટીમાં હોવાનું જણાવે છે, અને મૌસલયુદ્ધ થયું ત્યારે યાદવોનો નિવાસ અન્ય દ્વારકામાં હોવાનું ને એ દ્વારકા સમુદ્રકિનારા પર હોવાનું જણાવે છે.[૧૯]

## (૩) મૂળ દ્વારકા :

પરંતુ પર્વત અને સમુદ્ર એ બંનેનું સામીપ્ય હોય તેવું પણ એક સ્થળ છે. એ છે જૂનાગઢ જિલ્લાના કોડીનાર તાલુકામાં કોડીનારથી પાંચ કિ. મી. દક્ષિણ–પશ્ચિમે આવેલું 'મૂળ દ્વારકા' નામે ઓળખાતું સ્થળ.

હીરાનંદ શાસ્ત્રી અને હાથીભાઈ શાસ્ત્રી મૂળ દ્વારકાની તરફેણમાં છે. એના સમર્થનમાં હીરાનંદ શાસ્ત્રી[૨૦] નીચેની દલીલો રજૂ કરે છે :

મૂળ દ્વારકા સમુદ્રતટ પર છે; પ્રાચીન દ્વારવતીની નજદીકનાં સ્થળો પણ મૂળ દ્વારકા પાસે શોધી શકાય છે. રૈવત (ગિરનાર) ત્યાંથી બહુ દૂર નથી તેમજ પ્રભાસ એ સ્થળથી પશ્ચિમે ૩૫ કિ. મી. જ દૂર છે. એનું નામ 'મૂળ દ્વારકા' સૂચવે છે કે પ્રાચીન દ્વારકા અહીં હતી. ભાગવતપુરાણ (૧૧. ૩૧. ૨૩)માં વર્ણવેલ 'ભગવદાલય', જે સિવાય આખી દ્વારકા ડૂબી ગઈ તે પણ, મૂળ દ્વારકામાં ભગ્નાવસ્થામાં એક નાના મંદિર તરીકે જળવાઈ રહ્યું છે; જોકે આ મંદિર મધ્ય-કાલીન છે, પણ એની દક્ષિણપૂર્વમાં એનાથી પુરાણા અવશેષ માલૂમ પડે છે; એટલું જ નહિ, પણ સમુદ્રમાં કિલ્લેબંધીના અવશેષ હોય એમ લાગે છે.[૨૧]

હાથીભાઈ શાસ્ત્રી મૂળ દ્વારકાની તરફેણમાં કેટલાક નવા મુદ્દા[22] રજૂ કરે છે : 'દ્વારકાક્ષેત્રમાહાત્મ્ય' માં જણાવેલ ચક્રતીર્થ અને ધર્મપુર તે આજના ચક્રકુંડ અને વિષ્ણુગયા કે વિષ્ણુપ્રયાગ છે. કોડીનાર અને નિકુમતી નદીનાં પ્રાચીન નામ કુબેરનગરી અને ન્યંકુમતી હતાં. આ બધાં સ્થળ મૂળ દ્વારકા પાસે આવેલાં છે.

શ્રી. ભદ્રસાલી યાદવોના કાલની પહેલી દ્વારકા રૈવતક ગિરનાર પાસે અને બીજી દ્વારકા કોડીનાર પાસે સમુદ્રતટ પર આવેલી હોવાનું સૂચવી ઉપર જણાવેલા બીજા અને ત્રીજા મતોનું સમાધાન સૂચવે છે.[22અ]

કૃષ્ણે બીજી દ્વારકા બાંધી હોવાની શક્યતા ભદ્રસાલીની જેમ પ્ર. ચં. દીવાનજી[23] પણ વિચારે છે. પ્રો. વી. બી. આઠવળેએ આ વિચારને વિસ્તારપૂર્વક રજૂ કર્યો.[24] જૂનાગઢ સમુદ્રથી ૮૦ કિ. મી. (૫૦ માઈલ) દૂર હોવાથી એ કૃષ્ણની દ્વારકા ન હોઈ શકે, પરંતુ મૂળ દ્વારકા કૃષ્ણની દ્વારકા હોવી જોઈએ. ગિરનાર એટલે પ્રાચીન ગોમંત પર્વત, અને ગીરનું જંગલ મૂળ દ્વારકાથી બહુ દૂર નથી. વૃષ્ણિ–અંધકોએ મૂળ દ્વારકામાં વસવાટ કર્યો. સમય જતાં, આનર્તની ઉત્તરે નરક[25] અને શાલ્વ જેવા શત્રુઓનો કૃષ્ણે નાશ કર્યો, પરિણામે આજની દ્વારકામાં યાદવોએ સ્થળાંતર કર્યું. પીંડારા અને શંખોદ્ધાર બેટ વર્તમાન દ્વારકાની પાસે છે. આમ શ્રી. આઠવળે યાદવોના કાલની બે અલગ દ્વારકા માનીને ઉપર જણાવેલા પહેલા અને ત્રીજા મતનું સમાધાન સૂચવે છે.

ઉપરનાં ત્રણ સ્થળો ઉપરાંત પોરબંદરની ઉત્તર–પશ્ચિમે પોરબંદર અને મિયાણી વચ્ચેના સમુદ્રકાંઠા પર કોયલા ડુંગર પાસે શ્રીનગર નજીકના એક સ્થળને પણ પ્રાચીન દ્વારકા ગણવામાં આવે છે.[26] સોમનાથથી ૫૮ કિ. મી. (૩૬ માઈલ) ઉત્તર–પશ્ચિમે આવેલું માધવપુર પાસેનું એક સ્થળ[26અ] પણ દ્વારકા હોવાનું માનવામાં આવે છે. આ સ્થળે લાંબા કાળથી ચૈત્ર માસમાં કૃષ્ણરુક્મિણી–વિવાહ ઊજવાતો આવ્યો છે.

ઉપરના દરેક સ્થળની યાદવોની દ્વારકા તરીકેની શક્યતા અનુશ્રુતિઓના પ્રકાશમાં વિચારીએ :

પ્રાચીન દ્વારકા રૈવતક અને સમુદ્ર બંનેની પાસે હતી એવી પ્રાચીનતમ અનુશ્રુતિ મહાભારતમાં મળે છે. દ્વારકાના ભૌગોલિક પરિસરમાં રૈવતકને ન ગણી, કેવળ સમુદ્ર પર ભાર મૂકતી અનુશ્રુતિ સત્ય હકીકત રજૂ કરતી નથી. મહાભારતના વર્ણન પરથી લાગે છે કે યાદવોના જીવનમાં રૈવતક એક મહત્ત્વનું

અંગ બની ગયો હતો; અર્જુન અને કૃષ્ણે હસ્તિનાપુરથી પાછા ફરતાં રૈવતક પર રાત્રિવાસ કરેલો ને સુભદ્રાના હરણ સમયે રૈવતકનો જ ઉત્સવ ચાલતો હતો. આ પ્રસંગો જોતાં રૈવતક વગરની દ્વારકા વિચારવી અસંગત છે.

રૈવતકની અગત્ય હોવા છતાં, સમુદ્ર પણ દ્વારકાની નજીક હતો એ હકીકત છે.[૨૭] યદુઓ દરિયાખેડુ પ્રજા ન હોવાથી એમને સમુદ્રનું આકર્ષણ ઓછું હશે, તેથી એમના જીવનમાં રૈવતકના જેટલો અગત્યનો ભાગ સમુદ્રનો નહિ હોય; જોકે એમના રોજિંદા જીવનમાં સમુદ્રને અગત્ય ઓછી મળી હશે, પણ દ્વારકાના ભૌગોલિક ચિત્રમાં સમુદ્રનું અસ્તિત્વ હતું જ.

આ રીતે વિચારતાં જૂનાગઢને યાદવની દ્વારકા ગણવી બરોબર નથી. જૂનાગઢ લશ્કરી દૃષ્ટિએ ઘણું અગત્યનું સ્થળ હતું, પરંતુ ગિરનારને રૈવતક ગણવાની પરંપરા ઘણી મોડી ઉદ્ભવી લાગે છે. તદુપરાંત આદ્ય–ઐતિહાસિક કાલમાં જૂનાગઢ લશ્કરી મહત્ત્વના સ્થળ તરીકે હતું એવો પુરાવો હજુ મળ્યો નથી. ઐતિહાસિક સમયમાં એ અગત્યનું લશ્કરી સ્થળ હતું; ઉપરકોટ ઐતિહાસિક કાલ દરમ્યાન અસ્તિત્વમાં આવ્યો છે. ઐતિહાસિક કાલની શરૂઆતથી જૂનાગઢ ‘ ગિરિનગર ’ તરીકે ઓળખાતું; ‘ દ્વારકા ’ નામ એની સાથે કદી પણ જોડાયેલું માલૂમ પડયું નથી.

વર્તમાન દ્વારકા દ્વારકાધીશના મંદિરને કારણે તેમજ શંકરાચાર્યના એક મઠને કારણે ખ્યાતનામ છે, પણ ભારતયુદ્ધ સમયે એનું અસ્તિત્વ શંકાસ્પદ છે, કારણ કે ડૉ. સાંકળિયા અને શ્રી. નાણાવટીએ કરેલા ખોદકામથી પુરવાર થયું છે કે વર્તમાન દ્વારકાનો વસવાટ યાદવકાલ કરતાં મોડો શરૂ થયો છે. દ્વારકાનો વસવાટ ઈસ્વીસનના થોડા સમય પૂર્વે શરૂ થયો હતો.[૨૮]

જોકે મર્યાદિત જગ્યામાં જ ખોદકામ[૨૯] થયું છે, પણ મથુરાના યાદવો સાથે સંબંધ બતાવતો એક પણ પુરાવો ખોદકામમાંથી જડયો નથી.[૨૯અ]

તદુપરાંત ‘ ઓખામંડળ ’ નામ કૃષ્ણની પુત્રવધૂ ઉષા પરથી પડયું હોય એમ લાગતું નથી. કોઈ યાદવ વીરને બદલે ઉષા પરથી પ્રદેશનું નામ પડે એ વિચિત્ર છે. સંસ્કૃતમાં ‘ ઉષા ’ શબ્દનો અર્થ ‘ ખારો પ્રદેશ ’ પણ થાય છે, જ્યારે ‘ ઉશીર ’નો અર્થ મોથ થાય છે. ઓખામંડળનો પ્રદેશ ખારો છે અને ત્યાં મોથ પુષ્કળ ઊગે છે. એ ઉપરાંત ઉષા નામની એક નાની નદી આ પ્રદેશમાં વહે છે.[૩૦]

શંખોદ્ધારનો પ્રથમ ઉલ્લેખ ભાગવતપુરાણમાં છે. આ પુરાણ ઘણું અનુકાલીન છે. પિંડારકનો ઉલ્લેખ મહાભારતમાં[31] છે, પરંતુ પ્રાચીન 'પિંડારક' અને દ્વારકાથી ૨૯ કિલોમીટર (૧૮ માઈલ) દૂર આવેલું હાલનું 'પીંડારા' એક જ છે એ શંકાસ્પદ છે. પિંડદાન[32] વિધિ સાથે સંકળાયેલા 'પ્રાચી સરસ્વતી' તીર્થનો ઉલ્લેખ સ્કંદપુરાણમાં છે. સ્કંદપુરાણ પ્રાચી સરસ્વતીને 'પિંડતારક' કહે છે. સ્કંદપુરાણની વર્તમાન વાચના મોડેની હોવા છતાં સંભવ છે કે આ વિધાન કોઈ પ્રાચીન અનુશ્રુતિ પર આધારિત હોય. આ પરથી અનુમાન થઈ શકે કે મૂળ દ્વારકાથી ઉત્તરે ૨૪ કિ. મી (૧૫ માઈલ)ને અંતરે આવેલું પ્રાચી સરસ્વતી તીર્થ પ્રાચીન પિંડારક હોય, અને ઉત્તરમાં નવી દ્વારકા તીર્થસ્થળ તરીકે પ્રસિદ્ધિ પામતાં હાલનું પીંડારા અસ્તિત્વમાં આવ્યું હોય.

પ્રાચીન દ્વારકાના સ્થળનિર્ણયમાં રૈવતકનો સ્થળનિર્ણય મહત્ત્વનો છે. રૈવતકના સ્થળનિર્ણયનો પ્રશ્ન હરિપ્રસાદ શાસ્ત્રીએ વિગતે ચર્ચ્યો છે.[33] લેખકનું મંતવ્ય છે કે દ્વારકાની નજીકનો રૈવતક પર્વત શરૂઆતમાં ગિરનાર જે ત્યારે ઊર્જયત્ કે ઉજ્જયંત તરીકે ઓળખાતો તેનાથી તદ્દન જુદો હતો. વખત જતાં દામોદરના મંદિરવાળો ભેંસલો ડુંગર[34] રૈવતક નામથી પ્રસિદ્ધિ પામ્યો અને ત્યાર પછી વળી ગિરનાર પર્વત પોતે પણ એ જ નામથી ઓળખાયો.

એમના મતાનુસાર કૃષ્ણની દ્વારકા, અનુશ્રુતિ સૂચવે છે તેમ, પ્રાયઃ સમુદ્રમાં લય પામી હશે. દ્વારકાનો સ્થળનિર્ણય કરતી વખતે સમુદ્રમાં લય પામવાની અનુશ્રુતિને લક્ષમાં લેવી ઘટે. તેમજ એ પણ જાણવું જરૂરી છે કે શરૂઆતમાં રૈવતક ગિરિ કોઈ જુદો જ પર્વત હતો, જે સમુદ્ર નજીકની દ્વારકા પાસે આવ્યો હોવો જોઈએ. દ્વારકા ડૂબી જતાં આગળ જતાં ગિરનાર 'રૈવતક' નામથી પ્રસિદ્ધિ પામ્યો.

'રૈવત' કે 'રૈવતક'નો ઉલ્લેખ ગ્રંથોમાં 'અચલ' 'ગિરિ' કે 'પર્વત' તરીકે થયો છે. સંસ્કૃતમાં આ શબ્દનો અર્થ ટેકરી, ડુંગર કે પર્વત થાય છે. સંભવતઃ દ્વારકાની પાસે આવેલો અને લશ્કરી મહત્ત્વ ધરાવતો રૈવતક ઊંચો પર્વત નહિ, પણ ટેકરી હશે; પરંતુ આગળ જતાં ભારતયુદ્ધ પછી કવિની કલ્પનામાં રૈવતક ટેકરી ઊંચા રૈવતક પર્વતમાં રૂપાંતર પામી હશે ને સૌરાષ્ટ્રમાં ઊંચો પર્વત ગિરનાર સિવાય અન્ય ન હોવાથી એ પર્વત રૈવતક તરીકે ઓળખાયો હોય.

કોઈ કુદરતી ઊથલપાથલમાં દ્વારવતીની જેમ રૈવતક ટેકરી પણ નાશ પામી હોય ને આગળ જતાં ગિરનાર કે એની પાસેના ડુંગરને 'રૈવતક' નામ લાગુ

પડયું હોય એવી શકયતા છે. આ ઊથલપાથલમાં ભૌગોલિક ચિત્ર તદ્દન બદલાઈ પણ ગયું હોય. આવા પ્રકારનો એક દાખલો પુરાણોમાં નોંધાયો છે. પ્રભાસ પાસે સરસ્વતી નદીના મુખમાં આવેલી 'કૃતસ્મર' નામે ટેકરી વડવાનલને લીધે નાશ પામી હતી.[૩૫] વળી સૌરાષ્ટ્રના દક્ષિણ કિનારા પર બીજા ધીમા કે ઓચિંતા ફેરફાર થયા છે.

'રૈવતક' ને ઊંચા પર્વતને બદલે ટેકરી માનીએ ને એ ટેકરી ધરતીકંપ અને સમુદ્રભરતીના પૂરથી નાશ પામી હોય તો સંભવ છે કે કૃષ્ણની દ્વારકા વર્તમાન પ્રભાસ પાસે હતી. મહાભારતના ઉલ્લેખો પરથી સ્પષ્ટ છે કે પ્રભાસ રૈવતક અને દ્વારકા પાસે પાસે હતાં. વર્તમાન પ્રભાસ એ જ પ્રાચીન પ્રભાસ હતું,[૩૬] આથી સૂચિત સ્થળોમાં સરખામણીએ નજીકનાં માધવપુર અને મૂળ દ્વારકાનો યાદવકાલીન દ્વારકા હોવાનો દાવો વિચારવો ઘટે. આ બંનેમાં મૂળ દ્વારકાની પ્રાચીન દ્વારકા હોવાની શકયતા વધારે છે, કારણ કે એ શતકોથી 'મૂળ દ્વારકા' નામ ધરાવે છે, તેમજ પિંડતારક પ્રાચી સરસ્વતી તીર્થ એનાથી થોડે જ દૂર છે.

કોઈ મોટા ફેરફારમાં કૃષ્ણની દ્વારકા અને સમીપવર્તી રૈવતક ટેકરી નાશ પામી; તોપણ ભારતવર્ષના લોકોએ પોતાના ઇષ્ટ અવતારી પુરુષની સ્મૃતિને જાળવી રાખવા સૌરાષ્ટ્રના દક્ષિણ કિનારાથી પશ્ચિમ કિનારા પર એક નહિ, પણ અનેક દ્વારકાઓ ઊભી કરી. આ પ્રક્રિયામાં કોડીનાર પાસે આવેલી મૂળ દ્વારકા સર્વપ્રથમ અસ્તિત્વમાં આવી હશે અને ઓખામંડળની દ્વારકા ત્યાર પછી ઊભી થઈ હશે.

જ્યાંસુધી પુરાતત્ત્વીય અન્વેષણ અન્યથા પુરવાર ન કરે ત્યાંસુધી માનવું રહ્યું કે યાદવોની લુપ્ત થયેલી રાજધાની દ્વારકા મૂળ દ્વારકાની પાસે આવી હશે, ને કુદરતનો કોપ એ નગરી પર એવો ઊતર્યો હશે કે એ નામશેષ બની ગઈ. ભૂમિની અંદર આવેલ એની સમીપના સ્થાનમાં 'દ્વારકા' નામ વિસ્તર્યું, પછી સૌરાષ્ટ્રની ઉત્તર-પશ્ચિમ ભૂશિર પાસે શતકો પછી વસેલી હાલની દ્વારકાએ પણ એ તીર્થધામની પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી.

## પાદટીપો

૧. महाभारत २. १३. ४९-५०; हरिवंश ९. २४-२६. વળી જુઓ वायुपुराण, उत्तरार्ध, २४. २७:—

आजगाम युवा चैव स्वां पुरीं यादवैर्वृताम् ।
कृतां द्वारवतीं नाम बहुद्वारां मनोरमाम् ॥

२. इति संचिन्त्य सर्वे स्म प्रतीचीं दिशमाश्रिताः ।
कुशस्थलीं पुरीं रम्यां रैवतेनोपशोभिताम् ॥
पुनर्निवेशनं तस्यां कृतवन्तो वयं नृप ।
तथैव दुर्गसंस्कारं देवैरपि दुरासदम् ॥
स्त्रियोऽपि यस्यां युध्येयुः किं पुनर्वृष्णिपुङ्गवाः ।

महाभारत २. १३. ४९-५२

मथुरां संपरित्यज्य गता द्वारवतीं पुरीम् ॥

महाभारत २. १३. ६५

३. संक्रमा भेदिताः सर्वे नावश्च प्रतिषेधिताः ।
परिखाश्चापि कौरव्य कीलैः सुनिचिताः कृताः ॥

महाभारत ३. १६. १५

समे निविष्टा सा सेना प्रभूतसलिलाशये ।
चतुरङ्गबलोपेता शाल्वराजाभिपालिता ॥

महाभारत ३. १७. २

४. अवसद् द्वारकामेत्य वृष्णिभिः परमार्चितः ॥
स कदाचित्समुद्रान्ते वसन्द्वारवतीमनु ।

महाभारत १०. १२. ११-१२

५. निर्याते तु जने तस्मिन्सागरो मकरालयः ।
द्वारकां रत्नसंपूर्णां जलेनाप्लावयत्तदा ॥ ८. ४०

૬. ૭ શ્લોકો (૮૪. ૨૧-૨૬)માં સમુદ્રવર્ણન આવે છે, જ્યારે ત્યાર પછીના બે શ્લોક (૨૭-૨૮) રૈવતનું વર્ણન કરે છે.

૭. ૮૬. ૩૫-૩૯

૮. ૮૫, ૫. એમાં નગરીને "વારિદુર્ગા" કહી છે.

૯. ૫, ૨૩. ૧૩

૧૦. ૬. ૩. ૨૮

૧૧. ૬૩. ૧૪–૧૬

१२. सभापर्व, Appendix I, pp. 412ff.

१३. तेणं कालेणं तेणं समएणं बारवई नामं नगरी होत्था । तीसे णं बारवईए नगरीए बहिया उत्तरपुरच्छिमे दिसीभाए रेवतगे नाम पव्वए होत्था ।

૧૪. E. B. Cowell, *Jātaka Stories*, Vol. IV, p. 53

૧૫. F. E. Pragiter, *Mārkaṇḍeya Purāṇa-a Translation*, p. 289

૧૬. સુરસિંહજી એસ. જાડેજા દ્વારકા વિશેના એમના લેખ( "પથિક", ઑક્ટોબર ૧૯૬૧, પૃ. ૨૧–૨૪)માં પાર્જિટરનું મંતવ્ય ધરાવે છે. એમની એક દલીલ છે કે બરડા પર્વતનો આભપરાનો કિલ્લો કૃષ્ણે બંધાવ્યો હતો, પરંતુ પુરાતત્ત્વીય અન્વેષણથી આ કિલ્લો ઘણા મોડા સમયનો હોવાનું સાબિત થયું છે.

૧૭. *Glory that was Gurjaradeśa*, Part I, p. 132

૧૮. "ઐતિહાસિક સંશોધન", પૃ. ૩૭૬–૩૮૧

૧૯. N. K. Bhattasali, *IHQ*, Vol. X, pp. 541 ff.

૨૦. *Annual Report of the Director of Archaeology, Baroda State, 1934–35*, p. 16

૨૧. *Archaeology and Ancient Indian History*, p. 33

२२. नागरीप्रचारिणी पत्रिका, १२, ९७–१००

૨૨અ. જુઓ ઉપર પા. ટી. નં. ૧૯.

૨૩. જુઓ એમનો લેખ "Historical Value of Pauranik Works", *Journal of Gujarat Research Society*, Vol. I, p. 124.

૨૪. "Solution of Dwarka Controversy," *Bhāratīya Vidyā*, August 1947, pp. 190 ff.

૨૫. આઠવળેનું મંતવ્ય છે કે પ્રાગ્જ્યોતિષપુર સૌરાષ્ટ્રની ઉત્તરે આવેલું હતું અને નરક એનો રાજા હતો.

૨૬. Mc Crindle's *Ancient India as Described by Ptolemy*, p. 188

અત્રે નોંધવું જરૂરી છે કે પોરબંદર નજીક આવેલા વિસાવાડા પાસે પણ મૂળ દ્વારકા છે. ત્યાં રણછોડજીનું મંદિર છે, "પરંતુ મંદિર પહેલાં નીલકંઠ મહાદેવનું હતું. લિંગ ગર્ભગૃહની મધ્યમાં છે. પાછલી દીવાલના ગોખમાં—પાર્વતીની મૂર્તિને સ્થાને—

સ્થાપેલી રણછોડજીની મૂર્તિ પછીના સમયની છે." (K. F. Sompura, *Structural Temples of Gujarat*, p. 530)

૨૬અ. Mc Crindle's *Ancient India as Described by Ptolemy*, p. 188

૨૭. જુઓ ઉપર પાદટીપ ૩ અને ૪.

૨૮. Z. D. Ansari and M. S. Mate, *Excavations at Dwarka*, pp. 13, 29

૨૯. દ્વારકાધીશ મંદિરની નજીકમાં લગભગ ૨૫×૨૦ ફૂટ(૮×૬ મીટર)થી શરૂ કરી આગળ જતાં ૧૦×૧૦ ફૂટ (૩×૩ મીટર) અને છેવટે ૬×૬ ફૂટ(૧·૮×૧·૮ મીટર)ના વિસ્તારમાં ૩૮ ફૂટ (૧૧·૬ મીટર) ઊંડું ખડક લગી ખોદકામ કરવામાં આવ્યું હતું.

ઈસ્વીસનની પૂર્વે થોડા સમય પર આ સ્થળમાં વસવાટ શરૂ થયો હતો. ગોમતી ખાડીને કારણે એનું બંદર સુરક્ષિત હતું. બંદર પશ્ચિમના દેશો તથા દેશના અંદરના ભાગો માટે દ્વાર (દરવાજા) સમું હતું, એટલે જ આ સ્થળનું નામ "દ્વારવતી" રાખવામાં આવ્યું. સંભવતઃ સમુદ્રનું પાણી ગોમતી ખાડીમાં ઊભરાતાં આ સ્થળ ડૂબી ગયું.

ઈસ્વીસન બીજી કે ત્રીજી સદીમાં આ જ સ્થળે દ્વિતીય દ્વારકા ઊભી થઈ. એમ્ફોરા વાસણના ટુકડા સૂચવે છે કે આ સ્થળનો વાણિજ્યિક સંબંધ રોમ સાથે પણ હતો. અહીં મળી આવેલા લાલ ચકચકિત મૃત્પાત્રોના ટુકડાઓ પરથી અનુમાન કરી શકાય કે એવી જ જાતનાં વાસણ વાપરતા રાજસ્થાન અને માળવાના લોકોએ અહીં વસવાટ કર્યો હશે.

દ્વારકાનું દ્વિતીય પુનરુત્થાન પાંચમીથી સાતમી સદીના સુમારે થયું. થોડા સમય પહેલાં જ વિષ્ણુ-પૂજાને ગુપ્ત સમ્રાટોએ પ્રચલિત અને લોકપ્રિય બનાવી પુરાણમાં આપેલી કૃષ્ણ-કથાઓ તેઓના અભિલેખોમાં વરતાય છે. સંભવ છે કે આ સમયે દ્વારકાનું મહત્ત્વ કૃષ્ણભક્તિના એક સ્થળ તરીકે વધ્યું હોય.

વિગતો માટે જુઓ Z. D. Ansari and M. S. Mate, *Excavations at Dwarka* માં H. D. Sankalia, "Dwarka in Literature and Archaeology" pp. 12 ff. અને M. S. Mate, "Excavations", pp. 27 ff.

૨૯અ. 'If we were so fortunate as to find the remains of a house, say at the depth of 30 feet or more and get along with it pottery called Painted Grey Ware then a great step forward in proving the migration of the Yādavas under Shri Kṛṣṇa in about 1000 B. C. would have been taken.'

[ '૩૦ ફૂટ કે એનાથી વધુ ઊંડાઈએ કોઈ ઘરના અવશેષ અને એની સાથે ચિત્રિત રાખોડિયાં મૃત્પાત્ર પ્રાપ્ત કરવા અમે ભાગ્યશાળી થયા હોત તો ઈ. પૂ. ૧૦૦૦ના સુમારે શ્રીકૃષ્ણના નેતૃત્વ નીચે થયેલા યાદવોના સ્થળાંતરને સાબિત કરવામાં મોટું પગલું ભરાયું હોત.' ]

H. D. Sankalia, "Dwarka in Archaeology and in Tradition", *Times of India*, June 2, 1963

૩૦. કલ્યાણરાય જોશી, "દ્વારકા", પૃ. ૭૧–૭૩

૩૧. ३. ८०. ८२; ८६, १७

૩૨. H. G. Shastri, "The Raivataka Hill Near Dvārakā", *Bulletin of the Chunilal Gandhi Vidyabhavan*, No. 10, p. 51

૩૩. એજન, પૃ. ૪૮–૬૪

૩૪. ગિરનારની પશ્ચિમે આ ડુંગર આવેલો છે. દામોદરનું પ્રસિદ્ધ મંદિર અને અશોકનો શૈલલેખ આ ડુંગરની તળેટીમાં આવેલાં છે. આ ડુંગરને સ્થાનિક લોકો "ભેંસલો" કહે છે.

૩૫. જુઓ: H. G. Shastri, "The Raivataka Hill near Dvārakā" *Bulletin of the Chunilal Gandhi Vidyabhavan*, No. 10, p. 55.

"The Epics, the Purāṇas and epigraphs refer to this submarine scourge which the ancients cloaked under the garb of a legend. But a close examination of the historical references to this hitherto unnoticed evil seems to point out to a real phenomenon which occurred within the memory of mankind; and that off the Western coast of India but originating perhaps in the volcanic regions of the islands of the southern seas."

"અસલના લોકો દ્વારા દંતકથાનું સ્વરૂપ પામેલા વડવાનલના અભિશાપનો ઉલ્લેખ મહાભારત, રામાયણ, પુરાણો અને અભિલેખો કરે છે. આજ સુધી ધ્યાન બહાર રહી ગયેલા આ અભિશાપને લગતા ઐતિહાસિક નિર્દેશોની ઊંડી તપાસ કરતાં જણાય છે કે એ સત્ય ઘટના હતી, જે માનવજાતના સ્મૃતિપટ દરમ્યાન બનેલી અને જે ભારતના પશ્ચિમી સમુદ્ર-કિનારા પાસે બની, પણ જેનો ઉદ્ભવ દક્ષિણ સમુદ્રોના ટાપુઓના જ્વાલામુખી પ્રદેશોમાં થયો".

B. A. Saletore, "The Submarine Fire in Indian History", *Indian Culture*, Vol. II, p. 501

૩૬. *Indian Archaeology 1956–57—a Review*, pp. 16–17

## પ્રકરણ ૧૦

# પ્રાચીન ભૌગોલિક ઉલ્લેખો

ગુજરાતના આદ્ય-ઐતિહાસિક કાલમાંથી ઐતિહાસિક કાલમાં સંક્રમણ કરતાં પહેલાં એની ભૂમિ તથા પ્રજાને લગતા ઐતિહાસિક ઉલ્લેખોની, ખાસ કરીને સમગ્ર પ્રાચીન કાલને અનુલક્ષીને, સમીક્ષા કરીએ કે જેથી ઐતિહાસિક કાલના એ સંદર્ભ સમજવામાં સરળતા રહે. એવી રીતે ગુજરાતમાં કાલગણનાની જે જુદી જુદી પદ્ધતિઓ પ્રચલિત હતી તેનો પણ પરિચય કરી લેવો આવશ્યક ગણાય.

ગુજરાતનો સમસ્ત પ્રદેશ, એના મુખ્ય ભૌગોલિક એકમો, વહીવટી વિભાગો, પર્વતો, નદીઓ, તીર્થો, નગરો ઇત્યાદિને લગતા અનેકાનેક ઉલ્લેખ પ્રાચીન કાલના સાહિત્યમાં તથા અભિલેખોમાં મળી આવે છે તેના પરથી તે તે સ્થળ ક્યારે કયા નામે ઓળખાતું હતું ને એના મોટા સમૂહોનાં નામોથી વ્યક્ત થતા વિસ્તારોમાં ક્યારે કેવાં પરિવર્તન થતાં હતાં એ જાણવા મળે છે.

### સાધનસામગ્રી

આજે જેને 'ગુજરાત રાજ્ય' કહેવામાં આવે છે તેમાં તળ-ગુજરાતનો— ઉત્તર ગુજરાત, મધ્ય ગુજરાત અને દક્ષિણ ગુજરાતનો—તથા સૌરાષ્ટ્ર અને કચ્છનો સમાવેશ થાય છે. ભૌગોલિક રીતે એક સંસ્કૃતિ, એક સભ્યતા, એક ભાષા અને એક સમાજ ધરાવતા આ ત્રણ ભૂભાગ અતિપ્રાચીન કાલથી એકાત્મક રહ્યા છે. ઉત્તર ભારતની હડપ્પીય સંસ્કૃતિ અને સભ્યતાની પરંપરા કચ્છ, સૌરાષ્ટ્ર અને દક્ષિણ ગુજરાતમાં પ્રસરેલી જાણવામાં આવી છે, પરંતુ આ સમગ્ર ભૂભાગની સંજ્ઞા ત્યારે શી હતી એ જાણવામાં આવ્યું નથી. આનુશ્રુતિક વૃત્તાંતો દ્વારા જળવાયેલા આદ્ય-ઐતિહાસિક કાલની કેટલીક વિગતો ગ્રંથસ્થ થયેલી છે, પણ તે તે સમય કરતાં પ્રમાણમાં મોડા—કેટલીક તો ઘણા જ

મોડા—સમયમાં લિપિબદ્ધ થયેલી છે, વૈદિક કંઠસ્થ સાહિત્ય પ્રમાણમાં ઠીક ઠીક જૂનું ખરું, પરંતુ એમાં ગુજરાતના એકાદ સ્થાનનો જ અને એ પણ માત્ર સંભવિત કોટિનો જ નિર્દેશ કહી શકાય. સૂત્રસાહિત્યમાં પણ એકાદ જ કહી શકાય તેવો અને પાણિનિના અષ્ટાધ્યાયી વ્યાકરણ–સૂત્રપાઠમાં પણ એકાદ તેમજ એ સૂત્રપાઠના પરિશિષ્ટ તરીકે આવતા ગણપાઠમાં પ્રમાણમાં થોડી વિશેષ સંખ્યામાં સમકાલીન સ્થળનિર્દેશો—બેશક, આ ગણપાઠમાં પાછળથી ઉમેરણો થયાની શકયતા કહેવામાં આવે છે, યા તો ગણપાઠ પણ કદાચ પાણિનિના સમય પછી સંકલિત થયો હોય[1]—એ આદ્ય-ઐતિહાસિક કાલના ગુજરાતના ભૂભાગ માટે કહી શકાય. મહાભારત–હરિવંશ, રામાયણ, મત્સ્ય વગેરે પુરાણો—આ બધું સાહિત્ય પ્રાચીન કાળથી ચાલી આવતી અનુશ્રુતિઓના ભિન્ન ભિન્ન કાલનું અને ભિન્ન ભિન્ન મુખોનું સંકલન છે એટલે એમાંથી સ્પષ્ટપણે શુદ્ધ નિર્ભેળ અને સમકાલીન માહિતી છે એમ કહેવું સાહસરૂપ થઈ પડે છે. આ અનુશ્રુત્યાત્મક સાહિત્ય લિપિબદ્ધ તો ઐતિહાસિક કાલમાં થયેલું છે. ઐતિહાસિક કાલનાં જ કહી શકાય તેવાં સાધનોમાં કૌટિલ્યનું અર્થશાસ્ત્ર, પતંજલિનું વ્યાકરણ–મહાભાષ્ય, ભરતનું નાટ્યશાસ્ત્ર, કેટલીક સ્મૃતિઓ, બૌદ્ધ ધર્મનું જાતક–સાહિત્ય, જૈન ધર્મના મૂળ આગમોનું સાહિત્ય, ભાસ–અશ્વઘોષ–કાલિદાસ વગેરે કવિઓના ગ્રંથ, વાત્સ્યાયનનું કામસૂત્ર, વરાહમિહિરની બૃહત્સંહિતા, વળી ભટ્ટિ માઘ દંડી ઉદ્દ્યોતનસૂરિ રાજશેખર હેમચંદ્ર બિહ્લણ હરિભદ્રસૂરિ સોમેશ્વર અને અનેક જૈન ગ્રંથકારોનાં કાવ્યો, કથાનકો, પ્રબંધો, કોશગ્રંથો, વ્યાકરણો, કાવ્યશાસ્ત્રના ગ્રંથો, આયુર્વેદ વગેરે શાસ્ત્રોના ગ્રંથો, નાટકો—આ ઈ. પૂ.ની ૩ જી–૪ ચોથી સદીથી લઈ ઈ.સ.ની તેરમી સદી સુધીનાં જાણવામાં આવ્યાં છે. આ દિશામાં ઐતિહાસિક કાલમાં શિલાઓ તેમજ તામ્રપત્રોમાં કોતરવામાં આવેલા સંખ્યાબંધ અભિલેખો અને અનેક હસ્તલિખિત ગ્રંથોની પુષ્પિકાઓમાં આવતી પ્રશસ્તિઓ પણ ઠીક ઠીક ઉપયોગી જણાયાં છે. મહાભારતમાં એક સમયના 'જય'નો અને એમાંથી વિકસેલા 'ભારત'નો અંશ પ્રાચીન–અતિપ્રાચીન પણ હશે, પણ એ આજની મહાભારત–શતસાહસ્રી (હકીકતે 'હરિવંશ' સાથે અંકિત ૭૮,૬૭૫ શ્લોકોની) સંહિતામાં તારવવા જતાં પણ સર્વાંશે પ્રમાણિત ગણાય કે નહિ એ વિષય ચર્ચાસ્પદ જ રહેવાનો. પુરાણોમાં તો આ વિષયમાં આનાથીયે કયાંય વધુ મુશ્કેલી છે. અધિકૃત વાચનાઓને અભાવે અને પ્રક્ષેપોની તેમજ પરિવર્તનોની બહુલતાને કારણે સમયાંકનમાં નિશ્ચિતતા મેળવવી સુકર તો નથી જ: આવી મુશ્કેલીઓમાંથી આપણે પૂરી સાવધાનીથી તારણ કાઢવાનું રહે છે.

## ૧. પ્રદેશવાચક નામો

કાર્દમક મહાક્ષત્રપ રુદ્રદામાના સમયના ઈ. સ. ૧૫૦ (શક ૭૨)ના જૂનાગઢ શૈલ-લેખમાં રુદ્રદામાની સત્તા નીચેના પ્રદેશોની યાદી આપવામાં આવી છે. ત્યાં ગણાવેલા દેશ તે આકર (પૂર્વ માલવ), અવંતિ (પશ્ચિમ માલવ), અનૂપ, નીવૃત્ (નિમાડ), આનર્ત, સુરાષ્ટ્ર, શ્વભ્ર, મરુ, કચ્છ, સિંધુ, સૌવીર, કુકુર, અપરાંત અને નિષાદ વગેરે છે.[૨] અંતે, 'વગેરે' કહેલા હોઈ આ ઉપરાંત બીજા પણ ખરા. અનૂપનો પશ્ચિમ ભાગ, આનર્ત, સુરાષ્ટ્ર, શ્વભ્ર અને કચ્છ— આ પ્રદેશ આજના ગુજરાત રાજ્યના ભાગ છે, જ્યારે બાકીના ગુજરાત રાજ્યની સરહદને અડકીને રહેલા યા સરહદથી નજીકના છે. રુદ્રદામાની રાજધાની (ઉજ્જન) અવંતિમાં હતી એટલે આકર (પૂર્વ માલવનો પ્રદેશ), અવંતિ (પશ્ચિમ માલવનો પ્રદેશ), એની દક્ષિણે નીવૃત્ (નિમાડ)નો પ્રદેશ ઉપરાંત પશ્ચિમ અને દક્ષિણના પ્રદેશ એની સત્તા નીચે હતા, જેમાં આનર્ત (ઉત્તર ગુજરાત) –સુરાષ્ટ્ર (સૌરાષ્ટ્ર–પશ્ચિમ ગુજરાત)–શ્વભ્ર (સાબરકાંઠો–ઈશાન ગુજરાત)–મરુ (પશ્ચિમ મારવાડ)–કચ્છ (વાયવ્ય ગુજરાત)–સિંધુ (સિંધ)–સૌવીર (નગરઠઠ્ઠા અને થર–પારકરનો પ્રદેશ)–કુકુર (પૂર્વ રાજસ્થાન)–અપરાંત (દક્ષિણ ગુજરાત અને નાસિક તથા થાણા જિલ્લાનો પ્રદેશ, અન્ય મતે દક્ષિણ પંજાબનો પ્રદેશ)[૩] –નિષાદ (ડાંગ–વાંસદા ધરમપુરથી લઈ ડુંગરપુર–વાંસવાડાના વાગડ પ્રદેશને સમાવતો, આબુ સહિતનો સમગ્ર ભીલ–પ્રદેશ, અન્ય મતે મારવાડની ઉત્તરનો પ્રદેશ)[૪] સમાઈ જતા હતા. આમાં પંચમહાલ અને મધ્ય ગુજરાતનો ખ્યાલ આપનારા દેશભાગ અલગ જોવા મળતા નથી એટલે સંભાવના કરી શકાય કે પંચમહાલનો સમાવેશ ભીલોના પ્રદેશ તરીકે 'નિષાદ'માં હોય અને મહીની ઉત્તરનો પ્રદેશ 'શ્વભ્ર'માં, તો મહીથી નર્મદાના પ્રદેશ 'અપરાંત'માં સમાવેશ પામતા હોય. ભીલોથી વસેલો વિંધ્યનો સમગ્ર પ્રદેશ સહજ રીતે 'નિષાદ'માં સમાવેશ પામતો હશે.[૫]

રુદ્રદામાના સમયના, આજના ગુજરાતના એ સમયના, પ્રદેશોને કેંદ્રમાં રાખી ગ્રંથસ્થ વગેરે પુરાવાઓની દૃષ્ટિએ તે તે પ્રદેશ, વિશિષ્ટ રીતે ઉલ્લિખિત થયેલો, ક્યાં કેમ છે એ જોવાનો પ્રયત્ન કરીએ.

**આનર્ત** : રુદ્રદામાના સમયના ઉપર કહેલા જૂનાગઢ શૈલ–લેખના નિર્દેશ પરથી એમ લાગે છે કે 'આનર્ત' આજના મોટા ભાગના ઉત્તર ગુજરાતના પ્રદેશ માટે સૂચિત થયો છે, જેની દક્ષિણ–પશ્ચિમે 'સુરાષ્ટ્ર' અને પશ્ચિમે

'કચ્છ', ઉત્તરે 'મરુ', ઉત્તર-પૂર્વે 'નિષાદ', અને પૂર્વે 'શ્વભ્ર' આવેલા કહી શકાય. પાણિનિના અષ્ટાધ્યાયી વ્યાકરણ-સૂત્રપાઠના સામાન્ય રીતે પરિશિષ્ટરૂપે સ્વીકારવામાં આવેલા 'ગણપાઠ'ને આપણે કદાચ પાણિનિની રચના સર્વાંશે ન ગણીએ અને એમાં ઉમેરણ થયાં છે એ પણ ઘડીભર સ્વીકારીએ, તોપણુ ઈ. પૂ. ૨ જી સદીથી આ પૂર્વેની તો એ રચના નથી. 'ગણપાઠ' દેશવાચક નામોમાં 'કચ્છ' 'શ્વભ્ર' 'ખેટક' 'સુરાષ્ટ્ર' 'અનૂપ' અને 'આનર્ત'નો ઉલ્લેખ કરે છે.[૬] 'ગણપાઠ'ના નિર્દેશ(૪-૨-૧૨૭)થી 'આનર્ત' સૂચિત છતાં એ ક્યાં હતો એ ત્યાંથી જાણી શકાતું નથી; એ નક્કી કરવાને માટે મહાભારતના નિર્દેશ જ કામ લાગે એમ છે. રાજસૂય-નિમિત્તે અર્જુન ઉત્તરમાં દિગ્વિજય કરવા નીકળ્યો કહ્યો છે ત્યાં એણે પહેલાં કુણિંદ દેશના રાજાઓને વશ કર્યા. ત્યાં આનર્ત, કાલકૂટ અને કુણિંદ દેશ ઉપર વિજય મેળવી સમગ્ર દ્વીપ ઉપર વિજય મેળવ્યો, ત્યાં સપ્તદ્વીપના રાજાઓ સાથે યુદ્ધ કરી, એમના ઉપર જીત મેળવી એ ભગદત્તના પ્રાગ્જ્યોતિષપુર તરફ દોડી ગયો.[૭] ત્યાંના નિર્દેશ પ્રમાણે આ ઉત્તર તરફના પ્રદેશ છે અને તેથી દિગ્વિજયના વર્ણનવાળો આનર્તનો આ નિર્દેશ ગુજરાતને લાગુ પડે નહિ. સહદેવે કરેલા દક્ષિણ દિશાના વિજયના વર્ણનમાં સુરાષ્ટ્રનો ઉલ્લેખ આવે છે, આનર્તનો નહિ.[૭અ] આરણ્યક-પર્વમાં ઉલ્લેખ થયા પ્રમાણે યુધિષ્ઠિરે દ્યૂતમાં બધું ગુમાવ્યું ત્યારે કૃષ્ણ આનર્તમાં નહોતા અને શાલ્વની સામે એના નગર તરફ એનો વધ કરવા ગયા હતા એવું કૃષ્ણનું યુધિષ્ઠિર પ્રત્યે કથન થયું છે,[૮] અર્થાત્ કૃષ્ણનો નિવાસ આનર્ત દેશમાં હતો. શાલ્વે આનર્ત ઉપર કૃષ્ણની ગેરહાજરીમાં ચડાઈ કરેલી.[૯] એણે, હકીકતે, દ્વારકા ઉપર ચડાઈ કરી હતી.[૧૦] એણે દ્વારકાવાસીઓને 'આનર્તદેશવાસીઓ' એવું સંબોધન કર્યું હોઈ[૧૧] મહાભારતને દ્વારકા 'આનર્ત'ના પ્રદેશમાં અભીષ્ટ હોય એવું સ્પષ્ટ થાય છે. ભીષ્મપર્વમાં સંજય ધૃતરાષ્ટ્રને જંબૂખંડ-વિનિર્માણની વાત કહે છે ત્યાં જનપદોનાં નામ ગણાવે છે તેમાં 'સુરાષ્ટ્ર'નો નિર્દેશ કર્યા પછી કેટલાક દેશો બાદ 'આનર્ત'નો ઉલ્લેખ કરે છે.[૧૨] આમ જાણે કે 'આનર્ત' અને 'સુરાષ્ટ્ર' અલગ અલગ દેશ હોય! પરંતુ આરણ્યક-પર્વમાં ધૌમ્ય પાંડવોને ભારતવર્ષનાં તીર્થ ગણાવે છે ત્યારે 'સુરાષ્ટ્ર'નાં તીર્થ ચમસોન્મજ્જન, પ્રભાસ, પિંડારક, ઉજ્જયંત ગિરિ સાથોસાથ દ્વારવતીને પણ ગણાવે છે,[૧૩] અને એ પર્વમાં અન્યત્ર દ્વારકાને જ 'આનર્તનગર' કહેવામાં આવેલ છે.[૧૪] આમ 'આનર્ત' અને 'સુરાષ્ટ્ર' એક જ પ્રદેશનાં બે નામ હોય, યા તો 'સુરાષ્ટ્ર'નો 'આનર્ત'માં સમાવેશ થતો હોય કે 'આનર્ત'નો

'સુરાષ્ટ્ર'માં. 'આનર્ત'ના સ્થળનિર્દેશ માટે હરિવંશમાં કહ્યું છે કે વૈવસ્વત મનુને નવ પુત્ર થયા હતા તેમનામાંના શર્યાતિને આનર્ત અને સુકન્યા નામનાં બે સંતાન થયેલાં; આનર્તનો પુત્ર રેવ હતો, આનર્તનો દેશ 'આનર્ત' હતો અને કુશસ્થલી એની રાજસ્થાની હતી; રેવને કકુદ્મી રૈવત નામનો મોટો પુત્ર હતો, જેનું કુશસ્થલીમાં રાજ્ય હતું.[૧૫] અને સભાપર્વમાં જણાવ્યા પ્રમાણે ઉજ્જડ થઈ ગયેલી કુશસ્થલીના સ્થાન ઉપર દ્વારવતી વસાવી હતી,[૧૬] તે જ દ્વારકાને પછીથી, કૃષ્ણના જણાવ્યા પ્રમાણે, શિશુપાલે સળગાવી મૂકી હતી.[૧૭] અને ઉપર જોયું કે આરણ્યકપર્વ પ્રમાણે દ્વારવતી 'સુરાષ્ટ્ર'માં છે. હરિવંશના પ્રક્ષિપ્ત વિભાગમાં જોવા મળે છે કે હર્યશ્વને જેનું મુખ્ય મથક 'ગિરિપુર' કરવામાં આવ્યું હતું તે 'સુરાષ્ટ્ર'ની સત્તા એના સસરા મધુ દાનવે આપી ત્યારે એ વિશાળ 'આનર્ત'નો સ્વામી બનશે એમ પણ કહ્યું છે એ 'સુરાષ્ટ્ર' તો 'સમુદ્રાનૂપભૂષિત' હતો, એટલે કે સમુદ્રકાંઠાનો જલસમૃદ્ધ (अनूप) હતો અને ત્યાં વિસ્તારવાળું આનર્ત રાષ્ટ્ર પણ હતું.[૧૮] હરિવંશના પ્રક્ષિપ્ત અંશની પાછળ જે કોઈ અનુશ્રુતિ હશે તેણે 'સુરાષ્ટ્ર' અને 'આનર્ત'ને નજીક નજીકના ગણ્યા છે, જ્યારે મહાભારત પ્રમાણે દ્વારવતી 'સુરાષ્ટ્ર'માં પણ હતી અને એ 'આનર્તનગર' હોઈ 'આનર્ત' દેશની રાજધાની હતી, અર્થાત્ 'આનર્ત'માં 'સુરાષ્ટ્ર'નો સમાવેશ થઈ જતો હતો. વાયુપુરાણ કચ્છ, સુરાષ્ટ્ર, અર્બુદ અને આનર્તને 'અપરાંત'ની અંતર્ગત રહેલાં કહે છે.[૧૯] મોડેનાં પુરાણોને બહુ ધ્યાનમાં ન લઈએ તોયે એક વાત સ્પષ્ટ છે કે પછીના સમયમાં 'આનર્ત' અને 'સુરાષ્ટ્ર' અલગ અલગ પ્રદેશ હોય એવું સૂચવે છે. આ અર્થમાં 'આનર્ત' નામ ઉત્તર ગુજરાત માટે પ્રયોજાયું.

આ પ્રસંગમાં એ વાત નોંધવાલાયક છે કે 'લાટ' પ્રદેશને સંપૂર્ણ રીતે જાણતો રાજશેખર એની કાવ્યમીમાંસામાં પશ્ચિમના દેશોની ગણતરી કરતી વેળા 'દેવસભ' 'સુરાષ્ટ્ર' 'દશેરક' 'ત્રવણ' 'ભૃગુકચ્છ' 'કચ્છીય' 'આનર્ત' 'અર્બુદ' 'બ્રાહ્મણવાહ' 'યવન' વગેરે સૂચવે છે,[૨૦] જેમાં 'ભૃગુકચ્છ' અને 'આનર્ત' બે જુદા દેશ કહ્યા છે, પણ ત્યાં 'લાટ' નથી કહ્યો. એના મનમાં તળ-ગુજરાતના ઉત્તર-દક્ષિણ બે ભાગ હોય અને એ અનુક્રમે 'આનર્ત' અને 'ભૃગુકચ્છ.' વલભીના મૈત્રકોનાં સંખ્યાબંધ દાનશાસનોમાં વડનગરનાં 'આનંદપુર' અને 'આનર્તપુર' એવાં બે નામ જોવા મળે છે.[૨૧] મહાભારતનું 'આનર્તપુર' કે 'આનર્તનગર' દ્વારવતી હતું એ વાત ભુલાઈ ગઈ છે અને ઉત્તર ગુજરાતના વડનગરને માટે એ સંજ્ઞા વ્યાપક બની ગઈ છે એ રાજશેખરના 'આનર્ત'ને

બંધ બેસી રહે છે. સોલંકી કાલમાં હવે 'આનર્તપુર' મળતું નથી, 'આનંદપુર' વ્યાપક છે, જે યથાસ્થાન આ પછી બતાવવામાં આવશે.

'આનર્ત' નામ હરિવંશના નિર્દેશ પ્રમાણે શર્યાતિના પુત્ર આનર્તના સંબંધે વ્યવહારમાં આવેલું સમજાય, પરંતુ મહાભારત એ વિશે મૌન સેવે છે. આદિપર્વમાં કૃષ્ણ અને અર્જુન પ્રભાસમાં યથેષ્ટ વિહાર કર્યા પછી મહીધર રૈવતક ઉપર નિવાસ કરવા ગયા ત્યાં અર્જુને કૃષ્ણની સાથે રહી નટ-નર્તકોના ખેલ જોયાનું કહ્યું છે.[૨૨] આરણ્યકપર્વમાં શાલ્વના અચાનક થવા સંભવિત આક્રમણથી બચવા વૃષ્ણિ, અંધક અને આનર્તોને સાવધાન કર્યા અને ધનભંડારોના રક્ષકોએ નટો-નર્તકો અને ગાયકોને દ્વારવતીની બહાર રહેવા મોકલી આપ્યાનું લખ્યું છે.[૨૩] ઉમાશંકર જોશી નટ-નર્તક-ગાયકોનું 'આનર્ત' વિશેષણ હોવાનો અર્થ કરે છે, પણ 'આનર્ત'નો શ્લોકમાં સંબંધ 'વૃષ્ણિ-અંધકો'ની સાથે છે. આ ઉપરથી, બેશક, એટલું અનુમાન કરી શકાય કે આનર્ત પ્રદેશમાં નટ-નર્તક-ગાયકોનું સૂચક પ્રકારનું પ્રાધાન્ય હશે. વળી એ સૂચક છે કે મેદિનીકોશમાં 'આનર્ત'નો એક અર્થ 'નૃત્યશાળા' પણ થાય છે.[૨૪] એ ધ્યાનમાં લઈએ તો આ શબ્દનો સંબંધ आ + नृत् ધાતુ સાથે બંધ બેસે એમ છે. આનંદશંકર ધ્રુવે તો એવી સંભાવના કરી છે કે 'ઋત કહેતાં બ્રાહ્મણોનો યજ્ઞધર્મ તેને ન પાળનાર દસ્યુઓ-અનાર્યો જ્યાં વસે છે તે આનર્ત.' એમનું ધારવું એવું છે કે अनृत ઉપરથી आनर्त થયો છે.[૨૫]

'આનર્ત' ઉત્તર ગુજરાત સુધી વ્યાપક હતો ને છેવટે એ ઉત્તર ગુજરાતમાં સીમિત થયો, જ્યાં નટ-નર્તકોની વસ્તી, વિશિષ્ટ રીતે, આજ દિવસ સુધી સચવાઈ રહી છે. આ ઉપરથી શર્યાતિના પુત્ર આનર્ત-વાળી અનુશ્રુતિને માત્ર અનુશ્રુતિ ગણીને દેશનામને आ+नृत् ધાતુથી વ્યુત્પન્ન સ્વીકારીએ તો એ વધુ સ્વાભાવિક બની રહેશે. બૃહત્સંહિતા પ્રમાણે સિંધુ અને સરસ્વતીના પ્રદેશો અને 'સુરાષ્ટ્ર'ના પ્રદેશમાં નટ-નર્તકોનું પ્રાધાન્ય કહેવામાં આવ્યું જ છે.[૨૬] ઉમાશંકર જોશીએ એક સંભાવના કરી છે કે 'આ નર્તક તે જ नट्ट-नाट-लाट તો નહિ?'[૨૭] અહીં એટલું સુધારી લઈએ કે आनर्त-आनट्ट-अनट्ट-नट्ट-नाट-लाट. પછી 'લાટ' તળ-ગુજરાતની થાણા જિલ્લાની સરહદ સુધીના દેશવિભાગને માટે વિકસી આવ્યો.

**સુરાષ્ટ્ર :** 'આનર્ત'ના સ્થાનવિસ્તારમાં વધઘટ જોવા મળે છે, પરંતુ 'સુરાષ્ટ્ર'ના વિષયમાં કોઈ નોંધપાત્ર ગરબડ નથી. પાણિનિના ગણપાઠમાં

દેશવાસીઓના નામ તરીકે कुन्तसुराष्ट्र અને चिन्तिसुराष्ट्र શબ્દો આવે છે.[૨૮] 'कुन्ति' અને 'चिन्ति' કોઈ પેટાવિભાગના વાચક હશે, પરંતુ 'સુરાષ્ટ્ર' તો સ્પષ્ટ જ છે, અને એ વર્તમાન સૌરાષ્ટ્રની તલભૂમિનો વાચક હોવા વિશે કોઈ અડચણ નથી, કારણ કે બીજા કોઈ પ્રદેશનું ક્યાંય ક્યારેય 'સુરાષ્ટ્ર' નામ જાણવામાં આવ્યું નથી. મહાભારતના સભાપર્વમાં સહદેવના દિગ્વિજયના વર્ણનમાં એ શબ્દનાં દર્શન થાય છે, જેમાં દક્ષિણ દિશા તરફના વિજયમાં 'સુરાષ્ટ્ર'ના અધિપતિ કૌશિકાચાર્ય આહૃતિને એણે વશ કર્યો હતો, ત્યાંથી એ શૂર્પારક તરફ આગળ વધ્યો હતો.[૨૯] સુરાષ્ટ્રમાં હતો ત્યાંથી જ એણે કૃષ્ણના સાળા રુક્મીને વિજયના સ્વીકારનું કહેણ મોકલાવ્યું હતું.[૩૦] સહદેવના વિજયમાં સુરાષ્ટ્રાધિપતિ કૌશિકાચાર્ય આહૃતિ કહ્યો છે ત્યાં પાઠની ઘણી ગરબડ છે, પરંતુ એ કોઈ યાદવ તો નથી જ: કદાચ 'સુરાષ્ટ્ર'ના કોઈ એક ભાગનો એ શાસક સૂચવાયો હોય. દિગ્વિજયના અધ્યાય જોઈએ તેવા શ્રદ્ધેય લાગ્યા નથી, અને તેથી કોઈ જૂની અનુશ્રુતિની છાયામાં આ પ્રકારનું વિધાન થયું હોય. આરણ્યકપર્વમાં ધૌમ્ય ઋષિ યુધિષ્ઠિરને તીર્થોની નામાવલિ કહે છે ત્યાં 'સુરાષ્ટ્ર'માં ચમસોન્મજ્જન, ઉદધિતીર્થ પ્રભાસ, પિંડારક, ઉજ્જયંત ગિરિ અને દ્વારવતી હોવાનું કહે છે.[૩૧] આમાંનું 'ચમસોન્મજ્જન' પાઠાંતરથી 'ચમસોદ્‌ભેદ' છે. 'ચમસોદ્‌ભેદ' સંજ્ઞાથી એ સરસ્વતી નદી કુરુક્ષેત્ર–વિનશન પાસે લુપ્ત થઈ સમગ્ર મરુ પ્રદેશમાં પણ ગુપ્ત રહી અને આગળ ચાલતાં જ્યાં પ્રગટ થઈ ત્યાં નાગોદ્‌ભેદ તીર્થ સાથે સૂચવાયેલું મળે પણ છે.[૩૨] આ બેઉ તીર્થ પ્રભાસની પાસેનાં છે કે અન્યત્ર એનો નિર્ણય એકદમ સરળ નથી; બેશક, ચમસોન્મજ્જન 'સુરાષ્ટ્ર'માં ક્યાં એ અનિશ્ચિત છતાં, ઉદધિતીર્થ પ્રભાસ 'સુરાષ્ટ્ર'ને દક્ષિણ સમુદ્રતટે હોવા વિશે શંકાને સ્થાન નથી. પિંડારકનું સ્થાન આજની દ્વારકાની નજીક પૂર્વમાં ૨૯ કિ. મી.( ૧૮ માઈલ)ને અંતરે કચ્છના અખાતને દક્ષિણ કાંઠે—સમગ્ર સુરાષ્ટ્રને ઉત્તર-પશ્ચિમ ભાગે સ્વીકારવામાં આવ્યું છે. અને એ એ જ નામથી જાણીતું છે. આરણ્યકપર્વમાંનો ક્રમ સ્વીકારીએ તો એને પ્રભાસ અને ઉજ્જયંત ગિરિ—આજના ગિરનારનાં સ્થળોની વચ્ચે કહ્યું છે; તેથી જ પ્રભાસ પાસે, ગીરમાંથી સરસ્વતી નામની નાની નદી દક્ષિણમાં વહેતી આવી—અત્યારના સ્વરૂપમાં થોડી નૈઋર્ત્યવાહિની બની, પૂર્વવાહિનીનું સ્વરૂપ પકડી, દક્ષિણવાહિની બની પછી છેક પ્રભાસ નજીકના ત્રિવેણીસંગમ સુધી પશ્ચિમવાહિની બની રહે છે તે—પ્રભાસથી ઉત્તર પૂર્વે ૨૪ કિ. મી. ( ૧૫ માઈલ )ના અંતર ઉપરનું 'પ્રાચી તીર્થ' હોય એવો પણ એક અભિપ્રાય

છે.[33] બીજાં સ્થળોમાં 'દ્વારવતી' વિશે પણ મતભેદ છે, જે વિશે યથાસ્થાન સૂચવાશે. આ સ્થાનો 'સુરાષ્ટ્ર'નાં છે એટલું નિશ્ચિત છે. ઉપર બતાવેલો ભીષ્મપર્વનો ઉલ્લેખ કોઈ ખાસ મહત્ત્વ ધરાવતો નથી; ત્યાં ઉપાવૃત્ત–અનુપાવૃત્ત સાથે 'સુરાષ્ટ્ર' દેશનો નામોલ્લેખ કરી પછી કેકય–કુટ્ટ–અપરાંત વગેરે દેશોને ગણાવી આપે છે, કોઈ ખાસ મેળ વિના.[34]

અહીં રામાયણના બે ઉલ્લેખ પણ નોંધવા જોઈએ. બાલકાંડમાં અશ્વમેધ યજ્ઞને સમયે વિભિન્ન પ્રદેશોના રાજવીઓને નિમંત્રણ કરવા સુમંત્ર સારથિને મોકલતી વેળા સિંધુ–સૌવીર અને 'સુરાષ્ટ્ર'ના રાજવીઓને સાથેલગા ગણાવે છે.[35] સિંધુ (સિંધ) જાણીતો છે, સૌવીર સિંધુ અને 'સુરાષ્ટ્ર'ની સંધિ ઉપરનો, સંભવતઃ, નગરઠઠ્ઠા અને થર–પારકરનો સમૃદ્ધ પ્રદેશ છે. આ સાહચર્યથી 'સુરાષ્ટ્ર'નું સ્થાન સ્પષ્ટ થઈ રહે છે. કિષ્કિંધાકાંડમાં રામ અને સુગ્રીવ સીતાની ભાળ માટે વાનરવીરોને જુદા જુદા પ્રદેશોમાં મોકલે છે ત્યાં 'શૂરાભીર' અને 'વાલ્હીક'ની પહેલાં 'સૌરાષ્ટ્ર'(સુરાષ્ટ્રના લોકો)માં તપાસ કરવાનું સૂચવાયું છે.[36]

'સુરાષ્ટ્ર'ને લગતા બે ઐતિહાસિક ઉલ્લેખોનો ખરો આરંભ તો પાણિનિના અષ્ટાધ્યાયી વ્યાકરણના 'ગણપાઠ'થી થાય છે, એ આપણે ઉપર જોયું છે. પાણિનિના કર્તૃત્વ-લેખે મનાતી 'શિક્ષા'માં અનુનાસિક સ્વરોચ્ચારણના વિષયમાં 'સૌરાષ્ટ્રિકા' નારી(શક્ય છે ત્યાંસુધી 'આહીરણી')નો નિર્દેશ નોંધપાત્ર છે.[37] ગોરસનો ધંધો કરનારી આહીર કોમ ઈ. પૂ. ૬ ઠ્ઠી સદીમાં 'સુરાષ્ટ્ર'ના પ્રદેશમાં હોવા વિશે કોઈ મતભેદ નથી, એટલે એ ઉલ્લેખ 'સુરાષ્ટ્ર' દેશને લગતો હોવા વિશે કોઈ શંકા નથી. ઈ. પૂ. ૪ થી સદીનો કૌટિલ્ય-વિષ્ણુગુપ્ત-ચાણક્યના 'અર્થશાસ્ત્ર'નો ઉલ્લેખ મહત્ત્વનો એ માટે છે કે એમાં કાંબોજ અને 'સુરાષ્ટ્ર'ના ક્ષત્રિયોની શ્રેણીઓ–સમૂહોને ખેતી અને લડાઈથી આજીવિકા ચલાવનારા કહેલ છે.[38] ગ્રંથસ્થ સાધનોમાં ભરત–નાટ્યશાસ્ત્ર 'સુરાષ્ટ્ર'નો 'અવંતિ' દેશની સાથે ઉલ્લેખ કરે છે,[39] પણ નાટ્યશાસ્ત્રનો સમય કદાચ કૌટિલ્યના સમય જેટલો જૂનો ન કહી શકાય. આ બધામાં ઇતિહાસપુષ્ટ પ્રબળ પુરાવો નાસિકની ૩ જી ગુફાના, વાસિષ્ઠીપુત્ર પુળુમાવિના પ્રાકૃત લેખનો, લગભગ ઈ. સ. ૧૪૯ નો છે, જેમાં 'અપરાંત' સાથે 'સુરઠ'નો ઉલ્લેખ થયેલો છે.[40] આ 'સુરાષ્ટ્ર'નું પ્રાકૃત રૂપ છે. કાર્દમક મહાક્ષત્રપ રુદ્રદામાના સમયનો ઈ. સ. ૧૫૦ નો જૂનાગઢ શૈલલેખનો ઉલ્લેખ તો આ પૂર્વે થઈ ચૂક્યો છે,

ત્યાંનો જ સ્કંદગુપ્તના સમયનો ઈ. સ. ૪૫૭નો એના ગિરિનગરના પાલક ચક્રપાલિતનો લેખ 'સુરાષ્ટ્ર' શબ્દનો બે વાર ઉલ્લેખ કરે છે, જ્યાં બીજો ઉલ્લેખ सुराष्ट्रावनि તરીકેનો 'સુરાષ્ટ્રની ધરા'ની વાત કરે છે.[૪૧]

પુરાણોમાં મત્સ્ય-બ્રહ્માંડ-વાયુ-વામન વગેરે 'સુરાષ્ટ્ર'નો બીજા બીજા દેશો સાથે 'અપરાંત'માં સમાવેશ કરે છે.[૪૨] વિષ્ણુપુરાણ પ્રજાઓની વાત કરતાં 'અપરાંત' અને 'સૌરાષ્ટ્ર' એમ જુદી જુદી ગણાવે છે.[૪૩] આ પછીનો ગ્રંથસ્થ ઉલ્લેખ તો વરાહમિહિરની બૃહત્સંહિતાનો કહી શકાય; એ પણ દેશવાસીઓને માટે 'સૌરાષ્ટ્ર' શબ્દનો પ્રયોગ કરે છે[૪૪] આના સમસામયિક અને ઉત્તરકાલના પણ કહી શકાય તેવા આભિલેખિક નિર્દેશ હવે ઠીક ઠીક પ્રમાણમાં મળે છે. વલભીના મૈત્રક રાજાઓની રાજધાની વલભી 'સુરાષ્ટ્ર'માં હતી, પરંતુ એમનો રાજ્યવિસ્તાર 'સુરાષ્ટ્ર' બહાર પણ મોટા વિસ્તારમાં હતો, એટલે બહારના પ્રદેશોમાંનાં પણ દાન આપ્યાં છે એનાથી જુદાં પડે એ દૃષ્ટિએ 'સુરાષ્ટ્ર'નાં ગામો કે જમીનોનાં દાન આપતાં 'સુરાષ્ટ્ર' શબ્દનો દેશવાચક નામલેખે પ્રયોગ કરવામાં આવ્યો છે. મળેલાં સાધનોમાં 'સુરાષ્ટ્ર'-(પુંલિંગ)નો નિર્દેશ ધરસેન ૨ જાના દાનશાસનથી લઈ શીલાદિત્ય ૫ માના દાનશાસન સુધીનો (ઈ. સ. ૫૮૯ થી ઈ. સ. ૭૨૨ સુધીનો) જોવા મળ્યો છે.[૪૫] આમાં એક વસ્તુ ઊડીને આંખે વળગે છે કે પુંલિંગના પ્રયોગમાં દેશવાચક નામ તરીકે બહુવચને પ્રયોગ થયો હોય છે, સોલંકી-કાલમાં सुराष्ट्रमंडले જેવા પ્રયોગમાં જ એ એકવચને પ્રયોજાયેલ છે.[૪૬] નોંધપાત્ર એ છે કે ધરસેન ૨ જાના દાનશાસન(ઈ. સ. ૫૮૯)માં પુંલિંગે પ્રયોગ શરૂ થયો[૪૭] તે પૂર્વે ધ્રુવસેન ૧ લાના દાનશાસન(ઈ. સ. ૫૨૯)માં સ્ત્રીલિંગે એકવચનમાં सुराष्ट्रा શબ્દ મળે છે.[૪૮] પછી ધરસેન ૩ જાના ઈ. સ ૬૨૩ ના ભાવનગર દાનશાસનમાં सुराष्ट्राविषयमां પણ સ્ત્રીલિંગે મળે છે.[૪૯] એ પછી અનુમૈત્રક કાલમાં, ખાસ કરીને પશ્ચિમ સૌરાષ્ટ્રના સૈંધવોનાં ભૂતાંબિલિકા-(બરડા પર્વતની ઘૂમલી)માંથી આપેલાં દાનશાસનોમાં એ રાજાઓએ પોતાને अपरसुराष्ट्रामंडलना શાસક કહ્યા છે.[૫૦] આમ છતાં રાજશેખર કાવ્યમીમાંસામાં પુંલિંગે જ પ્રયુક્ત કરે છે.[૫૧] પછી તો છેક સોલંકી કાલમાં સ્ત્રીલિંગે વ્યાપક પ્રયોગ અનુભવાય છે. સિદ્ધરાજ જયસિંહના ઈ. સં. ૧૨૦૯-૧૦ ના દાહોદ અભિલેખમાં सुराष्ट्रामालवेश्वरौमां એ સ્પષ્ટ છે.[૫૨] કુમારપાલના સમયના માંગરોળ-સોરઠમાં સચવાયેલા ઈ. સ. ૧૧૪૬ ના અભિલેખમાં સુલૂક ગૂહિલને सुराष्ट्रानायक કહ્યો છે.[૫૩] વાઘેલાઓના સમયમાં પણ સ્ત્રીલિંગે પ્રયોગ જાણવામાં આવ્યો છે;

જેવા કે વાઘેલા અર્જુનદેવના સમયના પશ્ચિમ સૌરાષ્ટ્રના કાંટેલા ગામના શિવાલયના ઈ. સ. ૧૨૬૪ના અભિલેખમાં सुराष्ट्राधिकृत સમાસમાં છે[૫૪] તે सुराष्ट्रा છે, કારણ કે ઈ. સ. ૧૨૭૪ના એના જ સમયના ગિરનારના લેખમાં सुराष्ट्रा જ છે.[૫૫] માંગરોળ-સોરઠની જુમામસ્જિદના કર્ણ વાઘેલાના સમયના, ઈ. સ. ૧૩૦૦થી બે ત્રણ વર્ષ પૂર્વેના અભિલેખમાં श्रीसुराष्ट्रामण्डले માં પણ સ્ત્રીલિંગે છે.[૫૬] જૈન પ્રબંધોમાં તો બેઉ લિંગે પ્રયોગ વિપુલ પ્રમાણમાં મળે છે. એમ લાગે છે કે દેશવાચક સંજ્ઞા 'સુરાષ્ટ્ર' કે 'સુરાષ્ટ્રા' હતી અને પ્રજાવાચક સંજ્ઞા 'સૌરાષ્ટ્ર' હતી. પછીથી લહિયાઓને હાથે 'સૌરાષ્ટ્ર' રૂપ, બંને અર્થ માટે, સ્વીકૃત થતું ચાલ્યું હોય.

ધ્યાન ખેંચે છે તે દેશવાચક નામ તરીકે પ્રયોજાયેલો सौराष्ट्र શબ્દ. કનોજના મહેંદ્રપાલના મહાસામંત અવનિવર્મા ૨ જાના ઈ. સ. ૯૦૦ના દાનશાસનમાં शौ(सौ)राष्ट्रमण्डलान्तःपाति એવો પ્રયોગ મળે છે.[૫૭] આ પૂર્વે ગુજરાત બહાર રચાયેલા દંડીના દશકુમારચરિતની અનુકાલીન પ્રતોમાં सौराष्ट्र બહુવચને દેશવાચક છે, વલભીનગરીના સંદર્ભમાં. કુમારપાલના સમયના માંગરોળ-સોરઠના મૂલુક ગૂહિલના ઈ. સ. ૧૧૪૬ના અભિલેખમાં सुराष्ट्रानायक સાથોસાથ થોડે જ આગળ જઈ सौराष्ट्ररक्षाक्षम શબ્દ પણ પ્રયોજાયેલ છે, જે વૈકલ્પિક પ્રયોગનો ખ્યાલ આપે છે.[૫૮] ભીમદેવ ૨ જાના ઈ. સ. ૧૨૧૯ના દાનશાસનમાં જામનગર જિલ્લાના ખંભાળિયા નજીકના ભરાણા ગામનો, એ ગામને भद्राणकपञ्चपिका કહેતો, લેખ એ ગામને सौराष्ट्रदेशे હોવાનું કહે છે.[૫૯] એનું અસલ રૂપ સં. सुराष्ट्र જૂના સમયમાં હતું અને પ્રાકૃત રૂપ પણ सुरठ હતું એ આ પૂર્વે બતાવાયું છે. લગભગ ઈ. સ. ૧૫૫ના વાસિષ્ઠીપુત્ર પુળુમાવિના પ્રાકૃત અભિલેખમાં सुरठ રૂપ પ્રયોજાયું છે[૬૦] તે આ વાતને જ ટેકો આપે છે. હરિપ્રસાદ શાસ્ત્રીએ ધ્યાન દોર્યું છે કે અનુમૈત્રક કાલમાં सौराष्ट्र રૂપ વ્યાપક થતું જતું હતું,[૬૧] ને ઉપલબ્ધ પ્રમાણો પરથી દર્શાવ્યું છે કે ત્યારે 'સુરાષ્ટ્ર'ની જેમ 'સુરાષ્ટ્રા' શબ્દ પણ સૌરાષ્ટ્રના સમસ્ત દ્વીપકલ્પ માટે વપરાતો હતો. એમણે એક સંભાવના ત્યાં વિચારી છે કે કદાચ એના એક વિભાગ માટે એ રૂપ વપરાતું હોય, જેના ઉપરથી 'સોરઠ' શબ્દ ઊતરી આવ્યો. ભીમદેવ ૨ જાના સમયમાં તો હજી આ પરિસ્થિતિ નથી દેખાતી, કારણ કે ઉત્તર સૌરાષ્ટ્રના સ્થળને सौराष्ट्रदेशे કહ્યું છે એ ઉપર આપણે જોયું છે. એ ખરું છે કે ખૂબ જ મોડેથી, જૂનાગઢ ઉપર બાબી વંશનું શાસન પ્રવર્ત્યું ત્યારે, સૌરાષ્ટ્રનો સૂબો જૂનાગઢના વિસ્તારમાં-દક્ષિણ સૌરાષ્ટ્રમાં મર્યાદિત બન્યો, અને એ વિભાગ 'સોરઠ' તરીકે વ્યાપક થયો. બાકી

લોકસાહિત્યમાં 'સોરઠિયાના દુહા' એ માત્ર દક્ષિણ સૌરાષ્ટ્રનો નહિ, સમગ્ર સૌરાષ્ટ્રનો ખ્યાલ આપે છે. અને આ એ વિભાગ કે જેની પૂર્વ સીમા ધોળકા સુધી, ઈશાન સીમા વીરમગામને આવરી લઈ માંડલ-રાધનપુર વગેરેને સીમા ઉપર રાખતી બનાસકાંઠાની દક્ષિણ સીમાને સ્પર્શ કરતી, ઉત્તરે કચ્છનો અખાત, અગ્નિકોણે ખંભાતનો અખાત અને પશ્ચિમ તેમજ દક્ષિણે અરબી સમુદ્ર સુધી હતી અને છે. ખુદ 'સુરાષ્ટ્ર'ની સીમા આજના 'સોરઠ'માં સીમિત હતી એવું હરિવંશના નિર્દેશથી બતાવવાનો ડોલરરાય માંકડે એમના એક લેખમાં પ્રયત્ન કર્યો છે, જેમાં એમણે એને 'આનર્ત'ના એક ભાગ તરીકે બતાવ્યો છે.[૬૨] એક તો એ કે એમણે પ્રમાણ તરીકે સ્વીકારેલો 'હરિવંશ'નો ભાગ મોડેનો પ્રક્ષેપ છે અને બીજું એ કે 'સુરાષ્ટ્ર' પ્રદેશમાં જ દ્વારવતી અને એ જ 'આનર્તનગરી'; એટલે, આ પૂર્વે બતાવ્યું છે તે પ્રમાણે, 'સુરાષ્ટ્ર' એ 'આનર્ત'નો એક ભાગ ખરો, પણ સાંકડો નહિ. બેશક, આનો આત્યંતિક નિર્ણય તો કુશસ્થલી –દ્વારવતીનો સ્થળનિશ્ચય થયા પછી જ મળી શકે.

જૈન સાહિત્યમાં 'સુરાષ્ટ્ર' વિશે માહિતી મળે છે. અનુયોગદ્વારસૂત્ર ક્ષેત્રો વિશે કહેતાં મગધ, માલવ, મહારાષ્ટ્ર અને કોંકણની સાથે सुरट्ठ ને પણ ગણાવે છે.[૬૩] નિશીથચૂર્ણિમાં सुरट्ठा ને છંનુ મંડળોમાં વિભક્ત હોવાનું કહ્યું છે.[૬૪] ક્ષેત્રોની વાત કરતાં સૂત્રકૃતાંગની ચૂર્ણિ મગધ અને सुरट्ठ ને પણ કેંદ્રક્ષેત્ર તરીકે ગણાવે છે.[૬૫] નિશીથચૂર્ણિમાં જણાવ્યા પ્રમાણે અશોક મૌર્યનો પૌત્ર સંપ્રતિ ઉજ્જયિનીમાં રહીને દાક્ષિણાપથ, सुरट्ठ, આંધ્ર, દ્રાવિડ આદિ દેશો ઉપર રાજ્ય કરતો હતો. સંઘદાસગણિ વસુદેવહિંડીમાં सुरट्ठ ની વેપારી જાહોજલાલી બતાવી सुरट्ठ અને ઉજ્જયિની વચ્ચેનો વ્યવહાર તેમજ सुरट्ठ માં બૌદ્ધોના વસ્તી હોવા ઉપર સારો પ્રકાશ પાડે છે.[૬૬] જ્ઞાતાધર્મકથામાં તો દ્વારવતી અને सुरट्ठ જનપદનો સંબંધ સ્પષ્ટ છે, જ્યાં કૃષ્ણ વાસુદેવ, સમુદ્રવિજય વગેરે દસારો (दशार्ण) સાથે દ્વારવતીના મધ્યભાગમાં થઈને सुरट्ठ જનપદના મધ્ય પ્રદેશમાં ગયાનું અને ત્યાં સરહદ ઉપર આવી પંચાલ દેશના કાંપિલ્ય નગર તરફ જવા તૈયાર થયાનું કહ્યું છે.[૬૭]

સુરાષ્ટ્ર દેશની સંજ્ઞાનો વિદેશી મુસાફરોએ પણ ઉપયોગ કર્યો છે. ગ્રીકો અને રોમનોએ Saurastrene,[૬૮] તોલેમીએ Syrastrene,[૬૯] સ્ત્રેબોએ Saraostos,[૭૦] ચીનાઈ સાહિત્યમાં सु-ल-च,[૭૧] મોડેથી મુસ્લિમ તવારીખકારોએ सोरठ રૂપ[૭૨] પોતાની અનુકૂળતા અને ઉચ્ચારણને અનુસરી લખેલ છે. તોલેમી Syrastrene માં Syrastra નામનું સ્થળ ગણાવે છે તે 'આનર્તપુર'ની

જેમ 'સુરાષ્ટ્રપુર' (પ્રાયઃ 'ગિરિનગર') હોવા સંભવ છે.[૭૩] અને પાલિમાં લખાયેલા અપાદાન ગ્રંથનું सुलथिक રૂપ પણ અહીં ધ્યાનમાં લેવું જોઈએ.[૭૪]

'સુરાષ્ટ્ર' કે 'સુરાષ્ટ્રા' સંજ્ઞાના મૂળના વિષયમાં વિચારતાં પહેલી નજરે લાગે કે सु + राष्ट्र એવું એ રૂપ હશે; અને બોમ્બે ગૅઝેટિયર એના મૂળમાં सु નામની પ્રાચીન પ્રજા હોવાનું કહે છે.[૭૫] એ સાથે વેદકાલથી જાણવામાં આવેલા દેશવાચક राष्ट्र શબ્દથી તદ્દન સ્વતંત્ર એવી रट्ठ પ્રાકૃત સંજ્ઞા કોઈ જાતિની વાચક હોવાનું પણ અસંભવિત નથી, તેથી સંભવિત છે કે सु અને रट्ठ એવી બે પ્રજાનો દેશ તે 'सुरट्ठ', અને એનું સંસ્કૃતીકરણ सुराष्ट्र, એવો અભિપ્રાય આપી શકાય. અહીં પ્રસંગવશાત્ सुराष्ट्र-सुरट्ठ શબ્દનો માર્કંડેયપુરાણમાંની દુર્ગાસપ્તશતીમાં આવતા सुरथ એવા રાજ-નામ સાથેનો સંબંધ વિચારણીય લાગે છે એ રાજાને કૌલોએ હરાવી હાંકી કાઢ્યો હતો. રાજા સૌવીરના પ્રદેશમાં ગયો અને દુર્ગાની ઉપાસનાના બળે વસિષ્ઠ ઋષિના આશીર્વાદથી એના વણિક અમાત્ય સમાધિ સાથે પોતાના દેશ ઉપર ચડી આવ્યો અને એણે કૌલોને હાંકી કાઢ્યા.[૭૬] 'સૌવીર'ના સાહચર્યે આ 'સુરાષ્ટ્ર'ની ભૂમિનો કોઈ આદ્ય-ઐતિહાસિક બનાવ સૂચિત હોય તો એ રાજાની सुरथ સંજ્ઞા 'નૈષધ' 'વિરાટ' વગેરેની જેમ પોતાના દેશ ઉપરથી ત્યાંની વ્યકિતને લાગુ પડેલી હોય, જેનું અસલ નામ ભુલાઈ ગયું હોય. પરંતુ આનાથી મૂળમાં सु અને रट्ठ પ્રજાના સંબંધે દેશનામ થયાને કોઈ બાધ ઉત્પન્ન થતો નથી. रट्ठ પ્રજા સંભવતઃ राष्ट्रकूट એવા સંસ્કૃતીકરણ પામેલી સંજ્ઞાના મૂળમાં અછતી રહેતી નથી. सु અને रट्ठ પ્રજાની સાથે સંબંધ સંભવિત હોય તેવી પ્રજા જાણવામાં આવી છે. પ્લિનીએ એક सुआरि પ્રજા ભારતવર્ષની હોવાનું કહ્યું છે. કનિંગહમ એના મૉનેદીસના સાહચર્યે મુંડા કહી એવી सुअर જાતિ કહે છે.[૭૭] તો અશોકની ધર્મલિપિમાં रठिक જાતિનો નિર્દેશ મળી આવે છે.[૭૮] અશોકના જૂનાગઢ શૈલ-લેખના પાઠમાં रिस्टिक એવી જોડણી છે[૭૯] તે આ જ શબ્દનું પ્રાદેશિક રૂપ છે. આ બેઉ પ્રજા ભારતવર્ષની આદિમ જાતિઓ સંભવે છે. આદ્ય-ઐતિહાસિક કાલમાં કૌલોની આ બેઉ પેટાજાતિઓનો નિવાસ સૌરાષ્ટ્રની તળ-ભૂમિમાં કોઈ એક સમયે હોય અને એ રીતે બંનેના જોડિયા નામે દેશવાચક સંજ્ઞા બની હોય, જેનું સંસ્કૃતીકરણ सुराष्ट्र બન્યું સંભવે. બાકી આરંભિક-ઐતિહાસિક કાલમાં સુરાષ્ટ્રની ગણતરી, જ્યાં જઈ પ્રાયશ્ચિત્ત લેવું પડે તેવા દેશોમાં હતી,[૮૦] એટલે આર્યોની દૃષ્ટિએ એ 'સુંદર રાષ્ટ્ર' નહિ હોય.

લિંગની દૃષ્ટિએ सुराष्ट्रा સ્ત્રીલિંગે કેમ ? એનો એક ઉત્તર એ હોઈ શકે કે એ મૂળમાં 'ભૂમિ'ના વિશેષણરૂપે હોય અને પછી દેશવાચક બન્યો હોય. બીજો ઉત્તર–પશ્ચિમ મારવાડમાં ગુર્જર જાતિ આવી વસી હતી ત્યારે અરબ લોકોએ ગુર્જ઼ એ જાતિવાચક શબ્દને સ્ત્રીલિંગે બહુવચન બનાવતો आत પ્રત્યય લગાડી गुर्ज़ात (=ગુર્જરોનો સમૂહ) સંજ્ઞા[૮૧] પ્રયોજી, એનું પ્રાકૃતીકરણ થતાં गुज्जरत्ता[૮૨] અને પછી સંસ્કૃત गुर्जरत्रा[૮૩] સ્ત્રીલિંગે પ્રચલિત બન્યું, એના સાદૃશ્યે सुराष्ट्रा પણ પ્રચલિત બન્યું. सुराष्ट्रा સ્ત્રીલિંગે પ્રયોગ જાણવામાં આવ્યો છે તે પ્રાપ્ય સામગ્રી પ્રમાણે ઈ. સ. ૫૨૯ જેટલો ધ્રુવસેન ૧ લાના દાનશાસનનો સમય છે, જે સમયે પશ્ચિમ મારવાડમાં ગુર્જર જાતિ સારી રીતે પ્રસરી ચૂકી હતી. આ બંને સૂચન માત્ર સંભાવના તરીકે રજૂ કરી શકાય.

**આભીર** : રામાયણના કિષ્કિંધાકાંડમાં રામ અને સુગ્રીવ તરફથી સીતાની ભાળ માટે વાનરવીરોને જુદા જુદા પ્રદેશોમાં મોકલવામાં આવે છે ત્યાં 'સૌરાષ્ટ્ર'ની નજીક હોય તે રીતે 'શૂરાભીર' અને 'વાલ્હીક' પ્રાન્ત સૂચવાઈ છે.[૮૪] મહાભારતના ભીષ્મપર્વમાં 'વાહીક' (પાઠાં. બાલ્હીક) અને 'વાટધાન' પછી 'આભીર' દેશ ઉલ્લિખિત થયો છે.[૮૫] આગળ જતાં 'શૂદ્રાભીર'નું પણ સૂચન કરવામાં આવ્યું છે.[૮૬] પાઠભેદે 'શૂરાભીર' જ 'શૂદ્રાભીર' હોય તો એ અસંભવિત નથી, એટલે રામાયણનો 'શૂરાભીર' દેશ અને ભીષ્મપર્વનો 'શૂદ્રાભીર' દેશ 'સુરાષ્ટ્ર'ની નિકટનો દેશ છે એમ કહી શકાય. ભાગવતનો ઉલ્લેખ, પ્રમાણમાં ભલે મોડાનો હોય, પણ ઇંદ્રપ્રસ્થથી કૃષ્ણ દ્વારકા તરફ જાય છે ત્યારે મરુ–ધન્વાને વટાવી સૌવીર અને આભીર પછીના આનર્ત દેશમાં આવી પહોંચે છે. અહીં ભાગવતને કૃષ્ણ દ્વારકાના પ્રદેશની નિકટમાં આવી પહોંચ્યા એમ કહેવું છે.[૮૭] સભાપર્વમાં સિંધુના કાંઠાના ગ્રામીણ લોકોનો અને સરસ્વતીનો આશ્રય કરીને રહેલા શૂદ્રાભીરોનો સાથેલગો નિર્દેશ છે,[૮૮] એના બળે વેદકાલીન સરસ્વતી હાલના કચ્છ-વાગડ અને પૂર્વોત્તર આનર્ત વચ્ચે અત્યારના કચ્છના મોટા રણની પૂર્વ સીમાએ થઈ નાના રણના માર્ગે પસાર થતી હતી તેના કાંઠાના શૂદ્રાભીરો કે શૂરાભીરો સરળતાથી કહી શકાય. વાસુદેવ વિષ્ણુ મિરાશીએ આ પ્રમાણોને આધારે સરસ્વતીના કાંઠા ઉપર રહેનારા માછીમારો અને પહાડખેડુઓ તરીકે એ આભીરોને જીવન ગુજારતા કહ્યા છે, અને દિશા ભારતવર્ષની વાયવ્ય તરફની કહી છે.[૮૯] એમણે શલ્યપર્વનો હવાલો આપી ત્યાં રહેતા શૂદ્રો અને આભીરો તરફના ધિક્કારને કારણે સરસ્વતી વિનશન તીર્થ પાસે લુપ્ત થઈ ગયાનું પણ નોંધ્યું છે. મૌસલપર્વનો હવાલો આપી એમણે પંચનદના પ્રદેશમાં

દ્વારકાથી યાદવ સ્ત્રીઓને, યાદવાસ્થળી પછી, લઈ ઇંદ્રપ્રસ્થ તરફ જતાં અર્જુનને આભીરોએ આંતર્યો હોવાનું કહ્યું છે તે પંચનદ પ્રદેશને સતલજ અને યમુના વચ્ચેનો પૂર્વ પંજાબનો પ્રદેશ કહી ત્યાં પણ આભીર વસાહત હોવાનું કહ્યું છે. મૌસલપર્વમાં, યાદવાસ્થળીને અંતે, યાદવ સ્ત્રીઓને સાથે લઈ અર્જુન ઇંદ્રપ્રસ્થ તરફ રવાના થયો ત્યારે પંચનદના પ્રદેશમાં આભીરોએ પોતાને લૂંટ્યો હોવાનું વ્યાસજીને કહી સંભળાવે છે.[૯૦] આ પૂર્વેના અધ્યાયમાં, અર્જુન દ્વારકાના વિનાશ પછી રમ્ય વનો, પર્વતો અને નદીઓને કાંઠે કાંઠે નિવાસ કરતો યાદવ સ્ત્રીઓને સાથે લઈ આવ્યો અને અતિસમૃદ્ધિવાળા 'પંચનદ' દેશમાં આવી પહોંચ્યો, જ્યાં આભીર દસ્યુઓએ એના પર હુમલો કરી, યુદ્ધ આપી અનેક યાદવ સ્ત્રીઓનું હરણ કર્યું, એમ કહેવામાં આવ્યું છે.[૯૧] મિરાશીની જેમ બીજા ઘણા વિદ્વાન પંજાબને જ 'પંચનદ'નો પ્રદેશ કહે છે. આનર્તથી ઇંદ્રપ્રસ્થ જતાં પંજાબના પ્રદેશમાં શા માટે જવું પડે એનો સામાન્ય રીતે કોઈએ ખાસ વિચાર કર્યો લાગતો નથી. આ દિશામાં શ્રીપાદ કૃ઼ષ્ણ બેલવલકરે ધ્યાન દોર્યું છે કે અર્જુનને રાજધાની તરફ ઝડપથી પહોંચવાનું હોઈ ઉદ્યોગપર્વમાં જણાવ્યા પ્રમાણેના 'પંચનદ'=પંજાબ[૯૨] સુધી જવાની કોઈ શક્યતા નથી, અને તેથી સરસ્વતી, દૃષદ્વતી, અરુણા, બિયાસ (? પર્ણાશા=બનાસ) અને શક્ય રીતે લૂણી અથવા કોઈ અજ્ઞાત પાંચમી–એ પાંચે નદી એક સમયે કચ્છના રણમાં પડતી હતી,–આ 'પંચનદ' હોવાની શક્યતા છે.[૯૩] અને દ્વારકાથી સોતાહથીયે કાંઈક ઓછા સમયમાં પહોંચી શકાય તેવો આ પ્રદેશ હતો. આ નદીઓના પ્રદેશમાં આભીરોની વસ્તી એ સમયે હોવાનું સમજાય છે અને આજે પણ નાના રણની પશ્ચિમનો કચ્છ–વાગડનો પ્રદેશ એની આભીરોની વસ્તીથી જાણીતો છે. કચ્છ–વાગડ સહિતનો બનાસકાંઠાનો ઉત્તરે લૂણી વગેરેને સમાવી લેતો પ્રદેશ 'આભીર' 'શૂરાભીર' કે 'શૂદ્રાભીર' હોવામાં કોઈ અસંભવ નથી લાગતો. મૌસલપર્વવાળો 'પંચનદ' આ આભીર પ્રદેશમાં જ સમાઈ જાય એમ છે. સ્કંદપુરાણના દ્વારકા-માહાત્મ્યમાં દ્વારકા પાસે પંચનદ તીર્થ કહ્યું છે[૯૪] (જે મંદિર નજીકના કોટના પૂર્વ દરવાજાની બહાર ગોમતીના ઘાટમાં દક્ષિણે નદીના પટમાં નાના મંદિરસમૂહનું બની રહેલું છે) તે તો પાછળથી તીર્થ તરીકે માની લીધેલું સ્થાન છે; એ કાંઈ 'પંચનદ' પ્રદેશ કહી શકાય તેવું નથી. ત્યાં નદીઓ કહી છે તે ગોમતી, લક્ષ્મણા, કુશાવતી, ચંદ્રભાગા અને જાંબવતી છે. આમાંની ગોમતીનું મથાળ કાંઈ ઊંડે દૂર નથી; ઉગમણેથી પુરાયેલી ખાડી જેવા ભાગમાંથી સાંકડી નેળમાં આવી એ સમુદ્રમાં પડે છે, તો ચંદ્રભાગાનો વહેળો પણ એકાદ કિલોમીટરથી દક્ષિણ તરફથી ગોમતીમાં પડે છે. બાકીની ત્રણ નદીઓનાં દર્શન આજે

દુર્લભ છે. સભાપર્વ સરસ્વતી ઉપરના 'શૂદ્રાભીર'ની સાથે એક 'સમગ્ર પંચનદ'નો ઉલ્લેખ કરે છે;[૯૫] તો આરણ્યકપર્વમાં લાગલાગટ બે સ્થળે તીર્થ તરીકે ઉલ્લેખ થયો છે,[૯૬] પણ એનો ત્યાં સ્થાનનિર્ણય થઈ શકે એમ નથી.

વાયુપુરાણમાં ચૈષીક દેશ સહિતના 'અભીર' દેશનો નિર્દેશ છે[૯૭] તે હકીકતે 'આભીર' જ છે. આ આભીર પ્રદેશ બૃહત્સંહિતા પ્રમાણે કોંકણ આદિ સાથે દક્ષિણ બાજુ ગણાવ્યો છે.[૯૮] અર્વાચીન સંશોધકો નર્મદાની દક્ષિણના પ્રદેશને માટે મત ધરાવે છે.[૯૯] 'પેરિપ્લસ'માં સિથિયા( કાશ્મીર, પંજાબ, સિંધ વગેરે પ્રદેશ)ની પાંખમાં અને અંતરાળમાં આવેલા ભાગને 'આબિરિયા' (આભીર) કહ્યો છે, જેના કાંઠાને 'સિરાષ્ટ્રીન' ( સુરાષ્ટ્ર ) નામથી ઓળખાતો કહ્યો છે.[૧૦૦] 'પેરિપ્લસ'ના લેખકનો આશય આભીરોનો જેટલામાં પથરાટ હતો—સુરાષ્ટ્રની તળભૂમિ સહિતમાં—તેને 'આબિરિયા' કહેવાનો સમજાય છે, જેના કાંઠાના ભાગને 'સુરાષ્ટ્રીન' કહેવા ચાહે છે. સિંધને અડકીને કહેલો હોઈ એમાં કચ્છ અને સુરાષ્ટ્ર બંનેનો સમાવેશ થઈ જતો કહી શકાય. મિરાશી તાલેમીનો હવાલો આપી 'આબિરિયા'ને સિંધુ નદીના ઉપરના ભાગમાં આવેલો 'પત્તલીની' (પાતાલ–થરપારકરનો જૂનો 'સૌવીર' પ્રદેશ) હોવાનું કહે છે.[૧૦૧] બૃહત્સંહિતાની ટીકામાં પરાશરનું વાક્ય છે તેના આધારે ત્યાં મિરાશીએ 'શૂદ્રાભીર'ને સૌરાષ્ટ્રની સાથે કહ્યો છે. એમણે ત્યાં વિષ્ણુપુરાણનો હવાલો આપી શૂદ્રો અને આભીરો સૌરાષ્ટ્ર, અવંતિ ( પશ્ચિમ માલવ ), શૂર ( મથુરા ), અર્બુદ ( આડાવલી ) અને મરુભૂમિ( મારવાડ )માં રહેતા હોવાનું નોંધ્યું છે.[૧૦૨] મિરાશીએ 'પંચનદ'ના ભરોસે પંજાબના ભાગને પણ 'આભીર' કહેવાનું માન્યું છે, એ 'પંચનદ' કચ્છ–ગુજરાતની સરહદનો ભાગ હોઈ, સંદિગ્ધ લાગે છે. આભીરોનાં સ્થળાંતરોને કારણે તેમજ પથરાટને કારણે ભિન્ન ભિન્ન પ્રદેશને ભિન્ન ભિન્ન સમયે 'આભીર' નામ મળ્યું હોય તો એ પણ અસંભવિત નથી, પરંતુ મહાભારતના ઈ. પૂ. ૨ જી સદી સુધીના સંસ્કરણમાં તો અભીષ્ટ 'આભીર' દેશ સરસ્વતી નદીના પ્રાચીન પ્રવાહમાર્ગ( લુપ્ત થયેલા )ના વિસ્તારમાંનો બંધ બેસે છે. ફ્લિયટે તાપીથી દેવગઢ સુધીના પશ્ચિમ કાંઠાને 'આભીર' કહ્યો છે,[૧૦૩] વળી ઉમાશંકર જોશીએ તારાતંત્રનો હવાલો આપીને તાપીની દક્ષિણથી કોંકણ સુધીના પ્રદેશને 'આભીર' સૂચવ્યો છે,[૧૦૪] અને ભોગીલાલ જ. સાંડેસરા આચારાંગ–ચૂર્ણિનો ઉલ્લેખ કરી વજ્ર આર્ય અને સમિત આર્ય કૃષ્ણા અને વેણા નદીઓના સંગમ-સ્થાને ગયાનું બતાવી એ આભીર દેશમાં કહે છે,[૧૦૫] આ બધાંની પાછળ આભીરોનાં સ્થળાંતર જ નિયામક લાગે છે.

**અનૂપ :** આનર્ત અને સુરાષ્ટ્રની સાથે સંબંધ ધરાવતો એક પ્રદેશ 'અનૂપ' છે. એનો સૂચક ઉલ્લેખ મહાભારતના આદિપર્વમાં આવે છે, જ્યાં દક્ષિણ દિશામાં સાગર નજીક એ દેશ આવેલો સૂચવાયો છે; ત્યાં રમણીય પાંચ તીર્થ હોવાનું પણ કહ્યું છે.[૧૦૬] સભાપર્વમાં અર્જુન દિગ્વિજય માટે નીકળ્યો છે ત્યારે કિરાતો, ચીનાઓ અને સાગરાનૂપવાસી યોદ્ધાઓને લઈ ને પ્રાગ્જ્યોતિષપુર ઉપર ચડી ગયાનું નિર્દેશાયું છે.[૧૦૭] પાણિનિના ગણપાઠમાં 'અનૂપ'નો ઉલ્લેખ કચ્છ, દ્વીપ વગેરે દેશનામો સાથે થયેલો છે[૧૦૮] એનાથી એનું જેમ ચોક્કસ સ્થાન નથી પકડાતું તેમ મહાભારતના ઉપરના બે નિર્દેશોથી પણ નથી પકડાતું. એનો નિશ્ચય કરવામાં સરળતા આરણ્યકપર્વના નિર્દેશથી થાય છે, જ્યાં 'અનૂપ' દેશનો પતિ કાર્તવીર્ય જમદગ્નિના આશ્રમમાં પહોંચ્યાનું મળે છે.[૧૦૯] હરિવંશની અધિકૃત વાચના( ભાં. ઓ. રિ. ઇન્સ્ટિટયૂટ, પૂના )થી જરા જુદા પડીને એના પ્રક્ષિપ્ત ભાગમાં હૈહયના પુત્ર ધર્મનેત્રના પુત્રને કાર્ત કહી, કાર્તના પુત્ર સાહંજના પુત્ર મહિષ્માને માહિષ્મતી નગરી વસાવ્યાનું લખ્યું છે.[૧૧૦] ત્યાં મહિષ્માનનો ભદ્રશ્રેણ્ય, એનો કર્દમ, એનો કનક, એનો કૃતવીર્ય અને એનો કાર્તવીર્ય અર્જુન (સહસ્રાર્જુન) થયાનું કહ્યું છે. કાર્તવીર્ય અર્જુન આ રીતે માહિષ્મતીનો શાસક હતો, જેને આરણ્યકપર્વના નિર્દેશથી ટેકો મળે છે. એનું શાસન સમુદ્ર સુધી લંબાયેલું હતું.[૧૧૦અ] સભાપર્વના નિર્દેશ પ્રમાણે સહદેવના દિગ્વિજયમાં એ કુંતિભોજનો પરાજય કરી દક્ષિણ તરફ જતાં નર્મદા નદી તરફ આવ્યો; ત્યાં માર્ગમાં અવંતિના વિંદ અને અનુવિંદને હરાવી, ત્યાંથી રત્નો મેળવી માહિષ્મતી નગરી તરફ ગયો, જ્યાં નીલ રાજા સાથે એને યુદ્ધ થયું. ત્યાંથી એ વધુ દક્ષિણ દિશા તરફ વળ્યો.[૧૧૧] આનાથી અનૂપ–માહિષ્મતી–નર્મદાની નિકટતા યા આંતરિકતા સમજી શકાય છે. હરિવંશના પ્રક્ષિપ્ત વિભાગમાં આ વિશે થોડી ગૂંચવણ ઊભી થાય છે. ત્યાં કુશસ્થલીને સાગરના 'અનૂપ'( ભીના જલપ્રદેશ )થી વિપુલ કહી છે, જે યોગમથી સાગરના મધ્યમાં હતી.[૧૧૨] આ પૂર્વે મધુ દાનવના જમાઈ ઇક્ષ્વાકુવંશીય હર્યશ્વને મધુએ 'સમુદ્રાનૂપભૂષિત' રાષ્ટ્ર બક્ષિસ આપ્યાનું સૂચવાયું છે; એ રાષ્ટ્રમાંના ગિરિપ્રદેશમાં દુર્ગમ 'ગિરિપુર' વસાવ્યું હતું; એ ગિરિપુરમાં વસતાં સુરાષ્ટ્ર દેશની ત્યાં આબાદી થયાનું કહ્યું છે, જ્યાં નજીકમાં જ સમુદ્રકાંઠે અનૂપ દેશ અને વિસ્તારવાળું આનર્ત રાષ્ટ્ર પણ હતું; હર્યશ્વે ત્યાં ઉત્તમ ગિરિ ઉપર નગર વસાવ્યું હતું; આનર્ત સહિતનું એ સુરાષ્ટ્ર રાષ્ટ્ર થોડા જ સમયમાં સમૃદ્ધ થઈ ગયું; 'અનૂપ' દેશમાં રહેલા એ હર્યશ્વે એ સમૃદ્ધ રાષ્ટ્ર ઉપર રાજ્ય કર્યું.[૧૧૩] આમાં આનર્ત

મોટો દેશ હોય અને એમાં એક 'અનૂપ' સહિતના સુરાષ્ટ્રનો સમાવેશ થતો હોય. આમ 'અનૂપ' મહાભારત પ્રમાણે માહિષ્મતી અને નર્મદાને પોતામાં સમાવતો સમૃદ્ધ જલપૂર્ણ પ્રદેશ અને હરિવંશના પ્રક્ષિપ્ત ભાગ પ્રમાણે આનર્ત-સુરાષ્ટ્રની અંદરનો પ્રદેશ એવું જોવા મળે છે. બ્રહ્માંડ, વાયુ અને મત્સ્ય પુરાણો 'નિષધ' (સંભવતઃ 'નિષાદ') પ્રદેશ પછી 'અનૂપ'ને ગણાવે છે[૧૧૪] એનાથી કાંઈ સ્પષ્ટ થતું નથી; સ્કંદપુરાણના ઉલ્લેખ પ્રમાણે 'દક્ષિણ'ની સાથોસાથ 'સાગર'નો પણ નિર્દેશ હોઈ[૧૧૫] નર્મદાનો પૂર્વ પ્રદેશ જ સમજાય છે. કાલિદાસે રઘુવંશમાં તો કાર્તવીર્યના વંશજને 'અનૂપરાજ' કહ્યો છે અને એની રાજધાની રેવાતટે 'માહિષ્મતી' કહી છે.[૧૧૬] રુદ્રદામાના જૂનાગઢ શૈલલેખમાં અવંતિ પછી 'અનૂપ', પછી 'નીવૃત્' (નિમાડ), એ પછી આનર્ત, ત્યારબાદ સુરાષ્ટ્ર, શ્વભ્ર, મરુ, કચ્છ, સિંધુ, સૌવીર, કુકુર, અપરાંત, નિષાદ એવો ક્રમ છે,[૧૧૭] એટલે નર્મદાના નિકટના પ્રદેશની સંપૂર્ણ શકયતા છે. હરિવંશના પ્રક્ષિપ્ત ભાગમાં નિર્દિષ્ટ 'સાગરાનૂપ' કે 'અનૂપ' તેથી કોઈ વિશેષ સંજ્ઞા નહિ, પણ 'પાણીની બહોળપવાળો પ્રદેશ' એવી સામાન્ય સંજ્ઞા જ લાગે છે. ત્યાં 'ગિરિપુર'નું સાહચર્ય જોતાં એની શકયતા આજના જૂનાગઢ જિલ્લા-('સોરઠ' સંકુચિત અર્થમાં)ના ભાદર અને ઓઝત નદીઓના દોઆબનો 'ઘેડ' (સં. ઘૃતઘટ–ઘીની જ્યાં રેલમછેલ વરતાતી હોય તેવો) પ્રદેશ સમજાય છે. માહિષ્મતી રાજધાનીનું સાહચર્ય હોઈ ભારુકચ્છ પ્રદેશની પૂર્વમાં નર્મદા ખીણનો આજના મધ્યપ્રદેશમાં એ વખતે ઊંડે સુધી પથરાયેલો સમૃદ્ધ પ્રદેશ 'અનૂપ'થી કહેવાયેલો છે, એ મહાભારત વગેરેના ઉલ્લેખો અને એનો વિંધ્યપૃષ્ઠનિવાસી દેશોમાં થતો સમાવેશ પુરાણોને અભીષ્ટ છે[૧૧૮] એ વિગત જોતાં સરળતાથી નિર્ણીત કરી શકાય.

**અપરાંત :** મત્સ્ય, બ્રહ્માંડ અને વાયુ પુરાણોમાં 'અપરાંત'ના એક ભાગ તરીકે 'આંતરનર્મદ' પ્રદેશ કહ્યો છે,[૧૧૯] જેને માર્કંડેયપુરાણમાં 'ઉત્તરનર્મદ' કહ્યો છે.[૧૨૦] આનાથી ગુજરાતની સરહદથી સમુદ્રકાંઠા સુધીનો કહી શકાય તેવો 'અનૂપ' પ્રદેશનો એ દક્ષિણ-પશ્ચિમદક્ષિણ ભાગ હોય. આ 'આંતરનર્મદ' નાસિકય અને ભારુકચ્છની વચ્ચેનો હોઈ શકે, એને બદલે ઉમાશંકર જોશીએ એને ભારુકચ્છ પ્રદેશની ઉત્તરે મૂક્યો છે, જે કોઈ રીતે બંધ બેસે એમ નથી.[૧૨૧] અહીં નોંધી શકાય કે ઈ. સ. ૫૪૦ના અરસામાં કોઈ સંગમસિંહ નામના સામંતકોટિના રાજવીનું 'અંતર્નર્મદા વિષય' ઉપર શાસન હતું, જે હરિપ્રસાદ શાસ્ત્રી પ્રમાણે નર્મદા અને તાપીની યા તો નર્મદા અને કીમની વચ્ચે આવેલો

હોવો જોઈએ;[૧૨૨] ભારુકચ્છ પ્રદેશ બરોબર એની ઉત્તરે આવેલો હતો એ વિશે કોઈ શંકા નથી. અનૂપ, નાસિક્ય, આંતરનર્મદ–ઉત્તરનર્મદ, ભારુકચ્છ–આ વગેરે પ્રદેશો—અર્થાત્ આજના દક્ષિણ ગુજરાતને આવરી લેતો ભૂભાગ—'અપરાંત'માં સમાવેશ પામતા સમજી શકાય છે. અને રુદ્રદામાના સમયના ઈ. સ. ૧૫૦ના જૂનાગઢ શૈલલેખમાં કુકુર પછી 'અપરાંત'નો નિર્દેશ થયેલો એ સમય સુધી 'અપરાંત' નામ જાણીતું હતું જ. પુરાણો એમાં દક્ષિણ અને વાયવ્યના બીજા દેશોનો પણ સમાવેશ કરે છે, જેમાં ભારુકચ્છ, માહેય, સારસ્વત, કાચ્છીક, સુરાષ્ટ્ર, આનર્ત અને અર્બુદના પ્રદેશ નિર્દિષ્ટ થયા છે.[૧૨૩] કાલિદાસ રઘુવંશમાં સહ્યગિરિ ઓળંગીને 'અપરાંત'માં જવાનું કહે છે એટલે કોંકણ, કારવાડ અને ગોવાના પ્રદેશ કાલિદાસના સમયમાં 'અપરાંત'માં હતા.[૧૨૪] રુદ્રદામાના સમયનો 'અપરાંત', સંભવ છે કે કાલિદાસ કહે છે તેવો હોય. વાત્સ્યાયન એના કામસૂત્રમાં આંધ્ર, વત્સગુલ્મ, અપરાંત અને સુરાષ્ટ્રક એમ ચાર પ્રદેશ અલગ અલગ ગણાવે છે,[૧૨૫] તેથી એના હૃદયનો 'સુરાષ્ટ્ર' સિવાયનો આજના તળ- ગુજરાતનો પ્રદેશ 'અપરાંત'માં અભીષ્ટ હોય. બૃહત્સંહિતામાં વરાહમિહિર 'અપરાંત'ને પશ્ચિમ દિશાના દેશોમાં મૂકે છે, જેમાં હૈહય અને પંચનદને પણ ગણાવે છે.[૧૨૬] આમાંનો હૈહય તો અનૂપ લાગે છે, જ્યારે પંચનદ પ્રદેશ ઉમાશંકર જોશી પંજાબને ગણવા લલચાય છે[૧૨૭] અને 'અપરાંત'માં પંજાબને પણ અભીષ્ટ માને છે, પણ ડૉ. બેલવલકરે ચીંધેલો કચ્છ-ઉત્તર ગુજરાતની સરહદે ઉત્તર–પૂર્વ-ઉત્તરે આવેલો 'આભીર' પ્રદેશ લેવો વધુ યુક્તિસંગત લાગે છે.[૧૨૮] વરાહમિહિરે નૈર્ઋત્ય ખૂણાના દેશોમાં સિંધુ–સૌવીર, આનર્તક અને રૈવતક (સૌરાષ્ટ્ર) કહ્યા છે કે જેઓની દક્ષિણ–પૂર્વે 'અપરાંત'ને સરળતાથી કહી શકાય એમ છે.[૧૨૮અ] સંભવિત એ છે કે મહાભારતના આદિપર્વમાં થયેલું 'અપરાંત'નું સૂચન[૧૨૯] પશ્ચિમ સમુદ્રનાં પ્રભાસ સુધીનાં તીર્થોની પહેલાં થયેલું હોઈ, આનર્તના અપવાદે, તળ–ગુજરાતને સમાવી લેતા દક્ષિણ–પૂર્વે લંબાયેલા પ્રદેશને આવરી લે છે. ભીષ્મપર્વમાં 'અપરાંત' અને 'પરાંત' એવા બે ભિન્ન દેશ કહ્યા છે[૧૩૦] એનાથી કાંઈ સ્પષ્ટ થતું નથી. જરા આગળ જઈ ત્યાં 'કુંદાપરાંત' આપી 'માહેય'નો નિર્દેશ કરવામાં આવ્યો છે,[૧૩૧] જેને લઈ મહીકાંઠાથી દક્ષિણ બાજુના પ્રદેશનો ખ્યાલ ઊભો થાય છે; આમ સીમા સ્પષ્ટ થઈ રહે છે.

**માહેય :** 'માહેય'નો દેશ તરીકે મહાભારતમાં સીધો ઉલ્લેખ થયેલો જોવામાં નથી આવતો; ભીષ્મપર્વના જંબૂખંડવિનિર્માણ પેટા–પર્વમાં મહી નદીના ઉત્તરના 'પ્રાવૃષેય' અને પછી 'ભાર્ગવ' દેશનો નિર્દેશ થયેલો છે;[૧૩૨] પાઠાંતરોથી

ત્યાં 'માહિક' અને 'માહેય' એવાં દેશનામ માત્ર જોવામાં આવે છે. સ્પષ્ટ નિર્દેશ તો મત્સ્ય, બ્રહ્માંડ, વાયુ અને વામન પુરાણોનો છે, જ્યાં ગુજરાતના ભૂભાગના બીજા પ્રદેશોનાં નામ પણ નોંધાયેલાં છે, 'અપરાંત'ના ભાગ તરીકે.[૧૩૩] બૃહત્સંહિતામાં 'મહીતટજ' શબ્દ પ્રયોજવામાં આવ્યો છે તે[૧૩૪] આ પ્રદેશને માટે સરળતાથી કહી શકાય એમ છે આજે આ મધ્ય ગુજરાતમાં આવેલો 'મહીકાંઠા' તરીકે જાણીતો પ્રદેશ છે.

એક 'માહિષક' પ્રદેશ જાણવામાં આવ્યો છે,[૧૩૫] પરંતુ એ દક્ષિણનો મૈસૂર બાજુનો છે, નહિ કે 'માહિષ્મતી'( અનૂપ )ના સંબંધવાળો.

**ભારુકચ્છ :** અનૂપના પશ્ચિમ-ઉત્તર ભાગે નર્મદા નદીના ઉત્તર કાંઠાનો પ્રદેશ 'ભરુકચ્છ' કે 'ભારુકચ્છ' મળે છે.[૧૩૬] હરિપ્રસાદ શાસ્ત્રીએ એક ગૂંચ ઉકેલી આપી છે કે ભરુકચ્છ' શબ્દ જ્યાં વપરાયેલો હોય ત્યાં એ નગરવાચક, સામાન્ય રીતે, હોય છે, જ્યારે 'ભારુકચ્છ' વપરાયેલો હોય તો એ દેશવાચક હોય છે;[૧૩૭] પુરાણોમાં આ બેઉ સંજ્ઞાઓ વચ્ચે ગરબડ થયેલી જોવા મળે છે. અહીં 'ભારુકચ્છ' સંજ્ઞાથી જેનું વહીવટી વડું મથક 'ભરુકચ્છ' ( ભરૂચ ) છે તેવો પ્રદેશ અભીષ્ટ છે. મહાભારતના સભાપર્વમાં સહદેવના દિગ્વિજયમાં ભારતવર્ષના દક્ષિણ દિશાના દેશ ગણાવતાં નગરીઓનાં નામોથી તે તે દેશ બતાવવામાં આવતા જોવા મળે છે, જ્યાં 'અટવી' ( એડ્ગર્ટને એને સ્થાને 'અંતાખી' સીરિયાનું 'અંતિયોક' માની પાઠ સુધાર્યો છે, જે અસંગત નથી લાગતો. સેલ્યુકસે લગભગ ઈ. પૂ. ૩૦૦માં આ નગરની સ્થાપના કરી હતી.[૧૩૮], અને 'રોમા' ( રોમ 'નગર, જે ઈ પૂ. ૭૫૩માં સ્થપાયેલું ) અને 'યવનોનું પુર' ( સંભવતઃ 'અલેક્ઝાન્દ્રિયા' હોય; પણ સંગતિથી તો એ સ્ત્રીલિંગે આવેલા રોમા શબ્દનું, સ્ત્રીલિંગી પુર્=પુરી શબ્દની બીજી વિભક્તિ એકવચનનું, વિશેષણાત્મક રૂપ લાગે છે અને એ રીતે યવનોની નગરી 'રોમા' અભીષ્ટ હશે.) કહ્યા પછી 'ભરુકચ્છ' પહોંચ્યાનું લખ્યું છે.[૧૩૯]

મત્સ્યપુરાણ 'ભારુકચ્છ' નોંધે છે; બ્રહ્માંડ, માર્કંડેય, વાયુ અને વામન પુરાણોમાં પાઠાંતરથી એને વિશે કહેવાયું છે.[૧૪૦] સભાપર્વમાં ભિન્ન ભિન્ન પ્રતોમાં પાઠાંતરભેદ એવી રીતે જ છે.[૧૪૧] સભાપર્વમાં આ નગરનામ લાગે છે, પરંતુ રાજસૂયયજ્ઞાંતે ઉપાયનોવાળા પ્રસંગે 'ભરુકચ્છનિવાસીઓ'નો ઉલ્લેખ થયેલો છે ત્યાં, ઉપર નીચે જોતાં, એ દેશનામ લાગે છે.[૧૪૨] આવશ્યકચૂર્ણિનો સમય ઇ. સ.ની ૫ મી-૬ ઠ્ઠી સદી આસપાસનો શક્ય છે તેમાં 'ભરુકચ્છ'ને 'આહાર'

( એક વહીવટી એકમ ) કહેલ છે; બૌદ્ધો અને જૈનોનું એ એક વિશિષ્ટ સ્થાન હતું.[૧૪૩] 'પેરિપ્લસ'માં 'બારીગાઝા' ( Barygaza ) તરીકે અખાતનું તેમજ નર્મદા નદી ઉપરનું બંદર સૂચવાયાં છે, પરંતુ ૧૦ મી સદીના રાજશેખરે એની કાવ્યમીમાંસામાં 'ભૃગુકચ્છ' સંજ્ઞા નોંધી એને જનપદ=પ્રદેશ કહેલ છે. ઈ. સ ની ૧ લી સહસ્રાબ્દીના ઉત્તરાર્ધમાં દેશસંજ્ઞા તરીકે એનો સવિશેષ નિર્દેશ થયો છે; ખાસ કરીને મૈત્રકકાલીન દાનશાસનોમાં 'ભરુકચ્છ વિષય' તરીકે થયેલો છે. ધરસેન ૪ થાના દાનશાસન (ઈ. સ. ૬૪૮ )[૧૪૪] અને શીલાદિત્ય ૩ જાના દાનશાસન( ઈ સ. ૬૭૬ )માં[૧૪૪] ને આગળ જતાં એ રાજ્યનું પાટનગર બન્યું નોંધાયા પછી નાંદીપુરીના ગુર્જરનૃપતિવંશની સત્તા નીચે ગયાનું જાણવામાં આવ્યું છે.[૧૪૬] આ બેઉ વંશ પૂર્વે કટચ્ચુરિઓનું શાસન આ વિષય ઉપર હતું.[૧૪૭]

કચ્છ : પાણિનિના અષ્ટાધ્યાયી વ્યાકરણના ગણપાઠમાં 'કચ્છ' શબ્દનો ઉલ્લેખ થયેલો છે,[૧૪૮] જ્યાં સાથેસાથે સિંધુ, વર્ણુ, ગંધાર, મધુમત્, કંબોજ, કાશ્મીર, સાલ્વ વગેરે દેશવાચક શબ્દો મળે છે; ત્યાં જ દ્વીપ અને અનૂપ પણ આપેલા જ છે. મહાભારતના સભાપર્વમાં 'ગોપાલકચ્છ'નો ભીમસેનના પૂર્વ દિશાના દિગ્વિજયમાં ઉલ્લેખ થયો છે,[૧૪૯] પરંતુ એ અયોધ્યા અને હિમાલય વચ્ચેનો પ્રદેશ સમજાય છે. ભીષ્મપર્વમાં[૧૫૦] જંબૂખંડ-વિનિર્માણ ઉપપર્વમાં 'કચ્છ' અને 'ગોપાલકચ્છ'નો પાસે પાસે નિર્દેશ થયેલો હોઈ સ્થળનિર્ણય ગૂંચવાઈ જાય છે. ( પદ્મપુરાણમાં પણ એ જ વાકય છે.)[૧૫૧] 'કચ્છ'નો સ્પષ્ટ ખ્યાલ તો, ભલે પાઠાંતરોથી પણ, મત્સ્ય વગેરે પુરાણોમાંથી મળે છે, જ્યાં એને 'સુરાષ્ટ્ર' વગેરેની સાથે 'અપરાંત'ના એક ભાગ તરીકે સૂચવવામાં આવેલો છે.[૧૫૨] સ્કંદપુરાણ તો એની જાહોજલાલી પણ નોંધે છે: એ 'કચ્છમંડલ'ને ૧૪૨૨ (અથવા ૧૪૪૦) ગામોનું કહે છે.[૧૫૩] ઉમાશંકર જેશીએ ધ્યાન દોર્યું છે કે ભવિષ્યપુરાણ સિંધ, કચ્છ અને ભૂજ એ દેશોનો એક રાજવંશ સાથે સંબંધ નોંધે છે.[૧૫૪] સિંધુ નદીના તટપ્રદેશમાં રાજ્ય કરતા સિંધુવર્માના પુત્ર સિંધુદ્વીપના પુત્ર શ્રીપતિનાં લગ્ન કચ્છ દેશમાં થતાં એ ત્યાં જઈ પુલિંદ યવન પર વિજય પામ્યો અને એણે સિંધુના કાંઠા ઉપર 'શ્રીપતિ' નામથી દેશ આબાદ કર્યો. એના પુત્ર ભુજવર્માએ શબરો-ભીલોને હરાવી વસાહત કરી, જે 'ભુજ' દેશ કહેવાયો. ભવિષ્યપુરાણની આ હકીકતને અન્ય પ્રાચીન કોઈ ગ્રંથનો ટેકો નથી અને એ સ્વરૂપ ઉપરથી દંતકથાત્મક લાગે છે. રુદ્રદામાના સમયના ઈ સ. ૧૫૦ ના જૂનાગઢ શૈલલેખમાં 'કચ્છ' તરીકે નોંધાયેલ છે,[૧૫૫]

તો ૯ મી–૧૦ મી સદીના રાજશેખરની કાવ્યમીમાંસામાં એ 'કચ્છીય' તરીકે જોવા મળે છે.[૧૫૬] જૈન અનુશ્રુતિ પ્રમાણે ભરત ચક્રવર્તીએ કરેલા દિગ્વિજયમાં કચ્છ દેશ ઉપર વિજય કર્યાનું નોંધાયું છે.[૧૫૭] આચારાંગસૂત્રની ચૂર્ણિ પ્રમાણે કચ્છમાં આભીરો જૈનધર્માનુયાયી હતા; આનંદપુરનો એક દરિદ્ર બ્રાહ્મણ કચ્છમાં ગયો હતો તેને એવા આભીરોએ પ્રતિબોધ આપ્યો હતો.[૧૫૮] બૃહત્કલ્પસૂત્ર(વિશેષચૂર્ણિ)માં નોંધ્યું છે કે કચ્છમાં સાધુઓ ગૃહસ્થોના ઘરમાં વાસો રહે તો દોષરૂપ બનતું નથી.[૧૫૯] યુઅન શ્વાંગે એની પ્રવાસનોંધમાં સિંધના એક ભાગ તરીકે કચ્છની નોંધ લીધી છે.[૧૬૦] એ પૂર્વે 'પેરિપ્લસ'ના લેખકે 'કચ્છ' નામ નોંધ્યું નથી, પરંતુ કચ્છના રણને માટે 'ઇરિનોન' સંજ્ઞા ઉપયોગમાં લીધી છે અને કચ્છના અખાતને 'બરાકા' નામ આપ્યું છે[૧૬૧] (પ્રથમનો શબ્દ 'ઇરિણ'નું અને પછીનો શબ્દ 'દ્વારકા'નું ભ્રષ્ટ રૂપ છે.) 'ઇરિનોન'ના મોટો અને નાનો એવા બે ભાગ કહે છે, જે આજનું મોટું અને નાનું રણ છે. બરાકાના અખાતમાં એણે સાત ટાપુ હોવાનું નોંધ્યું છે.

યુઅન શ્વાંગની યાત્રાના સારમાં 'ઓ–તીન–પો–ચિ–લો' અને 'કીટ' એવા બે પ્રદેશ જોવા મળે છે. આમાંનો પહેલો પ્રદેશ તે 'ઔદુંબર' છે અને કનિંગહમ એ 'કચ્છ' હોવાનું કહે છે; વૉટર્સ એના સારમાં કનિંગહમની જેમ લાસનનો મત ટાંકી એ સંજ્ઞાથી 'કચ્છના લોક' એવું માત્ર કહી પોતાનો કોઈ મત નોંધતો નથી. બીજો પ્રદેશ તે કનિંગહમના મતે ખેડાનો છે, પરંતુ જુલિયન અને સેંટ માર્ટિનને અનુસરી વૉટર્સ એ કચ્છ હોવાનું કહે છે. બીલ પણ એણે આપેલા સારમાં કનિંગહમનો મત આપી પછી એનો અસ્વીકાર કરી 'કચ્છ' હોવાનું વલણ ધરાવે છે; 'ઓ–તીન–પો–ચિ–લો' વિશે એણે વિશેષ ખુલસો આપ્યો નથી.[૧૬૨] મહાભારતના સભાપર્વમાં ઉપાયનો લાવનારાઓમાં કાયવ્ય, દરદ, દાર્વ, શૂર, વૈયમક, ઔદુંબર, દુર્વિભાગ, પારદ, બાહ્લિક, કાશ્મીર વગેરે ક્રમમાં પ્રજાઓ ગણાવી છે ત્યાં કોઈ ચોક્કસ ક્રમ પકડાતો નથી.[૧૬૩]

સોલંકી કાલમાં 'કચ્છમંડલ'નો જાણવામાં આવેલો પહેલો નિર્દેશ ભીમદેવ ૧ લાના ઈ. સ. ૧૦૨૯ના દાનશાસનનો છે;[૧૬૩અ] બીજો એના જ ઈ. સ. ૧૦૩૭ના દાનશાસનનો છે.[૧૬૪] સિદ્ધરાજ જયસિંહના 'ભદ્રેશ્વર–વેલાકુલ'ના નિર્દેશવાળા, ભદ્રેશ્વરની દક્ષિણે થોડા અંતર પર આવેલા ચોખંડાના મહાદેવના

પ્રાંગણના લેખમાં वेकमण्डल જેવું વંચાય છે તે कच्छमण्डले સંભવે છે. અર્જુનદેવ વાઘેલાના સમયનો घृतघटी ( ગેડી ) મુખ્ય મથક છે તેવા મંડળમાંનો રવેચી માતાના મંદિરનો ઈ. સ. ૧૨૭૨ નો લેખ છે તેમાં 'કચ્છ'નો ઉલ્લેખ નથી, પણ घृतघटी મંડલથી એ ઉદ્દિષ્ટ છે, એના ભાગ તરીકે[૧૬૫] એ જ રીતે વાઘેલા સારંગદેવના આરંભના કચ્છમાંથી મળેલા અપૂર્ણ અને વર્ષ વિનાના અભિલેખમાં છેલ્લી લીટીમાં वडीरदशे વંચાય છે,[૧૬૬] જે હકીકતે वडीरदेशे છે અને એ કચ્છના ઉત્તર ભાગે રણમાં આવેલો ખડીરનો બેટ છે.

'કચ્છ'ના પ્રદેશને 'કચ્છ' નામ કેની રીતે મળ્યું એનો વિચાર કરતાં એ પ્રદેશ જલપ્રાય હોય એવું અમરકોશથી માલૂમ પડી આવે છે. 'અનૂપ' અને 'કચ્છ'ને અર્થની દૃષ્ટિએ એ કોશ એકાર્થક માને છે.[૧૬૭] વ્યાકરણશાસ્ત્રની દૃષ્ટિએ એની કોઈપણ વ્યુત્પત્તિ પ્રતીતિજનક નથી. સં. कक्ष–મર્યાદા ઉપરથી પ્રાકૃતમાં कच्छ શબ્દ આવી શકે છે गोपेन्द्र શબ્દના પ્રાકૃત રૂપ गोविन्दने સંસ્કૃતમાં સ્વીકારી લેવામાં આવેલ છે તે પ્રમાણે સં. कक्ष ઉપરથી પ્રા. कच्छ સંસ્કૃતમાં સ્વીકારાઈ ગયો હોય તો એ અશક્ય નથી. એનો અર્થ સમુદ્રની કે નદીપ્રદેશની કાંઠાની કક્ષા અને એ ઉપરથી ચોમાસામાં જ્યાં પાણી ફરી વળે અને શિયાળા–ઉનાળામાં જમીન કોરી પડે તેવા પ્રદેશને 'અનૂપ' કે 'કચ્છ' કહેવાનું પ્રચલિત થયું હોય. પ્રાચીન કાળથી જાણીતો કચ્છપ્રદેશ, આજે મધ્યમાં આવેલા પહાડી વિસ્તારને બાદ રાખીએ તો, દક્ષિણ બાજુ હરિયાળીથી સમૃદ્ધ છે, તો ઉત્તર બાજુ રણનો પ્રદેશ છે, પૂર્વ બાજુ વાગડનો પ્રદેશ અને પછી નાનું રણ છે. સિંધુની એક શાખાનો કચ્છ બાજુનો પ્રવાહ છેક ૧૮૧૯ના ધરતીકંપમાં ખસી ગયો ત્યાંસુધી એ કચ્છના તળ પ્રદેશના પેટાળમાં મીઠું પાણી ભરતો હતો, અને એ જ કારણે 'કચ્છડો બારે માસ' લીલો હોવાની કહેતી થઈ પડેલી. એવા સદા લીલા પ્રદેશનો આજે દક્ષિણનો માત્ર પ્રદેશ ફલદ્રુપતા સાચવી રહ્યો છે એ પણ કાળની બલિહારી છે.

**શ્વભ્ર**-પાણિનિના ગણપાઠમાં અન્યત્ર 'શ્વભ્ર' શબ્દ નોંધાયેલો મળે છે.[૧૬૭અ] એમાં કદાચ દેશવાચક અર્થ નહોતાં ચાલુ 'વાંધું-વાયું' એ અર્થ હોય, કારણ કે આગળ ઉપર દર એવો અર્થ સૂચવાયો છે[૧૬૮] પરંતુ રુદ્રદામાના જૂનાગઢ શૈલલેખમાં 'સુરાષ્ટ્ર' અને 'મરુ' વચ્ચે દેશનામ તરીકે એ નોંધાયેલ છે, અને એ આજના 'શ્વભ્રવતી' ( સાબરમતી ) નદી જેમાંથી વહીને ચાલી આવે છે તે નદીના પૂર્વ પ્રદેશ—આજના સાબરકાંઠાના મોટા ભાગના ભૂભાગ—ને માટે પ્રયોજાયેલો હોવા વિશે શંકાને કારણ નથી[૧૬૯]

**સારસ્વત :** 'સારસ્વત' પ્રદેશનો ઉલ્લેખ મહાભારતમાં નથી, પરંતુ મત્સ્ય, બ્રહ્માંડ, વામન, માર્કંડેય અને વાયુ પુરાણોમાં મળે છે; હકીકતે મત્સ્યપુરાણના જ શ્લોક પછીનાં પુરાણોમાં ઉતારાયા છે (જ્યાં વામનપુરાણમાં सह सारस्वतैः નો सहसा शाश्वतैः એવો ભ્રષ્ટ પાઠ મળે છે, એટલું જ). ત્યાં અંતર્નર્મદ, ભારુકચ્છ, માહેય, સારસ્વત, કચ્છ, સુરાષ્ટ્ર, આનર્ત, અર્બુદ એવા ક્રમે અપરાંતના આ બાજુના (આજના ગુજરાતના) પ્રદેશ બતાવવામાં આવ્યા છે.[૧૭૦] આ પ્રદેશ આજના ઉત્તર ગુજરાતનો આડાવલીની પૂર્વ–દક્ષિણ ઉપત્યકામાંથી કોટેશ્વર પાસે સરસ્વતી નદી નીકળે છે ત્યાંથી લઈ સરસ્વતીના બે કાંઠાઓને આવરી લેતો કચ્છના રણ સુધીનો ભાગ કહી શકાય; એમાં હાલના બનાસકાંઠા જિલ્લાના પૂર્વ ભાગનો અને મહેસાણા જિલ્લાના ઉત્તર ભાગનો સમાવેશ થાય છે. અર્બુદ એ આબુ પહાડને ફરતી ઉપત્યકાનો પહાડી સહિતનો પ્રદેશ, બનાસકાંઠા અને સારસ્વતની ઉત્તરનો. આ સારસ્વતને અડીને જ સાબરમતીથી લઈ મહેસાણા જિલ્લાના સ્વરૂપની દક્ષિણની સમાંતર પટ્ટી સૌરાષ્ટ્રમાં પહોંચે તે 'આનર્ત', ઉપરનાં પુરાણોની પરિભાષામાં.

સોલંકીકાલમાં 'સારસ્વત'નો 'મંડલ' તરીકે ઉલ્લેખ મૂલરાજના ઈ. સ. ૯૮૭ ના દાનશાસનમાં થયો છે.[૧૭૧] મૂલરાજના સમયમાં હજી ઉત્તર ગુજરાતના આ ભાગને गुर्जरात્ર કે गुर्जरदेश કે गुर्जरत्रा સંજ્ઞા મળી નહોતી. એક સમયે આ ભાગ 'આનર્ત'નો હતો એ પણ એટલું જ સ્પષ્ટ છે.

**નિષાદ :** જેમ પુરાણોએ 'અપરાંત'ના ઉત્તર–પશ્ચિમ ભાગમાં ભારુકચ્છ, માહેય, આનર્ત, સુરાષ્ટ્ર વગેરેને સમાવિષ્ટ ગણ્યા છે, તેવી પરિસ્થિતિ 'નિષાદ'ના વિષયમાં પણ લાગે છે. 'નિષાદ' ભીલોની વિશાળ વસાહતને માટે પ્રયોજાયેલો સમજાય છે. રુદ્રદામાના સમયના જૂનાગઢના શૈલ-લેખમાં 'નિષાદ'નું 'અપરાંત' પછી સ્થાન આપવામાં આવ્યું છે.[૧૭૨] મહાભારતના સભાપર્વમાં સહદેવના દિગ્વિજયમાં આપેલા દેશોના ક્રમમાં પટચ્ચર પછી ગોશૃંગની પહેલાં 'નિષાદભૂમિ' કહેલ છે[૧૭૩] એનાથી કોઈ સ્પષ્ટતા થતી નથી; ભીષ્મપર્વમાં મહી નદીના ઉત્તર પ્રદેશોને ગણાવતાં પ્રાવૃષેય–ભાર્ગવ-પુંડ્ર–ભાર્ગ કિરાત–સુદેષ્ણ–પ્રમુદ–શક–નિષધ –આનર્ત-નૈર્ઋત એ જાતનો ક્રમ આપ્યો છે[૧૭૪] એનાથી પણ નિશ્ચય થઈ શકતો નથી. સભાપર્વના દ્યૂત–પેટાપર્વમાં પાઠાંતરથી હાર–હૂણોની પૂર્વે 'નિષાદ' અને ત્યાં થયેલા એક પ્રક્ષેપમાં પારસીકોની પૂર્વે નિષાદ' સૂચવાયેલ છે[૧૭૫] એ તો ગૂંચવાડો જ ઊભો કરે છે 'નિષધ' ભીષ્મપર્વમાં જુદો સૂચવાયો છે; આદિપર્વમાંના

પ્રક્ષેપમાં અર્જુનના રૈવતકથી ઇંદ્રપ્રસ્થ જવાના વર્ણનમાં અર્બુદ અને સાલ્વ પછી 'નિષધ' કહ્યો છે[૧૭૬] તેનો સીધો સંબંધ 'નિષાદ' સાથે નથી લાગતો. પરંતુ પુરાણોમાં આવતો 'નિષધ' શબ્દ[૧૭૭] એના 'વિંધ્યપૃષ્ઠનિવાસી' વિશેષણને કારણે 'નિષાદ' જ છે. ઉમાશંકર જોશીએ વિંધ્યપાદપ્રસૂત નદીઓમાં 'નિષધા' 'નિષધાવતી' ગણાવેલી છે[૧૭૮] એ પણ ભૂભાગની સ્પષ્ટતામાં સહાયક થઈ પડે એમ છે.

'નિષાદ' ગુજરાતની દક્ષિણ સીમાએથી લઈ એના પૂર્વ અને ઈશાન સીમાડા પાસે પથરાયેલા, છેક કચ્છના રણની સરહદ સુધીના, પહાડી પ્રદેશને સમાવતો હતો. આમાં ડાંગ, ધરમપુર–વાંસદાનાં જંગલ, પંચમહાલનો સમગ્ર પૂર્વ વિસ્તાર, સાબરકાંઠાનો પૂર્વ અને ઉત્તર વિસ્તાર અને ઉત્તર ગુજરાતનો ઉત્તર બાજુનો પહાડી વિસ્તાર સમાવેશ પામતાં હોઈ એનો ગુજરાત બાજુનો વિસ્તાર ગુજરાતનો આંતરિક ભાગ બની રહે છે.

**લાટ :** આ સંજ્ઞાનાં મૂળ શોધવા જતાં પાણિનિના ગણપાઠમાં કે મહાભારતમાં પત્તો લાગતો નથી. મહાભારતના સભાપર્વમાં ભીમના દિગ્વિજયમાં હિમાલય નજીકના 'જરદ્દગવ' દેશ પછી ઘણા દેશ જીતતાં કુક્ષિમંત પર્વત નજીકના 'ઉન્નાટ' (પાઠાંતરથી 'ઉલ્લાટ', 'ભલ્લાટ', 'મલ્લાટ' વગેરે) દેશ ઉપર વિજય મેળવ્યાનું કહ્યું છે,[૧૭૯] આનાથી ગુજરાતની ભૂમિ સાથેનો કોઈ સંબંધ પકડી શકાતો નથી વર્ણાનુપૂર્વીની દૃષ્ટિએ જૂનો ઉલ્લેખ તો તોલેમી(ઈ. સ. ૧૫૦)નો કહી શકાય, જે 'લારિકે'થી અભીષ્ટ 'લાટ' દેશના ભૂભાગનું સૂચન કરે છે.[૧૮૦] ઈ. સ. ની ૩ જી સદીના વાત્સ્યાયનનો એના કામસૂત્રમાંનો 'લાટ' શબ્દનો પ્રયોગ સંસ્કૃત સાહિત્યમાં તો અત્યારે પ્રાપ્ત સાધનોમાં પહેલો કહી શકાય.[૧૮૧] વાત્સ્યાયન 'અપરાંત' અને 'લાટ'ની સ્ત્રીઓને અલગ અલગ સૂચવે છે, 'સુરાષ્ટ્ર'ની કે 'આનર્ત'ની સ્ત્રીઓ વિશે કશું કહેતો નથી. 'પાદતાડિતક' નામની એક પ્રાચીન ભાણ–રચના(ઈ. સ. ની ૫ મી સદી)માં લાટના લોકોનાં લક્ષણ ગણાવ્યાં છે, સાથોસાથ લાટમાં તોફાની માણસો પણ હોવાનું સૂચવ્યું છે.[૧૮૨] વરાહમિહિર બૃહત્સંહિતામાં અને બ્રહ્મગુપ્ત આર્યસિદ્ધાંતમાં 'પુલિશ' અને 'રોમક' એવા જ્યોતિષિક સિદ્ધાંતોની વ્યાખ્યા લખનારા તરીકે એક 'લાટ' નામના જ્યોતિષીનો ઉલ્લેખ કરે છે,[૧૮૩] તો વરાહમિહિરે 'ભરુકચ્છ' અને 'સુરાષ્ટ્ર' ઉપરાંત 'લાટ'નો પણ દેશ તરીકે જુદો ઉલ્લેખ કર્યો છે.[૧૮૪] આભિલેખિક નિર્દેશોમાં કુમારગુપ્ત અને બંધુવર્માના સમયના મંદસોરના અભિલેખ (ઈ. સ. ૪૩૬)માં 'લાટ' વિષયથી આવેલા શિલ્પીઓ વિશે મળે છે,[૧૮૫] તો

હરિષેણ(ઈ. સ. ૪૯૦–૫૨૦)ના સમયના અજંટાના અભિલેખમાં દેશ તરીકેનો ઉલ્લેખ થયેલો મળે છે.[૧૮૬] ૬ ઠ્ઠી સદીના ચીની નિર્દેશ પ્રમાણે લાટ દેશનો ધર્મગુપ્ત નામે બૌદ્ધ વિદ્વાન ઉત્તર ભારતમાં દીક્ષિત થઈ, મધ્ય એશિયામાં પસાર થઈ, ચીનમાં જઈ રહ્યો હતો.[૧૮૭] ઈ. સ. ૪ થી સદીના 'દીપવંસ'માં અને ૬ ઠ્ઠી સદીના 'મહાવંસ'માં 'લાળ' દેશ અને 'સિંહપુર'નો ઉલ્લેખ થયો છે; આ 'લાળ' આપણો 'લાટ' છે કે અન્ય કોઈ એ વિશેનો મતભેદ હજી પૂરેપૂરો ઉકેલી શકાયો નથી.[૧૮૭અ] સૂચિત ઉલ્લેખ બાણના હર્ષચરિત(ઈ. સ. ૬૧૦ લગભગ)નો છે, જ્યાં રાજાધિરાજ પ્રભાકરવર્ધનનાં પરાક્રમોમાં 'લાટ' પ્રદેશ ઉપરના વિજયનું પણ સૂચન થયેલું છે.[૧૮૮] રવિકીર્તિની રચેલી ઐહોલી–પ્રશસ્તિ–(ઈ. સ. ૬૩૪)વાળા અભિલેખમાં 'લાટ' 'માલવ' 'ગુર્જર' એમ ત્રણ અલગ અલગ દેશ આપ્યા છે.[૧૮૯] આમાં 'ગુર્જર' એ હકીકતે પશ્ચિમ મારવાડનો પોતામાં ભિલ્લમાલ–શ્રીમાલને સમાવી લેતો ગુર્જર–પ્રતીહારોનો પ્રદેશ છે, જ્યારે 'લાટ' એ તળ–ગુજરાતના પ્રદેશને મૂર્ત કરતી સંજ્ઞા સમજાય છે. ચીની મુસાફરો યુઅન સ્વાંગ (ઈ. સ. ૬૪૦) અને ઇત્સિંગ (ઈ. સ. ૬૭૧–૬૯૫) પોતાની પ્રવાસનોંધમાં 'લાટ' અને 'માલવક'નો ઉલ્લેખ કરે છે : પહેલો મુસાફર 'લોલો' કહી એમાં વલભીનો તથા માલવનો પણ સમાવેશ કરે છે,[૧૯૦] બીજો 'સિંધુ' અને 'લાટ' દેશોને પશ્ચિમના દેશ કહે છે.[૧૯૧] નોંધપાત્ર છે કે ગુજરાતના રાષ્ટ્રકૂટ વંશના રાજાઓને એમના અભિલેખોમાં સામાન્ય રીતે 'લાટેશ્વર' કહેવામાં આવ્યા છે. રાષ્ટ્રકૂટ રાજા કર્ક સુવર્ણવર્ષના ઈ.સ. ૮૧૨–૧૩ ના દાન-શાસનમાં એના પિતા ઇંદ્રરાજને લાટેશ્વરમંડલનો શાસક કહ્યો છે અને કર્ક પોતાને 'લાટેશ્વર' કહે છે.[૧૯૨] જરા વહેલાંના 'આર્યમંજુશ્રીમૂલકલ્પ' નામના બૌદ્ધ ગ્રંથ(ઈ. સ. ૮ મી સદીનો અંતભાગ)માં લાટ દેશનો વિસ્તાર પશ્ચિમ દેશ તથા પશ્ચિમ સમુદ્રથી ઉજ્જન સુધીનો કહ્યો છે. ત્યાં વલભીના શીલાદિત્ય ૧ લાના અને પછી ધ્રુવસેન ૨ જાના પણ સંદર્ભમાં આવું સૂચન છે.[૧૯૩] મૈત્રકોનું સામ્રાજ્ય વિસ્તર્યું ત્યારે સીમાઓ વિસ્તૃત થઈ હતી એની આ અસર કહી શકાય, બાકી ફરતી આવતી સીમામાં દસમી સદીના પૂર્વાર્ધમાં ખેટકમંડલ અને કમ્મણિજ (કામરેજ) વિભાગોનો સમાવેશ 'લાટ'માં હતો.[૧૯૪] રાષ્ટ્રકૂટવંશની ગુજરાતની શાખાનું શાસન વાત્રક નદીથી લઈ નવસારિકા વિભાગની દક્ષિણે આવેલી અંબિકા નદી સુધીના ભૂભાગ ઉપર સામાન્ય રીતે રહ્યું હતું, તેથી એટલો ભાગ એમના કાલમાં 'લાટ' સંજ્ઞાને પાત્ર હતો,[૧૯૫] અને એની રાજધાની 'ખેટક' (ખેડા) હતી.

ઈ. સ.ની ૭ મી–૮ મી સદી આસપાસ ઘાટ પામેલા સ્કંદપુરાણના જૂના ભાગમાં 'લાડ' ('લાટ') દેશનો એકવીસ હજાર ગામ ધરાવતો દેશ કહ્યો છે.[૧૯૬] આ વિસ્તૃત સીમાનો કાંઈક વિશેષ ખ્યાલ કનોજના પ્રતીહાર રાજા રામભદ્ર-(ઈ. સ. ૮૩૪–૮૩૬)ના એક પ્રતિનિધિ અલ્લના સંદર્ભમાં 'આનંદપુર'ને 'લાટ'માં કહ્યું છે[૧૯૭]એનાથી આવે છે. રાજશેખર એવી કોઈ સ્પષ્ટતા કરતો નથી, એટલું જ નહિ, પશ્ચિમના દેશ ગણાવતાં 'ભૃગુકચ્છ' અને 'આનર્ત' એણે 'સુરાષ્ટ્ર' અને 'કચ્છીય'થી જુદા નોંધ્યા હોઈ, તળ–ગુજરાતના ભૂભાગને આવરી લેતા કહ્યા છે, આમ છતાં કાવ્યમીમાંસામાં દેશના વતનીઓ તરીકે 'લાટ' અને 'લાટદેશ્ય' એવો પ્રયોગ કરે છે[૧૯૮] એના 'બાલરામાયણ'માં નાટકના છેલ્લા અંકમાં રામ વિમાન દ્વારા અયોધ્યા તરફ જાય છે ત્યારે જે જે દેશ ઉપરથી પસાર થાય છે તેના ક્રમમાં દ્રવિડ–કેરલ–સપ્તગોદાવરીતીર–કાવેરી–કર્ણાટક–મહારાષ્ટ્ર–વિંધ્ય એમ ગણાવતાં નર્મદા નદીના મસ્તકના શેખરરૂપ 'લાટ' દેશનો નિર્દેશ કરી લીધો છે; ત્યાં લાટદેશવાસીઓને પ્રાકૃત ભાષાના ચાહક કહ્યા છે.[૧૯૯] રાજશેખરે અને એના પછી એક સદીમાં થયેલા ભોજ નરેશે અનુક્રમે કાવ્યમીમાંસા અને સરસ્વતીકંઠાભરણ નામક કાવ્યશાસ્ત્રના ગ્રંથોમાં લાટવાસીઓને સંસ્કૃત ભાષાના દ્વેષી અને સુંદર પ્રાકૃત ભાષા બોલનારા–સાંભળનારા કહ્યા છે.[૨૦૦] રાજશેખરે કાવ્યમીમાંસા તેમજ બાલરામાયણમાં લાટની લલનાઓની તારીફ કરી છે.[૨૦૧] વિમાનોડ્ડયનના ક્રમમાં રાજશેખરે 'લાટ' પછી ઉજ્જયિનીના મહાકાલ(ના મંદિર)-નો ઉલ્લેખ કર્યો હોઈ[૨૦૨] એને મન મહારાષ્ટ્ર અને માલવની પશ્ચિમ દિશાનો દેશ 'લાટ' સંભવિત બને છે. અગિયારમી સદીનો અલ્બીરૂની (ઈ. સ. ૧૦૩૦) એના પ્રવાસગ્રંથમાં 'લાટ' પ્રદેશને અણહિલ્લવાડની દક્ષિણે કહે છે અને એણે એનાં પાટનગર બે કહ્યાં છે : 'બિહરોજ' (ભરૂચ) અને 'રિહનજૂર' (? અગ્નિનગર–થાણાની ઉપરના ભાગમાં સમુદ્રતટ ઉપરનું નગર).[૨૦૩] આ પાછલા નગરને યુલે ઉજ્જનની ઉત્તરે[૨૦૪] અને ભગવાનલાલ ઇંદ્રજી 'ગિરિનગર' ( જૂનાગઢ ) કહે છે,[૨૦૫] જે બેઉ બંધબેસતાં થતાં નથી.

અર્જુનદેવ વાઘેલાના કાંટેલાના ઈ. સ. ૧૨૬૪ના અભિલેખમાં લાટ દેશ ઉપર વીસલદેવની સત્તા હોવાનું કહ્યું છે તે મધ્ય અને દક્ષિણ ગુજરાત ઉપરના એના આધિપત્યને કારણે જ. [૨૦૬] ઈ. સ. ૧૨૮૭ની દેવપટ્ટન–પ્રશસ્તિમાં વડોદરા જિલ્લામાં આવેલા કારોહણ(કારવણ)ને 'લાટભૂષણ' કહ્યું છે, એટલે તેરમી સદીમાં પણ લાટ દેશમાં મહી–નર્મદાના પ્રદેશનો સમાવેશ થતો હતો.[૨૦૬અ]

જૈન સાહિત્યમાં 'લાટ' દેશનો મોડેથી જુદા જુદા સંદર્ભમાં ઉલ્લેખ થયો છે.[૨૦૭] આ બધામાંથી એક વાત સ્પષ્ટ થઈ શકે છે કે શરૂઆતમાં 'લાટ' સંજ્ઞા સમગ્ર તળ-ગુજરાતને માટે પ્રયોજાતી તે આગળ જતાં, સોલંકીકાલમાં મધ્ય ગુજરાત અને દક્ષિણ ગુજરાતને માટે અને પાછળથી દક્ષિણ ગુજરાત પૂરતી સીમિત થઈ એમ કહી શકાય.

'લાટ'ની વિશેષતા, ઉપર બતાવ્યું તે પ્રમાણે, એના લોકો અને એની સ્ત્રીઓના વિષયમાં તો હતી, પણ એની ભાષા ઉપરાંત કાવ્યશાસ્ત્રમાં એક રીતિ તેમજ એક પ્રકારના શબ્દાલંકારને કારણે પણ હતી. લાટ પ્રદેશને એની પ્રાકૃત 'લાટી' ભાષા અને અપભ્રંશ પણ હતાં. મારવાડના જાલોરમાં રચવામાં આવેલી ઉદ્યોતનસૂરિની 'કુવલયમાલા' પ્રાકૃત કથા(ઈ. સ. ૭૭૮–૭૯)માં અઢાર દેશની બોલીઓની લાક્ષણિકતા સૂચવતાં લાટના લોકોને ઉલ્લિખિત કર્યા છે.[૨૦૮] રુદ્રટે એના 'કાવ્યાલંકાર'(ઈ. સ. ૮૦૦- ૮૫૦ લગભગ)માં, પુરાણકારે 'અગ્નિપુરાણ'માં, ધારાના ભોજદેવે (૧૧ મી સદી) 'સરસ્વતીકંઠાભરણ'માં, વૃદ્ધ વાગ્ભટે (૧૨ મી સદી) 'વાગ્ભટાલંકાર'માં અને વિશ્વનાથે (૧૪ મી સદી) 'સાહિત્યદર્પણ'માં 'લાટી' નામની એક રીતિ કહી છે.[૨૦૯] 'લાટ' નામના અનુપ્રાસ (શબ્દાલંકાર) વિશે ઉદ્ભટે (ઈ. સ. ૮૦૦–૮૫૦ લગભગ) એના 'કાવ્યાલંકારસંગ્રહ'માં કહ્યું તેનું મમ્મટ, વિશ્વનાથ વગેરેએ પોતપોતાના ગ્રંથોમાં અનુસરણ કર્યું છે.[૨૧૦] અલ્મસૂદી નામનો અરબ મુસાફર (ઈ. સ. ૯૪૩) પોતાની પ્રવાસનોંધમાં સૈમૂર (ચેમૂર), સુબારા (સોપારા), કાના (થાણા) અને બીજાં નગરોમાં 'લાટિયા' નામની બોલી વપરાતી હોવાનું લખે છે.[૨૧૧]

આજે જેને આપણે 'અરબી સમુદ્ર' કહીએ છીએ તેને અરબ મુસાફરોએ 'લાર'નો સમુદ્ર કહ્યો છે.[૨૧૨] આનાથી સિંધુ નદીના મુખથી લઈ સોપારા સુધીનો સમુદ્ર અભીષ્ટ છે. એ આખો કાંઠો શું 'લાર' દેશનો હશે? સિંધમાં 'લારખાના' નામનું ગામ છે તેને 'લાર' સાથે સંબંધ હશે? તૉલેમીએ लारिके નોંધ્યું છે એ આપણે જોયું. 'પેરિપ્લસ'ના લેખકે आरियाका ના પ્રદેશમાંથી ભિન્ન ભિન્ન બનાવટની વસ્તુઓની નિકાસ થતી હોવાનું નોંધ્યું છે[૨૧૩] તે શબ્દ 'લારિકા' કરતાં 'અપરાંતિકા' સાથે વધુ મળતો લાગે છે. બેશક, બેઉથી પ્રદેશ તો તેનો તે જ અભીષ્ટ છે. 'આરિયાકા' અને 'બારિગાઝા'(ભરૂચ)ના સાહચર્યથી એ પ્રદેશના સ્થળનિર્દેશનો ખ્યાલ આવી શકે એમ છે.[૨૧૪] એણે 'બરાકા' અખાત વટાવ્યા પછી 'બારિગાઝા'નો અખાત અને 'આરિયાકા'નો કાંઠો

આવ્યાનું લખ્યું છે એનાથી એ સ્પષ્ટતા થાય છે.[૨૧૫] આ 'આસ્થાકા'થી નિર્દિષ્ટ 'લાટ' દક્ષિણ ગુજરાતના અર્થમાં સીમિત જણાય છે. આ ઉપરથી કહી શકાય કે અરબ મુસાફરોએ કહેલો 'લાર'નો સમુદ્ર આજના ગુજરાતના પશ્ચિમ કાંઠાની સામેનો સ્વીકારી પછી સિંધથી લઈ સોપારા સુધીના કાંઠા સામેના સમુદ્રને માટે પ્રયોજ્યો હશે.

તોલેમી(ઈ. સ. ૧૫૦)ના સમયમાં 'લાર' શબ્દ પૂરા પ્રચારમાં હતો એમ એણે આપેલી 'લારિકે' સંજ્ઞાથી સ્પષ્ટ છે અને છતાં એ સમયે કે એની પૂર્વના નજીકના સમયમાં એ નોંધાયો નથી. ઈ. પૂ. ૩ જી સદી પહેલાંનાં શ્રૌતસૂત્રોમાં 'શાંખાયન' સાથે 'લાટાયન' કે લાટ્યાયન' શબ્દ પ્રયોજાયેલો જોવા મળે છે. અહીંના પાછલા શબ્દમાં 'લાટ' કે 'લાટ્ય' જોઈ શકાય, છતાં સ્વરૂપ ઉપરથી એ શુદ્ધ સંસ્કૃત શબ્દ નથી. તો એના મૂળમાં કયો શબ્દ હશે? અલતેકરે आनर्तમાંથી (आल्लट्ट દ્વારા) 'લાટ'ની સંભાવના કરી છે.[૨૧૬] ઉમાશંકર જોશીએ नर्तकમાંથી नट्टअ, लट्टअ દ્વારા સંભાવના કરી છે;[૨૧૭] ઉમાશંકર કહે છે કે 'મહીનાં કોતરો પ્રાચીન સમયથી લૂંટફાટ માટે સગવડવાળાં હોઈ...લટ્ટો એ આ પ્રદેશની કોઈ ભિલ્લ અને માલો જેવી મૂળ જાતિ હોય'.[૨૧૮] સંસ્કૃત ભાષામાં लट–દોષ, लट्ट–દુર્જન, लट्व–જાતિવિશેષ એવા અર્થ ઉમાશંકરે ત્યાં નોંધ્યા છે.[૨૧૯] વા. શિ. આપ્ટેએ આ ત્રણ અર્થ આપ્યા છે.[૨૨૦] ધ્યાનમાં રાખવા જેવું એ કે 'લાટ' લોકો, 'લાટી' ભાષા અને 'લાટી' સ્ત્રીઓથી વાકેફ રાજશેખર, ઉપર કહ્યું તે પ્રમાણે, દેશનામ તરીકે 'લાટ' ન આપતાં 'ભૃગુકચ્છ' અને 'આનર્ત' એવાં નામ આપે છે. અર્થાત્ એના હૃદયમાં 'ભૃગુકચ્છ' અને 'આનર્ત' બેઉને સમાવી લેતો 'લાટ' હોય. आनर्त અને नर्तक બંને ઉપરથી नट्ट–लट्ट દ્વારા 'લાટ' ઊતરી આવી શકે એમ છે; ખાસ કરી દક્ષિણ ગુજરાતમાં અને સમુદ્રકાંઠાની પ્રજામાં 'ન'નો 'લ' ઉચ્ચારવાનું અદ્યાપિ સામાન્ય છે. અને તો સમગ્ર દેશનું નામ એક સમયે आनर्त હતું તે સ્થાનિક લોકોમાં नाटના लाट ઉચ્ચારણથી પ્રચલિત હોય, અને એ સાંસ્કારિક લોકોમાં आनर्तથી જાણીતું હોય. 'લાટ' 'ખંભ'ના અર્થમાં વપરાય છે એના સામ્યે આ કાંઠાના સમગ્ર પ્રદેશમાં શિવલિંગની પૂજા વ્યાપક હોવાને કારણે વિદેશીઓ પ્રદેશને જ 'લાટ' કે 'લાર' કહેતા હોય એવો રત્નમણિરાવનો અભિપ્રાય હતો[૨૨૧] તે યોગ્ય નથી લાગતો, કારણ કે એ પરિસ્થિતિમાં તો એ સ્ત્રીલિંગે लाटि (સં. * लष्टि)–'લાટ્ય' હોઈ શકે, પુંલિંગે 'લાટ' નહિ. તેથી ઢળવું હોય તો आनर्त તરફ ઢળવું વધુ યુક્તિસંગત કહી શકાય. સં. राष्ट्र–પ્રા. रट्ठ ઉપરથી लट्ठ–लट्ट દ્વારા 'લાટ' મેળવવાનું મન થાય, પણ એ એટલા પ્રાચીન સમયમાં શક્ય

નથી, ઈસ્વી દસમા સૈકામાં શક્ય બને ખરું. તો અત્યારે પ્રબળ પ્રમાણના અભાવે નિર્ણયાત્મક રીતે કશું જ કહી શકાય એમ નથી.

**ગુર્જરદેશ–ગુજરાત :** આજે રાજકીય એકમ તરીકે 'ગુજરાત' સંજ્ઞા તળ–ગુજરાત (ઉત્તર, મધ્ય, દક્ષિણ), સૌરાષ્ટ્ર અને કચ્છના મળીને રચાયેલા ભૂભાગને માટે પ્રચલિત છે. આમાં તળ–ગુજરાત અને સૌરાષ્ટ્રની પ્રાંતીય ભેદે ભાષા પણ એકાત્મક છે. કચ્છમાં પણ કચ્છ-વાગડમાં સ્થાનિક આભીર–આહીર લોકોની ભાષા ગુજરાતીની જ એક સ્થાનિક બોલી છે; તળ–કચ્છમાં કચ્છીની જ ભિન્ન ભિન્ન સ્થાનિક બોલીઓ પ્રયોજાય છે. તળ–ગુજરાત અને સૌરાષ્ટ્ર મળીને એક સમયે 'આનર્ત' હોવાનું ઉપર યથાસ્થાન વિચારાયું છે. 'લાટ'થી મુખ્યત્વે તળ–ગુજરાત તો ખરું જ. આ દેશને 'ગુજરાત' નામ મળ્યું એની પહેલાંથી गुर्जरात્ર શબ્દ પ્રયુક્ત થતો રહ્યો છે, જે અલ્બીરૂનીએ કહ્યું છે તેમ આબુની ઉત્તરે છેક બઝાન (નારાયણ–જયપુર) સુધીનો પશ્ચિમ મારવાડનો પ્રદેશ હતો.[૨૨૨] ઐતિહાસિક દૃષ્ટિએ ગુર્જર–પ્રતીહારોનો એ પ્રદેશ, જેની રાજધાની ભીનમાલ. પ્રાચીન કાલના ઉત્તરના તબક્કામાં 'ગુર્જર દેશ'[૨૨૩] 'ગુર્જર મંડલ'[૨૨૪] 'ગુજજરત્તા'[૨૨૫] 'ગુર્જરત્રા'[૨૨૬] 'ગુર્જરાત્ર'[૨૨૭] 'ગૂર્જરાત'[૨૨૮] 'ગુર્જરાટ'[૨૨૯] જેવી સંજ્ઞાઓના પણ સાહિત્યિક તેમજ આભિલેખિક ઉલ્લેખ જાણવામાં આવ્યા છે. પાણિનિના ગણપાઠમાં આ પ્રકારનો કોઈ પણ શબ્દ નથી મળતો, પતંજલિના પાણિનીય અષ્ટાધ્યાયી–વ્યાકરણના મહાભાષ્યમાં પણ નથી; મહાભારતની અધિકૃત વાચનામાં પણ નથી; મળે છે મહાભારતની દક્ષિણી વાચનામાં : યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞમાં ઉપાયન લાવનારા લોકોનાં નામ ઉમેરી લેવામાં આવ્યાં છે તેઓમાં છેલ્લે ખષ (=ખસ, શક), પછી બર્બર, યવન, ગુર્જર, આભીરક, પલ્લવ, શક, કરૂષ, તુંબર અને કાશિકનાં નામોમાં વચ્ચે ગુર્જર પણ જોવા મળે છે.[૨૩૦] આ નામ બધાં જ દેશવાચક હોઈ પ્રજાવાચક બન્યાં છે. આમાં આ દેશના જૂના શબ્દો સાથે 'ગુર્જર' પણ પ્રદેશ પામી ગયો છે. પ્રજાવાચક આ શબ્દનાં ભારતીય સાહિત્યમાં ચોક્કસ સમયવાળાં સાધનોમાં મહાકવિ બાણનું હર્ષચરિત (ઈ. સ. ૬૧૦ લગભગ) એ જાણવામાં આવેલું પ્રમાણિત પહેલું સાધન છે; એમાં હર્ષવર્ધનના પિતા પ્રભાકરવર્ધન(ઈ. સ. ૬૦૦)ને 'ગુર્જરપ્રજાગર' (ગુર્જરોને ઉજાગરા કરાવનારો) કહ્યો છે.[૨૩૧] યુઅન સ્વાંગે (૭ મી સદી) દેશનામ તરીકે ૧૬૦૦ કિ. મી.ના ઘેરાવાનો 'કુ-ચે-લો' ('ગુર્જર') દેશ અને એની રાજધાની 'પિ–લો–મો–લો' (ભિલ્લમાલ) કહેલ છે,[૨૩૨] એટલે એના આધાર પર કહી શકાય કે પ્રભાકરવર્ધનથી ભય પામતા ગુર્જરો તે પશ્ચિમ મારવાડના ગુર્જર–

પ્રતીહાર હોય. ભવિષ્યપુરાણમાં દેશવાચક સંજ્ઞા તરીકે એનો એ.વાર ઉલ્લેખ થયેલો છે,[૨૩૩] પણ એના સમય વિશે શંકા હોઈ એ કયા ભૂભાગને ઉદ્દેશી કહે છે એ નક્કી ન કરી શકાય, પરંતુ પદ્મપુરાણના ભાગવતમાહાત્મ્ય'માં ભક્તિ ગુર્જર-દેશમાં જીર્ણતા પામી છે એમ કહ્યું છે [૨૩૪] તે પદ્મપુરાણની રચના ઈ. સ. ૧૦ મી સદી પૂર્વે નજીકમાં સંભવિત હોઈ પશ્ચિમ મારવાડને ઉદ્દેશીને કહેવાયેલ છે. પંચતંત્રમાં પણ જે 'ગુર્જર દેશ' કહ્યો છે[૨૩૫] તે પણ ભીનમાલવાળો પશ્ચિમ મારવાડનો પ્રદેશ છે. એ હકીકત છે કે ગુર્જરોની એક શાખા દક્ષિણ ગુજરાતમાં ગઈ હતી અને નાંદીપુરી(નાંદોદ)માં 'ગુર્જરનૃપતિવંશ' તરીકે સ્થિર થઈ હતી. આ વંશના રાજવી દદ્દ ૨ જાના ખેડાના દાનશાસન(ઈ. સ. ૬૨૯)માં આ પ્રકારનો અત્યારે જૂનામાં જૂનો ઉલ્લેખ થયેલો જોવામાં આવ્યો છે.[૨૩૬] પરંતુ નાંદોદનો પ્રદેશ છેક સોલંકીકાલ સુધી 'ગુર્જર' કહેવાયો નથી. દક્ષિણના ચાલુક્યવંશના પુલકેશી ૨ જાના ઐહોલીના અભિલેખ(ઈ. સ. ૬૩૪)માં 'લાટ' 'માલવ' અને 'ગુર્જર' મળે છે,[૨૩૭] ને નવસારીના પુલકેશી અવનિજનાશ્રયના દાનશાસન(ઈ. સ. ૭૩૯)માં અરબોએ હરાવેલાઓમાં 'ગુર્જર' પણ કહ્યા છે[૨૩૮] તે બંને પશ્ચિમ મારવાડના છે. રાષ્ટ્રકૂટવંશના દંતિદુર્ગે ઉજ્જનમાં ઈ. સ. ૭૫૪ માં હિરણ્યગર્ભદાન આપ્યું ત્યારે ગુર્જરદેશનો રાજવી પણ બીજા રાજવીઓ સાથે સેવામાં હાજર હતો એમ નોંધાયું છે,[૨૩૯] તો એ જ વંશના કર્ક સુવર્ણવર્ષના દાનશાસન(ઈ. સ. ૮૧૨-૮૧૩)માં 'ગુર્જરેશ્વર' કહ્યો છે[૨૪૦] તે પણ ભીનમાલનો જ રાજવી છે. ઉદ્યોતનસૂરિએ 'કુવલયમાલા'(ઈ. સ. ૭૭૯)માં બોલીઓ બોલનારા गुज्जर કહ્યા છે[૨૪૧] તે પણ પશ્ચિમ મારવાડના છે.

'ગુર્જરત્રાભૂમિ' એવું દેશવાચક નામ ડેંડવાણક(હાલના જોધપુરના પ્રદેશમાં)ના ઈ. સ. ૮૪૪ ના મિહિરભોજના અભિલેખમાં જોવા મળે છે,[૨૪૨] તો એક બીજા ઈ. સ ૮૫૦ ના અભિલેખમાં આજના જયપુરના પ્રદેશમાં આવેલા મંગલાનકને 'ગુર્જરત્રામંડલ'માંનું[૨૪૩] કહેવામાં આવેલ છે. આ પરિસ્થિતિ ઈ. સ. ૧૦૩૦ માં ભારતમાં આવેલા અરબ મુસાફર અલ્બીરૂનીના હિંદના પ્રવાસના ગ્રંથમાં પણ જોવા મળે છે; એણે શુદ્ધ गुज्रात શબ્દ પ્રયોજ્યો છે.[૨૪૪] આ પ્રદેશ આબુથી ઉત્તરનો જ છે. ઈ. સ. ૯૪૨ માં મૂલરાજ સોલંકીએ અણહિલ્લપુર જેની રાજધાની હતી તેવા આજના ઉત્તર ગુજરાતના એ સમયના વ્યાપક 'સારસ્વતમંડલ'ની સત્તા હાથ કરી. એ સમયે, સંભવિત છે કે, કાન્યકુબ્જના પ્રતીહાર રાજવીઓના સામંત તરીકે 'ભિલ્લમાલ'માં મૂલરાજનો પિતા રાજિ શાસન કરતો હતો. રાજિના મૃત્યુ

બાદ મૂલરાજ સાંચોર(સત્યપુર)ને કેંદ્રમાં રાખ્યા એ વખતે જાણીતા થયેલા સત્યપુર-મંડલનો શાસક બન્યો. ઈ. સ. ૯૯૫ના બાલેરાનાં પતરાંના દાનશાસનમાં એને 'સત્યપુરમંડલ'નો ભોક્તા કહેવામાં આવ્યો છે,[૨૪૫] જ્યારે એ પહેલાંના ઈ. સ. ૯૮૭ના કડીમાંથી મળેલા દાનશાસનમાં પોતાની ભુજાઓના બળથી જેણે સારસ્વતમંડલ પ્રાપ્ત કર્યું છે તેવો કહેવાયો છે.[૨૪૬] આમ ઈ. સ. ૯૯૫ સુધી તો ઉત્તર ગુજરાતનું 'સારસ્વતમંડલ' અને પશ્ચિમ મારવાડનું—ગુર્જર દેશનું 'સત્યપુરમંડલ' એ બેઉ મથક એની સત્તા નીચે હતાં. આમ એ એના પિતા પછી 'ગુર્જરેશ્વર' બન્યો હતો એમ કહી શકાય. ઈ. સ. ૯૯૭ની કાશ્મીરી પંડિત ક્ષેમેંદ્રની 'ઔચિત્યવિચારચર્ચા'માં ધારાપતિ મુંજ સાથેના કોઈ गूर्जरेश्वर भूमपालના સંઘર્ષનો ઉલ્લેખ મળે છે.[૨૪૭] એ જ વર્ષના હસ્તિકુંડીના ધવલના અભિલેખમાં મુંજ સાથેના વિગ્રહમાં પરાજિત થયેલા રાજવીનો દેશ गूर्जरदेश કહેવામાં આવ્યો છે.[૨૪૮] મુંજનો શત્રુ આ રાજવી મૂલરાજ છે એમ માનવામાં આવતું હતું, પરંતુ આવી વાતનું કોઈ સ્પષ્ટ પ્રમાણ નથી મળતું એટલે મૂલરાજ ગુર્જરેશ હોવાનું ઉપરનાં બે પ્રમાણોથી સર્વાંશે સિદ્ધરૂપ મનાતું નથી.[૨૪૮] ઈ. સ. ૧૦૫૦માં જ્યારે ધારાપતિ ભોજદેવ એના સરસ્વતીકંઠાભરણ-નામક સાહિત્યશાસ્ત્રના ગ્રંથમાં બીજાઓના અપભ્રંશનો ઉપયોગ ન કરતાં પોતાના જ અપભ્રંશનો ઉપયોગ કરનારા 'ગૂર્જરો'ને વખોડે છે[૨૪૯] ત્યારે એ 'ગૂર્જરો'થી એની આંખ સમક્ષ એના અણહિલ્લપુરના શાસક સોલંકીઓ ઉદ્દિષ્ટ છે; અને એ રીતે સમગ્ર પ્રજાને પણ વખોડી નાખવાનું સમજાય છે. એ કાલનો ભોજદેવ અને ભીમદેવ ૧ લા વચ્ચેનો અણબનાવ ઇતિહાસમાં ખૂબ ગવાયેલો છે.[૨૫૦] આમ ઉત્તર ગુજરાતના પ્રદેશને મૂલરાજની અણહિલ્લપુરની આસપાસના સમગ્ર 'સારસ્વત-મંડલ' ઉપરની સત્તાના અનુસંધાનમાં 'ગુર્જરદેશ' 'ગુર્જરમંડલ' 'ગુજરાત' એવી સંજ્ઞા લાગુ પડતી થઈ ગઈ હતી. ધ્યાનમાં રાખવા જેવું કહી શકાય કે ઈ. સ. ૧૦૯૭માં કાશ્મીરી પંડિત બિહ્લણે એના 'વિક્રમાંકદેવચરિત' કાવ્યમાં કાછડીની લાંગ ન વાળનારા ગુર્જરોની ટીકા કરી છે તે સંભવિત રીતે જૈન સાધુઓને ઉદ્દેશીને કરી છે.[૨૫૧] એના સમય સુધીમાં સારસ્વતમંડલનાં પ્રજાજન પણ પરપ્રાંતીયોને માટે 'ગુર્જર' થઈ ચૂક્યાં હતાં. આ સમય નજીકના 'મુદ્રિતકુમુદચંદ્ર' પ્રકરણમાં 'ગૂર્જ્જરજન' કહ્યો છે[૨૫૨] તે ઉત્તર ગુજરાતનો જ વાસી અભીષ્ટ છે. ઈ. સ. ૧૧૩૬ના ચંદ્રસૂરિકૃત 'મુનિસુવ્રતસ્વામિચરિત'માંનો[૨૫૩] 'ગુજ્જર દેશ', ઈ. સ. ૧૧૩૯-૪૦ના સિદ્ધરાજ જયસિંહના દાહોદના અભિલેખમાંનું[૨૫૪] 'ગુર્જ્જરમંડલ' અને ઈ. સ. ૧૧૫૪ના જિનદત્તસૂરિકૃત 'ગણધરસાર્ધશતક'માંની 'ગુજ્જરત્તા'[૨૫૫] એ ઉત્તર ગુજરાતનો મુખ્યત્વે ખ્યાલ આપે છે; દક્ષિણ ગુજરાતનો પ્રદેશ હજી 'ગુર્જર દેશ'

નહિ કહેવાતો હોય, કારણ કે જયસિંહના પિતા કર્ણદેવના સમયના ઈ. સ. ૧૦૭૪ ના દાનશાસનમાં 'નાગસારિકા'(નવસારી)ને 'લાટદેશાંતઃપાતી' કહેલ છે,[૨૫૬] એટલે સિદ્ધરાજના સમયમાં પરિસ્થિતિમાં ખાસ ફેર પડ્યો નહિ હોય. આ.હેમચંદ્રના 'દ્વયાશ્રય મહાકાવ્ય'માં[૨૫૭] 'ગૂજર' 'ગૂર્જરેંદ્ર' 'ગુર્જરત્રા', ઈ. સ ૧૧૬૮ ના યશઃપાલના 'મોહરાજપરાજય' નાટકમાં[૨૫૮] 'ગૂર્જરપતિ', ઈ. સ. ૧૧૮૪ ના સોમપ્રભના પ્રાકૃત 'કુમારપાલપ્રતિબોધ'માં[૨૫૯] 'ગુજ્જર દેશ', એના સમકાલીન ભટ્ટ સોમેશ્વરના 'સુરથોત્સવ' મહાકાવ્યમાં [૨૬૦] 'ગુર્જરક્ષિતિભુજ્', ઈ. સ. ૧૧૨૮ ની પૂર્ણભદ્રકૃત 'મહર્ષિચરિતપ્રશસ્તિ'માં[૨૬૧] 'ગૂર્જરભૂમિ', આ વગેરે નિર્દેશો ત્યાં ત્યાં જરૂરિયાત પ્રમાણે ઉત્તર ગુજરાતના લોકો, ઉત્તર ગુજરાતના સોલંકી કુલના રાજવીઓ કે ઉત્તર ગુજરાતના ભૂભાગ માટે અભીષ્ટ છે. ઈ. સ. ૧૨૩૦ ના 'ઉત્તર ગૌર્જર અપભ્રંશ'ના રેવંતગિરિરાસુમાં 'ગુરજર-ધર' અને 'ગુજ્જર દેશ' એવું મળે છે,[૨૬૨] જ્યારે એના નજીકના સમયમાં રચાયેલ 'આબૂરાસ' નામની રચનામાં તો લવણપ્રસાદને 'ગુજરાત-ધુર-સમુદ્ધરણુ' કહ્યો છે[૨૬૨અ] એમાંનો 'ગુજરાત-ધરા' શબ્દ પણ ઉત્તર ગુજરાતને માટે છે.

'ગુજરાત' શબ્દનું મૂળ શું, એ વિચારણીય પ્રશ્ન છે. આ પૂર્વે આપણે જોયું છે કે આ શબ્દ સાથે વ્યુત્પત્તિવિષયક સંબંધ હોય તેવાં રૂપ સં. गुर्जरत्रा–गूर्जरत्रा અને પ્રા. गुज्जरत्ता રૂપ નોંધાયાં છે; તો સં. गूजरात्रा, गुर्जरात्र, गूर्जरात, गुर्जराट રૂપો પણ મળે છે.[૨૬૩] गुर्जरात्र–गूर्जरात–गुर्जराट આ રૂપોના મૂળમાં સં. गुर्जरत्रा (સ્ત્રી) શબ્દ અને જો એ સંસ્કૃતીકરણ હોય તો એના મૂળમાં પ્રા. गुज्जरत्ता રૂપ હોય. (गुर्जरैः त्रायते यासौ भूमिः सा गुर्जरत्रा એમ કહેવાનું મન થાય, પણ એવા કોઈ અન્ય શબ્દ નથી.) વિચાર તો ખુદ गुर्जर––गूर्जर શબ્દનો પણ કરવાનો રહે છે. આ શબ્દ મૂળમાં વિદેશી છે, એનાં ભિન્ન ભિન્ન મૂલ વિચારતાં એમાંના અરબી गुज़्र–जुज़्र મૂલ તરફ નજર જાય છે. ઈ. સ. ૮૫૧ માં ભારતવર્ષમાં આવેલા અરબ મુસાફર સુલેમાન મિહિરભોજ વિશે વાત કરતાં जुर्ज़ નોંધે છે.[૨૬૪] અલ્બલાદુરી (ઈ. સ. ૮૯૨) અને અલ્મસૂદી (ઈ. સ. ૯૧૬) પણ जुर्ज़ જ નોંધે છે,[૨૬૫] જ્યારે અલ્બીરૂની (ઈ. સ. ૧૦૩૦) गुज़्र નોંધે છે, પરંતુ આ પૂર્વે બાણે गुर्जर શબ્દ નોંધ્યો જ છે[૨૬૬] અને મહાભારતના પ્રક્ષિપ્ત ભાગમાં પણ એ શબ્દ નોંધાયો છે.[૨૬૭] બોમ્બે ગેઝેટિયરમાં ભગવાનલાલ ઇંદ્રજી गुर्जरराष्ट्रમાંથી કાઢવા માગે છે,[૨૬૮] અને મૌખિક વાતમાં મુનિશ્રી જિનવિજયજીએ પણ गुर्जरराष्ट्र એવું મૂલ સૂચવ્યું છે. અલ્બીરૂનીએ દેશવાચક નામ તરીકે गुज़रात નોંધ્યો છે તે પૂર્વે ઉપરનાં સં. गुर्जरत्रा અને પ્રા.

ગુજ્જરત્તા રૂપ અભિલેખોમાં મળી આવે છે એટલે गुर्जरत्रा-गुज्जरत्ता રૂપોના મૂલમાં કોઈ વિદેશી શબ્દ હતો કે નહિ એ વિચારણીય બની રહે છે. ધ્યાનમાં રાખવા જેવું છે કે અરબી ભાષામાં બહુવચનનો સ્ત્રીલિંગે आत પ્રત્યય છે; गुज़्र પ્રજા, એનું બહુવચન गुज़्रात–ગુર્જરોનો સમૂહ. અને मिलात, मेवात, कस्बात, महेलात, જેવા શબ્દ પ્રચલિત પણ છે.[૨૬૯] અરબોનો સંપર્ક તો ઇસ્લામની પણ ક્યાંય પૂર્વેથી ભારતવર્ષ સાથે હતો, એટલે અરબોએ આ શબ્દ આપ્યો હોય તો એમાં આશ્ચર્ય નહિ હોય. અને એનું જ પ્રથમ પ્રાકૃતીકરણ અને પછી સંસ્કૃતીકરણ ૯ મી સદીમાં થયું ને પછી વ્યાપક બન્યું. આ પ્રકારની વ્યુત્પત્તિ હજી, પ્રબળ પુરાવાઓને અભાવે, સર્વથા નિર્ણયકોટિની કહી શકાય એમ નથી.

આ સંજ્ઞા ૧૦ મી–૧૧ મી સદી સુધી 'પશ્ચિમ મારવાડ' માટે, પછીથી ભીમદેવ ૧ લાના સમયમાં શરૂમાં ઉત્તર ગુજરાતને માટે પ્રચારમાં આવી અને પછી મુસ્લિમ સત્તા વિકસતાં છેક દક્ષિણ ગુજરાત સુધી પહોંચી.[૨૭૦] 'ગુજરાત' સંજ્ઞા ગુજરાતના પ્રદેશમાં ૧૩ મી સદીથી સ્થાપિત થઈ એ વિશે મતભેદ નથી.

## ૨. પર્વતો

પર્વતોનાં નામ તો પ્રદેશોનાં નામો કરતાંય વહેલાં પ્રયોજાયાં છે.

**અર્બુદ :** ગુજરાતની તલભૂમિના પર્વતોનો ઇતિહાસ ઉખેળવાનો પ્રયત્ન કરીએ ત્યારે ભૂસ્તરશાસ્ત્રની દૃષ્ટિએ પ્રાચીનતમ કોઈ પર્વત હોય તો એ 'અર્બુદ' (આબુ) પર્વત કહેવાયો છે. આજના ગુજરાતની પૂર્વ સરહદ ઉપર દક્ષિણથી ઉત્તર સુધીમાં પથરાયેલા વિંધ્યની ઉત્તરસંધિએ આડાવલી(અરવલ્લી)ની ગિરિમાળા શરૂ થાય છે. આ પર્વત ગુજરાતની અત્યારે નૈસર્ગિક ઉત્તર સીમા આંકી આપે છે. આ 'અર્બુદ'નો મહાભારતના આરણ્યકપર્વમાં એક તીર્થસ્થાન તરીકે ઉલ્લેખ થયેલો છે.[૨૭૧] ત્યાં ચર્મણ્વતી નદી પછી હિમવાનના પુત્ર અર્બુદગિરિ તરફ જવાનું સૂચવવામાં આવ્યું છે. આ પર્વતમાં પૂર્વ કાલમાં છિદ્ર (સંભવતઃ જ્વાળામુખીનું ઠરેલું મોઢું) હોવાનું કહી ત્યાં વસિષ્ઠનો આશ્રમ હોવાનું કહ્યું છે. આમ 'અર્બુદ' ગિરિ તીર્થ તરીકે સૂચિત થયેલો છે, જે પરંપરા અદ્યાપિ પર્યંત ચાલુ છે. પર્વત તરીકેના એના નિર્દેશ વાયુ, બ્રહ્મ, વામન, માર્કંડેય વગેરે પુરાણોમાં મળે છે ત્યાં એને ઉજ્જયંત, પુષ્પગિરિ અને રૈવત સાથે ગણાવ્યો છે.[૨૭૨] 'અર્બુદ' દેશવિશેષ અને એ 'અપરાંત'નો ભાગ હોય એવું પણ પુરાણોમાંથી મળે છે.[૨૭૩] માર્કંડેયપુરાણમાં એને અર્કલિંગ, મલક અને વૃક સાથે મધ્યદેશમાં ગણાવ્યો છે, પરંતુ એ કોઈ અન્ય દેશ નથી. સ્કંદપુરાણમાં સમગ્ર અર્બુદ-

ક્ષેત્રનું માહાત્મ્ય આપવામાં આવ્યું છે, જેમાં 'અચલેશ્વર લિંગ' હોવાનું કહ્યું છે.'[૭૫] દેશો વિશે કહેતાં બૃહત્સંહિતા 'આનર્ત, અર્બુદ, પુષ્કર' એવો ક્રમ બતાવે છે.[૨૭૬] રાજશેખર કાવ્યમીમાંસામાં દેશ અને પર્વત એમ બેઉ રીતે નિર્દેશ કરે છે,[૨૭૭] અને એને પશ્ચિમના પર્વતોમાં ગણાવે છે. ગુજરાતના ઇતિહાસમાં એની, એ ગુજરાતની ઉત્તર સીમા આપતો હોઈ એટલા પૂરતી, જરૂર રહે છે.

**ઉજ્જયંત–ગિરનાર :** ઉપર આપેલા વાયુપુરાણ વગેરેના ઉલ્લેખોમાં ચાર પર્વતોમાં 'પુષ્પગિરિ' છે, પરંતુ એનો સ્થળ નિશ્ચય થઈ શકતો નથી.[૨૭૮] બાકી બે રહ્યા તેઓમાં 'ઉજ્જયંત' એ સ્પષ્ટ રીતે 'ગિરનાર' છે. ધ્યાનમાં લેવા જેવું છે કે એક ऊर्जयन्ती શબ્દ ઋગ્વેદના બીજા મંડળમાં વપરાયેલો છે.[૨૭૯] કીથ અને મૅક્ડોનલને આ ઋચા દુર્બોધ લાગી છે, પરંતુ લુડ્‌વિગનું માનવું છે કે ગઢ કે કિલ્લાને માટે આ શબ્દ પ્રયોજાયો છે.[૨૮૦] આ કિલ્લામાં આશ્રય કરી રહેલા નાર્મુર નામના દાનવનો ઇંદ્રે વિનાશ કર્યાનું એમાં સૂચન છે; અર્થાત્ આ કિલ્લો દાનવો–આર્યેતર લોક વસતા હતા તેવા પ્રદેશમાં હતો. સૌરાષ્ટ્રનો પ્રદેશ પ્રાચીન કાલમાં આર્યેતર પ્રજાની વસાહતનો હતો અને તેથી ત્યાં જઈ આવેલા આર્યોને પ્રાયશ્ચિત્ત લેવું પડતું હતું.[૨૮૧] સંભવ છે કે સૌરાષ્ટ્રમાં આવેલા ऊर्जयत् (કે એના પ્રાકૃતીકરણ પામેલા उज्जयन्त) પર્વતના સંબંધના કિલ્લાનો ઋગ્વેદની એ ઋચામાં ઉલ્લેખ હોય. પાણિનિના ગણપાઠમાં એ નથી, પરંતુ મહાભારતમાં તો એનો સૌરાષ્ટ્રનાં તીર્થ ગણાવતાં નિર્દેશ થયેલો છે : એનું માહાત્મ્ય ગાયું છે કે 'સુરાષ્ટ્ર દેશમાં મૃગો અને પક્ષીઓએ સેવેલા પુણ્ય ઉજ્જયંત ગિરિમાં જેણે તપ કર્યું છે તે સ્વર્ગમાં યશ પ્રાપ્ત કરે છે.'[૨૮૨] મુખ્યત્વે જ્ઞાતાધર્મકથા–નામક જૈન આગમિક ગ્રંથમાં બાવીસમા તીર્થંકર નેમિનાથના કેવલજ્ઞાન અને નિર્વાણથી ઉજ્જયંતના શિખરને પવિત્ર થયેલું કહેવામાં આવ્યું છે;[૨૮૩] એવી રીતે કે નેમિનાથે દીક્ષા રૈવતક ગિરિ ઉપર લીધી અને એ 'ઉજ્જિજત' ઉપર નિર્વાણ પામ્યા.[૨૮૪] પૌરાણિક નિર્દેશોમાં જુદાં પાઠાંતરોએ આ જ પર્વત કહ્યો છે.[૨૮૫] મહાભારતના આરણ્યકપર્વમાં એક 'ગિરિમુંજ' ઉલ્લિખિત થયો છે અને એને 'પંચનદ' તીર્થ પછી ગણાવ્યો છે[૨૮૬] એનાથી સ્થાનનિશ્ચય થઈ શકતો નથી. ઐતિહાસિક સ્પષ્ટ ઉલ્લેખોમાં પ્રામાણિક ઉલ્લેખ કાર્દમક મહાક્ષત્રપ રુદ્રદામાના ઈ. સ. ૧૫૦ ના જૂનાગઢ શૈલલેખનો છે.[૨૮૭] ઉજ્જયંત ગિરિમાંથી નીકળતી સુવર્ણસિકતા, પલાશિની વગેરે નદીઓના પ્રવાહ આડે બંધ બાંધીને 'સુદર્શન' નામે જલાશય કરવામાં આવ્યું.[૨૮૮] અંતકૃદ્દશા–જ્ઞાતાધર્મકથા વગેરેમાં દ્વારવતી–રૈવતકનું સાહચર્ય જોવા મળે છે,[૨૮૯] પરંતુ એવાં સ્થળોમાં ઉજ્જયંતનો નિર્દેશ નથી; જ્યાં ઉજ્જયંત

છે ત્યાં દ્વારવતી-રૈવતક નથી. યુઅન શ્વાંગ પોતાના પ્રવાસગ્રંથમાં માત્ર 'ઉજ્જિન્ત'નો ઉલ્લેખ કરે છે.[૨૯૦] સોલંકીકાલમાં ગિરનાર ઉપરના લેખોમાં પણ પર્વતસંજ્ઞા 'ઉજ્જયંત' જોવા મળે છે એ ખરું કે ૪ થી–૫ મી સદી પછીના જૈન ગ્રંથોમાં ઊર્જયત્-ઉજ્જયંત અને રૈવતકનું સાહચર્ય મળે છે; પછીના સાહિત્યમાં 'રૈવતક'ને 'ઉજ્જયંત'નું એક વન કહ્યું છે. જૈનેતર ગ્રંથોમાં પણ ૭ મી–૮ મી સદી સુધીમાં કહી શકાય તેવા, સ્કંદપુરાણના પ્રભાસખંડમાંના વસ્ત્રાપથક્ષેત્ર-માહાત્મ્યમાં એવું સાહચર્ય જોવા મળે છે:[૨૯૧] 'સુરાષ્ટ્ર દેશમાં વસ્ત્રાપથ છે; ત્યાં ઉજ્જયંત ગિરિ અને રૈવતક ગિરિ આવેલા છે; એ બેઉની વચ્ચે મોટી ઝાડી (जालि) આવેલી છે.' 'સોમનાથ(? ભવનાથ)ના સાંનિધ્યમાં ઉદયંત ગિરિ અને પશ્ચિમ ભાગમાં રૈવતક.'[૨૯૨] 'ભવનાથના પશ્ચિમ ભાગમાં રૈવતક ગિરિ છે.'[૨૯૩] સ્કંદપુરાણમાં 'વસ્ત્રાપથ ક્ષેત્રમાં ભવ(નાથ) છે, રૈવતકમાં દામોદર છે, અને ગિરિની ટોચ ઉપર અંબાદેવી છે.'[૨૯૪] સ્કંદપુરાણનો આશય સ્પષ્ટ છે કે અંદરના ભાગનો જૈન દેરાસરો, અંબાજીની ટૂક, ગુરુ ગોરખનાથની ટૂક, ગુરુ દત્તાત્રેયની ટૂક, કાલકાની ટૂક–એ ગિરિ તે 'ઉજ્જયંત'–ઉદયંત' અને દામોદર કુંડ–દામોદર મંદિર ઉપરનો દક્ષિણનો પૂર્વ–પશ્ચિમ પથરાયેલો આજનો બેંસલો (વાઘેશ્વરીના મંદિરવાળો) ડુંગર તે રૈવતક. વસ્ત્રાપથ ક્ષેત્ર અને રૈવતક ક્ષેત્ર સ્કંદપુરાણના પ્રભાસખંડને એકાત્મક છે.[૨૯૫] સ્કંદગુપ્તના સમયનો જૂનાગઢ શૈલલેખ પલાશિની, સિકતા અને વિલાસિની એ ત્રણે નદીઓ રૈવતકમાંથી નીકળેલી કહે છે અને એને જ 'ઊર્જયત્' કહે છે.[૨૯૬] બૃહત્સંહિતામાં વરાહમિહિર નૈઋર્ત્ય દિશામાં જ્યાં સમુદ્ર છે ત્યાં સિંધુ અને સૌરાષ્ટ્રની જોડે જોડે રૈવતક પ્રદેશને ગણાવે છે,[૨૯૭] એનાથી કશી સ્પષ્ટતા થતી નથી. ૯ મી સદીનો રાજશેખર તો કાવ્યમીમાંસામાં પશ્ચિમના પર્વતોમાં 'ગિરિનગર'ને ગણાવે છે.[૨૯૮] વરાહમિહિરે કે રાજશેખરે 'ઊર્જયત્-ઉજ્જયંત' એવી સંજ્ઞા વિશે મૌન રાખ્યું છે. શિશુપાલવધમાં[૨૯૯] માઘ રૈવતકનું વર્ણન આપે છે, પણ એ તો સમુદ્રમધ્યે આવેલી દ્વારકાની નજીકમાં આવેલા રૈવતકનું છે, એ ઉજ્જયંતનું નથી. તેરમી સદીમાં ભટ્ટ સોમેશ્વર રૈવતકનું બીજું નામ ઉજ્જયંત હોવાનું કહે છે,[૩૦૦] તો એ સમયના જૈન ગ્રંથો રેવંતગિરિરાસુ (ઈ. સ. ૧૧૩૧) 'ગિરનાર' તરીકે જ માત્ર નિર્દેશ કરે છે,[૩૦૦અ] જ્યારે પ્રભાવકચરિત (ઈ. સ. ૧૨૭૮) અને પ્રબંધચિંતામણિ(ઈ. સ. ૧૩૦૫)માં ઉજ્જયંત-રૈવતકની તો સ્પષ્ટ રીતે અનન્યતા જોવા મળે છે. પ્રભાવકચરિતે 'ગિરનારશિર ઉપર' એવો પ્રયોગ કર્યો છે[૩૦૧] તો પ્રબંધચિંતામણિએ સૂનલ-(રાણકદેવી)ના દુહામાં 'ગિરનાર' એવો શબ્દપ્રયોગ નોંધ્યો છે–બે વાર.[૩૦૧અ] બહુ જ સ્પષ્ટ રીતે વિવિધતીર્થકલ્પમાં તો નેમિનાથજીએ પવિત્ર કરેલા અને

રૈવતક—ઉજ્જયંત વગેરે સંજ્ઞાથી જાણીતા ગિરીશ્વર 'ગિરનાર'ને નમન કરવામાં આવ્યું છે.[302] વિવિધતીર્થકલ્પમાં બીજા પણ સંખ્યાબંધ ઉલ્લેખ છે અને અન્ય પ્રબંધગ્રંથોમાં ત્રણે નામની એકાર્થતા અનુભવાય છે.

**રૈવતક :** પુરાણોએ ગુજરાતના ભૂભાગમાં ગણાવેલો એક ચોક્કસ ગિરિ તે 'રૈવતક' છે. પાણિનિના ગણપાઠમાં 'રૈવતિક' તેમજ 'રૈવત' શબ્દો જોવા મળે છે,[292અ] પણ ત્યાં કશી સ્પષ્ટતા નથી. મહાભારતના આદિપર્વમાં અર્જુનનો ટૂંકો વનવાસ પૂરો થયો છે ત્યાં પ્રથમ પ્રભાસમાં આવ્યા પછી કૃષ્ણ અને અર્જુન બંને રૈવતક ગિરિ ઉપર વાસ કરવા જાય છે, એ પછી સુભદ્રાના હરણ વખતે 'સુભદ્રા શૈલેંદ્ર રૈવતકનું અને બધી દેવતાઓનું અર્ચન કરી, બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવી, ગિરિની પ્રદક્ષિણા કરી દ્વારકા તરફ જવા લાગી ત્યાં તો અર્જુન એનું હરણ કરી ઝડપી રથથી પોતાના નગર તરફ ચાલ્યો ગયો. એનું હરણ થતું જોઈ સૈનિકો-ચોકિયાતો બૂમબરાડા પાડતા સૌ વેગમથી દ્વારકામાં દોડી ગયા'.[303] અહીં રૈવતક અને દ્વારકાનું સાંનિધ્ય સ્પષ્ટ છે. સભાપર્વમાં દ્વારવતી વસાવ્યાના ઉલ્લેખમાં કૃષ્ણાદિ યાદવો 'પશ્ચિમ દિશામાં રૈવતથી શોભી ઊઠેલી રમ્ય કુશસ્થલીમાં ગયા અને ત્યાં ફરી વસાહત કરી' અને 'જરાસંધના ભયથી મથુરાનો ત્યાગ કરીને દ્વારાવતીપુરીમાં ગયા',[304] જ્યારે ભોજરાજન્યો રૈવત ગિરિ ઉપર વિહાર કરવા ગયેલા ત્યારે ફોઈના પુત્ર શિશુપાલે આવી તેઓને દ્વારકામાંથી હરી ગયાનું કૃષ્ણના મુખમાં સૂચવાયું છે;[305] આ ઉલ્લેખો એ સાહચર્યને બલ આપે છે.

રૈવતક વિશેની કેટલીક સૂચક વિશેષ માહિતી હરિવંશ પૂરી પાડે છે : 'સિંધુરાજની સત્તાનો 'અનૂપ' (પાણીથી સમૃદ્ધ) પ્રદેશ હતો ત્યાં જઈ એ રમણીય પ્રદેશમાં, દેવો સ્વર્ગમાં આનંદ પામે તે પ્રમાણે, (યાદવો) આનંદ પામ્યા....એ પ્રદેશમાં બહુ દૂર નહિ એવો રૈવતક પર્વત હતો, ત્યાં દ્રોણ લાંબો સમય એકલવ્યના વાસમાં રહ્યા હતા. ત્યાં એ સિંધુરાજની વિહારભૂમિ હતી ત્યાં જ નગરી વસાવવાનો કૃષ્ણે વિચાર કર્યો.'[306] વસાવેલી એ દ્વારકા 'વારિદુર્ગ' (ફરતે પાણીરૂપી કુદરતી કિલ્લો હતો તેવી) હતી.[307] એ દ્વારકાની પૂર્વ દિશામાં રૈવતક શૈલ, દક્ષિણ દિશામાં પંચવર્ણ, પશ્ચિમ દિશામાં અક્ષય અને ઉત્તર દિશામાં વેણુમાન એમ ચાર દિશાએ ચાર ગિરિ હતા, અને રૈવતક તરફ 'પાંચજન્ય' નામનું વન હતું.[308] આ પૂર્વે વળી હરિવંશમાં મહાસાગરની પરીખાવાળી અને પાંચ પર્વતોથી શોભતી દ્વારકા કહી છે,[309] પરંતુ ત્યાં પાંચ

પર્વતોનાં નામ આપ્યાં નથી; જ્યાં આપ્યાં છે ત્યાં ઉપરનાં ચાર શૈલનામ છે. અર્જુન આદિપર્વમાં રૈવતકમાં કૃષ્ણ સાથે રહ્યો ત્યાં ગિરિને શણગારવાની વાત આવે છે.[૩૧૦] અને સભાપર્વમાં શિશુપાલે દ્વારકા ઉપર ચડાઈ કરી ત્યારે ભોજરાજન્યો રૈવત ઉપર ક્રીડા કરવા ગયેલા કહ્યા છે[૩૧૧] અને સુભદ્રાહરણ પહેલાં આદિપર્વમાં સુભદ્રાએ પૂજન બાદ રૈવતકને પ્રદક્ષિણા કરી છે, એ નિર્દેશો એવું બતાવે છે કે રૈવતક કોઈ મોટો પહાડ નહોતો, એ નાનો ડુંગર-ક્રીડાશૈલ હશે. આશ્ચર્ય એ છે કે મહાભારતના મૌસલપર્વના તેમજ વિષ્ણુપુરાણ-ભાગવતપુરાણ વગેરે પુરાણોના ઉલ્લેખ પ્રમાણે[૩૧૨] સમુદ્રે ડુબાડી દીધેલી દ્વારકાની નજીકમાં હોવાનું કહી શકાય તેવી મૂલ દ્વારકા (કોડીનાર પાસેની બિન-વસાહતી જગ્યા) અને આજની સૌરાષ્ટ્રને વાયવ્ય ખૂણે આવેલી દ્વારકા (કે સૌરાષ્ટ્રમાં બીજાં ત્રણેક સ્થાનોની પણ સંભાવના કહી છે[૩૧૩] તેવી જગ્યાએ)ની નજીક ધ્યાન ખેંચે તેવા નાના મોટા પહાડ જોવામાં આવતા નથી. પહેલો, જાણવામાં આવેલો, ધ્યાન ખેંચે તેવો ઉલ્લેખ જૂનાગઢ શૈલલેખનો સ્કંદગુપ્તના સમયનો ઈ. સ. ૪૫૭ નો છે,[૩૧૪] જેમાં ઊર્જયત્-રૈવતકને એકાત્મક બતાવ્યા છે. જૈન ગ્રંથોમાં પણ લગભગ ત્યારથી એ એકાત્મક હોવાના ઉલ્લેખ મળે છે.[૩૧૫] અને ઉપર 'ઊર્જયત્-ઉજ્જયંત'ના પ્રસંગમાં જોયું તેમ અંદરનો એ ઊર્જયત્-ઉજ્જયંત અને દામોદરકુંડ અને જૂનાગઢ શૈલલેખની ઉપરનો પૂર્વ-પશ્ચિમ પડેલો બેસલો તે 'રૈવતક' એવી સ્પષ્ટતા સ્કંદપુરાણમાં અનુભવાય છે[૩૧૬] (જુઓ ઉપર પૃ. ૨૮૫). પશ્ચિમ સૌરાષ્ટ્રમાં આવેલા વિસાવાડા(મૂલદ્વારકા)ની પૂર્વમાં ૨૪ કિ. મી. (૧૫ માઈલ) ઉપર દક્ષિણ-ઉત્તર-ઈશાને પથરાયેલા પડેલા બરડા ડુંગરને પણ રૈવતક ગણવાનો પાર્જિટરે અભિપ્રાય આપ્યો છે;[૩૧૭] અને જગજીવન કાલિદાસ પાઠકના જણાવ્યા પ્રમાણે 'અર્ડા પર્વતની રેવતધાર ઉપર રાણા ખેમાજીએ ઉદકેશ્વર મહાદેવની સ્થાપના કરી હતી' એ બરડા ડુંગરની પણ એક નીચી ધારનું નામ 'રેવત' જાણવામાં આવ્યું છે.[૩૧૮] આ પાછલી માન્યતાને થોડું'ક પણ બલ આપે એવું પ્રમાણ જોઈતું હોય તો એ હરિવંશમાં મળી આવે એમ છે. હરિવંશમાં દ્વારકાને ફરતા ચાર ગિરિ કહ્યા છે તેમાં ઉત્તર દિશાએ 'વેણુમાન' છે (ઉપર પૃ. ૨૮૬); આજે બરડાની ઉત્તરે આભપરા અને એનાથી જરા ઊંચા (૬૨૬ મીટર-૨૦૫૦ ફૂટના) શિખરને 'વેણુ'નું શિખર કહેવામાં આવે પણ છે. આ વેણુમાન છે એમ સ્વીકારવા જતાં દ્વારકાને 'વારિદુર્ગ'-ને સ્થાને 'ગિરિદુર્ગ' કહેવી પડે, પરંતુ મહાભારત-હરિવંશ-વિષ્ણુપુરાણ-ભાગવત-પુરાણ એમ કહેતાં અટકાવે છે. અહીં આપણને એમ કહેવાનું પ્રાપ્ત થાય કે

મહાભારત અને પુરાણોના મોટા ભાગના ઉલ્લેખ આજની કોડીનાર પાસેની મૂલદ્વારકા કે આજની દ્વારકનાં સ્થાનોને નજર સામે રાખીને થાય છે; પ્રભાસમાં જેમ કૃતસ્મર ગિરિ લુપ્ત થઈ ગયો તે પ્રમાણે રૈવતક અને દ્વારકાની આસપાસના બીજા ત્રણ કે ચાર એ બધા ગિરિ-શૈલ-ક્રીડાશૈલ દ્વારકા સાથે જ ડૂબી ગયા એમ માની ચલાવી લેવું પડે. આ પૂર્વે (પૃ ૨૮૪) બતાવ્યું છે તે પ્રમાણે નેમિનાથ(અરિષ્ટનેમિ)ની દીક્ષા રૈવતક ઉપર અને એમનું કેવલજ્ઞાન તેમજ નિર્વાણ ઉજ્જયંત ઉપર, એમ પ્રાચીન જૈનગ્રંથોમાં બંનેની પૃથક્તા કહી છે; પછીના ગ્રંથોમાં 'ઉજ્જયંતઉપરના રૈવતક ઉદ્યાનમાં' એમ સમાધાન કરી 'રૈવતક'-ને એક ઉદ્યાન કહેવામાં આવેલ છે.[૩૧૯] રૈવતક નજીક એક નંદન નામનું વન તો કહેવાયેલું જ છે.[૩૨૦] ઉજ્જયંત-રૈવતક-ગિરનારની જૈન ગ્રંથોમાં નિર્દિષ્ટ એકતા વિશે આ પૂર્વે 'ઉજ્જયંત'ના પ્રસંગે સૂચવાયું છે (પૃ. ૨૮૫-૨૮૬).

**ઋક્ષ અને પારિયાત્ર** : મહાભારતમાં 'કુલપર્વતો'નો ઉલ્લેખ કરતાં ભીષ્મ-પર્વમાં મહેંદ્ર, માલ્ય, સહ્ય, શુક્તિમાન, ઋક્ષવાન, વિંધ્ય અને પારિયાત્ર એવા સાત પર્વત ગણાવવામાં આવ્યા છે.[૩૨૧] પાર્જિટરે જણાવ્યું છે કે વિંધ્ય અને ઋક્ષમાંથી નીકળતી નદીઓ જોતાં 'ઋક્ષ' એ સાતપૂડાની પશ્ચિમ બંગાળા સુધી લંબાતી ગિરિમાળા છે,[૩૨૨] બી સી. લો. માને છે[૩૨૩] તેમ એઉ એક નથી. આરણ્યક-પર્વમાં પણ દક્ષિણાપથમાં જતાં માર્ગમાં અવંતિ પછી ઋક્ષવાન પર્વતને વટાવ્યા બાદ વિંધ્ય અને પયોષ્ણી નદીનો નિર્દેશ કરવામાં આવ્યો છે.[૩૨૪] આમ આજના ગુજરાતની પૂર્વ સીમાના વિંધ્યનો જ એને એક ફાંટો કહેવો જોઈએ; સાતપૂડો એ, હકીકતે, વિંધ્યનો જ એક ભાગ છે, જેની ધાર--નાની મોટી—લંબાતાં બંગાળા સુધી પહોંચી શકે

'પારિયાત્ર' એ તો ગુજરાતની પૂર્વ દિશા અને ઉત્તર દિશાએ સંધિ ઉપર આવેલી આડાવલી(અરવલ્લી)ની ગિરિમાળા છે. પાર્જિટરે આડાવલીથી છેક ભોપાળ સુધી લંબાયેલી ગિરિમાળાને 'પારિયાત્ર' કહેલ છે.[૩૨૫] આરણ્યકપર્વમાં ઋષિ માર્કંડેયે ભગવાન બાલમુકુંદના ઉદરમાં જોયેલા પર્વતોમાં મહેંદ્ર પછી વિંધ્ય, મલય અને પારિયાત્ર પર્વતોને ગણાવ્યા છે.[૩૨૬] શાંતિપર્વમાં જણાવ્યા પ્રમાણે[૩૨૭] એ પર્વતમાં ગૌતમનો આશ્રમ હતો. હકીકતે, ઉમાશંકર જોશી કહે છે તે પ્રમાણે. 'માળવાની દક્ષિણ અને પશ્ચિમે ફરતું ગિરિવર્તુલ તે પારિયાત્ર' હોવામાં શંકા રહેતી નથી.[૩૨૮] રાજશેખર મહાભારતના આરણ્યકપર્વના નિર્દેશને અનુસરી સાત કુલપર્વત તેના તે આપે છે,[૩૨૯] જ્યારે 'પારિયાત્ર'નો નિર્દેશ કરતાં

પારિયાત્ર પર્વતના પ્રદેશમાં રહેનારા લોક તરીકે ખ્યાલ આપ્યો છે.[૩૩૦] ઉમાશંકર જોશીએ ધ્યાન દોર્યું છે કે 'પારિયાત્ર'નું 'પારિપાત્ર' એવું પાઠાંતર માર્કંડેયપુરાણમાં પાર્જિટરે માન્ય રાખ્યું છે–તેના परि + पात्रथी 'પથર' શબ્દમાં એ નામ સચવાઈ રહ્યું છે. હકીકતે આડાવલીની ગિરિમાળા મધ્યપ્રદેશમાં લંબાઈ ને 'પારિયાત્ર' તરીકે પ્રાચીન ગ્રંથોમાં કહેવાઈ, ત્યાં અત્યારે ચંબલ અને બનાસ નદીઓ વચ્ચે 'પથર' નામથી એ ગિરિમાળા જાણીતી છે.[૩૩૧]

**વિંધ્ય :** સાત કુલપર્વતોમાંનો ગુજરાતને માટે મહત્ત્વનો 'વિંધ્ય' છે. વિંધ્યની ગિરિમાળા દક્ષિણમાં છેક સહ્યાદ્રિથી શરૂ થાય છે અને ઉત્તર તરફ વધતી ગુજરાતની પૂર્વ સરહદ ઉપર, મેવાડ (રાજસ્થાન) અને માળવા(મધ્યપ્રદેશ)માં ચાલી જાય છે. હકીકતે જોઈએ તો સહ્યાદ્રિ, સાતપૂડો, વિંધ્ય, આડાવલી (અરવલી), પારિયાત્ર, ઋક્ષ, ઋક્ષવાન એ વિંધ્યની સુદીર્ઘ ગિરિમાળાના જુદા જુદા ભાગ છે. મહાભારતમાં 'વિંધ્ય'નો અનેક વાર નિર્દેશ થયેલો છે. આદિપર્વમાં સુંદ અને ઉપસુંદ નામના બે ભાઈઓને 'વિંધ્ય'માં તપ કરતા કહ્યા છે, જેમના ઉગ્ર તપને લઈ વિંધ્યમાંથી જ્વાળાઓ નીકળતી કહી છે. [૩૩૨] આરણ્યકપર્વમાં અગસ્ત્યના વચનને માન આપી વિંધ્ય વધતો નથી એમ કહી પછીના અધ્યાયમાં સૂર્ય અને ચંદ્રના માર્ગને રૂંધી લે એટલો વધ્યો એમ કહ્યું છે, જેને પછી અગસ્ત્યે વધતો અટકાવ્યો.[૩૩૩] રામાયણ-કિષ્કિંધાકાંડમાં સુગ્રીવ સીતાની શોધ માટે વાનરોને મોકલે છે ત્યાં દક્ષિણ દિશાના ભૂભાગનો પરિચય આપતાં હજાર શિખરોવાળા વિંધ્યની વાત કરી ત્યાં નર્મદાનો સંબંધ આપી, પછી ગોદાવરી વિશે કહે છે. [૩૩૪] મત્સ્ય, બ્રહ્માંડ, વાયુ, વામન વગેરે પુરાણોમાં એ નિર્દિષ્ટ થયેલો છે, જ્યાં એની વિસ્તૃત તળેટીઓમાં રહેનારાઓને 'વિંધ્યપૃષ્ઠનિવાસી' કહ્યા છે. [૩૩૫] વિંધ્યમાંથી પુરાણોએ તાપી, પયોષ્ણી, નિર્વિંધ્યા, ક્ષિપ્રા, ઋષભા, વેણા, વૈતરિણી, વિશ્વમાલા, કુમુદ્વતી, તોયા, મહાગૌરી, દુર્ગમા, શિલા વગેરે ઠંડા જલવાળી નદીઓ નીકળતી કહી છે. [૩૩૬] રાજશેખર કાવ્યમીમાંસામાં વિંધ્યાદ્રિમાંથી નર્મદા નીકળી હોવાનું નોંધે છે, સાત કુલપર્વતોમાંના એક તરીકે એને નોંધે જ છે, ઉપરાંત માહિષ્મતીની પછી દક્ષિણાપથની માહિતી આપતાં એમાંના પર્વતોમાં પહેલું નામ વિંધ્યનું આપે છે. [૩૩૭] ત્યાં જ એણે 'આર્યાવર્ત'ની સીમા પૂર્વ અને પશ્ચિમના સમુદ્રો વચ્ચે હિમાલય અને વિંધ્યના વચગાળાના ભૂભાગની કહી છે. 'અમરકંટક' પર્વત નર્મદાના ઉપરના ભાગમાં આવેલો કહેવાયો છે. [૩૩૮] મ. મ. હરપ્રસાદ શાસ્ત્રીએ પોતાની 'મેઘદૂત' પરની વ્યાખ્યામાં કાલિદાસે કહેલો 'આમ્રકૂટ' તે 'અમરકંટક' હોવાની સંભાવના કરી છે (૧–૧૭).[૩૩૯] આ પહાડ, હકીકતે, વિંધ્યની જ એક શાખા છે.

**कृतस्मर :** अल्पांशे सूचवायेला बीजा बे पर्वतोमां एक 'कृतस्मर' अने बीजो 'वराह' छे. आमांनो कृतस्मर स्कंदपुराणमां प्रभासक्षेत्रमां सूचवायो छे;[340] प्रभासक्षेत्रमां समुद्रने छेडे ब्रह्मांडना मानदंडे जेवो ए महाशैल हतो. मार्कंडेय-पुराणमां रैवत, अर्बुद, ऋष्यशृंग वगेरे साथे कृतस्मरने गणाव्यो छे. [341] मुश्केली ए छे के आ उल्लखो सिवाय ए विशे बीजे क्यांय कशुं जोवामां आव्युं नथी, तेम प्रभास पासे समुद्रकांठा नजीक कोई नाना पहाडनां पण दर्शन थतां नथी. स्कंदपुराणमां नोंधेली कथामां कृतस्मर भस्मत्व पाम्यानो थयेलो निर्देश तेमज पाषाणो मृदुता पामतां घरो अने देवकुलो(देवळो)मां शिल्पीओ एनो उपयोग करे छे एवो निर्देश सहज रीते एना लोपनी वात करे छे. [342] प्रभासपाटणना कोटनी पूर्व दिशाए हीरणना कांठा सुधी प्रभासनी 'सावना टींबा' तरीके जाणीती वसाहत नाश पामी गई छे अने त्यां सेंकडो वर्ष पूर्वेनो बळेलो पथ्थर अने धातुनो किटोडो मळी आवे छे, ते ऊंची सपाटीनो, पथ्थरनी अनेक खाणोवाळो–जेमां पूर्व अने ईशाननां भाठांओमां बौद्ध प्रकारनी प्राचीन गुफाओ पण जोवा मळे छे[343] ते–खडक जेवो भाग छे ते 'कृतस्मर' हशे ? प्राचीन प्रमाणोने अभावे आनो जवाब आपी शकाय एम नथी. उमाशंकर जोशीए महाभारतना आरण्यकपर्वमां थयेला 'जातिस्मर' नामना तीर्थ तरफ ध्यान दोर्युं छे, [344] परंतु आसपासनां तीर्थोनो मेळ मेळववा जतां ए क्यांक मध्यप्रदेशमां आवेलुं तीर्थ छे; शब्दांतना 'स्मर' शब्दना साम्य सिवाय सौराष्ट्रना भूभाग साथे एनो संबंध जोवा मळतो नथी. कृतस्मर सरस्वतीना प्रवाहने रोकतो हतो; ए बळी जतां नदी समुद्रने मळवा शक्तिमान थई; अर्थात् कोई राजकदैवथी पर्वतनो भाग बेसी गयो. अने प्रभासखंडमां आजना प्रभासपाटणने स्थाने तो देवालयोथी समृद्ध देवपत्तन हतुं, [345] नगर त्यां हतुं ज नहि, नगर तो 'सावना टींबा' उपर हतुं, ज्यां भाठानी पथराळ जमीन उपर जेम बळेलो किटोडो मळे छे तेम क्षत्रपकालीन मोटी ईंटो पण जोवा मळे छे.

**वराह :** बीजो पर्वत ते वराह छे अने एनो निर्देश 'प्राग्ज्योतिषपुर'ना सांनिध्यमां हरिवंशना भविष्यपर्वना प्रक्षिप्त भागमां,[346] मत्स्यपुराणमां[347] अने रामायणना किष्किंधाकांडना[348] समान–अंशात्मक श्लोकोमां थयेलो जोवा मळे छे, ज्यां ए पर्वत अने प्राग्ज्योतिष बंनेने पश्चिम दिशाए कहेवामां आव्यां छे. सुग्रीव ताराना पिता सुषेणने 'वारुणी–पश्चिम' दिशामां जवानुं कहे छे,[349] अने त्यां 'सुराष्ट्र'नी शरूआत करे छे. आगळ चालतां पारियात्र अने चक्रवान नामना पर्वतोनी वात करी,[350] अगाध एवा वरुणालय नजीक

ચોસઠ યોજનના 'વરાહ' પર્વતનો નિર્દેશ કરી ત્યાં પ્રાગ્જ્યોતિષ નામનું સુવર્ણ-મય પુર છે કે જેમાં નરક નામનો દુષ્ટ દાનવ રહે છે, એ પર્વતની ચિત્રવિચિત્ર તળેટીઓમાં અને વિશાળ ગુફાઓમાં વૈદેહી સહિત રાવણની તપાસ કરવાનું કહેવામાં આવ્યું છે.[૩૫૧] પશ્ચિમના દેશોની વાત ચાલતી હોઈ પૂર્વ દેશ—આસામના મનાતા 'પ્રાગ્જ્યોતિષપુર'થી આ કોઈ ભિન્ન 'પ્રાગ્જ્યોતિષપુર' છે. 'બરડો' અને 'વરાહ'ના વર્ણસામ્યને કારણે આ વરાહ પર્વત બરડો હશે? હરિપ્રસાદ શાસ્ત્રીએ દાનશાસનોમાં આવતો बरटक (पथ) શબ્દ બરડા ડુંગર માટે વપરાયાની સંભાવના કરી છે.[૩૫૨] આ શબ્દ સંસ્કૃતીકરણ પામેલો કહી શકાય એમ છે, મૂળ 'બરડા' શબ્દ ઉપરથી. 'પ્રાગ્જ્યોતિષ' શબ્દ પણ કોઈ દેશ્ય પ્રાચીન શબ્દનું સંસ્કૃતીકરણ થયાની શંકા રહે છે. એમાં ઑસ્ટ્રિક ભાષાના મૂલ શબ્દના રૂપની સંભાવના પણ બતાવવામાં આવી છે.[૩૫૩] એ જો યથાર્થ હોય તો પશ્ચિમ સૌરાષ્ટ્રમાં આવા નગરની અશક્યતા ન હોય. પ્રબળ પ્રમાણોના અભાવે નિશ્ચયાત્મક રીતે અત્યારે કહી શકાય નહિ.

**શત્રુંજય :** સૌરાષ્ટ્રના પાલીતાણા નજીક ૬૦૦ મીટર(૧,૯૭૦ ફૂટ)ની ઊંચાઈના નાના શત્રુંજય પર્વતનો પુરાણાદિ સાહિત્યમાં ઉલ્લેખ થયેલો જાણવામાં આવ્યો નથી; આમ છતાં એ જૈન આગમ સાહિત્યમાં નોંધાયો છે. અરિષ્ટનેમિ પાસે દીક્ષા લઈને ગૌતમકુમાર શત્રુંજય ઉપર નિર્વાણ પામ્યાનું અંતકૃદ્દશામાં જોવા મળે છે,[૩૫૪] જ્યાં બીજા કેટલાક સાધુઓ પણ નિર્વાણ પામ્યા હતા. પાંચ પાંડવો કૃષ્ણના નિધનથી સંવેગ પામીને સુસ્થિત સ્થવિરની પાસે દીક્ષા લઈને શત્રુંજયના શિખર ઉપર પાદપોપગમન (વૃક્ષની જેમ સ્થિર રહીને) અનશન કરીને કાલધર્મ પામ્યાની અનુશ્રુતિ પણ જૈન ગ્રંથોમાં જાણવામાં આવી છે;[૩૫૪અ] આદિનાથ ઋષભદેવજીના પુંડરીક નામના ગણધરે તપ કરી આ ગિરિ ઉપર સિદ્ધિ મેળવી મનાય છે એટલે આ ગિરિનું એક નામ 'પુંડરીક' પણ છે.[૩૫૪આ] સાહિત્યિક ઉલ્લેખ મૈત્રકકાલીન જિનસેનસૂરિના હરિવંશપુરાણ(ઈ. સ. ૭૮૩–૮૪)નો 'સિદ્ધકૂટ' તરીકે માલૂમ પડી આવ્યો છે.[૩૫૫] જૈનોનું એ એક મહત્ત્વનું તીર્થધામ છે અને પ્રભાવકચરિત, પ્રબંધચિંતામણિ, વિવિધતીર્થકલ્પ વગેરે ગ્રંથોમાં એનો અનેક સ્થળોએ ઉલ્લેખ થયેલો છે.[૩૫૬] વિવિધતીર્થકલ્પમાં તો એના માહાત્મ્યના અનુષંગમાં ૨૧ નામ પણ નોંધવામાં આવ્યાં છે.[૩૫૭] કલ્પસૂત્રની ટીકાઓમાં પણ એના અનેક ઉલ્લેખ થયેલા છે.[૩૫૮]

## ૩. વનો અને ઉદ્યાનો

**નંદનવન :** દ્વારકાંના ઈશાન ખૂણે રૈવતકની પાસે એક 'નંદનવન' નામનું ઉદ્યાન હોવાનું અને એમાં સુરપ્રિય નામના યક્ષનું આયતન હોવાનું અંતકૃદ્દશા, વૃષ્ણિદશા અને જ્ઞાતાધર્મકથામાં જાણવા મળે છે.[૩૫૯]

**રૈવતવન :** મોડેના જૈન ટીકાકારોએ તો 'રૈવત ગિરિ'ને બદલે 'રૈવતવન' કહ્યું છે[૩૬૦] અને એ ગિરનારની તળેટીઓમાંના કોઈ એક વનવિભાગને.

**સહસ્રામ્રવન-લક્ષારામ :** ઉજ્જયંત ગિરિ ઉપર 'સહસ્રામ્રવન' અને 'લક્ષારામ' નામનાં બે વન હોવાનો ઉલ્લેખ વિવિધતીર્થકલ્પમાં 'ઉજ્જયંતસ્તવ'માં થયો છે.[૩૬૦અ] એ પછીનો ખૂબ જ મોડાનો 'સહસ્રામ્રવન'નો કલ્પસૂત્ર ઉપરની (ઈ. સ. ૧૬૫૧ ની) ઉપાધ્યાય શાંતિસાગરસૂરિની કૌમુદી-ટીકામાં થયો છે કે ત્યાં નેમિનાથને કેવલજ્ઞાન થયું હતું.[૩૬૧] પહાડ ઉપરના ઉપરકોટ(જૈન દેરાસરવાળા)માં એવા વનની કોઈ શકયતા નથી, પરંતુ ભૈરવજપ પછી ઉત્તર બાજુએ તળેટીમાં 'ભરતવન' તથા 'સેસાવન' છે તેઓમાંનું 'સેસાવન' એ આ હોય. 'લાખારામુ'ને રેવંતગિરિરાસુ પહાડની દક્ષિણ દિશાએ કહે છે.[૩૬૧અ]

**કૌસંભવન :** અંતકૃદ્દશામાં 'કોસંબવણ-કાણણ'-('કૌસંભવન-કાનન') સંજ્ઞાવાળું એક વન નોંધાયું છે[૩૬૨] મોડેના જૈન ટીકાકારોએ પણ 'કોસુંબારન્ન' ('કૌસુંભારણ્ય') નોંધ્યું છે.[૩૬૩] જૈન સાહિત્યમાં જણાવ્યા પ્રમાણે 'દીપાયન' નામે પરિવ્રાજક, જે સાંબ આદિ સુરામત્ત યાદવકુમારોને હાથે મરણ પામી અગ્નિ-કુમાર દેવ થયો હતો તેણે દ્વારકાનું દહન કર્યા પછી બલરામ અને કૃષ્ણ સુરાષ્ટ્ર છોડી પાંડવો પાસે દક્ષિણ મથુરા તરફ જતા હતા; દ્વારકાથી પૂર્વ તરફ નીકળી તેઓ હસ્તકલ્પ (અભિલેખમાં પાછળથી हस्तवप्र-આજનું 'હાથબ'-ભાવનગર જિલ્લામાં) નગરમાં આવ્યા, ત્યાંના રાજા અચ્છંદતને હરાવી દક્ષિણ તરફ જતાં એ બેઉ ભાઈ 'કોસુંબારણ્ય'માં આવ્યા; ત્યાં કૃષ્ણને તરસ લાગતાં પાણી લેવા ગયા તે સમયે કૃષ્ણના મોટા ભાઈ જરાકુમારે—એમને હાથે કૃષ્ણનું મરણ થશે એવી ભવિષ્યવાણી નેમિનાથે ભાખી હોવાને કારણે એ દ્વારકાનો ત્યાગ કરી અરણ્યમાં જઈ રહ્યો હતો તે—શિકારીરૂપે આવીને, ઢીંચણ ઉપર એક પગ રાખીને સૂતેલા કૃષ્ણને મૃગ ધારી એમના પગમાં મર્મસ્થાને બાણ માર્યું, જેને પરિણામે કૃષ્ણ અવસાન પામ્યા. આ અનુશ્રુતિને આધારે ભોગીલાલ સાંડેસરાએ એવો અભિપ્રાય આપ્યો છે કે સુરાષ્ટ્રમાંથી દક્ષિણમાં જતાં કોસુંબા-

રણ્ય આવતું હોઈ એ દક્ષિણ ગુજરાતમાં આવેલું 'કોસંબા' હોવું શક્ય છે. એમણે નિશીથચૂર્ણિનો હવાલો આપી કહ્યું છે કે ભરુકચ્છથી દક્ષિણાપથ જવાના રસ્તે 'ભલ્લીગૃહ' નામથી ઓળખાતું મંદિર હતું અને એમાં ભલ્લી-બાણથી વીંધાયેલા પગવાળી કૃષ્ણની મૂર્તિ હતી.[363અ]

**કોરંટકવન :** મોડેના જૈન ટીકાકારોએ ભરૂચના ઈશાન ખૂણે 'કોરંટક' નામનું વન હોવાનું નોંધ્યું છે.[364] વીસમા તીર્થંકર મુનિ સુવ્રતસ્વામીએ ત્યાં ઘણી વાર સમવસરણ કર્યું હતું. આ વનનું નામ ત્યાં ઊગતી એ નામની વનસ્પતિને કારણે હતું એવું સામાન્ય માનવું છે. આ 'કોરંટક' કે 'કુરંટક' એ 'કાંટા-સેળિયો' તરીકે જાણીતી ઓષધિ છે.[364અ]

**દંડકારણ્ય :** મહાભારત, રામાયણ અને રામ સાથે સંબંધ ધરાવતાં પુરાણોમાં, ઉપરાંત સંસ્કૃત સાહિત્યમાં અન્યત્ર પણ, અનેકઃસ્થળોએ ઉલ્લિખિત 'દંડકારણ્ય' એ ગુજરાતના દક્ષિણ ખૂણે થાણા જિલ્લાની સરહદને અડીને નાસિક જિલ્લામાં ઊંડે સુધી ગોદાવરીના બેઉ કાંઠાને આવરીને પથરાયેલા અરણ્યમય ભૂભાગની પ્રાચીન સંજ્ઞા છે. ગુજરાત રાજ્યમાંનો 'ડાંગનાં જંગલો'નો પ્રદેશ એનો ઉત્તર ભાગનો અવશેષ છે. જૈન અનુશ્રુતિ પ્રમાણે તો કુંભકારકટના રાજા દંડકના નામ ઉપરથી, અગ્નિકુમાર નામના દેવે એ નગર બાળી નાખતાં એના સ્થાનનું, એ નામ પડયું હતું.[365] મહાભારતમાંનો ઉલ્લેખ સભાપર્વમાં સહદેવના દક્ષિણ દિશાના દિગ્વિજયના વર્ણનમાં થયેલો છે, જ્યાં શૂર્પારક(સોપારા)ના ગણરાજ્યને હરાવ્યા પછી દંડકા પ્રદેશના લોકોને હરાવ્યાનું કહેવામાં આવ્યું છે.[366] અનુશાસનપર્વમાં જણાવ્યા પ્રમાણે કોઈ બ્રાહ્મણે દંડકાનું મોટું રાજ્ય નષ્ટ કરી નાખ્યું હતું.[367] આ દંડકાનો પ્રદેશ તે 'દંડકારણ્ય'નો હોય એમ લાગે છે, અને એ એક મહત્ત્વનું તીર્થ પણ હતું એવું આરણ્યકપર્વમાંના તીર્થયાત્રાવર્ણનના ઉલ્લેખથી સમજાય છે, જ્યાં પયોષ્ણી નદીની મુલાકાત પછી દંડકારણ્યમાં જઈ નાહવાનું લખ્યું છે.[368] ત્યાંથી શરભંગાશ્રમ અને ત્યાંથી શૂર્પારકા(સોપારા)તીર્થમાં જવાનું કહ્યું છે. આ વિધાનો દંડકારણ્યનો સ્થાન-નિશ્ચય કરી આપવામાં સહાયક થાય છે. ત્યાં શૂર્પારક પછી રામતીર્થ અને પછી સપ્ત-ગોદાતીર્થ કહ્યું છે, જે એનો વિસ્તાર ગોદાવરી નદીની ખીણ સુધીનો નિશ્ચિત કરી આપે છે.

દંડકારણ્યની પ્રસિદ્ધિ તો રામના વનવાસમાં લક્ષ્મણ અને સીતા સાથે ત્યાં કરેલા વાસને લીધે છે. રામાયણના મૂલ કથાનકને અનુસરી મહાભારતના

આરણ્યકપર્વમાં આપેલા રામોપાખ્યાનમાં[૩૬૯] રામ ચિત્રકૂટ ગિરિ ઉપર પ્રથમ જઈ રહ્યા હતા, જ્યાં ભરત રામને પાછા લઈ આવવા ગયો હતો; ભરત પાછો ફર્યો અને અયોધ્યા ન જતાં નંદિગ્રામમાં રામની પાદુકાને રાખી ત્યાં રામના વતી રાજ્ય કરવા લાગ્યો; પછી લોકો રામની પાસે વારંવાર આવતા હતા એમાંથી બચવા શરભંગાશ્રમ તરફ દંડકારણ્યમાં–ગોદાવરી નજીકનો આશ્રય કરી રહ્યા; અહીં જ લક્ષ્મણે રામની આજ્ઞાથી શૂર્પણખાનાં નાક–કાન કાપ્યાં અને ખર દૂષણ વગેરે ચૌદ હજાર રાક્ષસોનો રામે વિનાશ કર્યો; શૂર્પણખાની ફરિયાદથી રાવણ આ વનમાં આવ્યો, રામે સુવર્ણમૃગ તરીકે આવેલ મારીચને અહીં માર્યો, અને સુવર્ણમૃગને મેળવવાના લોભે મૃગને મારી નાખવા રામને મોકલતાં અને મૃગે મરતાં મરતાં 'સીતા–લક્ષ્મણ'ના નામનો પોકાર કર્યો એટલે સીતાએ પોતાનું રક્ષણ કરતા લક્ષ્મણને રામ તરફ ફરજિયાત મોકલતાં એકલી પડેલી સીતાને આવી રાવણ હરી ગયો; આ બધું આ દંડકારણ્યમાં બન્યું નોંધાયું છે. રામાયણમાં અયોધ્યાકાંડના અંતભાગમાં અત્રિ ઋષિનો આશ્રમ છોડી, આગળ નીકળી 'વન'માં પ્રવેશ કરવાનું લખ્યું છે.[૩૭૦] અરણ્યકાંડના આરંભમાં જણાવ્યા પ્રમાણે એ વન તે 'દંડકારણ્ય', જ્યાંના તાપસાશ્રમની એક પર્ણશાલામાં એમને ઉતારો આપવામાં આવ્યો હતો.[૩૭૧] વિરાધ–વધ, શરભંગ ઋષિને ત્યાં ગમન, સુતીક્ષ્ણ ઋષિ તરફથી સત્કાર, દસ વર્ષના નિવાસ પછી અગસ્ત્યાશ્રમગમન અને પંચવટીમાં નિવાસ, શૂર્પણખાનું આગમન, ખર અને દૂષણનો વધ, ત્રિશીર્ષનો વધ વગેરેથી લઈ છેક સીતાના હરણ સુધીના બનાવ–આ બધું વિશાળ દંડકારણ્યમાં બને છે. [૩૭૨] બાણ કાદંબરીમાં જે દંડકારણ્યનું વર્ણન આપે છે [૩૭૩] તે ગુજરાત અને મહારાષ્ટ્રનો આ જ વિશાળ સંવિભાગ છે. એણે ત્યાં શબરોનો વાસ કહ્યો છે. રાજશેખર માહિષ્મતીના પ્રદેશ પછી દક્ષિણાપથનો ખ્યાલ આપતાં જે પ્રદેશોનાં નામ આપે છે તેઓમાં 'ચોડ' અને 'પાંડ્ય' વચ્ચે 'દંડક' કહે છે, [૩૭૪] પણ ત્યાં કોઈ ક્રમ સ્પષ્ટ નથી દેખાતો તેથી એ વિશે સંભાવના જ કરવી રહે કે એ 'દંડકારણ્ય'ના પ્રદેશ વિશે કહેતો હોય. બાકી એ ત્યાં 'નાસિક્ય' નું પ્રદેશનામ તરીકે જુદું સૂચન કરે છે, તો શૂર્પારક અને કોંકણ પણ કહ્યા જ છે; નાસિક્ય પછી તરત કોંકણ આપે છે; નર્મદા, તાપી, પયોષ્ણી, ગોદાવરીને એણે દક્ષિણાપથમાં કહી છે. આમ દંડકારણ્ય એ ગોદાવરીની ખીણને આવરી લેતો વિશાળ પ્રદેશ હતો; એનું નામ 'ડાંગ' શબ્દમાં જળવાઈ રહેલું હોઈ 'ડાંગ'નો આજનો ગુજરાતમાં આવેલો જંગલ–પ્રદેશ એ પ્રાચીન દંડકારણ્યનો એક અંતર્ગત ભાગ હોવાનું સ્પષ્ટ થાય છે.

## પાદટીપો

૧. S. K. Belvalkar, *Systems of Sanskrit Grammars*, p. 26: 'So although we cannot be certain whether any one word now found in the Gaṇapāṭha existed in Pāṇini's days, still the bulk of our present Gaṇapāṭha may, safely, be considered as coming from the grammarian himself.'

૨. ગુ. ઐ. લે., લેખ નં. ૬, પૃ. ૭

૩. પુ. ગુ., પૃ. ૧૦

૪. એજન. પૃ. ૧૨૫

૫. કે. કા. શાસ્ત્રી, 'પુરાણોમાં ગુજરાતની આદિમ' જાતિઓ, "વિદ્યાપીઠ", મે-જૂન, ૧૯૬૭, પૃ. ૧૩૮ અને महाभारत, आरण्यकपर्व, १२०–४

૬. पाणिनि, अष्टाध्यायी व्याकरण, गणपाठ, ४–२–१३३

૭. महाभारत, सभापर्व, २३–१२ थी १८

૭અ. एजन, २८–३९, ४३; નકુલના પ્રતીચીવિજયના વર્ણનમાં વાસુદેવે જીતેલી પ્રતીચી દિશાનો મોઘમ ઉલ્લેખ છે, પરંતુ 'આનર્ત' કે 'સુરાષ્ટ્ર'નો નામનિર્દેશ થયો નથી.

૮. महाभारत, आरण्यकपर्व, १४–१४; १५–२

૯. एजन, १५–९, १८

१०. एजन, १५–५

११. एजन, १५–९

१२. महाभारत, भीष्मपर्व, १०–४७, ५०

१३. एजन, आरण्यकपर्व, ८६–१६ थी २१

१४. एजन, २१–१, २

१५. हरिवंश, १०–१ अने २२ थी २४

१६. महाभारत, सभापर्व, १३–४९, ५०

१७. एजन, ४२–७

१८. हरिवंश (चित्रशाळा, पूना) विष्णुपर्व ५५–१०३ अने ३७–३० थी ३२

१९. मत्स्यपुराण, २१०–१, २; ब्रह्माण्डपुराण, १–१६–६० थी ६२; वायुपुराण, १–४५–१२८ थी १३१

૨૦. काव्यमीमांसा, पृ. ९४

૨૧. ગુ. એ. લે., લેખ નં. ૩૦, ૪૦, ૪૭, ૫૫, ૭૨; પૃ. ૪૬, ૭૨, ૯૯, ૧૨૭, ૧૮૭-૮૮માં 'આનર્તપુર' છે, જ્યારે લેખ નં. ૨૯, ૭૬, ૮૩, ૯૦, ૯૬; પૃ. ૪૪, ૨૦૯, ૨૧૪, ૨૬૦, ૨૯૫ માં 'આનંદપુર' છે.

૨૨. महाभारत, आदिपर्व, २१०-१०

૨૩. एजन, आरण्यकपर्व, १६-१३, १४

૨૪. પુ. ગુ., પૃ. ૪૧

૨૫. આનંદશંકર ધ્રુવ, "દિગ્દર્શન", પૃ. ૪૧

૨૬. बृहत्संहिता, १६-१५ थी १९

૨૭. પુ. ગુ., પૃ. ૪૧

૨૮. पाणिनि, उपर्युक्त, ६-२-३७

૨૯. महाभारत, सभापर्व,२८-३९, ४३

૩૦. एजन, २८-४०

૩૧. महाभारत, आरण्यकपर्व, ८६-१६ थी २१

૩૨. एजन, ८०-११८

૩૩. પુ. ગુ., પૃ. ૧૩૧

૩૪. महाभारत, भीष्मपर्व, १०-४७

૩૫. रामायण, बालकाण्ड, १२-४२

૩૬. एजन, किष्किन्धाकाण्ड, ४१-५

૩૭. पाणिनीय शिक्षा, का. २६

૩૮. कौटिलीय अर्थशास्त्र, ११-१-१६०, १६१

૩૯. नाटयशास्त्र (निर्णयसागर प्रेस, मुंबई), १७-५१

૪૦ D. C. Sircar, *Select Inscriptions*, Vol. I, p. 196

૪૧. ગુ. એ. લે., લેખ નં. ૧૫, પૃ. ૫

૪૨. मत्स्यपुराण, ११४-५०, ५१

૪૩. विष्णुपुराण, ६-३-१७

૪૪. बृहत्संहिता, १६-१६

૪૫. ગુ. એ. લે , લેખ નં. ૪૬, ૬૩, ૬૫, ૭૧, ૭૭, ૭૮, ૮૦, ૮૨, ૮૩, ૮૫, ૮૭, ૮૮, ૯૩, ૯૪, ૬૬ (વિસ્તારપૂર્વકનો), ૯૨; પૃ. ૭૬, ૧૪૭, ૧૫૬, ૧૭૯, ૨૧૪, ૨૧૭, ૨૧૯, ૨૨૧, ૨૨૮, ૨૩૪, ૨૪૦, ૧૧૦, ૧૧૩, નં. ૮૫, પૃ. ૨૪૩ માં સમાસમાં છે.

૪૬. એજન, લેખ નં. ૧૬૨, પૃ ૯૭–૯૮

૪૭. એજન, લેખ નં. ૪૬, પૃ ૬૬

૪૮. એજન, લેખ નં. ૨૪, પૃ. ૨૯

૪૯, એજન, લેખ નં. ૬૧ (મૈ. ગુ., પૃ. ૧૭૨)

૫૦. *Epigraphia Indica*, Vol. XXVI, pp. 200, 204, 213,219, 223

૫૧. काव्यमीमांसा, पृ. ९, ३४, ९४

૫૨. ગુ. ઐ. લે., લેખ નં. ૧૪૬ક, પૃ. ૧૬૩

૫૩. એજન. લેખ નં. ૧૨૩, પૃ. ૩૧

૫૪. એજન લેખ નં. ૨૧૬અ, પૃ. ૨૦૬

૫૫. એજન, લેખ નં. ૨૧૯અ, પૃ. ૨૧૦

૫૬. એજન, લેખ નં. ૨૨૫બ, પૃ. ૨૧૯

આ પછીના ઉલ્લેખોમાં સ્ત્રીલિંગ सुराष्ट्रा શબ્દ प्रबन्धचिन्तामणि, पृ. ६५, ८६, ९२; पुरातनप्रबंधसंग्रह, पृ. ३४, ५८, ६२, ९३, ९७, ९८, १२४, १२५, १३१; प्रबंधकोश, पृ. २२, ४५, ४७, ८४, १०१, १०३ માં છે. આ ગ્રંથોમાં પુંલિંગે પ્રયોગ નથી મળતો. प्रभावकचरित માં પુંલિંગે पृ. २३, ३६, ४४, १५७, १८६ માં सुराष्ट्रदेश અને पृ. १९८ માં सुराष्ट्रमण्डल છે. પહેલાં ૧૩ મી સદીના આરંભના ગણાયેલા અને હવે ૧૬ મી સદીના સ્વીકારાયેલા નરપતિ નાલ્હકૃત 'વિસલદેરાસ'માં 'સોરઠ' શબ્દનો સ્ત્રીલિંગે પ્રયોગ છે (૧–૬૧) એ નોંધપાત્ર છે.

૫૭. ગુ. ઐ. લે., લેખ નં. ૨૩૫, પૃ. ૩૩

૬૦. दशकुमारचरित, उच्छ्वास ६, पृ. २२५

૫૯. ગુ. ઐ. લે., લેખ નં. ૧૬૪, પૃ. ૧૧૦

૬૦. મૈ. ગુ., પૃ. ૧૭૧, પાદટીપ

૬૧. એજન, પૃ. ૧૭૨

૬૨. ડોલરરાય માંકડ, 'સુરાષ્ટ્ર અને આનર્ત,' "સ્વાધ્યાય", પુ. ૫, અંક ૩, પૃ ૨૯૬–૩૦૮

६३. अनुयोगद्वारसूत्र, पृ. १४३

६४. निशीथचूर्णि, भाग २, पृ. ४३८

૬૫. सूत्रकृताङ्गचूर्णि, पृ. १२७

૬૬. वसुदेवहिंडी, पृ. १४६ वगेरे

૬૭. ज्ञाताधर्मकथा, उत्तरार्ध, पृ. १४१

૬૮. જુઓ ગ્રંથ ૨, પરિશિષ્ટ ૨.

૬૯. *McCrindle's Ancient India as described by Ptolemy*, pp. 33, 36

૭૦. *Bombay Gazetteer, Vol. I, Part I, p. 16*

૭૧. Watters, *On Yuan Chwang's Travels in India*, Vol. II, p. 248

૭૨. Elliot and Dowson, *History of India as told* by its own Historians, pp. 18-25, 31-40

૭૩. McCrindle, *op. cit.*, pp. 33-37, 140, 158

૭૪. अपादानग्रन्थ, २-३५९

૭૫. *Bom. Gaz.*, Vol. I, Part I, p. 6

૭૬. दुर्गासप्तशती, १-३ वगेरे

૭૭. B. C. Law, *Tribes in Ancient India*, p. 335

૭૮. *Ibid.*, p. 364

૭૯. ગુ. એ. લે., લેખ નં. ૧, પૃ ૫

૮૦. "अवन्तयोऽङ्गमगधाः सुराष्ट्रा दक्षिणापथाः ।

उपावृत्सिन्धुसौवीरा एते संकीर्णयोनयः ॥

आरट्टान् कारस्करान् पुण्ड्रान् सौवीरान् कलिङ्गान् प्रानूनानिति च गत्वा पुनस्तोमेन यजेत सर्वपृष्ठया वा ॥ १४ ॥" बौधायनधर्मसूत्र, प्रश्न १, अ. १, खण्ड २

૮૧. N. B. Divatia, *Gujarati Language and Literature*, Vol II, Pp. 199 f.

૮૨. K. M Munshi, *Glory that was Gurjaradeśa*, Vol. III, Ghaṭiyālā Inscription, No. 2, p. 259

૮૩. *Ibid.*, Ghaṭiyālā Inscription, No. 1, p. 258

૮૪. रामायण, किष्किन्धाकाण्ड, ४१-५

૮૫. महाभारत, भीष्मपर्व, १०-४५, ४६

८६. एजन, १०–६६

८७. भागवतपुराण, १०–३५ अने ११–१

८८. महाभारत, सभापर्व, २९–८, ९

८९. V. V. Mirashi, *Corpus Inscriptionum Indicarum*, Vol IV: Inscriptions of the Kalachuri-Chedi Era, Part I, Introduction, p. xxxi

९०. महाभारत, मौसलपर्व, ९–१६

९१. एजन, ८–४२ थी ६१

९२. महाभारत, उद्योगपर्व, ५–१९–२९

९३. एजन, मौसलपर्व, Introduction, p. xxxiii

९४. स्कन्दपुराण, ७–४–१४–४५ थी ४७

९५ महाभारत, सभापर्व, २९–९, १०

९६. एजन, आरण्यकपर्व, ८०–९९ अने ८१–१४

९७. वायुपुराण, १–४६–१२४

९८. बृहत्संहिता, १४–१२

૯૯. Mc Crindle, *op. cit.*, p. 140

મિરાશી પણ ત્રણ આભીર પ્રદેશોમાંનો એક કોંકણ સાથેનો આભીર કહે છે. V. V. Mirashi, *op. cit.*, p. xxxi

૧૦૦. પેરિપ્લસ (અનુ. દુષ્યંત પંડ્યા), પૃ. ૧૮

૧૦૧. V. V. Mirashi, *op. cit.*, p. xxxi

१०२. विष्णुपुराण; ४–२४–६८; Mirashi, *Ibid.*

૧૦૩. પુ. ગુ., પૃ. ૪૬

૧૦૪. એજન, પૃ. ૪૬

૧૦૫. જૈ. આ. ગુ., પૃ. ૧૮૪

१०६. महाभारत, आदिपर्व, २०९–१९

१०७. एजन, सभापर्व, २९–१९

१०८. पाणिनि, अष्टा. व्या. (गणपाठ), ४–२–१३३

१०९. महाभारत, आरण्यकपर्व, ११६–१९, २०

૧૧૦. હરિવંશ, ૧-૨૩-૧૩૬ ની પાદટીપ. અધિકૃત વાચનામાં ધર્મનેત્ર-કાંત-કૃતવીર્ય-અર્જુન એવો ક્રમ છે અને વચ્ચેના નથી; નગરીઓ વિશે પણ નથી.

૧૧૧. महाभारत, सभापर्व, २८–८ थी ३७

૧૧૨. हरिवंश (चित्रशाळा, पूना), २–५५–१०२

૧૧૩. एजन, २–३७-२० थी ३२ अने ३८थी ४१

૧૧૪. ब्रह्माण्डपुराण, १-२-१६-६६; वायुपुराण, १-४५-१३३, १३४; मत्स्य-पुराण, ११४-६३, ६४ ('अरूपाः' પાઠ)

૧૧૫. स्कन्दपुराण, १–२–१–७३

૧૧૬. रघुवंश, ६-४३ : કાર્તવીર્યના વંશજ પ્રતીપની રાજધાની, જ્યાં 'રેવા' નદી નજીકમાં કહી છે.

૧૧૭. ગુ એ. લે., લેખ નં ૬, પૃ. ૯

૧૧૮. मत्स्यपुराण, ११४–६३, ६४ ('अरूप' પાઠ); ब्रह्माण्डपुराण १–२–१६–६६, ६७; वायुपुराण, १-४५-१३३, १३४

૧૧૯. मत्स्यपुराण, ११४–५०; ब्रह्माण्डपुराण, १–२–१६–६२; वायुपुराण, १–४५–१३०

૧૨૦. मार्कण्डेयपुराण, ५४–६१

૧૨૧. પુ. ગુ., પૃ. ૫૨ અને એમાંના નકશાનું પૃ. ૭૫

૧૨૨. મૈ. ગુ., પૃ. ૨૫૬

૧૨૩. मत्स्यपुराण, ११४–५०, ५१; જુઓ ઉપર પાદટીપ ૧૧૯

૧૨૪. रघुवंश, ४–५२

૧૨૫. कामसूत्र, ५–५–८, २–५–७

૧૨૬. बृहत्संहिता, १८–२०–१

૧૨૭. જુઓ આ પૂર્વે પાદટીપ ૬૩.

૧૨૮. महाभारत, आदिपर्व, २१०–१, २

૧૩૦. एजन, भीष्मपर्व, ९–४७

૧૩૧. एजन, ९–४९

૧૩૨. एजन, १०–४९

૧૩૩. मत्स्यपुराण, ११४–५०, ५१; ब्रह्माण्डपुराण, १–२–१६–६० थी ६४; वायुपुराण, १३–५१, ५२; वामनपुराण, १–४५–१२८ थी १३१

૧૩૪. बृहत्संहिता, १६–३१

૧૩૫. महाभारत, भीष्मपर्व, १०–५७

૧૩૬. પુ. ગુ., પૃ ૧૫૦–૫૧

૧૩૭. એજન, પૃ. ૧૫૦; હરિપ્રસાદ શાસ્ત્રી, 'રાષ્ટ્રકૂટ રાજાઓનાં બે અપ્રસિદ્ધ દાનશાસન,' "બુદ્ધિપ્રકાશ", વર્ષ ૧૧૭, પૃ ૩૫૬

૧૩૮. Moti Chandra, *Geographical and Economic Studies in the Mahābhārata :, Upāyana Parvan*, pp. 48, 78

૧૩૯. महाभारत, सभापर्व, २८–४९ थी ५४

૧૪૦. मत्स्यपुराण, ११४–५०; ब्रह्माण्डपुराण, १–२–१६–६३ (सहकच्छ); मार्कण्डेयपुराण, ५४–६२ (भीरुकच्छ); वायुपुराण, १३–५२ (दारुकच्छ); वामनपुराण, १–४५–१३० (भानुकच्छ)

૧૪૧. महाभारत, सभापर्व, २८–५१ नी पादटीप—

ત્યાં रुरुकच्छ–रुद्रकच्छ–मरुकच्छ-रुगद्‌कच्छ–भद्रकच्छ– तरकच्छ– उरुकच्छ– मरुकष्ट–मरुछंग–भरुकच्छ–भृगुकच्छ– એવાં પાઠાંતર નોંધાયાં છે; एजन, २८–४७ नी पादटीप—ત્યાં भृगुकच्छ- भरुकच्छ–चारुकच्छ એવાં પાઠાંતર નોંધાયાં છે.

૧૪૨. एजन, ४७–९; અહીં भृगुकच्छ–भरुकच्छ–चारुकच्छ એવાં પાઠાંતર નોંધાયાં છે.

૧૪૩. आवश्यकचूर्णि, उत्तरभाग, पृ. २०१ अने पृ. १५२, १५३

૧૪૪. ગુ. ઐ. લે., લેખ નં. ૭૨-૭૩, પૃ. ૧૮૫ અને ૧૯૧

૧૪૫. બુદ્ધિપ્રકાશ, વર્ષ ૭૮, પૃ. ૧૧૧ થી

૧૪૬. મૈ. ગુ., પૃ. ૨૮; V. V. Mirashi, *op. cit.*, Vol. IV, p. xxxi

૧૪૮. पाणिनि, उपर्युक्त, ४–२–१३२

૧૪૯. महाभारत, सभापर्व, २७–३

૧૫૦. एजन, भीष्मपर्व, १०–५५

૧૫૧. पद्मपुराण, ३–६–५१ : પાઠ 'काच्छ'

૧૫૨. मत्स्यपुराण, ११४–५१; ब्रह्माण्डपुराण, १–२–१६–६३; मार्कण्डेयपुराण, ५४–६२; वामनपुराण, ४–४५–१३१; वायुपुराण, १३–५३

આમાં મત્સ્ય 'काच्छीक', બ્રહ્માંડ 'कच्छिद्य' (ત્યાં એની ઉપરના અર્ધમાં 'सहकच्छ' શબ્દ 'मारुकच्छ' ને સ્થાને ભ્રષ્ટ પાઠ છે, એ 'कच्छ' નથી) માર્કંડેય 'काश्मीर', વામન 'कच्छीय' અને વાયુપુરાણ 'वत्सीय' આપે છે, આ મત્સ્યપુરાણના 'काच्छीक'નાં પાઠાંતર છે.

૧૫૩. स्कन्दपुराण, १-२-३९-१४५

૧૫૪. પુ. ગુ., પૃ ૫૫-૫૬

૧૫૫. ગુ. ઐ. લે., લેખ નં. ૬, પૃ. ૯

૧૫૬. काव्यमीमांसा, पृ. ९४

૧૫૭ जम्बूद्वीपप्रज्ञप्ति, पृ. १२८

૧૫૮. आवश्यकचूर्णि, उत्तरभाग, पृ २९१

૧૫૯. बृहत्कल्पसूत्र, २-३८४ टि

૧૬૦. *Cunningham's Ancient Geography of India*, p. 346

૧૬૧. પેરિપ્લસ (અનુ. દુષ્યંત પંડયા), પૃ. ૧૭

૧૬૨. Cunningham, *op. cit.*, p. 374; T. Watters, *op. cit.*, Vol. II, pp, 245, 256; S. Beal, *Buddhist Records of the Western World*, pp. 266, 276

૧૬૩. महाभारत, सभापर्व, ४८-१२, १३

૧૬૩અ. ગુ. ઐ. લે., લેખ નં. ૧૩૯, પૃ ૧૫

૧૬૪. એજન, લેખ નં. ૧૫૯, પૃ. ૮૩

૧૬૫. એજન, લેખ નં. ૧૪૪બ, પૃ. ૧૬૦

૧૬૬. એજન, લેખ નં. ૨૧૯અ, પૃ. ૨૦૯

૧૬૭. अमरकोश, २-१-१०

૧૬૭અ. पाणिनि, उपर्युक्त, ५-२-३६

૧૬૮. एजन, ६-१-१६०

૧૬૯ ગુ. ઐ. લે., લેખ નં. ૬, પૃ. ૯

૧૭૦. मत्स्यपुराण, ११४-५०,५१; ब्रह्माण्डपुराण, १-१-२-६२, ६३; वामनपुराण, १-४५-१३०, १३१; मार्कण्डेयपुराण, ५४-६१, ६२; वायुपुराण, १३-५२, ५३

૧૭૧. ગુ. ઐ. લે., લેખ નં. ૧૩૭, પૃ. ૯, ૧૦

૧૭૨. જુઓ ઉપર પાદટીપ ૧૬૯.

૧૭૩. महाभारत, सभापर्व, २८–५

૧૭૪. एजन, भीष्मपर्व, १०–५०

૧૭૫. एजन, सभापर्व, ४७–१९ ની પાદટીપ, p. 234

૧૭૬. एजन, आदिपर्व (प्रक्षिप्तांश), Appendix I, Passage, 115, Lines35–37

૧૭૭. मत्स्यपुराण, ११४–५१ थी ५४; ब्रह्माण्डपुराण, १–२–१६–६३, ६४; वामनपुराण, १–४६–१३१ थी १३४

૧૭૮. પુ. ગુ., પૃ. ૧૨૧; ब्रह्माण्डपुराण, १–२–१६–२२; वायुपुराण, १३–२८

૧૭૯. महाभारत, सभापर्व, २७–५

૧૮૦. McCrindle, *op. cit.*, p. 152

૧૮૧. कामसूत्र, २–५–२६ : ત્યાં 'આપરાંતિક' અને 'લાટી' એમ ભિન્ન ભિન્ન સ્ત્રીઓ કહી છે.

૧૮૨. चतुर्भाणी (शृंगारहाट), पृ. १८४, १९४, २१५

૧૮૩. शिवनाथ मरखंडी, भारतीय ज्योतिष, पृ. २१६ थी २२५

૧૮૪. बृहत्संहिता, ६८–११

૧૮૫. D. C. Sircar, *Select Inscriptions*, Book III, No. 21 (Sloka 4), p. 290

૧૮૬. *Ibid*, No. 63, p. 419

૧૮૭. ઉમાકાંત પ્રે. શાહ, 'ગુજરાતમાં બૌદ્ધધર્મ', "સ્વાધ્યાય", વર્ષ ૧, પૃ. ૨૯૩

૧૮૭અ. જુઓ ગ્રંથ ૨, પરિશિષ્ટ ૧.

૧૮૮. हर्षचरित, उच्छ्वास ४, पृ. १२०

૧૮૯. प्राचीन भारतीय अभिलेखोंका अध्ययन, पृ. ११७, श्लो. २२

૧૯૦. Watters, *op. cit.*, p. 243

૧૯૧. મૈ. ગુ., પૃ. ૯૭, I-tsing, *A Record of the Buddhist Religion as Practised in India and Malaya Archipelago*, pp. 9, 137, 217

૧૯૨. ગુ. ઐ. લે., લેખ નં. ૧૨૩, પૃ. ૩૦, ૩૧ વગેરે

૧૯૩. आर्यमञ्जुश्रीमूलकल्प, श्लो. ५८६, ६०४

૧૯૪. ગુ. ઐ. લે., લેખ નં. ૧૩૫, પૃ. ૧૪૩; લેખ નં. ૧૩૩, ૧૩૪, પૃ. ૧૨૯, ૧૩૩

૧૯૫. મૈ. ગુ., પૃ. ૩૧૬–૩૨૧

૧૯૬. स्कन्दपुराण,७-२-३९-१४६

૧૯૭. R C Majumdar, "Rise and Fall of the Pratihāra Empire," *Āge of Imperial Kanauj*, p. 28

૧૯૮ काव्यमीमांसा, पृ. ९४, ३४, ५१, ६८

૧૯૯. बालरामायण, पृ. ३०१

૨૦૦ काव्यमीमांसा, पृ ३४; सरस्वतीकण्ठाभरण, २-१३, २-१६

૨૦૧. काव्यमीमांसा, पृ. ११०; बालरामायण, पृ. ३०४

૨૦૨. बालरामायण, पृ. ३०५

૨૦૩. Sachau, *Alberuni's India,* p. 205

૨૦૪. McCrindle, *op. cit.*, p. 154

૨૦૫. *Bom. Gaz.*, Vol. 1, p. 15, foot-note 3

૨૦૬. ગુ. એ. લે., લેખ નં. ૧૩૫, પૃ. ૧૪૩

૨૦૬અ. એજન, લેખ નં. ૨૨૨, પૃ. ૮૧

૨૦૭. જૈ. આ. ગુ., પૃ ૧૫૮ થી ૧૬૧

૨૦૮. कुवलयमाला, पृ. १५३

૨૦૯. अग्निपुराण, ३४०-१, ४ (लाटजा, लाटीया]; सरस्वतीकण्ठाभरण, २-२८ (लाटीया), वाग्भटालंकार, ४-१५० (लाटीया); साहित्यदर्पण, ९-५

૨૧૦. काव्यालंकारसंग्रह, १, पृ. ७; काव्यप्रकाश, ९-२१; साहित्यदर्पण, १०-८; काव्यानुशासन (वाग्भटकृत), पृ. ५०

૨૧૧. Elliot & Dowson, *Op. Cit.*, p. 24 (Lāriya)

૨૧૨. મસૂદીએ. Elliot & Dowson, *Op. Cit.*, p; 24 Lārawi Sea)

૨૧૩. પેરિપ્લસ (દુષ્યંત પંડ્યા), પૃ. ૩

૨૧૪. એજન, પૃ. ૬ ૪૧, ૧૭૨

૨૧૫. એજન, પૃ. ૧૮, ૧૭૨

૨૧૬. પુ. ગુ., પૃ ૪૨માં અલતેકરના મતનો હવાલો

૨૧૭. એજન, પૃ ૪૧, ૧૭૨

૨૧૮. એજન, પૃ ૧૭૨

૨૧૯. એજન, પૃ. ૧૭૨

૨૨૦. V. S. Apte, *Practical Sanskrit-English Dictionary*, p. 811

૨૨૧. પ્રં. ઇ., પૃ. ૧૭૩

૨૨૨. Sachau, *op. cit.*, p. 202

૨૨૩. K. M. Munshi, *op. cit.*, Amoghavarṣa's Inscription, p. 265

૨૨૪. *Epigraphia Indica*, Vol. V, p. 210

૨૨૫. K. M. Munshi, *op. cit.*, Ghaṭiyāla Inscription, p. 259

૨૨૬. *Ibid.*, p. 258

२२७. स्कन्दपुराण, ७–२–३९–१४१, ग्रामसप्ततिसाहस्रो गुर्जरात्रः प्रकीर्तितः ॥

२२८. कामसूत्र, ५–१–३० (जयमङ्गलाटीका)

२२९ गर्गसंहिता, ७–७–१–२

२३० महाभारत, सभापर्व, ४८–२० પછીના પ્રક્ષિપ્ત શ્લોકોમાંનો છેલ્લો શ્લોક

२३१. हर्षचरित, उ. ४, पृ. १२०

૨૩૨. Watters, *op. cit.*, Vol. II, p. 249

२३३. भविष्यपुराण, ३–३–३१–७१, ३-४–२३–१११

२३४. पद्मपुराण, ६-१९३–५२

२३५. पञ्चतन्त्र, ४–९. ત્યાં ઊંટ બહુ થતાં હોવા કહ્યું છે, જે પશ્ચિમ મારવાડને બંધ બેસે છે.

૨૩૬. ગુ. ઐ. લે., લેખ નં. ૧૦૯, ૧૧૦, પૃ. ૭, ૧૪

૨૩૭. જુઓ આ પૂર્વે પાદટીપ ૧૮૯.

૨૩૮. ગૌ. ગુ., પૃ ૩૨૧

૨૩૯. K. M. Munshi, *op. cit.*, p. 265

૨૪૦. ગુ. ઐ. લે., લેખ નં. ૧૨૩, પૃ. ૩૧

२४१. कुवलयमाला पृ. १५३

૨૪૨. *E. I.*, Vol. V, p. 211

२४३. *Ibid.*, p. 210, Note 3

२४४. Sachau, *op. cit.*, p. 202

२४५. ગુ. ઐ. લે., લેખ નં. ૧૩૮, પૃ. ૧૩

२४६. એજન, પૃ. ૯

२४७. औचित्यविचारचर्चा (काव्यमाला गुच्छ १), पृ. ११७

२४८ *E. I.*, Vol. X, pp. 20 f.

२४८અ. A. K. Majumdar, *Chaulukyas of Gujarat*, p. 12

२४९ सरस्वतीकण्ठाभरण, २-१३

२५०. प्रबन्धचिन्तामणि पृ ३० थी ३४

२५१. विक्रमाङ्कदेवचरित महाकाव्य, १८-९७

२५२. मुद्रितकुमुदचन्द्र प्रकरण, पृ ८

२५३. *Peterson's Report*, 5-80

२५४. ગુ. ઐ. લે., લેખ નં. ૧૪૪ ક, પૃ. ૧૬૩

२५५. गणधरसार्धशतक प्रकरण, पृ ६८

२५६. ગુ. ઐ. લે, લેખ નં. ૧૪૧, પૃ. ૨૧

२५७. द्वयाश्रय काव्य, ६-७

२५८. मोहराजपराजय नाटक, पृ. १६

२५९. कुमारपालप्रतिबोध, पृ. ३

२६०. सुरथोत्सव काव्य, १५-८

२६१. जैसलमेर-भाण्डागारीय ग्रंथसूचि, पृ. २

२६२. પ્રાચીન ગૂર્જર કાવ્યસંગ્રહ, પૃ. ૧-૨

२६२અ. रास और रासान्वयी कविता-आबूरास, कडी ११

२६३ જુઓ ઉપર પૃ. ૨૮૯ ની વિગત, અને

गूर्जरत्राभूमि : *E. I.*, Vol. V, p. 211; गुर्जरत्रामण्डल : *Ibid*, p. 210: गूर्जरत्रा : K. M. Munshi, *op. cit.*, p. 258; गुज्जरत्ता : *Ibid.*, p. 259; गूर्जरात्रा : ગુ. ઐ. લે., લેખ નં. ૧૬૩, પૃ.૧૦૮; गुर्जरात्र : स्कन्दपुराण, ७-२-६९-१४१; गूर्जरात : कामसूत्र ५-१-३० (जयमङ्गलाटीका); गुर्जराट : गर्गसंहिता, ७-७-१-२

૨૬૪. Elliot and Dowson, *op. cit*, Vol. I, p. 5

૨૬૫. *Ibid*, Vol. I, p. 358

२६६ हर्षचरित, उ. ४, पृ. १२०

२६७. महाभारत, सभापर्व, ४८-२० पछी ४७५ मो प्रक्षेप—'दर्बरा यवनाश्चैव गुर्जराभीरकास्तथा ।'

૨૬૮. *Bom. Gaz.*, Vol. I, Part I, p. 85

૨૬૯. N. B. Divatia, *op cit.*, pp. 199 f.

૨૭૦. 'આબૂરાસ'માં ઉત્તર ગુજરાતના પ્રદેશને માટે જ 'ગુજરાત' સંજ્ઞા સીમિત હતી. ગુજરાતના સૂબા ઝફરખાને 'મુઝફ્ફરશાહ' નામ ધારણ કરી ઈ. સ. ૧૪૦૭ માં ગુજરાતનો દોર હાથમાં લીધો એ પછી એના પૌત્ર અહમદશાહે અમદાવાદ ઈ સ. ૧૪૧૧ માં વસાવી, અણહિલપુર પાટણથી ત્યાં ગાદી ખસેડી અને એના વંશજ મહમૂદ બેગડાએ ઈ. સ. ૧૪૬૭–૭૨ ના ગાળામાં ગુજરાતના ધ્વજ નીચે કચ્છ અને સૌરાષ્ટ્ર સહિતના તળ-ગુજરાતના ઉત્તર-મધ્ય-દક્ષિણ ભાગોને સ્થિર કર્યાં (ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ, ખંડ ૧, પૃ. ૩૦૨, નવી આવૃત્તિ; એજન, ખંડ ૨, પૃ, ૪૮૪–૫૦૨) ત્યારથી લઈ ૧૯૪૭ માં સ્વરાજ્ય મળ્યું અને એક જ વર્ષમાં દેશી રાજ્યોનું વિલીનીકરણ થતાં પહેલાં મુંબઈ રાજ્યના એક ભાગ તરીકે શરૂમાં ગુજરાત–સૌરાષ્ટ્ર જુદાં, અને કેંદ્રની સીધી સત્તા નીચે કચ્છ પણ જુદું. પણ મુંબઈ રાજ્યનું દ્વિભાગીકરણ થતાં 'ગુજરાત' અલગ પડયું ત્યારે કચ્છ-સૌરાષ્ટ્ર-ગુજરાતનું એક એકમ બની રહ્યું એ વખતે આબુની ઉત્તરનો શિરોહી રાજ્યનો ભાગ અને એ જ રીતે પૂર્વ સરહદનો ડુંગરપુર-વાંસવાડાનો વાગડનો પ્રદેશ રાજસ્થાનમાં મુકાઈ ગયા. દીવ અને દમણનાં પોર્ચુગીઝ સંસ્થાન પણ હજી ગુજરાતમાં ભળ્યાં નથી. દક્ષિણ ગુજરાતનો દાદરા-નગરહવેલીનો નાનો પ્રદેશ પણ હજી અલગ છે. ભાષાકીય અને સાંસ્કૃતિક દૃષ્ટિએ આ પ્રદેશ ગુજરાતના જ ભાગ છે. કચ્છમાં કચ્છી બોલી—સિંધીની ભગિની બોલાય છે, પરંતુ વહીવટી ભાષા સૈકાઓથી ગુજરાતી રહી છે શિરોહી રાજ્યની બોલી જેમ ગુજરાતી ભાષની સાથે જ સંબંધ ધરાવતી બોલી છે તે પ્રમાણે વાગડની વાગડી બોલી પણ ગુજરાતી ભાષાનો જ એક પ્રકાર છે.

२७१. महाभारत, आरण्यकपर्व, ८०-७४, ७५

૨૭૨. वायुपुराण, १–७७–५२; ब्रह्मपुराण, २५–२७; वामनपुराण, १३–१८; मार्कण्डेयपुराण, ५४–१४ ('दुर्जयन्त' એવો અશુદ્ધ પાઠ)

૨૭૩. मत्स्यपुराण, ११४–५०,५१; वायुपुराण, १–४५–१३०, १३१; ब्रह्माण्ड-पुराण, १–२–१६–६१, ६२; वामनपुराण, १३–५२, ५३; मार्कण्डेयपुराण, ५४–६१ ६२

૨૭૪. मार्कण्डेयपुराण, ५४–३३

૨૭૫. स्कन्दपुराण, १–२–२९–६८ आदि

૨૭૬. बृहत्संहिता, १६–३०

૨૭૭. काव्यमीमांसा, पृ. ९

૨૭૮. જુઓ ઉપર પાદટીપ ૨૭૨.

૨૭૯. ऋग्वेद, २–१३–८

૨૮૦. *Vedic Index*, p 105

૨૮૧. જુઓ આ પૂર્વે પાદટીપ ૯૦.

૨૮૨. महाभारत, आरण्यकपर्व, ८७ १६ थी २०

૨૮૩. ज्ञाताधर्मकथा, अभयदेवसूरिकृत वृत्ति, पृ. २२६–२७

૨૮૪. उत्तराध्ययन, २२–२२, २३; ज्ञाताधर्मकथा, एजन, पृ. २२६–२७

૨૮૫. वायुपुराण, १–७७–५२; मार्कण्डेयपुराण, ५४–१४; ब्रह्मपुराण, २५–२७; वराहपुराण, ८५–३; महाभारत, आदिपर्व, p. 965, lines २८–३२; આ પુરાણોમાં અનુક્રમે 'ઉજ્જયંત' 'દુર્જયંત' 'વૈજયંત' 'જયંત' અને મહાભારતમાં 'ઉજ્જયિંત' અને 'મુંજવત' એવાં પાઠાંતર છે.

૨૮૬. महाभारत, आरण्यकपर्व, ८८–१०२

૨૮૭. ગુ. ઐ. લે., લેખ નં. ૧, પૃ ૮–૧૦

૨૮૮. એજન, પંક્તિ ૫–૬

૨૮૯. अन्तकृद्दशा, ५–४२ आदि; ज्ञाताधर्मकथा, भाग २, पृ, १५८

૨૯૦. Watters. *op. cit.*, Vol. II, p. 249

૨૯૧. स्कन्दपुराण, ७–२–१६–७२; ७–२–२६–८६

२९२. एजन, ७–२–१–६८

२९३. एजन, ७–२–६–१३४

२९४. एजन, ७–२–९–२२९

२९५. एजन, ७–२–२–१,२

૨૯૬. ગુ. ઐ. લે., લેખ નં. ૧૫, પૃ. ૧

२९७. बृहत्संहिता, १४–१९

२९८. काव्यमीमांसा, ५–९४

२९९. शिशुपालवध महाकाव्य, सर्ग ४; सर्ग ३-३३

३००. कीर्तिकौमुदी ९–३७,३८

૩૦૦ અ. પ્રાચીન ગૂર્જર કાવ્યસંગ્રહ, પૃ. ૧

३०१. प्रभावकचरित, पृ. ८,३८,४४,६१,१०७,१०८,१३७,१८४,१९४,१९५

३०१अ. प्रबन्धचिन्तामणि, पृ. ६५,९३,१००,१०८,१२२; એમાં गिरिनगरराज्ञा શબ્દ પણ છે, જે એ નગરના રાજાનું કહે છે.

३०२. विविधतीर्थकल्प पृ. ४,७,९,१०,१९,२६,७९,९६,१०७

३०३. महाभारत, आदिपर्व, २१२–६ थी ९

३०४. एजन, सभापर्व, १३–४९,५० અને १३-६५

३०५. एजन, ४२-७,८

३०६. हरिवंश, ८४–२२ थी ३५

३०७ एजन, ८५–५

३०८. एजन, ९३-१४ थी १७

३०९. एजन, ९१–२३

३१०. महाभारत, आदिपर्व, २१०–९

૩૧૧. જુઓ ઉપર પાદટીપ ૩૦૫.

૩૧૨. महाभारत, मौसलपर्व, ८–४०; विष्णुपुराण, ५-२८-९ थी ११; भागवत-पुराण, ११–३१–२३

૩૧૩. Altekar, *Ancient Towns and Cities in Gujarat and Kathiawad,* p. 25

૩૧૪. ગુ. ઐ. લે., લેખ નં. ૧૫, પૃ. ૧

૩૧૫. *Prakrit Proper Names,* Part I, p. 112; उत्तराध्ययनसूत्र–शान्तिसूरिकृत वृत्ति, पृ. ४९२

૩૧૬. જુઓ ઉપર પાદટીપ ૨૯૦ થી ૨૯૫.

૩૧૭. Pargiter, *op. cit., p.* 289

૩૧૮. મકરધ્વજવંશી મહીપમાળા, પૃ. ૧૧૨

૩૧૯. अन्तकृद्दशा, पृ. १; ज्ञाताधर्मकथा–अध्ययन ५

૩૨૦. જે. આ. ગુ., પૃ ૧૫૭. વશેષ માટે જુઓ આ પૂર્વે પ્રકરણ ૬; 'રૈવતક' માટેની વિસ્તૃત ચર્ચા માટે H. G. Shastri, "The Location of the Raivataka Hill Near Dvārakā," *Bulletin of the Chunilal Gandhi Vidyabhavan,* No. 10, pp. 51 ff.

૩૨૧. महाभारत, भीष्मपर्व, ९–११

૩૨૨. Pargiter, *op. cit.,* p. 286 footnote

૩૨૩ B. C. Law, *Mountains of India,* p. 19

૩૨૪ महाभारत, आरण्यकपर्व, ५८–२०,२१

૩૨૫. Pargiter, *op. cit.,* p. 280 footnote

૩૨૬. महाभारत, आरण्यकपर्व, १८६–१०४

૩૨૭. एजन, शान्तिपर्व, १२७-३

૩૨૮. પુ. ગુ., પૃ. ૯૨

૩૨૯. काव्यमीमांसा, पृ ९२

૩૩૦. एजन, पृ ५१

૩૩૧. પુ. ગુ., પૃ ૧૩૧, ૧૨૯; Pargiter, *op. cit.,* pp. 246, 295

૩૩૨. महाभारत, आदिपर्व, २०१–९

૩૩૩. एजन, आरण्यकपर्व, १०१–१५, १०२ ८,१२ आदि

૩૩૪. रामायण, किष्किन्धाकाण्ड, ४०–८

૩૩૫. मत्स्यपुराण, ११४-२८, ११४–५१ थी ५४; ब्रह्माण्डपुराण, १–२–१६–३४, १–२–१६–६३ थी ६६; वायुपुराण, १–४६–१३१ थी १३४; वामनपुराण, ४५–१०३

૩૩૬. मत्स्यपुराण, ११४–२७,२८ आदि

૩૩૭. काव्यमीमांसा, पृ. ६८, ९३

૩૩૮. स्कन्दपुराण, ५–३–१५–१५

૩૩૯. પુ. ગુ., પૃ. ૧૩

૩૪૦. स्कन्दपुराण, ७–१–३३–६४ थी ६७

૩૪૧. मार्कण्डेयपुराण, ५४–१४

૩૪૨. स्कन्दपुराण, ७–१–३३–६८ थी ९०

૩૪૩. महाभारत, आरण्यकपर्व, ८२–१०

૩૪૪. પુ. ગુ., પૃ. ૬૮

૩૪૫. स्कन्दपुराण, ७–१–४–१२ थी १४

૩૪૬. हरिवंश (चित्रशाळा, पूना), ३–४६–६४, ६५

૩૪૭. मत्स्यपुराण, १६३-८०,८१

૩૪૮. रामायण, किष्किन्धाकाण्ड, ४१-२४,२५

૩૪૯. एजन, ४१–२ थी ४

૩૫૦ एजन, ४१–१६ थी २३

૩૫૧. एजन, ४१–२४ थी २६

૩૫૨. મૈ. ગુ., પૃ. ૫૫૭

૩૫૩. प्राग्ज्योतिष શબ્દના મૂળમાં "પગર-જુહ(જો)-તિક (ચ)" નો અર્થ "અતિપર્વત-વાળો પ્રદેશ" થાય છે. જુઓ B. K. Kati, *Mother Goddess Kamakhya*, p. 6.

૩૫૪. अन्तकृद्दशा, पृ. ३३

૩૫૪ અ. જૈ. આ. ગુ., પૃ. ૧૭૪

૩૫૪ બ. विविधतीर्थकल्प, पृ. १

૩૫૫. हरिवंशपुराण, ३०–५

૩૫૬. प्रभावकचरित, पृ. १,३२,३६,४४ (तीर्थ), ११८, १२८, १८८, १९४, १९८, २०४, २११; प्रबन्धचिन्तामणि, पृ ५७,६५,८४,८६,८७,९३,१०३,१०५; विविधतीर्थकल्प, पृ. १,२,४,५,७९,८५,९०

૩૫૭. विविधतीर्थकल्प, पृ १ (શ્લો. ૫ થી ૮)

૩૫૮. જૈ. આ. ગુ., પૃ. ૧૭૪

૩૫૯. अन्तकृद्दशा, पृ. १; वृष्णिदशा, पृ. ३८–४१; ज्ञाताधर्मकथा, अध्ययन ५ માનો આરંભ

૩૬૦. જૈ. આ ગુ., પૃ. ૧૫૭

૩૬૧. कल्पसूत्र–कौमुदीटीका, पृ. १६९–७०

૩૬૨. अन्तकृद्दशा, पृ. १५–१६

૩૬૩. જૈ. આ. ગુ., પૃ. ૫૬

૩૬૩અ. એજન, પૃ. ૫૬-૫૭

૩૬૪. એજન, પૃ. ૫૫

૩૬૪અ. બાપાલાલ ગ. વૈદ્ય, 'નિઘંટુ આદર્શ', ઉ. ૨, પૃ. ૨૧૯

૩૬૫. જૈ. આ. ગુ., પૃ. ૪૭

૩૬૬. महाभारत, सभापर्व, २८–४३

૩૬૭. एजन, अनुशासनपर्व, १३८–११

૩૬૮. एजन, आरण्यकपर्व, ८३–३७ थी ४१

૩૬૯. एजन, २६१–३७ थी २६२–४०

૩૭૦. रामायण, अयोध्याकाण्ड, १११–२०

૩૭૧. एजन, अरण्यकाण्ड, १–१ थी १४

૩૭૨. एजन, २ थी ४७

૩૭૩. कादंबरी पृ २० वगेरे

૩૭૪. काव्यमीमांसा, पृ. ९३–९४

## પ્રકરણ ૧૧

# પ્રાચીન ભૌગોલિક ઉલ્લેખો (ચાલુ)

પ્રાચીન સાહિત્ય તથા અભિલેખોમાં પ્રદેશો, પર્વતો અને વનોની જેમ કેટલાંક નદીઓ, તીર્થો અને નગરો વિશે પણ ઉલ્લેખો આવે છે.

### ૪. નદીઓ

**સરસ્વતી :** ગુજરાત–સૌરાષ્ટ્રની નદીઓના નામનિર્દેશોમાં 'સરસ્વતી' નદીનો સમાવેશ થાય છે. ઉત્તર ભારતની લુપ્ત સરસ્વતી વેદકાલ જેટલી પ્રાચીન છે. ત્યાં એને નદીતમા કહી છે.[૧] વેદકાલમાં એ છેક સમુદ્ર સુધી વહેતી હોવાનો સ્પષ્ટ નિર્દેશ છે.[૨] બી. સી. લૉના જણાવ્યા પ્રમાણે[૩] હિમાલયમાંથી નીકળી, સિમલા, સિરમુરમાં પસાર થઈ, પતિયાળા થઈ રાજસ્થાનના રણમાં લુપ્ત થતી, ફરી વચ્ચે દેખાતી, અને છેવટે 'ઘાઘર'ને મળતી, હકીકતે 'ઘાઘર'માં પરિણત થઈ રહેતી તે આ સરસ્વતી.[૪] હિમાલયમાંથી ગંગા સાત ધારાઓના રૂપમાં વહેતી થઈ તેઓમાંની એકનું નામ, મહાભારત–આદિપર્વના પ્રક્ષેપ(૧૭૧૪)માં તેમજ ભીષ્મપર્વમાં બતાવ્યા પ્રમાણે, 'સરસ્વતી' હતું.[૫] પાંડવો વનયાત્રામાં નીકળ્યા ત્યારે તેઓને જાહ્નવીના કાંઠાથી કુરુક્ષેત્રમાં થઈ સરસ્વતી અને દૃષદ્વતી તથા યમુના વટાવી મરુધન્વા પ્રદેશમાં સરસ્વતીના કાંઠા ઉપર આવેલા કામ્યક વનમાં આવ્યા કહેવામાં આવ્યા છે;[૬] આરણ્યકપર્વમાં ત્યાં આગળ ઉપર કામ્યક વનને સરસ્વતી નદીના કાંઠા ઉપર આવેલું કહ્યું છે.[૭] ગુજરાત પ્રદેશ સાથે આનો જે સંબંધ છે તે એ પર્વમાં જ મળી આવે છે : નિષાદોના દ્વેષને લઈ વિનશન–કુરુક્ષેત્રમાં લુપ્ત થઈ અને પછી ચમસોદ્ભેદ નામના તીર્થ પાસે પ્રગટ થઈ, જ્યાં દિવ્ય એવી નદીઓનો એને સમાગમ થતો હતો ત્યાંથી પછીનું બીજું મહત્ત્વનું તીર્થ 'સિંધુતીર્થ' હતું. એના પછી ત્યાં 'પ્રભાસતીર્થ' કહેવામાં આવ્યું છે.[૮]

ભૂગર્ભમાં પસાર થતી આ નદીને શિવોદ્ભેદ, નાગોદ્ભેદ, ચમસોદ્ભેદ તીર્થોમાં પ્રગટ થયાનું કહ્યું છે.[૯] સિંધુતીર્થના સાહચર્યને કારણે કચ્છના રણમાં આજની ઉત્તર ગુજરાતની સરસ્વતી પકડાય છે ત્યાં જેમ 'ચમસોદ્ભેદ' તીર્થનો સંબંધ છે તે જ પ્રમાણે પછી પ્રભાસના સાહચર્યને કારણે ત્યાં પણ 'ચમસોદ્ભેદ' તીર્થનો સંબંધ છે. સુરાષ્ટ્રનાં તીર્થ ગણાવતાં પ્રભાસ પાસે 'ચમસોન્મજ્જન' (પાઠાંતરથી 'ચમસોદ્ભેદ') તીર્થ કહ્યું છે, પણ સરસ્વતીનો નિર્દેશ નથી;[૧૦] શલ્યપર્વમાં પણ પ્રભાસ પાસે 'ચમસોદ્ભેદ' પાઠથી જ એ તીર્થ કહ્યું છે.[૧૧] આ પાછલા પર્વમાં પ્રભાસને 'સરસ્વતી' ઉપરનું એક તીર્થ કહ્યું છે.[૧૨] આમ બે ભિન્ન સ્થળો સાથે સરસ્વતીનો સંબંધ મહાભારતમાં જોવા મળે છે.

આજે ગુજરાતમાં બે સ્થળોએ 'સરસ્વતી' નામની નદીઓ છે : એક અંબાજી પાસે આડાવલીની ગિરિમાળામાંથી કોટેશ્વર નજીક ઝરણાના રૂપમાં નીકળી, નદીરૂપે સિદ્ધપુર પાસે થોડામાં પૂર્વવાહિની થઈ, પાછી તરત જ પશ્ચિમવાહિની બની, આગળ પાટણની ઉત્તરે પૂર્વ-પશ્ચિમ વહેતી, લાંબો પંથ કાપી કચ્છના રણમાં વિલુપ્ત થઈ જાય છે; બીજી દક્ષિણ સૌરાષ્ટ્રમાં ગીરના ડુંગરાઓમાંથી નીકળી, દક્ષિણ દિશાએ પ્રાચીતીર્થ પાસે થોડીક પૂર્વગામિની બની, નજીકમાં જ પાછો વળાંક લઈ પશ્ચિમગામિની થઈ દેહોત્સર્ગ નજીક પ્રભાસ પાસે હીરણ નદીમાં ત્રિવેણીસંગમ આગળ મળે છે. શલ્યપર્વમાં 'પ્લક્ષસર' પાસેથી નીકળી વસિષ્ઠને પોતામાં વહાવી વિશ્વામિત્ર પાસે મૂક્યા એવી જે અનુશ્રુતિ નોંધી છે[૧૩] તેના મૂળમાં તો ઉત્તર ગુજરાતની સરસ્વતી લાગે છે. એના ઉપર ચમસોદ્ભેદ, શિવોદ્ભેદ, નાગોદ્ભેદ તીર્થો તે પણ કચ્છના રણની નજીકનાં શક્ય છે. 'ચમસોન્મજ્જન' (પાઠાંતરથી 'ચમસોદ્ભેદ') પાછું પ્રભાસ પાસે કહ્યું હોઈ ત્યાં ગીરવાળી 'સરસ્વતી' સમજવી રહે છે. આમ વૈદિકી સરસ્વતી લુપ્ત થયા પછી ભારે મોટો સમય પસાર થયા બાદ ગુજરાત-સૌરાષ્ટ્રમાં બે નદીઓને એ નામ મળ્યું અને એ પણ પ્રાચીન સરસ્વતી જેટલી પવિત્ર ગણાઈ. ઋગ્વેદના ખિલ સૂક્તમાં 'પ્રાચી સરસ્વતી' અને 'સોમેશ્વર'ની વાત કરી છે તે પ્રભાસની નિકટતા બતાવે છે એ અહીં ધ્યાનમાં રાખવા જેવું ખરું.[૧૩અ] મહાભારતમાં સરસ્વતીને લગતા ત્રણ સંગમ કહેવામાં આવ્યા છે : સરસ્વતી-અરુણાસંગમ, સાદો સરસ્વતીસંગમ, અને સરસ્વતી-સાગરસંગમ. આમાંનો પહેલો સંગમ 'અરુણા' નદીનો સમન્વય છે,[૧૪] પરંતુ સ્થાન પકડાતું નથી. બીજો સંગમ માત્ર 'સરસ્વતી'નો કહ્યો છે, બીજી કોઈ નદી કે સમુદ્ર વિશે ત્યાં કશું નથી, જ્યાં ચૈત્ર સુદિ ૧૪ને દિવસે બ્રહ્માદિ દેવો અને ઋષિઓ આવ્યાનું લખ્યું છે; આનું સ્થાન પકડાય એમ છે, કારણ કે પછીના

અધ્યાયમાં તરત જ કુરુક્ષેત્રનો ઉલ્લેખ થયેલો છે.[૧૫] અર્થાત્ જ્યાં સરસ્વતી લુપ્ત થઈ તે જ ભાગ. ત્રીજો સંગમ સાગર સાથેનો છે. બેશક, ત્યાં ક્ષિપ્ત ભાગમાં 'સરસ્વત્યબ્ધિસંગમ' કહ્યો છે, પરંતુ ત્યાં સાહચર્ય 'સરસ્વતીના પ્રભાસતીર્થ'નું છે અને ચમસોદ્ભેદ પણ ત્યાં જ કહ્યું છે,[૧૬] એટલે પ્રક્ષિપ્ત ભાગને ગણતરીમાં ન લઈએ તોપણ પ્રભાસ પાસેની સરસ્વતી તરી આવે છે. રત્નમણિરાવ ભીમરાવે વૈદિક સરસ્વતીને ખંભાતના અખાતમાં પડતી બતાવી છે,[૧૭] તો એનો એક ફાંટો કચ્છના અખાતમાં પણ પડતો હશે. એમ શિવોદ્ભેદ વગેરે તીર્થો એના મુખ પાસે હશે, પરંતુ ઉત્તર ગુજરાતની સરસ્વતી કે સૌરાષ્ટ્રની ગીરવાળી સરસ્વતીનો અસલ સરસ્વતી સાથે કોઈ સંબંધ શક્ય નથી. અસલ સરસ્વતી બનાસકાંઠાને લગભગ વચ્ચેથી કોરી, નળસરોવરના પટમાંથી પસાર થઈ ખંભાતના અખાતને મળવાની અશક્યતા નથી. સાબરમતીનો તો એ પ્રાચીન સરસ્વતી સાથે કોઈ સંબંધ વિચારી શકાય એમ નથી. હકીકતે ઉત્તર ગુજરાતની સરસ્વતી અને દક્ષિણ સૌરાષ્ટ્રની સરસ્વતી ઘણા સમય પછી તે તે સ્થાને નામકરણ પામી લાગે છે. એ બેઉનો વૈદિકકાલીન સરસ્વતી સાથે કોઈ પણ પ્રકારનો સીધો કે આડકતરો પણ સંબંધ પુરવાર કરી શકાય એમ નથી; સિવાય કે ઉત્તર ગુજરાતની સરસ્વતીનો વર્તમાન પ્રવાહમાર્ગ પ્રાચીનતમ સરસ્વતીના લુપ્ત થઈ ચૂકેલા પ્રવાહમાર્ગને લગભગ કાટખૂણે વીંધીને કચ્છના નાના રણમાં જઈ પહોંચે છે એટલું જ. એ તદ્દન સ્પષ્ટ છે કે સ્કંદપુરાણના નિર્દેશ ખૂબ જ મોડાના છે અને તીર્થક્ષેત્ર તરીકે એ મુખ્યત્વે ઉત્તર ગુજરાતની સરસ્વતીનાં તીર્થ આપે છે.[૧૮] ઉત્તર ગુજરાતમાં ઠીક ઠીક મોડેથી રચાયેલું 'સરસ્વતીપુરાણ' એ આ ઉત્તર ગુજરાતની સરસ્વતી નદીના માહાત્મ્યનો ગ્રંથ છે અને સ્કંદપુરાણથી પણ પછીના સમયનો છે. રાજશેખર કાવ્યમીમાંસામાં કહે છે તે સરસ્વતી પણ ઉત્તર ગુજરાતની છે.[૧૯] ત્યાં સરસ્વતી, શ્વભ્રવતી (સાબરમતી), વાર્તધ્ની (વાત્રક), મહી, હિડિંબા વગેરેના ક્રમથી એ સ્પષ્ટ છે. સિદ્ધપુર પાસે થોડામાં એ પૂર્વવાહિની બને છે એનો ઉલ્લેખ 'હમ્મીરમદમર્દન' નાટક(ઈ.સ. ૧૩ મીનો પૂર્વાર્ધ)માં જયસિંહસૂરિએ કર્યો છે.[૨૦] ત્યાં જૂના સમયથી કાર્તિકી પૂર્ણિમાનો મેળો ભરાય છે.[૨૧] રામાયણ–કિષ્કિંધાકાંડમાં 'સરસ્વતી' 'સિંધુ' એવો ક્રમ આપ્યો છે[૨૨] એ તો ત્યાં વૈદિકી પરિપાટીની સરસ્વતીને ઉદ્દેશી નોંધાયો હોવાનું શંકાતીત છે.

સ્કંદપુરાણના પ્રભાસખંડમાંના પ્રભાસક્ષેત્રમાહાત્મ્યમાં પ્રાપ્ત થતી સરસ્વતી તે ગીરમાંથી વહી આવતી સરસ્વતી છે, અને એ 'હરિણી' 'વજ્રિણી' 'ન્યંકુ' 'કપિલા' અને 'સરસ્વતી' એવાં પાંચ નામે પ્રગટ થયેલી ત્યાં કહી છે,[૨૩]

પરંતુ સાહિત્યમાં અન્યત્ર એ વિશે માહિતી મળતી નથી. આ. હેમચંદ્રે દ્વયાશ્રય કાવ્યમાં જે સરસ્વતી નદીના દધિતીર્થમાં આવેલા મંડુકેશ્વરસંજ્ઞક પુણ્યક્ષેત્રમાં ક્ષેમરાજ ગયાનું લખ્યું છે તે ઉત્તર ગુજરાતની અણહિલપુર 'પાટણ'ની સરસ્વતી છે.[૨૪] સિદ્ધરાજ આશ્ચર્ય જોવા નિમિત્તે જે 'બ્રાહ્મી' નદીએ ગયો તે આ જ સરસ્વતી.[૨૫] 'બ્રાહ્મી' કહેવાનો આશય 'સરસ્વતી બ્રહ્માની પુત્રી છે' એ પૌરાણિક માન્યતાનુસાર સમજાય છે. સોમેશ્વરદેવે કીર્તિકૌમુદીમાં પણ એ જ સરસ્વતીને ઉલ્લિખિત કરી છે, જેના પછી તરત જ નામ પાડ્યા વિના 'સહસ્રલિંગસર'નું એણે વર્ણન કર્યું છે.[૨૬] પ્રબંધચિંતામણિમાં બે સ્થળે, વિવિધતીર્થકલ્પમાં એક વાર, અને પુરાતનપ્રબંધસંગ્રહમાં એક વાર 'સરસ્વતી'નો નદી તરીકે ઉલ્લેખ થયેલો છે તે પણ આ સરસ્વતી માટેનો છે, કોઈ ખાસ વિશિષ્ટતા વિના.[૨૭] પ્રબંધ-કોશના હેમસૂરિપ્રબંધમાં સિદ્ધપુર નજીક હોવાનો નિર્દેશ છે,[૨૮] જ્યારે પુરાતન-પ્રબંધસંગ્રહમાં અભયદેવ નામનો બ્રાહ્મણ પ્રભાસમાં સરસ્વતીમાં સ્નાન કરી સોમેશ્વરને નમન કર્યાનું કહે છે.[૨૮અ] આમ ક્યાંક ઉત્તર ગુજરાતની સરસ્વતીના, તો ક્યાંક સૌરાષ્ટ્રની સરસ્વતીનો નિર્દેશ મળે છે. ભાગવતપુરાણમાં 'નારાયણ-કવચ'માં એક 'પ્રાચી સરસ્વતી' કહી છે તેનો તો ગુજરાતની બેઉ સરસ્વતી સાથે કોઈ સંબંધ નથી.[૨૯]

**નર્મદા :** ગુજરાતની ધ્યાન ખેંચનારી મોટી નદી તો 'નર્મદા' છે. આ નદી ઋક્ષ પર્વતમાંથી નીકળે છે, જ્યારે 'રેવા' વિંધ્યના અમરકંટકમાંથી નીકળે છે. બંને માંડલ નજીક મળી જતાં પછીના પ્રવાહ માટે બંને નામ એકબીજાના પર્યાયરૂપ બની ગયાં છે. મહાભારત–આરણ્યકપર્વમાં પાંડવોની તીર્થયાત્રામાં પયોષ્ણી પછી વૈડૂર્ય પર્વત અને નર્મદા નદીને ગણાવેલ છે.[૨૯અ] 'પેરિપ્લસ'ના લેખકે 'નમ્મદુસ' ઉપર 'બારિગાઝા' (ભરૂચ) હોવાનું કહ્યું જ છે, તો તોલેમી 'નમદો(દે)સ' નામથી આ નદીને સૂચવે છે. સ્કંદપુરાણે બીજા અનેક માહાત્મ્ય-ખંડોની જેમ 'રેવાખંડ' આપી એમાં નર્મદા–રેવા ઉપરનાં તીર્થસ્થળોનાં ગુણગાન કર્યાં છે.[૩૦] મત્સ્ય વગેરે પુરાણોએ 'અપરાંત'ના એક ભાગ તરીકે 'આંતરનર્મદ' પ્રદેશ કહ્યો છે[૩૧] તે, હકીકતે, નર્મદાનો ગુજરાતની સરહદ ઉપરનો નર્મદાની દક્ષિણ બાજુની ખાણનો પ્રદેશ હોય એમ માની શકાય. માર્કંડેયપુરાણમાં 'ઉત્તરનર્મદ'[૩૨] અને વામનપુરાણમાં 'સુનર્મદ' છે.[૩૩] સૂચક છે કે મહાભારતમાં 'રેવા' નામ જોવામાં આવતું નથી. રાજશેખરે કાવ્યમીમાંસામાં માહિષ્મતી પછીના દક્ષિણાપથમાં નર્મદા–તાપી–પયોષ્ણી નદીઓ મૂકી છે.[૩૪] જૈન સાધનોમાં આવશ્યકસૂત્રની ચૂર્ણિમાં 'નર્મદા'નો ઉલ્લેખ થયેલો છે, તો

આચાર્ય હેમચંદ્રે દ્વ્યાશ્રય કાવ્યમાં પણ નિર્દેશ કર્યો છે.[૩૫] પ્રબંધચિંતામણિમાં 'ભૃગુપુર'(ભરૂચ)માં શકુનિકાવિહાર-પ્રાસાદનો પ્રારંભ કરતાં 'નર્મદા' નદીનું સાંનિધ્ય કહ્યું છે.[૩૬] વિવિધતીર્થકલ્પ તો એક 'સેગમતી' કે 'સગમતી' ગામનો નિર્દેશ કરી ત્યાંના તીર્થદેવ શ્રી અભિનંદનદેવનાં ચરણોમાંથી નર્મદા નદી પ્રગટ થયાનું કહે છે, અને એ પૂર્વે 'અશ્વાવબોધતીર્થકલ્પ' વિશે કહેતાં લાટના મંડનરૂપ અને નર્મદા નદીથી અલંકૃત 'ભરુઅચ્છ' (સં. भरुकच्छ) નગરમાં 'કોરિંટ'વનનો નિર્દેશ કરતી વેળા યાદ કરી લે છે.[૩૭] બુધગુપ્તના એરણના ઈ. સ. ૪૮૪ ના અભિલેખનો નિર્દેશ એનું કાલિંદી અને નર્મદાના પ્રદેશના અંતરાલના ભૂભાગ પર આધિપત્ય હોવાનું કહે છે તે પ્રદેશ ગુજરાતના ભૂભાગની બહારનો મધ્યપ્રદેશનો સમજવાનો છે.[૩૮] એની ઊંડાઈને કારણે ઘણે ઊંડે સુધી વેપાર માટે એનો જૂના સમયથી ઉપયોગ થતો રહ્યો છે.

**મહી** : આ નદી પાણિનિના ગણપાઠમાં 'નદી, મહી, વારાણસી' એ ક્રમમાં સૂચિત થયેલી અટકળી શકાય;[૩૯] ત્યાં એ 'પૃથ્વી'ના પર્યાય તરીકે ન હોય, કારણ કે એના ઉપરથી થતા શબ્દોમાં 'નાદેય' 'માહેય' 'વારાણસેય' વગેરે શબ્દ નોંધાયા છે,[૪૦] જેમાં 'માહેય' એ મહી નદીની ખીણને માટે રૂઢ થયેલો શબ્દ હોવાની શક્યતાને નકારી ન શકીએ.[૪૧] મહાભારતના આરણ્યક-પર્વમાં ચર્મણ્વતી પછી 'મહી' કહી છે[૪૨] તે ક્યાંની એ સ્પષ્ટ નથી; બેશક, એ નદીઓ પછી જ 'નર્મદા' અને 'ગોદાવરી' કહી છે. સંભવ છે કે નંદલાલ દે માળવાની ચંબલ નદીની શાખા કહે છે તે 'મહી' હોય;[૪૩] તો એ એક જ નામની બે ભિન્ન નદી હોય. મહાભારત-ભીષ્મપર્વમાં 'મહિતા' નામથી પણ એક નદી નોંધાયેલી છે,[૪૪] પણ એનો સ્થળનિશ્ચય થઈ શકતો નથી, પરંતુ 'મહતી' તરીકે પુરાણોમાં નોંધાયેલી છે[૪૫] તે કદાચ 'મહી' હોઈ શકે. પારિયાત્ર પર્વતમાંથી નીકળેલી ને પૂર્વ તરફ વહેતી હોય તો એ ચંબલ-ચર્મણ્વતીની નજીકની 'મહી' હોય, પશ્ચિમ તરફ વહેતી હોય તો એ ગુજરાતની 'મહી' હોય. માર્કંડેય, બ્રહ્મ અને વામન પુરાણોમાં 'મહી' કહી છે, જ્યારે બ્રહ્માંડપુરાણમાં 'મહા' કહી છે.[૪૬] પાર્જિટર 'મહિતા'ને અને 'મહતી'ને 'મહી' કહે છે,[૪૭] પરંતુ એમ છતાં એનો સ્થળનિર્દેશ તો સ્પષ્ટ નથી જ. સ્કંદપુરાણમાં નર્મદાનું એક નામ 'મહતી' પણ છે[૪૮] તેને અને ઉપરની 'મહતી'ને કશો સંબંધ નથી.

રામાયણના કિષ્કિંધાકાંડમાં 'સરસ્વતી' 'સિંધુ' શોણ' પછી 'મહી' અને 'કાલમહી' એવો ક્રમ કહ્યો છે[૪૯] એનાથી છેલ્લી બે નદીઓનાં સ્થાનોનો નિર્ણય

થઈ શકતો નથી. રાજશેખર કાવ્યમીમાંસામાં પશ્ચિમ દેશમાં 'સરસ્વતી' 'શ્વભ્રવતી' અને 'વાર્તઘ્ની' પછી 'મહી' કહે છે તે તો ગુજરાતની જ 'મહી' છે.[૫૦] પ્રબંધકોશમાં રાજશેખરસૂરિએ વસ્તુપાલ વિશે વાત કરતાં 'મહીતટ'ના પ્રદેશમાં 'ગોધ્રા' (ગોધરા) નામના નગરનું સૂચન કર્યું છે. આજે પ્રદેશ તરીકે 'મહીકાંઠો' સંકુચિત બન્યો છે; રાજશેખરસૂરિ એવો કોઈ રાજકીય વિભાગ ધ્યાનમાં રાખીને નથી કહેતા.[૫૧] મહી મધ્યપ્રદેશની ગિરિમાળામાંથી નીકળી આવી, અત્યારે રાજસ્થાનમાં સમાવિષ્ટ થયેલા ડુંગરપુર–વાંસવાડા જિલ્લાઓની વચ્ચેની સીમારેખાએ પસાર થઈ, પંચમહાલમાં પ્રવેશ કરીને ખેડા જિલ્લામાં મોટાં મોટાં વાંધાઓના પ્રદેશમાં થઈ ખંભાતના અખાતમાં પડે છે, જ્યાં એનું 'મહીસાગર' નામ પ્રચલિત છે, પણ એ નોંધાયેલું જાણવામાં નથી.

**પર્ણાશા (બનાસ)** : મહાભારતમાં અને પદ્મપુરાણમાં એક 'પર્ણાશા' નદી નોંધાઈ છે.[૫૨] ભીષ્મપર્વમાં એ 'પૂર્ણાશા' છે તે પાઠાંતરથી 'પર્ણાશા' છે.[૫૩] પુરાણોમાં એ 'વર્ણાશા' તરીકે પણ નોંધાઈ છે,[૫૪] કેમકે મત્સ્ય અને વાયુનો પાઠ 'વર્ણાશા' છે;[૫૫] માર્કંડેયમાં એ 'વેણાસા' કહેવાઈ છે,[૫૬] અને બ્રહ્મપુરાણમાં એ 'વેણ્યા' છે.[૫૭] 'પર્ણાશા' એ સ્પષ્ટતઃ હાલની બનાસ છે, પણ બનાસ બે છે : એક બનાસ મધ્યપ્રદેશમાં ચંબલની શાખા છે ને એ પૂર્વગામિની છે, જ્યારે બીજી બનાસ ઉત્તરપશ્ચિમ ગુજરાતની છે ને પશ્ચિમગામિની છે. 'પર્ણાશા' પારિયાત્ર પર્વતમાંથી નીકળે છે, પણ એનાથી આ બેમાંથી કઈ બનાસ એ નક્કી થઈ શકે નહિ. નહપાનના જમાઈ ઉષવદાતના નાસિકના અભિલેખ-(ઈસ્વી ૧ લી સદી)માં એનાં તીર્થોમાંનાં દાનપુણ્યોનો આરંભ 'બાર્ણાસા' નદીથી થયો કહ્યો છે. ત્યાંથી પ્રભાસ સુધી જઈ ભરુકચ્છ, દશપુર, ગોવર્ધન અને શોર્પારગમાં એણે પુણ્યદાન–બ્રહ્મભોજન કરાવ્યાં હતાં. આગળ ચાલતાં ઇબા, પારાદા, દમણ, તાપી, કરબેણા અને દાહાનુકા નદીઓના કાંઠાઓ ઉપર પાણીની પરબો બેસાડી હતી. વગેરે.[૫૮] ભૌગોલિક પૂર્વાપર સંબંધ જોતાં આ 'બાર્ણાસા' ગુજરાતની બનાસ હોવા સંભવ છે મોડેનાં જૈન સાધનોમાં 'બન્નાસા' કહી છે તે આ 'પર્ણાશા–વર્ણાશા–બાર્ણાસા' જ છે.[૫૯] પુરાતનપ્રબંધસંગ્રહમાં ભીમદેવ ૨ જાના સમયમાં પાટણ ઉપર તુરુષ્કો ચડી આવ્યા ત્યારે 'બનાસ' નદીના કાંઠેના 'ગાડર' નામના સ્થાન પર રણક્ષેત્ર તૈયાર કર્યાનું નોંધ્યું છે. અહીં આ બનાસ જ કહી છે. એ મેવાડમાં આવી, નાથદ્વાર(જૂના સીંહાડ)ની પશ્ચિમે થઈ પહાડીમાંથી નીચે ઊતરી, ખરેડી (આબુરોડ સ્ટેશન)ની પશ્ચિમે થઈ બનાસકાંઠામાં ઊતરી આવી, કચ્છના રણમાં 'સરસ્વતી'ની જેમ પથરાઈ જાય છે.

**તાપી** : 'તાપી' નદીનો ઉલ્લેખ મહાભારત કે રામાયણમાં થયેલો મળતો નથી, પરંતુ પુરાણોમાં મત્સ્ય, કૂર્મ, વાયુ, બ્રહ્માંડ અને માર્કંડેય એનો નિર્દેશ કરે છે.[૬૦] સ્કંદપુરાણાંતર્ગત એક 'તાપીમાહાત્મ્ય' (ગુજ. અનુવાદ) છપાયેલ છે, પરંતુ એ કોઈ મોડાની રચના લાગે છે.[૬૧] તાપીનો આભિલેખિક ઉલ્લેખ નહપાનનો જમાઈ ઉષવદાતના નાસિકના અભિલેખ જેટલો જૂનો છે (ઈસ્વી ૧ લી સદી જેટલો). એણે નગરો, નદીઓ, તીર્થો ગણાવતાં, ઉપર 'બાર્ણાસા'ના વિષયમાં સૂચવાયું છે તે પ્રમાણે, ઇબા. પારાદા, દમણ, તાપી, કરબેણા અને દાહાનુકા નદીઓનો ઉલ્લેખ કર્યો છે.[૬૨] રાજશેખર કાવ્યમીમાંસામાં નર્મદા અને પયોષ્ણી વચ્ચે 'તાપી' કહે છે[૬૩] તે આ નદી જ છે. તાપી વિંધ્યમાંથી નીકળી ખંભાતના અખાતના નાકે પશ્ચિમ સમુદ્રમાં મળે છે. ગુજરાતની સમૃદ્ધ નદીઓમાંની આ એક છે અને નર્મદાની જેમ અંદર હોડીઓથી એનો વેપારના માર્ગ તરીકે ઉપયોગ થતો હતો અને થાય છે નર્મદાના ભરૂચની જેમ સુરત તાપી ઉપરનું જાણીતું નદી–બંદર છે.

**પયોષ્ણી** : મહાભારતના ભીષ્મપર્વમાં 'પયોષ્ણી' નામની બે નદી મળે છે.[૬૪] આમાની એક પયોષ્ણી 'ઇરાવતી' 'વિતસ્તા' પછી અપાયેલી હોઈ, બી. સી. લૉ કનિંગહમનો ઉલ્લેખ કરી જેનું ખંડન કરે છે તેવી, [૬૫]યમુના નદીની એ શાખા હોઈ શકે; લૉએ એનું 'વિદર્ભા' નામ પણ સૂચવ્યું છે; જ્યારે બીજી 'ભીમરથી' અને 'કાવેરી'ની પહેલાં આવતી હોઈ દક્ષિણ ગુજરાતમાં વહી આવતી 'પૂર્ણા' નદી હોવાની સારી એવી સંભાવના છે. રાજશેખરની કાવ્યમીમાંસાના સંપાદક ચિમનલાલ દલાલે, રાજશેખરે નર્મદા અને પયોષ્ણી વચ્ચે તાપી [૬૬]કહી હોઈ, પૂર્ણાને 'પયોષ્ણી' કહી છે[૬૭] એ અયુક્ત નથી લાગતું. આ પૂર્ણા નદી નવસારીને ઉત્તર પડખેથી થઈ આગળ જતાં પશ્ચિમમાં તાપી નદીને મળે છે. નલે દમયંતીને વિદર્ભનો માર્ગ બતાવતાં વિંધ્યગિરિ અને સમુદ્રગા 'પયોષ્ણી'નો ખ્યાલ આપ્યો છે,[૬૮] અર્થાત્ 'પયોષ્ણી' વિંધ્યમાંથી નીકળતી હોય એમ સમજાય છે. આરણ્યકપર્વના તીર્થયાત્રાવર્ણનમાં દંડકારણ્યમાં આવતાં મહાપુણ્યા 'પયોષ્ણી' નદી કહી છે,[૬૯] આગળ વળી 'વેણ્ણા' અને 'ભીમરથી' પછી રમ્યતીર્થોવાળી 'પયોષ્ણી' કહી છે[૭૦] વળી એ 'પયોષ્ણી'ને વિદર્ભરાજે સેવેલી કહી છે અને પછી આમૂર્તરય રાજાએ, જેના કાંઠા ઉપર નૃગ રાજાએ ઘણા યજ્ઞ કર્યા હતા.[૭૧] ત્યાં એ પછી વૈડૂર્ય પર્વત અને નર્મદા નદી આવતાં હોવાનું કહ્યું છે[૭૨] પૂર્ણા એ જ પયોષ્ણી છે એવો પાર્જિટરે[૭૩] આપેલો અભિપ્રાય પણ આ સંદર્ભો જોતાં બરોબર લાગે છે. આ અભિપ્રાયને, ઉપર સૂચવાયા પ્રમાણે, રાજશેખરનું પણ બળ છે.

**શ્વભ્રવતી :** ગુજરાતને ઈશાન ખૂણે મેવાડના પ્રદેશમાંથી ધસી આવતી ઊંડાં કોતરોવાળી અને તેથી 'શ્વભ્રવતી' નામથી પ્રસિદ્ધ થયેલી, આજના સાબરકાંઠાના, રુદ્રદામાના જૂનાગઢના શૈલલેખ(ઈ. સ. ૧૫૦)માં 'શ્વભ્ર' પ્રદેશ તરીકે[૭૪] જાણીતા, પ્રદેશમાંથી જનોઈવાઢ ચાલી આવતી, અમદાવાદ—જૂના આસાવલ અને કર્ણાવતી—પાસેથી પસાર થઈ દક્ષિણમાં આગળ વધતી અને[૭૫] ખંભાતના અખાતમાં પડતી એ આ પદ્મપુરાણની 'સાભ્રમતી'–આજની 'સાબરમતી' છે. મહાભારત, રામાયણ કે અન્ય પુરાણોમાં આના વિષયમાં જાણવા મળતું નથી. 'શ્વભ્રવતી' નામ નોંધાયું છે તે તો ૯ મી–૧૦ મી સદીની સંધિમાં થયેલા રાજશેખરની કાવ્યમીમાંસામાં જ.[૭૬] પદ્મપુરાણમાં 'સાભ્રમતીમાહાત્મ્ય' મળે છે તે કેટલું જૂનું એ કહેવું મુશ્કેલ છે, પરંતુ સં. શ્વભ્ર શબ્દ ઉપરથી લોકભાષામાં 'સાબર' નામ વ્યાપક થયા પછી અને એમાં હસ્તિમતી–હાથમતી ભળતાં 'સાબરમતી' નામ પ્રચલિત થયું મનાયું હશે તે પછી રચાયું હશે એમ સહેજે કહી શકાય. એ નોંધવા જેવું છે કે સ્કંદપુરાણના 'નાગરખંડ'માં વિશ્વામિત્ર આવતાં વસિષ્ઠે વારુણમંત્રથી વસુધા તરફ જોતાં એ રંધ્રોમાંથી પાણી નીકળ્યું તેમાંના એકમાંથી 'સરસ્વતી' અને 'સંભ્રમ'થી જોતાં નીકળ્યું તે 'સાભ્રમતી' એવું કહ્યું છે[૭૭] રમણલાલ ના. મહેતાએ 'નાગરખંડ'ને ૧૬ મી–૧૭ મી સદીની રચના કહ્યો છે એ જોતાં ઉક્ત અનુશ્રુતિને કશું બળ નથી.[૭૮] પદ્મપુરાણ 'નંદિકુંડમાંથી નીકળી અર્બુદ પર્વત(આડાવલી)ને વટાવી દક્ષિણોદધિને મળે છે' એમ કહી સત્યયુગમાં એનું નામ 'કૃતવતી', ત્રેતામાં 'ગિરિકર્ણિકા', દ્વાપરમાં 'ચંદના' અને કલિયુગમાં 'સાભ્રમતી' હોવાનું કહે છે,[૭૯] આ અનુશ્રુતિને પણ કશું બળ નથી. પદ્મપુરાણમાં અધ્યાય ૧૩૪ થી ૧૭૪ સુધીમાં સાબરમતીના બેઉ કંઠપ્રદેશમાં આવેલાં સેંકડો તીર્થોની યાદી આપી છે, જેમાં ચંદ્રભાગાસંગમ પાસે દધીચિએ તપ કર્યાનું નોંધ્યું છે[૮૦] તે અમદાવાદના આજના હરિજન–આશ્રમ પાસે 'દધીચિનો આરો' કે 'દૂધેશ્વરનો આરો' કહેવાય છે એનો સરળતાથી ખ્યાલ આપે છે. આ. હેમચંદ્ર તો દ્વયાશ્રય કાવ્યમાં 'શ્વભ્રવતી' સંજ્ઞાનો જ પ્રયોગ કરે છે.[૮૦અ]

પ્રબંધચિંતામણિમાં જણાવ્યા પ્રમાણે વાળાક દેશની વિકટ ભૂમિમાં બ્રાહ્મણોનો 'સિંહપુર' નામનો અગ્રહાર વસાવ્યો હતો અને એની નીચે ૧૦૬ ગામ મૂકયાં હતાં. સિંહથી બીધેલા બ્રાહ્મણોએ દેશના મધ્યભાગમાં વસવાટ કરાવી આપવાની યાચના કરતાં સિદ્ધરાજે 'સાભ્રમતી'ના તીરપ્રાંતમાં આવેલું 'આસાંબિલી' (અસામલી, તા. માતર, જિ. ખેડા)ગામ એમને દાનમાં આપ્યું; સિંહપુરથી આવનારા બ્રાહ્મણોની જગાત માફ કરી.[૮૧] પુરાતનપ્રબંધસંગ્રહમાં વીરધવલના વૃત્તાંતમાં 'આશાપલ્લી'—આસાવલ અને 'સાભ્રમતી'ની નિકટતા બતાવી છે.[૮૨]

**હસ્તિમતી (હાથમતી) :** સાબરકાંઠામાં સાબરમતીને મળતી હાથમતીને પદ્મપુરાણમાં 'હસ્તિમતી' કહી છે ('સાભ્રમતી-માહાત્મ્ય'માં).[૮૩] સાબરકાંઠાની ઈશાન કોણની ગિરિમાળામાંથી નીકળી, નજીકના પાલ ગામને અડધો વીંટો લઈ, હિંમતનગર પાસે થઈ પશ્ચિમવાહિની બની આગળ જતાં એ સાબરમતીને મળે છે. પદ્મપુરાણમાં એને 'શુષ્કરૂપા' (સૂકી) નદી કહી છે.[૮૪]

**વાર્તઘ્ની :** મધ્યગુજરાતમાં આવેલી વાત્રક નદીને પદ્મપુરાણમાં 'વાર્તઘ્ની' 'વાર્ત્રઘ્ની' કહેવામાં આવેલી છે.[૮૫] એ પૂર્વેનાં પુરાણોમાં 'વૃત્રઘ્ની'[૮૬] અને 'વ્રતઘ્ની'[૮૭] એમ લખાયેલી મળે છે. 'વૃત્રની હત્યા કરવાથી ઇંદ્રને લાગેલી બ્રહ્મહત્યાનું નિવારણ વાર્ત્રઘ્ની-સાભ્રમતીસંગમતીર્થ (આજનું વૌઠા)માં નાહતાં થયું હતું' એવી પદ્મપુરાણમાં અનુશ્રુતિ નોંધી છે[૮૮] એ 'વૃત્ર'ના નામસામ્યને કારણે સમજાય એમ છે. આ નદી પુરાણો પ્રમાણે પારિયાત્ર પર્વતમાંથી નીકળેલી નદીઓમાંની એક છે, અર્થાત્ એ મહીની જેમ માળવામાંથી નીકળી, પશ્ચિમ પ્રદેશમાં વહી આવે છે. પદ્મપુરાણમાં આ જ નદીનું 'વેત્રવતી' પણ નામ કહ્યું છે,[૮૯] પરંતુ મહાભારતમાં 'વેત્રવતી' નોંધાયેલી છે[૯૦] તે આનાથી ભિન્ન નદી છે, અને ઉમાશંકર જોશી પાર્જિટરનો મત નોંધી કહે છે તેમ એ ભોપાળ પાસેથી નીકળી યમુનાને મળતી 'બેટવા' નદી છે.[૯૧] મેઘદૂતમાં નોંધાયેલી 'વેત્રવતી'[૯૨] પણ એ જ છે. રાજશેખરે પશ્ચિમદેશની નદીઓમાં સરસ્વતી-શ્વભ્રવતી પછી 'વાર્તઘ્ની' કહી છે[૯૩] તે તો સ્પષ્ટ રીતે આ વાત્રક જ છે; એના પછી તરત જ મહી આપવામાં આવી છે એને લઈ ક્રમ તદ્દન સ્પષ્ટ થઈ જાય છે.

**સેઢિકા (શેઢી) :** પદ્મપુરાણમાં ગુજરાતની એક વિશેષ નદી પણ નોંધાઈ છે તે 'સેટિકા'[૯૪] મહી અને વાત્રકના વચગાળાના ભૂભાગમાં આ નાની નદી પશ્ચિમાભિમુખ વહેતી વાત્રકને મળે છે, અને એ બેઉ ખેડા પાસે એકરૂપ થઈ વૌઠા પાસે કાટખૂણે કહી શકાય એમ સાબરમતીમાં ભળે છે પ્રબંધચિંતામણિમાં નાગાર્જુનોત્પત્તિ—સ્તંભનકતીર્થાવતારપ્રબંધમાં નાગાર્જુન પાર્શ્વનાથના બિંબને કાંતીનગરના એક ધનપતિના મહાલયમાંથી પોતાના સિદ્ધ રસને સિદ્ધ કરવા માટે હરી લઈ 'સેડી' નદીના તટે સ્થાપી ત્યાં શાતવાહનની એક પત્ની ચંદ્રલેખા પાસે રસ લસોટવાનું કામ કરાવતો હોવાનું નોંધ્યું છે.[૯૫] પ્રભાવકચરિતમાં 'સેટિકા' નદીને કાંઠે સ્તંભન' (થામણા) ગામ વસ્યું કહ્યું છે;[૯૬] ત્યાં 'સેઢી' પણ કહેલ છે; વિવિધતીર્થકલ્પમાં પણ 'સેઢી'ના તટ ઉપર 'થંભણપુર' (થામણા) કહ્યું છે,[૯૭] જે બેઉ સંદર્ભોમાં પાર્શ્વનાથની મૂર્તિ થામણામાં પધરાવ્યાનું નોંધ્યું છે. પુરાતનપ્રબંધસંગ્રહમાં

નાગાર્જુનનો પ્રસંગ ઉતારી પ્રબંધચિંતામણિવાળી વિગત આપી છે, તો પ્રભાવક-ચરિતવાળો પ્રસંગ પણ નોંધ્યો છે.[૯૮]

**વલ્કલિની અને હિરણ્મયી :** પદ્મપુરાણમાં આ બે નદીઓને નજીક નજીક કહી છે.[૯૯] આમાંની પહેલી ઈડર પાસેની વેકળી—પદ્મપુરાણમાં 'વલ્કિની' પણ[૧૦૦]—છે તે હોવાની સંભાવના છે, જ્યારે 'હિરણ્મયી' એ ખેડબ્રહ્મા પાસે વહેતી 'હરણાવ'–'હિરણ્યા',[૧૦૧] જે આગળ વહી સાબરમતીને મળે છે; ત્યાં નજીકમાં 'ઋક્ષુ' અને 'મંજુમ' (હાલની માજુમ) પણ કહી છે, જે બંને વચ્ચે 'સત્યવાન' નામનો પર્વત કહ્યો છે. એક નદીના નામ તરીકે હોય તેવો 'હિરણ્યા' પાણિનિના ગણપાઠમાં નોંધાઈ છે,[૧૦૨] પણ એના ઉપરથી સ્થાનની સ્પષ્ટતા થતી નથી.

ધ્યાનમાં રાખવા જેવું એ છે કે પ્રભાસપાટણ પાસે ત્રિવેણીસંગમમાં ભળતી હીરણ નદી પણ 'હિરણ્યા' તરીકે ઓળખાય છે. ગીર તરફથી આવતી એ નદી સરસ્વતીને પોતામાં કાટખૂણે મેળવતી પશ્ચિમાભિમુખ થઈ આવતી, દક્ષિણાભિમુખ થવા વળાંક લે છે ત્યાં ઉત્તરના કાંઠા નજીક પ્રભાસપાટણના હીરણના પુલથી ઉત્તરે દોઢેક કિલોમીટર ઉપર શીતળાના મંદિરની ઉત્તરના ભૂભાગમાં હડપ્પીય અવશેષોથી લઇ ક્ષત્રપકાલ સુધીના અવશેષ સાચવતો નગરવિસ્તાર જાણવામાં આવ્યો છે, જે આ નદીનું પ્રાચીન મહત્ત્વ વ્યક્ત કરે છે. સ્કંદપુરાણમાં જણાવેલા સરસ્વતીના પાંચ પ્રવાહોમાંની પહેલી 'હરિણી' એ આજની 'હીરણ'–हिरण्या છે.[૧૦૩]

**વિશ્વામિત્રા :** મહાભારતના ભીષ્મપર્વમાં એક 'વિશ્વામિત્રા' નદી કહી છે,[૧૦૪] પણ ત્યાં એના સ્થાનનો નિશ્ચય થઈ શકતો નથી. આરણ્યકપર્વમાં 'વિશ્વામિત્રનદી પારા' એમ કહેવામાં આવ્યું છે;[૧૦૫] આ પારિયાત્ર પર્વતમાંથી નીકળતી કહેલી 'પારા' નામક[૧૦૬] નદી લાગે છે, જેને પાર્જિટરે 'પર્બતી' કહી છે. ત્યાં અન્યત્ર ચ્યવનના આશ્રમને વિશ્વમિત્રા નદીની ઉત્તરે મૈનાકપર્વત પાસે આવેલા અસિતપર્વત ઉપર જણાવવામાં આવ્યો છે;[૧૦૬અ] ત્યાં બીજે સ્થળે ચ્યવનના તપઃ-સ્થાનને વૈડૂર્યપર્વત (સાતપૂડા) અને નર્મદા નદીની વચ્ચેના પ્રદેશમાં ગણાવ્યું છે.[૧૦૭] આમ એ નદીને ભૃગુઓ સાથે સંબંધ હોવાનું સમજાય છે. અને એના સંદર્ભમાં વિચારતાં વડોદરા પાસેથી વહેતી 'વિશ્વામિત્રી' વિંધ્યના સાતપૂડા–પાવાગઢના પહાડમાંથી વહી આવે છે, એનો ચ્યવનના આશ્રમ નજીકની 'વિશ્વમિત્રા' સાથે મેળ મળી શકે એમ છે.

**ગોમતી અને ચંદ્રભાગા :** સ્કંદપુરાણના દ્વારકામાહાત્મ્યમાં દ્વારકાક્ષેત્રમાં ગોમતી, કુશાવતી, લક્ષ્મણા, ચંદ્રભાગા અને જાંબવતી એ પાંચ નદીઓનો સંગમ

કહેવામાં આવ્યો છે[૧૦૭અ] આજની દ્વારકાની પૂર્વ બાજુનો જે નીચાણનો વિસ્તૃત પટ પડ્યો છે તેમાંથી આવતો વહેળો તે 'ગોમતી' અને દક્ષિણ બાજુનો બરડિયા ગામ તરફથી આવતો નીચાણવાળો પટ તે 'ચંદ્રભાગા'–એનો વહેળો દ્વારકા પાસે દક્ષિણમાંથી આવી 'ગોમતી'ને લગભગ કાટખૂણે મળે છે, અને બંને એકરૂપ થઈ, પશ્ચિમાભિમુખ બની પશ્ચિમ સમુદ્રમાં વહી જાય છે. 'ગોમતી'ને સ્કંદપુરાણમાં 'પૂર્વગંગા' પણ કહી છે.[૧૦૮] આના ઉત્તર કાંઠા ઉપર સમુદ્રસંગમ ઉપર આજનું ત્રૈલોક્યસુંદર શ્રીરણછોડરાયજીનું ઇતિહાસપ્રસિદ્ધ દેવાલય આવ્યું છે.[૧૦૯] ઉપરની સ્કંદપુરાણે કહેલી, આજે જોવામાં ન આવતી–માત્ર એ જ જોવા મળતી–પાંચ નદીઓ ગોમતીસાગરસંગમ પાસે 'પંચનદ'નું તીર્થ બતાવે છે, જેનો ઉલ્લેખ સ્કંદપુરાણમાં થયો છે,[૧૧૦] અને આજે પણ દ્વારકાના કોટને અગ્નિખૂણે ગોમતીના ઘાટની દક્ષિણે પાણીના પટ ઉપર કહેવાય પણ છે, પરંતુ મહાભારતના મૌસલપર્વ[૧૧૧] પ્રમાણે કૃષ્ણના દેહોત્સર્ગ પછી યાદવ સ્ત્રીઓને સાથે લઈ, દ્વારકાના સાગરમજ્જન સાથોસાથ, આગળ વધતા અર્જુનને આભીર દસ્યુઓએ 'પંચનદ'ના પ્રદેશમાં લૂંટી લીધો હતો તે આ સ્થાન નથી; એ તો સૌરાષ્ટ્ર ગુજરાતની ઉત્તર સરહદ નજીક આવેલો પાંચ નદીઓનો જુદો જ પ્રદેશ હતો;[૧૧૨] સ્કંદપુરાણના દ્વારકા-માહાત્મ્યમાંનું 'પંચનદ' તીર્થ તો મોડેથી ઉપજાવી કાઢેલું સમજાય છે. 'ગોમતી' અને 'ચંદ્રભાગા' નામોથી કોઈ બે નદીઓનો નિર્દેશ પાણિનિના ગણપાઠમાં થયેલો છે; પાછલીને તો ત્યાં સ્પષ્ટ રીતે નદી કહી છે,[૧૧૩] પણ 'ગોમતી' પણ નદી જ છે. આ બેઉ નદી દ્વારકા પાસેની છે એમ કહેવું મુશ્કેલ છે. એમ તો મહાભારતમાં એકથી વધુ સ્થળોમાં 'ગોમતી' નદીનો ઉલ્લેખ થયેલો છે,[૧૧૪] પરંતુ એ તો ગંગા નદીની સાત ધારાઓમાંની એક અને ઉત્તર પ્રદેશની નદી છે;[૧૧૫] એ દ્વારકાવાળી સર્વથા નથી. ઋગ્વેદમાં એક 'ગોમતી' કહી છે[૧૧૬] તે હાલની સિંધુની એક શાખા 'ગોમલ' હોવાનું ઉમાશંકર જોશીએ મૂરને અનુસરી સૂચવ્યું છે. 'ચંદ્રભાગા' પદ્મપુરાણમાં 'સાભ્રમતી'ને દધીચિના આશ્રમ પાસે મળતી કહી છે[૧૧૭] તે અમદાવાદના હરિજન–આશ્રમ અને જૂના વાડજ વચ્ચેનું રાણીપ તરફથી તેમજ નવા વાડજ તરફથી આવતાં બે વાંઘાંઓનું બનેલું મોટું નાળું છે. બ્રહ્માંડપુરાણ વગેરે હિમાલયમાંથી નીકળેલી 'ચંદ્રભાગા' વિશે નિર્દેશ કરે છે[૧૧૮] તે અને ઉપરની પાણિનિના ગણપાઠમાંની 'ચંદ્રભાગા' એક અને પ્રાચીન લાગે છે. સભાપર્વમાં 'ચંદ્રભાગા' કહી છે[૧૧૯] તે પણ વૈદિકી સરસ્વતીની પૂર્વે કહેલી હોઈ હિમાલયમાંથી નીકળેલી કહી શકાય. રાજશેખર પણ ઉત્તરાપથની નદીઓમાં 'ચંદ્રભાગા'ને મૂકે છે, ગંગા–સિંધુ–સરસ્વતી–શતદ્રુ–ચંદ્રભાગા–યમુના આદિના ક્રમમાં.[૧૨૦]

**પ્રકીર્ણ નદીઓ :** નહપાનના જમાઈ ઉષવદાતના નાસિકના (ઈ.સ ૧ લી સદીના) અભિલેખમાં **ઇબા-પારાદા-દમણ-કરબેણા-દાહાનુકા** એ નદીઓ 'તાપી' સાથે ગણાવી છે.[121] આમાંની 'પારાદા' એ વલસાડ પાસેની 'પાર', 'દમણ' એ દમણ પાસેની 'દમણગંગા', 'કરબેણા' એ બિલિમોરા પાસે અંબિકાને મળતી 'કાવેરી'– દક્ષિણભારતની કાવેરી નહિ, અને 'દાહાનુકા' તે થાણા જિલ્લાના 'દહાણુ' પાસેની એ નામની નાની નદી છે. મહાભારત-ભીષ્મપર્વમાં એક 'વાપી' મળે છે,[121અ] પરંતુ આજના 'વાપી' ગામ પાસે 'દમણગંગા' વહે છે; એ અને 'વાપી' એક હશે ? કુંભકોણુની મહાભારતની આવૃત્તિમાં 'કાપી' પાઠ છે,[122] પણ કાવી પાસે 'મહી' વહે છે; એનું નામ 'કાપી' હશે ? નિર્ણય ઉપર આવવું મુશ્કેલ છે.

**સુવર્ણસિકતા, વિલાસિની, પલાશિની :** રુદ્રદામાના ઈ.સ. ૧૫૦ના જૂનાગઢ શૈલલેખમાં 'સુદર્શન' સરના વર્ષાને કારણે તૂટેલા બંધનું સમારકામ કર્યાનું જણાવ્યું છે[122અ] તે સરમાં સુવર્ણસિકતા(=સુવર્ણરેખા-સોનરેખ) અને પલાશિની વગેરેનાં પાણી એકત્રિત થતાં હતાં. એ અભિલેખમાં ત્રીજી નદીનું નામ નથી આપ્યું, પરંતુ એ પછી ફરી પાળ તૂટી જતાં સ્કંદગુપ્તના સમયમાં નાનું સમારકામ થયું[123] ત્યારે 'પલાશિની' 'સિકતા' અને 'વિલાસિની' એવાં ત્રણ નદીનામ જોવા મળે છે. આમાંની 'સુવર્ણસિકતા' કે 'સિકતા' એ હાથીપગા પાસેથી ફૂટતી એક હજાર ફૂટ ઊતરી, ભવનાથના મંદિરની ઉત્તરે વહી આવી દામોદરકુંડ પાસેથી પસાર થઈ જૂનાગઢ શૈલલેખ પાસે સુદર્શનમાં પડતી 'સુવર્ણરેખા' જ છે. વિલાસિની સરોવરના તળમાં સિકતાનો થોડામાં ફંટાતો બીજો ફાંટો યાતો ભેંસલા( સ્કંદગુપ્તના સમયના ઈ. સ. ૪૫૫-૪૫૭ના અભિલેખમાં, સ્કંદપુરાણમાં અને મોડેના જૈન ગ્રંથો વગેરેમાંના 'રૈવતક')ની પશ્ચિમે નીચાણવાળા ભાગમાંનો દક્ષિણ બાજુથી સરોવરમાં આવતો વહેળો, અને પલાશિની એ જૂનાગઢ શૈલલેખવાળા ખડકની ઉત્તરે સુવર્ણરેખાને ઉત્તરકાંઠેથી શરૂ થતા ઉત્તર–દક્ષિણ લંબાયેલા જોગણિયા ડુંગરની પશ્ચિમ તળેટીમાંથી સરોવરની ઉત્તર ધાર ઉપરનો, ધારાગઢ દરવાજાની સામેના ત્રિવેણીસંગમના ઉત્તરછેડા પાસે, પૂર્વ તરફથી આવતો વહેળો સમજાય છે. આ સંગમસ્થાનથી ઉત્તરના ભાગમાં થોડે દૂર રુદ્રદામાના સમયની, નદીમાં ચૂનાના કોંક્રીટવાળા ભાગ ઉપરની વિશાળ પાળ અને દક્ષિણના ભાગમાં ધારાગઢ દરવાજા સામે સ્કંદગુપ્તના સમયની ઘડેલા પથ્થરોની ભગ્નાવશિષ્ટ નાની પાળનાં દર્શન થતાં હોઈ, આ ત્રણ સિવાય ચોથા કોઈ વહેળાનાં દર્શન થતાં નથી. નદી તરીકે પછી સોનરેખ આગળ વધી પળાંસવા વોકળાને સાથે લઈ ઉબેણ નદીમાં મળી જાય

છે. વિવિધતીર્થકલ્પમાં 'સિકતા'ને 'સુવર્ણરેહા' કહી છે.[૧૨૩અ] આ 'સુવર્ણરેહા' એટલે સં. सुवर्णरेखा, જે એના વર્તમાન 'સોનરેખ' સાથે વધુ સામ્ય ધરાવે છે.

આભિલેખિક ઉલ્લેખોમાં તેમજ ગ્રંથસ્થ ઉલ્લેખોમાં કેટલીક નદીઓ–કેટલાક વોકળા[૧૨૪] જાણવામાં આવ્યા છે, જેઓમાંનાં કોઈ નો સ્થળનિર્દેશ થઈ શકે છે, કોઈનો નથી પણ થતો. ગુર્જરનૃપતિવંશના દદ્દ ૨ જાના ઈ. સ. ૪૯૫–૯૬ ના દાનશાસનમાં અકુલેશ્વર(અંકલેશ્વર) વિષયમાં આવેલી 'વરંડા' નદી રાઈધમ (અત્યારે અનભિજ્ઞાત) ગામની દક્ષિણે વહેતી કહી છે; એ પંથકમાં એ અત્યારે 'વંદ–ખરી' નામે જાણીતી છે. ધરસેન ૨ જાના ઈ. સ. ૫૭૧ ના એક દાનશાસનમાં 'નિંબકૂપરથલી'ના સંદર્ભમાં 'વત્સવહક' નદી સૂચવાઈ છે, જે 'દેવરક્ષિતપાટક'( ? )ની પશ્ચિમ–દક્ષિણે હતી. એના ઈ. સ. ૫૮૯ ના દાનશાસનમાં સૌરાષ્ટ્રમાં (ઝાલાવાડમાં) થાન નજીકની કોઈ 'પશ્ચિમત્તિ' નદી કહી છે. એ જ રાજાને નામે લખાયેલાં શક સં. ૪૦૦ ( ? ઈ. સ. ૪૭૮) નાં દાનશાસનોમાં એકમાં 'કંતારગ્રામષોડશ[શ]ત'(કતારગામનાં ૧૧૬ ગામોના ઝૂમખા)માં નંદાઅરક (કે નંદીસરક) ગામની દક્ષિણે 'મદાવિ' નદી કહી છે, જે જાણીતી 'મીંઢોલા' નદી સમજાય છે, જેને જંગલમાં 'મદાવી' જ કહે છે, જ્યારે બીજા દાનશાસનમાં 'ધરાય વિષય'માં 'વિકિલ્લિસ' ગામની ઉત્તરે 'નેરાછ' નદી કહી છે; આ પકડાઈ નથી. ધ્રુવસેન ૨ જાના ઈ. સ. ૬૩૧ ના દાનશાસનમાં 'ખેટકાહાર વિષય'ના 'કોણ્ક પથક'માં 'મલિવાપીવહ' 'ભત્રીશ્વિરતટાકવહ' અને 'વીરવર્મતટાકવહ' સૂચવાયા છે, જે પકડી શકાતા નથી. શીલાદિત્ય ૩ જાના ઈ. સ. ૬૬૬ ના દાનશાસનમાં એક 'વંશટિકા નદી' સૂચવાઈ છે; 'કાલાપકપથક' નો સંબંધ હોવાથી જામનગર જિલ્લાના કાલાવડ મહાલની આ કોઈ નદી છે. મૈત્રકોનાં દાનશાસનોમાં આવતા 'વંશકટ' ગામ સાથે સંબંધ શક્ય છે, પણ એ ગામનો પત્તો લાગ્યો નથી. એ જ રાજાના ઈ. સ. ૬૬૯ ના દાનશાસનમાં 'મધુમતીદ્વાર' શબ્દથી સમુદ્રસંગમની નજીક જઈ પહોંચેલી 'મધુમતી' નદી અને નજીકના પ્રદેશની 'માણ્ઇજ્જિકા' નદી ઉલ્લિખિત થયેલી છે. સૌરાષ્ટ્રમાં આવેલું 'દેસેનક' ગામ મધુમતીના મુખ નજીક કહ્યું છે; એની પૂર્વે 'પિચ્છકૂપિકા' નામનો 'વહ' (વોકળો) કહ્યો છે. મધુમતી નદી એટલે નિકોલની ખાડી. 'માણ્ઇજ્જિકા' નદી એટલે હાલમાં સુકાઈ ગયેલો 'માલન'નો પટ. આ 'મહુવા'ની નજીકનાં સ્થાન છે. શીલાદિત્ય ૬ ઠ્ઠા ના ઈ. સ. ૭૫૯ ના દાનશાસનમાં સૂર્યાપુર વિષયમાં 'વપ્પોઈકા' નદી જણાવી છે. આ દાનશાસનનાં પતરાં લુણાવાડામાંથી મળેલાં છે ને

દાનશાસન 'ગોદ્રહક'(ગોધરા)માંથી ફરમાવેલું છે, એ પરથી આ નદી લુણાવાડા–ગોધરા વિસ્તારમાં આવી હોવાનું સૂચિત થાય છે.

કનોજના મહેંદ્રપાલના સમયના બલવર્માના ઈ. સ. ૮૯૩ ના દાનશાસનમાં 'નક્ષિસપુર-ચતુરશીતિ' (નક્ષિસપુર-ચોર્યાશી) પ્રદેશમાં જયપુર ગામ પાસે 'કણ્વીરિકા' નદી કહી છે. પતરાં ઊનામાંથી મળેલાં હોઈ ગીરના ગિરિમાળામાંના કોઈ ભાગમાં આ પ્રદેશ અને નદી હોય; એ દાનશાસનના એક પણ સ્થળનો નિશ્ચય થયો નથી.

'દધિમતી' અને 'ક્ષારવહ'નો ઉલ્લેખ સિદ્ધરાજ જયસિંહના સમયના ઈ. સ. ૧૧૪૬ ના દાહોદ-અભિલેખમાં થયેલો છે. 'ઊભલોડ પથક'(આજનું 'અભલોડ' ગામ)માંના 'આશ્વિલિયા-કોડાગ્રામ' (અત્યારનાં 'નીમનાલિયા રાબડાલ' અને 'ગડોઈ' ગામ) ની પૂર્વે 'દધિમતી' (હાલની 'દેહમઈ') નદી અને ઉત્તરે 'ક્ષારવહ' (હાલનો 'ખારવો' વોકળો) કહેવામાં આવ્યાં છે. બીજી 'દધિમતી' સારંગદેવ વાઘેલાના રાજ્યકાલમાંના ઈ. સ. ૧૨૭૭ ના અભિલેખમાં સૌરાષ્ટ્રમાં આવેલી સૂચવાઈ છે, જ્યાં કોઈ જૈને સુમતિસ્વામીના પૂજન માટે નદી સમીપ વાડી દાનમાં આપેલી કહી છે.

ગ્રંથસ્થ સાહિત્યમાં 'ભદ્રા' નદીનો નિર્દેશ સ્કંદપુરાણના પ્રભાસખંડમાં આવેલા 'વસ્ત્રાપથક્ષેત્રમાહાત્મ્ય'માં વસ્ત્રાપથક્ષેત્રની ઉત્તર સીમા બતાવવા થયો છે, જે આજના જેતપુરની ઉત્તરે પશ્ચિમાભિમુખ વહી જતી 'ભાદર' છે. 'જંબુમાલી' નદીનો નિર્દેશ આ. હેમચંદ્રે દ્વયાશ્રય કાવ્યમાં કર્યો છે, જ્યાં મૂલરાજનો સૌરાષ્ટ્રના ગ્રાહરિપુ સાથે મુકાબલો થયો સૂચવાયો છે. આનો સ્થળનિશ્ચય હજી થઈ શક્યો નથી.

## ૫. ક્ષેત્રો-તીર્થો

**પ્રભાસ :** આ તીર્થ વિશે જૂનામાં જૂનો ઉલ્લેખ અત્યારે તો મહાભારતના આદિપર્વમાં થયેલો જાણવામાં આવ્યો છે. અર્જુન વનવાસમાં હતો અને તીર્થો કરતો કરતો 'અપરાંત'નાં તીર્થ પતાવી પશ્ચિમ સમુદ્રમાં 'પ્રભાસ' જઈ પહોંચ્યો હતો કે જ્યાં શ્રીકૃષ્ણ એને આવી મળ્યા હતા; એ પછી રૈવતક ગિરિ ઉપર બંને વિશ્રામ માટે ગયા હતા અને ત્યાંથી દ્વારકા જઈ, દ્વારકામાંથી નજીકના રૈવતક ગિરિ ઉપર દેવીપૂજન માટે આવેલી સુભદ્રાનું અર્જુન હરણ કરી ગયો હતો.[૧૨૫] આરણ્યકપર્વમાં

તીર્થયાત્રામાં સુરાષ્ટ્રમાંનાં પુણ્ય આયતન બતાવતાં 'ચમસોન્મજ્જન' 'ઉદધિતીર્થ પ્રભાસ' 'પિંડારકતીર્થ' 'ઉજ્જયંત ગિરિ' અને 'દ્વારકા' નો ઉલ્લેખ કરેલો છે.[૧૨૬] આ પહેલાં જ અગ્નિતીર્થ તરીકે પ્રભાસનો ત્યાં નિર્દેશ થયો છે, જ્યાંથી સરસ્વતીસાગરસંગમ તીર્થે જવાનું કહ્યું છે.[૧૨૭] મહાભારતમાં 'પ્રભાસ' વિશે બીજા પણ નિર્દેશ તો છે જ, પરંતુ મૌસલપર્વમાં યાદવોના આપસ-આપસમાં થયેલા સંહારના કથાનકમાંનો ઉલ્લેખ નોંધપાત્ર છે. નજીકના જ સ્થાનમાં જરા લુબ્ધકને હાથે શ્રીકૃષ્ણના પગમાં બાણ વાગ્યું અને (સંભવતઃ હરિણી-સરસ્વતી-સંગમ ઉપરના પશ્ચિમ કાંઠા ઉપર) શ્રીકૃષ્ણનો દેહોત્સર્ગ થયો એમ ત્યાં કહેવામાં આવ્યું છે.[૧૨૮] ધ્યાનમાં લેવા જેવું તો એ છે કે મહાભારતમાં 'પ્રભાસ' સાથે સોમેશ્વર શિવનો સંબંધ જાણવા મળતો નથી, પરંતુ શલ્યપર્વમાં સોમ-ચંદ્રનો સંબંધ જોવા મળે છે, જ્યાં ક્ષયરોગથી પીડાતા ચંદ્રને પ્રભાસમાં શાપમાંથી નિવૃત્તિ થઈ હતી એમ કહેવામાં આવ્યું છે.[૧૨૯] ભાગવતપુરાણમાં આ વિશે મૌન છે, પરંતુ પ્રભાસ અને પશ્ચિમ-સરસ્વતીનો સંબંધ ત્યાં સ્પષ્ટ છે.[૧૩૦] ઋગ્વેદનાં ખિલ સૂક્તોમાં 'પ્રાચી સરસ્વતી' અને 'સોમેશ્વર' વિશે નિર્દેશ છે,[૧૩૧] પરંતુ ત્યાં 'પ્રભાસ' વિશે કશું નથી. ભૈરવ(કાલાગ્નિ રુદ્ર)રૂપે શિવજી પ્રભાસક્ષેત્રમાં વસ્યા છે એવો પ્રથમ ઉલ્લેખ સ્કંદપુરાણમાં થયો જાણવામાં આવ્યો છે.[૧૩૨] સ્કંદપુરાણ તો એનો સાતમો ખંડ 'પ્રભાસખંડ' તરીકે આપી એમાં શરૂના અધ્યાયોમાં 'પ્રભાસક્ષેત્રમાહાત્મ્ય' બાંધે છે; એના પછી 'વસ્ત્રાપથક્ષેત્ર-(ગિરનાર આસપાસનું) માહાત્મ્ય', ત્રીજું 'અર્બુદખંડ-માહાત્મ્ય' અને ચોથું 'દ્વારકા-માહાત્મ્ય' આપે છે. સ્કંદપુરાણમાં આ ખંડમાં પ્રભાસ ક્ષેત્રમાં આવેલાં અનેક દેવાલયો અને નાનામાં નાનાં તીર્થસ્થાનોનું પણ ખૂબ ઝીણવટથી સ્થાનનિર્દેશાત્મક નિરૂપણ મળે છે, જેના ઉપરથી સ્કંદપુરાણના સમયમાં એ તીર્થની સબળ જાહોજલાલી સમજી શકાય એમ છે; એ ક્ષેત્રનો વિસ્તાર પણ બાર યોજનનો કહ્યો છે.[૧૩૩]

જૈન સાધનોમાં પ્રભાસનો ક્ષેત્ર તરીકે પ્રબંધચિંતામણિમાં પરિચય આપવામાં આવ્યો છે, જ્યાં એને 'સરસ્વતી નદીના આશ્લેષમાં તત્પર લવણ જલમાં પ્રણય કરનાર' તરીકે કહેવામાં આવેલું છે.[૧૩૪] એ ગ્રંથમાં શ્રીપત્તનમાં-પ્રભાસક્ષેત્રમાં ચંદ્રપ્રભને વસ્તુપાલે પ્રણિપાત કર્યાનું કહ્યું છે.[૧૩૫] વિવિધતીર્થકલ્પમાં વસ્તુપાલની કીર્તિ કયાં કયાં ગવાતી હતી એ સ્થળોમાં 'પ્રભાસ સુધી' શબ્દ મળે છે અને પ્રભાસમાં 'ચંદ્રપ્રભ' સ્વામી હોવાનો નિર્દેશ કર્યો છે.[૧૩૬] પ્રભાસપાટણનાં દેરાસરોમાં ચંદ્રપ્રભનું દેરાસર આમ જૂનું છે એ સમજાય છે. પુરાતનપ્રબંધ-

સંગ્રહમાં 'પ્રભાસ'નો તીર્થ તરીકે ચાર સ્થળે નિર્દેશ થયેલો સંગ્રહાયો છે, જેમાં ત્રીજા ઉલ્લેખમાં 'સરસ્વતી' નદીનો સંબંધ પણ સૂચિત છે.[૧૩૭] પ્રબંધકોશ પ્રભાસમાં ચંદ્રપ્રભનો સંબંધ અને વસ્તુપાલની કીર્તિ પ્રભાસ પર્યંત વ્યાપક હોવાનું કહે છે.[૧૩૮]

આજે પ્રભાસ ક્ષેત્ર તરીકે તો વ્યાપકતા ગુમાવી બેઠું છે, પરંતુ પ્રભાસ તીર્થ તરીકે હિંદુધર્મીઓ અને જૈનોમાં ખૂબ જાણીતું છે. દક્ષિણ સૌરાષ્ટ્રમાં જૂનાગઢ જિલ્લામાં 'પ્રભાસ પાટણ' 'સોમનાથ પાટણ' નગર અને એમાં હિંદુ ધર્મીઓને માટે સોમનાથ મહાદેવનું તીર્થસ્થાન અને જૈનોને માટે 'ચંદ્રપ્રભ'નું મુખ્ય દેરાસર, નગરથી ૨ કિ. મી. પૂર્વ દિશાએ હીરણ અને સરસ્વતીના સાગરસંગમ ઉપરનું ત્રિવેણી-તીર્થ, એની ઉપરના ઉત્તર ભાગે શ્રીકૃષ્ણનું દેહોત્સર્ગનું સ્થાન-આણે એ તીર્થનું સ્થાન લાંબા સમયથી જાળવી રાખ્યું છે. પ્રભાસપાટણથી ઈશાનમાં બેએક કિ. મી. ઉપર, હીરણ પશ્ચિમમાંથી આવી દક્ષિણ તરફ વળાંક લે છે ત્યાં શીતળાના મંદિરની ઉપરના ભૂભાગમાં 'નગરા'ના હડપ્પાકાલીન અવશેષોથી લઈ ક્ષત્રપકાલ સુધીના અવશેષોની પ્રાપ્તિ આ સ્થાનની પ્રાચીનતા તરફ લઈ જાય છે.

**ચમસોન્મજ્જન-ચમસોદ્ભેદ :** મહાભારત–આરણ્યકપર્વમાં પ્રભાસની નજીક હોય તેવું 'ચમસોન્મજ્જન'–પાઠાંતરથી 'ચમસોદ્ભેદ' તીર્થ નોંધાયેલું છે.[૧૩૯] અને શલ્યપર્વમાં તો પ્રભાસની નજીક 'ચમસોદ્ભેદ' તીર્થ પણ કહ્યું છે.[૧૪૦] એના પછી ત્યાં ઉદપાનતીર્થ કહ્યું છે.[૧૪૧] પરંતુ આજે આ બેઉ તીર્થોનો પ્રભાસ નજીક ક્યાંય પત્તો લાગતો નથી. સ્કંદપુરાણના સમયમાં પ્હેલા-ને પ્રભાસક્ષેત્રના અંતર્ગતતીર્થ તરીકે કહેવામાં આવ્યું છે.[૧૪૨] શલ્યપર્વમાં 'પ્રભાસ' અને 'ચમસોદ્ભેદ' તીર્થોનો 'સારસ્વતતીર્થ'માં સમાવેશ કરવામાં આવ્યો છે.[૧૪૩] આરણ્યકપર્વમાં 'ચમસોદ્ભેદ' તીર્થ કહ્યું છે ત્યાં સરસ્વતી નદીનો સંબંધ છે, પરંતુ એ સરસ્વતી વિનશન–કુરુક્ષેત્રમાં અદૃશ્ય થયા પછી મરુભૂમિમાં અંતર્હિત ચાલી ચમસોદ્ભેદ-શિવોદ્ભેદ–નાગોદ્ભેદ એ તીર્થોમાં પ્રગટ થાય છે એમ કહ્યું છે.[૧૪૪] આમ ઉત્તર ગુજરાતની સરસ્વતી નદી કચ્છના રણમાં પથરાઈ જાય છે ત્યાં આ ત્રણ તીર્થ છે કે પ્રભાસ પાસે ત્રિવેણીસંગમમાં આવી મળતી ગીરની સરસ્વતી નદીના મુખ પાસે છે, એ સ્પષ્ટ થઈ શકતું નથી. સંભાવના છે કે કચ્છના રણમાં સરસ્વતી પથરાઈ જાય છે ત્યાં એ તીર્થો હોય અને પ્રભાસમાં 'સરસ્વતી' સંજ્ઞક નદી અસ્તિત્વમાં આવતાં ત્યાં પણ એમાંનું ચમસોદ્ભેદ-ચમસોન્મજ્જન કહેવામાં આવ્યું હોય. પ્રભાસ નજીક હોવા વિશે આરણ્યકપર્વનો

પછીનો નિર્દેશ[૧૪૫] અને શલ્યપર્વનો નિર્દેશ બળ પૂરે છે. સ્કંદપુરાણમાં તો એઉ નહિ, લુપ્ત થયેલી સહિત ત્રણે નદીઓનો ગોટાળો કરી નાખ્યો હોઈ તીર્થોનો પણ ગોટાળો થઈ ગયો છે.[૧૪૬]

**પિંડારક :** મહાભારત આરણ્યકપર્વમાં 'પિંડારક' તીર્થ સૌરાષ્ટ્રમાં કહેવામાં આવ્યું છે એ 'પ્રભાસ'ની વાત કરતાં આપણે જોયું; ક્રમ 'ચમસોન્મજ્જન' 'પ્રભાસ' 'પિંડારક' 'ઉજ્જયંત ગિરિ' અને 'દ્વારવતી' (દ્વારકા) એવો છે.[૧૪૭] એ જ પર્વમાં આ પહેલાં 'પ્રભાસ' 'સરસ્વતીસાગરસંગમ' 'વરદાનક્ષેત્ર' 'દ્વારવતી' 'પિંડારક' અને 'સિંધુસમાગમ' એવો ક્રમ આપવામાં આવ્યો છે.[૧૪૮] આરણ્યકપર્વ 'પિંડારક'ની એક વિશિષ્ટતા નોંધે છે કે ત્રિશૂલનું ચિહ્ન હોય તેવાં પદ્મોના લક્ષણવાળી મુદ્રાઓ ત્યાં મળે છે.[૧૪૯] આવી મુદ્રાઓ નથી મળતી પ્રભાસ પાસેના કોઈ સ્થળે કે નથી જાણવામાં આવી 'પિંડારક' પાસે; હા, એક પ્રકાર શંખોદ્ધાર બેટમાં મળે છે. એક પ્રકારની, ઉપર કાંઈક કાચબા ઘાટના લંબગોળ વર્તુલની સપાટી ઉપર પાંચ પાંખડીની છાંટ હોય તેવી, નીચેની બાજુએ ચપટ, અશ્માવશેષ (fossils)—માપમાં લગભગ $1\frac{3}{4} \times 1\frac{3}{4}$ સેં.મી. ની, માંગરોળ–સોરઠથી પૂર્વની બાજુએ સાતેક કિ. મી. ઉપર આવેલા કામનાથ મહાદેવના તીર્થ પાસે નદીમાં કહેવાતા 'પદ્મકુંડ'માં તેમજ નદીના તળમાં મળી આવે છે. મહાભારત–આરણ્યકપર્વનું કથન આને ઉદ્દેશી છે કે નહિ એ સ્પષ્ટ થઈ શકતું નથી. આજનું 'પિંડારક' તીર્થ તો સૌરાષ્ટ્રની ઉત્તર–પશ્ચિમે કચ્છના અખાતના દક્ષિણ કાંઠા ઉપર, આજની દ્વારકાથી પૂર્વે અઠ્ઠાવીસેક કિ. મી. (અઢારેક માઈલ) ઉપર, કચ્છના અખાતને છેડે લગભગ આવેલા શંખોદ્ધાર બેટની બરોબર સામે આવે તેમ એની દક્ષિણમાં આવેલું છે. વિષ્ણુપુરાણ અને ભાગવતપુરાણમાં તથા હરિવંશના પ્રક્ષિપ્ત ભાગમાં એ સમુદ્રતટે નિર્દેશાયું છે.[૧૫૦] હરિવંશના એક બીજા નિર્દેશ પ્રમાણે તો એ યાદવકુમારોનું અવારનવાર ખેલવા આવવાનું-જલક્રીડાનું સ્થાન હતું.[૧૫૧] પિંડારક તીર્થનું માહાત્મ્ય અનુશાસનપર્વે પણ સૂચવ્યું છે.[૧૫૨] મહાભારતના ઉપર બતાવેલા બે નિર્દેશોમાં, એકમાં પ્રભાસ અને ઉજ્જયંતગિરિ વચ્ચે બતાવાયું છે, તો બીજામાં દ્વારવતી અને સિંધુસમુદ્રસંગમ વચ્ચે બતાવાયું છે. આમાંનો પહેલો ક્રમ સંગત ગણી 'પિંડારક'ને પ્રભાસથી ઈશાનમાં બાવીસેક કિ. મી. (ચૌદેક માઈલ) ઉપર ઉત્તરમાંથી આવતી સરસ્વતીને કૃત્રિમ રીતે વાળી, થોડામાં પૂર્વાભિમુખ બનાવી લેવામાં આવી છે તે 'પ્રાચી' તીર્થ તરીકે ગણવાનો એક અભિપ્રાય છે. બીજો ક્રમ આજની પરિસ્થિતિનો ખ્યાલ આપે છે : દ્વારકા, પિંડારક, અને (કચ્છના મોટા રણના મથાળે સિંધુની એક

શાખા રણમાં પડતી હતી, અને ઈ. સ. ૧૮૧૯ ના ધરતીકંપથી 'આડબંધ' [ 'આલાબંધ'–પાકિસ્તાનમાં 'અલ્લાબંધ' કહે છે તે ] ઉપસી આવતાં સિંધુની એ શાખાનો પ્રવાહ પશ્ચિમ તરફ વળી જવાથી સિંધુસમુદ્રસંગમ તીર્થ પણ નાશ પામ્યું તે) સિંધુસમુદ્રસંગમતીર્થ. પહેલા ક્રમમાં પ્રભાસ અને ઉજ્જયંત ગિરિના અંતરાળના પ્રદેશમાં પૂર્વ દિશાએ કૃત્રિમ પ્રાચી તીર્થને માનવામાં આવે છે એના કરતાં પશ્ચિમ દિશાએ માંગરોળ–સોરઠની પૂર્વે ઉપર સૂચવાયેલા પદ્મ-કુંડવાળા તીર્થને કહેવામાં આવે તો, ત્યાં પેલા પદ્માંકિત અશ્માવશેષ મળતા હોઈ, વધુ સંગત થઈ રહે. આજે પણ આસપાસનાં ગામડાંઓમાંથી શ્રાદ્ધકર્મ કરવા લોકો ત્યાં આવે છે, તો એ વિહારભૂમિ પણ છે જ. આમ આપણી સમક્ષ ત્રણ સ્થળ ખડાં થઈ રહ્યાં છે. સત્યાન્વેષણ કરવા જતાં તો એવું પ્રાપ્ત થાય છે કે મહાભારતના વર્તમાન અધિકૃત સંકલનનો સમય ઈ. પૂ. ૧ લી સદીથી ઉપરના ભાગે ૫ મી–૬ ઠ્ઠી સદીથી પૂર્વ જઈ શકે એવું સિદ્ધ સ્વરૂપમાં કહી શકાય એમ નથી; એ જ કારણ છે કે મહાભારતમાં જ્યાં જ્યાં સ્થળો વગેરેના ક્રમ બતાવવામાં આવ્યા છે તેમાં, સંખ્યાબંધ સ્થેળોમાં, સંગતિ જોવા મળતી નથી, એટલે સંદિગ્ધ સ્થળોના વિષયમાં નિર્ણયાત્મક સ્થિતિ ઉપર આવવું મુશ્કેલ બની ગયું છે. પુરાણો અને ઉત્તરકાલીન સાહિત્યમાં પણ પ્રાચીન સ્થળોનો નિશ્ચય કરવામાં આ જ પરિસ્થિતિ છે.

ભાગવતપુરાણમાં નારાયણ કવચમાં 'પ્રાચી સરસ્વતી' કહેવામાં આવી છે તે કોઈ અન્ય જ લાગે છે;[૧૫૩] એનો ઉત્તર ગુજરાતની કે દક્ષિણ સૌરાષ્ટ્રની 'સરસ્વતી' સાથે સંબંધ પકડવો મુશ્કેલ છે.

**વરદાન :** 'વરદાનક્ષેત્ર' પ્રભાસ અને દ્વારવતીના વચ્ચેના પ્રદેશમાં હોય એમ ઉપર સૂચવાયું છે.[૧૫૫અ] મહાભારત–આરણ્યકપર્વમાં 'ઉજ્જયંત ગિરિ' નો નિર્દેશ કર્યો છે તેની પહેલાં તીર્થો કહ્યાં છે તેમાં પણ 'વરદાનક્ષેત્ર' કહ્યું છે.[૧૫૬] આમ આ ક્ષેત્ર સૌરાષ્ટ્ર બહારનું તો નથી જ લાગતું. સ્કંદપુરાણે ગિરનાર આસપાસના ભૂભાગનું એક 'વસ્ત્રાપથ ક્ષેત્ર' કહ્યું છે તે આ હોવાનું કોઈ સાંયોગિક પુરાવાથી પણ કહી શકાય એમ નથી. સૌરાષ્ટ્રમાં ગિરનારથી કાંઈક ઊતરતી કક્ષાનો, નજીકમાં બીલેશ્વર અને અંદરના ભાગમાં કીલેશ્વરનાં આજનાં તીર્થ સાચવતો બરડો પર્વત પણ ધ્યાનમાં લેવા જેવો ખરો. એ 'વરાહ' પર્વત હોય એવી આ પૂર્વે સંભાવના કરવામાં આવી છે.[૧૫૭] ઉજ્જયંતથી આજની દ્વારકા અને પિંડારક જતાં માર્ગમાં એ આવે છે. દ્વારકા અને પિંડારકનાં

પ્રાચીનતમ સ્થાન ત્યાં ન હોય તોયે 'વરદાનક્ષેત્ર' બરડાના ભૂભાગમાં હોવાના વિષયમાં કોઈ ખાસ બાધ જોવા મળતો નથી. વ્યુત્પત્તિની દૃષ્ટિએ 'વરદાન' અને 'બરડો' શબ્દો દૂર થઈ રહે એવા નથી. પશ્ચિમ સૌરાષ્ટ્રમાં બરડા પર્વતથી ઈશાન ભાગે આવેલા ગોપના ડુંગરાની દક્ષિણ દિશાએ ગુપ્તોના ઉત્તર કાલનું, યા મૈત્રકોના આરંભકાલનું, નાની ગોપમાં આવેલું ગોપનું મંદિર અને બરડાથી પશ્ચિમ દિશાએ સમુદ્ર નજીક મૂળદ્વારકા તરીકે કહેવામાં આવતા વિસાવાડાની આસપાસના પ્રદેશનાં જૂનાં મંદિર એ પ્રદેશ પૂર્વકાલમાં યાત્રાનાં સ્થાન હોવાની પરંપરા ચીંધે એવાં ખરાં. આ પ્રકારની સંભાવનાને આધારે બરડા ડુંગરના આસપાસના ભૂભાગને માટે 'વરદાનક્ષેત્ર' ની સંજ્ઞા કોઈ કાળે શક્ય ખરી. દેશ્ય સ્વરૂપના લાગતા 'બરડા' શબ્દનું સંસ્કૃતીકરણ પામેલું રૂપ તો 'વરદાન' નહિ હોય? આપણી સમક્ષ સંભાવના સિવાય કોઈ બીજો પુરાવો નથી.

**વસ્ત્રાપથ ક્ષેત્ર :** સ્કંદપુરાણ પ્રમાણે ઉજ્જયંત ગિરિ (ગિરનારનો મુખ્ય પહાડ) અને રૈવતક ગિરિ(વાઘેશ્વરીના મંદિરને અને દામોદરના મંદિરને સાચવી રાખતો 'ભેંસલો')ને પોતામાં સમાવી રાખતું, ઉત્તર બાજુ ભદ્રા (ભાદર, જે જેતપુર ગામની ઉત્તરે થઈ વહે છે ત્યાં) સુધી અને પશ્ચિમે વામનનગર (વંથળી) સુધી આ ક્ષેત્ર પથરાયેલું પડ્યું છે.[૧૫૮] આ જ ક્ષેત્રને ત્યાં 'રૈવતક્ષેત્ર' પણ કહ્યું છે.[૧૫૯] આ ક્ષેત્રની દક્ષિણે 'બિલ્વખાત' એવું રાજા બલિનું ક્ષેત્ર કહ્યું છે;[૧૬૦] સંભવ છે કે એ આજના બીલખા' ગામના સ્થાનને ઉદ્દેશી કહ્યું હોય, બાકી ત્યાં નજીકમાં આજે કોઈ બલિતીર્થ રહ્યું નથી. આ ક્ષેત્રનો વિસ્તાર ચાર યોજનનો કહ્યો છે[૧૬૧] તેથી ગિરનારની ચારે બાજુના પ્રદેશને બરોબર બંધ બેસી રહે છે. મહાભારતમાં એક 'વસ્ત્રાપદ' ક્ષેત્ર છે,[૧૬૨] પણ એ તો જુદું જ છે. પુરાતનપ્રબંધસંગ્રહમાં વસ્તુપાલ ગિરનાર પર્વત ઉપર ચડતો હતો ત્યારે એ 'વસ્ત્રાપથ' ક્ષેત્રમાં પહાડની પગથી ઉપર ચડતાં કર લેવાતો હોવાનું કહેવામાં આવ્યાનું નોંધ્યું છે.[૧૬૨અ] આ ક્ષેત્રનું નામ 'વસ્ત્રાપથ' કેવી રીતે મળ્યું હશે એ જાણવાનું સંગત કારણ મળતું નથી; સંભવ છે કે કોઈ દેશ્ય નામનું આ સંસ્કૃતીકરણ હોય.

**નારાયણસર :** આ તીર્થનો ઉલ્લેખ માત્ર ભાગવતપુરાણમાં થયેલો છે, જ્યાં એને સિંધુ અને સમુદ્રનો સંગમ થાય છે ત્યાં કહ્યું છે.[૧૬૩] ત્યાં એને પશ્ચિમ દિશામાં રહેલું કહેલું જ છે એટલે ભાગવતપુરાણના રચન-સમયે એનું અસ્તિત્વ પ્રમાણિત કરી શકાય. મહાભારતમાં 'નારાયણસ્થાન'[૧૬૪] અને 'નારાયણાશ્રમ'[૧૬૫] એવાં બે તીર્થસ્થળ મળે છે, પરંતુ એ ઉત્તરના પ્રદેશનાં હોય એમ લાગે

છે. કચ્છનું 'નારાયણસર' લખપત તાલુકામાં કોરીનાળના દક્ષિણકાંઠે આવેલા લખપત બંદરથી દક્ષિણે, સમુદ્રકાંઠા નજીક તેવીસેક કિ. મી. (ચૌદેક માઈલ) ઉપર આવેલું છે, જ્યાં નારાયણસરની વાયવ્યે લગભગ એક કિ. મી. (અડધાએક માઈલ) ઉપર કોટેશ્વરનું મંદિર આવેલું છે. આજે કોરીનાળની શરૂઆત થાય છે ત્યાં એક સમયે સિંધુ નદીની પૂર્વ બાજુની છેલ્લી ધારાનું મુખ આવેલું હતું; ઈ. સ. ૧૮૧૯ના ધરતીકંપમાં થયેલા ભૂસ્તરપરિવર્તનને લીધે સિંધુની એ એક ધારાનો પ્રવાહ પશ્ચિમ ભણી ખસી ગયો, કોરીનાળના મોટા રણ તરફના ભાગમાં 'આલાબંધ' નામની ઉત્તર-દક્ષિણ પટ્ટી ઊપસી આવી અને સિંધુના પાણીનો કચ્છની ભૂમિના પેટાળને મળતો લાભ સદાને માટે બંધ થયો.[૧૬૬]

**દ્વારકાક્ષેત્ર :** સ્કંદપુરાણના પ્રભાસખંડમાંના 'દ્વારકામાહાત્મ્ય' પ્રમાણે આજની દ્વારકાનો આસપાસનો પ્રદેશ તે આ 'દ્વારકાક્ષેત્ર'.[૧૬૭] 'દ્વારકાક્ષેત્ર'નું સ્કંદપુરાણમાંનું વર્ણન આજની દ્વારકા આસપાસનું નહિ, પરંતુ પ્રભાસ-કોડીનાર નજીકની મૂળ દ્વારકા આસપાસનું છે એવું બતાવવાનો પ્રયત્ન થયો છે,[૧૬૮] પરંતુ કલ્યાણરાય ન. જોશીએ એનો ઝીણવટથી અભ્યાસ કરી જે ખ્યાલ આપ્યો છે[૧૬૯] તે એ વિશેની શંકાનું સુભગ સમાધાન કરી આપે છે. એ તીર્થ પાંચ કોશના વિસ્તારનું કહેવાયું છે.[૧૭૦] શ્રીકૃષ્ણના સમયમાં દ્વારકાનગરીનું સ્થળ સૌરાષ્ટ્રમાં બીજે ક્યાંય હોય કે આજની દ્વારકા નજીક હોય, પરંતુ સ્કંદપુરાણ પ્રમાણે તો દ્વારકાનગરીના સંબંધવાળું દ્વારકાક્ષેત્ર આજની દ્વારકાના પ્રદેશનું હોવામાં કશો વિરોધ રહેતો નથી.

**ચમત્કારપુરક્ષેત્ર :** સ્કંદપુરાણે જે બીજાં કેટલાંક ગૌણ તીર્થક્ષેત્ર ગણાવ્યાં છે તેઓમાં એક 'ચમત્કારપુરક્ષેત્ર' પણ કહ્યું છે.[૧૭૧] એનું જ બીજું નામ સ્કંદપુરાણમાં 'હાટકેશ્વરક્ષેત્ર'[૧૭૨] છે. અર્બુદ(આબુ)ના પહાડથી નૈઋર્ત્યદિશામાં આનર્તદેશમાં અર્થાત્ આનર્તસંજ્ઞક (ઉત્તર ગુજરાતના) ભૂભાગમાં એ ક્ષેત્ર આવેલું છે. એનાથી અહીં આનર્તનગર-વૃદ્ધિનગર(વડનગર)-જૂના ચમત્કારપુર આસપાસનો પ્રદેશ સમજવાનો છે. આ વિગતોનો બધો આધાર સ્કંદપુરાણના છઠ્ઠા 'નાગરખંડ' ઉપર છે. રમણલાલ ના. મહેતાએ એ ખંડને માટે ૧૬ મી-૧૭ મી સદીની મોડેની રચના હોવાનું પુરવાર કરેલું છે[૧૭૩] એટલે એની પાછળનું ઇતિહાસ-બળ ઢીલું પડે છે. નાગરખંડમાં એ ક્ષેત્રનાં મંદિરો-પેટાતીર્થો વગેરે વિશે સારી માહિતી જોવા મળે છે.

**ધર્મારણ્યક્ષેત્ર :** ઉત્તર ગુજરાતમાં મોઢેરા આસપાસના ક્ષેત્રને 'ધર્મારણ્યક્ષેત્ર' કહેવામાં આવ્યું છે. એને 'સત્યયુગમાં ધર્મારણ્ય, ત્રેતામાં સત્યમંદિર, દ્વાપરમાં વેદ-

ભવન અને કલિયુગમાં મોહેરક' કહેવામાં આવે છે ૧૭૪ 'મોહેરક' એ જ 'મોઢેરા', જ્યાં મોઢ બ્રાહ્મણો અને વણિકોની કુલદેવી મોઢેશ્વરીનું મંદિર આવેલું છે. ગામની પશ્ચિમે, થોડા અંતર ઉપર, સોલંકી ભીમદેવ ૧ લાના સમયના સુપ્રસિદ્ધ સૂર્ય-મંદિરનાં ખંડિયેર અને એ મંદિરના પૂર્વ પ્રાંગણમાં વિશાળ કુંડ એ સ્થાનની જૂની જાહોજલાલીનો ખ્યાલ આપે છે. સ્કંદપુરાણના ત્રીજા બ્રાહ્મખંડના બીજા ધર્મારણ્યખંડમાં રામે બ્રાહ્મણોને આપેલાં ૫૫ ગામોની યાદી આપી છે,૧૭૫ જેમાં ચાતુર્વિદ્ય (મોઢ) બ્રાહ્મણોએ આર્વાને વસાવેલાં ગામોનો પણ સમાવેશ થાય છે. આ ગામો બધાં જ ધર્મારણ્યક્ષેત્રમાં નથી, ગુજરાતના બીજા બીજા ભાગોમાં પણ છે; ઉ. ત. વટપત્ર (વડોદરા), કર્પટ—કપડવાણક (કપડવંજ), ગોધર (ગોધરા), થલ્લજ (અમદાવાદ પાસે થલતેજ), સાનદીયા (સાણંદ), આસાવલ્લી (અમદાવાદ-નું જૂનું સ્થાન) વગેરે.૧૭૬

**મહીસાગરસંગમક્ષેત્ર:** સ્કંદપુરાણે સાત કોશ પ્રમાણનું આ ક્ષેત્ર મહી જ્યાં સાગરને મળે છે તેના મુખપ્રદેશને ઉદ્દેશી કહ્યું છે. એનું બીજું નામ 'ગુપ્તક્ષેત્ર' છે.૧૭૭ કાર્તિકેયે આ સ્થળે તારકાસુરને મારી ત્યાં વિજયસ્તંભ રોપ્યો અને સ્તંભેશ્વર શિવલિંગનું સ્થાપન કર્યું એટલે એ સ્થળનું નામ 'સ્તંભ-તીર્થ' પડ્યું; બીજે સ્થળે વળી એમ કહ્યું છે કે મહીસાગરસંગમક્ષેત્રમાં બ્રહ્માની સભામાં સ્તંભ (ગર્વ) કર્યો તેથી એનું નામ 'સ્તંભતીર્થ' પડ્યું. 'ગુપ્તક્ષેત્ર' એ માટે કહ્યું કે બ્રહ્માની સભામાં મહીસાગરસંગમક્ષેત્રે અર્ઘ્ય માટે પોતાને શ્રેષ્ઠ તરીકે ઓળખાવી સ્તંભ (ગર્વ) કર્યો એટલે બ્રહ્માના મોટા પુત્ર ધર્મદેવે અભિશાપ આપ્યો કે તું હવે ગુપ્ત રહીશ. આ ક્ષેત્રની વિનંતીથી ધર્મદેવે શાપનું નિવારણ કરતાં કહ્યું કે પછીથી તું 'સ્તંભતીર્થ' નામથી વિખ્યાત થઈશ.

આ પૌરાણિક અનુશ્રુતિઓનો અર્થ માત્ર એટલો છે કે 'મહીસાગરસંગમ-તીર્થ' અને 'સ્તંભતીર્થ' (ખંભાત) એ એક છે

આ ક્ષેત્રને કુમારિકાક્ષેત્રમાંના એક તરીકે સ્કંદપુરાણ બતાવે છે.

**બ્રહ્મખેટકક્ષેત્ર:** સાબરકાંઠામાં 'ખેડબ્રહ્મા' કે 'બ્રહ્માની ખેડ' ની આસપાસના પ્રદેશનું આ ક્ષેત્ર પદ્મપુરાણના 'સાભ્રમતીમાહાત્મ્ય'માં સૂચિત થયેલું છે.૧૭૮ ત્યાંની અદિતિ વાવના અભિલેખમાં એનાં ચાર યુગોનાં ચાર નામ કહ્યાં છે: સત્યયુગમાં 'બ્રહ્મપુર', ત્રેતામાં અગ્નિખેટ', દ્વાપરમાં 'હિરણ્યપુર' અને કલિયુગમાં 'તુલખેટ', ૧૭૮અ બ્રહ્મપુરાણાંતર્ગત 'બ્રહ્મક્ષેત્રમાહાત્મ્ય' મુદ્રિત થયેલું છે૧૭૯ પણ બ્રહ્મ-

પુરાણમાં એ જોવામાં નથી આવતું; એક યોજનના પ્રમાણનું આ ક્ષેત્ર ત્યાં કહ્યું છે. એનાં મંદિરો અને પેટાતીર્થોનો પણ ત્યાં ખ્યાલ આપવામાં આવ્યો છે. અહીં 'હિરણ્યા'-હરણાવ નદીની દક્ષિણે ટેકરી ઉપર ક્ષીરજાદેવીનું તીર્થ કહ્યું છે. અહીં અંબિકાનું તીર્થ પણ છે. ભારતવર્ષમાં બ્રહ્માનાં મંદિર ક્યાંક જ છે: પશ્ચિમ ભારતમાં અજમેર પાસે પુષ્કરમાં, ગુજરાત–સાબરકાંઠામાં ખેડબ્રહ્મામાં અને ખંભાતની ઉત્તરે પાંચેક કિ.મી. (ત્રણેક માઈલ) ઉપર આવેલા પ્રાચીન 'નગરા'ની અત્યારની વસાહતના નાના ગામમાં. ખંભાતમાં પણ ત્રણ સ્થળે મૂર્તિઓ છે.[૧૭૯અ] આમાંનાં પહેલાં બે યાત્રાનાં ધામ તરીકે જાણીતાં છે: પુષ્કર સમગ્ર ભારતના હિંદુધર્મીઓ માટે, ખેડબ્રહ્મા મુખ્યત્વે ગુજરાતના હિંદુધર્મીઓ માટે. આમ છતાં અત્યારે પરિસ્થિતિ એવી અનુભવાય છે કે લોકો નાના અંબાજીના સ્થાન તરીકે ખેડબ્રહ્મા જાય છે અને મોટા ભાગના લોકો બ્રહ્માનાં દર્શને જતા નથી.

**સરહદનાં અર્બુદક્ષેત્ર અને અવંતિક્ષેત્ર:** આ બેઉ ક્ષેત્ર ગુજરાતની તલભૂમિની બહારનાં સરહદની પેલી પારનાં પડોશી ક્ષેત્ર છે. ગુજરાતની ઉત્તર સીમાએ આવેલા અર્બુદ ગિરિ–આબુના પહાડની આસપાસનું તે 'અર્બુદક્ષેત્ર' તરીકે જાણીતું છે. સ્કંદપુરાણમાં સાતમા પ્રભાસખંડમાંના ત્રીજા અર્બુદખંડમાં એનું માહાત્મ્ય આપવામાં આવ્યું છે. આ ક્ષેત્રનો વિસ્તાર દસ યોજનનો કહેવામાં આવ્યો છે.[૧૮૦] ખાસ કરીને વસિષ્ઠના આશ્રમસ્થાન તરીકે પુરાણમાં એનું માહાત્મ્ય ગાવામાં આવ્યું છે. હમ્મીરમદમર્દન નાટકમાં આ ક્ષેત્રનું વર્ણન જોવા મળે છે.[૧૮૧]

'અવંતિક્ષેત્ર' એ ઉજ્જન નગરીની આસપાસનું પશ્ચિમ માળવાનું તીર્થ-ક્ષેત્ર છે. સ્કંદપુરાણનો પાંચમો આવંત્યખંડ એનું માહાત્મ્ય આપે છે. જ્યાં ભગવાન મહાકાલનું સ્થાન મુખ્ય છે તેવા આ ક્ષેત્રનો વિસ્તાર એક યોજનનો કહેવામાં આવ્યો છે.[૧૮૨]

**બૌદ્ધ તીર્થો:** ગુજરાતમા ભૂભાગમાં—ખાસ કરીને સૌરાષ્ટ્રમાં સંખ્યાબંધ સ્થળોએ બૌદ્ધ ગુફાઓ મળી આવી છે, પરંતુ ત્યાં કોઈ વિશિષ્ટ તીર્થ હશે એવી માહિતી અધિગત થતી નથી. શાક્ય વિહારો, જેવા કે મુખ્યત્વે વલભીના મૈત્રકોના પ્રોત્સાહનથી વિકસેલા તે ૧. દુદ્દા વિહાર, ૨. બુદ્ધદાસ વિહાર, ૩. બપ્પપાદીય વિહાર, ૪. કક્ક વિહાર, ૫. ગોહક વિહાર, ૬. વિમલગુપ્ત વિહાર, ૭. આભ્યંતરિકા વિહાર, ૮. ભટાર્ક વિહાર, ૯. યક્ષશૂર વિહાર, ૧૦. પૂર્ણભટ્ટા વિહાર, ૧૧. અજિત વિહાર,

૧૨. શીલાદિત્ય વિહાર, અને ૧૩. સ્કંદભટ વિહાર.[૧૮૩] તીર્થો કહી શકાય તેવાં સ્થાનોમાં તળાજાનો પહાડ, સાણાનો ડુંગર, ગિરનાર પાસે મળેલો ઈંટવાનો રુદ્રસેન વિહાર અને બોરિયા સ્તૂપ, પશ્ચિમ સૌરાષ્ટ્રમાં બરડા ડુંગરની પશ્ચિમ તળેટીમાં રાણપુર પાસે ધિંગેશ્વર મહાદેવ નામક સ્થાનગુફા (જેમાં 'ધિંગેશ્વર' મહાદેવ તરીકે 'સ્તૂપ' જ પૂજાય છે.), ગોંડળ પાસે ખંભાલીડાની ગુફાઓ, શક્ય રીતે પ્રભાસપાટણની પૂર્વની નષ્ટવસાહતવાળા ટીંબાની પૂર્વ બાજુની ચાર ગુફાઓ, ઢાંકથી થોડે દૂર ઝીંઝુરીઝરની ગુફાઓ, સાબરકાંઠામાં શામળાજી પાસે મેશ્વો નદીના દક્ષિણકાંઠા ઉપરના દેવની મોરી સ્થાન નજીકના સ્તૂપ અને વિહાર (જે આજે શ્યામ સરોવરના પાણીમાં, બંધ બંધાયાને કારણે, ગરકાવ થઈ ગયા છે), તારંગાના પહાડ ઉપરની તારંગા (તારા) દેવીનું બૌદ્ધ સ્થાન, મીંઢોળા નદીને કાંઠે દક્ષિણ ગુજરાતમાં કાંપિલ્યતીર્થ, અને ખંભાત પાસે નગરામાં પ્રાપ્ત થયેલી બુદ્ધ-મૂર્તિનું સ્થાન, આ બધાં એક કાળે બૌદ્ધ તીર્થો તરીકે જાણીતાં હશે. આ બધા વિશે ગ્રંથસ્થ કે આભિલેખિક સામગ્રી લભ્ય નથી. પ્રભાવકચરિતમાં 'તારંગનાગ' એવું ગિરિનું નામ સૂચવાયું છે.[૧૮૩અ] પણ એ તો જૈન તીર્થ, તરીકે. વજ્રસ્વામિપ્રબંધમાં 'તારણ' ગિરિ કહ્યો છે તે પણ આ 'તારંગ ગિરિ' જ લાગે છે.

**જૈન તીર્થો :** ગુજરાત-સૌરાષ્ટ્ર-કચ્છમાં જૈન તીર્થો વિશિષ્ટ રીતે જાણીતાં છે, ગ્રંથસ્થ થયેલાં પણ છે. આ વિશે વિવિધતીર્થકલ્પમાં સૂચક માહિતી મળી પણ આવે છે. આ પૂર્વે ઘૂમલીમાંથી મળેલાં સૈંધવોનાં દાનશાસનોમાંના એક દાનશાસનમાં ઢંકતીર્થનો ઉલ્લેખ થયેલો છે.[૧૮૪] ત્યાં વિશેષ વિગત મળતી નથી, પરંતુ પ્રભાવકચરિતમાં 'ઢંકપુરી' જ્યાં પાદલિપ્તાચાર્યનો નાગાર્જુનને મેળાપ થયો હતો,[૧૮૫] પ્રબંધચિંતામણિમાં 'ઢંક' પર્વતમાં રાજકુમાર રણસિંહની પુત્રીમાં વાસુકિનાગથી એ નાગાર્જુનનો જન્મ,[૧૮૬] વિવિધતીર્થકલ્પમાં 'ઢંકગિરિ' અને ત્યાં એ રીતે નાગાર્જુનનો જન્મ,[૧૮૭] પુરાતનપ્રબંધસંગ્રહમાં પણ એ ગિરિમાં નાગાર્જુનનો જન્મ અને ત્યાંનું નગર તે 'ઢંકપુરી',[૧૮૮] અને પ્રબંધકોશમાં ઢંકપર્વત પાસે પાદલિપ્તાચાર્ય અને નાગાર્જુનનો ઉપરના પ્રકારનો સમાગમ[૧૮૯] એ રીતે ઉલ્લેખ થયેલા છે.

મહાભારતમાં ઉજ્જયંત ગિરિનું તીર્થ કહેવામાં આવ્યું છે; જૈન ગ્રંથોમાં એનું મુખ્યત્વે નેમિનાથજીના સંબંધે માહાત્મ્ય છે. સૂચક છે કે સ્કંદપુરાણમાં પ્રભાસખંડના વસ્ત્રાપથક્ષેત્રમાં જણાવ્યા પ્રમાણે સૂર્યબિંબમાં જે રૂપે શિવ દિગંબર-

રૂપે પદ્માસને બેઠેલ અને સૌમ્ય દેખાયા તેમની મહામૂર્તિની પ્રતિષ્ઠા કરી એમને વામને 'નેમિનાથશિવ' એવું નામ આપ્યું.[૧૮૯] આ વસ્તુ ગિરનાર ઉપરના જૈન ઉપરકોટમાંની શ્રીનેમિનાથની મૂર્તિનો જ ખ્યાલ આપે છે; અર્થાત્ પ્રભાસખંડના વસ્ત્રાપથક્ષેત્રની રચના પૂર્વે નેમિનાથચૈત્ય ગિરનાર ઉપર હતું. જૈનોનું એ તીર્થ એ રીતે તરી આવે છે. નેમિનાથ તીર્થંકરનું કૈવલ્યસિદ્ધિનું આ સ્થાન જૈન સાહિત્યમાં પુષ્કળ રીતે પ્રથિત થયેલું છે. વિવિધતીર્થકલ્પમાં 'ઉજ્જયંત મહાતીર્થ' કહેવાયું છે.[૧૯૦] એનું 'રૈવતક' તરીકે પણ માહાત્મ્ય કરવામાં આવ્યું છે.[૧૯૧] સૌરાષ્ટ્રમાં સવિશેષ ધ્યાન ખેંચનારું 'શત્રુંજયતીર્થ' છે, જેને 'સિદ્ધિક્ષેત્ર' પણ કહેવામાં આવ્યું છે. 'સિદ્ધિ ગિરિ' અને 'વિમલ ગિરિ' પણ એ જ, અને એનાં એકવીસ નામોમાં 'ઢંક' પણ એક કહ્યું છે.[૧૯૨] ભરુકચ્છ-ભૃગુકચ્છના 'અશ્વાવબોધતીર્થ'નું પણ ત્યાં સ્થપાયેલા 'શકુનિકાવિહાર'ને કારણે વિશેષ માહાત્મ્ય છે.[૧૯૩] વિવિધતીર્થકલ્પમાં જેઓને ચોર્યાસી મહાતીર્થ કહેવામાં આવ્યાં છે તેઓમાં ગુજરાત-સૌરાષ્ટ્ર-કચ્છનાં તીર્થ તે શત્રુંજય, ઉજ્જયંત, કાશહ્રદ (અમદાવાદ જિલ્લાના દસક્રોઈ તાલુકાનું 'કાસીંદ્રા'), નગર મહાસ્થાન (ખંભાતની ઉત્તરે આવેલું 'નગરા'), ખંગારગઢ (જૂનાગઢનો પહાડ ઉપરનો જૈન ઉપરકોટ), આંબુરિણિગ્રામ (જામનગર જિલ્લાનું 'આમરણ'), પ્રભાસ, અજાહર (દક્ષિણ સૌરાષ્ટ્રમાં 'ઊના' પાસે 'અજાર'), વલભી, સિંહપુર (સિહોર), દ્વારવતી (આજની 'દ્વારકા'), ભૃગુપત્તન (ભરૂચ), સ્તંભતીર્થ (ખંભાત), સ્તંભનક (ઉમરેઠ પાસે 'થામણા'), શ્રીસ્થલ (સિદ્ધપુર), મોઢેર (મોઢેરા), વાયડ, ખેડ (ખેડા)—આ તીર્થસ્થાન જિનપ્રભસૂરિએ નોંધ્યાં છે.[૧૯૪] આમાંનાં મોટા ભાગનાં મોટાંનાનાં નગર હોઈ એ વિશે યથાસ્થાન બતાવાશે.

## ૬. મોટાં અને નાનાં નગર

મહાભારત અને આરંભિક પુરાણોમાં ગુજરાતનાં નગરો પૈકી કુશસ્થલી-દ્વારવતી, પ્રાગ્જ્યોતિષપુર અને ભરુકચ્છનો નિર્દેશ આવે છે. ગુજરાતની સમીપના પ્રદેશમાં આવેલી માહિષ્મતી નગરી પણ હૈહયોના સંબંધને લઈને ગુજરાતના સંદર્ભમાં ઉલ્લેખનીય ગણાય.

**માહિષ્મતી :** પ્રાચીનતાની દૃષ્ટિએ જોવામાં આવે તો ધ્યાન ખેંચે તેવી અતિ પ્રાચીન નગરી 'માહિષ્મતી' કહી શકાય. અત્યારે એનો ભૂભાગ મધ્યપ્રદેશમાં ગુજરાતની સરહદ નજીક આવેલો છે એટલો માત્ર સંબંધ છે. પાણિનિના ગણપાઠમાં[૧૯૫] ઉલ્લિખિત થયેલી આ નગરીમાં, મહાભારતના અનુશાસનપર્વ

પ્રમાણે, હૈહયકુલના કાર્તવીર્ય સહસ્રાર્જુનનું રાજ્ય હતું અને ત્યાં એને 'રત્નાકરવતી' 'સદ્વીપા' અને 'સાગરાંબરા' કહી છે.[૧૯૬] અર્થાત્ એ સમુદ્રપ્રદેશ સુધી, સત્તાની દૃષ્ટિએ, પહોંચેલી અને તેથી ખૂબ સમૃદ્ધ હતી. હકીકતે, માહિષ્મતીના રાજ્યના 'અનૂપ' દેશને ઉદ્દેશીને આ વિધાન સમજાય છે. પાલિ–દીઘનિકાયના 'ગોવિંદ-સુત્ત' માં 'માહિસ્સતિ'ને આવંત્ય પ્રદેશની રાજધાની કહી છે[૧૯૭] એ એ જ રીતે સીમાવિસ્તારનું સૂચન કરે છે. નર્મદાતટે 'મહેશ્વર' અને 'માંધાતા' એ બે સ્થાનોમાંથી એકને સ્થાને પ્રાચીન 'માહિષ્મતી' હોવાનું માનવામાં આવે છે.[૧૯૮]

**કુશસ્થલી–દ્વારવતી–દ્વારકા :** શાર્યાતોની રાજધાની કુશસ્થલી વેરાન થતાં યાદવોએ એનો જીર્ણ દુર્ગ સમરાવી એનું દ્વારવતી–દ્વારકા તરીકે નવનિર્માણ કર્યું.[૧૯૯] વિશેષમાં એટલું કે આ નગરીને મહાભારતમાં ભિન્ન ભિન્ન સ્થળે 'આનર્તનગર' 'આનર્તપુર' પણ કહેવામાં આવેલ છે.[૨૦૦]

'દ્વારવતી' અને 'દ્વારકા' એક જ નગરના નામ તરીકે મહાભારતમાં સરખી રીતે મળે છે. આદિપર્વમાં[૨૦૧] અર્જુનવનવાસ-નામક પેટાપર્વમાં જણાવ્યા પ્રમાણે અપરાંતનાં તીર્થોની યાત્રા કરી અર્જુન પશ્ચિમ સમુદ્રતટે પ્રભાસવિભાગમાં પહોંચ્યો. અર્જુન પ્રભાસમાં જઈ પહોંચ્યાનું જાણતાં શ્રીકૃષ્ણ અજ્ઞાત રીતે અર્જુનને મળવા ગયા. બંને પ્રભાસમાં વિહાર કર્યા પછી રૈવતક ગિરિ ઉપર ગયા. શ્રીકૃષ્ણે પહેલેથીજ સૂચના આપેલી એટલે સેવકોએ રૈવતક ગિરિને શણગાર્યો હતો અને ભોજનની પણ તૈયારી રાખી હતી. ત્યાં રાત્રિ વિતાવી ત્યાંથી રથ દ્વારા 'દ્વારકા' ગયા. અર્જુનને જોવા 'દ્વારકાવાસીઓ' આવ્યા. રૈવતક ગિરિ ઉપર મોટો ઉત્સવ ઊજવાયો ત્યારે શ્રીકૃષ્ણની નાની બહેન સુભદ્રા ગિરિપૂજન માટે આવી, ગિરિપૂજન કરી, ગિરિને પ્રદક્ષિણા કરી 'દ્વારકા' તરફ જતી હતી ત્યાં આવી અર્જુન એનું હરણ કરી ગયો ત્યારે બૂમ પાડતા ચોકીદારો 'દ્વારકા'મા ફરિયાદ કરવા દોડી ગયા, વગેરે. આ ઉલ્લેખો સ્પષ્ટતઃ દ્વારકા-રૈવતકનું સામીપ્ય સૂચવે છે. સૌપ્તિક પર્વમાં કહ્યા મુજબ અશ્વત્થામા થોડો સમય 'દ્વારકા' માં રહ્યો હતો.[૨૦૨] મૌસલપર્વમાં એ જ દ્વારકાને સમુદ્રે ડુબાડી દીધાનું કહ્યું છે.[૨૦૩]

આરંભિક ઐતિહાસિક કાલની દ્વારકાની વસાહતના વિષયમાં વિષ્ણુપુરાણ અને ભાગવતના તેમજ જૈન આગમ ગ્રંથોના ઉલ્લેખોને શંકાની કોટિમાં મૂકીએ, પરંતુ 'પેરિપ્લસ'નો લેખક (ઈ. સ. ૭૦ આસપાસ) કચ્છના અખાતને 'બરાકે-(Barake)ના અખાત' તરીકે નોંધે છે, અને એમાં સાત બેટ હોવાનું કહે છે, જ્યારે તોલેમી(ઈ. સ. ૧૫૦ આસપાસ)એ પોતાની પ્રવાસનોંધમાં એને

'કંઠીનો અખાત' કહ્યો છે અને 'બરાકે'ને એમાંના એક બેટ તરીકે બતાવ્યો છે.[૨૦૩અ] આજે પણ કચ્છના દક્ષિણ ભાગે એના સમુદ્રકાંઠાનો પ્રદેશ 'કંઠી' જ કહેવાય છે. 'પેરિપ્લસ'ના લેખકના અને તોલેમીના 'બરાકે' શબ્દથી સ્પષ્ટ રીતે આજની દ્વારકાનો ભૂભાગ કહી શકાય. આજની દ્વારકાની પશ્ચિમ બાજુ સમુદ્ર છે અને બાકીની ત્રણ બાજુ નીચાણવાળો પ્રદેશ છે એને કારણે તોલેમીએ બેટ કહ્યો હોય. આ પછીનો ઉલ્લેખ ગારુલકવંશના 'ફંકપ્રસ્રવણ'માં રહી દાનશાસન કરતા રાજવીનો છે. સૌરાષ્ટ્રના એ સામંતરાજા ગારુલક વરાહદાસ બીજાએ દ્વારકા પોતાના બાહુબળથી પ્રાપ્ત કરી એનો સ્વામી થયાનો (ઈ. સ. ૫૪૯ આસપાસ) નિર્દેશ,[૨૦૪] શંભુપ્રસાદ હ. દેસાઈ માનવા લલચાય છે તેમ, એ મૂળ દ્વારકાનો સત્તાધારી નહિ, પરંતુ આજની દ્વારકાનો સત્તાધારી હોવાની સાખ પૂરે છે. ત્રણ સૈકામાં તો આદ્ય શંકરાચાર્યને હાથે આજની દ્વારકામાં 'શારદાપીઠ'ની સ્થાપના થાય છે.[૨૦૫] અને આજની દ્વારકા નજીકના મૂલવાસર નામના ગામના તળાવને કાંઠેથી મળેલા, કાર્દમક મહાક્ષત્રપ સ્વામી રુદ્રસેનના સમયના ઈ. સ. ૩૧૦–૧૧ ના પાળિયાના લેખથી[૨૦૬] એ પ્રદેશ ઉપર ક્ષત્રપોની સત્તા હોઈ એ પ્રદેશ અંધારામાં નહોતો એમ કહી શકાય. જૈન ઉત્તરકાલીન સાધનોમાં પ્રભાવક-ચરિતકાર પ્રભાચંદ્ર 'બપ્પભટ્ટિસૂરિચરિત' આપતાં કહે છે કે આમ નામે રાજા રૈવતક ઉપર નેમિનાથનું પૂજન કરી, ત્યાં દામોદર હરિ(દામોદરકુંડ ઉપરના શ્રીકૃષ્ણ દામોદર)નું અર્ચન કરી પિંડતારક ગયા. ત્યાંથી માધવદેવ (શંખોદ્ધાર નજીકનું કોઈ દેવસ્થાન લાગે છે, સોરઠમાંના માધવપુર–ઘેડનું માધવરાયજીનું મંદિર 'પિંડતારક' પછી શંખોદ્ધાર જતાં નથી આવતું.), શંખોદ્ધાર (બેટ) અને દ્વારકામાં કૃષ્ણમૂર્તિને પ્રણામ કરી આમ રાજા ત્યાંથી સોમેશ્વરપુર–પ્રભાસપાટણ ગયા. ત્યાં શ્રીસોમનાથનું પૂજન કર્યું.'[૨૦૭] અહીં વચ્ચે 'શંખોદ્ધાર' ન હોય તો 'પિંડતારક' ગીરનું પ્રાચીતીર્થ, ત્યાંના શ્રીમાધવદેવ, અને ત્યાંથી મૂળદ્વારકાના શ્રીકૃષ્ણનાં દર્શન પછી સોમેશ્વરપુરમાં આવ્યા એમ કહી શકાય, પરંતુ પ્રભાસ પાસે 'શંખોદ્ધાર' તીર્થ જાણવામાં આવ્યું નથી. વિવિધતીર્થકલ્પમાં ચોર્યાશી તીર્થોમાં ગણાવેલી દ્વારવતી પણ આજની દ્વારકા છે.[૨૦૮] એમ કહી શકાય કે ઈ.સ.ના આરંભના સમયથી આ બાજુના ઉલ્લેખ દ્વારકાનું સ્થાન આજની દ્વારકાને કેંદ્રમાં રાખીને થયા સમજાય છે. એ પૂર્વેના ઉલ્લેખ સર્વાંશે નિર્ણયાત્મક કહી શકાય નહિ. આ વિષયમાં નિર્ણયાત્મક સ્થિતિ તો ત્યારે જ લાવી શકાય કે ભૂસ્તરીય તેમજ પુરાવશેષીય પ્રમાણો સ્પષ્ટ રૂપમાં પ્રાપ્ત થાય. એ વસ્તુ સિદ્ધ થવા છતાં પણ દ્વારકા તો સમુદ્રમાં ડૂબી ગયેલી હોઈ એનું ભૂતલ તો

અપ્રાપ્ય જ રહેવાનું. નજીકમાં નીકળનારા અવશેષ એ પ્રદેશમાં લોકોની અવર-જવર અને અન્ય વસાહતો કેટલી જૂની હતી એટલી સાખ આપે.

**પ્રાગ્જ્યોતિષ :** દ્વારવતીના સંબંધમાં એક બીજું નગર આવેલું જોવા મળે છે તે 'પ્રાગ્જ્યોતિષપુર' છે. મહાભારતના સભાપર્વમાં જોવામાં આવે છે કે જ્યારે શ્રીકૃષ્ણ નરકાસુરના પ્રાગ્જ્યોતિષપુર ગયા હતા ત્યારે શિશુપાલે પાછળથી આવી દ્વારવતી ઉપર ચડાઈ કરીને એને સળગાવી મૂકી હતી એવું રાજાઓ સમક્ષ કહેવાનું શ્રીકૃષ્ણના મુખમાં મુકાયું છે.[૨૦૯] સભાપર્વમાં જ રાજસૂય-યજ્ઞની તૈયારીને ટાંકણે અર્જુનના ઉત્તર દિશાના દિગ્વિજયમાં કુલિંદ, આનર્ત, કાલકૂટ, સકલદ્વીપ (પાઠાંતર : શાકલ='શિયાલકોટ' પંજાબનું) અને સાત દ્વીપો ઉપર વિજય મેળવી ભગદત્તની રાજધાની પ્રાગ્જ્યોતિષ સુધી પહોંચ્યો હતો. ત્યાં એની ઉપર વિજય મેળવી ઉત્તરમાં 'અંતર્ગિરિ' 'બહિર્ગિરિ અને 'ઉપગિરિ'ના પ્રદેશના રાજાઓને જીત્યા.[૨૧૦] આમ અર્જુનનો આ વિજય ઉત્તર દિશાના પ્રદેશનો હતો; એમાં 'આનર્ત' કહ્યું છે તેથી દ્વારકા જેની રાજધાની છે તે આનર્ત નહિ, અને 'પ્રાગ્જ્યોતિષ' પણ એ રીતે ઉત્તરના પ્રદેશમાં આવેલું કહેવું જોઈએ. ભગદત્તની સાથેના મુકાબલામાં કિરાતો અને ચીનાઓ ઉપરાંત સાગરાનૂપ-વાસીઓની સહાય હતી એમ ત્યાં કહેવામાં આવ્યું છે. પહેલી બે જાતો તો ઉત્તરમાં હતી, પરંતુ 'સાગરાનૂપવાસીઓ'ને ક્યાંના કહેવા ? ઉદ્યોગપર્વમાં યાનસંધિ–પેટા-પર્વમાં 'પ્રાગ્જ્યોતિષદુર્ગ'[૨૧૧] અને એનો રાજા નરકાસુર–ભૌમાસુર કહેવામાં આવ્યો છે અને શ્રીકૃષ્ણે એ નરકાસુર અને એના સહાયક મુરને હણ્યાનું પણ ત્યાં કહ્યું છે.[૨૧૨] પછી તો ભારતયુદ્ધમાં અર્જુને ભગદત્તનો વધ કર્યો હતો.[૨૧૩] ભગદત્ત પછી એનો પુત્ર વજ્રદત્ત રાજા થયો. જ્યારે ભારતવિજય પછી યુધિષ્ઠિરના અશ્વમેધયજ્ઞ માટેનો અશ્વ પ્રાગ્જ્યોતિષપુર ગયો ત્યારે અશ્વનું હરણ કરી લઈ જતાં વજ્રદત્ત સાથે યુદ્ધ કરવું પડયું હતું;[૨૧૪] એના ઉપર વિજય મેળવી અર્જુન સૈંધવો સાથે લડવા ગયો હતો.[૨૧૫] અહીં 'પ્રાગ્જ્યોતિષદુર્ગ' અને 'પ્રાગ્જ્યોતિષપુર' એ બેઉ, હકીકતે, એકરૂપ છે. ઉપરના બંને પ્રસંગોમાં એ નગર ઉત્તર દિશામાં હોઈ શકે, કારણ કે ઉત્તરના પ્રદેશમાંથી વળતાં સૈંધવો ઉપર આવી શકાય. પરંતુ અહીં સભાપર્વનો એક નિર્દેશ કાંઈક બીજી વાત કરે છે: જ્યાં શ્રીકૃષ્ણ યુધિષ્ઠિરને એમને સહાય કરે તેવા રાજાઓનો ખ્યાલ આપે છે તેમાં ભગદત્ત વિશે કહેતાં 'તમારા પિતાની જેમ તમારામાં સ્નેહે બંધાયેલો અને તમારામાં ભક્તિવાળો ભગદત્ત રાજા પશ્ચિમ દિશામાં પૃથ્વીના દક્ષિણ ભાગનું રક્ષણ કરી રહ્યો છે' એમ કહે છે.[૨૧૬]

રામાયણના કિષ્કિંધાકાંડમાં, હરિવંશના ભવિષ્યપર્વના પ્રક્ષિપ્તાંશમાં અને મત્સ્યપુરાણમાં 'વરાહ' પર્વતની નજીક નરકની રાજધાની 'પ્રાગ્જ્યોતિષ'નો નિર્દેશ થયેલો મળે છે.[૨૧૭] કિષ્કિંધાકાંડ પશ્ચિમના દેશોનો ખ્યાલ આપતાં આનો સમાવેશ કરે છે કે જેમાં 'સુરાષ્ટ્ર' 'બાહ્લીક' 'શૂરાભીર' વગેરે દેશો શરૂઆતમાં સૂચવાયા છે.[૨૧૮] એ ખરું છે કે કાલિકાપુરાણ જે પ્રાગ્જ્યોતિષની વાત કરે છે તે આસામનું છે,[૨૧૯] પણ કાલિકાપુરાણ કરતાં પૂર્વના ગ્રંથોનું પ્રમાણ્ય વધુ કહી શકાય. એ સંભવિત છે કે આસામમાં પણ પાછળથી 'પ્રાગ્જ્યોતિષપુર'ની નવી વસાહત અસ્તિત્વમાં આવી હોય અને પહેલું ભુલાઈ જતાં મોડેનાં પુરાણોમાં આસામનું ઉલ્લિખિત થયું હોય. તેથી જ સામાન્ય રીતે વિદ્વાનો આસામમાં આજના ગોહત્તીના સ્થાન ઉપર એ હોવાનું કહે છે.[૨૨૦]

ઉપરના ભિન્ન ભિન્ન નિર્દેશોને ખ્યાલમાં લેતાં આપણને ત્રણ 'પ્રાગ્જ્યોતિષપુર' મળે છે : એક ઉત્તરનું, બીજું પશ્ચિમનું અને ત્રીજું પૂર્વનું. જુદે જુદે સમયે આવાં એક જ નામ ધરાવતાં ત્રણ નગર અસ્તિત્વમાં હોય તો એમાં આશ્ચર્ય જેવું નથી. આમાં સભાપર્વનો નિર્દેશ ભગદત્તને પશ્ચિમ દિશાનો રક્ષક કહેતો હોઈ અને કિષ્કિંધાકાંડનો નિર્દેશ એને બળ આપતો હોઈ અર્જુનના દિગ્વિજયવાળો નિર્દેશ શિથિલ બની રહે છે. ઉચ્ચ વિવેચનના સિદ્ધાંતે વિચારતાં સભાપર્વમાં ચાર દિશાઓના વિજયના સાડાસાત અધ્યાય અને એવા જ પ્રકારના, રાજસૂયયજ્ઞને અંતે ઉપાયન અર્પવા આવેલા ભિન્ન ભિન્ન દેશના લોકોને લગતા બે અધ્યાય, ઉપાખ્યાનોની જેમ, પાછળથી ઉમેરાયેલા કહી શકાય એમ છે. હરિવંશના પ્રમાણિત ભાગનું દર્શન કરતાં માલૂમ પડી આવે છે કે દ્વારકાને જે દાનવો વિઘ્ન કરતા હતા તેઓમાં નરક નામનો દાનવ પણ એક હતો, પ્રાગ્જ્યોતિષપુરનો એ રાજા સાગર ઉપર પ્રભુત્વ ધરાવતો હતો અને ભારે ઉપદ્રવ કર્યા કરતો હતો, શ્રીકૃષ્ણે એના પ્રદેશ ઉપર ચડાઈ કરીને એનો વધ કર્યો,[૨૨૧] અને એ સાગરના મધ્યમાં.[૨૨૨] આમ દ્વારવતીથી બહુ દૂર નહિ તેવું સ્થાન અને એ સ્થાનનો સમુદ્ર સાથે નિકટતાનો સંબંધ ધ્યાન ખેંચે છે. ડોલરરાય માંકડે સૂચન કર્યું છે કે પ્રાગ્જ્યોતિષપુર પશ્ચિમ સૌરાષ્ટ્રમાં ગોપના ડુંગર પાસે—અત્યારે જ્યાં ગુપ્તકાલનું પ્રાચીન દેવાલય ઊભું છે તે સ્થાનના પટ ઉપર—હતું; વી. બી. આઠવળેએ પણ એ બાજુ ધ્યાન ખેંચ્યું છે.[૨૨૩] ઉદ્યોગપર્વમાં 'પ્રાગ્જ્યોતિષદુર્ગ' કહેલ છે[૨૨૪] એટલે એ કોઈ પર્વતીય દુર્ગ હોવાની સંભાવના છે. આવું સ્થાન પશ્ચિમ સૌરાષ્ટ્રમાં શોધવા જઈએ તો કાંતો ઉજ્જયંત(ગિરનાર)ની તળેટીનો 'ઉગ્રસેનદુર્ગ' (વિવિધતીર્થકલ્પમાંનો 'ઉગ્ગસેણગઢ'

'ખંગારગઢ' 'જુણ્ણદુગ્ગ', 'રેવંતગિરિરાસુ'માં 'ઉગ્રસેણ- ગઢ- દુગ્ગુ'[૨૨૫]=ઉપરકોટ) હોય અથવા બરડા ડુંગરની ઉત્તર બાજુની, વેણુ અને આભપરાનાં શિખરોની તળેટીમાંની, સૈંધવોની 'ભૂતાંબિલિકા'-'ભૂતાંબિલી' ('ભૂમ્લી'–ધૂમલી')નો દુર્ગ હોય. 'ભૂમલી-ધૂમલી' નામમાં ક્ષહરાત ક્ષત્રપ 'ભૂમક–ધૂમક'નો સંબંધ હોવાની ડોલરરાય માંકડે સંભાવના કરી છે, [૨૨૬] પરંતુ ભૂમકે અહીં સુધી આવી આ નગરી નવી વસાવ્યાનો કોઈ ખુલાસો મળતો નથી, જ્યારે બીજી બાજુ 'ભૂતાંબિલિકા–ભૂતાંબિલી' જેવા અર્થહીન અસંભવિત શબ્દને બદલે સં. भौम-पल्लिकाના ( પ્રા. भोमवल्लिआ>भोमुल्लिआ>भोमल्लिआ એવા સ્વાભાવિક ) વિકાસ દ્વારા 'ભૂમલી' આવવાની સરળતા વધુ છે. બેશક, પાછળથી લોકોમાં 'ધૂમલી' નામ કેમ પ્રચલિત થઈ ગયું એનો ખુલાસો મળતો નથી; હકીકતે, 'ધૂમલી' નામ અદ્યાપિ જૂનાં સાધનોમાં અંકિત થયેલું જાણવામાં આવ્યું નથી. નરકાસુરની માતાનું નામ ભૂમિ હોઈ એનું બીજું નામ भौमासुर પણ જાણીતું હતું.[૨૨૭] સંભવ છે કે નરકાસુરના વારસો ત્યાંથી ઉચ્છિન્ન થઈ ગયા પછી એ 'પ્રાગ્જ્યોતિષ' પાછળથી લોકોમાં 'ભોમપલ્લિઆ' તરીકે વ્યાપક બન્યું હોય. એને સમુદ્રનો સંબંધ કહ્યો છે. આજે સમુદ્ર જરૂર દૂર છે ચોવીસેક કિ. મી. જેટલો, પરંતુ પશ્ચિમમાં ચૌદેક કિ. મી. ઉપર કીંદરખેડાની પશ્ચિમે નીચાણનો પ્રદેશ છે ત્યાં સમુદ્ર હોવાનાં સ્પષ્ટ નિશાન છે, એટલે શ્રીકૃષ્ણે સમુદ્રયુદ્ધમાં નરકાસુરને માર્યો હોય તો એ સંભવી શકે એમ છે.

'પ્રાગ્જ્યોતિષ'માં प्राक् એ પૂર્વપદનો અર્થ સંસ્કૃત પ્રમાણે 'પૂર્વ' થતો હોઈ આ નગર પૂર્વના દેશ(અર્થાત્ આસામ)નું હોવાની સર્વસામાન્ય માન્યતા છે, પરંતુ બી. કે. કત્રીએ એ શબ્દને સંસ્કૃત ભાષાના મૂળનો ન હોતાં ઑસ્ટ્રિકમૂળનો કહ્યો છે અને એનો અર્થ 'પગર-જુહ (જો)-તિક્(ચ)' એવું મૂળ બતાવી 'અતિપર્વતવાળો પ્રદેશ' એવો સૂચવ્યો છે.[૨૨૮] આમ હોય તો એ 'પૂર્વના' દેશનું પ્રથમ હતું એ મુદ્દો નષ્ટ થાય. 'સુરાષ્ટ્ર' પણ પ્રાચીન કાલમાં 'આર્યેતર દેશ' હતો એટલે ઑસ્ટ્રિકમૂળના શબ્દવાળું નામ પાછળથી સંસ્કૃતયુગમાં સંસ્કૃતીકરણ પામી ગયું હોય તો એ અસંભવિત ન કહી શકાય. આનો સાચો ઉકેલ તો ધૂમલીનાં ખંડિયેરોની નીચેના તલભાગમાં વ્યવસ્થિત રીતે ઉત્ખનન થાય ત્યારે મળી શકે. ત્યાંસુધી, કોઈ વિશિષ્ટ પ્રમાણોને અભાવે, સિદ્ધ નિર્ણય શક્ય નથી.

**ભરુકચ્છ :** ગુજરાતની પ્રાચીન ભૂમિ સાથે સંબંધ ધરાવતા 'ભારુકચ્છ-' 'ભરુકચ્છ' શબ્દો મળે છે. આમાંનો 'ભારુકચ્છ' એ દેશનામ અને એમાં આવેલું

મુખ્ય નગર તે 'ભરુકચ્છ' એવો ઉકેલ મેળવવામાં આવ્યો છે. મહાભારતના સભાપર્વમાં સહદેવ દક્ષિણ દિશાના દેશો ઉપર દિગ્વિજય કરે છે તેમાં, પોતે જઈને મુકામ કર્યો હોય તે રીતે, 'ભરુકચ્છ'નો નિર્દેશ કર્યો છે, જે 'નગર' હોય એમ લાગે છે.[૨૨૯] આની પૂર્વે 'રોમા' ('રોમ') નગરી કહી છે એ એને બળ પૂરે છે. સભાપર્વમાં રાજસૂય-યજ્ઞને અંતે ઉપાયનોવાળા પ્રસંગે 'ભરુકચ્છ-નિવાસીઓ'નો ઉલ્લેખ થયેલો છે[૨૩૦] તે એ ધીકતા બંદરી નગરના ઉપલક્ષ્યમાં કહી શકાય તેમ સમૃદ્ધ દેશવિશેષ પણ કહી શકાય. જાતકો 'ભરુકચ્છ'નો નિર્દેશ કરે છે.[૨૩૧] બૌદ્ધો અને જૈનોનું એ એક વિશિષ્ટ સ્થાન હતું. ઈ. પૂ. ૫ મી સદીમાં ત્યાં અવંતિના રાજા પ્રદ્યોતની સત્તા હતી; ઈ.સ.ના આરંભમાં નભોવાહન (સંભવતઃ ક્ષહરાત ક્ષત્રપ 'નહપાન') ત્યાં રાજ્ય કરતો હતો.[૨૩૨] જૈનોનું અશ્વાવ-બોધતીર્થ–શકુનિકાવિહારતીર્થ પણ આ નગરમાં હતું. પૌરાણિક નિર્દેશોમાં દેશનામ તરીકેનો 'ભરુકચ્છ'નો નિર્દેશ મત્સ્યપુરાણમાં છે;[૨૩૩] બીજાં પુરાણોમાં પછી પાઠભેદ છે.[૨૩૪] જૈન ચૂર્ણિઓ 'ભરુકચ્છ' કહે છે; આવશ્યકસૂત્રની ચૂર્ણિકામાં એને 'આહાર' (વહીવટી એક એકમ) પણ કહેલ છે.[૨૩૫] આભિલેખિક નિર્દેશોમાં કોઈ સંગમસિંહના ઈ. સ. ૫૪૦-૫૪૧ ના દાનશાસનમાં નગર તરીકે,[૨૩૬] મૈત્રકવંશના ધરસેન ૪ થાનાં ઈ. સ. ૬૪૮ નાં બે દાનશાસનોમાં તો વિજયછાવણીના સ્થાન તરીકે,[૨૩૭] ગુર્જરનૃપતિવંશના દદ્દ ૨ જા(પ્રશાંતરાગ)-ના ઈ. સ. ૬૨૯ ના દાનશાસનમાં પણ સ્થાનવિશેષ તરીકે,[૨૩૮] એનાં બનાવટી નીકળેલાં ત્રણ દાનશાસનોમાં ત્યાં વિજયછાવણી હતી એ રીતે,[૨૩૮અ] તો રાષ્ટ્ર-કૂટવંશના ગોવિંદના ઈ. સ. ૮૨૭ ના દાનશાસનમાં નગર તરીકે[૨૩૯] ઉલ્લેખ થયેલો મળે છે. કથાસરિત્સાગર ઈ. સ. ની ૧ લી સદીના બૃહત્કથાના આધારે ૧૦ મી સદીમાં લખાયેલો ગ્રંથ છે તેમાં પણ 'ભરુકચ્છ'નો નગર તરીકે ઉલ્લેખ થયેલો છે.[૨૪૦]

મહાભારતના સભાપર્વના પ્રક્ષિપ્ત અંશમાં 'ભૃગુકચ્છ' નોંધાયું છે ત્યાં એ ભાર્ગવોની વસાહત થયાને કારણે થયેલું રૂપાંતર માત્ર છે.[૨૪૧] ભાગવતપુરાણમાં નર્મદાના ઉત્તર દિશાના કાંઠા ઉપર ભૃગુઓએ 'ભૃગુકચ્છ' નામના સ્થાનમાં બલિરાજા પાસે અશ્વમેધ યજ્ઞો કરાવ્યાનું જોવા મળે છે,[૨૪૨] એ ભૃગુ-કુલના બ્રાહ્મણોના ત્યાંના નિવાસનો ખ્યાલ આપે છે. સ્કંદપુરાણ તો પછી ભૃગુ ઋષિએ 'શ્રી'નામના ક્ષેત્રમાં 'નંદન વત્સરના માઘની પંચમીએ રેવાના ઉત્તર તટે એક કોશ પ્રમાણનું ક્ષેત્ર ભૃગુકચ્છનગર' વસાવ્યાનું નોંધે છે.[૨૪૩] રાજશેખર એની કાવ્યમીમાંસામાં 'ભૃગુકચ્છ' શબ્દ તરીકે નોંધે છે, પરંતુ ત્યાં એ

એનો જનપદ તરીકે ઉલ્લેખ કરે છે.[૨૪૪] પુરાણોમાં એ સ્થળને 'ભૃગુ તીર્થ' પણ કહ્યું છે.[૨૪૫]

વિદેશીઓએ સૂચવેલાં નામોમાં 'પેરિપ્લસ'ના લેખકે 'બારીગાઝા' (Barygaza) તરીકે અખાતનું અને નર્મદાના મુખ ઉપર આવેલા બંદરનું, તોલેમીએ પણ એ જ નામ, સ્ત્રેબોએ 'બરગોસા' (Bargosa), અરબ મુસાફરોએ અનુક્રમે 'બરૌઝ' ( Baraus ), 'બરુસ' ( Barus ), 'બરુસી' ( Barusi ) 'બરુહ' (Baruh), અને અલ્બીરૂનીએ 'લાર દેશ'માં 'બિહરોજ' (Bihroj) આપ્યું છે તે 'ભરુકચ્છ' સંજ્ઞાની વિકૃતિઓ માત્ર છે.[૨૪૬] યુઅન શ્વાંગે આપેલું 'પો-લુ-કુ-છે-પો' પણ 'ભરુકચ્છ'નું ચીની ઉચ્ચારણ માત્ર છે.[૨૪૭]

જૈન પ્રબંધાદિ સાહિત્યમાં પ્રભાવકચરિત ત્યાંના ક્ષેત્રને ઉદ્દેશી 'ભૃગુક્ષેત્ર' તરીકે આર્યખપુટાચાર્ય અને વિજયસિંહસૂરિની યાત્રાના સંદર્ભમાં કહે છે,[૨૪૮] જ્યારે નગર તરીકે વાદિદેવસૂરિના કૃષ્ણ નામના બ્રાહ્મણ સાથેના વાદમાં વિજયના પ્રસંગે ઉલ્લેખ કરે છે;[૨૪૯] આ છેલ્લામાં સમગ્ર ક્ષેત્ર પણ કહી શકાય. આ ગ્રંથમાં સાદા 'ભૃગુપુર' તરીકે પણ 'વિજયસિંહસૂરિ'ના ચરિતમાં ત્રણ વાર કહ્યું છે.[૨૫૦] બાકી તો કાલકસૂરિ, પાદલિપ્તાચાર્ય, વિજયસિંહસૂરિ, વૃદ્ધવાદિસૂરિ, મલ્લવાદિસૂરિ, મહેંદ્રસૂરિ, વાદિદેવસૂરિ અને હેમચંદ્રસૂરિનાં ચરિત આપતાં 'ભૃગુકચ્છ' સંજ્ઞા જ પ્રયોજી છે, જેમાં બે સ્થળે 'ભૃગુકચ્છપુર' કહેલ છે.[૨૫૧] વિવિધ-તીર્થકલ્પ મુનિ સુવ્રતના દેરાસર વિશે, અશ્વાવબોધતીર્થ વિશે, અને ધનેશ્વર નામના નૈગમ વિશે કહેતાં પ્રા. भरुअच्छ (સં. भरुकच्छનું રૂપાંતર) એવો નગરનામનિર્દેશ કરે છે,[૨૫૨] જ્યારે 'પ્રતિષ્ઠાનપત્તનકલ્પ'માં, 'ચતુરશીતિ-મહાતીર્થનામસંગ્રહકલ્પ'માં અને 'કુંડગેશ્વરનાભેયદેવકલ્પ'માં (શકુનિકા-વિહારના સંદર્ભમાં) સં. भृगुकच्छ સંજ્ઞાનો પ્રયોગ થયો બતાવે છે.[૨૫૩] પુરાતનપ્રબંધસંગ્રહમાં 'દેવાચાર્યપ્રબંધ'માં વીરનાગ શેઠ 'ભૃગુકચ્છ' ગયાનું, 'કુમારપાલકારિતામારિપ્રબંધ'માં મંત્રી વાગ્ભટને ઉદ્દેશી હેમચંદ્રાચાર્યની ઉક્તિમાં 'ભૃગુકચ્છ'ના ગમનનું, અને 'વસ્તુપાલ–તેજપાલપ્રબંધ'માં મુનિ સુવ્રતનાથની પ્રતિષ્ઠા કરાવનાર બાલહંસસૂરિના પ્રસંગમાં 'ભૃગુકચ્છ' સ્થાનનું કહે છે, [૫૪] જ્યારે બીજાં અનેક સ્થળોએ 'ભૃગુપુર' કહ્યું છે.[૨૫૫] પ્રબંધકોશકારે આર્યખપુટાચાર્યના સંદર્ભમાં 'ભૃગુકચ્છ', મલ્લવાદિસૂરિના પ્રસંગમાં 'ભૃગુક્ષેત્ર', અને આર્યખપુટાચાર્યના સંદર્ભમાં બીજે વખતે અને પાદલિપ્તાચાર્યના કથાનકમાં બધે 'ભૃગુપુર' એવો ઉલ્લેખ કર્યો છે.[૨૫૬] પ્રબંધચિંતામણિમાં આમ્રભટના પ્રસંગે અને વસ્તુપાલને

સ્તંભતીર્થમાં સૈયદ નામના નાવિક સાથે થયેલા વિગ્રહમાં ભૃગુપુરથી મહાસાધનિક શંખને બોલાવી લાવવાના પ્રસંગે–બેઉ પ્રસંગે 'ભૃગુપુર' જ મળે છે.[૨૫૭]

ગુજરાત–સૌરાષ્ટ્રનાં નગરોમાં 'ભરુકચ્છ'–પછી મોડેથી 'ભૃગુકચ્છ' એ ઠીક ઠીક પ્રાચીન કહી શકાય એવું છે. હૈહયોના સંબંધને કારણે પછી એમના પુરોહિતો 'ભૃગુ'ઓનો એ નગરમાં વાસ થતાં એમના વિષયમાં પુરાણોમાં અનેક અનુશ્રુતિઓ નોંધાયેલી છે. મૂળમાં તો એ પાણીવાળા પ્રદેશ–નર્મદાના સમૃદ્ધ પ્રદેશમાં વસેલું નગરસ્થાન છે. भरु શબ્દ પ્રાકૃત કોશમાં એક અનાર્યદેશ અને એના વાસીઓ માટે નોંધાયેલો છે,[૨૫૮] તો સંસ્કૃત કોશમાં 'પતિ, સ્વામી, શિવ, વિષ્ણુ, સોનું, સમુદ્ર' એવા અર્થ આપતો બતાવાયો છે.[૨૫૯] સ્વરૂપે એ કોઈ સ્થાનિક અતિ પ્રાચીન બોલીનો દેશી શબ્દ હોય એ અસંભવિત નથી. સં. भरुकच्छ પ્રચલિત બન્યા પછી 'ને લગતું' એ અર્થમાં 'भारुकच्छ' થતાં પછી પાછલો શબ્દ દેશવાચક બન્યો.

આરંભિક પુરાણો પછીના સાહિત્યમાં તેમજ અભિલેખોમાં ગુજરાતનાં અનેક મોટાં નાનાં નગરોના ઉલ્લેખ આવે છે. અહીં ઐતિહાસિક કાલના આરંભથી સોલંકીકાલના અંત સુધીનાં મોટાં નાનાં નગરોની સમીક્ષા કરીએ.

**ગિરિનગર :** આ આરંભિક ઐતિહાસિક કાલમાં ઊર્જયત(ગિરનાર)ની નજીક નગર તરીકે મહાક્ષત્રપ રુદ્રદામાના ઈ. સ. ૧૫૦ના જૂનાગઢ શૈલલેખમાં,[૨૬૦] એના પુત્ર દામજદશ્રી ૧ લા કે રુદ્રસિંહ ૧ લા(ઈ.સ. ૧૮૧–૧૯૭)ના જૂનાગઢ-બાવાપ્યારાના મઠમાંના લેખમાં,[૨૬૧] અને માત્ર 'નગર' તરીકે સ્કંદગુપ્તના સમયના ઈ. સ. ૪૫૭ ના જૂનાગઢ શૈલલેખમાં ઉલ્લિખિત થયેલ મળે છે.[૨૬૧અ] મહાભારત, રામાયણ અને પુરાણોમાં એ ક્યાંય ઉલ્લિખિત નથી. અપવાદ માત્ર હરિવંશનો અને એ પણ એના પ્રક્ષિપ્ત અંશનો છે, જ્યાં મધુ દૈત્યે ઇક્ષ્વાકુવંશીય પોતાના જમાઈ હર્યશ્વને આનર્ત–સુરાષ્ટ્રનો વિષય બક્ષિસ આપ્યો ત્યારે એક ગિરિવર પાસે 'ગિરિપુર' એના નિવાસ માટે આપ્યાનું કહ્યું છે.[૨૬૨] હર્યશ્વે જ એ આબાદ કર્યું એમ પણ કહ્યું છે.[૨૬૩] પ્રક્ષેપકારના મનમાં, સંભવ છે કે, પોતાના સમયમાં આબાદ હોય તેવું યા નષ્ટ થઈ ચૂકેલું નગર હશે, જેને એણે અનુકૂળતા ખાતર 'ગિરિપુર' કહ્યું. ગમે તે હો, સ્કંદગુપ્તના સમયમાં તો એ આબાદ હતું, જે આબાદી મૌર્યકાલના આરંભથી તો નિશ્ચિત જ કહી શકાય.[૨૬૪]

ગિરિનગરનું અસ્તિત્વ ઈ. સ. ૭૮૬ સુધી તો પકડી શકાય છે. ગિરિનગરથી આવેલા બ્રાહ્મણોને આપેલાં દાનોને લગતાં દાનશાસનોમાં गिरिनगरविनिर्गत શબ્દ સૂચવાયેલ છે. એવાં દાનશાસન તે ધ્રુવસેન ૨ જાનું ઈ. સ. ૬૩૧ નું, શીલાદિત્ય ૩ જાનાં ઈ. સ. ૬૬૪, ૬૬૫, ૬૭૬ નાં, અને રાષ્ટ્રકૂટવંશના જયભટ ૩ જાનું ઈ. સ. ૭૦૬ નું.[૨૬૫] આવશ્યકસૂત્રની ચૂર્ણિમાં અગ્નિપૂજક વણિકના અગ્નિ-સંતર્પણકાર્યમાં અકસ્માત્ 'ગિરિનગર' સળગી નાશ પામ્યાનું[૨૬૬] અને ગિરિનગરની ત્રણ નવપ્રસૂતા સ્ત્રીઓને ઉજ્જયંત ગિરિ ઉપરથી ઉઠાવી પારસકૂલના કિનારે ચોરોએ વેચી દીધાનું[૨૬૭] લખ્યું છે. સૂત્રકૃતાંગની શીલાચાર્યની ટીકામાં નિર્દિષ્ટ એક હાલરડામાં બાળકને 'ગિરિપત્તનનો રાજા' કહી છાનો રાખવાનું[૨૬૮] અને જ્ઞાતાધર્મકથાસૂત્રમાં દ્વારવતીથી આવેલા થાવચ્ચાપુત્ર અણગારને શૈલક રાજાએ 'શૈલકપુર'માં ઉપદેશ આપ્યાનું[૨૬૯] કહ્યું છે. આ પાછલું 'શૈલકપુર' સુરાષ્ટ્ર'માં હતું એટલે એ 'ગિરિનગર' હોવાની સંભાવના છે.

ચંદ્રગુપ્ત મૌર્યની પૂર્વે એનું અસ્તિત્વ કેટલું જૂનું ? પાણિનિના ગણ-પાઠમાં 'ગિરિનગર' શબ્દનો ઉલ્લેખ થયેલો છે, એ 'गिरिणगर' ન થાય એવા ઉદ્દેશે.[૨૭૦] આને સ્વીકારવામાં આવે તો ઈ. પૂ. ૫મી - ૬ ઠ્ઠી સદી સુધી જઈ શકાય. 'ગિરિનગર' આજના જૂનાગઢના સ્થાન ઉપર હતું કે છેક ગિરનારની તળેટીમાં અને/અથવા સુવર્ણરેખાના 'સુદર્શન તટાક' પૂરું થયા પછીના પશ્ચિમ ભાગે બેઉ બાજુના તટો ઉપર, એ પ્રશ્નનો હજી સુધી ઉકેલ આવ્યો નથી. આ તટો ઉપરના ખોદકામમાં ક્ષત્રપકાલીન મૃત્પાત્ર મળ્યાં છે એના ઉપરથી વસાહતનો ખ્યાલ આવે. નદીના તોફાનને લઈ વસાહત ભયજનક બનતાં અથવા તો ઉચ્છિન્ન થઈ જતાં, આગળ ઉપર પછી દક્ષિણભાગે ઉપરકોટના કિલ્લાની પશ્ચિમ અને દક્ષિણે ઢોળાવવાળા ઊંચા ભાગમાં વસાહત ખસી એવું એક સમાધાન મેળવી શકાય એમ છે. (જુઓ નીચે 'ઉગ્રસેનગઢ' અને 'તેજલપુર'.) વળી ગિરનારના અંદરના શરૂ થતા ચડાણ અને દામોદરકુંડ વચ્ચેના ભવનાથના મંદિરવાળા ભાગમાં અસલ ગિરિનગરનો ચોક્કસ ભાગ હોય; 'ગિરિનગર' નાશ પામતાં પહાડને જ પછીથી 'ગિરનાર' સંજ્ઞા મળી છે એમાં તો શંકાને સ્થાન નથી. પ્રબંધચિંતામણિમાંના 'વૈદ્યવાગ્ભટપ્રબંધ'માં 'ગિરિનગરના રાજા'નો, પ્રસંગવશાત્ જૂની વાત કહેવાતી હોય તે રીતે, ઉલ્લેખ થયેલો છે,[૨૭૧] એટલે મેરુતુંગ( ઈ. સ. ૧૩૦૫ )ના સમયમાં 'ગિરિનગર'ના અસ્તિત્વનો પ્રશ્ન ઊભો થતો નથી, કારણ કે ૮ મી–૯ મી આસપાસ રચાયાની શક્યતા છે તેવા સ્કંદપુરાણમાંના પ્રભાસખંડના વસ્ત્રાપથ-ક્ષેત્રમાં એ વિશે સર્વથા મૌન સેવવામાં આવ્યું છે; એ સમયે 'વામનનગર' ( 'વામનસ્થલી'–વંથલી ) આબાદ થઈ ચૂકેલું હતું.

**ઉગ્રસેનગઢ અને તેજલપુર :** વિવિધતીર્થકલ્પમાં તેજલપુરની પૂર્વ દિશાએ 'ઉગ્ગસેણગઢ' યુગાદિનાથ (ઋષભદેવ) વગેરેનાં મંદિરોથી સમૃદ્ધ હોવાનું કહ્યું છે અને ત્યાં એની 'ખંગારગઢ' અને 'જુણ્ણદુગ્ગ' એવી પર્યાય-સંજ્ઞાઓ પણ કહી છે; ત્યાં તેજપાલ મંત્રીએ 'ગિરિનંર'ના તલમાં પોતાના નામથી અંકિત 'તેજલપુર' શ્રેષ્ઠ ગઢ, મઠો, પરબો, મંદિરો, બગીચાઓથી રમ્ય વસાવ્યું; ત્યાં પિતાના નામથી 'આસરાયવિહાર' અને પાર્શ્વનાથનું દેરાસર કરાવ્યાં, માતાના નામ ઉપરથી 'કુમરસર' એ નામનું સરોવર બનાવડાવ્યું, તેજલપુરની પૂર્વે આવેલા 'ઉગ્ગસેણગઢ'ની દક્ષિણે ચોરી–વેદી–લાડુઓ રાખવાનું સ્થાન (?) અને પશુઓના વાડા વગેરે છે, જ્યારે ગઢની ઉત્તર દિશાએ વિશાળ સ્તંભોવાળી શાળાથી શોભીતો દશ–દશાર્હોનો મંડપ આવેલો છે, અને ગિરિના દ્વારપ્રદેશમાં સુવર્ણરેખા નદીને કાંઠે પંચમ હરિ ( વાસુદેવ ) દામોદર ( દામોદર કુંડ ઉપર દક્ષિણ કાંઠે આવેલું સંભવતઃ ગુપ્તકાલ–ઈ. સ. ૪૫૭–ના ચક્રપાલિતવાળા મંદિરની તલભૂમિ ઉપરના મંદિરમાંનું સ્વરૂપ ) છે.[૨૭૨] રૈવંતગિરિરાસુમાં પણ ઉગ્રસેનગઢ અને તેજલપુર ગામનો એવો જ દિશા–નિર્દેશ થયેલો છે, તેજલપુર તેજપાલે વસાવ્યું એ રીતે.[૨૭૩] પ્રબંધકોશમાં તેજપાલે એ 'ખંગારદુર્ગ'માં હતો ત્યારે ભૂમિ જોઈ 'તેજલપુર' સત્ર–ઉદ્યાનો–પરબો–જિનગૃહો વગેરેથી રમ્ય સ્વરૂપનું વસાવ્યું, 'તેજલપુર'ને ફરતો પથ્થરનો ઊંચો કોટ બનાવડાવ્યો, એવું કહ્યું છે.[૨૭૪] વસ્તુપાલના દિલ્હીના યજમાન શાહ પૂનડે લાકડાની પાંચ પાટ આપી તેઓમાંની એક પાટ તેજલપુરમાં પાર્શ્વનાથના દેરાસરમાં રાખ્યાનું પણ નોંધ્યું છે.[૨૭૫] પુરાતનપ્રબંધસંગ્રહમાં તો તેજપાલે ફરી 'તેજલપુર' આવ્યાનું, 'કુમારદેવીસર'-માં સ્નાન કરી પોતે કરાવેલા પાર્શ્વનાથચૈત્યમાં મહિમા કરી, પર્વત ઉપર જવા તૈયાર થયાનું કહી, પછી 'તેજલપુર'માં પૌષધાગાર–'કુમરસર' સાથેનું દેવાલય કર્યાનું નોંધ્યું છે.[૨૭૬]

વિવિધતીર્થકલ્પે તો ' તેજલપુર ' અને '.ઉગ્રસેનગઢ 'નો સ્થાનનિશ્ચય દિશાઓપૂર્વક આપ્યો છે. આજે ગિરિના મુખદ્વાર ઉપર 'સુવર્ણરેખા'–સોનરેખ નદીને દક્ષિણ કાંઠે આવેલા શ્રીદામોદર–હરિ (વાસુદેવ) પાંચમાના સ્થાન સિવાયનાં અન્ય કોઈ તે તે નામે જાણીતાં નથી; ખંગારગઢમાં ઉગ્રસેને પૂજેલા આદિનાથ(નું દેરાસર) હોવાનું પણ વિવિધતીર્થકલ્પ કહે છે.

આમાંથી 'કુમરસર'નું સ્થાન આજના જૂનાગઢના પશ્ચિમ ભાગે જાણીતા પરી તળાવની બાજુમાં હોવાનું જાણવામાં આવ્યું છે.[૨૭૭] તેજલપુરનો નિર્ણય

એની પૂર્વે આવ્યો કહેલા ઉગ્રસેનગઢ–ખંગારગઢ–જુણ્ણદુગ્ગ(સં. जूणदुर्ग)ના સ્થાનના નિર્ણયથી થઈ શકે. જૂનાગઢના પૂર્વ ભાગે આવેલા 'ઉપરકોટ'માં જૈન દેવાલયોનો કોઈ સગડ મળ્યો નથી; સંભવ છે કે બધું નષ્ટ થયું હોય. દેરાસર બે છે તે ઉપરકોટ નજીક જગમાલ ચોકમાં છે. એની પૂર્વ દિશાએ આવેલા 'ઉપરકોટ'ને 'ઉગ્રસેનગઢ' કહીએ તો 'તેજલપુર' આજના જૂનાગઢના તલ ઉપર વસાવ્યું હોવાનું સંભવે એ અસંભવિત લાગતું નથી. ઉપરકોટનાં જાણીતાં નામ 'ખંગારગઢ' અને जुण्णदुग्ग(સં. जूर्णदुर्ग, પાછળથી जीर्णदुर्ग)બરોબર બંધ બેસી જાય છે. એ 'જૂનો ગઢ' પછીથી 'તેજલપુર'ને માટે પ્રયુક્ત થતાં કિલ્લો 'ઉપરકોટ' કહેવાયો અને નગર જ 'જૂનો ગઢ' કહેવાયું. અહીં નોંધવા જેવું તો એ છે કે ઋગ્વેદમાં જે ऊर्जयन्तीનો કિલ્લા તરીકેનો નિર્દેશ શક્ય છે તે કદાચ આ હોય.[૨૭૭અ] એવી કોઈ પ્રાચીનતાની પરંપરાએ એને 'ઉગ્રસેનગઢ', ભોજરાજ ઉગ્રસેને કરેલા તરીકે, કહેવામાં આવ્યો હોય.

**વામનનગર–વામનસ્થલી** : આજના જૂનાગઢ જિલ્લામાં જૂનાગઢથી પશ્ચિમે બારેક કિ. મી. (આઠ માઈલ) ઉપર ઉબેણ નદીને પૂર્વ કાંઠે આવેલું વંથળી–સોરઠ જૂના સમયમાં સ્કંદપુરાણમાં 'વામનનગર' તરીકે નોંધાયેલું છે; એને વસ્ત્રાપથક્ષેત્રમાં એની પશ્ચિમ સીમાએ કહેવામાં આવ્યું છે.[૨૭૭અ] ત્યાં નોંધાયેલી અનુશ્રુતિ પ્રમાણે વામન ભગવાન બલિને બાંધી, નગર સ્થાપી રૈવતક ગિરિ ઉપર આવી વસ્યા હતા. એનાં 'વામનનગર' અને 'વામનપુર' એમ બેઉ પ્રકારનાં નામ ત્યાં જોવા મળે છે, પરંતુ નગરનામના મૂળની સ્વાભાવિકતા જોઈતી હોય તો 'વનસ્થલિકા' વધુ બંધ બેસે. 'સ્થલી' વહીવટી વિભાગ તરીકે હોવાનો ખ્યાલ 'વનસ્થલી'માં હોવાની હરિપ્રસાદ શાસ્ત્રીની સંભાવના આને બળ પૂરે છે.[૨૭૮] આ ગામમાં પ્રાચીન અવશેષો કેટલાક જળવાઈ રહ્યા છે; ત્યાં વામન ભગવાનનું મંદિર પણ જળવાયેલું છે. જૂનાગઢના ચૂડાસમાઓનું એ ઘણા સમય સુધી પાટનગર રહ્યું હતું. અભિલેખોમાં કુમારપાલના સમયના ઈ. સ. ૧૧૪૬ ના માંગરોળ–સોરઠની સોઢળી વાવમાં સચવાયેલા, સૌરાષ્ટ્રના નાયક મૂલુક ગૂહિલના અભિલેખમાં 'વામનસ્થલી' તરીકે એ સૂચવાયેલું છે.[૨૭૯] ભીમદેવ ૨ જાના સુરાષ્ટ્રમંડલના 'વામનસ્થલી'માં ઈ. સ. ૧૨૧૦ માં સોમરાજદેવ શાસક હોવાનું મળે છે,[૨૮૦] તો ઈ. સ. ૧૨૯૦માં ત્યાં સારંગદેવ વાઘેલાની સત્તા નિરૂપાઈ છે, જ્યાં 'વામનપુર' નામ પણ અપાયું છે;[૨૮૧] એ 'વામનસ્થલી' ઉપર વાઘેલા રાજા વીરધવલે પોતાના રાજ્યારોહણ પછી તરત જ ચડાઈ કરી હશે એવું એ અભિલેખના સંપાદક દત્તાત્રેય બા. ડિસ્કળકરે

નોંધ્યું છે.[૨૮૨] વિવિધતીર્થકલ્પમાં જોવા મળતા 'સત્યપુરકલ્પ'માં અલ્લાઉદ્દીનના નાના ભાઈ ઉલૂખાનની ગુજરાત-સૌરાષ્ટ્રની ચડાઈમાં એણે 'વામણથલી'- ('વામનસ્થલી')માં જઈ 'મંડલિક્ક' રાણાને દંડ આપી, 'સોરક્ક'માં પોતાની આણ પ્રવર્તાવ્યાનું મળે છે.[૨૮૩] પુરાતનપ્રબંધસંગ્રહમાં વસ્તુપાલના એક પ્રશંસક યશોધરને 'વામનસ્થલીનો વાસ્તવ્ય' કહ્યો છે;[૨૮૪] વીરધવલે જયતલદેવીના ભાઈઓ સાંગણ અને ચાંમુડરાજને 'વામનસ્થલી'માં માર્યાનું[૨૮૫] અને વામન-સ્થલીનો વાસ્તવ્ય પંડિત વીસલ લોલિયાણક ગામે ગયાનું કહ્યું છે.[૨૮૫અ] પ્રબંધકોશ અમરચંદ્ર કવિના પ્રબંધમાં 'વામનસ્થલી'માં સોમાદિત્ય નામનો કવિ હોવાનું[૨૮૬] ઉપરાંત વસ્તુપાલ અને વીરધવલ સૌરાષ્ટ્રના વિજયમાં વામનસ્થલી આવ્યા હોવાનું અને જયતલદેવીના ભાઈઓ સાંગણ અને ચામુંડરાજ સાથે યુદ્ધ થતાં વીરધવલે એ બેઉને માર્યા હોવાનું પણ નોંધ્યું છે, જેને અંતે વીરધવલે વંથળીમાં પ્રવેશ કર્યો છે.[૨૮૭]

**ઉન્નત :** 'ઉન્નત'(ઊના)નો જૂનામાં જૂનો જાણવામાં આવેલો ઉલ્લેખ મૈત્રક વંશના ધરસેન ૨ જાના ઈ. સ. ૫૭૧-૭૨ના દાનશાસનમાંનો છે.[૨૮૮] એમાં 'ઉન્નત'નિવાસી બ્રાહ્મણને 'અંતરત્રા'(પથક)માં આવેલા શિવકપદ્રક વગેરે ગામની સીમમાંની જમીનો દાનમાં આપી કહી છે. પછીના આભિલેખિક ઉલ્લેખોમાં આને 'ઉન્નતદુર્ગ' પણ કહેવામાં આવેલ છે.[૨૮૯] પ્રબંધોના ઉલ્લેખ જોતાં પ્રભાવકચરિતમાં એક 'ઉન્નતાયુ' કરી ગામ કહ્યું છે,[૨૯૦] પરંતુ એને 'શ્રીપત્તન' (અણહિલપુર પાટણ')ની પશ્ચિમ દિશાએ નાનું ગામ કહ્યું છે; એ ઉપરનું 'ઉન્નત' સર્વથા નથી. આ આજનું 'ઊના' દક્ષિણ સૌરાષ્ટ્રમાંના જૂનાગઢ જિલ્લામાં મચ્છુંદરી નદીના કાંઠા ઉપર આવેલું છે. અને એની દક્ષિણ દિશાએ પાંચ કિ.મી. (ત્રણ માઈલ) ઉપર અજાર(अज्जाहर)નું જૈન મંદિર અને ત્યાંથી દક્ષિણે દેલવાડા અને ગુપ્ત પ્રયાગનાં સ્થાન આવેલાં છે. 'અજાર' એ કોઈ મોટું નગરસ્થાન નથી. ત્યાં વિવિધતીર્થકલ્પમાં[૨૯૧] પાર્શ્વનાથના મંદિરસ્થાન તરીકે નિર્દેશાયેલાં સ્થાનોમાં 'થંભણય' (સ્તંભનક) પછી 'અજ્જાહર' 'પવરનયર' 'દેવપટ્ટણ' એ ક્રમ કહેલો છે. ત્યાંનું 'અજ્જાહર' એ ઉપરનું 'અજાર' લાગે છે. ઊના નજીકના 'દેલવાડા'નો શક્ય ઉલ્લેખ પ્રબંધ-ચિંતામણિમાં સિદ્ધરાજે ખતમ કરેલા સૌરાષ્ટ્રપતિ નવઘણ-ખેંગારની રાણીના મુખમાં મુકાયેલા જૂની ગુજરાતીના દૂહાઓમાં 'देवलवाडउ' ('દેલવાડું'-'દેલવાડા') તરીકે થયેલો છે[૨૯૨] તે કહી શકાય. 'સત્યપુરમંડન-મહાવીર-ઉત્સાહ' નામની અપભ્રંશ પદ્યરચનામાં તુરુષ્કોએ (અર્થાત્ મહમૂદ ગઝનવીએ) પશ્ચિમ ભારતનાં

સ્થાન ભાંગ્યાં તેમાં સોરઠુ ભાંગ્યો ત્યાં દેવલવાડઉં અને સોમેસરુ ભાંગ્યાં તે[૨૯૩] આ ગીર પંથકનું દેલવાડા અને સોમનાથ પાટણ છે.

**નક્ષિસપુર :** કનોજના મહેન્દ્રપાલના સમયના ચાલુક્ય બલવર્માના ઊનામાંથી પ્રાપ્ત પતરાંવાળા દાનશાસન( ઈ. સ. ૮૯૩ )માં 'નક્ષિસપુર-ચતુરશીતિકા'-નક્ષિસપુર-ચોર્યાશીનો ઉલ્લેખ થયેલો છે.[૨૯૪] એ પરગણાનું 'જયપુર' ગામ દાનમાં આપ્યું છે. એનો ઉદ્દેશ 'કણ્વીરિકા' નદીના કાંઠે આવેલા તરુણાદિત્ય નામના સૂર્યમંદિરની પૂજા-અર્ચનાનો છે. ઊનામાંથી મળેલાં, બલવર્માના અનુગામી અવનિવર્મા ૨ જાનાં પતરાંવાળા દાનશાસન( ઈ. સ. ૯૦૦ )માં પણ[૨૯૫] એ નક્ષિસપુર-ચોર્યાશીનું 'અંબુલ્લક' ગામ એ જ તરુણાદિત્યના સૂર્યમંદિર માટે અપાયું છે. આ 'ચોર્યાશી'-પરગણું સૌરાષ્ટ્રાંતઃપાતી હતું અને ચાલુક્ય સામંતોનાં આ તામ્રપત્રોના પ્રાપ્તિસ્થાનને સંબંધે દક્ષિણ સૌરાષ્ટ્રમાં આવેલું હતું એમ કહી શકાય. આજે એ નગર, કણ્વીરિકા નદી કે આ ચોર્યાશીનાં નિર્દિષ્ટ ગામોનો સ્થળનિશ્ચય થઈ શકતો નથી.

**દેવપત્તન :** અત્યાર સુધી મળતાં સાધનોમાં આભિલેખક નિર્દેશોની દૃષ્ટિએ સોલંકી ભીમદેવ ૨ જાના સમયના ( ઈ. સ. ૧૨૧૬ના વર્ષના ) પ્રભાસપાટણના 'શ્રીધરની દેવપાટણપ્રશસ્તિ' તરીકે જાણીતા અભિલેખનો નિર્દેશ જાણવામાં આવ્યો છે.[૨૯૬] શ્રીધર નામના નાગરને 'દેવપત્તન'ના રક્ષણનું કામ ભીમદેવ ૨ જા તરફથી સોંપાયું હોવાનું એમાં લખ્યું છે. આ પછીના ઉલ્લેખોમાં અર્જુનદેવ વાઘેલાના ( ઈ. સ. ૧૨૬૪ના ) વેરાવળની હરસિદ્ધ માતાના મંદિરના અભિલેખમાં 'શ્રીસોમનાથ દેવપત્તન' તરીકે, સારંગદેવ વાઘેલાના સમયના પોર્ટુગીઝ-સિન્ત્રામાં લઈ જવાયેલા, 'દેવપટ્ટનપ્રશસ્તિ' તરીકે જાણીતા, અભિલેખમાં 'શ્રીદેવપત્તન' તરીકે, અને વેરાવળની હરસિદ્ધ માતાના મંદિરમાંના (ઈ. સ. ૧૨૪૬ ના) અભિલેખમાં પણ 'શ્રીદેવપત્તન' તરીકે થયેલા ઉલ્લેખ જાણવામાં આવ્યા છે.[૨૯૭] પ્રભાવકચરિતમાં 'સોમેશ્વરપુર' અને 'સોમેશ્વરપત્તન'માં આમ રાજા અને આ. હેમચંદ્ર પોતપોતાની યાત્રામાં ગયાનું નોંધ્યું છે[૨૯૮] તે આ 'દેવપત્તન' છે. પ્રબંધચિંતામણિમાં[૨૯૯] 'પત્તન' પ્રભાસક્ષેત્રમાં ચંદ્રપ્રભ અને સોમેશ્વર શિવના સંદર્ભમાં છે તે પણ આ;[૩૦૦] વલભીમાંથી ચંદ્રપ્રભની મૂર્તિના સદર્ભમાં 'શિવપત્તન' સંજ્ઞા આપી છે તે પણ આ; વિવિધતીર્થકલ્પમાં વલભીનો ભંગ થયે વલભીથી ચંદ્રપ્રભની પ્રતિમા 'દેવપટ્ટણ'માં ખસેડવામાં આવી હતી અને ત્યાં બીજાં કેટલાંક નગરોની જેમ પાર્શ્વનાથની પ્રતિમા પણ હતી એમ

કહ્યું છે;[૩૦૧] પુરાતનપ્રબંધસંગ્રહમાં કુમારપાલની 'દેવપત્તન'ની યાત્રામાં અને પછી બીજાં પણ ત્રણ સ્થળોમાં 'દેવપત્તન' શબ્દ યોજાયો છે; [૩૦૨] આ સોમનાથ પાટણને ઉદ્દેશીને જ; 'વલભીભંગપ્રબંધ'માં ચંદ્રપ્રભની પ્રતિમા 'શિવપત્તન'-માં ગયાનું કહ્યું છે એ, 'પ્રબંધચિંતામણિ'ની જેમ, અહીં મળે છે.[૩૦૩] આમ 'પત્તન' 'દેવપત્તન' 'દેવપટ્ટણ' 'શિવપત્તન' એ ચારે સંજ્ઞા એક જ નગર માટે વપરાયેલી છે. પ્રબંધકોશમાં પણ કુમારપાલની આ. હેમચંદ્ર સાથે 'દેવપત્તન'માંના ચંદ્રપ્રભને નિમિત્તે યાત્રા, ગૌડદેશના હરિહર નામના પંડિતનું સોમેશ્વરના દર્શને 'દેવપત્તન'માં ગમન, સિદ્ધરાજ જયસિંહે બાર વર્ષના યુદ્ધમાં ત્રણ દરવાજા તોડી લોઢાનો આગળો ભાંગી નાખ્યો હતો તે 'દેવપત્તન'માં સોમનાથજીના પ્રાંગણમાં હોવાનું, અને વસ્તુપાલે યાત્રામાં ખંગારદુર્ગ (જૂનાગઢ) અને 'દેવપત્તન' વગેરેમાં દેવોને કરેલા નમસ્કાર–આ વિગતો આપતાં 'દેવપત્તન' શબ્દનો જ પ્રયોગ કર્યો છે;[૩૦૪] બીજા પર્યાય જોવા મળ્યા નથી.

**મંગલપુર :** દક્ષિણ–સૌરાષ્ટ્રમાં સમુદ્ર-કિનારે આવેલા 'મંગલપુર' (માંગ-રોળ–સોરઠ)નો અત્યાર સુધીમાં જાણવામાં આવેલો જૂનામાં જૂનો ઉલ્લેખ તોલેમીનો છે.[૩૦૫] 'સિરાષ્ટ્ર' ('સુરાષ્ટ્ર') –સંભવિત રીતે 'સોરઠ' (લાસનને મતે 'જૂનાગઢ'નું મૂળ સ્થાન)ની વાત કરી પછી એ 'મોનોગ્લોસન'ની વાત કરે છે, જેના પછી 'લારિકે' વિશે કહે છે. આ પછી તો છેક સોલંકીરાજ કુમારપાલના સમયના, ઈ.સ. ૧૧૪૬ ના, માંગરોળની સોઢળી વાવમાં સચવાયેલા, કુમારપાલના સુરાષ્ટ્રના પ્રતિનિધિ શાસક મૂલુક ગૂહિલના અભિલેખમાં 'મંગલપુર' તરીકે ઉલ્લેખ થયેલો છે.[૩૦૬] અત્યારે માંગરોળ–સોરઠ જિ. જૂનાગઢમાં માંગરોળ તાલુકાનું મુખ્ય બંદરી નગર એના પ્રાચીન અવશેષો માટે જાણીતું છે.

**ઘાસરક :** સૌરાષ્ટ્રમાં મૈત્રકકાલમાં 'ઘાસરક' નામનો એક પથક હતો. શીલાદિત્ય ૧ લાના ઈ.સ. ૬૦૫ ના દાનશાસનમાં અને ૬૦૯ ના દાનશાસનમાં આ પથકનો ઉલ્લેખ આવે છે.[૩૦૭] આ પથકનું વડું મથક 'ઘાસરક' તે હાલ 'ઘસારી' (મોટી અને નાની) તરીકે જૂનાગઢ જિલ્લાના કેશોદ તાલુકામાં કેશોદથી દક્ષિણપશ્ચિમે આઠ કિ. મી. (પાંચ માઈલ) ઉપર આવેલું છે.

**કૌંડિન્યપુર :** મૈત્રકવંશના ધરસેન ૨ જાના (ઈ.સ. ૫૭૩ ના) એક દાન-શાસનમાં આ નગરનો ઉલ્લેખ થયો જાણવામાં આવ્યો છે.[૩૦૮] એ નામના પેટાવિભાગનું એ મથક જણાય છે. એના ઉત્તર પટ્ટમાં આવેલું 'ઉદ્દકપત્ર(દ્ર)'

ગામ દાનમાં અપાયેલું છે. આ દાનશાસનનાં પતરાં 'બંટિયા' (તા. વંથળી, જિ. જૂનાગઢ) ગામમાંથી મળ્યાં છે; એ જ 'ભટ્ટકપત્ર' કે 'ભટ્ટકપદ્ર' હોય તો 'કૌંડિન્યપુર' અત્યારનું 'કુતિયાણા' હોય; તો 'વિષય' તરીકે આની સીમા દક્ષિણ સૌરાષ્ટ્રમાં એના 'દક્ષિણ પટ્ટ'ને કારણે 'મંગલપુર' લગભગ પહોંચતી હોય. 'કૌંડિન્યપુર'ને દક્ષિણ સૌરાષ્ટ્રના ગીરવિભાગને છેડે આવેલા 'કોડીનાર' તરીકે પણ કહેવાનો પ્રયત્ન થયો છે,[૩૦૯] પરંતુ 'બંટિયા'ના સાહચર્યે એટલે દૂર જવા જરૂર જણાતી નથી. કુતિયાણાની સ્થાનિક અનુશ્રુતિ પણ આનું અનુમોદન કરે છે.[૩૧૦] આ 'કુતિયાણા' તરીકે જૂનાગઢ જિલ્લાના કુતિયાણા તાલુકાનું ભાદરના ઉત્તર તટ ઉપર આવેલું વડું મથક છે.

**પૌર વેલાકુલ :** ઈ.સ. ૯૮૯ ના જયેષ્ઠુક પ્રદેશના શાસક રાણક બાષ્કલદેવના દાનશાસનમાં એણે દાનમાં આપેલા 'કરલી' ગામની પશ્ચિમ દિશાએ 'ખાડી' ઉપર 'પૌર વેલાકુલ' કહ્યું છે[૩૧૧] તે આજના 'પોરબંદર'(જિ. જૂનાગઢ)ને ઉદ્દેશી. 'વેલાકુલ' એ બંદરને માટેનો સંસ્કૃત શબ્દ છે.

**વલભી :** મૈત્રકવંશના સ્થાપક ભટાર્કે 'ગિરિનગર'ને રાજધાની ન બનાવતાં ખંભાતના અખાતમાં આવેલી 'વલભી'ને રાજધાની બનાવી, તે નગરીનો પાણિનિના ગણપાઠમાં બીજી નગરીઓ સાથે ઉલ્લેખ થયેલો હોઈ[૩૧૨] એ નગરી ઈ.પૂ. ૫ મી–૬ ઠ્ઠી સદીમાં સારી રીતે આબાદ હશે એમ કહી શકાય. એનો પ્રાપ્ત થયેલો જૂનામાં જૂનો આભિલેખિક ઉલ્લેખ તો ભટાર્કના બીજાપુત્ર દ્રોણસિંહના ઈ.સ. ૫૦૨ ના દાનશાસનનો છે;[૩૧૩] એ દાનશાસન 'વલભી'માં રહીને આપવામાં આવેલું કહ્યું છે. પછી તો 'સ્કંધાવાર'(છાવણી)નાં સ્થાનોને બાદ કરતાં મૈત્રક રાજાઓનાં બધાં દાનશાસન સામાન્ય રીતે વલભીમાં રહીને અપાયાં છે. વલભીનો નાશ ક્યારે થયો એ વિષયમાં ચર્ચાવિચારણા ઘણી થઈ છે; સંગત રીતે હરિપ્રસાદ શાસ્ત્રીએ વિ. સં. ૮૪૫–ઈ. સ. ૭૮૮ નો સમય તારવી આપ્યો છે.[૩૧૪] અનુમૈત્રક કાલમાં રાષ્ટ્રકૂટ રાજા કર્ક ૨ જાના ઈ. સ. ૮૧૨ ના દાનશાસનમાં દાન લેનાર ભાનુભટ્ટને વલભીથી નીકળીને આવેલો કહ્યો છે, જેને 'અંકોટક-ચતુરશીતિ' ('અકોટા ચોર્યાશી')નું 'વટપદ્રક'(આજનું વડોદરા શહેર) ગામ દાનમાં આપ્યું હતું.[૩૧૫] એ જ રીતે ગોવિંદ ૪ થાના ઈ.સ. ૮૧૮–૧૯નાં દેવલીમાંથી મળેલાં પતરાંના દાનશાસનમાં પણ વલભીમાંથી નીકળીને આવેલા બ્રાહ્મણને દાન આપવામાં આપ્યું કહ્યું છે,[૩૧૬] એટલે કહી શકાય કે નગરનો સર્વથા ઉચ્છેદ નહોતો થયો; એ ભાંગી પડ્યું હશે અને ઉત્તરોત્તર નાનું થતું ચાલ્યું હશે. એ ખરું કે નાની બચી

રહેલી વસાહત આસપાસ ખંડિયેર મોટા વિસ્તારમાં પડયાં હશે, જે જોયાં હોવાનું ઈ.સ. ૧૦૩૦ માં ભારતવર્ષમાં આવેલા અરબ મુસાફર અલ્બીરૂનીએ પોતાના પ્રવાસગ્રંથમાં લખ્યું છે.[૩૧૭]

વલભી વિશે ગુણાઢયની 'બૃહત્કથા'ને આધારે, ભલે મોડેથી, લખાયેલા સોમદેવના કથાસરિત્સાગરમાં જીમૂતવાહનની વાર્તામાં નિર્દેશ મળે છે.[૩૧૮] ધાર્મિક ક્ષેત્રે પણ મૈત્રકકાલ પહેલાં એ પ્રસિદ્ધ હતું. જૈન ધર્મના સંપ્રદાયોને લગતી પ્રણાલિકથાઓ વલભીની ધર્મપ્રવૃત્તિને ઈ. સ.ની ૧ લી સદી સુધી લઈ જાય છે. ત્યાં જ જૈનાગમની બીજી વાચના નાગાર્જુને ઈ. સ. ૩૦૦–૧૩ ના અરસામાં સિદ્ધ કરી હતી, તો દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણે માથુરી વાચના અને નાગાર્જુનવાળી વાલભી વાચનાનાં પાઠાંતરોની તુલનાત્મક વાચના ઈ. સ. ૪૫૩–૬૬ ના અરસામાં ત્યાં જ સાધી હતી.[૩૧૯] બૌદ્ધ આચાર્ય ગુણમતિ અને સ્થિરમતિએ પોતાની વિખ્યાત કૃતિઓ વલભી નજીકના વિહારમાં રહી રચી હતી.[૩૨૦] મૈત્રકોનું શાસન શરૂ થતાં રાજધાનીના આ નગરનો ભારે ઉત્કર્ષ થયો હતો. ચીની યાત્રી યુઅન સ્વાંગે આ નગરની મુલાકાત લઈ આશ્ચર્ય અનુભવ્યું હતુ,[૩૨૧] તો ઇ-ત્સિંગે વલભીના વિદ્યાપીઠને નાલંદાના વિદ્યાપીઠની હરોળમાં હોવાનું કહ્યું હતું.[૩૨૨] જૈન દર્શનમાં મહત્ત્વના ગણાતા 'નયચક્ર' નામના ગ્રંથનો રચનાર મલ્લવાદી વલભીનો હતો, તો 'રાવણવધ' નામનું (વ્યાકરણાત્મક) મહાકાવ્ય રચનાર ભટ્ટિ કવિ વલભીમાં હતો.[૩૨૩] દંડીના 'દશકુમારચરિત'માં વલભીના એક નાવિકપતિને કુબેરના જેવી સમૃદ્ધિવાળો કહેવામાં આવ્યો છે.[૩૨૪] પાણિનિના ગણપાઠમાં ગણાવેલી નગરીઓમાંની વલભીની જાહોજલાલીનો સમય પાણિનિના સમયથી લઈએ તો એ લાગલાગટ પંદરસો વર્ષ જેટલો તો સહેજે ગણાય.

જૈન પ્રબંધોએ વલભીને લગતા ઉલ્લેખ કર્યા છે, તેમાં મલ્લવાદીનો પ્રસંગ પ્રભાવકચરિત અને પ્રબંધકોશે નોંધ્યો છે.[૩૨૫] પ્રબંધચિંતામણિ, વિવિધતીર્થ-કલ્પ અને પુરાતનપ્રબંધસંગ્રહમાં મારવાડથી વલભીમાં આવી વસેલા કાકુ વણિકનો પ્રસંગ આપી એના દ્વારા વલભીભંગ થયાનુ કહ્યું છે[૩૨૬] પ્રબંધ-ચિંતામણિમાં તથા વિવિધતીર્થકલ્પમાં વલભીનો ભંગ થવામાં હતો ત્યારે ત્યાંના ચંદ્રપ્રભ(ની મૂર્તિ) પ્રભાસમાં અને વર્ધમાન વીરની પ્રતિમા શ્રીમાલપુરમાં ગયાનું નોંધ્યું છે.[૩૨૭]

વલભીનું લાંબા સમય સુધી કોઈ પણ સ્વરૂપમાં અસ્તિત્વ હોય એવો ઉલ્લેખ પ્રભાવકચરિતમાં થયો છે, જ્યાં આ. હેમચંદ્ર સાથે યાત્રાએ નીકળેલો

કુમારપાલ, ઉઘાડે પગે, દડમજલ ચાલતો વલભી નજીક આવ્યો હતો, જ્યાંથી પ્રયાણ કરવાની પૂર્વે ગુરુ તરફની ભક્તિના ઉપલક્ષ્યમાં શ્રીઋષભદેવ અને પાર્શ્વનાથની મૂર્તિઓ સ્થાપી એમના બે પ્રાસાદ (દેરાસર) કરાવ્યા હતા. [328]

રાજપૂતોની એક શાખા અને જેમાંથી એક શાખા કાઠીઓમાં ગઈ તે 'વાળા' વલભીના મૈત્રકોના અવશેષ હોવાનું કહેવામાં આવે છે. [329] એમના જ નામથી વળા–શિહોર વગેરેનો ગોહિલવાડનો પ્રદેશ જૂના સમયથી 'વાલાક' કહેવાયો છે.[330] પ્રબંધચિંતામણિએ સિંહપુર(સિહોર)ને 'વાલાક દેશની દુર્ગ (વિકટ)ભૂમિ'માં આવેલું કહ્યું છે,[331] તો વિવિધતીર્થકલ્પમાં 'પાલિત્તાણય'(પાલીતાણા)ને 'વાલક્ક' (વાલાક) જનપદમાં કહ્યું છે. [332] વલભી સાથે સંબંધ હોય તેવી જ્ઞાતિઓમાં 'વાલ્યમ' (સુધારીને वल्मीक) બ્રાહ્મણો અને 'વાલભ કાયસ્થ' જાણવામાં છે. આમાંથી 'વાલભ કાયસ્થ'નો ઉલ્લેખ 'ઉદયસુંદરીકથા'માં અને અમોઘવર્ષ ૧ લાના સંજાણવાળા ઈ. સ. ૮૭૧ ના દાનશાસનમાં થયો છે. [333]

**હસ્તકલ્પ–હસ્તિકલ્પ–હસ્તવપ્ર–હસ્તકવપ્ર** : ઉત્તરાધ્યયનસૂત્રની નેમિચંદ્રની વૃત્તિમાં એવું મળે છે કે દ્વારવતીનું દહન થયા પછી બલરામ અને શ્રીકૃષ્ણ ત્યાંથી પૂર્વ તરફ નીકળીને હસ્તિકલ્પ નગરમાં આવ્યા હતા; ત્યાંના અચ્છદંત રાજાને હરાવી પછી કોસુંબારણ્યમાં જઈ પહોંચ્યા હતા.[334] આ નગર સુરાષ્ટ્રમાં આવેલું હતું અને એ વિશે જૈન ગ્રંથોમાં 'હસ્તકલ્પ' તરીકે બીજે પણ ઉલ્લેખ થયો છે.[334અ] પુરાતનપ્રબંધસંગ્રહમાં આપેલા 'અંબુચીચનૃપપ્રબંધ'માં વિદુર બ્રાહ્મણવેશે અને શ્રીકૃષ્ણ એના શિષ્યબટુવેશે 'હસ્તિકલ્પપુર'માં (કાને બહેરા) અંબુચીચ રાજા પાસે ગયા અને વિદુર માટે ૧૬ ગદ્દિયાણા અને શ્રીકૃષ્ણ માટે કરોડ લખાઈને આવ્યાના કથાનકમાં [335] 'હસ્તિકલ્પપુર' એ આ નગર સમજાય છે. દ્વારકાથી કોસુંબારણ્ય જતાં વચ્ચે આવતું 'હસ્તિકલ્પ' એ ગોહિલવાડનું 'હાથબ' લાગે છે.[336] એ 'હસ્તવપ્ર' કે 'હસ્તકવપ્ર' તરીકે પણ ઓળખાતું.[336અ] 'પેરિપ્લસ'ના લેખકે 'અસ્તકંપ્ર' કહ્યું છે [337] તે આ 'હસ્તકવપ્ર' છે. આ હસ્તવપ્ર 'આહરણી' તરીકે મૈત્રકવંશના દ્રોણસિંહના દાનશાસન (ઈ. સ. ૫૦૨), ધ્રુવસેન ૧ લાનાં દાનશાસનો (ઈ. સ. ૫૨૫ થી ૫૨૯ નાં) અને ધરસેન ૨ જાના દાનશાસન (ઈ. સ. ૫૮૮)માં ઉલ્લિખિત છે. [338] ધ્રુવસેન ૧ લાનાં બે દાનશાસનો (ઈ.સ. ૫૨૫, ૫૨૯)માં તથા ધરસેન ૩ જાના દાનશાસન(ઈ.સ. ૬૨૩)માં એનો નગર તરીકે ઉલ્લેખ

થયેલો છે,[339] જ્યારે એનો ધરસેન ૩ જાના દાનશાસન(ઈ. સ. ૬૨૩), ઉપરાંત ધરસેન ૪ થા (ઈ. સ. ૬૪૪) અને શીલાદિત્ય ૩ જાનાં (ઈ. સ. ૬૬૪ નાં બે) દાનશાસનોમાં 'આહાર' તરીકે નિર્દેશ થયેલો છે.[340] ભાવનગર જિલ્લામાં ભાવનગર તાલુકામાં, ઘોઘાથી પશ્ચિમ દિશામાં આશરે નવેક કિ.મી. (છએક માઈલ) ઉપર, આ ગામ આવેલું છે.

**પાદલિપ્તપુર-પાલીતાણા** : સૌરાષ્ટ્રના ગોહિલવાડ—ભાવનગર જિલ્લામાં શત્રુંજય ગિરિની તળેટીમાં આવેલા આ પ્રાચીન નગરને લગતો આભિલેખિક ઉલ્લેખ ગોવિંદરાજ પ્રભૂતવર્ષના ઈ. સ. ૮૧૮–૧૯ ના દેવલીમાંથી મળેલા દાનશાસનમાં 'પાલિત્તાનક' તરીકે થયેલો મળે છે.[340અ] સવિશેષ ઉલ્લેખ જૈન પ્રબંધોમાંના છે. પ્રભાવકચરિતમાં પાદલિપ્તસૂરિનું ચરિત આપતાં એમના શિષ્ય સિદ્ધ નાગાર્જુનનો પ્રસંગ આપવામાં આવ્યો છે. રસની સિદ્ધિ પ્રાપ્ત કરનારા આ નાગાર્જુને વિમલાદ્રિ(શત્રુંજય)ની તળેટીમાં ગુરુના નામથી 'પાદલિપ્ત-પુર'ની સ્થાપના કરી ત્યાં મહાવીર સ્વામીનું ચૈત્ય કર્યું હોવાનું કહેવામાં આવ્યું છે.[341] પ્રબંધચિંતામણિ અમાત્ય વસ્તુપાલે 'પાલિતાણક'માં વિશાલ પૌષધશાળા કરાવ્યાનું નોંધી, પછી 'પાદલિપ્તપુર'માં નાગાર્જુને ગુરુની સેવાના ફલસ્વરૂપ 'ગગનગામિની' વિદ્યા મેળવ્યાનું નોંધ્યું છે.[342] વિવિધતીર્થકલ્પે 'વાલક' (આજનો વાલાક) પ્રદેશમાં 'પાલિત્તાણય' નગર હોવાનું કહી 'કવડ્ડિ' નામના ગ્રામમહત્તરનું કથાનક આપ્યું છે;[343] આગળ જતાં 'પાલિત્તયપુર'માં નાગાર્જુન પાદલિપ્તા-ચાર્યની સેવામાં હોઈ પછી એનું પણ કથાનક નોંધ્યું છે.[344] પુરાતનપ્રબંધ-સંગ્રહમાં વસ્તુપાલે 'પાલીતાણક' ગયાનું અને ત્યાં—'પાદલિપ્તપુર'માં લલિતા-દેવીના શ્રેય માટે સરોવર કરાવ્યાનું અને 'પાદલિપ્તપુર'માં નાગાર્જુન ગુરુની સેવા કરતો હોવાનું એમ ત્રણ વાર નોંધ કરવામાં આવી છે.[345] પ્રબંધકોશ તો નાગાર્જુને 'પાદલિપ્તપુર' નવું વસાવ્યાનું, નેમિનાથજીનું દેરાસર કરાવ્યાનું, વગેરે નોંધી લે છે.[346]

**સિંહપુર** : આવશ્યકસૂત્રની નિર્યુક્તિમાં તીર્થંકર શ્રેયાંસના જન્મસ્થાન તરીકે 'સિંહપુર' કહેવામાં આવ્યું છે[347] તે વારાણસી પાસેનું 'સિંહપુરી' માનવામાં આવે છે, પરંતુ સૂત્રકૃતાંગસૂત્રની શીલાંકદેવની વૃત્તિમાં એક હાલરડું ઉદ્ધૃત કરવામાં આવ્યું છે તેમાં 'નક્રપુર' 'હસ્તકલ્પ' 'ગિરિપત્તન' 'કુક્ષિપુર' 'પિતામહમુખ' 'શૌરિપુર' એ નગરો સાથે 'સિંહપુર' પણ છે[348] તે કદાચ સૌરાષ્ટ્રનું હોઈ શકે

બૌદ્ધસાહિત્યમાં સિંહલ–સંસ્કૃતિનો આરંભ 'લાળ' દેશના એક રાજપુત્રના આગમનથી કહેવામાં આવ્યો છે; અનુશ્રુતિ અનુસાર એ રાજપુત્ર સિંહપુરના સ્થાપક સિંહબાહુ રાજાનો પુત્ર હતો.[૩૪૯] 'સિંહપુર' અને 'લાળ' ક્યાં એ વિષયમાં વિદ્વાનોમાં મતભેદ છે. એમાંના એક મત અનુસાર એ 'સિંહપુર' સૌરાષ્ટ્રના પૂર્વ ભાગમાં આવેલું 'સિહોર' હોવું સંભવે છે.[૩૫૦] સૌરાષ્ટ્રના ભાવનગર જિલ્લાના સિહોર તાલુકાનું વડું મથક 'સિહોર' ગુજરાતના ઇતિહાસમાં 'સિંહપુર' તરીકે જૂના સમયથી જાણીતું રહ્યું છે. મૈત્રક રાજા ધ્રુવસેન ૧ લાનાં ઈ. સ. ૫૨૫ તથા ૫૨૮ નાં દાનશાસનોમાં,[૩૫૧] ધરસેન ૪ થાના ઈ. સ. ૬૪૫ ના દાનશાસનમાં અને શીલાદિત્ય ૩ જાના ઈ. સ. ૬૬૪ ના દાનશાસનમાં[૩૫૨] દાન લેનાર બ્રાહ્મણોના નિવાસસ્થાન તરીકે સિંહપુરનો ઉલ્લેખ થયેલો છે. ખંભાતના ચિંતામણિ પાર્શ્વનાથના દેરાસરના ઈ.સ. ૧૨૯૬ ના અભિલેખમાં, અર્જુનદેવ વાઘેલાના સમયના એક જૈન ગૃહસ્થને 'સિંહપુરવંશજન્મા' કહ્યો હોઈ એનું કુટુંબ સિંહપુરમાંથી ઊતરી આવ્યાનું કહી શકાય.[૩૫૩]

પ્રબંધોમાં પણ 'સિંહપુર' જોવા મળે છે. પ્રભાવકચરિતમાં સિદ્ધરાજ બ્રાહ્મણોને 'સિંહપુર' દાનમાં આપી શત્રુંજય ગિરિ ઉપર ગયાનું નોંધવામાં આવ્યું છે,[૩૫૪] જ્યારે પ્રબંધચિંતામણિમાં પણ સિદ્ધરાજે વાલાક દેશમાંની દુર્ગભૂમિમાં બ્રાહ્મણોનો 'સિંહપુર' નામનો 'અગ્રહાર' સ્થાપ્યાનું કહ્યું છે.[૩૫૫] વિવિધતીર્થ-કલ્પમાં સો–ગણું યાત્રાફળ મળે તેવાં નગરોમાં 'સિંહપુર'ને ગણાવ્યું છે; ત્યાં ૮૪ તીર્થોમાં 'સિંહપુર'માં વિમલનાથ અને નેમિનાથનાં દેરાસર કહેવામાં આવ્યાં છે.[૩૫૬]

**તલાજા:** સામાન્ય રીતે બહુ જાણવામાં ન આવેલું 'તલાજા'—અત્યારે ભાવનગર જિલ્લામાં તળાજા તાલુકામાં આવેલું તળાજા–મહેર રાજા જગમલ્લના ઈ.સ. ૧૨૦૭ના દાનશાસનમાં જાણવામાં આવ્યું છે.[૩૫૭] જગમલ્લે 'તલાજા–મહાસ્થાન'માં પોતાનાં માતાપિતાની સ્મૃતિમાં બે શિવલિંગોને નામ આપ્યાનું ત્યાં કહ્યું છે. શેત્રુંજી નદીના કાંઠે આવેલા હરાસણી ગામમાં(ઈ. સ ૧૩૧૯)ના લેખમાં 'તાલધ્વજ' કહ્યું છે તે આ તળાજા જ છે. એ 'તાલધ્વજ'નો વહીવટ રાજા મહીપે ઠેપક નામના મહેરને સોંપ્યો હતો.[૩૫૭અ] વિવિધતીર્થકલ્પમાંના 'શત્રુંજયતીર્થકલ્પ'માં શત્રુંજયનાં એકવીસ નામોમાં એક 'તાલધ્વજ' પણ છે[૩૫૮] તે ઉપરનું 'તલાજા' નથી. તળાજા એના મથાળે આવેલા પહાડની પ્રાચીન ગુફાઓને માટે જાણીતું છે. શેત્રુંજી નદી એની નજીકમાંથી જ પસાર થાય છે.

**મધુમતી–મુહુયા :** સૌરાષ્ટ્રમાં પૂર્વ–દક્ષિણે ભાવનગર જિલ્લાના મહુવા તાલુકાના મહુવા બંદરનું જૂનું નામ 'મધુમતી' મળે છે. મૈત્રકવંશના શીલાદિત્ય ૩ જાના ઈ. સ. ૬૬૯ ના દાનશાસનમાં 'સુરાષ્ટ્રમાં મધુમતીદ્વારે આવેલા 'દ્દિસેનકગ્રામ'નો નિર્દેશ થયો છે.[૩૫૯] આ 'મધુમતી' તે 'મહુવા' છે. દશકુમાર-ચરિતમાં મધુમતીના સાર્થવાહનો પુત્ર બલભદ્ર મધુમતીથી આવી વલભીના ગૃહગુપ્તની પુત્રી રત્નવતી સાથે પરણ્યો હોવાનું કહ્યું છે.[૩૬૦] 'મધુમતી'માં વિ. સં. ૧૦૮(ઈ. સ. ૫૨)માં જાવડિ નામનો ધનપતિ રહેતો હોવાનું વિવિધ-તીર્થકલ્પમાં કહ્યું છે.[૩૬૧] પુરાતનપ્રબંધસંગ્રહના 'વજ્રસ્વામિકારિતશત્રુંજયોદ્ધાર-પ્રબંધ'માં ગુરુ વજ્રસ્વામી 'મધુમતીનગરી'માં આવ્યા તેમણે 'મધુમતી'માં રહેતા સૌરાષ્ટ્રિક પ્રાગ્વાટ ભાવડ શેઠના પુત્ર જાવડને ઉપદેશ આપી એના દ્વારા શત્રુંજય તીર્થનો ઉદ્ધાર કરાવ્યો હોવાનું કહ્યું છે, ત્યાં આ નગરને 'મુહુયા' પણ કહ્યું છે.[૩૬૨]

**મંડલી :** 'મંડલીદ્રંગ' તરીકે નાના તાલુકાના પ્રકારનો સૌથી જૂનો ઉલ્લેખ મૈત્રકવંશના ગુહસેનના ઈ. સ. ૫૬૪ ના દાનશાસનમાં થયેલો જોવા મળે છે.[૩૬૩] બીજો ઉલ્લેખ શીલાદિત્ય ૧ લાના ઈ. સ. ૬૦૯ અને ખરગ્રહ ૧ લાના ઈ. સ. ૬૧૬ ના દાનશાસનમાં થયેલો છે.[૩૬૪] 'મંડલીદ્રંગ'નું વડું મથક 'મંડલી' (હાલનું 'માંડલ') સૌરાષ્ટ્રમાં અમરેલી જિલ્લાના રાજુલા મહાલમાં રાજુલાથી પૂર્વે ૧૬ કિ. મી. (૧૦ માઈલ) અને ભાવનગર જિલ્લાના મહુવા તાલુકાના મુખ્ય મથક મહુવાથી પશ્ચિમે અંદાજે વીસેક કિ. મી. (બારેક માઈલ) ઉપર આવેલું છે.

**ભદ્રપત્તન :** એ સમયના આ કોઈ મહત્ત્વના લાગતા નગર પાસે છાવણી નાખ્યાનો ઉલ્લેખ ધરસેન ૨ જાના ઈ. સ. ૫૭૧, ૫૮૮, ૫૮૯, ૫૮૯, અને ધ્રુવસેન ૨ જાના ઈ. સ. ૬૩૮ ના, દાનશાસનેમાં થયેલો છે.[૩૬૫] ભાવનગર જિલ્લાના મહુવા તાલુકામાં મહુવાની ઉત્તરપૂર્વે સાતેક કિ. મી.(ચાર માઈલ) ઉપર આવેલું 'ભાદરોડ' ગામ પુરાતન છે અને એ આ 'ભદ્રપત્તન' હોવાની શક્યતા છે. 'ભાદરોડ' માટે સંજ્ઞા ઊતરી આવવાને સં. શબ્દ भद्रपाटक જોઈએ; पत्तन અને पाटक એકાર્થવાચી હોઈ, મૂળમાં એ भद्रपाटक હોય, અને भद्रपत्तन પણ કહેવાતું હોય.

**કોટિનગર :** પ્રબંધોમાં 'કોટિનગર' તરીકે જે ઉલ્લિખિત થયું છે તે દક્ષિણ સૌરાષ્ટ્રનું, અમરેલી જિલ્લામાં મૂળદ્વારકા નજીક આવેલું 'કોડીનાર' સમજાય છે; એ જૂનાગઢ જિલ્લાના સુપ્રસિદ્ધ પ્રભાસપાટણથી અગ્નિકોણે ચાળીસેક

કિ. મી.(પચીસેક માઈલ) ઉપર આવેલું છે. પ્રભાવકચરિતમાં રૈવતકનાં અંબાદેવીના સંદર્ભમાં 'કોટિનગર'ના બ્રાહ્મણ સોમભટ્ટની કથા આપી છે.[૩૬૬] એ પછી સોલંકીરાજ કુમારપાલ આ. હેમચંદ્ર સાથે યાત્રા કરતો ગિરનાર–અંબાજીની યાત્રા કરી સોમેશ્વરપત્તન–પ્રભાસપાટણ આવી ત્યાંથી 'કોટિનગર'માં ગયાનું નોંધાયું છે.[૩૬૭] સોમભટ્ટની વાર્તા નોંધતાં વિવિધતીર્થકલ્પમાં 'કોડીનાર' એવું પ્રાકૃત નામ જ આપ્યું છે[૩૬૮] અને પુરાતનપ્રબંધસંગ્રહમાં 'કોડીનારપુર' સંજ્ઞા આપી છે.[૩૬૯] મોડેથી દીવના ઈ. સ. ૧૩૩૬ના અભિલેખમાં 'કોટિનગર' જ જોવા મળે છે.[૩૬૯અ]

**કુબેરનગર :** ગીરપંથકના આંબળાસ ગામ નજીકથી મળેલા જયદ્રથવંશના મહારાજ અહિવર્માના અંદાજે ઈ. સ. ૭૬૨ ના દાનશાસનમાં જુદાં જુદાં ગામોની જમીનનું એક ભિક્ષુવિહારના નિભાવ માટે દાન આપવાનું લખ્યું છે તેમાં એક 'કુબેરનગર'નો પણ નિર્દેશ થયો છે.[૩૭૦] કોડીનારનું નામ 'કુબેરનગર' હોવાનો ક્વચિત્ અભિપ્રાય થયો છે, પણ આ દાનશાસનમાંનાં ગામોની નિકટતાની દૃષ્ટિએ એ અમરેલી જિલ્લાના ધારી તાલુકાનું 'કૂબડા' હોવાની શક્યતા વિશેષ છે.

**ગોમૂત્રિકા :** અપરસુરાષ્ટ્રામંડલ(પશ્ચિમ સૌરાષ્ટ્ર)ના સૈંધવ રાજા અગ્ગુક ૩ જાના ઈ. સ. ૮૮૬–૮૭ ના દાનશાસનમાં 'કાર્યાયાતકચ્છ' વિષયમાંના 'ગોમૂત્રિકા'ના બ્રાહ્મણને દાન આપવામાં આવ્યું છે.[૩૭૧] આ 'કાર્યાયાતકચ્છ' વિષય કે એના વડા મથક 'કાર્યાયાત'નો આજે પત્તો લાગતો નથી. 'ગોમૂત્રિકા' એ ગોંડળ પાસે આવેલું 'ગોમટા' હોવાની શક્યતાના બળ ઉપર સંભાવના કરી શકાય કે જેતપુર અને વીરપુર વચ્ચે કોઈ નષ્ટ થઈ ગયેલી નદીનો ખજૂરીઓ-વાળો પટ્ટ ઈશાનથી વાયવ્ય તરફ જતો જોવામાં આવે છે તે એક સમયે રસાળ પ્રદેશ હોય અને તેથી 'કચ્છ' સંજ્ઞાને પાત્ર બન્યો હોય. એ વિષયનો વિસ્તાર તો ભાદરના ઉત્તર કાંઠેથી લઈ ગોંડળ સુધી સંભવી શકે. અત્યારે આ રાજકોટ જિલ્લાના ગોંડળ તાલુકાનો અને જેતપુર તાલુકાનો ભાગ છે.

મૈત્રકવંશીય શીલાદિત્ય ૩ જાના ઈ. સ. ૬૯૧ ના દાનશાસનમાં 'ગોમૂત્રિકા'થી નીકળી આવી વલભીમાં આવી વસેલા બ્રાહ્મણને દાન આપવામાં આવ્યું છે એમ કહ્યું છે.[૩૭૨] આ 'ગોમૂત્રિકા'નો કહી શકાય તેવો ઉલ્લેખ અપરસુરાષ્ટ્રમંડલના રાજા અગ્ગુક ૩ જાના ઈ. સ. ૮૮૬–૮૭ના દાન-શાસનનો ઉપર નોંધ્યો છે.[૩૭૩] ગોમટા રાજકોટ જિલ્લાના ગોંડળ તાલુકામાં ગોંડળથી દક્ષિણે ૧૨ કિ. મી.(સાડાસાત માઈલ) ઉપર આવેલું છે.

**ગોમંડલ :** સુરાષ્ટ્રમાં 'ગોમણ્ડલનગર'નો ધારા નામનો તેર કરોડનો આસામી શ્રાવક હતો, જે સાતસો યોદ્ધા, સાત પુત્રો અને તેરસો ગાડાં લઈ સંઘ કાઢી યાત્રાએ નીકળ્યો હતો, એમ પુરાતનપ્રબંધસંગ્રહમાં લખ્યું છે.[૩૭૪] નવમી શતાબ્દીના બપ્પભટ્ટસૂરિનો એને સમકાલીન કહેવામાં આવ્યો છે. પ્રબંધને અભીષ્ટ 'ગોમંડલ' તે રાજકોટ–જેતલસર રેલમાર્ગ ઉપર આવેલું શહેર હોવાની પૂરી શક્યતા છે, જે રાજકોટ જિલ્લાના ગોંડળ તાલુકાનું આજનું વડું મથક ગોંડળ છે.

**રોહાણક :** મૈત્રકવંશના ધ્રુવસેન ૨ જાના ઈ. સ. ૬૩૮ ના દાનશાસનમાં સુરાષ્ટ્રમાં આવેલા 'રોહાણકપથક'ના 'નાગદિન્નાનક' ગામનું દાન સૂચવાયું છે.[૩૭૫] આ પથકનું વડું મથક હરિપ્રસાદ ગં. શાસ્ત્રીના અભિપ્રાયે બોટાદથી દક્ષિણ–પૂર્વે પચીસ કિ. મી. (સોળ માઈલ) ઉપરનું 'રોહીશાળા' અથવા રાજકોટ જિલ્લાના રાજકોટ તાલુકાનું 'રોણકી' હોઈ શકે.[૩૭૬] એમનું એક સંગત સૂચન પણ છે કે ગોંડળ તાલુકામાં એક 'નાગડસ' ગામ આવેલું છે તે 'નાગદિન્નાનક' હોય તો એ 'રોણકી' નજીક હોઈ 'રોણકી' વધુ બંધ બેસે. જૂનાગઢ જિલ્લાના માણાવદર તાલુકામાં પણ એક 'રોણકી' આવેલું છે.

**ઢાંક :** આભિલેખિક દૃષ્ટિએ ढङ्कतीर्थ તરીકે આ સ્થળનો ઉલ્લેખ અપરસુરાષ્ટ્રામંડલના શાસક સૈંધવવંશના અગ્ગુક ૨ જાના ઈ.સ. ૮૩૨ના દાનશાસનનો છે,[૩૭૭] જેમાં पच्छत्री પ્રદેશમાં આવેલું આ 'ઢંકતીર્થ' ગામ 'સોમેશ્વર'(પ્રભાસપાટણ)ના રહીશ બ્રાહ્મણને દાનમાં આપવામાં આવ્યું કહ્યું છે. ઢાંક રાજકોટ જિલ્લાના ઉપલેટા તાલુકામાં આલેચના ડુંગરની તળેટીમાં, ધૂમલીથી પૂર્વમાં ૪૦ કિ.મી. (૨૫ માઈલ) ઉપર આવેલું છે અને એની પ્રાચીન જૈન ગુફાઓ માટે જાણીતું છે.[૩૭૮]

**સુવર્ણમંજરી :** વિષય તરીકે સુવર્ણમંજરી કે સ્વર્ણમંજરીનો ઉલ્લેખ અપરસુરાષ્ટ્રામંડલ(પશ્ચિમ સૌરાષ્ટ્ર)ના સૈંધવવંશના રાણકના ઈ.સ. ૮૭૪–૭૫ ના, અગ્ગુક ૩ જાના ઈ.સ. ૮૮૬–૮૭ના અને જાઈક ૨ જાના ઈ.સ. ૯૧૫ના દાનશાસનમાં થયેલો છે.[૩૭૯] આ દાનશાસનોમાંના એ વિષયનાં ગામોના સંદર્ભમાં એ વિષયના વડા મથક 'સુવર્ણમંજરી'નું સ્થાન નિશ્ચિત કરવાના પ્રયત્ન થયા છે. હરિપ્રસાદ ગં. શાસ્ત્રીએ (રાજકોટ જિલ્લાના ધોરાજી તાલુકાના વડા મથક) ધોરાજીથી ઉત્તરે નવેક કિ.મી. (૬ માઈલ) ઉપર આવેલા 'સનાળા' વિશે સંભાવના કરી છે.[૩૮૦] આ સનાળા રાજકોટ જિલ્લાના જામકંડોરણા મહાલમાં છે. અલતેકરે વિકલ્પ લેખે ઉત્તર સૌરાષ્ટ્રમાં આવેલા 'સોનપુર' નામનાં ગામો-

માંનું એક, અથવા ધૂમલીથી વીસેક કિ.મી. (૧૨ માઈલ) ઉત્તરપૂર્વે આવેલા 'સોનવડિયા' હોવાનું બતાવ્યું છે.[૩૮૧] આ 'સોનવડિયા' અત્યારે જામનગર જિલ્લાના જામજોધપુર તાલુકામાં આવેલું છે અને ગુપ્ત–મૈત્રકકાલની સંધિના સ્વીકારાયેલા પ્રાચીન ગોપમંદિરવાળી 'ઝીણાવાળી ગોપ'થી નૈઋર્ત્યે પાંચેક કિ.મી. (ત્રણેક માઈલ) ઉપર આવેલું છે. પચ્છત્રી વિષયના વિસ્તારની અને સુવર્ણ-મંજરી વિષયના વિસ્તારની દૃષ્ટિએ તે તે વિષયનું વડું મથક ક્યાં હોય એનો વિચાર કરવામાં આવે તો હરિપ્રસાદ શાસ્ત્રીએ કહ્યું છે તે 'સનાળા' વધુ બંધ બેસે એમ છે; જોકે દાનશાસનોમાં આપેલાં કેટલાંક ગામ 'સોનવડિયા'ની નજીક પણ કહી શકાય એમ છે તો સમાન લાગતી સંજ્ઞાનાં એ ગામ 'સનાળા'ની નજીક પણ છે. અલતેકરે કોઈ એક 'સોનપુર'ની પણ સંભાવના કરી છે, પણ અત્યારે 'સોનપરા' અને 'સોનપરી' જેવાં નામ છે તે ક્યાંય દૂર છે, એનો દાનશાસનોમાંનાં ગામો સાથે કોઈ મેળ મળતો નથી.

**પચ્છત્રી :** બેમાં 'પ્રદેશ' તરીકે અને ત્રીજામાં 'વિષય' તરીકે એ રીતે આનો ઉલ્લેખ અપરસુરાષ્ટ્રામંડલના, ભૂતાંબિલિકામાં રાજધાની રાખી રહેલા, સૈંધવ-વંશના અગ્ગુક ૨ જાના ઈ. સ. ૮૩૨ ના, જાઈક ૧ લાના આશરે ઈ. સ. ૮૩૪-૩૫ના અને રાણકના અંદાજે ઈ.સ. ૮૬૮-૬૯ના દાનશાસનમાં જોવા મળે છે.[૩૮૨] 'પચ્છત્રી' એ બરડા ડુંગરની પશ્ચિમે આવેલી સપાટ જમીન ઉપર આવેલું આજનું 'પાછતર' ગામ છે. અલતેકર વગેરેએ 'પાછતરડી'[૩૮૩] કહ્યું છે, પણ એ તો 'પાછતર'ની નૈઋર્ત્યે નવું વસેલું પરું હોય તેવું નાનું ગામ છે. 'પચ્છત્રી' શબ્દ 'પાછતર' એવો વિકાસ આપે છે એ બહુ સ્પષ્ટ છે. જામનગર જિલ્લાના ભાણવડ તાલુકાનું આ 'પાછતર' જૂના ઉજજડ 'ધૂમલી'થી પશ્ચિમે ૯½ કિ.મી. (૭ માઈલ) ઉપર આવેલું છે અને એનાં ૭મી–૮મી સદીનાં પાંચ ભગ્ન મંદિરોને માટે જાણીતું છે.

**ભૂતાંબિલિકા–ભૂતાંબિલી–ભૂમિલિકા–ભૂમલિકા :** 'અપરસુરાષ્ટ્રા-મંડલ' કિંવા પશ્ચિમ સુરાષ્ટ્રની રાજધાની તરીકે સૈંધવોનાં દાનશાસનોમાં 'ભૂતાંબિલિકા'નો નિર્દેશ થયેલો છે. અહીં ઈ. સ. ૭૩૦ આસપાસથી, જેનું રાજચિહ્ન 'મકર' હતું તેવો, રાજવંશ–'જયદ્રથવંશ' કે 'સૈંધવવંશ' ઈ. સ. ૯૧૫ સુધી સત્તા ઉપર હતો. છયે દાનશાસનોમાં 'ભૂતાંબિલિકા'ને રાજધાની કહી છે.[૩૮૪] એ પછી ઈ. સ. ૯૮૯ માં રાણક બાષ્કલદેવ 'ભૂતાંબિલી'માં રાજ્ય કરતો જાણવામાં આવ્યો છે. એના દાનશાસનમાં 'અપરસુરાષ્ટ્રામંડલ' ન કહેતાં 'નવસુરાષ્ટ્રા'-

માંનો 'જ્યેષ્ઠુકપ્રદેશ' (જેઠવાઓનો પ્રદેશ') કહેવામાં આવેલ છે અને 'ભૂતાંબિલી'ને 'મંડલકરણ' કહેલ છે.[૩૮૫] રાજા જાઈકદેવનું ધીણકીનું દાનશાસન આ પહેલાંનું ઈ. સ. ૭૩૮ નું હોવાનો દાવો કરે છે; એમાં રાજધાનીને 'ભૂમિલિકા' કહી છે અને રાજાને सौराष्ट्राधिपतिः परमभट्टारकमहाराजाधिराजपरमेश्वरः કહ્યો છે, જ્યારે એનાં પ્રામાણિક દાનપત્રોમાં એને समधिगताशेषमहाशब्दमहासामंताधिपतिश्रीजाईक કહેલો છે[૩૮૭]—વર્ષ પણ ગુપ્ત સંવત્સરને બદલે વિક્રમનું કહ્યું છે; આવાં કારણોએ એ દાનશાસન બનાવટી પુરવાર થયું છે તેથી 'ભૂમિલિકા' સંજ્ઞાને ઐતિહાસિક બળ નથી.[૩૮૮] એ ખરું છે કે વીસલદેવ વાઘેલાના સમયનો ઈ. સ. ૧૨૫૯ નો પોરબંદરનો એનો સુરાષ્ટ્રમંડલનો અભિલેખ મળ્યો છે તેમાં 'भूमल्लिका' શબ્દથી પ્રચલિત 'ભૂમલી'નું સંસ્કૃત રૂપ જોવા મળે છે,[૩૮૯] તો એના વંશજ સારંગદેવ વાઘેલાનો ઈ. સ. ૧૨૯૦ નો વંથળીનો અભિલેખ ભાનુ(ભાણ જેઠવા)ના નિર્દેશ સાથે 'भूमृत्पल्ली' ઉપર સારંગદેવનો પ્રતિનિધિ વિજયાનંદ ચડાઈ કરી ગયાનું નોંધે છે.[૩૯૦] પરંતુ આ પહેલાંના જૂનાગઢ જિલ્લાના આજક ગામના ઈ. સ. ૧૨૦૬ ના અભિલેખમાં ઘસાયેલા અક્ષરોમાં भूतांबिल्यां વંચાય છે,[૩૯૧] જે રાણા સિંહની રાજધાની સૂચવાઈ છે, તો ઈ. સ. ૧૩૧૮–૧૯ ના જામનગર જિલ્લાના રાવલ ગામના અભિલેખમાં भूतांबिल्यां मंडलकरणे એ રીતના રાણા બાષ્કલદેવના દાનશાસનને મળતા શબ્દોમાં 'भूतांबिली' જ કહી છે,[૩૯૨] એટલે સંસ્કૃત નામ સ્થાનિક રાજાઓના અભિલેખોમાં તો भूतांबिलिका કે भूतांबिली સ્વીકારવામાં આવ્યું હતું, પરંતુ લોકોમાં નામ 'भूमली' હશે એટલે 'भूमिलिका' અને 'भूमृपल्ली' જેવાં સંસ્કૃતીકરણ પણ બહારના દાતાઓએ પ્રયોજ્યાં. આ નષ્ટ થઈ ચૂકેલા રાજધાનીના નગરનું નામ 'ધૂમલી' ક્યારે વ્યાપક બન્યું એનો કોઈ ઐતિહાસિક પુરાવો આજે પ્રાપ્ત નથી. અસલ શબ્દ કયો હોવો જોઈએ એ વિષયમાં ડોલરરાય ર. માંકડે સંભાવના કરીને ग्रामोतिकના સંસ્કૃતીકરણ भूमक-માંથી भूमलीનું મૂળ અને ध्मामोतिक એવા વૈકલ્પિક રૂપમાંથી घूमली બતાવવા પ્રયત્ન કર્યો છે.[૩૯૩] એમાં 'લી' કેવી રીતે આવે એનો એમને ખ્યાલ નહિ, જે 'भू भृत्पल्ली'વાળાને સૂઝયો છે. અર્થાત્ ઉત્તર અંગ 'पल्लिका' માંથી આવ્યું છે. ભૂમકનું અને એના ઉત્તરાધિકારી નહપાનનું શાસન ઈ. સ. ૯૦ પહેલાંનું કહેવાયું છે;[૩૯૪] આનું શાસન નાસિકથી અજમેર સુધીના પ્રદેશ ઉપર હતું. ક્ષહરાત કુલના આ બંને રાજવીઓની સત્તા સૌરાષ્ટ્રમાં ઊંડે સુધી હતી અને ભૂમકના નામ ઉપરથી બરડાના ડુંગરની ઉત્તર ઉપત્યકામાં નવી નગરી भूमकपल्लिका જેવી સ્થપાઈ એવો કોઈ પુરાવો હજી તો ઉપલબ્ધ થયો નથી, અને તેથી એ 'પ્રાગ્જ્યોતિષપુર' હોય અને એનો નાશ થયા પછી નરકાસુર-ભૌમાસુરના એ

નગરનું પાછળથી ભૌમપદ્રિકાના રૂપમાં નામકરણ પ્રચલિત બન્યું હોય એવી એક સંભાવના કરી છે.[૩૯૫] આમ છતાં સબળ પુરાવાને અભાવે નિર્ણયાત્મક રીતે કશું કહી શકાય એમ નથી.

**ફંકપ્રસ્રવણ** : ગારુલકવંશના વરાહદાસ ૨ જાનું ઈ. સ. ૫૪૯ નું દાનશાસન અને એના પુત્ર સિંહાદિત્યનું ઈ. સ. ૫૭૪ નું દાનશાસન એ 'ફંક-પ્રસ્રવણ'માંથી ફરમાવવામાં આવ્યાં છે.[૩૯૬] બંને દાનશાસનોમાં વરાહદાસ ૨ જાનો દ્વારકા સાથે કોઈ ખાસ પ્રકારનો સંબંધ બતાવવામાં આવ્યો છે. આ વિષયમાં હરિપ્રસાદ ગં. શાસ્ત્રીએ કરેલી વિચારણા પ્રતીતિજનક છે[૩૯૭] અને પોતાના શાસનપ્રદેશમાં દ્વારકાનો સમાવેશ થતાં પોતાને "દ્વારકાધિપતિ" કહેવરાવવાનો લાભ વરાહદાસ ૨ જાને મળ્યો હોવાનું કહી શકાય એમ છે. તામ્રપત્રોમાં 'ફંકપ્રસ્રવણ'માંથી આ દાનશાસન ફરમાવ્યાં હોવાનું જણાવ્યું છે; એ રાજધાનીનું સ્થાન છે કે છાવણીનું એવું ત્યાં સ્પષ્ટ નથી, છતાં वलभीतःના પ્રકારે फंकप्रस्रवणात् હોઈ રાજધાની હોઈ પણ શકે. આવું કોઈ સ્થાન આજે પકડાતું નથી. હરિપ્રસાદ શાસ્ત્રીએ फंकને બદલે ढंक કદાચ હોઈ શકે એવી સંભાવના કરેલી,[૩૯૮] પરંતુ એમણે છાપ વાંચ્યા પછી फंक માન્ય રાખેલ છે. ઢાંકની પાસે 'ઝીંઝુરીઝર'ની બૌદ્ધ ગુફાઓ જાણવામાં આવી છે, 'ઝર' અને 'પ્રસ્રવણ' બેઉ એકાર્થ છે, તો એ સ્થાન 'ફંક' તરીકે રાજધાનીનું હશે ? શંભુપ્રસાદ હ. દેસાઈ તો પ્રભાસપાટણની પૂર્વે ૧૬ કિ. મી. (દસ માઈલ) ઉપરના 'પ્રશ્નાવડા' ગામને 'પ્રસ્રવણ' માની એનાથી નવેક કિ. મી. (છએક માઈલ) દક્ષિણે આવેલ 'મૂળદ્વારકા'ને વરાહદાસની જીતેલી દ્વારકા કહેવા માગે છે.[૩૯૯] પરંતુ દ્વારકામાં થયેલા ઉત્ખનને એક વાત સ્પષ્ટ કરી આપી છે કે[૪૦૦] આજની દ્વારકાના સ્થાને માનવ-વસાહત ઈ. પૂ. ૧ લી સદી સુધી તો સ્પષ્ટ રીતે પકડી શકાય છે, એટલે પ્રશ્નાવડા અને કોડીનાર નજીકની 'મૂળદ્વારકા' સાથે વરાહદાસની દ્વારકાને જોડી દેવાનું યુક્તિસંગત નથી. હકીકતે 'ફંકપ્રસ્રવણ' એ પશ્ચિમ સૌરાષ્ટ્રનું જ કોઈ સ્થાન હતું. પાછળથી ગારુલકોની સત્તા વિલુપ્ત થયા પછી દોઢસોક વર્ષે પશ્ચિમ સૌરાષ્ટ્રમાં વલભીના સામંતો તરીકે સૈંધવો આવ્યા અને રાજધાની 'ભૂતામ્બિલિકા'માં કરી. 'फंक' શબ્દમાં રકાર ન હોઈ જૂનાગઢ જિલ્લાના સીલ ગામની પૂર્વે એકાદ કિ. મી. (પાંચેક ફર્લાંગ) ઉપરના 'ફરંગટા' ગામની પણ કલ્પના કરવાની જરૂર રહેતી નથી; વળી 'ફરંગટા' એ તો તર્કી 'ફિરગટા' શબ્દનો વિકાસ હોવાનું પણ જાણવામાં આવ્યું છે.[૪૦૧]

**કાલાપક :** મૈત્રક કાલમાં સૌરાષ્ટ્રમાં 'કાલાપકપથક' સંજ્ઞાથી એક પથક દાનશાસનોમાં જોવા મળે છે. શીલાદિત્ય ૧ લા ઉર્ફે ધર્માદિત્યના ઈ. સ. ૬૦૫ ના તૂટક દાનશાસનમાં '......कपथके' શબ્દથી 'કાલાપકપથક' સમજાય છે.[૪૦૨] ધરસેન ૩ જાના ઈ. સ. ૬૨૩ ના, ધ્રુવસેન ૨ જાના ઈ. સ. ૬૨૯ ના, ધરસેન ૪ થાના ઈ. સ. ૬૪૫ ના અને શીલાદિત્ય ૨ જાના ઈ. સ. ૬૬૬ ના—એ દાનશાસનોમાં[૪૦૩] એનું સ્પષ્ટ સૂચન છે. શીલાદિત્ય ૩ જાના ઈ. સ. ૬૬૪ ના તેમજ ઈ. સ. ૬૬૫ ના દાનશાસનમાં પાઠની શુદ્ધિ નથી,[૪૦૪] પણ ત્યાં 'કાલાપકપથક' ઉદ્દિષ્ટ છે. પથકના નામ માત્રથી એ પથકનું વડું મથક રાજકોટની દક્ષિણ-પશ્ચિમ દિશાએ જામનગર જિલ્લાના કાલાવડ તાલુકાનું વડું મથક 'કાલાવડ' તદ્દન સ્પષ્ટ છે.

**પુષ્યસાંબપુર :** મૈત્રક શીલાદિત્ય ૩ જાના ઈ. સ. ૬૬૬ ના અને ૬૭૬ ના –એ બે દાનશાસનોમાં 'પુષ્યસાંબપુર'થી નીકળીને વલભીમાં આવી રહેલા બ્રાહ્મણને દાન આપવામાં આવ્યાં છે.[૪૦૫] આ 'પુષ્યસાંબપુર' એ જામનગર જિલ્લાના ખંભાળિયા તાલુકાનું ખંભાળિયાથી ઉત્તર–પશ્ચિમે ૧૧ કિ. મી. (સાત માઈલ) ઉપર આવેલું 'સામોર' હોવાની શકયતા છે.[૪૦૬]

**વર્ધમાન :** મૈત્રકકાલના 'ભુક્તિ' નામના વહીવટી ભૂભાગ તરીકે 'વર્ધમાન'('વઢવાણ')નું અસ્તિત્વ જાણવામાં આવ્યું છે. શીલાદિત્ય ૫ માનાં ઈ. સ. ૭૨૧ અને ઈ. સ. ૭૨૨ નાં દાનશાસનોમાં 'વર્ધમાનભુક્તિ'માંથી આવેલા બ્રાહ્મણોને દાન આપવાનું મળે છે.[૪૦૭] ઈ. સ. ૭૮૩–૮૪ માં જયસેનસૂરિએ 'હરિવંશપુરાણ'ની રચના 'જયવરાહ' નામના રાજાના સમયમાં વર્ધમાનપુરમાં કર્યાનું કહ્યું છે.[૪૦૮] ચાપવંશને ધરણીવરાહ ઈ. સ. ૯૧૭–૧૮ માં વર્ધમાનપુરમાં સત્તા ઉપર હતો એ એના એકમાત્ર મળતા દાનશાસનથી જાણવા મળે છે.[૪૦૯] અહીં જ દિગંબર સંપ્રદાયના આચાર્ય હરિષેણે કથાકોશની રચના ઈ. સ. ૯૩૩માં કર્યાનું પણ જાણવામાં આવ્યું છે.[૪૧૦] પ્રબંધોમાં પ્રબંધ-ચિંતામણિ સિદ્ધરાજે નવઘણ નામના આભીરરાજાને કબજે કરવા, પોતે અગિયાર વાર એનાથી હારેલો હાઈ, 'વર્ધમાન' વગેરે નગરોમાં કોટ તૈયાર કરાવીને એના તરફ કૂચ કર્યાનું નોંધે છે.[૪૧૧] એ પછી કુમારપાલના સમયમાં એનાથી દલનાયક-પદ પામીને ઉદયન મંત્રીએ સૌરાષ્ટ્રમાં કૂચ કરી જતાં 'વર્ધમાનપુર'માં યુગાદિદેવ–ઋષભદેવના મંદિરનો જીર્ણોદ્ધાર કર્યાનું નોંધ્યું છે.[૪૧૨] અને મેરુતુંગાચાર્યે પ્રબંધચિંતામણિની રચના 'વર્ધમાનપુર'માં જ ઈ. સ. ૧૩૦૫ માં પૂરી કર્યાનું

એની પુષ્પિકાથી સમજાય છે.[૪૧૩] 'સત્યપુરતીર્થકલ્પ'માં 'वर्द्धमाण गाम' તરીકે આ નગર સૂચવાયું છે,[૪૧૪] પુરાતનપ્રબંધસંગ્રહમાં વીરધવલના મૃત્યુ પછી વીરમ અને વીસલમાંથી વીસલને રાજા બનાવવામાં આવતાં વીરમે 'પ્રહ્લાદનપુર' 'વિદ્યાપુર' 'વર્ધમાનપુર' 'ધવલક્કક' અને પાંચમું 'પેટલાઉદ્રપુર' (અનુક્રમે 'પાલનપુર' 'વીજાપુર' 'વઢવાણ' 'ધોળકા' અને 'પેટલાદ') માગી લીધાં– એમાં 'વર્ધમાનપુર' નિર્દેશાયેલું છે.[૪૧૫] પ્રબંધકોશમાં વીરધવલની આગેવાની નીચે વસ્તુપાલ-તેજપાલ 'વર્ધમાનપુર'–'ગોહિલવાટિ' (ગોહિલવાડ) વગેરેના રાજવીઓને દંડ કરતા વામનસ્થલી આવી પહોંચ્યાનું અને સંઘ કાઢીને નીકળ્યા ત્યારે માર્ગમાં સાત ક્ષેત્રોની યાત્રા કરી 'વર્ધમાનપુર' નજીક મુકામ કર્યાનું કહેવામાં આવ્યું છે.[૪૧૬] 'વર્ધમાનપુર' એ આજનું સુરેન્દ્રનગર જિલ્લાના વઢવાણ તાલુકાનું વડું મથક 'વઢવાણ' છે. જૈન અનુશ્રુતિ પ્રમાણે વર્ધમાન મહાવીરની પ્રતિમાનું અહીં સ્થાપન કરવામાં આવેલું હોઈ, આ નામ મળ્યું[૪૧૭] કહેવાયું છે.

**આનુમંજી :** મૈત્રક ધ્રુવસેન ૧ લા ના ઈ. સ. ૫૩૪ ના, ગુહસેનના ઈ. સ. ૫૬૪ ના અને ખરગ્રહ ૧ લા ના ઈ. સ. ૬૧૬ ના–એ દાનશાસનોમાં જરા મોટા નગર તરીકે એનો નિર્દેશ થયો છે.[૪૧૮] આ પતરાં, મોટા ભાગનાં, અમરેલીમાંથી મળેલાં હોવાથી ગદ્રેએ 'આનુમંજી' એ અમરેલી હોવાની સંભાવના કરી છે.[૪૧૯] 'અમરેલી'નું સંસ્કૃત રૂપ તો अमरपल्लिका હતું.[૪૧૯અ] આનુમંજીની નજીકમાં નિર્દિષ્ટ ગામો ઉપરથી સ્થળનો નિર્ણય થઈ શકતો નથી, તો હરિપ્રસાદ શાસ્ત્રીએ બીજો વિકલ્પ જૂનાગઢ નજીકના 'મજેવડી'નો બતાવ્યો છે[૪૨૦] તે પણ સંતોષ આપતો નથી.

**લિપ્તિખંડ :** શીલાદિત્ય ૫ મા નાં ઈ. સ. ૭૨૧ અને ૭૨૨ એ બે વર્ષોનાં દાનશાસનોમાં 'વર્દ્ધમાનભુક્તિ'માંથી નીકળી 'લિપ્તિખંડ' નામક ગામમાં આવી વસેલા બ્રાહ્મણને દાન આપવામાં આવ્યાં છે. આ સ્થાનનો નિશ્ચય થઈ શકતો નથી.[૪૨૧]

**સંગપુરી :** મૈત્રક શીલાદિત્ય ૧ લાના ઈ. સ. ૬૦૫ ના દાનશાસનમાં 'સંગપુરી'થી નીકળી આવેલા અનેક બ્રાહ્મણોને 'વટનગરસ્થલી'માંનું 'ભોંડાનક' ગામ દાન આપવામાં આવેલું કહ્યું છે.[૪૨૨] આ 'સંગપુરી' પકડી શકાતું નથી.

**પ્રસન્નપુર :** ચૌલુક્ય ભીમદેવ ૧ લા ના કચ્છ પ્રદેશને લગતાં ઈ. સ. ૧૦૩૭ અને ૧૦૬૦ નાં દાનશાસનોમાં 'પ્રસન્નપુર'માંથી આવેલા બ્રાહ્મણને દાન

અપાયાનું લખ્યું છે.[423] આ 'પ્રસન્નપુર' તે (ભાવનગર જિલ્લાના વલભીપુર મહાલનું) વલભીપુર નજીકનું 'પછેગામ'[424] હોવાનું શક્ય છે કે જ્યાં પ્રશ્નોરા નાગર બ્રાહ્મણોની સારી સંખ્યા છે. આ 'પ્રસન્નપુર'ના નિવાસી હોવાથી ત્યાંના નાગર બ્રાહ્મણ 'પ્રશ્નોરા' કહેવાવાની શક્યતાને નકારી શકાય એમ નથી. પ્રશ્નોરા બ્રાહ્મણો ઉત્તર પ્રદેશના અહિચ્છત્રમાંથી આવ્યા અને વડનગરના નાગર બ્રાહ્મણોએ એમને 'નાગર' તરીકે સ્વીકારી લીધા એવું સ્કંદપુરાણના નાગરખંડમાં સૂચિત છે.[425] ખૂબ મોડેથી રચાયેલા મનાતા નાગરખંડમાં કોઈ પ્રચલિત અનુશ્રુતિ જ સંગ્રહાઈ ગઈ છે, બાકી નાગરોના અન્ય ફિરકા ગુજરાત રાજ્યનાં જ ગામો ઉપરથી ઓળખાતા હોઈ પ્રશ્નોરા પણ આ રાજ્યના જ કોઈ સ્થળના હોય અને એ 'પ્રસન્નપુર' (આજનું 'પછેગામ') હોય એમ સ્વીકારી શકાય. પ્રભાસપાટણ પાસે 'પ્રશ્નાવડા' કરી એક ગામ છે, પરંતુ ત્યાં હાલ પ્રશ્નોરાની કોઈ વસ્તી નથી, તેમ પૂર્વે ત્યાં તેઓની વસ્તી હોવાનું જાણવામાં આવ્યું નથી.

'સ્થલીઓ' તરીકે સખ્યાબંધ નિર્દેશ અભિલેખોમાં જાણવામાં આવ્યા છે, એક નાના વહીવટી વિભાગ તરીકે કોઈ એક નાના નગર કે ગામને વડું મથક બનાવી તે તે સ્થલીની નીચેનાં ગામોનો વહીવટ કરવામાં આવતો. મૈત્રક રાજાઓનાં દાન-શાસનોમાં ઓગણીસ સ્થલીઓ ઉલ્લિખિત થયેલી છે. શિનબરટક (અમરેલી નજીકનું કોઈ સ્થળ), બિલ્વખાત (જૂનાગઢની દક્ષિણ-પૂર્વ-દક્ષિણે 'બીલખા'), ઝરિ (અમરેલી જિલ્લાનું, ધારી પાસેનું, 'ઝર'), અંબરેણુ (જામનગર જિલ્લામાં, જોડિયા પાસેનું 'આમરણ') જંબુવાનક (જામનગર નજીકનું 'જાંબુડા'), નિમ્બકૂપ (જામનગર નજીકનું 'લીંબોડા'), કદંબપદ્રક (અનભિજ્ઞાત), વટપલ્લિકા (મહુવા નજીકનું 'વડલી'), ધારાખેટ (ઘોળાની પૂર્વેનું 'ધારુકા'), પુણ્યાનક (વલભીપુર નજીકનું કોઈ સ્થાન), વટનગર (વંથળી-સોરઠ નજીકનું 'વડોદરા'), બારવન (અનભિજ્ઞાત), આનુમંજી (ગદ્રેએ 'અમરેલી' અને હરિપ્રસાદ શાસ્ત્રીએ 'મજેવડી' કહી બંને માટે શંકા દર્શાવી ધારી પાસે સૂચવ્યું છે), સિરાવાતાનક (લાઠીની ઉત્તરે આવેલું 'શિરવાણિયા'), બાવસનક (અનભિજ્ઞાત), જો-શલ્યાસા ('વટપલ્લિકા' સ્થલીની પશ્ચિમે શક્ય, સંજ્ઞા અસ્પષ્ટ),... મંડલી (અનભિજ્ઞાત), મદસર (હરિપ્રસાદ શાસ્ત્રીએ મોરબી નજીકના 'માનસર'ની સંભાવના કરી છે) અને લોણાપદ્રક (અનભિજ્ઞાત)–આ સ્થળો તે તે સ્થલીનાં.[426]

**કપિલકોટ્ટ :** દ્વયાશ્રય-કાવ્યમાં આ. હેમચંદ્રે સોલંકી રાજા મૂલરાજે સૌરાષ્ટ્રના ગ્રાહરિપુ ઉપર ચડાઈ કરી જંબુમાલી નદીના કાંઠાના પ્રદેશમાં એની સાથે યુદ્ધ કર્યું ને ત્યાં કચ્છના 'લક્ષ'ને મારી નાખ્યો એવું કહ્યું છે,[427]

જ્યારે પ્રબંધચિંતામણિમાં જણાવ્યું છે કે મૂલરાજના સૈન્યને અગિયાર વાર હરાવી ચૂકેલા 'લાખાક' કે 'લાખા ફૂલઉત્ર'ને એના 'કપિલકોટ'( આજનો 'કેરાકોટ')માં મૂલરાજે ઘેરી લીધો અને એનો ત્રીજે દિવસે ઘાત કર્યો.[૪૨૮] પુરાતનપ્રબંધસંગ્રહમાં એ 'લાષાક'ને 'કચ્છેશ્વર' કહ્યો છે અને એણે મૂલરાજને એકવીસ વાર ત્રાસ આપ્યો; બાવીસમી વાર મૂલરાજે એને એના 'કપિલકોટ'માં ઘેરી લીધો અને ખુલ્લા યુદ્ધમાં મૂલરાજે એનો ઘાત કર્યો વગેરે લખ્યું છે.[૪૨૯] આ 'કપિલકોટ્ટ' કે 'કપિલકોટ' આજે 'કેરાકોટ' તરીકે જાણીતું છે અને ત્યાં સોલંકીકાલના આરંભસમયનું ભગ્ન શિવમંદિર કિલ્લાના ઉત્તર–પૂર્વ ભાગમાં સચવાઈ રહેલું છે. આ 'કેરા'–'કચ્છ કેરા' કચ્છ જિલ્લાના ભૂજ તાલુકામાં ભૂજથી દક્ષિણ દિશાએ વીસેક કિ. મી.(બારેક માઈલ)ને અંતરે નાના નગરના રૂપમાં, મુખ્યત્વે ઇસ્માઈલી ખોજાઓનું ધાર્મિક સ્થાન સાચવતું, જોવા મળે છે.

**ભદ્રેશ્વર :** 'ભદ્રેશ્વર વેલાકુલ' તરીકેનો મહત્ત્વનો કહી શકાય તેવો ઉલ્લેખ સિદ્ધરાજ જયસિંહના સમયના ઈ. સ. ૧૧૩૯ ના કચ્છ-ભદ્રેશ્વર નજીક ચોખંડા મહાદેવના મંદિરના લેખમાંનો છે.[૪૩૦] બાકી પ્રબંધોમાં તો 'પ્રબંધકોશ'માં એક સ્થળે શત્રુંજય ગિરિને મધ્યમાં રાખી ભદ્રેશ્વરના માર્ગે થઈ રૈવત ગિરિ તરફ જવામાં આવે તો વચ્ચે રોલા–તોલા નામના ગિરિ આવે, એવું કહેવામાં આવ્યું છે.[૪૩૨] બીજો ઉલ્લેખ વ.ઘેલા રાણા વીરધવલના પ્રસંગમાં છે. 'ભદ્રેશ્વર વેલાકુલ'માં ભીમસિંહ નામનો પ્રતિહાર હતો તે કોઈની આણ માનતો નહિ; એને રાણા વીરધવલ સાથે અથડામણ થઈ હતી, જેમાં અંતે સંધિ કરી અને એમાં ભીમસિંહને માટે ભદ્રેશ્વરનો વહીવટ જ કરવાનું રહ્યું.[૪૩૧] આ ભદ્રેશ્વર આજે કચ્છ જિલ્લાના મુંદ્રા તાલુકામાં આવેલું છે અને જૈનોનું તીર્થધામ છે. ભદ્રેશ્વર ગામમાં આશાપુરા માતાનું પ્રાચીન ભગ્ન મંદિર અને કુંડ ઘાટની વિશાળ વાવ છે.

**ઘડહડિકા–ઘૃતઘટી :** વાઘેલા અર્જુનદેવના સમયના, ઈ. સ. ૧૨૭૨ ના, વાગડમાં આવેલા રવેચી માતાના મંદિરના પ્રાંગણમાં જોવામાં આવતા અભિલેખમાં 'ઘૃતઘટી'ના પ્રદેશમાં આવેલા 'રવગ્રામ'નો ઉલ્લેખ કરી ત્યાં નજીકમાં આવેલી 'રવેચી માતા'નો નિર્દેશ કર્યો છે.[૪૩૩] રાપરથી ઉત્તર દિશાએ ૨૦ કિ. મી. (બારેક માઈલ) ઉપર 'ઘૃતઘટી' (કચ્છ જિલ્લાના રાપર તાલુકાનું આજનું 'ગેડી') ગામ આવેલું છે. આ પહેલાં સોલંકી ભીમદેવ ૧ લા ના ઈ. સ. ૧૦૨૦ ના દાનશાસનમાં'ઘડહડિ દ્વાદશક'–('ઘડહડિકા' બાર ગામનો સમૂહ)માંનાં ગામોમાં એક 'ઘડહડિક' કહ્યું છે[૪૩૩અ] તે પણ આ 'ગેડી' છે. ગામનું સ્થળ જોતાં પૂર્વ કાળમાં સમૃદ્ધ વસાહત હશે એવો તરત ખ્યાલ આવે છે.

**થારાપદ્ર :** થારાપદ્ર(થરાદ)નો ઉલ્લેખ પ્રભાવકચરિતમાં થયેલો છે, જ્યાં સોલંકી ભીમદેવ ૧ લાના સમકાલીન 'તિલકમંજરી'ના કર્તા શાંતિસૂરિએ દેશમાં બાર લાખનાં ચૈત્યો બનાવડાવ્યા પછી 'રાજાએ આપેલા બાકીના સાઠ હજાર 'થારાપ્રદ્ર'માં મોકલી આપ્યાનું કહ્યું છે.[૪૩૪] અહીં 'થારાપદ્ર'ને 'દ્રંગ' કહેવામાં આવેલ છે; આ સ્થાનને કારણે ભીમદેવ ૧ લાના સમયમાં 'ચંદ્રગચ્છ'માંથી 'થારાપદ્રગચ્છ'નો વિકાસ થયો, જેના સંસ્થાપક વિજયસિંહસૂરિ હતા.[૪૩૫] આ થરાદ બનાસકાંઠા જિલ્લાના થરાદ તાલુકાનું વડું મથક છે.

**પ્રહ્લાદનપુર :** પુરાતનપ્રબંધસંગ્રહમાંના 'કુમારપાલદેવતીર્થયાત્રાપ્રબંધ'થી અને પ્રબંધકોશમાંના 'હેમસૂરિપ્રબંધ'થી જાણવા મળે છે કે આબુના પરમાર વંશના પ્રહ્લાદને ઈ. સ. ૧૧૮૪ આસપાસ 'પ્રહ્લાદનપુર' (પાલનપુર) વસાવ્યું હતું.[૪૩૬] વીરધવલ વાઘેલો ગુજરી ગયા પછી વીસલદેવને અમાત્યોએ સત્તા સોંપી ત્યારે મોટા વીરમે 'પ્રહ્લાદનપુર' આદિ પાંચ નગર માગ્યાં હતાં.[૪૩૭]

આ નગરનો 'પાલ્હણપુર' તરીકે ઉલ્લેખ સારંગદેવના અનાવડા ગામના ઈ. સ. ૧૨૯૨ ના અભિલેખમાં થયેલો જાણવામાં આવ્યો છે.[૪૩૮] 'પાલનપુર' અત્યારે બનાસકાંઠા જિલ્લાનું મુખ્ય મથક છે.

**પંચાસર :** પ્રબંધચિંતામણિમાં 'ગૂર્જર ભૂ'માં 'વઢીયાર' નામના દેશમાં આવેલા 'પંચાસરગ્રામ'માંથી શીલગુણસૂરિ નામના જૈનાચાર્ય પસાર થતાં એમણે બાળક વનરાજ ચાવડાને જોયો એ કથાનક આવે છે.[૪૩૯] પચાસ વર્ષે જ્યારે વનરાજે અણહિલ્લપુર વસાવી ત્યાં પોતાનો અભિષેક સં. ૮૦૨ માં કર્યો ત્યારે એણે 'પંચાસરગ્રામ'માંથી શીલગુણસૂરિને ભક્તિભાવપૂર્વક બોલાવ્યા અને સિંહાસન ઉપર બેસાડી પ્રાપ્ત કરેલું સમગ્ર રાજ્ય એમને ચરણે ધર્યું. ત્યાંથી ગુરુની આજ્ઞાથી 'પંચાસરા પાર્શ્વનાથ'ને પધરાવી એનું દેરાસર અને કંટકેશ્વરી મંદિર બંધાવ્યાં. પ્રભાવકચરિતકારે 'પંચાસર'ની જગ્યાએ 'પંચાશ્રય' શબ્દનો પ્રયોગ કરી અને શીલગુણસૂરિને બદલે દેવચંદ્રસૂરિનો ઉલ્લેખ કરી વનરાજે ગુરુ તરફની કૃતજ્ઞતા બતાવવા ત્યાં 'વનરાજવિહાર'ની રચના કરાવી એમ નોંધ્યું છે.[૪૪૦] રત્નમાળમાં વનરાજનો પિતા જયશિખરી એના સોળ સામંતો સાથે 'પંચાસર'માં રાજ્ય કરતો હોવાનું કહ્યું છે.[૪૪૧] આ પંચાસર મહેસાણા જિલ્લાના ચાણસ્મા તાલુકામાં, ચાણસ્માથી દક્ષિણે ૧૩ કિ. મી. (આઠ માઈલ) ઉપર, સામાન્ય નાના નગરના રૂપમાં બચી રહ્યું છે.

**અણહિલ્લપાટક :** 'અણહિલ્લપાટક'નો સૌથી પહેલો આભિલેખિક ઉલ્લેખ મળ્યો હોય તો એ ત્યાં સોલંકીવંશની સત્તાનો આરંભ કરનાર મૂલરાજના ઈ.સ. ૯૮૭ના દાનશાસનમાંનો છે.[૪૪૨] આ નગરની સ્થાપના વનરાજે કરી હતી એવું અનેક અનુકાલીન ઉલ્લેખો પરથી જાણવા મળે છે; પોતાના અભિષેક માટે રાજધાની વસાવવાની ઇચ્છાએ વીરભૂમિને તપાસતા વનરાજને પીપલુલાતડાગની પાળ ઉપર સુખે બેઠેલા ભરવાડ સાખડ-સુત અણહિલ્લે પૂછ્યું : "શું જોઈ રહ્યા છો ?" પ્રધાનોએ "નગર વસાવવા યોગ્ય વીરભૂમિ જોઈએ છીએ" એવો જવાબ આપતાં "એ નગરને જો મારું નામ આપો તો એવી જમીન બતાવું" એવું એ ભરવાડે કહી જ્યાં સસલો કૂતરાને હંફાવી રહ્યો હતો તેવી જમીન બતાવી. એ જમીન ઉપર વનરાજે 'અણહિલ્લપુર' નામનું નગર વસાવ્યું. વિ.સં. ૮૦૨ માં ત્યાં ધવલગૃહ બનાવરાવી પોતાનો રાજ્યાભિષેક સાધ્યો. પંચાસરથી ગુરુ-શીલગુણસૂરિને તેડાવ્યા અને ધવલગૃહમાં પોતાના સિંહાસન ઉપર બેસાડી રાજ્ય ગુરુને અર્પણ કરી દીધું. ગુરુએ એ પાછું આપ્યું અને વનરાજે "પંચાસરા" નામના શ્રીપાર્શ્વનાથનું દેરાસર ત્યાં બંધાવડાવ્યું.'[૪૪૩] વિવિધતીર્થકલ્પમાં જણાવ્યા પ્રમાણે વિ. સં. ૮૦૨ માં ચાઉક્કડ (સં. चापोत्कट) વંશના વનરાજે અણહિલ્લ ગોવાળે પરિક્ષિપ્ત કરેલા પ્રદેશમાં-"લખ્ખારામ" નામના સ્થળ ઉપર "પટ્ટણ" વસાવ્યું, અને ત્યાં વનરાજ-યોગરાજ-ક્ષેમરાજ-ભૂઅડ-વૈરસિંહ-રત્નાદિત્ય અને સામંતસિંહ એટલા રાજાઓએ રાજ્ય કર્યા પછી ચૌલુક્યવંશ સમારૂઢ થયો.[૪૪૪] ચાવડાઓના કોઈપણ પ્રકારના સમકાલીન ઉલ્લેખ પ્રાપ્ત થયા નથી, મળે છે તે ૧૨મી સદીથી શરૂ થાય છે.[૪૪૫] પાટણની વનરાજની મૂર્તિ અને ઉમામહેશ્વરની મૂર્તિ પરના અભિલેખોમાં સં. ૮૦૨ સૂચિત છે, પણ લિપિ એટલા સમયની જૂની નથી.[૪૪૬]

મૈત્રકોના અભિલેખોમાં જેમ 'વલભીપુર'નો ઉલ્લેખ અનેક દાનશાસનોમાં થયેલો છે તે પ્રમાણે 'અણહિલ્લપાટક' 'અણહિલ્લપુર' 'પત્તન' 'શ્રીપત્તન' એ રીતે સોલંકી-વાઘેલા કાલના અભિલેખોમાં, ગ્રંથોમાં-પ્રબંધોમાં સંખ્યાબંધ સ્થળોએ થયેલો છે. આ કાલનો પ્રાપ્ત છેલ્લો ઉલ્લેખ માંગરોળ-સોરઠની જુમા મસ્જિદના સ્તંભનો ઈ. સ. ૧૩૦૦ લગભગનો જ કહી શકાય, જેમાં 'અણહિલ્લપત્તનાધિષ્ઠિત [અભિનવ] શ્રી કર્ણદેવનું કલ્યાણવિજયરાજ્ય' હોવાનું પ્રાપ્ત થાય છે.[૪૪૭]

ધ્યાનમાં લેવા જેવું તો એ છે કે આજે પાટણ જે ભૂભાગ ઉપર પથરાયેલું પડ્યું છે તેના કોટની પશ્ચિમ દિશાએ ૩૦૦-૪૦૦ મીટરના અંતરે અણહિલપુરના

નગર-તળનો આરંભ થાય છે, જે સહસ્રલિંગ સરની સમાંતર પૂર્વ-પશ્ચિમ પથરાયેલું પડયું હતું. અત્યારે આ વિસ્તારના એક નાના ભાગમાં 'અણહિલ્લપાટક'ની સ્મૃતિ જાળવી રાખતું નાનું 'અનાવડા' ગામ બચ્યું છે. આ. હેમચંદ્રની જ્ઞાનશાળા એ નગરના દક્ષિણ ભાગે હતી, જ્યાં આજે કોઈ મકરબાનું સ્થાન છે. નગરનો પૂર્વ ભાગ માતાના મંદિરવાળો ઠીક ઠીક સચવાયેલો છે. રાણીની વાવ ઈશાન ખૂણાની વસાહતોનો ખ્યાલ આપે છે. પ્રબંધચિંતામણિએ ભીમદેવ ૧ લા ની રાણી ઉદયમતીએ શ્રીપત્તનમાં સહસ્રલિંગ સરોવરથી પણ ચડિયાતી નવી વાવ કરાવ્યાનું નોંધ્યું છે[૪૪૮] તે આ વાવ. સિદ્ધરાજે સહસ્રલિંગ સરોવર સરસ્વતીનો પ્રવાહવાળી લઈ તૈયાર કરાવડાવેલું એ વિશે શ્રીપાલ કવિએ પ્રશસ્તિ રચેલી તે ત્યાં પથ્થર ઉપર અંકિત કરવામાં આવેલી, આ પ્રશસ્તિનું શોધન આ. હેમચંદ્રે શિષ્ય રામચંદ્રને સોંપેલું.[૪૪૯] અણહિલ્લપુરને એની ઉત્તર બાજુએ આ સરોવર મોટા વિસ્તારમાં અનેક નાનાં મોટાં શિવાલયો વગેરેથી પ્રબળ શોભા આપનારું હતું.

અણહિલ્લપુરની ઉત્તર બાજુની દીવાલના અવશેષ આજે જોવા મળતા નથી, પરંતુ દક્ષિણ બાજુની પૂર્વ-પશ્ચિમગામિની દીવાલના ભગ્નાવશેષ સીધી લીટીએ લાંબે સુધી જોવા મળે છે.

આજના પાટણનું ભૂમિતળ મુસ્લિમ સત્તાના સ્થાપનથી આબાદ થયું હતું. અત્યારે આ નગર મહેસાણા જિલ્લાના પાટણ તાલુકાનું વડું મથક છે.

**શ્રીસ્થલ** : પિંડનિર્યુક્તિ પરની મલયગિરિની ટીકામાં એક 'શ્રીસ્થલક' નામના નગરનો નિર્દેશ છે, જ્યાં ભાનુ નામનો રાજા હતો. એના મોદકપ્રિય કુમાર સુરૂપને વૈરાગ્ય થતાં સમ્યગ્જ્ઞાન-દર્શન-ચારિત્ર્ય સાંપડયાં હતાં અને એ કેવલજ્ઞાન પામ્યો હતો.[૪૫૧] ઉતર ગુજરાતનું સિદ્ધપુર 'શ્રીસ્થલ' તરીકે પણ જાણીતું છે. સોલંકી વંશના સ્થાપક મૂલરાજના ઈ. સ. ૯૮૭ ના દાનશાસનમાં સરસ્વતી નદી અને રુદ્ર-મહાલય(રુદ્રમાળ)ના સંદર્ભ સાથેનો ઉલ્લેખ થયો છે.[૪૫૨] 'શ્રીસ્થલક' સિદ્ધપુર હોવાનું નિઃશક છે, પરંતુ ધર્મારણ્યમાહાત્મ્યમાં જે 'શ્રીક્ષેત્ર' છે તે આજના અમદાવાદના નજીકના 'સરખેજ' માટે પ્રયુક્ત થયું લાગે છે.[૪૫૩] પ્રભાવકચરિતમાંના 'વિજયસિંહસૂરિચરિત'માં જિતશત્રુ રાજા 'પ્રતિષ્ઠાન'નગરથી નીકળી 'સિદ્ધપુર'માં થોડો સમય રોકાઈ કોરિંટકા નામના નગરમાં ગયો. એમ કહ્યું છે તે આ જ 'સિદ્ધપુર' છે એમ કહેવું મુશ્કેલ છે;[૪૫૪] પ્રબંધચિંતામણિમાં સિદ્ધરાજે રુદ્રમહાકાલપ્રાસાદ કરવાનો ઉપક્રમ કર્યો છે તે

સ્થાન ત્યાં 'સિદ્ધપુર' જ કહ્યું છે.[૪૫૫] પુરાતનપ્રબંધસંગ્રહમાં સિદ્ધરાજે દેવસૂરિના વચનથી સિદ્ધપુરમાં ચાર કમાડવાળું ચૈત્ય કરાવ્યું કહ્યું છે; ત્યાં આ. હેમચંદ્ર તથા રાજા કુમારપાલ 'સિદ્ધપુર' ગયાનું નોંધાયું છે.[૪૫૬] પ્રબંધકોશે પણ આ. હેમચંદ્ર 'સિદ્ધપુર' ગયાનું કહ્યું છે.[૪૫૭]

આ સ્થાનનું પૂર્વે 'શ્રીસ્થલ' નામ હોય, જે મૂલરાજના સમયમાં પણ ચાલુ હોય; ને પછી સિદ્ધરાજ જયસિંહના સમયમાં એ 'સિદ્ધપુર' તરીકે વ્યાપક બન્યું હોય એમ કહી શકાય. આજે આ મહેસાણા જિલ્લાના સિદ્ધપુર તાલુકાનું વડું મથક અને યાત્રાનું એક મહત્ત્વનું સ્થાન છે.

**ઉમાપુર-ઊંઝા :** સ્કંદપુરાણના નાગરખંડની એક પાદટીપમાં હાટકેશ્વર-ક્ષેત્રમાં 'ઉમાપુર' સૂચવાયું છે.[૪૫૮] એ મહેસાણા જિલ્લાના સિદ્ધપુર તાલુકાના 'ઊંઝા'નું સંસ્કૃતીકરણ પામેલું રૂપ છે. આનંદપુરના બ્રાહ્મણને મૈત્રકવંશના શીલાદિત્ય ૫ માના ઈ.સ. ૭૨૨ આસપાસના વડનગર-દાનશાસનમાં[૪૫૯] લાટ વિષયમાં આવેલા 'ઉચ્ચાનગર-પ્રત્યર્ધ'માં પિપ્પલાવી ગામ આપ્યાનું નોંધાયું છે,[૪૬૦] તે 'આનંદપુર'-વડનગર અને 'પિપ્પલાવી'-પિપળાવને સાહચર્યે સ્પષ્ટ રીતે ઊંઝા જ છે. મોડાના અજયપાલ સોલંકીનો ઈ.સ. ૧૧૭૫ નો શિલાલેખ ઊંઝાનો મળ્યો છે તેમાં 'ઉંઝાગ્રામ'માં શ્રીકાલરવાભિદેવની પંચોપચાર પૂજા કરી કોઈ કુમરસિંધે દાનવિતરણ કર્યાનું કહ્યું છે.[૪૬૧] સોલંકી ત્રિભુવનપાલના ઈ.સ. ૧૨૪૩ ના દાનશાસનમાં પણ ચતુઃસીમામાં 'ઉંઝા' ગ્રામ નોંધાયેલું છે.[૪૬૨] ગિરનારના નેમિનાથના મંદિરના ઈ.સ. ૧૨૭૭ ના અભિલેખમાં 'ઉચ્ચાપુરી'ના નિવાસી શ્રેષ્ઠી વિશે ઉલ્લેખ થયો છે તે આ નગરીનો સમજાય છે.[૪૬૨અ] ગ્રંથસ્થ સાહિત્યમાં પ્રબંધચિંતામણિમાં[૪૬૩] જણાવ્યું છે કે સિદ્ધરાજ જયસિંહ માળવા ઉપર વિજય મેળવી પાછો ફર્યો ત્યારે 'ઉંઝાગ્રામ'માં એણે છાવણી નાખી વાસ કર્યો હતો અને ત્યાં રાત્રિચર્યામાં એક ગ્રામણી પાસેથી મહારાષ્ટ્રના રાજાના અને પોતાના ગુણદોષ પૂછીને જાણ્યા હતા. પ્રબંધચિંતામણિની એક પ્રતમાં[૪૬૪] કુમારપાલે પ્રાણીઓને અભયદાન વગેરે આપ્યાં તેઓમાં કર્ણાટ, ગૂર્જર, લાટ, સૌરાષ્ટ્ર, કચ્છ-સૈંધવ, ઉચ્ચા, ભંભેરી, મારવ, માલવ, કોંકણ વગેરેનો નિર્દેશ કર્યો છે તેમાં 'ઉચ્ચા' એ આ ઊંઝા નહિ, પણ સિંધુ દેશ નજીકનો કોઈ પ્રદેશ લાગે છે.

**આનર્તપુર-આનંદપુર :** સ્કંદપુરાણના ૬ ઠ્ઠા નાગરખંડમાં એક નામ 'આનંદપુર' નોંધાયેલું જોવા મળે છે;[૪૬૫] ફ્લીટના મતે એ ખેડા જિલ્લાનું

આણંદ અને બર્જેસના મતે સૌરાષ્ટ્રનું વળા-વલભીપુરની વાયવ્યે ૮૦ કિ. મી. (૫૦ માઈલ) ઉપરનું આનંદપુર છે, પરંતુ સ્ટિવન્સન, વિવિયેન દ. સેંટ–માર્ટેન, બ્યૂલર અને રામકૃષ્ણ ગો. ભાંડારકરને મતે એ વડનગર જ છે.[૪૬૬] બૉમ્બે ગેઝેટિયરનો પણ આવો જ મત છે; એ એને 'આર્નતપુર' ઉપરથી ઉપજાવેલું કહે છે.[૪૬૭] મૈત્રકોનાં દાનશાસનોમાં ધ્રુવસેન ૧ લાના ઈ. સ. ૫૪૪ ના દાનશાસનમાં, ધરસેન ૨ જાના ઈ. સ. ૫૮૯ ના દાનશાસનમાં, શીલાદિત્ય ૧ લા ઉર્ફે ધર્માદિત્યના ઈ. સ. ૬૦૫ ના દાનશાસનમાં, અને ધરસેન ૪ થાના ઈ. સ. ૬૪૮ ના દાનશાસનમાં 'આનર્તપુર' મળે છે.[૪૬૮] આ છેલ્લા દાનશાસનના પ્રતિગ્રહીતા કેશવપુત્ર નારાયણને 'આનર્તપુરવિનિર્ગત' અને 'આનર્તપુરચાતુર્વિદ્યસામાન્ય–શર્કરાક્ષિસગોત્ર' કહ્યો છે, એ જ બ્રાહ્મણને ખરગ્રહ ૨ જાના ઈ. સ. ૬૫૬ ના દાનશાસનમાં 'આનંદપુરવિનિર્ગત' અને 'આનંદપુરચાતુર્વિદ્યસામાન્ય-શર્કરાક્ષિસગોત્ર' કહ્યો છે.[૪૬૯] એની પછીનાં દાનશાસનોમાં 'આનર્તપુર'ને બદલે 'આનંદપુર' જોવા મળે છે. ધરસેન ૪ થાના સમય સુધી વડનગર 'આર્નતપુર' તરીકે જાણીતું એ માટે હોઈ શકે કે ઉત્તર ગુજરાતના પ્રદેશને જૂના સમયમાં 'આનર્ત' કહેવામાં આવતો હતો; વડનગર એનું પાટનગર કે મુખ્ય નગર હોઈ એ 'આનર્તપુર' કહેવાવાને પાત્ર બન્યું કે જેવું મહાભારતના સમયમાં અનુશ્રુતિઓમાં 'આનર્ત'ની રાજધાની તરીકે 'દ્વારવતી–દ્વારકા' નિર્દિષ્ટ હોઈ એને માટે 'આનર્તનગર'- 'આનર્તપુરી' પ્રચારમાં હતાં.[૪૭૦] યુઅન શ્વાંગના જણાવ્યા પ્રમાણે વલભીથી વાયવ્ય(? ઈશાન)માં જતાં ૭૦૦ લી ઉપર A–nan–t'o–pu–lo (આનંદપુર) નગર હતું; એના સમયમાં એનો કોઈ રાજા નહોતો.[૪૭૧] મૈત્રકોનાં દાનશાસનોમાં સંખ્યાબંધ દાન आनन्दपुरविनिर्गत તથા आनन्दपुरवास्तव्य બ્રાહ્મણોને આપવામાં આવ્યાં નિર્દેશાયાં છે, જે બ્રાહ્મણો પ્રાય: વડનગરની નાગર જ્ઞાતિના પૂર્વજ હતા. આ નગરમાં દીર્ઘ કાલ સુધી વિદ્વાન બ્રાહ્મણોની પરંપરા હતી. યજુર્વેદ-ભાષ્યકાર ઉવ્વટ આનંદપુરનો હતો.[૪૭૨] સ્કંદપુરાણના નાગરખંડની એક અનુશ્રુતિનો આધાર લઈ બૉમ્બે ગેઝેટિયરે આ નગરનાં સત્યયુગમાં 'ચમત્કારપુર', ત્રેતામાં 'આનર્તપુર', દ્વાપરમાં 'આનંદપુર' અને કલિયુગમાં 'વૃદ્ધનગર' એવાં નામ હોવાનું નોંધ્યું છે,[૪૭૨અ] પરંતુ આ સર્વાંશે પુરવાર થઈ શકે એમ નથી. એટલું ખરું કે વંથળી-સોરઠના ઈ. સ. ૧૨૯૦ ના એક અભિલેખમાં[૪૭૩] 'ચમત્કારપુર'ના બ્રાહ્મણનો નિર્દેશ થયેલો છે. વ્યાપક નામ તો 'આનંદપુર' અને પછી 'વૃદ્ધનગર–વડનગર' કરી શકાય. સોલંકી રાજા કર્ણદેવ ૧ લાના ઈ. સ. ૧૦૯૨ ના દાનશાસનમાં આનંદપુરને લગતા ૧૨૬ ગામોના જૂથનો ઉલ્લેખ આવે

છે,[૪૭૪] પરંતુ સોલંકીરાજ કુમારપાલના સમયની ઈ.સ. ૧૧૫૨ ની વડનગરપ્રશસ્તિમાં 'આનંદપુર' ઉપરાંત 'નગર' નામ પણ અપાયું છે.[૪૭૫] વીસલદેવના માનીતા કવિ નાનાકની પ્રશસ્તિ નં. ૧ માં 'નગર'નો અને નં. ૨ (ઈ.સ. ૧૨૭૧–૭૨)માં એને માટે 'આનંદપુર'નો નિર્દેશ છે.[૪૭૬]

પરમાર સીયક ૨ જાનાં ઈ. સ. ૯૪૯ નાં દાનપત્રોમાં આનંદપુરીય નાગર પ્રતિગ્રહીતાઓનો ઉલ્લેખ છે.[૪૭૭] નાગરખંડમાં પણ આ નગરનો માત્ર 'નગર' તરીકે પણ નિર્દેશ થયેલો છે.[૪૭૮] વળી ત્યાં આ નગરને 'સ્કંદપુર' અને સાથોસાથ 'ચમત્કારપુર' પણ, સ્કંદ–કાર્તિકેયની કથા સાથે જોડી, કહેવામાં આવ્યું છે.[૪૭૯] કારણ તદ્દન સ્પષ્ટ છે: વડનગરમાંના વિશાળ તળાવના ઉત્તર કાંઠે એક અખંડ અને બીજું ભગ્ન દશામાં એમ બે, સ્થાપત્યના નમૂનારૂપ, તોરણ સચવાઈ રહ્યાં છે તેઓમાં મથાળે કેંદ્રમાં કાર્તિકેયની મૂર્તિઓ છે, એ ઉપરથી પૌરાણિક અનુશ્રુતિમાં 'સ્કંદ'( કાર્તિકેય )નો સંબંધ જોડવામાં આવ્યો લાગે છે. નાગરખંડ પ્રાચીન નથી, પણ રમણલાલ ના. મહેતાના સૂચવ્યા પ્રમાણે એ ખંડ ૧૬ મી–૧૭ મી સદીથી જૂની રચના નથી,[૪૮૦] એટલે આવી અનુશ્રુતિને ઊભી થવામાં સરળતા સહજ છે. જૈન નિર્દેશો પ્રમાણે જમીનમાર્ગે એ વેપારનું મોટું મથક હોવાને કારણે 'સ્થલપત્તન' કહેવાતું હતું.[૪૮૧] બૃહત્કલ્પસૂત્રના ટીકાકાર ક્ષેમકીર્તિએ એને ઈંટોનો કોટ હોવાનું નોંધ્યું છે.[૪૮૨] આનંદનગરનું એક નામ 'અર્કસ્થલી' પણ હતું, તો એને અન્યત્ર 'કાલનગર' પણ કહેવામાં આવતું હતું.[૪૮૩] આ આજનું વડનગર મહેસાણા જિલ્લાના ખેરાળુ તાલુકામાં આવેલું હાટકેશ્વર–તીર્થ છે.

**ગંભૂતા :** આનો જાણવામાં આવેલો જૂનામાં જૂનો આભિલેખિક ઉલ્લેખ મૂલરાજ ૨ જાના ઈ. સ. ૧૧૭૬ ના દાનશાસનનો છે,[૪૮૪] જેમાં 'ગંભૂતાપથક' તરીકે દેશ–વિભાગ લેખે સૂચિત થયો છે. આપવામાં આવેલી જમીન ધરાવતાં ગામ આ વિષયનાં કહ્યાં છે. એ પછીનો ઉલ્લેખ શ્રીમજ્જયંતસિંહ યાને અભિનવ સિદ્ધરાજના ઈ. સ. ૧૨૨૪ ના દાનશાસનમાં છે, જેમાં 'વર્દ્ધિપથક' અને 'ગંભૂતા-પથક' સાથેલગા અપાયા છે.[૪૮૪અ] આનાથી પૂર્વનો સાહિત્યિક ઉલ્લેખ હરિભદ્ર-સૂરિના નેમિનાથચરિઉની પ્રશસ્તિમાંનો ઈ. સ. ૧૧૬૦ નો છે, જેમાં વિમલ મંત્રીના પૂર્વજો નિર્ધનતાને કારણે શ્રીમાલનગર છોડી 'ગંભૂતા'માં આવી વસ્યા કહ્યા છે. હરિભદ્રસૂરિનાં ચંદ્રપ્રભચરિત (ઈ. સ. ૧૧૬૭) અને મલ્લિનાથચરિતની પ્રશસ્તિ-ઓમાં પણ એણે આ વાત નોંધી છે.[૪૮૫] આ 'ગંભૂતા' એ આજનું 'ગાંભુ'

છે અને એ મહેસાણા જિલ્લાના ચાણસ્મા તાલુકામાં મોઢેરાથી ઈશાન ખૂણે છએક કિ. મી. (ચારેક માઈલ) ઉપર આવેલું છે.

**મોઢેરક :** સોલંકી રાજા ભીમદેવ ૧ લાના સમયના સૂર્યમંદિરના ભગ્નાવશેષ જ્યાં નજીકમાં સચવાયેલા છે તે, ઉત્તર ગુજરાતનું મોઢેશ્વરી માતાનું તેમ મોઢ બ્રાહ્મણો અને વણિકોનું આદ્ય સ્થાન, 'મોઢેરક' સૂત્રકૃતાંગસૂત્રની શીલાંકદેવ-(ઈ.સ. ૮ મી સદી)ની વૃત્તિમાં નોંધાયેલું છે.[૪૮૬] આ સૂત્રની આ સમયથી વધુ જૂની પ્રાકૃત વૃત્તિમાં પણ 'મોઢેરગ' તરીકે ઉલ્લિખિત થયેલું છે. સ્કંદપુરાણના ધર્મારણ્યખંડનું 'મોહેરક' તે આ જ છે.[૪૮૭] ત્યાં એનું રોચક વર્ણન આપવામાં આવ્યું છે. મોઢ બ્રાહ્મણો અને વણિકોનું એ મૂળ વતન મનાય છે. 'મોઢેરક' વડું મથક હોય તેવા 'મોઢેરકીય–અર્ધાષ્ટમ' પ્રકારના પરગણાનો ઉલ્લેખ સોલંકીવંશના સ્થાપક મૂલરાજના ઈ.સ. ૯૮૭ ના દાનશાસનમાં થયેલો છે.[૪૮૮] જૈન સાધનોમાં પ્રબંધોમાં 'મોઢેરક' વિશે નિર્દેશો મળી આવે છે. પ્રભાવકચરિતના 'બપ્પભટ્ટિસૂરિચરિત'માં 'મોઢેર'માં સિદ્ધસેનસૂરિ મહાવીરસ્વામીને પ્રણામ કરવા ગયાનું અને બપ્પભટ્ટિ એમનાં દર્શને ત્યાં ગયાનું જણાવ્યું છે.[૪૮૯] વિવિધતીર્થકલ્પ 'મોઢેરઅ'માં વીરસ્વામીનું દેરાસર હોવાનું એ સ્થળે કહે છે.[૪૯૦] પુરાતનપ્રબંધસંગ્રહમાં વલભીભંગના પ્રસંગે, વલભીની નગરદેવતાએ વર્ધમાનસૂરિને કહેલું કે ભિક્ષા માગતાં દૂધનું લોહી થઈ જશે; જ્યાં લોહીનું દૂધ થઈ જાય ત્યાં જઈ રહેવું; અને એ રીતે 'મોઢેરપુર'માં લોહીનું દૂધ થઈ ગયું હતું, એવી અનુશ્રુતિ નોંધવામાં આવી છે.[૪૯૧] પ્રબંધ-કોશમાં પ્રભાવકચરિતનો પ્રસંગ કહ્યો છે તેમાં, બપ્પભટ્ટસૂરિના જ ચરિતમાં એના બે ગુરુભાઈ ગોવિંદાચાર્ય અને નન્નસૂરિનો નિવાસ 'મોઢેરક'માં હતો અને ભોજે ગોપગિરિદુર્ગથી એ બંને ઉપર પત્ર લખ્યો તે સંદર્ભમાં 'મોઢેર–મોઢેરક'નો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.[૪૯૨] આ આજનું 'મોઢેરા' છે, જે મહેસાણા જિલ્લાના ચાણસ્મા તાલુકામાં 'મૂઢેરા' તરીકે ઓળખાય છે.

**શંખેશ્વર :** પુરાતનપ્રબંધસંગ્રહમાં 'વનરાજવૃત્ત'માં કહ્યું છે કે પંચાસર ગામમાં એક વાર શીલગુણસૂરિએ વણની છાયામાં સુલક્ષણા બાળકને જોઈ પોતાના ચૈત્યમાં સ્થાન આપ્યું. કેટલીક વાર અટકાવ્યા છતાં પણ છોકરો ઉંદર માર્યા કરતો તેથી ગુરુએ કાઢી મૂક્યો; એ બીજા બે સાથીઓ સાથે 'શંખેશ્વર' અને 'પંચાસર' વચ્ચે ચોકી કરતો; વગેરે.[૪૯૩] બીજે સ્થળે વસ્તુપાલના અવસાન પછી શ્રીવર્ધમાનસૂરિએ શ્રીશંખેશ્વર પાર્શ્વનાથની અગડ લીધી કે તપ પૂરું કર્યા પછી દર્શન કરવાં. વ્રત સંપૂર્ણ થતાં તેઓ નીકળ્યા અને માર્ગમાં

વૃક્ષ તળે નમસ્કાર કરી અનશનથી મુક્ત થયા; શંખેશ્વરમાં 'અધિષ્ઠાયક' થયા; વગેરે. ૪૯૪ પ્રબંધકોશમાં એ જ વાત પ્રક્ષિપ્ત સ્વરૂપમાં અપાઈ છે.૪૯૫ વિવિધ-તીર્થકલ્પમાં તો 'શંખપુર-પાર્શ્વકલ્પ' નીચે ગામનું નામ 'શંખપુર' કહ્યું છે : રાજગૃહથી જરાસંધ શ્રીકૃષ્ણની સાથે યુદ્ધ ખેલવા પશ્ચિમ દેશમાં આવ્યો. શ્રીકૃષ્ણ પણ પૂરી સામગ્રી સાથે પોતાના દેશની સરહદે હાજર થયા. ત્યાં અરિષ્ટનેમિએ પાંચજન્ય શંખ પૂર્યો અને ત્યાં 'શંખેસર' ( शंखेश्वर ) નામનું નગર વસાવ્યું......ક્રમે જરાસંધનો પરાજય થયો, લોહાસુર-ગયાસુર-બાણાસુર વગેરે પણ હાર્યા. અહીં ધરણીંદ્ર અને પદ્માવતીના સાંનિધ્યથી બધાં વિઘ્ન હરી લેનારી પાર્શ્વનાથની પ્રતિમા પ્રગટી અને ત્યાં 'સંખપુર'માં એની સ્થાપના કરવામાં આવી. એ મૂર્તિ કાલાંતરે ગુપ્ત થઈ ગઈ અને પછી ક્રમે શંખકૂપમાં પ્રગટ થઈ, જેની અત્યારે શ્રીસંઘ સૌ પૂજા અર્ચના કરે છે. આ રીતે પાર્શ્વનાથના તીર્થસ્થાન તરીકે આ નગરની અનુશ્રુતિ નોંધાયેલી છે.૪૯૬ આ પૂર્વે 'પાર્શ્વનાથકલ્પ'માં પણ 'સંખઉર' (शंखपुर)માં પાર્શ્વનાથનું બિંબ હોવાનું કહ્યું છે.૪૯૭ એક સ્થળે 'શંખેસર પાસનાહ'( शंखेश्वर पार्श्वनाथ )નું માહાત્મ્ય પણ કહેવામાં આવ્યું છે.૪૯૮ બીજે સ્થળે પાર્શ્વનાથનાં અનેક સ્થાન ગણાવતાં 'શંખેસર' પણ એક કહ્યું છે.૪૯૯ ૮૪ તીર્થ ગણાવ્યાં છે ત્યાં 'शंख-जिनालय' એટલો જ નિર્દેશ છે, જ્યાં નેમિનાથજી હોવાનું કહ્યું છે.૫૦૦ આ શંખેશ્વર અત્યારે મહેસાણા જિલ્લાના સમી તાલુકામાં આવેલું છે.

**હારીજ** : વલભીભંગ થતાં વલભીમાંનાં તીર્થંકરોનાં બિંબ લઈ જવામાં આવ્યાં ત્યારે પૂનમને દિવસે રથયાત્રામાં શ્રીમહાવીર શ્રીમાલપુર, યુગાદિદેવ કાસદ્રહ, શ્રીપાર્શ્વનાથ હારીજ અને વલભીનાથ શ્રીશત્રુંજયમાં આવ્યા, એવું પુરાતનપ્રબંધસંગ્રહમાં જણાવ્યું છે.૫૦૧ બીજા કોઈ પણ પ્રબંધ વગેરેમાં શ્રીપાર્શ્વનાથ હારીજ ગયાનું સૂચવાયું મળ્યું નથી. આ હારીજ અત્યારે મહેસાણા જિલ્લાના હારીજ મહાલનું વડું મથક છે અને મહેસાણાથી પશ્ચિમે ૬૭ કિ. મી. (૪૨ માઈલ) ઉપર આવેલું છે.

**કડી** : પુરાતનપ્રબંધસંગ્રહમાં કુમારપાલે પોતાનું મહત્ત્વ સિદ્ધ કરવા 'કડી'ના તલારક્ષ(કોટવાળ)ને બોલાવી એને છેક 'રાણક' સુધીની પદવી આપી ક્ષીણતેજ કર્યો, જેને કારણે એ તલારક્ષ મરણ પામ્યો, એવી એક કહાણી નોંધી છે.૫૦૨ કડી અને આસપાસના પ્રદેશમાંથી ઘણાં તામ્રપત્ર મળ્યાં છે, પણ એમાંના એકમાં પણ 'કડી'નો ઉલ્લેખ મળતો નથી. ગાયકવાડીમાં પ્રાંતના

મુખ્ય મથક તરીકે જાણીતું આ કડી અત્યારે મહેસાણા જિલ્લાના કડી તાલુકાનું મુખ્ય મથક છે અને મહેસાણાથી દક્ષિણ-પશ્ચિમે પર કિ.મી. (૩૩ માઈલ) ઉપર આવેલું છે.

**મહિસાણા :** આનો ઉલ્લેખ સોલંકી ભીમદેવ ૨ જાના ઈ. સ. ૧૨૦૦ ના દાનશાસનમાં થયેલો છે, જેમાં 'મહિસાણા' ગામના આનલેશ્વરદેવના દેવાલયનો ઉલ્લેખ થયેલો છે.[૫૦૩] આ 'મહિસાણા' તે આજના મહેસાણા જિલ્લાનું વડું મથક મહેસાણા છે. 'દંડાહીપથક'ના લોકોને ઉદ્દેશી આજ્ઞા કરેલી હોઈ એ સમયે એ 'દંડાહીપથક'માં હતું.[૫૦૪] ત્રિભુવનપાલના ઈ. સ. ૧૨૪૩ ના દાનશાસનમાં 'દંડાહીવિષય'નો નિર્દેશ છે, અને ઉત્તરે છેક ઊંઝા સુધી એની સીમા હોવાનું એ દાનશાસનથી સમજાય છે.[૫૦૫] પ્રબંધચિંતામણિમાંનો દુકાળ પ્રસંગે બતાવેલો 'દંડાહીદેશ' તે આ જ છે.[૫૦૬]

**હર્ષપુર :** રાષ્ટ્રકૂટવંશના કૃષ્ણ ૨ જાના સમયના ઈ.સ. ૯૧૦-૧૧ ના દાનશાસનમાં એનો મહાસામંત પ્રચંડ જે દાન આપે છે તેમાં श्रीहर्षपुरार्द्धाष्टमशत' (હર્ષપુર-૭૫૦) એવો એક પેટાવિભાગ કહ્યો છે.[૫૦૬અ] પરમાર સીયકનાં દાનપત્ર 'હરસોલ'માંથી મળી આવ્યાં છે.[૫૦૭] આ નામ સં. हर्षपद्र (પ્રા. हरिसउल्ल) ઉપરથી આવ્યું છે. એ 'હર્ષપુર' પણ કહેવાતું અત્યારે એ સાબરકાંઠા જિલ્લાના પ્રાંતીજ તાલુકામાં અમદાવાદ-ધનસુરાના માર્ગમાં આવેલું છે.

**મોહડવાસક :** પરમાર સીયક ૨ જા (ધારાના 'મુંજ'ના પિતા)નાં સાબરકાંઠા-હરસોલમાંથી મળેલાં ઈ.સ. ૯૪૯ નાં બે દાનશાસનોમાં એની સત્તા 'મોહડવાસક-વિષય' ઉપર હોવાનું પ્રાપ્ત થાય છે.[૫૦૮]

વિવિધતીર્થકલ્પમાં 'મોહડવાસકમંડલ'માં ઈસરોડા વગેરે છપ્પન ગામ સિદ્ધસેન દિવાકરના ઉપદેશથી કુડંગેશ્વર ઋષભદેવને વિક્રમાદિત્યે અર્પણ કર્યાનું કહ્યું છે; 'ગોહ્રદમંડલ'નાં 'સાંબદ્રા' વગેરે એકાણુ ગામ પણ આપ્યાં હતાં.[૫૦૯] આ માત્ર અનુશ્રુત્યાત્મક વિગત કહી શકાય, પરંતુ એ સ્થળે આ પૂર્વે હમ્મીર યુવરાજ ઈ. સ. ૧૩૦૦ માં 'વગ્ગડદેશ' (ડુંગરપુર-વાંસવાડાનો 'વાગડ') અને 'મુહુડાસય' વગેરે નગરો ભાંગી 'આસાવલ્લી' પહોંચ્યો એ ઐતિહાસિક વિગત આપી છે.[૫૧૦] મોટા ભાગનાં મુસ્લિમ આક્રમણ એ બાજુથી ગુજરાતમાં ઊતરી આવ્યાં હતાં; આ મોડાસા અત્યારે સાબરકાંઠા જિલ્લાના મોડાસા તાલુકાનું

વડું મથક છે અને નડિયાદ–કપડવંજ–ધનસૂરા–શામળાજીના ધોરીમાર્ગ ઉપર ધનસૂરા અને શામળાજી વચ્ચે આવેલું સમૃદ્ધ નગર છે.

**અટ્ટાલજ-અટ્ટાલયાજ–અડાલય–અડાલયિજ-અડાલિજ-અડાલંજ :** આવી ભિન્ન ભિન્ન જોડણીથી એક જ ગામ સ્કંદપુરાણમાં જોવા મળે છે.[૫૧૧] સ્કંદપુરાણમાં મહીસાગર નજીકમાં એક 'અટ્ટાલજ' કહ્યું છે તે જુદું છે.[૫૧૨] 'અડાલય' એવું પ્રદેશનામ પણ મળે છે[૫૧૩] તે અ.જના ગાંધીનગર જિલ્લામાં અમદાવાદથી ઉત્તરે ૧૬ કિ. મી. (દસ માઈલ) ઉપર આવેલા અડાલજ ગામની આસપાસનો પ્રદેશ છે. ધર્મારણ્ય–માહાત્મ્યમાં જણાવ્યા પ્રમાણે ત્યાંના શૂદ્રોને રાજા કુમારપાલે કહ્યું કે રામેશ્વર જતા મોઢ બ્રાહ્મણોને વારો. એ શૂદ્રોમાંના જે જૈન થયેલા હતા તેઓ પેલા બ્રાહ્મણોને વારવા ગયેલા;[૫૧૪] ત્રણ હજાર ત્રૈવિદ્ય બ્રાહ્મણો હતા તેઓને વારવામાં સફળતા મળી હતી; વગેરે. આ નગર ધર્મારણ્યના એક તીર્થ તરીકે પણ સૂચવાયું છે;[૫૧૫] રામે વસાવેલાં અને મોઢ બ્રાહ્મણોને આપેલાં ગામોમાં આ ગામ નથી.

**સેરીસય-સેરીસક :** ગાંધીનગર જિલ્લામાં અડાલજની વાયવ્યે ૧૩ કિ. મી. (આઠ માઈલ) ઉપર 'સેરિસા' જૂનું જૈન તીર્થસ્થાન છે. વિવિધતીર્થકલ્પમાં 'સેરીસ-સેરીસય-સેરીસયપુર' તરીકે અપાયેલા એ નાના નગરમાં નવાંગવૃત્તિકાર અભયદેવસૂરિની શાખામાં થયેલા દેવેંદ્રસૂરિએ ચાર તીર્થંકરબિંબોની સ્થાપના કરી હતી અને ત્યાં આરાધના કરી હતી.[૫૧૬] ત્યાં મહાપ્રભાવી પાર્શ્વનાથ(નું દેરાસર) છે. પુરાતનપ્રબંધસંગ્રહમાં એ જ દેવેંદ્રસૂરિના સંદર્ભમાં 'સેરીસક' તીર્થનો ઉલ્લેખ થયેલો છે.[૫૧૭] બીજે સ્થળે એ કુષ્ઠી વિદ્વાન આચાર્યની 'સેરીસક'ની યાત્રા વિશે અનુશ્રુતિ નોંધવામાં આવી છે.[૫૧૮]

**મંડલી :** ઉત્તર ગુજરાતનું અમદાવાદ જિલ્લાના વીરમગામ તાલુકાનું વીરમગામથી રાધનપુરના રાજમાર્ગ ઉપરનું 'માંડલ'. એ પ્રથમ વાર સોલંકીરાજા મૂલરાજના ઈ. સ. ૯૮૭ ના દાનશાસનમાં જોવા મળે છે કે જ્યાંના શ્રીમૂલનાથદેવ મહાદેવને માટે ગ્રામદાન કરવાનું કહ્યું છે.[૫૧૯] મૂલરાજે મંડલીમાં 'મૂલેશ્વર'નો પ્રાસાદ કર્યો હોવાનું પ્રબંધચિંતામણિમાં પણ સૂચવાયું છે.[૫૨૦] ભીમદેવ ૨ જાના ઈ. સ. ૧૨૩૧ ના તેમજ ઈ. સ. ૧૨૪૦ ના દાનશાસનમાં મંડલીના શ્રીમૂલેશ્વરદેવના મઠના મઠપતિ વેદગર્ભરાશિને દાન આપવામાં આવ્યાં નોંધાયાં છે.[૫૨૧] આ પ્રદેશ 'વદ્ધિંપથક'નો કહ્યો છે. ત્રિભુવનપાલના ઈ. સ. ૧૨૪૩ ના તેમજ વીસલદેવના

ઈ. સ. ૧૨૭૧ ના દાનશાસનમાં પણ મંડલીમાંના મૂલેશ્વરદેવ વગેરે માટે દાન આપવામાં આવ્યાં કહ્યાં છે.[૫૨૨] વિવિધતીર્થકલ્પ અને પ્રબંધકોશ તો ગૂર્જર-ધરિત્રીના મંડનરૂપ 'મંડલીમહાનગરી'માં વસ્તુપાલ–તેજપાલ વગેરે રહ્યા હોવાનું નોંધે છે; બંનેમાં વિગત પણ અક્ષરશઃ મળતી આવે છે.[૫૨૩] સૌરાષ્ટ્રનું મહુવા નજીકનું 'મંડલી દ્રંગ'–આજનું માંડળ જુદું જ છે.[૫૨૪] કુમારપાલના ઈ. સ. ૧૧૪૫ આસપાસના ગાળાના શિલાલેખમાં 'માંડલી'વાસ્તવ્ય આચાર્ય ભાસ્કરના પુત્રે દાન આપ્યાનું લખ્યું છે;[૫૨૫] આ 'માંડલી' કયું એ સ્પષ્ટ થતું નથી.

**ઘૂસડી** (વીરમગામ): સોલંકી રાજા ભીમદેવ ૨ જાના ઈ. સ. ૧૨૩૮ ના દાનશાસનમાં 'ઘૂસડી' ગામનો ઉલ્લેખ થયેલો છે; ત્યાં લૂણપસાય(લવણપ્રસાદ વાઘેલા)ના પુત્ર વીરમે વીરમેશ્વર અને સુમલેશ્વરનાં મંદિર કરાવેલાં સૂચવાયાં છે.[૫૨૬] એ પછીના વર્ષમાં ૧ વર્ષ અને ૧૫ દિવસે કરી આપેલા એના જ દાન-શાસનમાં વીરમે કરાવેલાં એ બેઉ મંદિરોનો ઉલ્લેખ થયેલો છે.[૫૨૭] 'ઘૂસડી' સંજ્ઞા પાછળથી વિલુપ્ત થઈ ગઈ અને વીરમેશ્વર મહાદેવને કારણે 'વીરમગામ' નામ પ્રચારમાં આવી ગયું. વીરમગામનું એ મૂળ સ્થાન 'ઘૂસડી' એ સમયે 'વર્દ્ધિ-પથક'માં હોવાનું સમજાય છે, કેમકે આજ્ઞા વર્દ્ધિપથકના લોકોને ઉદ્દેશીને કરી છે;[૫૨૮] આ શરૂઆતમાં 'વિષય' હતો અને પછી 'પથક' તરીકે હતો. ઉ. ત. મૂલરાજ ૧ લા ના ઈ. સ. ૯૮૭ ના દાનશાસનમાં 'મંડલી' ('માંડલ')માંના શ્રીમૂલનાથદેવની પૂજા–અર્ચના માટે દાન આપ્યાનું લખ્યું છે તે 'મંડલી' 'વર્દ્ધિવિષય'માં આવેલું કહ્યું છે.[૫૨૯] 'પથક' તરીકે નિર્દેશ ઈ. સ. ૧૨૨૪ ના શ્રીમજ્જયંતસિંહ અથવા અભિનવ સિદ્ધરાજના દાનશાસનમાં થયો છે, જ્યાં એ પથકના અને 'ગંભૂતા('ગાંભુ')પથક'ના અધિકારીઓ જોગ શાસન કરવામાં આવ્યું છે.[૫૩૦] ભીમદેવ ૨ જાના ઈ. સ. ૧૨૩૧ ના દાનશાસનમાં પણ એનું શાસન 'વર્દ્ધિપથક' ઉપર હોવાનું જણાવ્યું છે; આપેલાં ગામો પણ એ પથકનાં જ છે.[૫૩૧] વાઘેલા રાજા વીસલદેવના સમયના ઈ. સ. ૧૨૬૧ ના દાનશાસનમાં એની સત્તા 'વર્દ્ધિ-પથક'માં હતી અને મહામંડલેશ્વર સામંતસિંહ 'મંડલી'માં રહી એ પથક ઉપર શાસન કરતો હતો એમ કહ્યું છે;[૫૩૨] નિર્દેશાયેલાં ગામ પણ આ ભાગનાં છે.

પ્રબંધોમાં આ પથક 'વઢીયાર' 'વડીયાર' તરીકે નોંધાયેલો છે; પ્રબંધ-ચિંતામણિમાં વનરાજનું ચરિત આપતાં 'પંચાશર' ગામને 'વઢીયાર' નામક દેશમાં કહેવામાં આવ્યું છે,[૫૩૩] તો પુરાતનપ્રબંધસંગ્રહમાં એ જ કથાનક ઉતારી દેશનામ 'વડીયાર' કહ્યું છે.[૫૩૪]

**આશાપલ્લી–કર્ણાવતી :** મૈત્રકવંશના ધરસેન ૨ જાના ઈ. સ. ૫૯૮ ના એક દાનશાસનનાં 'ખેટકાહાર'માં આવેલા 'બંડરિજિદ્રિપથક'માં આવેલું 'અશિલાપલ્લિકા ગ્રામ' દાનમાં આપ્યું હોવાનું લખ્યું છે.[૫૩૫] તે ખેડા જિલ્લાના જૂના 'બંડરિજિદ્રિપથક'[૫૩૬]–હાલના બારેજા ગામને કેંદ્રમાં રાખી એના પ્રદેશમાં આવેલું, આજના અમદાવાદ જિલ્લાના દસક્રોઈ તાલુકાનું, 'અસલાલી' ગામ છે.

આનાથી 'આશાપલ્લી' જુદું છે. અરબ લેખકો એનો 'આસાવલ' તરીકે ઉલ્લેખ ૧૧ મી સદીથી કરે છે.[૫૩૬અ] 'આશાપલ્લી'નો એક ઉલ્લેખ વીસલદેવ વાઘેલાના સમયના ઈ. સ. ૧૨૫૧ ના એક દાનશાસનમાં થયો છે.[૫૩૭] બીજો એક ગ્રંથપુષ્પિકામાંનો ઉલ્લેખ એવું કહે છે કે ઈ. સ. ૧૨૯૪ માં એક પ્રસંગે સારંગદેવની છાવણી 'આશાપલ્લી'માં હતી.[૫૩૮] પ્રબંધોમાં પણ એનો ઉલ્લેખ આવે છે. પ્રભાવકચરિતમાં જૈન શ્રેષ્ઠીઓએ અંગો અને એના ઉપરની વૃત્તિઓના ગ્રંથોની નકલો કરાવી એ સંબંધમાં જે નગરોનો ઉલ્લેખ આવે છે તેઓમાં 'આશાપલ્લી'નો પણ સમાવેશ થાય છે.[૫૩૯] 'આશાપલ્લી' યાને 'આસાવલ' એ આજના અમદાવાદનો રાયખડ–આસ્તોડિયા–જમાલપુરનો ભાગ અને રાયપુર-આસ્તોડિયા દરવાજાની બહારનો ભાગ, ઉપરાંત બહેરામપુરાનો ભાગ છે. પ્રબંધ–ચિંતામણિ એનું ઐતિહાસિક મહત્ત્વ આંકે છે.[૫૪૦] કર્ણદેવે બાલપુત્ર જયસિંહનો રાજ્યાભિષેક કર્યો (ઈ. સ. ૧૦૯૪) અને પોતે 'આશાપલ્લી'માં રહેતા એના શાસક આશા નામના ભીલ ઉપર ચડાઈ કરવા નીકળી પડ્યો. પાટણથી સીધો સાબરમતીના પશ્ચિમ કાંઠે ભૈરવી દેવીનાં શુકન થયાં, જ્યાં (આગળ જતાં) 'કોછરબા' દેવીનું મંદિર બંધાવ્યું (જેનું નામ હાલ નદીના પશ્ચિમ કાંઠે આવેલા 'કોચરબ' પરાના નામમાં જળવાઈ રહ્યું છે; જોકે એ પરામાં આવેલી દેરીમાંની દેવીને હાલ 'કૌશલ્યા'—'કોછરબા' શબ્દને સુધારીને કરેલું જણાતું નામ—તરીકે ઓળખાવવામાં આવે છે). એણે નદીના પૂર્વ કાંઠા ઉપરની આશાપલ્લી' ઉપર ચડાઈ કરી લાખનું સૈન્ય ધરાવતા આશા ભીલ ઉપર વિજય મેળવ્યો, ત્યાં નવું મંદિર કરાવી એમાં જયંતી દેવીની સ્થાપના કરી, કર્ણેશ્વર મહાદેવનું મંદિર કરાવ્યું;[૫૪૧] અને ત્યાં કર્ણસાગર તળાવથી સુશોભિત 'કર્ણાવતી' નગરી વસાવી ત્યાં પોતે રાજ્ય કરવા લાગ્યો.[૫૪૨] જે ભીલ રાજવી ઉપર વિજય મેળવ્યો તે 'આશો' નહિ, પણ એનો કોઈ વંશજ હશે. ત્યાં 'આશાપલ્લી' જૂના સમયથી હતું, એનો કેટલોક ભાગ ઉજ્જડ પણ થઈ ગયો હશે; એ ઉજ્જડ ભાગમાં 'કર્ણાવતી' આબાદ કરવામાં આવી. કોચરબ–પાલડીની સામે નદીના પૂર્વ કાંઠા

ઉપર આવેલા સપ્તર્ષિના આરા પાસેથી મળેલા એક ખંડિત શિલાલેખમાં 'કર્ણાવતી'નો ઉલ્લેખ થયેલો જાણવામાં આવ્યો છે.[૫૪૨અ] પશ્ચિમ કાંઠા ઉપર આવેલા કોચરબ અને પાલડી વચ્ચે રસ્તો કરવા ખોદવામાં આવેલા ટીંબાઓમાંથી અનેક પ્રાચીન શિલ્પમૂર્તિઓ નીકળેલી અને 'કોચરબ' માં 'કોછરબા' દેવીનું નામ જળવાયું છે એ પરથી જૂના 'આસાવલ'ની દક્ષિણ–પશ્ચિમે નદીને પૂર્વે કાંઠે સપ્તર્ષિના આરાની આસપાસ 'કર્ણાવતી' વસાવી હશે ને નદીને પશ્ચિમ કાંઠે આવેલ કોચરબ–પાલડીના વિસ્તારનો પણ એમાં સમાવેશ થતો હશે એવું ફલિત થાય છે.

વિવિધતીર્થકલ્પમાં જોવા મળે છે કે અલાઉદ્દીન સુલતાનનો નાનો ભાઈ ઉલુખાન દિલ્હીથી માધવ મંત્રીની પ્રેરણાથી ગુર્જરધરા ઉપર ચડી આવ્યો અને હમ્મીર યુવરાજ 'વગ્ગડદેશ' (ડુંગરપુર-વાંસવાડાનો પ્રદેશ) અને 'મુહડાસય' (મોડાસા) વગેરે નગરો ભાંગી 'આસાવલ્લી'માં આવી પહોંચ્યો; એ સમયે કર્ણ વાઘેલો નાઠો; હમ્મીર યુવરાજ સોમનાથનો લિંગભંગ કરી, 'વામનસ્થલી' જઈ 'સોરઠ'માં આણ પ્રસરાવી, 'આસાવલ્લી'માં આવી રહ્યો.[૫૪૩] પુરાતનપ્રબંધસંગ્રહમાં દેવાચાર્ય નામના જૈન આચાર્ય 'કર્ણાવતીના' સંઘની વિનંતિથી 'કર્ણાવતી' ગયા, ત્યાં ચાતુર્માસ કર્યું; ત્યાં નેમિનાથના દેરાસરમાં વ્યાખ્યાન કર્યું; ત્યાંથી છેક માલવદેશમાં જઈ 'ગૂર્જરત્રા'(ગુજરાત)માં આવ્યા ને ક્રમે 'આસાપલ્લી'માં આવી પહોંચ્યા; એ રીતે 'આસાપલ્લી' સૂચિત થઈ છે.[૫૪૪] બીજે સ્થળે કહ્યું છે કે મરુસ્થલીના 'જાબાલિપુર' નજીકના 'વાઘરા' ગામનો શ્રીમાળી વણિક ઉદયન કર્ણની ખ્યાતિ સાંભળી 'આશાપલ્લી'માં પોતાના 'બાહડ' અને 'ચાહડ' નામના બેઉ પુત્રો સાથે આવી રહ્યો; વળી એક કોઈ રાજીમતી છિંપિકાએ ગુરુની સંનિધિમાં આગમમાં કહેલાં બત્રીસ વ્રત 'આશાપલ્લી'માં આચર્યાં હતાં એ રીતે 'આશાપલ્લી'નો નિર્દેશ થયો છે.[૫૪૫] પ્રભાવકચરિતમાં 'કર્ણાવતી'માંથી જૈનયાત્રા નીકળ્યાનું અને એના આગેવાન દેવસૂરિ હોવાનું સંક્ષેપમાં કહ્યું છે,[૫૪૬] જેનો વિસ્તાર, ઉપર સૂચિત થયો તેમ, પુરાતનપ્રબંધ-સંગ્રહમાં છે. પ્રબંધચિંતામણિમાં ઉદયન વેપાર માટે 'કર્ણાવતી' આવ્યા પછી મંત્રીપદે પહોંચ્યાનું કહી એણે 'કર્ણાવતી'માં ઉદયનવિહાર રચ્યાનું નોંધ્યું છે.[૫૪૭] દિગંબર સંપ્રદાયનો કુમુદચંદ્ર વાદ કરવાને કર્ણાટકમાંથી 'કર્ણાવતી' આવ્યો હતો; દેવસૂરિ ત્યારે ત્યાં ચાતુર્માસ હતા; એમના કથનથી વાદ, પછી, 'શ્રીપત્તન'-(અણહિલપુર)માં સિદ્ધરાજ જયસિંહના રાજદરબારમાં થયો હતો.[૫૪૮] આ. હેમચંદ્ર દેવચંદ્રાચાર્યની સાથે ધંધુકાથી નીકળી શિષ્ય થવા પ્રથમ 'કર્ણાવતી' આવ્યા હતા

અને ઉદયન મંત્રીને ઘેર રહ્યા હતા; આ. હેમચંદ્રનો પિતા ચાચિગ આહાર-પાણી છોડી પુત્રની પાછળ આ 'કર્ણાવતી'માં આવ્યો હતો; એના મનનું સમાધાન ઉદયને અહીં કર્યું હતું અને એ બાલકની દીક્ષા અહીં થઈ હતી.[૫૪૯] પુરાતન-પ્રબંધસંગ્રહમાં 'કર્ણાવતી'ના જૈનસંઘની વિનંતિથી દેવાચાર્ય આવ્યા, ચાતુર્માસ રહ્યા, અને દિગંબર કુમુદચંદ્ર મળ્યો, વગેરે પ્રબંધચિંતામણિવાળો વાદ પ્રસંગ કહેવામાં આવ્યો છે.[૫૫૦]

કર્ણાવતી ઈ. સ. ૧૦૯૪ માં, બાલ સિદ્ધરાજના રાજ્યાભિષેક પછી, કર્ણે આબાદ કરી તે પહેલાં સમર્થ વૈયાકરણ બુદ્ધિસાગરજીએ 'નિર્વાણલીલાવતીકથા' ઈ.સ. ૧૦૨૬–૧૦૩૯ વચ્ચે 'આશાપલ્લી'માં રચી હતી; કર્ણાવતી વસાવ્યા પછી પણ બૃહદ્‌ગચ્છના એક હરિભદ્રસૂરિએ ઈ. સ. ૧૧૧૬ માં 'આગમિકવિચારસાર-પ્રકરણ'ની વૃત્તિ, ઉપકેશગચ્છના યશોદેવસૂરિએ ઈ. સ. ૧૧૨૨ માં પ્રાકૃત 'ચંદ્ર-પ્રભચરિત'નો આરંભ, અને શ્રીમાલ નાગિલના પુત્રોની વસતિમાં આવીને રહેલા મલધારી ચંદ્રસૂરિએ ઈ. સ. ૧૧૩૭ માં 'મુનિસુવ્રતચરિત', અને વાદિદેવસૂરિના શિષ્ય પ્રદ્યુમ્નસૂરિએ 'વાદસ્થલ' અહીં રચ્યાં હતાં; ઊકેશવંશના વીસલનો પુત્ર 'કર્ણાવતી'માં આવી વસ્યો; એનો ચોથો પુત્ર ચાચો 'કર્ણાવતી'નું ભૂષણ હતો, જેણે 'આશા-પલ્લી'માં દેવાલય કરાવેલું; ઈ. સ. ૧૪૦૨ માં ખરતર ગચ્છના જિનભદ્રસૂરિએ જેસલમેર વગેરે સ્થળોએ ગ્રંથભંડારો સ્થાપ્યા તે પ્રમાણે 'આશાપલ્લી–કર્ણાવતી'માં પણ ગ્રંથભંડારની સ્થાપના કરેલી; તપાગચ્છના રત્નશેખરસૂરિના શિષ્ય હેમહંસ-ગણિએ ઈ. સ. ૧૪૫૮ માં ઉદયપ્રભસૂરિના 'આરંભસિદ્ધિ' ગ્રંથ ઉપર વૃત્તિ 'આશાપલ્લી'માં રચી હતી; કોઈ લક્ષ્મીસાગરસૂરિએ 'આશાપલ્લી'માં સોમલબ્ધિ નામની શ્રાવિકાને 'ગણિની'પદ ઈ. સ. ૧૪૬૧ લગભગમાં આપેલું; ઈ સ. ૧૪૬૩ માં જિનપદ્મસૂરિના 'નેમિનાથફાગુ'ની નકલ કોઈ મતિકલા નામની સાધ્વી માટે 'આશાપલ્લી'માં કરવામાં આવેલી; ૧૧૦ વર્ષ પછી ઈ. સ. ૧૫૭૩ માં દેવરત્નસૂરિ નામના આચાર્યે ચાતુર્માસ 'આશાપલ્લી'માં કરેલું, એ સમયે ઈ. સ. ૧૫૧૬ માં રચાયેલા 'મહીપાલનો રાસ'ની નકલ સોમજી ઋષિએ 'આશાપલ્લી'માં કરેલી.[૫૫૧] અહમદશાહે ઈ. સ. ૧૪૧૧ માં અમદાવાદની કરેલી સ્થાપના પછી ૧૬૨ વર્ષે પણ આમ 'આશાપલ્લી'નું અસ્તિત્વ અનુભવાય છે. 'કર્ણાવતી'–'આશાપલ્લી'નું સહ–અસ્તિત્વ અને 'કર્ણાવતી–અમદાવાદ'નું સહ–અસ્તિત્વ પણ જોવા મળે છે; જેમકે પેથડશાહના પુત્ર ઝાંઝણે ઈ. સ. ૧૨૮૪ માં મંડપદુર્ગ(માંડલ)થી સંઘ કાઢ્યો ત્યારે એ વામનસ્થલી અને પ્રભાસ થઈ 'કર્ણાવતી'

આવ્યો હતો, તો ઈ. સ. ૧૪૨૩ માં અહમદશાહનો માનપાત્ર ગુણરાજ સંઘ કાઢી મહુવા, પ્રભાસ, માંગરોળ, જૂનાગઢ વગેરે થઈ સ્વનગર 'કર્ણાવતી'માં આવી પહોંચ્યો હતો.[૫૫૨]

અહીં એ નોંધવું જોઈએ કે દેવચંદ્રે દિગંબર સંપ્રદાયના દક્ષિણમાંથી આવેલા કુમુદચંદ્રનો વિવાદમાં પરાજય કર્યાના પ્રસંગના સંદર્ભમાં 'મુદ્રિતકુમુદચંદ્રપ્રકરણ' નાટક (૧૨ મી સદી) 'આશાપલ્લી' નામ પ્રયોજે છે, જ્યારે પ્રભાવકચરિત (ઈ.સ. ૧૨૭૮) અને પ્રબંધચિંતામણિ (ઈ.સ. ૧૩૦૫) 'કર્ણાવતી' નામ પ્રયોજે છે.[૫૫૨અ] એ પરથી પછીની સદીથી આ બે નગરીઓ એકબીજી સાથે એકાકાર થઈ ગઈ હોવાનું અને તેથી હવે બે નામ પર્યાયવાચક બની ગયાનું સૂચિત થાય છે. અહમદશાહે ઈ.સ. ૧૪૧૧માં સાબરમતીને પૂર્વ કાંઠે અમદાવાદ વસાવ્યું તે આસાવલની ઉત્તરે વસાવેલું, જેમાં આગળ જતાં આસાવલનો રાયખડ-આસ્તોડિયા–જમાલપુરનો ભાગ સામેલ થઈ ગયો.

**પાટલનગર–વાડવનગર :** આવું એક નગરનામ પદ્મપુરાણના 'સાભ્રમતી-માહાત્મ્ય'માં સાબરમતી નદીને કાંઠે હોવાનું કહ્યું છે.[૫૫૨અ] અમદાવાદને સામે કાંઠે દૂધેશ્વરના સામે આરે આવેલા જૂના 'વાડજ' ગામની સંભાવના કરી શકાય.

**ગયત્રાડ :** સ્કંદપુરાણમાં 'ગયત્રાડ' નામના એક ગામનો નિર્દેશ થયેલો છે, જ્યાં 'ગયત્રાડ' નામની દેવીનું સ્થાનક કહ્યું છે.[૫૫૩] સ્કંદપુરાણના કૌમારિકા-ખંડનો આ નિર્દેશ હોઈ એ જૂના ખેટકવિષયનું સ્થાન હોઈ શકે. અમદાવાદ જિલ્લાના દસક્રોઈ તાલુકામાં 'ગતરાડ' ગામ છે તે આ હોવાની પૂરી શક્યતા છે. 'ગાતરાડ' કેટલાંક વણિક કુટુંબોમાં તેમજ અન્ય કોમોમાં પણ ઇષ્ટદેવી તરીકે પૂજાય છે. 'ગતરાડ'નાં 'લલિતામાતા' રાયકવાળ બ્રાહ્મણોનાં કુલદેવી છે, જે, હકીકતે, અન્યત્ર 'ગાતરાડ' તરીકે પૂજાય છે.

**કાશહ્રદ :** આ સંજ્ઞાનો નગર તરીકે જાણવામાં આવેલો પહેલો ઉલ્લેખ મૈત્રકવંશના ખરગ્રહ ૧ લાના ઈ.સ. ૬૧૬ના અને વિષય તરીકે ધરસેન ૩ જાના ઈ.સ. ૬૨૪ ના કાસીંદરા-દાનશાસનનો છે; એક ધ્રુવસેન ૩ જાના (ઈ.સ. ૬૫૦–૫૧ના લાગતા) દાનશાસનનો છે, જેમાં એનો વહીવટી વિભાગ તરીકે નિર્દેશ થયો છે.[૫૫૪] રાષ્ટ્રકૂટવંશના ધ્રુવ ૨ જાના (ઈ.સ. ૮૩૫ ના) દાનશાસનમાં 'કાશહ્રદ દેશ'ના એક ગામનું દાન અપાયું બતાવ્યું છે; કૃષ્ણ ૨ જાના દાનશાસન (ઈ.સ. ૯૧૦–૧૧)માં 'ખેટક' 'હર્ષપુર' અને 'કાશહ્રદ' એ ત્રણ પ્રદેશોનો સાથેલગો નિર્દેશ છે.[૫૫૫]

કાશહ્રદ એ અમદાવાદની દક્ષિણ-પશ્ચિમે વીસેક કિ.મી. (બારેક માઈલ) ઉપર દસક્રોઈ તાલુકામાં આવેલું 'કાસીંદરા.' મૈત્રકવંશના શીલાદિત્ય ૩ જાના (ઈ.સ. ૬૬૪ ના) દાનશાસનમાં 'કુશહ્રદવિનિર્ગત' બ્રાહ્મણ દાનનો પ્રતિગ્રહીતા કહેવાયો છે.[૫૫૬] જો અહીં 'કુશહ્રદ' એ 'કાસહ્રદ'નો અશુદ્ધ પાઠ ન હોય તો આ કાંતો વડોદરા જિલ્લાના સંખેડા તાલુકાનું 'કોસીંદરા' હોય અથવા એ દૂર પડવાનો ભય હોઈ ખેડા જિલ્લાના બોરસદ તાલુકાનું 'કોસીંદરા' વધુ બંધ બેસે.

પ્રબંધોમાં પ્રભાવકચરિત 'કાશ્યપરોપિતનગર' કહી એવા એ 'કાશહ્રદ'માં સર્વદેવ નામનો ચાર વેદોમાં પારંગત બ્રાહ્મણ રહેતો હોવાનું કહે છે.[૫૫૭] પ્રબંધચિંતામણિ અને પુરાતનપ્રબંધસંગ્રહમાં ધારાનગરના મુંજના પુત્ર સિંધલે ગુર્જરદેશમાં આવી 'કાશહ્રદ'માં પલ્લી (છાવણી) નાખ્યાનું કહ્યું છે.[૫૫૮] વિવિધતીર્થકલ્પ 'કાશહ્રદ'માં ત્રિભુવનમંગલકલશ આદિનાથનું તીર્થ હોવાનું નોંધે છે.[૫૫૯] પુરાતનપ્રબંધસંગ્રહમાં વલભીભંગના પ્રસંગમાં કહ્યું છે કે આશ્વિનની પૂર્ણિમાને દિવસે રથયાત્રામાં શ્રીમહાવીર શ્રીમાલપુર, શ્રીયુગાદિદેવ 'કાસહ્રદ', શ્રીપાર્શ્વનાથ 'હારીજ' અને વલભીનાથ શત્રુંજય આવી પહોંચ્યા; પાછળથી રંકે બધાય યવનોને યુદ્ધમાં મારી નાખ્યા.[૫૬૦] કાસીંદરાના હાલના દેરાસરમાં આદિનાથની મૂર્તિ નથી, પરંતુ બાજુમાં આવેલા ભાત ગામમાં ઋષભદેવનું જૂનું દેરાસર છે; સંભવ છે કે પૂર્વે 'કાશહ્રદ' મોટું નગર હતું ત્યારે ભાતગામવાળો ભૂભાગ એનું એક પરું હશે.[૫૬૧]

**ધવલક્કક :** ગિરનાર ઉપરના વસ્તુપાલ–તેજપાલના ૭ અભિલેખોમાં જ્યાં જિનાલયો કરાવ્યાં-સમરાવ્યાં હતાં તેવાં ૭ નગરોનાં નામોમાં એક 'ધવલક્કક' પણ કહ્યું છે.[૫૬૨] ગુર્જરમંડલનાં નગરોમાં 'धवलक्कप्रमुख' કહેવાનું કારણ સ્પષ્ટ છે કે વાઘેલા વંશના રાણાઓનું એ કાલમાં એ મુખ્ય નગર હતું. ગિરનારના જૈન ઉપરકોટના ઈ. સ. ૧૨૭૯ ના નાના અભિલેખમાં 'ધવલક્કક'ના વતની શ્રીમાલ જાતિના ગૃહસ્થનો નેમિનાથના પૂજનને ઉદ્દેશી ઉલ્લેખ થયેલો છે.[૫૬૩] પ્રભાવકચરિતમાં અભયદેવસૂરિ યાત્રાર્થ 'ધવલક્કક'–'ધવલક'માં ગયા કહ્યા છે; તો પૂર્વે ધંધ નામના શિવાદ્વૈતની વાત કરનારા બ્રાહ્મણને વાદિદેવસૂરિએ વાદમાં જીત્યાનું નોંધ્યું છે, તે ધંધ 'ધવલક'નો હતો.[૫૬૪] પ્રબંધકોશમાં લખ્યા મુજબ હર્ષ–વંશનો બંગાળાનો હરિહર ગુર્જરધરામાં 'ધવલક્કક-તટગ્રામ'માં આવ્યો હતો અને રાણા વીરધવલ, મહામાત્ય વસ્તુપાલ અને સોમેશ્વરદેવને અલગ અલગ મળી એણે આશીર્વાદ આપ્યા હતા, જ્યાંથી પછીથી એ કાશી તરફ ચાલ્યો

ગયો હતો.[૫૬૫] વળી રાણા વીરધવલનું રાજ્ય 'ધવલક્કક'માં હતું; ત્યાં એક વાર કાન્યકુબ્જના રાજાની પુત્રી ગુર્જરધરામાં આવ્યા પછી સમયે મરણ પામી ગુર્જર દેશની અધિષ્ઠાત્રી વ્યંતરી થઈ વીરધવલના સ્વપ્નમાં આવી કહી છે.[૫૬૬] વસ્તુપાલને લગતા અનેક પ્રસંગ 'ધવલક્કક'માં બન્યા હતા.[૫૬૭] હકીકતે ઉત્તર સોલંકીકાલમાં વાઘેલા રાણાઓની એ રાજધાની બન્યું હતું અને મહામાત્ય વસ્તુપાલના સમયમાં અનેક વિદ્વાનોનું એ નિવાસસ્થાન બની રહ્યું હતું : અહીં ચાંડૂ નામના નાગર પંડિતે ઈ.સ. ૧૨૯૭ માં નૈષધીયચરિત મહાકાવ્યની 'દીપિકા' ટીકા રચી હતી,[૫૬૮] તો ચાર્વાક સંપ્રદાયના 'તત્ત્વોપપ્લવસિંહ'-ગ્રંથની એક માત્ર મળેલી નકલ ઈ.સ. ૧૩૯૨ માં અહીં કરવામાં આવી હતી.[૫૬૯] એ પૂર્વે ઈ.સ. ૧૧૩૫ માં જયસિંહના રાજ્યકાલમાં 'પુષ્પવતી' નામક કથાની નકલ અહીં થયાનું જાણવામાં આવ્યું છે.[૫૭૦] કુમારપાલે ગુપ્તવાસમાં પોતાને દહીંભાત ખવડાવનારી દેવશ્રીને, પાછળથી પોતે રાજા થતાં, 'ધવલક્કક' દાનમાં આપ્યું હતું.[૫૭૧] કીર્તિકૌમુદીમાં સોમેશ્વરે લવણપ્રસાદે પિતામહ ધવલના નામથી 'ધવલક્કક' વસાવ્યાનું લખ્યું છે,[૫૭૨] પરંતુ 'ધવલક્કક' એ સમય કરતાં તો વધુ પ્રાચીન છે; અને કથાસરિત્સાગરમાં 'ધવલ' નામના નગરનો ઉલ્લેખ થયેલો પણ છે.[૫૭૩] એમ લાગે છે કે કદાચ એ મૂળમાં धवलाख्य ( > પ્રા. धवलक्खल–ધવલ નામનું નગર ) હોય અને લોકજીભે પ્રા. धवलक थई धवलक्कक બની રહ્યું હોય.

એક કાલનું સમૃદ્ધ રાજધાનીનું ભાંગી પડેલું આ નગર અમદાવાદ જિલ્લાના ધોળકા તાલુકાનું મુખ્ય મથક છે; ભાંગી પડેલી દશામાં એના પશ્ચિમ ભાગે આવેલું, 'મીનલસર' કે 'મલાવ' તળાવ એની પૂર્વ જાહોજલાલીનું સ્મરણ કરાવે છે. ધોળકામાં શિવ-વિષ્ણુ વગેરેનાં જૂનાં પ્રાચીન મંદિર છે, તેઓમાંના મહાકાલીના મંદિરમાં બ્રહ્મા-સાવિત્રીની તેરમી સદીની[૫૭૪] આરસપ્રતિમા નોંધપાત્ર છે. એનાથી પૂર્વની પ્રાક્-સોલંકીકાલની નરવરાહની મોટી મૂર્તિ ગાંધીવાડામાં આવેલા વરાહમંદિરમાં છે, જે અદ્યાપિ પૂજાય છે.[૫૭૪અ]

**આહુલોડનગર :** પ્રબંધચિંતામણિમાં આ નગર સોમનાથપાટણ જવાના માર્ગમાં આવ્યું હોય એ રીતે બતાવવામાં આવ્યું છે : સોમનાથ જતાં અહીં ગુર્જરેશ્વર તરફથી યાત્રાવેરો લેવાતો હતો; પણ મયણલ્લદેવીના આગ્રહથી સિદ્ધરાજે બોત્તેર લાખનો ઈજારો રદ કરી સર્વ કોઈ માટે કર માફ કરી નાખ્યો.[૫૭૫] પુરાતનપ્રબંધસંગ્રહમાં એનો જ સંક્ષેપ આપવામાં આવ્યો છે.[૫૭૬]

આ 'બાહુલોડનગર' તે આજનું અમદાવાદ જિલ્લાના ધોળકા તાલુકાનું બોળાદ હોવાનું સામાન્ય રીતે મનાય છે. આનાથી ચાર–પાંચ કિ.મી. ઉપર, મોટી બોરુ ગામથી દોઢેક કિ.મી. ઉપર ભેટડિયા ભાણુ નામની જૂની સૂર્યમંદિરના ખંડિયેરવાળી જગ્યા છે, જેની પાસે દાણી માતાની જગ્યા છે; ત્યાંથી અડીને સૌરાષ્ટ્રમાં જવાનો માર્ગ છે. અહીં જૂના સમયમાં દાણ લેવામાં આવતું એવી અનુશ્રુતિ છે. પ્રબંધચિંતામણિએ કહેલું 'બાહુલોડ' એ આ બોળાદ નહિ, પરંતુ શુકલતીર્થ પાસે આવેલું હતું, કારણ કે કર દક્ષિણના જાત્રાળુઓ પાસેથી લેવાતો, એ બાબત તરફ રામલાલ ચુ. મોદીએ ધ્યાન દોરવાનું નોંધી દુર્ગાશંકર શાસ્ત્રી પોતાનો સ્પષ્ટ અભિપ્રાય આપે છે કે ઉત્તર તરફથી આવનારા જાત્રાળુઓના માર્ગમાં શુકલતીર્થ નજીકનું બોળાદ આવે નહિ;[૫૭૭] રસિકલાલ છો. પરીખે મુનિશ્રી જિનવિજયજીના બતાવ્યાથી ગિરનારની તળેટીમાં આવેલું બાહુલોડ હોવાનું કહ્યું છે;[૫૭૮] ધવલતુંગ કોટની દીવાલવાળી 'વવણથલી ('વામનસ્થલી') પણ નજીકમાં દેખાતી સૂચવાઈ છે. આમ સોમનાથ જનારને માટે એ નાકું બની રહે, પરંતુ પૂર્વ બાજુથી 'દેલવાડા' તરફથી આવનારને આ સ્થાન માર્ગમાં ન આવે. તેથી દુર્ગાશંકર શાસ્ત્રીના અભિપ્રાયે ધોળકા તાલુકાનું વધુ બંધ બેસે છે; કોમિસરિયેત અને રત્નમણિરાવ એમના મતને ટેકો આપે છે.[૫૭૯]

**ધુંધુક્કક–ધુંધુકા–ધંધુક્ક–ધંધૂક :** આભિલેખિક સાધનોમાં આ નગર જાણવામાં આવ્યું નથી, પરંતુ જૈન પ્રબંધોમાં એ જોવા મળે છે, જ્યાં આચાર્ય હેમચંદ્રના જન્મસ્થાન તરીકે એને કહેવામાં આવ્યું છે. પ્રભાવકચરિત 'ધંધૂક' નગરનામ આપી દેવચંદ્રસૂરિ ત્યાં આવ્યાનું અને બાલ ચંગદેવ એમને અનુસરીને ગયાનું સૂચન કરે છે.[૫૮૦] પ્રબંધચિંતામણિમાં એ પ્રસંગ વિશે કહી પછી કુમારપાલ સંઘપતિ બની યાત્રાએ નીકળ્યો ત્યારે આવ્યો એમ કહ્યું છે, જ્યાં 'ધુંધુકા' અને પછી 'ધુંધુક્કક' એમ નામ નોંધ્યું છે.[૫૮૧] પુરાતનપ્રબંધસંગ્રહમાં 'ધંધુક્ક' નગરનામ નોંધી આ. હેમચંદ્રના પ્રસંગનો સંક્ષેપ આપવામાં આવ્યો છે,[૫૮૨] તો પ્રબંધકોશમાં દેવચંદ્રસૂરિ 'ધંધુક્કપુર' આવ્યા અને બાલક ચંગદેવની એમને સંપ્રાપ્તિ થઈ એ પ્રસંગ ટૂંકમાં આપ્યો છે.[૫૮૩]

સીધો સંબંધ સ્પષ્ટ નથી, છતાં એક વાત નોંધવા જેવી છે કે વઢવાણના ચાપવંશીય ધરણીવરાહના ઈ. સ. ૯૧૪ના દાનશાસનમાં પોતાના પિતામહ 'અડ્ડક'ના નામ ઉપરથી આજના હડાળા–ભાલની આસપાસનો પ્રદેશ 'અડ્ડાણક' તરીકે ખ્યાત થયેલો કહ્યો છે; આ દાનશાસનના આરંભમાં એ 'ધંધેશ્વર'

મહાદેવની જટારૂપી વન સુખરૂપ થવાનું મંગલાચરણ કરે છે.[૫૮૪] મહાદેવના 'ધંધ' નામનો સંબંધ 'ધંધુક્ક-ધુંધુક્કક-ધુંધુકા' સાથે સંભવિત હોય તો એનાથી ધરણીવરાહના સમયમાં ધંધુકાના અસ્તિત્વને પકડી શકાય. એવી અનુશ્રુતિ છે કે કોઈ ધંધ નામના કોળીએ 'ધંધુકા' વસાવ્યું છે; સંભવ છે કે એ કોળીએ અથવા એ નામની કોઈ વિશિષ્ટ વ્યક્તિએ ત્યાં 'ધંધેશ્વર' મહાદેવનું મંદિર બનાવડાવ્યું હોય.

આ ધંધુકા આજે અમદાવાદ જિલ્લાના ધંધુકા તાલુકાનું મુખ્ય મથક છે, જે ભાલ-પ્રદેશને દક્ષિણ-પશ્ચિમ છેડે સુકભાદરને દક્ષિણ કાંઠે આવેલું સમૃદ્ધ નાનું નગર છે, જ્યાં હજી પણ મોઢ—મુખ્યત્વે વૈષ્ણવ ધર્મના—વણિકો ઉપરાંત વાલ્મમ બ્રાહ્મણો અને ઘાંચી વહોરાની વસ્તી છે.

**ખેટક** : સં. ક્ષેત્ર ઉપરથી પ્રા. खेट्ट થયા પછી જેના સંસ્કૃતીકરણની શક્યતા છે તે खेटक સંજ્ઞાનો પદ્મપુરાણમાં એક દિવ્ય નગર તરીકે નિર્દેશ થયેલો છે.[૫૮૫] આ પહેલાં પાણિનિના ગણપાઠમાં 'ખેટક' શબ્દ સૂચવાયેલો મળે જ છે.[૫૮૬] બેશક, એ ક્યાંના 'ખેટક' માટે છે એ સ્પષ્ટ નથી; સંસ્કૃત શબ્દ તરીકે અપાયો છે એટલી અહીં એની વિશિષ્ટતા કહી શકાય. કોશકારે એનો એક અર્થ 'નાનું ગામ' નોંધ્યો છે;[૫૮૭] 'ખેડાં' એ અર્થમાં જૂની ગુજરાતીમાં એ જાણીતો પણ છે. પ્રાકૃત કોશકારે પ્રા. खेड (સં. खेट) 'ધૂળના કોટવાળું નગર' અને 'નદી અને પર્વતોથી વીંટાયેલું નગર' એવા બે અર્થ નોંધ્યા છે.[૫૮૮] ગુજરાતમાં નગરવિશેષ 'ખેડા' અને 'બ્રહ્મખેડ' કે 'ખેડબ્રહ્મા' અથવા 'બ્રહ્માની ખેડ' એવાં બે સ્થાનો સાથે આ શબ્દનો સંબંધ છે. યુઅન શ્વાંગે એની પ્રવાસનોંધમાં એક કોઈ Ki-ch'a કે K'i-ta નોંધ્યું છે,[૫૮૯] જે કેટલાકને મતે 'ખેડા' અને બીજા કેટલાકને મતે 'કચ્છ' કહેવાયું છે. પરંતુ પદ્મપુરાણમાંનું खेटक તે આજનું વાત્રક નદીના પૂર્વ કાંઠા ઉપર આવેલું 'ખેડા' નિશ્ચિત થાય છે. સાબરકાંઠાનું 'ખેડબ્રહ્મા' બ્રહ્માના મંદિરને કારણે આ 'ખેડા'થી જુદું પડે છે. 'ખેટક'ના વિષયમાં વલભીના મૈત્રકોના સમયમાં 'આહાર' 'આહાર-વિષય' અને નગર તરીકે ઉલ્લેખ થયો હોય તેવાં સંખ્યાબંધ દાનશાસન જાણવામાં આવ્યાં છે.[૫૯૦] છાવણીના નગર તરીકે,[૫૯૧] બ્રાહ્મણોના નિવાસસ્થાન તરીકે[૫૯૨] અને દક્ષિણના ચાલુક્યોની એક શાખા લાટમાં સ્થિર થઈ તેની રાજધાની તરીકે[૫૯૩] પણ એ ઉલ્લેખાયેલું છે. પરમાર સીયક(માલવેશ)નાં હરસોલનાં પતરાંના ઈ. સ. ૯૪૯ ના દાનશાસનમાં તો સમગ્ર 'ખેટકમંડલ' એના કબજામાં આવી ગયું સમજાય છે.[૫૯૪]

સાહિત્યના ગ્રંથોમાં દશકુમારચરિતમાં 'વલભી' 'મધુમતી'( મહુવા ) અને 'ખેટક' એ ત્રણેનો ઉલ્લેખ નિંબવતીની કથામાં થયો છે : વલભીના સમૃદ્ધ નાવિક ગૃહગુપ્તની પુત્રીનો વિવાહ 'મધુમતી'ના બલભદ્ર સાથે થયો હતો, જે બલભદ્ર 'ખેટકપુર' જઈ પોતાની કુશળતાથી અઢળક ધન કમાયો હતો; વગેરે.[૫૯૫]

જૈન સાહિત્યમાં આનો ઉલ્લેખ ' खेड ' એવા સામાન્ય શબ્દ તરીકે શીલાચાર્યે ( ઈસ્વી ૮ મી સદી ) એની આચારાંગસૂત્રની વૃત્તિમાં નોંધી પ્રાકૃત કોશકારે આપેલો 'ધૂળિયા કોટવાળું નગર કે ગ્રામ' એવો અર્થ આપ્યો છે,[૫૯૬] પરંતુ પ્રબંધોમાં તો એનો નગર તરીકે અને આજના 'ખેડા'ના સંદર્ભમાં જ ઉલ્લેખ થયેલો જોવા મળે છે. પ્રબંધચિંતામણિ 'મલ્લવાદિપ્રબંધ'માં ઉપક્રમ કરતાં દેવાદિત્ય વિપ્રની બાલવિધવા પુત્રી સુભગા ' ખેડામહાસ્થાન 'માં હોવાનું નોંધે છે. અહીં ગુજ. ' ખેડા ' સંજ્ઞા પ્રયોજાયેલી મળે છે; પાઠાંતર ' ખેડ ' ખરું.[૫૯૭] વિવિધતીર્થકલ્પ ૮૪ તીર્થોમાં 'ખેડ'ને મહાવીરસ્વામીના તીર્થ દરજ્જે કહે છે,[૫૯૮] તો પુરાતનપ્રબંધસંગ્રહમાં પેલી બાલવિધવા સુભગાના વિષયમાં એ સ્થળે પ્રબંધચિંતામણિને જ અનુસરી 'ખેડમહાસ્થાન' એવો ઉલ્લેખ થયો છે.[૫૯૯] પ્રબંધકોશ તો ' બપ્પભટ્ટિસૂરિચરિત 'માં નન્નસૂરિ અને ગોવિંદસૂરિ 'ખેટકાધારમંડલ'માં રહેતા હોવાનું કહે છે.[૬૦૦] આ સંજ્ઞા ' ખેટકાહારમંડલ 'નું સંસ્કૃતીકરણ માત્ર છે, અને 'ખેડા'ના પ્રદેશની સૂચક છે.

**કોણક :** આનો પથક તરીકે ઉલ્લેખ ધરસેન ૩ જાના ઈ. સ. ૬૨૪ ના અને ધ્રુવસેન ૨ જાના ઈ. સ. ૬૩૧ ના દાનશાસનમાં થયો છે,[૬૦૧] જ્યાં એને 'ખેટકાહાર'માં આવેલો કહ્યો છે. એ ઉપરથી કહી શકાય કે આ પથકનું વડું મથક 'કોણક' એ ખેડા જિલ્લામાં મહેમદાવાદ તાલુકામાં મહેમદાવાદથી ઉત્તરપૂર્વે નવેક કિ.મી (૭ માઈલ) ઉપરનું 'કુણા' ગામ છે.

**કર્પટવાણિજ્ય :** સ્કંદપુરાણના ધર્મારણ્ય-માહાત્મ્યમાં 'કપડવાણક' અને ' કપડવણજ ' એ રીતની જોડણીનું ગામ નોંધાયેલું છે,[૬૦૨] જે હાલના ખેડા જિલ્લામાંના ' કપડવંજ ' કે ' કપડવણજ 'ને માટે કહેવાયું છે. મહાભારતના સભાપર્વમાં નકુલના પશ્ચિમના દિગ્વિજયમાં શિબિ, ત્રિગર્ત, અંબષ્ઠ, માલવ અને પંચ–કર્પટ એ પ્રદેશોનો સાથેલગો ઉલ્લેખ થયો છે;[૬૦૩] આમાં 'કર્પટ'ને 'પંચ' વિશેષણ લાગેલું છે. આ 'પંચકર્પટ' કે ' કર્પટ ' દેશનું નામ અન્યત્ર ક્યાંય જોવામાં આવ્યું નથી. 'માલવ'ની પછી નિર્દેશ થયેલો હોઈ એની પશ્ચિમના

પંચમહાલ અને ખેડા જિલ્લાના પૂર્વ પ્રદેશ સુધીનો એનાથી ત્યાં નિર્દેશ હોય; એનું મુખ્ય ગામ કે નગર 'કર્પટવાણિજ્ય' હોય. બીજાં તો ભ્રષ્ટ પાઠાંતર માત્ર છે. 'કર્પટવાણિજ્ય'નો ચોર્યાશી ગામોના પરગણા તરીકે રાષ્ટ્રકૂટવંશના રાજા કૃષ્ણ ૨ જાના ઈ. સ. ૯૧૦–૧૧ ના દાનશાસનમાં ઉલ્લેખ થયેલો છે,[૬૦૪] જ્યાં સૂચવાયેલાં ગામોના સાહચર્યને કારણે આજના ખેડા જિલ્લાના કપડવંજ તાલુકાનું એ વડું મથક સમજાય છે. આજના કપડવંજની નજીક જૂના ટીંબા એની પ્રાચીન વસાહતનો ખ્યાલ આપે છે.

**ઉપ્પલહેટ** : એક પથક તરીકે 'ઉપ્પલહેટ'નો ઉલ્લેખ મૈત્રક શીલાદિત્ય ૭ માના ઈ. સ. ૭૬૬ ના દાનશાસનમાં થયો મળ્યો છે.[૬૦૫] એને 'ખેટકાહાર'માં કહેવામાં આવ્યો છે. આ પથકના વડા મથક તરીકે 'ઉપ્પલહેટ' એ આજનું ખેડા જિલ્લાના ઠાસરા તાલુકાનું 'ઉપલેટ' છે અને ડાકોર પછીના સ્ટેશન ઠાસરાથી દક્ષિણ પૂર્વે આશરે ૭ કિ. મી. (ચાર માઈલ) ઉપર આવેલું છે.

**માહિસક** : વાઘેલા વીસલદેવના સમયના ઈ. સ. ૧૨૫૨ ના અભિલેખમાં 'માહિસક'માં ઉત્તરેશ્વરદેવના મંડપની જાળી કરાવ્યાનો ઉલ્લેખ થયો છે.[૬૦૬] આ લેખ અમદાવાદમાંની ભદ્રની અહમદશાહની મસ્જિદના સ્તંભ ઉપર હોઈ કોઈ મંદિરના લાવેલા સ્તંભોમાંનો આ સ્તંભ છે. આ 'માહિસક' એ ખેડા જિલ્લાના નડિયાદ તાલુકાનું 'મહીસા' જ છે, કારણ કે મહીસામાંથી પ્રાપ્ત થયેલા નંદી ઉપરના ઈ. સ. ૧૨૬૯ ના અભિલેખમાં એક સ્થળે 'ઉત્તરનાથ' અને બીજે સ્થળે 'ઉત્તરેશ્વર'નો ઉલ્લેખ થયો છે,[૬૦૭] જે ઉપરના સ્તંભલેખના 'ઉત્તરેશ્વર'થી સ્પષ્ટ રીતે એકાત્મક છે.

**નટપિટક** : આવશ્યકસૂત્રની ચૂર્ણિમાં 'નટપિટક' નામના ગામનો નિર્દેશ થયેલો છે;[૬૦૮] ભરુકચ્છથી ઉજ્જયિની જવાના માર્ગમાં આ આવેલું હતું. ભરુકચ્છથી એક આચાર્યે પોતાના વિજય નામના શિષ્યને ઉજ્જયિની મોકલ્યો હતો, પણ માંદા સાધુની સારવારમાં વચ્ચે રોકાવાનું થતાં એ નટપિટકમાં ચાતુર્માસ રહ્યા હતા. ભરૂચથી ઉજ્જન જવાના માર્ગમાં 'નડિયાદ' પણ આવી શકે. મૈત્રકવંશના ધ્રુવસેન ૧ લાના ઈ. સ. ૫૨૯ ના દાનશાસનમાં 'હસ્તવપ્રાહરણી'-માંનું 'નદ્દકપુત્ર'[૬૦૯] ગામ તો આ નથી જ. 'નડિયાદ'ના મૂળમાં સં. नटपद्र છે; એ જૂનું છે અને નડિયાદમાંથી પ્રાપ્ત થયેલા ઈ. સ. ૧૫૧૬ ના અભિલેખમાં એ સંજ્ઞા 'नटपत्र' તરીકે નોંધાયેલી છે.[૬૧૦] નડિયાદ આજે ખેડા જિલ્લાના નડિયાદ તાલુકાનું મુખ્ય મથક છે.

**સ્તંભનક** : એનો આભિલેખિક ઉલ્લેખ વસ્તુપાલ – તેજપાલના ગિરનાર ઉપરના લેખોમાં 'અણહિલપુર' 'ભૃગુપુર' 'સ્તંભતીર્થ' 'દર્ભવતી' અને 'ધવલક્કક' વગેરે નગર કહ્યાં છે તેમાં 'ભૃગુપુર' પછી થયેલો જોવા મળે છે.[૧૧૧] પ્રભાવકચરિતમાં 'અભયદેવસૂરિચરિત'માં 'સેટિકા' નદીને તટે 'સ્તંભનગ્રામ' તરીકે નિર્દેશ્યું છે[૧૧૨] તે આ 'સ્તંભનક' (થામણા) છે. ત્યાં પૂર્વે નાગાર્જુન નામના રસવિદ્યાસિદ્ધે ભૂમિની અંદર રહેલા તીર્થંકર–બિંબના પ્રભાવથી રસનું સ્તંભન કર્યું હતું તેથી ત્યાં 'સ્તંભનક' એ નામનું ગામ વસાવવામાં આવ્યું હોવાનું અને આ 'સ્તંભનકતીર્થ'ની ઉન્નતિ માટે મલ્લવાદિસૂરિની નિમણૂક શ્રીસંઘે કરી હોવાનું પ્રબંધચિંતામણિકારે નોંધ્યું છે.[૧૧૩] વળી એણે છેલ્લે વિસ્તારથી નાગાર્જુનની ઉત્પત્તિની વાત કહી અભયદેવસૂરિએ એ તીર્થમાં પાર્શ્વનાથબિંબ પ્રગટ કર્યાનું નિર્દેશ્યું છે.[૧૧૪] વિવિધતીર્થકલ્પ 'સ્તંભનક'માં પાર્શ્વનાથ(નું દેરાસર) હોવાનો માત્ર નિર્દેશ કરે છે,[૧૧૫] જ્યારે પુરાતનપ્રબંધસંગ્રહમાં વસ્તુપાલ 'સ્તંભન' ગયાનું કહી, પ્રભાવકચરિતાનુસારી નાગાર્જુન–સ્તંભનકપ્રસંગ કહ્યો છે.[૧૧૬] પ્રબંધકોશમાં આ પાછલી વિગત પાદલિપ્તાચાર્ય અને નાગાર્જુનનો પ્રસંગ આપી જરા વિસ્તારી પછી અભયદેવસૂરિ અને મલ્લવાદીની વાત કહી, કુમારપાલ અને પછી વસ્તુપાલ–તેજપાલ સ્તંભનકની યાત્રાએ ગયાનું કહ્યું છે.[૧૧૭] આ 'સ્તંભનક' તે આજનું 'થામણા', જે ખેડા જિલ્લાના આણંદ તાલુકામાં ઉમરેઠ નજીક આવેલું છે. અહીં અત્યારે જૈનોનું એક પણ દેરાસર બચ્યું નથી.

**સિંહપલ્લિકા** : મૈત્રક ધરસેન ૪ થાના ઈ. સં. ૬૪૮ ના દાનશાસનમાં 'ખેટકાહાર'માં 'સિંહપલ્લિકાપથક' કહેવામાં આવેલ છે.[૧૧૮] આ પથકનું વડું મથક 'સિંહપલ્લિકા' ખેડા જિલ્લાના ઠાસરા તાલુકામાં ડેસરથી દક્ષિણે આઠ કિ.મી. (પાંચ માઈલ) ઉપર આવેલું 'સિહોડા' છે.

**પેટલાઉદ્ર** : ખેડા જિલ્લામાં આવેલા પેટલાદ તાલુકાના મુખ્ય મથક પેટલાદના જૂના રૂપ 'પેટલાઉદ્ર'નો નિર્દેશ પુરાતનપ્રબંધસંગ્રહ અને પ્રબંધકોશમાં થયો છે, જેમાં વીરધવલ વાઘેલો ગુજરી ગયા પછી વીસલદેવને અમાત્યોએ સત્તા સોંપી ત્યારે મોટા વીરમે પાંચ નગર માગેલાં તેમાં 'પેટલાઉદ્ર' પણ એક હતું.[૧૧૯] વિનયચંદ્રની 'કાવ્યશિક્ષા'માં 'પેટલાઉદ્ર' વગેરે 'ચતુરુત્તરશત' ગામોનો નિર્દેશ થયો છે, જે આજે 'ચરોતર' ભૂભાગ તરીકે સચવાયેલો મળે છે.[૧૨૦]

**વદરસિદ્ધિ** : રાષ્ટ્રકૂટ રાજા ગોવિંદરાજ પ્રભૂતવર્ષના ઈ. સ. ૮૧૩ ના અને

રાજા ધ્રુવ ૨ જાના ઈ. સ. ૮૩૫ના દાનશાસનમાં 'વદરસિદ્ધિ'નો ઉલ્લેખ આવે છે.[૧૨૧] 'વદરસિદ્ધ' એ ખેડા જિલ્લાના બોરસદ તાલુકાનું વડું મથક બોરસદ છે.

**નગરક :** મૈત્રકવંશના ધ્રુવસેન ૧ લાના ઈ. સ. ૫૨૯ ના દાનશાસનમાં 'નગરક'નો પહેલો નિર્દેશ જોવા મળે છે,[૧૨૨] જ્યારે ધરસેન ૪ થાના ઈ. સ. ૬૪૮ ના દાનશાસનમાં[૧૨૩] તથા શીલાદિત્ય ૩ જાના ઈ. સ. ૬૬૫ના દાનશાસનમાં ખેટક–આહારમાં 'નગરકપથક'ની વાત છે.[૧૨૪] ખેટક–આહારને સંબંધે આ 'નગરક' એ ખેડા જિલ્લાના ખંભાત તાલુકામાં ખંભાતથી પાંચેક કિ. મી.(ત્રણેક માઈલ)ને અંતરે આવેલું, નાનું ગામ ધરાવતું, મોટા ભાગનું સદંતર ઉજ્જડ, 'નગરા' હોવા વિશે શંકા નથી. પ્રબંધસાહિત્યમાં પ્રબંધચિંતામણિ વગેરે સિદ્ધરાજ જયસિંહના સંદર્ભમાં એક 'નગરમહાસ્થાન'ની વાત કરે છે,[૧૨૫] પરંતુ એ માલવથી 'મહાસ્થાન' આવતાં સૂચવાયું હોઈ સંભાવના 'વડનગર'ની છે.

નગરાના ખોદકામમાં એની વસાહત ઈ. પૂ. ૧ લી સહસ્રાબ્દીના મધ્ય જેટલી જૂની હોવાનું પ્રાપ્ત થયું છે.[૧૨૬] મધ્યકાલમાં એ મોટું નગર હતું. ત્યાં બુદ્ધની એક જૂની ઘસાઈ ગયેલી મૂર્તિ મળી છે; ત્યાંની બ્રહ્માની મૂર્તિ અને જયાદિત્ય સૂર્યની મૂર્તિ એની મધ્યકાલીન જાહોજલાલીનો ખ્યાલ આપે છે.

**સ્તંભતીર્થ–સ્તંભપુર–સ્તંભેશ્વરતીર્થ–મહીનગર–તારકપુર–તામ્રલિપ્તિ :** આવાં ભિન્ન ભિન્ન નામોથી કહેવામાં આવેલું નગર એ ખંભાત છે. સ્કંદપુરાણના માહેશ્વરખંડના કૌમારિકાખંડમાં આમાંનાં પ્રથમનાં ત્રણ નામ આપેલાં છે; આ તીર્થ તરીકે મહીસાગરસંગમ ક્ષેત્રમાં આવેલું કહ્યું છે; પૌરાણિક દૃષ્ટિએ કૌમારિકા નામના ખંડ–દેશનો આ એક ભાગ ગણાતો હતો; આ તીર્થમાં આવેલું નગર 'ખંભાત–ખંભાયત, સ્તંભતીર્થ, ત્રંબાવતી–તામ્રલિપ્તિ, મહીનગર, ભોગવતી, પાપવતી કર્ણાવતી', આવાં સાત નામોથી જાણીતું કહ્યું છે.[૧૨૭] સ્કંદપુરાણમાં 'તારકપુર' નિર્દિષ્ટ થયેલું છે. ઉમાશંકર જોશીએ 'મહીનગર' અને 'તારકપુર'ને એક માન્યાં છે.[૧૨૭અ] ખંભાતની ઉત્તરે અઢારેક કિ. મી. (બારેક માઈલ) ઉપર આવેલું 'તારાપુર' આ 'તારકપુર' હોવાની વધારે સંભાવના છે. તારાપુરની ઉત્તરે આવેલું 'નાર' ('નગર') એ 'મહીનગર' હોઈ શકે. અભિલેખોમાં તો ઉત્તરસોલંકીકાલમાં એક નગર તરીકે 'સ્તંભતીર્થ'નો નિર્દેશ થયેલો છે. ઈ. સ. ૧૨૫૦–૫૧ માં વીરધવલે ખંભાતને કબજે કરી ત્યાં

વસ્તુપાલને પોતાના પ્રતિનિધિ તરીકે નીમ્યો હતો.[૧૨૮] અહીં જ ભરૂચના શંખે વસ્તુપાલને પોતાના પક્ષમાં આવી જવા કહેણ મોકલેલું, પણ વસ્તુપાલે દાદ ન આપતાં શંખ ખંભાત ઉપર ચડી આવ્યો; વસ્તુપાલ જાતે યુદ્ધમાં ઊતરતાં શંખ નાસી ગયો.[૧૨૯] વસ્તુપાલ-તેજપાલના વિ. સં. ૧૨૮૮—ઈ. સ. ૧૨૩૨ ના ગિરનાર અભિલેખોમાં વસ્તુપાલના પુત્ર જયંતસિંહને 'સ્તંભતીર્થ'નો મુદ્રાવ્યાપાર કરતો કહેવામાં આવ્યો છે.[૧૩૦] એક અભિલેખ તો ખંભાતના ચિંતામણિ પાર્શ્વનાથના મંદિરનો ઈ. સ. ૧૨૯૬ નો છે, જેમાં વાઘેલા અર્જુનદેવના પુત્ર રામદેવના સમયમાં 'સ્તંભતીર્થ'માં ખલ્લ નામના એક મોઢ વણિકે ચિંતામણિ પાર્શ્વનાથનું જૈન મંદિર કરાવ્યાનું જણાવ્યું છે. ત્યાં એને પુરોના તિલકરૂપ કહ્યું છે.[૧૩૧] ગ્રંથસ્થ ઉલ્લેખો પ્રબંધોમાં ઠીક ઠીક થયેલા છે. પ્રભાવકચરિતમાં 'હેમચંદ્રસૂરિચરિત'માં હેમચંદ્રનાં માતાપિતા 'સ્તંભતીર્થ'માંના પાર્શ્વમંદિરમાં ગયાનું અને ત્યાં સોમચંદ્ર નામથી હેમચંદ્રાચાર્યની દીક્ષા થયાનું, કુમારપાલે 'સ્તંભતીર્થ'માં પ્રવેશ કર્યાનું, 'સ્તંભતીર્થ'માં ઉદયન મંત્રીના નિવાસનું, વગેરે મળે છે.[૧૩૨] એ જ ગ્રંથ અભયદેવસૂરિના પ્રસંગમાં 'પત્તન' અને 'આશાપલ્લી' વચ્ચે 'તામ્રલિપ્તિ' કહે છે તે 'ખંભાત' છે.[૧૩૩] પ્રબંધ-ચિંતામણિમાં 'કુમારપાલાદિપ્રબંધ'માં આ. હેમચંદ્રનું ઉદયનને ત્યાં જવાનું, કુમારપાલે ત્યાં 'સાલિગવસહિકાપ્રાસાદ'નો જીર્ણોદ્ધાર કરાવ્યાનું, અને વસ્તુપાલને 'સ્તંભતીર્થ'માંના સઈદ-નામના નાવિક સાથે વિગ્રહ થયાનું નોંધાયું છે.[૧૩૪] વિવિધતીર્થકલ્પમાં તેજપાલે સ્તંભતીર્થમાં નેમિજિનની મૂર્તિ તેમજ પૂર્વજોની મૂર્તિઓ અને હસ્તિશાલા કરાવ્યાનું, વીરધવલે વસ્તુપાલ-તેજપાલને બોલાવી 'સ્તંભતીર્થ' અને 'ધવલક્કક'ની સત્તા સુપરત કર્યાનું, અને તીર્થોની યાદીમાં નેમિનાથનું દેરાસર હોવાનું કહેવાયું છે.[૧૩૫] પુરાતનપ્રબંધસંગ્રહમાં, કોઈ એક વ્યવહારી (વેપારી) 'સ્તંભતીર્થ' ગયાનું, વસ્તુપાલ 'સ્તંભતીર્થ' ગયાનું, તેજ-પાલે રાણા વીરધવલને 'સ્તંભતીર્થ' પ્રાપ્ત કરાવ્યાનું, માણિક્યસૂરિ તરફના રોષને લીધે મંત્રી વસ્તુપાલે 'સ્તંભતીર્થ'ની પૌષધશાળા લૂંટાવ્યાનું, વસ્તુપાલે 'સ્તંભતીર્થ'-માં પણ સરસ્વતીભાંડાગાર કરાવ્યાનું, વેપાર માટે તેજપાલને 'સ્તંભતીર્થ'માં મોકલ્યાનું, કોઈ ખંડેરાય-સાંખુલાક 'સ્તંભતીર્થ'માં વસ્તુપાલ ઉપર સૈન્ય લઈ ચડી આવ્યાનું, અને કુમારપાલ ગુપ્તવાસમાં 'સ્તંભતીર્થ'માં ઉદયન શ્રેષ્ઠી પાસે ગયાનું નોંધાયું છે.[૧૩૬] પ્રબંધકોશમાં પણ આમ નામનો રાજા 'સ્તંભતીર્થ'માં ગયાનું અને ત્યાં નેમિનાથના બિંબને નમન કર્યાનું, 'સ્તંભતીર્થ'માં વસ્તુપાલને 'સ્તંભતીર્થ' અને 'ધવલક્કક'નું આધિપત્ય મળ્યાનું, સુલતાન મોજદીનની વૃદ્ધ

માતા હજ માટે 'સ્તંભપુર' ગયાનું, વસ્તુપાલ એક વખતે 'ધવલક્કક'થી 'સ્તંભપુર' ગયાનું, અને 'ધવલક્કક' 'સ્તંભતીર્થ' અને 'પત્તન' વગેરેમાં સરસ્વતીભાંડાગાર કર્યાનું નોંધાયેલું છે.[૧૩૭]

નગરનું નામ 'ખંભાત' (જૂનું 'ખંભાયત') એને માટેના સં. स्तम्भतीर्थ ઉપરથી ઊતરી આવ્યું સમજાય એમ નથી; એના ઉપરથી તો 'થંભિથ' જેવું કાંઈક આવી શકે. મૂળમાં स्कम्भ શબ્દ (એ स्तम्भનો જ પર્યાય, પણ વધુ જૂનો છે, જેણે 'ખંભ' 'ખંભો' 'ખાંભો'–'ખાંભી' વગેરે શબ્દ આપ્યા છે,) હોવો જરૂરી છે. ધ્યાન ખેંચે એવી વસ્તુ છે કે ખંભાત નજીક 'નગરા'માં સૂર્યનું મધ્યકાલીન મંદિર છે, એટલે એક સમયે એ પ્રદેશમાં સૂર્યપૂજા વ્યાપક હશે; તો ત્યાં स्कम्भादित्य એવા કોઈ સૂર્યનું સ્થાન એ નગરના નામને માટે કારણભૂત હોય. આ શબ્દ ઉપરથી खम्भाइच्च અને खम्भाइत्त બેઉ પ્રકારના શબ્દ ઊતરી આવે. પદ્મનાભના 'કાન્હડદેપ્રબંધ'ની પ્રતોમાં 'ખંભાયત' 'ખંભાઇત' એવાં રૂપ લખાયેલાં મળે છે,[૧૩૮] એટલે મૂળ પકડી શકાય છે. પરંતુ स्कम्भादित्यમાં स्कम्भ શબ્દ કેવી રીતે સૂર્યનું વિશેષણ બન્યો, એ કોયડા જેવું છે. રત્નમણિરાવ ભીમરાવે 'સ્કંભ એ વૈદિક દેવ છે અને એનો અર્થ શિવનું જ્યોતિર્લિંગ થાય છે.' એમ કહ્યું છે.[૧૩૯] ગુજરાત–સૌરાષ્ટ્ર–કચ્છના સમુદ્રકિનારે ઘણા પ્રાચીન સમયથી શિવલિંગપૂજા જાણીતી છે એટલે ખંભાતના સ્થળમાં स्कम्भપૂજાને લીધે એ स्कम्भतीर्थ કહેવાતાં કહેવાતાં स्तम्भतीर्थ કહેવાવા લાગ્યું હશે. વ્યુત્પત્તિની દૃષ્ટિએ છેલ્લા ઉપરથી थम्भइत्थ દ્વારા 'થાંભેથ' કે स्कम्भतीर्थ ગણીએ તો 'ખાંભેથ' જેવું રૂપ મળે, રૂપ જૂનું 'ખંભાઇતિ' મળે જ છે, એટલે स्कम्भादित्य જેવું જૂનું નામ સ્વીકારવા તરફનું વલણ સ્વાભાવિક હોય. સૌરાષ્ટ્રના આહીરોમાં 'વકમાત' 'દેવાત' જેવાં નામોના મૂળમાં विक्रमादित्य–देवादित्य જેવાં નામ છે તેઓના સાદૃશ્યે 'ખંભાત'માં स्कम्भादित्य વધુ સ્વાભાવિક છે.[૧૪૦] જૈન પરંપરામાં 'તામ્રલિપ્તિ' એવું નામ મળી આવે છે; આચારાંગસૂત્રની ચૂર્ણિમાં ભરુકચ્છ અને તામ્રલિપ્તિને 'દ્રોણમુખ' કહેવામાં આવ્યાં છે; જલ અને સ્થલ એમ બંને માર્ગોએ જ્યાં જઈ શકાય તે 'દ્રોણમુખ' નામનો નગરપ્રકાર છે.[૧૪૧] સૂત્રકૃતાંગસૂત્રની ચૂર્ણિમાં જણાવ્યા પ્રમાણે સિંધુ 'તામ્રલિપ્તિ' જેવા પ્રદેશોમાં મચ્છર પુષ્કળ હોય છે.[૧૪૨] કેટલાક વિદ્વાન તામ્રલિપ્તિને બંગાળનું 'તામલુક' કહે છે, પરંતુ જૈન ટીકાગ્રંથો પ્રાયઃ ગુજરાતમાં રચાયેલા હોઈ અને 'ભરુકચ્છ'નું સાહચર્ય હોઈ એને 'ખંભાત'નો પર્યાય કહેવો તર્કયુક્ત છે.[૧૪૩] પ્રભાવકચરિતમાં આપેલા 'હેમાચાર્યચરિત'માં 'સ્તંભતીર્થ'ને અને 'તામ્રલિપ્તિ'ને એક જ સ્થળનાં પર્યાયનામ તરીકે બતાવ્યાં છે.[૧૪૪] વિચિત્રતા એ છે કે ભારતના

નકશામાં સ્તંભતીર્થ–ખંભાત પશ્ચિમે સમુદ્રકાંઠે અખાતમાં છે, તામ્રલિપ્તિ–તામલુક પૂર્વબંગાળ(પૂર્વપાકિસ્તાન)ના ઉપસાગરમાં સમુદ્રકાંઠે છે. આમ પૂર્વ–પશ્ચિમમાં બંનેની સમાંતર ભૌગોલિક સ્થિતિ છે.

**કોલંબ :** આનો નિર્દેશ મૈત્રક ધરસેન ૪ થાના ઈ. સ. ૬૪૮ ના દાનશાસનમાં થયેલો મળ્યો છે. એ 'ખેટકાહાર'માં આવેલો પેટાવિભાગ હતો, જેનું વડું મથક 'કોલંબ'[૬૪૫] પકડાયું નથી, પરંતુ એ પથકનાં ગામ ઓળખી શકાયાં છે, જે બધાં હાલ ખેડા જિલ્લાના મહેમદાવાદ તાલુકામાં આવેલાં છે.

**લોહાટી–લોહાણ–લોહાણા :** સ્કંદપુરાણના કૌમારિકાખંડમાં આ ગામનો નિર્દેશ એની દેવીના સ્થાન માટે થયો છે.[૬૪૬] અડાલજ અને લોહાણ એ બંને ત્યાં દેવીનાં સ્થાન તરીકે કહેવાયાં છે. આ ગામ આજે અસ્તિત્વમાં હોવાનું ધ્યાનમાં આવ્યું નથી.

**મૌલિસ્તાન :** સાબરમતી સમુદ્રને મળે છે તેની નજીકનું પદ્મપુરાણના સમયનું એક નગર.[૬૪૭] આજે એનો કોઈ સગડ મળતો નથી; સંસ્કૃત નામ પણ ભ્રાંતિજનક છે.

**ગોદ્રહક :** પંચમહાલ જિલ્લાના ગોધરા તાલુકાનું વડું મથક આજનું ગોધરા તે પ્રાચીન 'ગોદ્રહક' છે. મૈત્રક રાજા શીલાદિત્ય ૬ ઠ્ઠાની છાવણી ઈ. સ. ૭૫૯ માં 'ગોદ્રહક'માં હતી.[૬૪૮] નગર તરીકેનો એનો ધ્યાન ખેંચે તેવો ઉલ્લેખ દાહોદમાંથી મળેલા ઈ. સ. ૧૧૫૫–૫૬ ના અભિલેખમાં થયો છે,[૬૪૯] જેમાં એ મહામંડલેશ્વરનું અધિષ્ઠાન અર્થાત્ મંડલનું વડું મથક હોવાનું સૂચિત થયું છે. સોમેશ્વરદેવે કીર્તિકૌમુદી( ઈ. સ. ૧૩મી સદી )માં જણાવ્યા પ્રમાણે વાઘેલા વીરધવલના સમયમાં એને દગો દઈ 'ગોદ્રહ' (ગોધરા) અને લાટ(દક્ષિણ ગુજરાત)ના શાસકો મરુ દેશના રાજાઓ સાથે ભળી ગયા હતા.[૬૫૦] પુરાતનપ્રબંધસંગ્રહમાં તેજપાલ 'ગોધ્રા'ના રાજા ઘૂઘુલ મંડલીકને બાંધીને 'ધવલકપુર'ની સભામાં લઈ આવ્યાનું નોંધ્યું છે.[૬૫૧] પ્રબંધકોશમાં 'મહીના તટ'થી જાણીતો પ્રદેશ કહી એમાં 'ગોધ્રા' નામનું નગર, ત્યાંનો રાજા ઘૂઘુલ, 'ગોધ્રા'ના ગોધનનું વીરધવલના મોકલેલા નાના સૈન્યને હાથે હરણ વગેરે અને અંતે યુદ્ધ થતાં એનું કેદ પકડાવું, 'ધવલક્કક'માં એને વીરધવલ સમક્ષ રજૂ કર્યાનું અને ઘૂઘુલનું જીભ કચડી મૃત્યુ, એ પ્રસંગ કહેવામાં આવ્યો છે.[૬૫૨] વિવિધતીર્થકલ્પમાં 'કુડુંગેશ્વરનાભેયદેવકલ્પ'માં

વિક્રમાદિત્યે કુડુંગેશ્વર ઋષભદેવને અનેક મંડલોનાં ગામ અર્પણ કર્યાં તેઓમાં 'ગોદ્રહકમંડલ'નો પણ સમાવેશ જોવા મળે છે.[૬૫૩]

ધર્મારણ્યખંડમાં રામે મોઢ બ્રાહ્મણોને જે ગામ આપ્યાં કહ્યાં છે તેઓમાંનું 'ગોધરી' એ આ 'ગોધરા' લાગે છે.[૬૫૪]

**દધિપદ્ર :** આજનું પંચમહાલ જિલ્લાના દાહોદ તાલુકાનું વડું મથક દાહોદ એ આ 'દધિપદ્ર'. સિદ્ધરાજ જયસિંહના સમયમાં 'દધિપદ્રમંડલ' વગેરેમાં સેનાપતિપદે રહેલા કેશવે 'દધિપદ્ર'માં ઈ. સ. ૧૧૪૦ માં ગોગનારાયણદેવની પ્રતિષ્ઠા કરી હતી.[૬૫૫] આ અભિલેખ પણ દાહોદમાંથી મળી આવ્યો છે.

**શિવભાગપુર :** મૈત્રકવંશના ધ્રુવસેન ૩ જાના દાનશાસન(ઈ. સ ૬૫૩)માં અને ખરગ્રહ ૨ જાના દાનશાસન(ઈ. સ. ૬૫૬)માં 'શિવભાગપુરવિષય'નાં ગામોનાં દાન સૂચવાયાં છે.[૬૫૬] પહેલામાં દક્ષિણપટ્ટનો નિર્દેશ છે, એટલે એનો ઉત્તરપટ્ટ પણ હોવો જોઈએ; એ વિષયનું 'શિવભાગપુર' વડું મથક હતું. આ નગર એ પાવાગઢની પાસે આવેલું પંચમહાલ જિલ્લાના હાલોલ તાલુકાનું 'શિવરાજપુર' સમજાય છે.

**ચંપકનગર :** પદ્મપુરાણમાં જેનો નિર્દેશ થયો છે તે 'ચંપકનગર' ઘણું કરી હાલનું પાવાગઢની તળેટીમાં ઉજ્જડ થઈ ગયેલું 'ચાંપાનેર' છે; ત્યાંનો વિદારુણ નામનો રાજા કોઢિયો હતો ને 'વેત્રવતી' (વાત્રક) નદીમાં સ્નાન કર્યાથી રોગમુક્ત થયો હતો, એવી અનુશ્રુતિ ત્યાં નોંધવામાં આવી છે.[૬૫૭] પાવાગઢ-ચાંપાનેરનો ભૂભાગ અત્યારે પંચમહાલ જિલ્લાના હાલોલ તાલુકામાં છે.

**સૂર્યાપુર :** મૈત્રકવંશના શીલાદિત્ય ૬ ઠ્ઠાનાં લુણાવાડામાંથી મળેલાં પતરાંના ઈ. સ. ૭૫૯ ના દાનશાસનમાં 'સૂર્યાપુરવિષય'નો ઉલ્લેખ થયેલો છે.[૬૫૮] આ દાન રાજાની છાવણી 'ગોદ્રહક'માં હતી ત્યારે આપવામાં આવ્યું હતું. આ વિષયનું વડું મથક 'સૂર્યાપુર'[૬૫૮અ] પંચમહાલ જિલ્લાના કાલોલ તાલુકામાં આવેલું 'સુરેલી' હોવાની શકયતા છે, જે ગોધરાની ઉત્તર-ઉત્તર-પૂર્વે વીસેક કિ. મી. (બારેક માઈલ) ઉપર આવેલું છે. 'સૂર્યાપુર' સમય જતાં 'સૂર્યપલ્લિકા' થઈ ગયું હોવાનું સૂચિત થાય છે, જે પરથી 'સુરેલી' થયું છે.

**અંકોટ્ટક-વટપદ્રક-વટપુર :** મૈત્રકવંશના ધ્રુવસેન ૧ લાના ઈ. સ. ૫૨૫ ના દાનશાસનમાં 'અંકોટ્ટક'નો નિર્દેશ થયેલો છે[૬૫૯] તે મૂળ વડોદરાની નજીકનું

અને હાલ વડોદરાની હદમાં સમાઈ ગયેલું 'અકોટા' છે. સુવર્ણવર્ષ કર્કરાજના ઈ. સ. ૮૧૨ ના દાનશાસનમાં 'અંકોટ્ટક ચતુરશીતિ'(ચોર્યાશી ગામોના સમૂહ)નું એ વડું મથક જોવા મળે છે.[૧૬૦] અંકોટ્ટકની પૂર્વે આવેલું 'વડ(ટ)પદ્રક' (આજનું 'વડોદરા') ગામ દાનમાં આપવામાં આવ્યું છે. આ ગામ પૂર્વે 'અંકોટ્ટક'ના ચાતુર્વિદ્ય બ્રાહ્મણને આપવામાં આવેલું હતું તે અગાઉના રાજાઓએ લુપ્ત કરી નાખતાં 'વટપુર'ના વાસી ભાનુ ભટ્ટને દાનમાં આપવામાં આવ્યાનું ત્યાં છેડે કહ્યું છે. આ 'વટપુર', સંભવ છે કે, 'વટપદ્ર'નો જ પર્યાય છે. પ્રબંધચિંતામણિમાં અને પુરાતનપ્રબંધસંગ્રહમાં 'વટપદ્ર'નો કાન્હ પોતે તૈયાર કરાવેલા બિંબની પ્રતિષ્ઠા કરાવવા શ્રીપત્તન ('પાટણ') આવ્યાનું જણાવવામાં આવ્યું છે.[૧૬૧] નીચે 'નાંદીપુરી'ની વાત કરતાં 'વાટપદ્રક વિષય' અને 'વૈશ્વામિત્રી નદી' કહેલ છે તેનો સંબંધ આ 'વટપદ્ર' સાથે સમજાય છે.

નોંધપાત્ર એ વાત છે કે અનુમૈત્રક કાલમાં 'અંકોટ્ટક' એ ચોર્યાશી ગામોના સમૂહનું વડું મથક હતું અને 'વટપદ્રક' નજીકમાં નાનું ગામ હતું; સમય જતાં 'અંકોટ્ટક' ('અકોટા') નાનું ગામ બની ગયું અને 'વટપદ્રક' ('વડોદરા') મોટું નગર બની ગયું. અકોટામાંથી ઈ. સ. ૫ મી સદીથી લઈ મહત્ત્વની અનેક જૈન ધાતુપ્રતિમાઓ નીકળી છે એ આ સ્થાનની પ્રાચીન વિશાળ વસાહતની મહત્તા સૂચવવા પર્યાપ્ત છે.[૧૬૨]

'વટપદ્ર' નામનાં બીજાં પણ ઘણાં સ્થાન જાણવામાં આવ્યાં છે, જે આજે 'વડોદરા' કે બીજી મળતી સંજ્ઞાથી બચેલાં જાણી શકાયાં છે.[૧૬૩]

**ગોરજ્જા :** કટચ્ચુરિ રાજા બુદ્ધવર્માના ઈ. સ. ૬૦૯ ના દાનશાસનમાં 'ગોરજ્જા ભોગ'નો ઉલ્લેખ થયેલો છે,[૧૬૪] જે ભરુકચ્છવિષયમાં આવેલો હતો. આ એકમનું વડું મથક 'ગોરજ્જા' વડોદરા જિલ્લાના વાઘોડિયા તાલુકામાં, પંચમહાલ જિલ્લાના હાલોલની દક્ષિણે સોળેક કિ. મી (૧૧ માઈલ) ઉપર આવેલું 'ગોરજ' ગામ લાગે છે.

**શ્રદ્ધિકા :** આ સ્થાનનો 'અગ્રહાર' તરીકે ઉલ્લેખ ગુર્જરનૃપતિવંશના જયભટ ૩ જાના ઈ. સ. ૭૦૬ ના 'કાયાવતાર'–કારવણની છાવણીમાંથી કરેલા દાનશાસનમાં થયો છે.[૧૬૫] આ 'શ્રદ્ધિકા'નો ગામ તરીકે ઉલ્લેખ મૈત્રકરાજા શીલાદિત્ય ૩ જાના ઈ. સ. ૬૭૬ ના દાનશાસનમાં પણ થયેલો છે.[૧૬૬] આ 'શ્રદ્ધિકા' એ વડોદરા જિલ્લાના પાદરા તાલુકાનું 'સાધી' છે.

**કોરિલાપુર-કોરિલ્લા** : નર્મદા નદીના તીરપ્રાંતમાં એક 'કોરિલાપુર'નો સ્કંદપુરાણમાં ઉલ્લેખ થયેલો છે,[૧૬૭] જ્યાં દોઢ કરોડ તીર્થ હોવાનું કહ્યું છે. પુરાણમાં નોંધાયેલા નગરનો 'કોરિલ્લા' તરીકે ગુર્જરનૃપતિવંશના રાજા જયભટ ૩ જાના ઈ. સ. ૭૦૬ ના દાનશાસનમાં સગડ મળ્યો છે.[૧૬૮]

**કાયાવતાર** : આ સ્થળનો ઉલ્લેખ ગુર્જરનૃપતિવંશના જયભટ ૩ જાના ઈ. સ. ૭૦૬ ના દાનશાસનમાં રાજાની છાવણીના સ્થાન તરીકે થયો છે.[૧૬૯] શિવના અવતાર તરીકે લેખાયેલા, પાશુપત સંપ્રદાયના સંસ્થાપક, લકુલીશનો જન્મ આ 'કાયાવતાર-કાયાવરોહણ'('કારોહણ' નામ પણ મળે છે)માં થયો કહ્યો છે.[૧૭૦] આજનું 'કારવણ' નામ આ નગરના 'કાયાવરોહણ' એવા પ્રચલિત નામ ઉપરથી આવેલું છે.[૧૭૧] આ કારવણ વડોદરા જિલ્લાના ડભોઈ તાલુકામાં ડભોઈની પશ્ચિમે પંદરકે કિ.મી. (૧૧ માઈલ) ઉપર આવેલું તીર્થસ્થાન છે.

**દર્ભવતી-દર્ભાવતી** : ડભોઈની ઈ. સ. ૧૨૫૩ ની વૈદ્યનાથપ્રશસ્તિમાં વીસલદેવ વાઘેલાએ શ્રીવૈદ્યનાથના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો હોવાનું જાણવામાં આવ્યું છે, પરંતુ અભિલેખના સંખ્યાબંધ શબ્દ નષ્ટ થઈ ગયેલા હોઈ નગરનું નામ જળવાયેલું જોવા મળતું નથી; પણ સોલંકીરાજા ભીમદેવ ૨ જા ના રાજ્યકાલમાં ઈ. સ. ૧૧૯૫ માં એક ગ્રંથ લાટદેશની 'દર્ભાવતી'માં લખાયાનું જણવામાં આવ્યું છે;[૧૭૨] તો ગિરનાર ઉપરના વસ્તુપાલ-તેજપાલના સમયના ઈ. સ. ૧૨૩૨ ના ૭ અભિલેખોમાં 'અણહિલપુર' 'ભૃગુપુર' 'સ્તંભનકપુર' 'સ્તંભતીર્થ' 'દર્ભવતી' 'ધવલક્કક' એમ નગરોમાં નવાં દેરાસરો અને દેરાસરોના જીર્ણોદ્ધાર કર્યાનું સૂચવ્યું છે ત્યાં એક સ્થાન તરીકે એ નિર્દેશાયું છે.[૧૭૩] અહીં વીસલદેવનો જન્મ થયો કહેવાયો છે.[૧૭૪] વીસલદેવના સમયના વૈદ્યનાથ-મંદિરના ભગ્નાવશેષ અને ડભોઈના કિલ્લાના દરવાજા એની પ્રાચીન જાહોજલાલીનો આજે પણ ખ્યાલ આપી રહેલા છે. આ ડભોઈ વડોદરા જિલ્લાના ડભોઈ તાલુકાનું વડું મથક છે.

**સંગમખેટક** : ગુર્જરનૃપતિવંશના દદ્દ ૨ જા(પ્રશાંતરાગ)નાં ઈ. સ. ૬૪૨નાં બે દાનશાસનોમાં 'સંગમખેટકવિષય'માં આવેલાં બે ગામોની જમીન દાનમાં આપ્યાનું મળે છે.[૧૭૫] ઊંછ અને ઓર નદીઓના સંગમ ઉપર આવેલું હોઈ એ 'સંગમખેટક' તરીકે જાણીતું થયેલું.[૧૭૬] એ વિષયનું વડું મથક, હાલનું 'સંખેડા', વડોદરા જિલ્લાના સંખેડા તાલુકાનું મુખ્ય મથક છે, જે હાલ ખરાદી-કામના હુન્નર માટે જાણીતું છે.

**મંકણિકા :** આ સંજ્ઞાનો 'ભુક્તિ' એવા વહીવટી વિભાગ તરીકેનો ઉલ્લેખ રાષ્ટ્રકૂટરાજા કર્ક સુવર્ણવર્ષના ઈ. સ. ૮૧૬ ના દાનશાસનમાં થયેલો છે.[૧૭૭] એ ભુક્તિના વડા મથક 'મંકણિકા'નો ઉલ્લેખ કટચ્ચુરિ રાજા તરલસ્વામીના ઈ. સ. ૫૯૫ ના માંકણીનાં પતરાંમાંના દાનશાસનમાં પણ આવે છે.[૧૭૮] આ દાનપત્ર બનાવટી હોવાનું અને એ આઠમી સદીમાં ઉપજાવ્યું હોવાનું માલૂમ પડયું છે.[૧૭૯] 'મંકણિકા' એ વડોદરા જિલ્લાના સંખેડા તાલુકામાં આવેલું 'માંકણી' છે, જ્યાંથી તરલસ્વામીના દાનશાસનનું પહેલું (સંભવતઃ બીજું પણ) પતરું મળ્યું છે.

**તંડુલપદ્રક :** કટચ્ચુરિ રાજા શંકરગણના ભોગિકપાલક નિરિહુલ્લકના બલાધિકૃત શાંતિલ્લના ઈ. સ.ની ૬ ઠ્ઠી સદીના છેલ્લા ચરણના દાનશાસનમાં કોઈ વહીવટી વિભાગના વડા મથક તરીકે 'તંડુલપદ્રક'નો ઉલ્લેખ થયેલો છે.[૧૮૦] 'તંડુલપદ્રક' એ વડોદરા જિલ્લાના સંખેડા તાલુકામાં સંખેડાથી ઉત્તર–પૂર્વે ૧૬ કિ. મી. (દસ માઈલ) ઉપર આવેલું 'તાંદળજા' લાગે છે.

**નાંદીપુરી-નાંદીપુર-નંદપુર–નંદપદ્ર :** ગુર્જરનૃપતિવંશના દદ્દ ૨ જાનાં ઈ. સ. ૬૨૯ અને ૬૩૪ નાં દાનશાસન 'નાંદીપુરી'માંથી અને ઈ. સ. ૬૪૨ નાં એ 'નાંદીપુર'માંથી આપવામાં આવ્યાં હતાં. જયભટ ૩ જાના ઈ. સ. ૭૧૦ ના દાનશાસનમાં 'નાંદીપુર'નો વિષય તરીકે ઉલ્લેખ થયેલો છે.[૧૮૧] હકીકતે 'નાંદીપુરી-નાંદીપુર' ગુર્જરનૃપતિવંશની રાજધાની સમજાય છે. ખૂબ મોડેથી, ઈ. સ. ૧૦૭૭ માં, નાંદીપુરમાં નિંબાર્કકુલના કોઈ ત્રિવિક્રમપાલનું શાસન જાણવામાં આવે છે, જેણે 'નાગસારિકામંડલ'ના 'વાટપદ્રકવિષય'માં 'વૈશ્વામિત્રી' નદીના તટે અને શુક્લતીર્થમાં દાન આપ્યાં છે.[૧૮૨] એ પછી છેક ઈ. સ. ૧૨૯૧ માં વૈજપાયન રાજવંશના જૈત્રસિંહનું શાસન 'નંદપુર–નંદપદ્ર'માં કહેવામાં આવ્યું છે;[૧૮૩] એને એના દાનશાસનમાં 'નર્મદાતટમુકુટભૂત' કહેવામાં આવ્યું છે અને એમાં 'નંદપદ્રીય દેશ' પણ કહેલ છે.

આ નાંદીપુરીના સ્થળનિર્ણયમાં મતભેદ નોંધાયેલા છે: બ્યૂલરે ભરૂચની પૂર્વે જડેશ્વરના દરવાજાની બહાર આવેલો એ જ નામનો જૂનો કિલ્લો 'નાંદીપુરી' હોવાનો મત આપેલો; કનૈયાલાલ મુનશીનું પણ વલણ એ પ્રકારનું હતું; પરંતુ ભગવાનલાલ ઇંદ્રજીએ રાજપીપળા વિભાગના હાલના 'નાંદોદ'ને માટે મત આપ્યો હતો, જે વધુ બંધ બેસે છે.[૧૮૪] હરિપ્રસાદ શાસ્ત્રીએ આ પાછલા મતનું સમર્થન કર્યું છે.[૧૮૫] આ નાંદોદ ભરૂચ જિલ્લાના નાંદોદ તાલુકાનું વડું મથક છે.

**ગુડશસ્ત્ર :** આચારાંગસૂત્રની ચૂર્ણિમાં એક 'ગુડશસ્ત્ર' નગરનો નિર્દેશ થયેલો છે;[૬૮૬] ખપુટાચાર્ય નામના એક જૈનાચાર્ય પોતાના શિષ્યને ભરુકચ્છમાં મૂકીને વૃદ્ધકટ નામના વ્યંતરનો ઉપદ્રવ શમાવવા 'ગુડશસ્ત્ર'માં ગયા હતા અને પોતાનો શિષ્ય શિથિલાચારી બની બૌદ્ધોમાં ભળી ગયાનું સાંભળી પાછા ભરુકચ્છ આવ્યા હતા. આ નગરનામ સાથે જન્ય-જનક પ્રકારનો સંબંધ ધરાવતાં ભરૂચ જિલ્લાના અંકલેશ્વર તાલુકાનું 'ગડખોલ', નાંદોદ તાલુકાનું 'ગડોદ', વાગરા તાલુકાનું 'ગોલાદરા' અને હાંસોટ તાલુકાનું 'ઘોડાદરા' ગામો મળે છે. આમાંનું કયું મૂળ 'ગુડશસ્ત્ર' હશે એ કહેવું મુશ્કેલ છે.

**લોહિગકક્ષ :** ગુર્જરનૃપતિવંશના જયભટ ૪ થાના ઈ. સ. ૭૩૬ ના દાનશાસનમાં 'લોહિગકક્ષ–પથક-આહાર'માંથી નીકળીને આવેલા બ્રાહ્મણને ભરુકચ્છ વિષયનું ગામ દાન આપવામાં આવ્યું છે.[૬૮૭] આ પથક-આહારનું વડું મથક 'લોહિગકક્ષ', સંભવ છે કે, ભરૂચ જિલ્લાના ડેડિયાપાડા (દેડિયાપાડા) તાલુકાનું રૂખલ હોય.

**જંબૂસર :** આજના ભરૂચ જિલ્લાના જંબુસર તાલુકાનું વડું મથક જંબુસર નાંદીપુરીના ગુર્જરનૃપતિવંશના રાજાઓના સમયમાં બ્રાહ્મણોથી વસેલું ગામ હતું. દદ્દ ૨ જાના ઈ. સ. ૬૨૯ ના અને ઈ. સ. ૬૩૪ ના પુનરાવર્તિત દાનશાસનમાં દાન લેનારાઓમાં 'જંબૂસર'માંથી આવેલા બ્રાહ્મણનો નિર્દેશ આવે છે.[૬૮૮] ૭ વર્ષ બાદ મૈત્રકવંશના ધ્રુવસેન ૨ જાના ઈ. સ. ૬૩૯–૪૦ ના દાનશાસનમાં પણ દાન લેનાર 'જંબૂસર'થી આવેલો બ્રાહ્મણ છે.[૬૮૯] ચાલુક્ય વિજયરાજના ખેડામાંથી હાથ લાગેલા, ઈ. સ. ૬૪૩ના ગણાતા, પરંતુ અનેક કારણોથી બનાવટી માલૂમ પડેલા, દાનશાસનમાં પણ દાન 'જંબૂસર'ના બ્રાહ્મણને અપાયું કહ્યું છે.[૬૯૦] નોંધવા જેવું છે કે યાસ્કના નિરુક્તની ઈ. સ.ની ૩ જી સદી આસપાસની 'દુર્ગવૃત્તિ'નો લેખક દુર્ગાચાર્ય 'જંબૂસર'નો વતની માલૂમ પડી આવ્યો છે.[૬૯૧]

**ઉદુંબરગહ્વર :** આનો ઉલ્લેખ મૈત્રકરાજા ધ્રુવસેન ૨ જાનાં ઈ. સ. ૬૩૯ અને ૬૪૦નાં દાનશાસનોમાં થયેલો છે.[૬૯૨] 'જંબૂસર'ના સાંનિધ્યે કહી શકાય કે 'ઉદુંબરગહ્વર' નગર તે ભરૂચ જિલ્લાના જંબુસર તાલુકાનું, જંબુસરથી ઉત્તરે ચાર કિ. મી. (અઢી માઈલ) ઉપરનું 'ઉમરા' હશે. ધરસેન ૪ થાના ઈ. સ. ૬૪૮ ના દાનશાસનમાં પણ આ ગામનો ઉલ્લેખ થયેલો મળે છે.[૬૯૩]

**કાપિકા-કાવિકા :** દક્ષિણ ગુજરાતમાં આવેલા આ નગરનો રાષ્ટ્રકૂટ-વંશના પ્રભૂતવર્ષ ગોવિંદરાજના કાવીના દાનશાસન(ઈ. સ. ૮૨૭)માં 'કાપિકાંતર્વર્ત્તી કોટિપુર'ના નિર્દેશે ઉલ્લેખ થયેલો છે.[૬૯૪] વળી ગોવિંદ ૪ થાના ખંભાતના દાનશાસન(ઈ. સ. ૯૩૦)માં પણ થયો છે, જેમાં 'કાવિકા'માંથી માન્યખેટમાં જઈ વસેલા બ્રાહ્મણને 'કાવિકા'ની નજીકનું ગામ દાનમાં આપવામાં આવ્યું છે.[૬૯૫] આ નગર ભરૂચ જિલ્લાના જંબુસર તાલુકામાં આવેલું કાવી છે.

**અક્રૂરેશ્વર-અંકુલેશ્વર :** ગુર્જરનૃપતિવંશના રાજાઓના સમયમાં અક્રૂરેશ્વર-અંકુલેશ્વર' વિષય તરીકે જણાવામાં આવેલું છે. દદ્દ ર જાનાં ઈ. સ. ૬૨૯ અને ૬૩૪ નાં દાનશાસનોમાં 'અક્રૂરેશ્વર વિષય',[૬૯૬] તો એના ઈ. સ. ૪૯૫-૯૬ ના કહેલા પણ અનુમૈત્રકકાલમાં ઉપજાવેલા દાનશાસનમાં 'અકુલેશ્વર વિષય' લખવામાં આવેલ છે.[૬૯૭] કૃષ્ણ ૨ જાના ઈ. સ. ૮૮૮ ના દાનશાસનમાં એ રાજાને 'અંકૂલેશ્વરાવસ્થિત' કહ્યો છે[૬૯૮] એટલે ત્યાં એ વિષયના વડા મથકની વાત છે. આ હાલનું, નર્મદાના દક્ષિણ તટ ઉપર આવેલું, ભરૂચ જિલ્લાના અંકલેશ્વર તાલુકાનું વડું મથક છે, જે આજે એના ખનિજ તેલના કૂવાઓ માટે ખ્યાત થયેલું છે.

**કાશકુલ-કાશાકુલ :** આ નગર જેનું વડું મથક હોય તેવા 'કાશાકુલ વિષય'નો ઉલ્લેખ ચાલુક્ય વિજયરાજના ખેડામાંથી મળેલાં બનાવટી માલૂમ પડેલાં તામ્રપત્રોના દાનશાસન(ઈ. સ. ૬૪૨)માં થયેલો છે.[૬૯૯] રાષ્ટ્રકૂટવંશના કર્ક ૨ જાએ આ 'કાશકુલ વિષય'નું 'સ્થાવરપલ્લિકા' ગામ એના ઈ. સ. ૭૫૭ નાં, ઘારોલીમાંથી મળેલાં, તામ્રપત્રોના દાનશાસનમાં દાનમાં આપ્યાનું લખ્યું છે.[૭૦૦] આ વિષયનું વડું મથક 'કાશાકુલ' એ સૂરત જિલ્લાના ઓલપાડ તાલુકાનું, ઓલપાડથી દક્ષિણ-પશ્ચિમે છએક કિ. મી. (ચાર માઈલ) ઉપર આવેલું, 'કાસલા' લાગે છે.[૭૦૧] મણિભાઈ દ્વિવેદી તાપીના તટ ઉપરનું 'કઠોર' અથવા 'કુડસદ' કહેવા માગે છે,[૭૦૨] પરંતુ વ્યુત્પત્તિની દૃષ્ટિએ 'કાસલા' બંધ બેસે છે.

**કમ્મણીય-કાર્મણેય-કર્માંતપુર :** 'પેરિપ્લસ'ના લેખકે એની આ ભૂગોળમાં અખાતની જમણી બાજુ 'હેરોન' નામનો ખરાબો 'કમ્મોની' ગામની સામે કહ્યો છે તે ખંભાતના અખાતના પૂર્વકાંઠાનું કામરેજ છે, જેના સામેના કાંઠા ઉપર 'અષ્ટકંપ્ર' (હાથબ) કહ્યું છે.[૭૦૩] ગુર્જરનૃપતિવંશના દદ્દ ૨ જાના ઈ. સ ૪૭૮ ના બનાવટી માલૂમ પડી આવેલા દાનશાસનમાં 'કમ્મણીયશોડ(શ)શત (કમણીય-૧૧૬ ગામોનો સમૂહ) ભુક્તિ'માંનું ગામ દાનમાં આપવામાં આવ્યાનું

જણાવ્યું છે.૭૦૪ 'આહાર-વિષય' તરીકે 'કાર્મણેય'નો ઉલ્લેખ ચાલુક્યવંશીય શ્રયાશ્રય શીલાદિત્યના ઈ. સ. ૬૯૩ ના અને અવનિજનાશ્રય પુલકેશીના ઈ. સ. ૭૩૯ ના –એ બે દાનશાસનોમાં થયેલો છે.૭૦૫ રાષ્ટ્રકૂટવંશના અમોઘવર્ષ ૧ લાના, તરસાડીમાંથી મળેલાં પતરાંના ઈ. સ. ૮૫૦ ના દાનશાસનમાં 'કમ્માંતપુરવિષય' પણ 'કામરેજ'નો જ વાચક છે.૭૦૬ ધ્રુવ ૩ જાના ઈ. સ. ૮૬૭ ના દાનશાસનમાં 'કર્માન્તપુરશોડ(શ)શત' તે પણ આ છે, જ્યારે ઇંદ્રરાજ ૩ જાના ઈ. સ. ૯૧૪ ના દાનશાસનમાંનું 'કમ્મણિજ્જ' પણ આ જ છે.૭૦૬અ 'ભુક્તિ' 'આહાર' 'વિષય' એ નાનામોટા વહીવટી વિભાગના વડા મથક તરીકે રહેલું આ 'કમ્મણીય' –'કાર્મણેય'–'કમ્માંતપુર' એ સુરત જિલ્લાના કામરેજ તાલુકાનું વડું મથક, સુરતથી ઉત્તરપૂર્વે ૧૬ કિ. મી. (દસ માઇલ) ઉપર આવેલું, કામરેજ છે.

**ધરાય :** મૈત્રકવંશના ધરસેન ૨ જાના શાકે ૪૦૦( ઈ. સ. ૪૭૮ ? )ના બનાવટી માલૂમ પડી આવેલા દાનશાસનમાં 'ધરાય વિષય' કહેલ છે.૭૦૭ એ વિષયનું વડું મથક 'ધરાય' તે હાલના કામરેજની ઉત્તર-પૂર્વે સાડા ૭ કિ. મી. (ચાર માઇલ) ઉપરનું સુરત જિલ્લાના કામરેજ તાલુકાનું 'ધલા' હોવાની શક્યતા છે.૭૦૮

**કંતારગ્રામ-કાંતારગ્રામ :** ધરસેન ૨ જાના બનાવટી નીકળેલા શાકે ૪૦૦(ઈ. સ. ૪૭૮ ?) ના દાનશાસનમાં 'કંતારગ્રામશોડ(શ)શતવિષય'નું ગામ દાન આપવાનું લખ્યું છે.૭૦૯ આ ૧૧૬ ગ્રામોના સમૂહના વડા મથક તરીકેનું નગર તે 'કંતારગ્રામ'. ઉપર 'કમ્મનીયશોડ(શ)શત' કહેલ છે તેવો આ પ્રકાર છે. રાષ્ટ્રકૂટવંશની ગુજરાતની શાખાના ધ્રુવ ૨ જાના ઈ. સ. ૮૮૪ ના દાનશાસનમાં, પહેલાં 'કવરિકાહારવિષય' કહેવાતા અને રાજાના સમયમાં 'કાંતારગ્રામ–આહારવિષય' ગણાતા વિભાગના' કાંતારગ્રામ' નજીક આવેલી નદીના કાંઠાના બૌદ્ધવિહારને દાન આપવામાં આવ્યું છે.૭૧૦ આ અત્યારે સુરત જિલ્લાના (સુરત જેનું વડું મથક છે તે) ચોર્યાસી તાલુકાનું સુરતથી ઉત્તરમાં ૧૬ કિ. મી. (દસ માઇલ) ઉપર આવેલું 'કતારગામ' છે.

**વરિઅવિ :** રાષ્ટ્રકૂટવંશના કૃષ્ણ ૨ જાના અંકલેશ્વરમાંથી મળેલાં પતરાંના ઈ. સ. ૮૮૮ ના દાનશાસનમાં 'વરિઅવિ 'ના નિવાસી બ્રાહ્મણને દાન આપવામાં આવ્યું છે.૭૧૧ આ 'વરિઅવિ' એ આજનું સુરત જિલ્લાના ચોર્યાસી તાલુકાનું 'વરિયાવ' છે.

**બાહિરિકા અને કણ્હવલ્લ** : ચાલુક્યવંશના શ્રયાશ્રય શીલાદિત્યના ઈ. સ. ૬૭૧ ના દાનશાસનમાં 'બાહિરિકા વિષય'માં આવેલા 'કણ્હવલ્લ આહાર'માંનું એક ગામ દાનમાં આપ્યાનું મળે છે.૭૧૨ આમાંના 'બાહિરિકા વિષય'ના વડા મથક 'બાહિરિકા'ને મણિભાઈ દ્વિવેદી 'વહર-વસર' કહે છે,૭૧૩ જે હકીકતે સુરત જિલ્લાના માંગરોળ તાલુકાનું 'વહાર' છે, હરિપ્રસાદ શાસ્ત્રી બારડોલીથી દક્ષિણ-પૂર્વે ૨૪ કિ. મી. (૧૫ માઈલ) ઉપરનું 'બહેરા' પણ સૂચવે છે.૭૧૪ મિરાશી આને 'અંતર્મંડલી'ની જેમ બહારના પ્રદેશ માટેની સંજ્ઞામાત્ર કહે છે,૭૧૫ પરંતુ એ બંધબેસતું નહિ આવે; એમ કરવા માટે 'બહિર્મંડલી' જેવી કોઈ સંજ્ઞા અપેક્ષિત લાગે.

'કણ્હવલ્લ' એ સુરત જિલ્લાના પલસાણા તાલુકાનું બગુમરાની દક્ષિણે આઠ કિ. મી.(પાંચ માઈલ) ઉપરનું 'કણાવ' સમજાય છે.૭૧૬ મિરાશી બારડોલીથી દક્ષિણમાં દસેક કિ. મી. (છ માઈલ) ઉપરનું 'કણ્હી' સૂચવે છે,૭૧૭ પણ એ નામ સુરત જિલ્લાના તાલુકાઓનાં ગામોની યાદીમાં જોવા મળતું નથી.

**તથ-ઉંબરા (? બગ-ઉંબરા)** : ગુર્જરનૃપતિવંશના દદ્દ ૨ જા(પ્રશાંતરાગ)-ના બનાવટી માલૂમ પડી આવેલા શક સં. ૪૧૫ (ઈ. સ. ૪૯૩ ?)ના દાનશાસનમાં 'આહાર' અને 'ગ્રામ' બેઉ રીતે આનો ઉલ્લેખ થયો છે,૭૧૮ પરંતુ વાંચવામાં ગરબડ થઈ સંભવે છે : એ 'બગ-ઉંબરા' શક્ય છે. આ દાનનાં પતરાં 'બગુમરા'-માંથી જ મળ્યાં છે, જે કામરેજથી જ દક્ષિણે પંદરેક કિ. મી. (નવ માઈલ) ઉપર સુરત જિલ્લાના પલાસણા તાલુકામાં આવેલું છે.

**ત્રેયણ્ણ-તેન્ન** : 'આહાર' તરીકે આનો ઉલ્લેખ ભીલ શાસક નિકુંભ-અલ્લશક્તિના ઈ. સ. ૬૫૫ ના દાનશાસનમાં થયો છે, તો રાષ્ટ્રકૂટ ઇંદ્રરાજ ૩ જાના ઈ. સ. ૯૧૫ ના દાનશાસનમાં 'કમ્મણિજજસમીપે' 'તેન્ન' ગામ અપાયું કહ્યું છે.૭૧૯ પેલા આહારનું વડું મથક 'ત્રેયણ્ણ' અને આ 'તેન્ન' એક છે. આ હાલનું સુરત જિલ્લાના બારડોલી તાલુકાનું, બારડોલીની પશ્ચિમે દોઢેક કિ. મી. (એક માઈલ) ઉપરનું, 'તેન' સમજાય છે.

**કાપૂર-કાપુર** : ત્રૈકૂટકવંશના દહ્રસેનનાં પારડીમાંથી મળેલાં ઈ. સ. ૪૫૬ નાં પતરાંમાં અંકિત થયેલા દાનશાસનમાં 'કાપુર'ના નિવાસી બ્રાહ્મણને દાન આપ્યાનું લખ્યું છે; ફ્લીટના જણાવ્યા પ્રમાણે વ્યારાથી દક્ષિણ-પશ્ચિમ-દક્ષિણે આવેલું આજનું 'કાપુર' આ છે.૭૨૦ મણિભાઈ દ્વિવેદીએ આજનું એ માટેનું પ્રચલિત

'કપૂરા' કહ્યું છે.[૭૨૧] આ પુર વડું મથક હોય તેવા 'કાપૂર આહાર'નો ઉલ્લેખ ક્ષહરાત ક્ષત્રપ નહપાનના સમયના ઈ. સ. ૧ લી સદી જેટલા જૂના સમયનો જાણવામાં આવ્યો છે. 'કપૂરા' તરીકે આ આજે સુરત જિલ્લાના વ્યારા તાલુકામાં આવેલું છે.

**કવરિકા અને સુહિલા :** રાષ્ટ્રકૂટવંશના ધ્રુવ ૨ જા ના ઈ. સ. ૮૮૪ ના દાનશાસનમાં 'કવરિકા'નો 'આહાર–વિષય' તરીકે અને 'સુહિલા'નો 'વિષય' તરીકે નિર્દેશ થયેલો છે.[૭૨૨] ઉપર 'કંતાર ગ્રામ'ના વિષયમાં જણાવ્યું છે તેમ 'કાંતાર-ગ્રામ-આહાર-વિષય'નું પૂર્વનું નામ 'કવરિકાહારવિષય' હતું,[૭૨૩] પરંતુ 'કવરિકા' નગરસંજ્ઞા અને 'કાંતારગ્રામ' નગરસંજ્ઞા એક ન હોય; અને ઓલપાડ તાલુકામાં 'કમરોલી' (શકય મૂળ : સં. कवरीपद्रिका > પ્રા. कवरीउल्लिआ > અપ. कँवरउल्लिआ) મળે છે એની ઓછી શકયતા નથી. 'સુહિલા વિષય'નું વડું મથક 'સુહિલા' એ સુરત જિલ્લાના માંડવી તાલુકાનું 'સોલી', અથવા કદાચ નિઝર તાલુકાનું 'સુલવાડે' હોય.

**વિજયપુર :** લાટના ચાલુકયવંશના વિજયરાજના ઈ. સ. ૬૪૪ ના બનાવટી માલૂમ પડી આવેલા દાનશાસનમાં વિજયપુરમાં છાવણી હોવાનું મળે છે.[૭૨૪] મિરાશી પંચમહાલના 'વિજાપુર' કે જૂના વડોદરા રાજ્યના વિજાપુર(ઉત્તર-ગુજરાતમાં મહેસાણા તાલુકાના)ની સંભાવના કરે છે. એ કરતાં હરિપ્રસાદ શાસ્ત્રીએ કોંકણના શિલાહારોના માંડલિક વિજ્જલે વસાવેલું સંજાણનું જ એ નામનું પરું હોવાની સંભાવના કરી છે તે વધુ સારી લાગે છે.[૭૨૪અ]

**નવસારિકા–નાગસારિકા :** જૂનામાં જૂનો પહેલો ઉલ્લેખ તોલેમીનો 'નૌસારિપા' કહી શકાય.[૭૨૫] આભિલેખિક ઉલ્લેખોમાં ચાલુકયરાજા શ્રયાશ્રય શીલાદિત્યના ઈ. સ. ૬૭૧ ના દાનશાસનમાં 'નવસારિકા'ના નિવાસી બ્રાહ્મણને 'નવસારિકા'માં દાન આપ્યાનો ઉલ્લેખ અને અવનિજનાશ્રય પુલકેશીના ઈ. સ. ૭૩૧–૩૨ ના દાનશાસનમાં એણે 'નવસારિકા' મેળવવા આવેલા તાજિકો(અરબો)ને હઠાવ્યાનો ઉલ્લેખ એ જૂના છે.[૭૨૬] જરા ઉત્તરકાલના રાષ્ટ્રકૂટવંશના કર્કરાજ સુવર્ણવર્ષના ઈ. સ. ૮૨૧ ના દાનશાસનમાં નાગસારિકા વિભાગના સૂચનમાં 'નાગસારિકા' કહેવામાં આવેલ છે; સોલંકીકાલમાં પણ કર્ણદેવના સમયના ઈ. સ. ૧૦૭૪ ના દાનશાસનમાં 'લાટદેશાંતઃપાતી નાગસારિકા'-માં મંડલેશ્વર દુર્લભરાજની સત્તા કહી છે.[૭૨૭] આ 'નવસારિકા–નાગસારિકા' તે પૂર્ણા નદીના દક્ષિણ કાંઠા ઉપર વલસાડ જિલ્લાના નવસારી તાલુકાનું વડું મથક 'નવસારી' છે.

**તલભદ્રિકા :** સોલંકી રાજા કર્ણદેવના સમયનાં નવસારીમાંથી મળેલાં પતરાંના ઈ. સ. ૧૦૭૪ ના ઉપર્યુક્ત દાનશાસનમાં 'તલભદ્રિકા-ષટ્ત્રિંશત્પથક'નું ગામ દાનમાં અપાયાનું લખ્યું છે.[૭૨૮] આ છત્રીસ ગામોના વહીવટી એકમનું વડું મથક 'તલભદ્રિકા' એમાં અપાયેલા ગામની ચતુઃસીમામાં 'આવલસાઢિ' (આજનું 'અમલસાડ') આવતું હોઈ એની નજીકના પ્રદેશમાં હોવું જોઈએ. સંભવ છે કે એ વલસાડ જિલ્લાના ઉમરગામ તાલુકાનું 'તલવાડા' હોઈ શકે, જે સં. तलपाटक ઉપરથી આવી શકે; અમલસાડ ગણદેવી તાલુકામાં છે.

**સંજાણ-સંજાન :** રાષ્ટ્રકૂટવંશના અમોઘવર્ષ ૧ લાનાં સંજાણમાંથી મળેલાં પતરાંના ઈ. સ. ૮૭૧ ના દાનશાસનનો 'સંજ્જાન પત્તન' તરીકેનો અને વહીવટી વિભાગ હોય તેવો ત્યાં જ પૂર્વે 'સંજાણ' નજીકની ચોવીસી વિશેનો ઉલ્લેખ ધ્યાન ખેંચે છે.[૭૨૯] હરિપ્રસાદ શાસ્ત્રીએ ધ્યાન દોર્યું છે કે[૭૩૦] રાષ્ટ્રકૂટ રાજા ઇંદ્રરાજ ૩ જાના ઈ સ. ૯૨૬ ના દાનશાસનમાં 'સંયાનમંડલ' ઉપર મધુમતિ ઉર્ફે સગતિપ (મહમ્મદ ઉર્ફે સુબક્ત) નામના માંડલિકનો અમલ હતો, જે વખતે સંજાણમાં 'હંજમન'થી નિર્દેશાયેલા પારસીઓની વસાહત થઈ ચૂકી હતી એવો જે. જે. મોદીનો મત સૂચવાયો છે. કૃષ્ણરાજ ૩ જા(ઈ. સ. ૯૩૯-૯૬૭)ના સમયમાં ભિલ્લમાલના અમાત્યોએ મધુસૂદન(વિષ્ણુ)ની પ્રતિષ્ઠા કર્યાનું જાણવામાં આવ્યું છે. ઈ. સ. ૧૦૨૬-૩૪ ના અરસામાં 'સંયાન' ઉપર કોંકણના શિલાહાર વંશના છિત્તરાજનું શાસન હતું, જેમાં ઈ. સ. ૧૦૩૪ ના દાનશાસન પ્રમાણે 'સંયાનપત્તન'નો વહીવટ મહામંડલેશ્વર ચામુંડરાજને સોંપવામાં આવ્યો હતો; એનો પિતા વિજ્જ રાણક એની પૂર્વે 'સંયાનપત્તનમંડલ'નો શાસક હતો. જેને ઈ. સ. ૧૦૫૩ ના દાનશાસનમાં 'સંયાનમંડલ'નો શાસક કહ્યો છે તે મોઢકુલના મહામંડલેશ્વર વિજ્જલદેવના ઈ. સ. ૧૦૪૮ ના દાનશાસનમાં જણાવેલું 'વિજયપુર' એની રાજધાની લાગે છે; એના સંપાદક દિનેશચંદ્ર સરકાર આ 'વિજયપુર' 'સંયાન'નું પરું હોવાનું ધારે છે. આ દાનશાસનોનું 'સંયાન' એ વલસાડ જિલ્લાના ઉમરગામ તાલુકામાં આવેલું આજનું સંજાણ છે; આજે પણ ત્યાં પારસીઓની સારી વસ્તી છે અને એ આવ્યા ત્યારની સ્થાપેલી અગિયારી છે.

## ઉપસંહાર

લિપિસ્થ મુદ્રિત સાહિત્ય-ગ્રંથો, તામ્રપત્રો, શિલાલેખો વગેરેની મદદથી ઈ. સ. ૧૩૦૦ આસપાસ સુધીનાં એવાં સાધનોમાં જોવા મળેલાં, ગુજરાત-સૌરાષ્ટ્ર-કચ્છના બનેલા 'ગુજરાત રાજ્ય'નાં, દેશો-પર્વતો-વનો-નદીઓ-તીર્થો-નાનાં મોટાં નગરોને

લગતી ઐતિહાસિક અને કવચિત્ નોંધાયેલી આનુશ્રુતિક માહિતી સંક્ષેપમાં બતાવવાનો અહીં આ પ્રયત્ન થયો છે. આ ઉપરાંત બીજા કેટલાક પ્રકીર્ણ ઉલ્લેખ નીચે પ્રમાણે મળે છે :

ઈ. સ. ૪ થી–૫ મી સદીના કહી શકાય તેવા જૈનસૂત્રગ્રંથ જ્ઞાતાધર્મ-કથામાં सुरट्ठाजणवअ શબ્દમાં[૭૩૦અ] सुरट्ठा (સં. सुराष्ट्रा) સ્ત્રીલિંગે નોંધાયો છે, તો આ. હેમચંદ્રના ઈ. સ. ની ૧૨મી સદીના દ્વયાશ્રયકાવ્યમાં ગૂર્જરત્રા અને સંપ્યાબંધ સ્થળે सुराष्ट्रा શબ્દ સ્ત્રીલિંગે પ્રયોજાયા જોવા મળે છે.[૭૩૧]

ઈ. સ. ૧૩ મી સદીના વિનયચંદ્રસૂરિના 'કાવ્યશિક્ષા' નામક ગ્રંથમાં સમૂહવાચક શબ્દો વિશે કહેતાં ગુજરાતનાં કેટલાક સ્થળનામ નોંધવામાં આવ્યાં છે; જેવાં કે હીરુયાણી (અનભિજ્ઞાત), પત્તન (અણહિલપુર પાટણ), માતર (ખેડા જિલ્લાના માતર તાલુકાનું વડું મથક), બહૂ (અનભિજ્ઞાત), ભાલિજ્ય ('ભાલેજ'–ખેડા જિલ્લાના આણંદ તાલુકામાં), હર્ષપુર ('હરસોલ'), નાર (ખેડા જિલ્લાના પેટલાદ તાલુકામાં), જંબૂસર, પડવાણ (અનભિજ્ઞાત), દર્ભાવતી ('ડભોઈ'), પેટલાપદ્ર ('પેટલાદ'), ખદિરાલુકા (મહેસાણા જિલ્લાના ખેરાળુ તાલુકાનું વડું મથક 'ખેરાળુ'), ભોગપુર (સંભવતઃ 'ભોગવતી' અર્થાત્ 'ખંભાત'), ધવલક્કક ('ધોળકા') અને મોહડવાસ ('મોડાસા') એ નગરસ્થાનો અને મહીતટ ('મહીકાંઠો'), સુરાષ્ટ્રા (સ્ત્રી., 'સૌરાષ્ટ્ર'), લાટ, ગૂર્જ્જર (ઉત્તર–મધ્ય–દક્ષિણ 'ગુજરાત') આ દેશનામ પણ આપવામાં આવ્યાં છે.[૭૩૨]

આ બાબતમાં હસ્તલિખિત ગ્રંથોની પુષ્પિકાઓમાં અને પ્રશસ્તિઓમાં પણ માહિતી મળે છે. હસ્તલિખિત ગ્રંથોના ભંડારોમાં અમુદ્રિત દશામાં પડેલા ગ્રંથોની પ્રશસ્તિઓનો જે એક સંગ્રહ મુદ્રિત થયો છે તેમાંથી આશરે ઈ. સ. ૧૩૦૦ સુધીના સમયની હસ્તપ્રતોમાંથી કેટલાંક વધુ સ્થાન પકડી શકાય છે. ઉ.ત. 'મહી' અને 'દમન' ('દમણ') નદીઓ વચ્ચેનો 'લાટદેશ' ઈ. સ. ની ૧૨ મી સદીના અંતમાં, તો એ સમયે 'લાટદેશ–મંડલ' પણ.[૭૩૩] 'દંડા[હિપથક]' ૧૩મી સદીના ઉત્તરાર્ધમાં મળે છે.[૭૩૪] ઉપર યથાસ્થાન સૂચિત થઈ ગયેલાં નગરોમાં 'અણહિલપાટક'–'અણહિલ્લપાટક'–'અણહિલવાડ'–અનહિલપાટક'–'અનહિલ્લપાટક'-'અણહિલનયર'–'અણહિલપાટણપત્તન'–'અણહિલપુર' એમ ભિન્ન ભિન્ન રીતે જુદી જુદી પ્રતોમાં નકલ થયાના સ્થાન તરીકે, વળી 'પત્તન'–'શ્રીપત્તન'–'શ્રીમત્પત્તન' તરીકે પણ.[૭૩૫] 'આશાપલ્લી' ૧૩ મી સદીના અંત સુધી,[૭૩૬] તો 'કર્ણાવતી' ૧૨ મી સદીની પહેલી પચીસીમાં.[૭૩૭] 'ખેટકાધાર' (='ખેટકાહાર') અને 'ખેટક' નગર

૧૨ મી સદીના પૂર્વાર્ધમાં.[૭૩૮] 'દધિપદ્ર' અને 'દધિપદ્રપત્તન' ('દાહોદ') ૧૨ મી સદીમાં.[૭૩૯] ૧૨ મી સદીની ૩ જી પચીસીમાં 'ગંભૂતા'('ગાંભુ')ને 'चतुश्चत्वारिंशच्छतपथक (૪૪૦૦ ગામોનો પથક ? ૧૪૪ નો) કહેવામાં આવેલ છે.[૭૪૦] 'દર્ભવતી' અને 'દર્ભાવતી' બેઉ રીતે જોવા મળે છે ('ડભોઈ'), છેક ૧૩ મી સદીના અંત સુધી; વિશિષ્ટતા એ છે કે ત્યાં વીસલદેવની પૂર્વે ઈ. સ. ૧૧૫૫ માં 'શ્રીવૈદ્યનાથ મહાદેવ'ના મંદિરનું અસ્તિત્વ જોવા મળે છે;[૭૪૧] અર્થાત્ વીસલદેવે તો પછી સમુદ્ધાર કરેલો, જે ડભોઈની વૈદ્યનાથપ્રશસ્તિનો વિષય બન્યો. ૧૩ મી સદીના પૂર્વાર્ધમાં 'ગોમંડલ' ('ગોંડળ') નોંધાયું છે.[૭૪૨] કેટલાક તાડપત્રીય ગ્રંથોની નકલ 'દેવપત્તન'(પ્રભાસપાટણ)માં પણ થયેલી છે, જ્યાં (પાશુપતસંપ્રદાયના) ગંડોનો સંબંધ પણ નિર્દિષ્ટ થયો હોય છે.[૭૪૩] ઈ. સ. ૧૨૫૦ ની એક પ્રતમાં 'દ્વીપ'-(દીવ)ના નિવાસી શ્રાવકનો ઉલ્લેખ થયેલો છે, તો 'નાગસારિકા' (નવસારી) ૧૩ મી સદીના આરંભકાલે સૂચવાઈ છે.[૭૪૪] 'ધવલક્કક' ('ધોળકા') ૧૩ મી સદીના અંતભાગ સુધી, તો 'પ્રહ્લાદનપુર' પણ.[૭૪૫] પ્રાકૃતમાં 'ભરુઅચ્છ', પરંતુ સંસ્કૃતમાં 'ભૃગુકચ્છ' ૧૩ મી સદીના મધ્યભાગ સુધી જોવા મળે છે.[૭૪૬] 'મંડલી' (માંડલ) અને 'મધુમતી' (મહુવા) અનુક્રમે ૧૨ મી અને ૧૩ મી સદીમાં મળે છે.[૭૪૭] ૧૩ મી સદીના અંતભાગમાં ભિન્ન ભિન્ન બે સ્થળે 'વટપદ્રાગ્રામ' ('વડોદરા')નો નિર્દેશ છે. 'વટપદ્રક' સામાન્ય તરીકે ૧૨ મી અને ૧૩ મીની ૧ લી પચીસીનો, પરંતુ 'વટપદ્રકપુર' તરીકે ઈ. સ. ૧૧૬૫ નો છે; એટલે કે 'વટપદ્રક' પુર તરીકે ખીલવા લાગ્યું હશે, અને હજી એવું મોટું ન થયું હોય તેથી 'ગ્રામ' પણ કહ્યું હોય.[૭૪૮] 'વીજાપુર'–'વીજાપુર પત્તન' અને એક વાર 'વિદ્યુત્પુર' તરીકે પણ જોવા મળે છે; ત્યાંની પૌષધશાળામાં રહીને નકલો કરવામાં આવી કહી છે.[૭૪૯] એક પ્રતમાં 'સિદ્ધપુર' (ઈ. સ. ૧૧૪૪) જોવા મળ્યું છે, તો ૧૩ મી સદીમાં 'સ્તંભનક' (થામણા) પણ,[૭૫૦] જ્યાં અત્યારે હવે એક પણ દેરાસર નથી. સ્તંભતીર્થના નિર્દેશ ૧૩ મી સદીના અંત સુધી જોવા મળ્યા છે, જ્યાં ક્વચિત્ એને 'નગર', તો એક સ્થળે 'વેલાકૂલ' (બંદર) પણ કહ્યું છે.[૭૫૧]

દાનશાસનોમાં અને શિલાલેખોમાં સંખ્યાબંધ 'ગ્રામ' નિર્દિષ્ટ થયાં છે; તે તે 'વિષય' 'આહાર' 'પથક' 'ભુક્તિ' વગેરેમાં બતાવેલાં હોઈ કેટલાંકનો સ્થળ-નિશ્ચય સરળતાથી થાય છે; કેટલાંક નાશ પામી જવાથી ઓળખી શકાતાં નથી. ઓળખી શકાય તેવાં ગામોના વિષયમાં આજે એવું પણ બન્યું છે કે નિકટ નિકટમાં હોય છતાં જિલ્લા અને તાલુકા પણ બદલાઈ ગયા હોય. સાહચર્યથી સ્થળનિર્દેશ સરળ બની રહે છે. જે ગામોનાં નામ સમૂળાં બદલી જ ગયાં હોય

તેઓના વિષયમાં અટકળ કરી સમાધાન મેળવવાનું રહે છે.[૭૫૨] સ્કંદપુરાણની રચના થઈ હશે ત્યારે જુદા જુદા ભૂભાગોમાં ગામોની સંખ્યા કેટલી હતી એના વિશે પણ કહેવામાં આવ્યું છે; 'કાવ્યશિક્ષા' જેવા ગ્રંથમાં પ્રસંગવશાત્ તે તે ગામ વડું મથક હોય તેમ એની સત્તા નીચેનાં ગામોની સંખ્યા પણ કહી હોય છે.

## પાદટીપ

૧. ऋग्वेद, २-४१-१-६ २. एजन, ७-९६-१

૩. B. C. Law, *Rivers of India*, p. 16

૪. પુ. ગુ., પૃ. ૧૯૮

૫. महाभारत, आदिपर्व, १५८-१७; भीष्मपर्व, ७-४४, ४५

૬. एजन, आरण्यकपर्व, ५-१ थी ३ ७. एजन, ३७-३७

૮. एजन, १३०-३ थी ७ ९. एजन, ८०-११८, ११९

૧૦. एजन, ८६-१७

૧૧. महाभारत, शल्यपर्व, ३४-७५ थी ७८ १२. एजन, ३४-६९

૧૩. एजन, ४१-२९ थी ३२ १३अ. ऋग्वेद, खिलसूक्त, १९-५

૧૪. महाभारत, आरण्यकपर्व, ८१-१३१ १५. एजन, ८०-१३०, १३१

૧૬. महाभारत, शल्यपर्व, ३४-६९ थी ७८

૧૭. ખંભાતનો ઇતિહાસ પૃ. ૧૧૬ ૧૮. પુ. ગુ., પૃ. ૨૦૨ વગેરે

૧૯. काव्यमीमांसा, पृ. ६४ २०. हम्मीरमदमर्दन नाटक, पृ. ४७

૨૧. જૈ. આ. ગુ., પૃ. ૧૮૮

૨૨. रामायण, किष्किन्धाकाण्ड, ३-२० २३. स्कन्दपुराण, ७-१-३३-५४

૨૪. द्व्याश्रय काव्य, ९-७६ २५. एजन, १३-१४

૨૬. कीर्तिकौमुदी, १-६० अने १-७२ थी ८१

૨૭. प्रबन्धचिन्तामणि, पृ. १८, ६३; विविधतीर्थकल्प, पृ. ५१; पुरातनप्रबन्धसंग्रह, पृ. १२८ २८. प्रबन्धकोश, पृ. ५३

૨૮अ. पुरातनप्रबन्धसंग्रह, पृ. ११२ २९. भागवतपुराण, ६-८-३९

૨૯अ. महाभारत, आरण्यकपर्व, १२१-१५

## નીચલા વર્ગોમાં ભળે છે

આગંતુક ધાડાના ઉચ્ચ વર્ગના લોક જતે દિવસે ઉચ્ચ વર્ણોમાં સ્વીકાર પામે તો નીચલો વર્ગ નીચલી કારીગર જાતિઓમાં ભળે. ઉચ્ચ વર્ણમાં ભળનાર પોતાનું જૂનું નામ બદલીને નવું સંસ્કૃત નામ અપનાવે, જ્યારે નીચલા વર્ણમાં ભળનારને એમ કરવું એટલું જરૂરી ન જણાય. આથી જ કદાચ ઘણીબધી નીચલી જ્ઞાતિઓમાં 'ગુર્જર' નામની પેટા–જ્ઞાતિઓ જોવા મળે છે. શરૂઆતમાં વિજેતા તરીકે રાજત્વ પામનાર કુળના કેટલાક લોક પરાભવ પછી ગમે તે વ્યવસાય અપનાવવાની ફરજ પડતાં નીચલા વર્ગોમાં સરકી પડતા હશે એમ પણ જોવા મળે છે.[31]

આમ બધા વર્ણો–વર્ગોમાં વત્તાઓછા પ્રમાણમાં આગંતુક પ્રજા પ્રવેશ પામે છે. શક–કુષાણોના સમયમાં વધુ બૌદ્ધ ધર્મ દ્વારા તો ગુર્જર સમયમાં વધુ જૈન ધર્મ દ્વારા ને વત્તાઓછા પ્રમાણમાં બધા જ સમય દરમ્યાન બ્રાહ્મણધર્મ દ્વારા પરદેશીઓ સ્થાનિક સમાજમાં પ્રવેશ પામ્યા જણાય છે. ગુર્જર જાતિ એટલા વ્યાપક પ્રમાણમાં જુદા જુદા વર્ણો અને જાતિઓમાં ભળી છે કે ગુજરાતની સમગ્ર વસ્તીમાં ગુર્જર પડ પથરાયેલું જોવા મળે છે.[32]

ગુજરાતના પ્રાચીન ઇતિહાસમાં પ્રાપ્ત થતી માહિતીને આધારે તત્કાલીન જાતિઓનો ખ્યાલ કરીએ. ઈ. પૂ. ૩૨૨ થી ઈ. સ. ૧૩૦૪ ના પ્રાચીન ગુજરાતના સમયાવધિ દરમ્યાન બહારથી અનેક જાતિઓના આગમનની તેમજ એમની સ્થાનિક સમાજમાં ભળી જવાની પ્રક્રિયા ખૂબ જોરમાં જોવા મળે છે. ગુજરાતમાં બહારથી આવેલી જાતિઓનું સ્થાનિક પ્રજામાં વ્યાપક પ્રમાણમાં સંમિશ્રણ થયું છે. આથી જ કદાચ ધર્મશાસ્ત્રે સુરાષ્ટ્રને મ્લેચ્છ લોકોના પ્રદેશ તરીકે ઓળખાવ્યો હોય અને પુરાણમાં સુરાષ્ટ્રમાં પ્રવાસ કરી આવનારને પાપ ધોવા માટેની શુદ્ધિક્રિયા કરવાનું દર્શાવ્યું હોય.[33]

ભારતની અનોખા એવી વર્ણની અને જ્ઞાતિની વ્યવસ્થાએ આ વિભિન્ન જાતિઓ કે આદિમ ટોળાઓને એક ઐક્યબદ્ધ, સાતત્યપૂર્ણ અને સ્થિર સમાજમાં બાંધવાનું કામ સફળ રીતે પાર પાડ્યું છે;[34] આ હકીકતનું પ્રાચીન ગુજરાતની વસ્તી એક જ્વલંત ઉદાહરણ પૂરું પાડે છે.

પ્રાચીન સમયાવધિ દરમ્યાન ગુજરાતમાં ઉત્તરપશ્ચિમમાંથી સમુદ્રમાર્ગે ને જમીનમાર્ગે પ્રજાઓનું આગમન થયું છે. સૌરાષ્ટ્રના સમુદ્રકાંઠાના માર્ગે વેપારવાણિજ્ય, ચડાઈ કે વસવાટ અને આશ્રયના હેતુઓથી પ્રજાઓની આવજા (પાષાણયુગના નિગ્રિટોની ગણના કરતાં) છેક પાષાણયુગથી થતી આવી છે. ઈરાનીઓ અને અરબો આ માર્ગે પ્રવેશ્યા છે. આર્યોની ઘણી જૂની વસાહતો દ્વારકા, સોમનાથ પાટણ, કોડીનાર કે મૂળ દ્વારકા તથા ભરૂચ કાંઠે જોવા મળે છે. એ પરથી કહી શકાય કે કેટલીક આર્ય ટોળીઓ પણ આ માર્ગે પ્રવેશી છે. બીજું, પછીથી આવેલા આર્યો તેમજ અન્ય પ્રજાઓ પંજાબ–રાજસ્થાન માર્ગે અરવલ્લીના ઘાટ પરથી આવી છે; એવી જ રીતે બંગાળા અને ઉત્તર પશ્ચિમમાંથી માળવા–દાહોદને માર્ગે પ્રવેશી છે, તેમજ સુંવાળ-વીરમગામના માર્ગે પણ પ્રવેશી છે. આ જમીનમાર્ગો પર ગુજરાતના પ્રવેશદ્વારે પ્રસિદ્ધ દેવીઓનાં સ્થાન છે; અરવલ્લી માર્ગ પર આબુ નજીક અંબા ભવાનીનું, માળવા–દાહોદ રસ્તે પાવાગઢ પર કાલિકા માતાનું અને ચુંવાળ–વીરમગામના માર્ગ પર બહુચરા માતાનું મશહૂર સ્થાન છે.

વળી દક્ષિણ ભારતવર્ષમાંથી પણ ગુજરાતમાં પ્રજાઓ પ્રવેશી છે; દક્ષિણમાંથી આવેલા રાષ્ટ્રકૂટ જેવા રાજવંશોના આક્રમણ અને શાસનકાલ દરમ્યાન બ્રાહ્મણો, રાજ્યવહીવટકર્તાઓ તથા એમની સાથે અન્ય સ્થાનિક લોકો અહીં પ્રવેશ્યા હોય એ સંભવિત છે. દુષ્કાળ, આક્રમણો અને રાજવંશોની ફેરબદલીઓ કે સ્થાનિક રાજાઓનાં પ્રોત્સાહનોને પરિણામે ઉત્તર, પશ્ચિમ અને દક્ષિણમાંથી ગુજરાતમાં પ્રજાઓનો પ્રવાહ સતત વહેતો રહ્યો છે તથા વર્ણો અને જ્ઞાતિઓ-વાળા સમાજમાં ગોઠવાતો ગયો છે એમ કહી શકાય.

હવે ગુજરાતના પ્રાચીન ઇતિહાસના મુખ્ય મુખ્ય તબક્કાવાર પ્રાપ્ત થતી માહિતીને આધારે તત્કાલીન ગુજરાતની જાતિઓનો ખ્યાલ કરીએ.

### મૌર્યકાલ (લગભગ ઈ.પૂ. ૩૨૨–ઈ.પૂ. ૧૮૫)

આ સમયના કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં સુરાષ્ટ્રની ક્ષત્રિયશ્રેણીઓ વાર્તા (કૃષિ, પશુપાલન, વાણિજ્ય) તથા શસ્ત્ર દ્વારા આજીવિકા મેળવતી એવો ઉલ્લેખ છે.[૩૫] અશોકના ગિરનારના ધર્મલેખોમાં બ્રાહ્મણ-શ્રમણોને દાન દેવાનો તથા ગુલામો ને નોકરો તરફ સદ્વર્તન રાખવાનો ઉલ્લેખ આવે છે, આ પરથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર વર્ણ તથા ગુલામોના વર્ગોમાં સમાજ વહેંચાયેલો હશે એમ અનુમાન કરી શકાય.

અશોકનો સુરાષ્ટ્રનો સૂબો તુષારફ યવન જાતિનો અથવા યવન દેશનો પણ ઈરાની જાતિનો હતો. માત્ર એ પરથી યવન કે ઈરાની જાતિના લોકોની વસ્તી અહીં ઠીક ઠીક પ્રમાણમાં હશે એવું અનુમાન કરી શકાય નહિ, એમ છતાં મૌર્યકાલ પહેલાં સુરાષ્ટ્ર પ્રદેશ દારયસ ને એના અનુગામીઓની અસર નીચે હશે એ દરમ્યાન ઈરાનીઓની વસ્તી આવી હશે અને તદનુસાર મૌર્યોએ અહીં ઈરાની સૂબો મૂકવાનું યોગ્ય માન્યું હોય. એમ દર્શાવવામાં આવ્યું છે કે શક ક્ષત્રપ ને ગુપ્ત વંશોના અમલ દરમ્યાન નિમાયેલા સુવિશાખ અને પર્ણદત્ત નામના સૂબા ઈરાની છે. આમ સાતસો જેટલા વર્ષના સમય દરમ્યાન યવન સૂબાઓએ સુરાષ્ટ્રમાં રાજ્યવહીવટ કર્યો છે એ લક્ષ્યમાં લેતાં આ પ્રદેશમાં ઈરાનીઓની ઠીક ઠીક વસ્તી હોય એમ માની શકાય.[૩૬]

**અનુમૌર્ય કાલ** (લગભગ ઈ.પૂ ૧૮૫–ઈ.સ. ૧)

આ સમય દરમ્યાન ગુજરાતમાં ભારતીય–યવન રાજાઓનું શાસન જોવા મળે છે, તેવી જ રીતે બોધિવંશની અને ભૃગુકચ્છમાં બલમિત્ર–ભાનુમિત્રની સત્તા જોવા મળે છે,[૩૭] પરંતુ આ બે રાજવંશોનાં કુલો વિશે માહિતી મળતી નથી.

ઈ. પૂ. ૧૫૦થી ગુજરાત–સુરાષ્ટ્રમાં શકોના હુમલા શરૂ થયેલા જોવા મળે છે અને ઉજ્જનમાં શક–ક્ષત્રપોનો વહીવટ પણ શકોની સત્તા બાદ કુષાણોના સમયમાં શરૂ થાય છે.[૩૮]

અરબ વસાહતો ચેઉલ, કલ્યાણ અને સોપારા બંદરોમાં જોવા મળી છે.[૩૯] આ ઉપરથી, ઇસ્લામ–ધર્મી અરબો આક્રમણાર્થે ભારતવર્ષમાં પ્રવેશ્યા તે અગાઉ, વેપારવાણિજ્ય નિમિત્તે અરબોની વસ્તી પશ્ચિમના કાંઠાના પ્રદેશોમાં હશે એમ કહી શકાય.

આમ યવન, શક અને અરબ જેવા પરદેશીઓનો આ સમયના ગુજરાતમાં પગપેસારો શરૂ થઈ ગયેલો જણાય છે. આથી વિશેષ બીજી કોઈ માહિતી મળતી નથી.

**ક્ષત્રપકાલ** (લગભગ ઈ.સ. ૧–ઈ.સ. ૪૦૦)[૩૯ અ]

ક્ષત્રપકાલના મળેલા સંખ્યાબંધ સિક્કાઓ પરથી તેમજ કેટલાક શિલાલેખો પરથી એ કાલની જાતિઓ વિશે ઠીક ઠીક માહિતી મળે છે.

મધ્ય એશિયામાંથી સ્થળાંતર કરતાં કરતાં કેટલોક સમય ઈરાનમાં રહીને ત્યાંથી ભારતવર્ષમાં આવેલી શક–પહ્લવ જાતિઓ ગુજરાતમાં પ્રવેશે છે ને રાજસત્તા હાંસલ કરે છે. પશ્ચિમી ક્ષત્રપોનાં રાજકુલોમાં પહેલાં ક્ષહરાત કુલ અને પછી કાર્દમક કુલના રાજાઓની સત્તા સ્થપાય છે.

## ક્ષત્રપ રાજાઓનું ભારતીકરણ

વ્યાપક પ્રમાણમાં ને ઝડપથી આ રાજાઓનું ભારતીકરણ થયેલું જોવા મળે છે. ઈરાની 'સત્રપ' અને એના સંસ્કૃત રૂપાંતર 'ક્ષત્રપ'નું મૂળ ભારતીય–ઈરાની હોઈ શકે. રાજાઓનાં નામોમાં ને પદોમાં ભારતીય નામોનો સ્વીકાર નોંધપાત્ર છે. કાર્દમકકુલના પહેલા રાજાનું નામ 'ચાષ્ટન' શક છે, જ્યારે પછીના રાજાઓનાં નામો—જયદામા, રુદ્રદામા, રુદ્રસિંહ, સત્યદામા, જીવદામા, રુદ્રસેન, સંઘદામા, દામસેન, પૃથિવીસેન, વીરદામા, યશોદામા, વિજયસેન, વિશ્વસિંહ, ભર્તૃદામા અને વિશ્વસેન–માં સ્પષ્ટ ભારતીય અસર વર્તાય છે.[૪૦] વળી આ રાજાઓએ 'ક્ષત્રપ' અને 'મહાક્ષત્રપ' ઉપરાંત 'રાજા' અને 'સ્વામી' જેવાં બિરુદ પણ અપનાવ્યાં છે, બ્રાહ્મણ-શ્રમણોને ઉદાર હાથે દાન કર્યાં છે અને વિહારોને દેણગીઓ આપી છે.[૪૧] રુદ્રદામાના શિલાલેખમાં રાજા તરીકેના ગુણોનું વર્ણન કરતાં 'ગર્ભપ્રભૃતિ સમૃદ્ધ રાજ્યલક્ષ્મી ધારણ કરેલી હોવાથી જેને સર્વ વર્ણોએ સામે આવીને પતિ તરીકે વરેલ છે'[૪૨] એમ કહેલું છે; એમાં ચાતુર્વર્ણ્યવ્યવસ્થાનું સૂચન જોવા મળે છે ને રાજા 'ક્ષત્રિય' તરીકે સ્વીકાર પામતો દેખાય છે. સંસ્કૃતમાં લખેલો આ લાંબો શિલાલેખ રાજાના ભારતીકરણનો એક વધુ પુરાવો છે.[૪૩] એ સ્થાનિક ક્ષત્રિયની જેમ જ વ્યવહાર કરતો જોવા મળે છે.

રુદ્રદામા સ્વયંવરોમાં રાજકન્યાઓને પ્રાપ્ત કરતો એવો ઉલ્લેખ જોવા મળે છે. એ પરથી રાજવંશો વચ્ચે શક–હિંદુ લગ્નસંબંધો થતા હોવા જોઈએ, એટલું જ નહિ, પણ આ દૃષ્ટાંત પરથી ક્ષત્રપ કુટુંબો એટલાં સંપૂર્ણ રીતે ભારતીય બન્યાં જણાય છે કે હિંદુ રાજકુટુંબો એમની સાથે લગ્નસંબંધ બાંધવામાં નાનમ ગણતાં નથી, બલ્કે એમને સમાન સામાજિક પ્રતિષ્ઠાવાળાં તરીકે સ્વીકારે છે. વળી નહપાનના જમાઈએ બ્રાહ્મણોને કન્યાઓનું દાન દીધું એવો ઉલ્લેખ મળે છે,[૪૪] એ પરથી બ્રાહ્મણો પ્રાયઃ શકકુંવરીઓ સાથે પણ લગ્ન કરતા હશે એમ માની શકાય. આમ લગ્નસંબંધો દ્વારા પણ શકો ભારતીય સમાજમાં ઝડપથી ભળવા લાગ્યા અને વર્ણવ્યવસ્થાવાળા સમાજમાં ગોઠવાઈ ગયા જણાય છે.

## વણિક વર્ગ

આ સમયમાં વેપારવાણિજ્યની જાહોજલાલીના ઉલ્લેખ જોવા મળે છે અને ધનવાન વણિકો ધર્મસ્થાનોમાં દાન કરતા જણાય છે. ઈ. સ. ૪૦૦ ના અરસામાં સૌરાષ્ટ્રના એક વેપારીનો પૌત્ર કૌસાંબીમાં બૌદ્ધ સ્તૂપ બંધાવે છે એવો ઉલ્લેખ મળે છે.[૪૫]

## આભીરો

તોલેમીએ સુરાષ્ટ્રને 'આભીરિયા' એટલે કે આભીર દેશ તરીકે ઓળખાવેલ છે એ પરથી લાગે છે કે અહીં આભીરોની વસ્તી ઠીક ઠીક પ્રમાણમાં હોવી જોઈએ. આજના આહીરો એ જ આભીરો છે એમ ભાંડારકર જણાવે છે.[૪૬] આ આહીરો કે આભીરો કોણ ? મહાભારત, હરિવંશ ને પુરાણો પ્રમાણે પશ્ચિમના વિભાગોમાં પંજાબથી મહારાષ્ટ્રના પ્રદેશ સુધી આભીરોની વસ્તી પ્રસરેલી જણાય છે. શૂદ્રો સાથે ને મ્લેચ્છો તરીકે એમનો ઉલ્લેખ થયેલો છે એ જોતાં તેઓ શૂદ્રોનો પેટાવિભાગ નહિ, પણ અલગ જાતિ હશે અને એ સમયમાં આ પ્રદેશના વતની જેવા હશે એમ જણાય છે. અમરકોશ આભીરોને વૈશ્ય વર્ણના ગણે છે, કેમકે પશુવર્ધન એ વૈશ્યવ્યવસાય છે. મનુસ્મૃતિ પ્રમાણે બ્રાહ્મણનો અમ્બષ્ઠ સ્ત્રીથી થયેલ પુત્ર એ આભીર જાતિનો (૧૦. ૧૫). બીજા એક સ્મૃતિકાર કૈયટ પ્રમાણે બ્રાહ્મણને ઉગ્ર સ્ત્રીથી થયેલ પુત્ર તે આભીર છે. કાશિકાવૃત્તિ આભીરોને મહાશૂદ્ર તરીકે ઓળખાવે છે.[૪૭]

ભાંડારકર અનુમાન કરે છે કે ઈસવી સનની પહેલી સદીની આસપાસ શકો આવ્યા તે જ સમય દરમ્યાન આભીરો ભારતવર્ષમાં આવ્યા હશે.[૪૮] મિરાશી જણાવે છે કે આભીરો જો પરદેશી હોય તો ઈ. પૂ. ૨ જી સદીથીયે ઘણા વહેલા અહીં આવ્યા છે.[૪૯] મહાભારતમાં ઉત્તર-પશ્ચિમમાં આભીર ગણરાજ્યનો ઉલ્લેખ માલવ અને યૌધેય ગણરાજ્યોની સાથે કરવામાં આવ્યો છે. બૅક્ટ્રિયન ગ્રીકો, શકો ને કુષાણો ઉત્તરેથી આવ્યા ત્યારે આભીરો પણ માલવો અને યૌધેયોની જેમ જ દક્ષિણ તરફ ખસ્યા હશે ને રાજસ્થાનથી મહારાષ્ટ્ર સુધીના વિસ્તારોમાં ફેલાયા હશે. આજે પણ પશ્ચિમ ભારતના પ્રદેશોમાં આભીર બ્રાહ્મણો જોવા મળે છે. એવી રીતે આભીર સોનીઓ ને સુથારો જોવા મળે છે. આ ઉપરથી આભીરો ઘણા વહેલા આ દેશમાં આવીને વસ્યા ને વર્ણવ્યવસ્થાવાળા સમાજમાં સ્થાન પણ પામ્યા એમ જણાય છે.[૫૦]

આભીર વસાહત 'ઘોષ' કહેવાતી ને એ લોકો અપભ્રંશ ભાષા બોલતા. શરૂઆતમાં અહીં તેઓ ભરવાડો ને પશુપાલકો તરીકેનો વ્યવસાય કરતા જણાય છે, પણ સમય જતાં તેઓ ઊંચા રાજકીય હોદ્દા ધરાવતા થયા છે. ક્ષત્રપરાજા રુદ્રસિંહના સેનાપતિ અને સેનાપતિ બાપકના પુત્ર આભીર રુદ્રભૂતિનો ગૂંદાના શિલાલેખમાં ઉલ્લેખ છે.[૫૧] ઉચ્ચ રાજકીય હોદ્દા પર રહીને લાગ મળતાં તેઓ રાજત્વ પણ પ્રાપ્ત કરે છે; આભીર રાજા ઈશ્વરદત્ત ક્ષત્રપોને નસાડીને સત્તા હાંસલ કરે છે. સાતવાહનોના સમયમાં પણ એમની સત્તા જોવા મળે છે. આ આભીરવંશનો મૂળ સ્થાપક ઈશ્વરસેન જણાય છે. ભગવાનલાલ તથા મિરાશીના મત પ્રમાણે કલચુરિ-ચેદિ સંવતનો મૂળ સ્થાપક પણ એ જ છે.[૫૨]

**ગુપ્તકાલ** (લગભગ ઈ. સ. ૪૦૦–૪૭૦)

ગુપ્તશાસનકાલ દરમ્યાન દક્ષિણ ગુજરાતમાં ત્રૈકૂટક રાજવંશની સત્તા જોવા મળે છે. ત્રૈકૂટકો સાતવાહનોની સત્તાના અસ્ત સાથે ચોથી સદીની શરૂઆતથી સત્તારૂઢ થયેલા જણાય છે.[૫૩]

'ત્રૈકૂટક' નામ પ્રદેશવાચક જણાય છે ને ત્રણ શિખરવાળા પર્વત પરથી પડયું હોય એમ લાગે છે. આ પર્વત કયાં આવ્યો એ અંગે અનેક મત રજૂ થયા છે. એ મેરુ પર્વતની દક્ષિણ હાર હોય એમ વિષ્ણુ અને માર્કંડેય પુરાણ પ્રમાણે જણાય છે, જ્યારે હેમચંદ્ર અને મહેશ્વર પ્રમાણે એ સિલોનમાં ને ભર્તૃહરિના વાકયપદીય પ્રમાણે એ ત્રિકલિંગક કે આંધ્રમાં હોય એમ જણાય છે. રા. બ. હીરાલાલ ત્રૈકૂટકો અને કલચુરિઓ એક છે એમ કહીને ત્રિકૂટને સાતપૂડા પર્વત ગણે છે.[૫૪] કાલિદાસ પ્રમાણે એ અપરાંત કે ઉત્તર કોંકણમાં આવેલો જણાય છે દક્ષિણ ગુજરાત, ઉત્તર કોંકણ ને મહારાષ્ટ્રના વિસ્તારોમાં ત્રૈકૂટક સિક્કા મળ્યા છે એ પરથી ત્રિકૂટ પર્વત પશ્ચિમમાં જ હોય ને તો એને કાલિદાસ જણાવે છે તેમ અપરાંતનો ત્રિકૂટ પર્વત માનવો વધુ વજૂદવાળું લાગે છે.

હ. ધી. સાંકળિયા ત્રૈકૂટક રાજાઓનાં નામોનું પૃથક્કરણ કરીને તેઓ મૂળે ક્ષત્રિય નહિ હોય એવું અનુમાન કરે છે.[૫૫] રૅપ્સન તેઓ મૌર્યકુલના હશે એવું અનુમાન કરે છે,[૫૬] જ્યારે 'દત્ત' અને 'સેન' અંતવાળાં નામો પરથી ત્રૈકૂટકો આભીર કુલના હશે એવું અનુમાન ભગવાનલાલ કરે છે.[૫૭] મિરાશી જણાવે છે કે આભીર ને ત્રૈકૂટક બંને કુલો સમકાલીન પણ જુદાં છે, એમ ચંદ્રવલ્લીના લેખ પરથી સાબિત થાય છે.[૫૮]

ગુપ્તકાલમાં ધંધાદારી વર્ગોમાં શાકટિક (ગાડું ચલાવનાર) અને વૈકટિક (દારૂ ગાળનાર) વર્ણોનો ઉલ્લેખ મળે છે.[૫૯] વળી પટ્ટોના વણનાર પટ્ટવાયોની શ્રેણીનો ઉલ્લેખ પણ મળે છે. આ પરથી જુદા જુદા વ્યવસાયોનાં મહાજનોના અસ્તિત્વનું અનુમાન કરી શકાય. લાટની રેશમ વણનાર એક શ્રેણીએ માળવામાં સ્થળાંતર કર્યું ને ત્યાં જઈને એમાંના ઘણાએ જ્યોતિષી, ભાણાવળી, કથાકાર, યોદ્ધા અને સાધુ જેવા અનેકવિધ વ્યવસાય અપનાવ્યા હોય એવો ઉલ્લેખ કુમારગુપ્ત અને બંધુવર્માના મંદસોરમાંથી મળેલા અભિલેખમાંથી મળે છે.[૬૦] આ ઉપરથી આ સમયમાં ધંધા ચુસ્તપણે પરંપરાગત નહોતા ને વ્યવસાયોની ફેરબદલી કરવાની મુક્તતા હતી એમ લાગે છે.

આ સમય દરમ્યાન ભરૂચ અને વેરાવળ જેવાં બંદરોએથી ગુલામોનો વેપાર થતો હતો એવો ઉલ્લેખ મળે છે.[૬૧]

**મૈત્રકકાલ** (લગભગ ઈ. સ ૪૭૦–૭૮૮)

મૈત્રકકાલ અંગે મોટા ભાગની ઠીક ઠીક માહિતી મૈત્રકો, ગુર્જરો વગેરે રાજાઓએ બ્રાહ્મણો અને શ્રમણોને આપેલાં દાનોની નોંધ રજૂ કરતાં ને વિપુલ પ્રમાણમાં મળતાં તામ્રશાસનો પરથી મળે છે.

મૈત્રકકાલ દરમ્યાન મૈત્રકો મુખ્ય રાજવંશ જણાય છે ને અન્ય રાજકુલોમાં ગારુલકો, સૈંધવો, ત્રૈકૂટકો, ચાહમાનો (ચૌહાણો), ગુર્જરો, સેંદ્રકો, મેહરો, ચાલુક્યો, રાષ્ટ્રકૂટો (રાઠોડ) વગેરે રાજકુલો સત્તારૂઢ થયેલાં જણાય છે.

**મૈત્રકો**

ભાંડારકર મૈત્રકોને પરદેશી જાતિના ગણે છે. મૈત્રકો હૂણો સાથે આવ્યા છે અને મૈત્રકો તે જ મિહિરો છે એમ તેઓ જણાવે છે.[૬૨] 'મૈત્ર' કે 'મૈત્રક' શબ્દ જાતિવિશેષના નામ તરીકે મનુસ્મૃતિમાં આવે છે તેમાં એમને વૈશ્ય ગણ્યા છે, પરંતુ સાતમી–આઠમી સદીના સાહિત્યમાં એમની ગણના યાદવકુલના ક્ષત્રિયોમાં કરવામાં આવી છે. આ ઉપરથી એમ લાગે છે કે મૈત્રકો જ્યારે રાજસત્તા પર આવ્યા હશે ત્યારે એમના કુલને પ્રસિદ્ધ યાદવકુલ સાથે સાંકળીને એમની પ્રતિષ્ઠા વધારવામાં આવી હશે. અગિયારમી સદીના 'વૈજયંતી કોશ'માં મૈત્રકોનો ધંધો શાક્ય ચૈત્યના પૂજારી તરીકેનો દર્શાવ્યો છે, આ ઉપરથી રાજસત્તા જતાં જેમ અનેક કુલીન જાતિઓને આજીવિકા અર્થે ગમે તે ધંધો સ્વીકારવો પડ્યો

છે તેમ જ કોઈ મૈત્રકોએ પોતે પાશુપતો હોવા છતાં શાક્ય ચૈત્યનું પૂજારીપણું પણ સ્વીકાર્યું હોય એમ લાગે છે.[૬૩]

આ કુલના મૂળપુરુષ 'મિત્ર' પરથી 'મૈત્રક' નામ પડેલું જણાય છે. આ મિત્ર તે પ્રાયઃ પાશુપત સંપ્રદાયના પ્રવર્તક લકુલીશનો એ નામનો શિષ્ય, જેના વંશજ મૈત્રો કે મૈત્રકો કે મૈત્ર્યો તરીકે ઓળખાયા એમ હરિપ્રસાદ શાસ્ત્રી સૂચવે છે પાશુપતો સૈનિકમાંથી સેનાપતિ ને એ પછી રાજા બન્યા હશે.[૬૪]

આમ મૈત્રકો મૂળ વૈશ્ય, પણ રાજસત્તા પર આરૂઢ થતાં ક્ષત્રિય તરીકે ઓળખાવા લાગ્યા છે. આ પરથી એક વર્ણમાંથી બીજા વર્ણમાં આવવું-જવું થતું એનો એક પુરાવો મળે છે.

## ગારુલકો

પુરાણોમાંથી મળતી વિગતો પ્રમાણે ગારુલકો એ 'ગુરુણ્ડ' કુલના લોક છે ને તેઓ યવનો, શકો અને હૂણો જેવા પરદેશી જાતિના છે. સૌરાષ્ટ્રમાં તેઓ આ સમય દરમ્યાન સત્તારૂઢ થયેલા ને લગભગ બસો જેટલાં વર્ષો સુધી સત્તાસ્થાને રહેલા જણાય છે.[૬૫]

## સૈંધવો-જેઠવા

ધૂમલીના સૈંધવો સિંધુ દેશમાંથી આવેલા જણાય છે. અરબોએ સિંધ પર ચડાઈ કરી ત્યારે સૈંધવો સુરાષ્ટ્રમાં મૈત્રકોના આશ્રયમાં આવી રહ્યા ને આઠમી સદીના મધ્યભાગમાં નવા પ્રદેશ પર રાજ્ય પ્રાપ્ત કરીને તેઓએ લગભગ ઈ. સ. ૯૧૫ સુધી રાજ્ય કર્યું.[૬૬] એવી સંભાવના કરવામાં આવી છે કે પાછળથી તેઓ 'જેઠવા' નામે ઓળખાવા લાગ્યા. જૂની માન્યતા એવી છે કે જ્યાં મેહરોનું મુખ્ય થાણું હતું તે મોરબીમાં તેઓએ રાજસત્તા સ્થાપી ને પછી નાગનહ (જામનગરનું જૂનું સ્થાન) ને બેટદ્વારકા પણ લીધાં. પરંપરા પ્રમાણે આ કુલના એક રાજાએ ધૂમલીમાં રાજધાની સ્થાપી. આમ જેઠવા મેહર (મેર) કુલ સાથે ગાઢ રીતે સંકળાયેલા કહેવાય છે.[૬૭]

સિંધુદેશથી આવેલા આ સૈંધવ રાજાઓ પોતાને જયદ્રથવંશના ગણાવતા, તેઓ ધૂમલીની આસપાસના પ્રદેશમાં સત્તારૂઢ થયા તે પ્રદેશ ઈ. સ. ૯૧૫ પછી થોડા દાયકામાં 'જેષ્ઠુક' દેશ તરીકે ઓળખાયો અને એ પછી એ પ્રદેશમાં સદીઓ

સુધી જેઠવાઓની સત્તા પ્રવર્તી એ પરથી 'જયદ્રથ' અને 'જેઠવા' વચ્ચે સંબંધ રહેલો સંભવે છે.[૬૮] જેઠવા રાજ્યમાં જયદ્રથ-સૈંધવોનો વૃત્તાંત વિસારે પડતાં 'મત્સ્ય'ને સ્થાને 'હનુમાન'નું પ્રતીક અને 'જયદ્રથ'ને બદલે 'મકરધ્વજ'ની માન્યતા પ્રચલિત થઈ લાગે છે.[૬૯]

## મેહરો

મધ્ય એશિયામાંના મેડિયા અને જ્યોર્જિયાનાં સામ્રાજ્યો શ્વેત હૂણોના આક્રમણથી હચમચી ઊઠયાં ત્યારે તેઓએ દક્ષિણ તરફ ભ્રમણ શરૂ કર્યું. આમ મેડિયન સામ્રાજ્યના મેડ અને જ્યોર્જિયાના ગુર્જરો ઉત્તર-પૂર્વ તરફથી ઈરાન થઈને બલુચિસ્તાનના માર્ગે ભારતવર્ષમાં ગુપ્તશાસન દરમ્યાન પ્રવેશ્યા જણાય છે. શરૂમાં ગુપ્તોએ એમને નસાડી મૂકયા, પણ પાછળથી તેઓએ ફરી પ્રવેશ કર્યો ને સિંધુ નદીની પૂર્વના ભાગમાં મેહર લોકોએ અને દક્ષિણ તરફ ગુર્જરોએ વસવાટ કર્યો.[૭૦]

સુરાષ્ટ્રમાં મોરબીમાં મેહર લોકોનું રાજ્ય કહેવાયું છે. ત્યાં સૈંધવો આવતાં તેઓ સૈંધવોના પડખે રહ્યા છે. આજના મેર પોતાને સુરાષ્ટ્રના રણધીરજી જેઠવા-(બરડા પ્રદેશમાં ચોવીસ ગામના ધણી)ના વંશજો કહેવડાવે છે. આમ તેઓ જેઠવા રાજપૂતોની આશ્રિત જાતિના છે. મેર જાતિ રાજપૂતો સાથે પુષ્કળ પ્રમાણમાં ભળી ગઈ છે, એમ મેરની કેશવારા, રાજશાખા, ઓડેદરા, સિસોદિયા, પરમાર, સોલંકી, ચૌહાણ, ચૂડાસમા, ભટ્ટી, જાડેજા, ચાવડા, વાઢેર, વાળા ઇત્યાદિ જુદી જુદી શાખાઓ પરથી જોવા મળે છે.[૭૧]

તળાજામાં તેરમી સદીમાં મેહર(મેર)કુલના રાજા રાજ્ય કરતા હતા.[૭૨] હાલ તેઓ વાળાના વંશજ મનાય છે. આ કુલનામને ઈરાની મિહ્ર્, સં. મિહિર શબ્દ સાથે સંબંધ હોવાનું જણાય છે.

## સેંદ્રકો

સૌ પ્રથમ સેંદ્રકો રાષ્ટ્રકૂટો ને કદંબોના ખંડિયા રાજા તરીકે દેખા દે છે. કદંબો.ની સત્તાના અસ્ત પછી તેઓ ચાલુકયોના આશ્રિત જણાય છે અને ચાલુકયો સાથે લગ્નસંબંધથી પણ જોડાયેલા છે. એમણે ગુજરાતમાં ૨૦૦ જેટલાં વર્ષ સુધી રાજ્ય કર્યું જણાય છે.

સેંદ્રકો પોતાને ભુજગેંદ્ર-અન્વય કે ફણીન્દ્રવંશના કહેવડાવે છે એ પરથી તેઓ નાગ જાતિના હોવાનો સંભવ છે. મહારાષ્ટ્રના શિંદે-સેંદ્રકોના અનુગામી વંશજો આજે પણ નાગચિહ્ન રાખે છે.[૭૩]

## કટચ્ચુરિઓ

આ સમયમાં જ દક્ષિણ ગુજરાતમાં કટચ્ચુરિઓનું રાજ્ય સ્થપાયું છે. તેઓ કૃતવીર્યના પુત્ર અર્જુનથી પોતાનો વંશ ગણે છે; અર્થાત્ તેઓ પોતાને 'હૈહયો' તરીકે ઓળખાવે છે.[૭૪] તેઓ ચાલુક્યોને વફાદાર રહ્યા છે.

## રાષ્ટ્રકૂટો (રાઠોડો)

મૈત્રકકાલ દરમ્યાન દક્ષિણ ગુજરાતમાં રાષ્ટ્રકૂટોની સત્તાનાં પગરણ શરૂ થયેલાં જોવા મળે છે. આ કુલ અંગે માનવામાં આવે છે કે અશોકના ધર્મ-લેખમાં દર્શાવેલા રાષ્ટ્રિકો–રાઠી લોકો દખ્ખણમાં ગયા હશે ને ત્યાંથી ક્ષત્રિયત્વ પ્રાપ્ત કરીને રાષ્ટ્રકૂટ નામે ઓળખાવા લાગ્યા હશે.[૭૫] રાષ્ટ્રકૂટ રાજાઓમાં કન્નડ અસર જોવા મળે છે એ પરથી પણ તેઓ અહીં દખ્ખણ (કર્ણાટક)થી આવેલા જણાય છે. દખ્ખણમાં એમણે ચાલુક્યોની મહાસત્તાનું ઉન્મૂલન કરી સામ્રાજ્ય સ્થાપ્યું હતું; મૈત્રકકાલના અંતભાગમાં તેઓની સત્તા દક્ષિણ ગુજરાતમાં સ્થપાઈ અને આગળ જતાં એ છેક ઉત્તર ગુજરાત સુધી પ્રસરી.[૭૬] દખ્ખણમાં પછીના ચાલુક્યોના હાથે એમની સત્તા તૂટી પડતાં અહીં પણ એમની સત્તા અસ્ત પામી. આગળ જતાં તેઓનું એક રાજ્ય કનોજમાં સ્થપાયું ત્યાં તેઓ 'રાઠોડ' તરીકે ઓળખાતા, ૧૨ મી સદીના અંતભાગમાં મુસલમાનોએ કનોજથી એમને દક્ષિણમાં હાંકી કાઢેલા અને સોલંકી રાજાની મદદથી એમણે મહેસાણા તાલુકાના સામેત્રા ગામમાં રાજ્ય સ્થાપ્યું.[૭૭] પાછળથી સોલંકી કાલના અંતભાગમાં મારવાડના રાઠોડ કુલના એક કુંવરે ઈડરમાં પોતાની રાજસત્તા સ્થાપી. આ સત્તા સલ્તનત–કાલ દરમ્યાન પ્રબળ રહી. આ રાઠોડકુલના એક બીજા રાજપૂતે દ્વારકાનો કબજો લીધો. 'વાજા' અને 'વાઢેલ' એ આ રાઠોડકુલની શાખાઓ ગણાય છે.[૭૮]

## ગુર્જરો

ગુર્જરોનો પ્રથમ ઉલ્લેખ બાણના 'હર્ષચરિત'માં અને યુઅન સ્વાંગના પ્રવાસ-વર્ણનમાં જોવા મળે છે.[૭૯] ગુર્જરો કોણ એ પ્રશ્ને ભારે વિવાદ ઊભો કર્યો છે. એક તરફથી 'ગુર્જર' શબ્દને જાતિવાચક તરીકે ઘટાવીને ગુર્જરો પરદેશી જાતિના

છે એમ માનવામાં આવે છે, તો બીજી તરફથી 'ગુર્જર' શબ્દ પ્રદેશવાચક છે એમ દર્શાવીને ગુર્જરો પરદેશી નહિ, પણ આ દેશના જ છે, એવો મત પ્રતિપાદિત કરવામાં આવ્યો છે. ભગવાનલાલ,[૮૦] જેક્સન,[૮૧] ભાંડારકર,[૮૨] વિન્સેન્ટ સ્મિથ,[૮૩] હર્નલ,[૮૪] રત્નમણિરાવ[૮૫] અને સાંકળિયા[૮૬] જેવા વિદ્વાનોએ પહેલા મતને એટલે કે 'ગુર્જરો પરદેશી છે' એ મતને સમર્થન આપ્યું છે, જ્યારે ઓઝા,[૮૭] ચિંતામણરાવ વૈદ્ય,[૮૮] આયંગર[૮૯] અને મુનશી[૯૦] જેવા વિદ્વાનોએ ગુર્જરોને આ દેશના જ ગણ્યા છે, તથા એમને પ્રાચીન ક્ષત્રિયોના વંશજો તરીકે ઓળખાવવાનો પ્રયત્ન કર્યો છે.

## વિદેશી ઉત્પત્તિનો મત

ગુર્જરો પરદેશી છે ને ૫ મી–૬ ઠ્ઠી સદી દરમ્યાન આવેલા પરદેશી ધાડાના શ્વેત હૂણ, ખજર, અવાર કે જુઆં-જુઆં (Juan–Juan) સાથે તેઓ પણ ભારતમાં આવ્યા છે. ટોડ આ ગુર્જરોને ગ્રીક સુભટોના વંશજો તરીકે સ્થાપિત કરે છે. હિમાલયના પશ્ચિમ ભાગમાં ને સિંધુથી ગંગા સુધી અને હઝારાના પહાડોથી નર્મદા સુધી 'ગુર્જર' નામ ધારણ કરનાર લોકો મળે છે. કાશ્મીરમાં ભરવાડોની એક જાતિ પોતાને 'ગુર્જર' નામે ઓળખાવે છે. જમનાના ઉપરવાસમાં ને ગંગા–જમુનાની વચ્ચેના પ્રદેશમાં ગુર્જર વસ્તી હતી એવા પુરાવા મળે છે. પંજાબમાં ગુજરાત ગુજરાનવાલા વગેરે નામનાં સ્થળો, ગ્વાલિયર રાજ્યના ગુર્જરગઢનો ઉલ્લેખ, દક્ષિણ રાજસ્થાનના રાજ્યનું 'ગુર્જર' નામ, નર્મદાકાંઠા પર ને નાગપુરમાં કે દક્ષિણમાં પણ મળતા ગુર્જર ઉલ્લેખો–આ બધા પરથી પરદેશી ગુર્જર જાતિ પેશાવરથી નર્મદા સુધી ને એનાથીયે નીચેના ભાગમાં ભ્રમણ કરતી અને ઠેર ઠેર વસવાટ કરતી અહીંના વર્ણની ને જાતિની વ્યવસ્થાવાળા સમાજમાં ભળી ગઈ એમ માનવામાં આવે છે. રાજસ્થાનમાં એમનો મોટો વસવાટ જણાય છે. ગુર્જર રાજપૂતો, ગુર્જર બ્રાહ્મણો અને ખેડૂતો, કડિયા એવી બધી વર્ણ–જ્ઞાતિઓમાં તેઓ ભળી ગયેલા જણાય છે.[૯૧]

ભાટચારણોની પરંપરા પ્રમાણે અને પૃથુરાજરાસોની વિગતો પ્રમાણે આબુ પર આવેલ વસિષ્ઠ ઋષિના અગ્નિકુંડમાંથી પવિત્ર થઈને 'રાજપૂત–ક્ષત્રિય' તરીકે બહાર આવેલા પ્રતીહારો, ચાહમાનો, ચાલુક્યો અને પરમારો નામે ઓળખાવા માંડેલા. રાજસત્તા ધરાવતા આ રાજપૂતો પરદેશી ગુર્જર જાતિના છે.[૯૨]

દરમ્યાન વચ્ચે વચ્ચે જનજાતીય ગણરાજ્યો, જેવાં કે યૌધેય, માલવ ને આભીર નજરે ચડે છે, જ્યારે હૂણોના આગમન બાદ જનજાતીય ગણરાજ્યોને સ્થાને રાજપૂતોના કબીલા (કુલસમૂહ) જેવા કે ચાહમાનો, પરમારો અને પ્રતીહારો જોવા મળે છે.

હ. ધી. સાંકળિયા ગુજરાતનાં કેટલાંક વ્યક્તિનામોના અભ્યાસ પરથી એવા નિર્ણય પર આવે છે કે ગુજરાતની જૂની ને નવી વસ્તી પરદેશીઓની બનેલી છે.[૯૩]

## એતદ્દેશીય ઉત્પત્તિનો મત[૯૪]

ગુર્જરો પરદેશી નથી, અર્બુદ પર્વતની આસપાસનો પ્રદેશ આ નામે ઓળખાતો હશે ને ત્યાં વસવાટ કરનાર વસ્તી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રોમાં વહેંચાયેલી હશે. આ લોકો બીજા પ્રદેશમાં જતાં એમના વતનના નામ પરથી 'ગુર્જર' કહેવાતા હશે, જેમ ગૌડ, દ્રાવિડ ઇત્યાદિ પણ વતનના નામ પરથી ઓળખાયા છે તેમ. દક્ષિણ રાજસ્થાન અને એની આસપાસના આનર્ત, સુરાષ્ટ્ર, માલવ, ઉજ્જન ઇત્યાદિ પ્રદેશોમાં ગુર્જર રાજાઓએ રાજ્ય સ્થાપી સંગઠન કર્યું; પરિણામે આ રાજાઓનાં નામે બધા પ્રદેશ ઓળખાવા લાગ્યા હશે. આજે 'ગુર્જર' તરીકે ઓળખાતા છૂટાછવાયા પ્રદેશ ત્યારે વિશાળ ગુર્જર રાજ્યના અવશેષ હોય એ સંભવિત છે.

દેશનું નામ રાજાઓને માટે વપરાયેલું ઉત્કીર્ણ ને સાહિત્યિક લેખોમાં જોવા મળે છે; જેમકે લાટ, માલવ, કુંતલ, ચેદિ 'ગુર્જર'ને પણ દેશનું નામ ગણવું જોઈએ ને એના રાજાઓનો ઉલ્લેખ 'ગુર્જર' નામે થાય એ સ્વાભાવિક છે. બાણના 'હર્ષચરિત'નો ઉલ્લેખ ગુર્જર પ્રદેશના રાજા તરીકે સમજી શકાય ને યુઅન શ્વાંગે ભીનમાલના ગુર્જર રાજાને 'ક્ષત્રિય' કહ્યો છે તે અહીંનો જ ક્ષત્રિય છે એમ દર્શાવે છે એમ સમજવું જોઈએ.

બીજું, કોઈ પણ પ્રદેશના સામાન્ય રહીશોને દેશના નામ પરથી જ ઓળખવામાં આવ્યા છે તેથી ગુર્જર બ્રાહ્મણો ક્ષત્રિયો અને વૈશ્યો માટે વપરાતો શબ્દ વતનસૂચક ગણવો જોઈએ.

ત્રીજું, ગુર્જરો જો પરદેશીઓ હોય તો તેઓ આટલી ઝડપથી વર્ણની અને જ્ઞાતિની વ્યવસ્થામાં ભળી ગયા હું એ સંભવિત લાગતું નથી, જ્યારે હૂણો છેક

૧૧ મી સદી સુધી ભળી શક્યા નથી. ત્યારે તો ખાસ કરીને પરદેશીઓનો બ્રાહ્મણ તરીકે સ્વીકાર જવલ્લેજ જોવા મળે છે (મગ બ્રાહ્મણોનો અપવાદ બાદ કરતાં). 'શક' કે 'કુષાણ' બ્રાહ્મણ કે વૈશ્ય જોવા મળતા નથી, જ્યારે 'ગુર્જર' બ્રાહ્મણ, ક્ષત્રિય ઇત્યાદિ વર્ણ જોવા મળે છે.

ચોથું, ગુર્જરો આ પ્રદેશમાં આવ્યા તે પહેલાંની આ પ્રદેશની મૂળ વસ્તી ક્યાં ગઈ? બહારથી આવનારી જાતિ એમને નિર્મૂળ કરે એ સમજી શકાતું નથી. વળી આ દેશના જૂના આર્ય-દ્રવિડ ક્ષત્રિયો ક્યાં ગયા? આબુ પર આવેલા વસિષ્ઠ ઋષિના અગ્નિકુંડમાંથી જે ચાર (પ્રતીહાર, ચાલુક્ય, પરમાર અને ચાહમાન) રાજપૂતોની ઉત્પત્તિ દર્શાવવામાં આવે છે તે પૃથુરાજરાસોની માહિતીને આધારે છે, પણ રાસોની માહિતી આધારભૂત ગણી શકાય તેવી નથી. વળી આ ચાર રાજપૂતો અગાઉ અન્યથા ઓળખાતા જણાય છે, જેમકે ચૌહાણો સૂર્યવંશી તરીકે. આ ઉપરથી અગ્નિકુલની ઉત્પત્તિ તો પાછળથી પ્રચારમાં આવી હશે અને એ પહેલાં પણ આ રાજપૂત-ક્ષત્રિયો નાની મોટી હકૂમતોમાં રાજ્ય કરતા હશે.

આમ બંને પ્રકારનાં મંતવ્યો પાછળ સબળ દલીલો રજૂ કરવામાં આવી છે અને આ ચર્ચાસ્પદ વિવાદનો હાલ તુરતમાં અંત આવી શકે એમ લાગતું નથી.

## ચાહમાનો (ચૌહાણો)

ભરૂચના ચાહમાન રાજાઓનાં નામોનું મૈત્રક રાજાઓનાં નામો સાથેનું સામ્ય જોઈ ને હ. ધી. સાંકળિયા ચાહમાન અને મૈત્રકોનું એક સમાન મૂળ હોવું જોઈએ એવું અનુમાન કરે છે.[૯૫] આબુના અગ્નિકુંડમાંથી રાજપૂત ક્ષત્રિય તરીકે બહાર આવેલા ચાર રાજપૂતોમાં ચાહમાન એક ગણાય છે અને તેઓ પરદેશી ગુર્જર જાતિના જ છે એવો એક મત ભાંડારકર જણાવે છે, તેમ ભારતમાંનો એમનો મૂળ નિવાસસ્થાન અહિચ્છત્ર (આ સ્થળ ઘણી બધી પરદેશી ટોળીઓનું ભારતવર્ષમાંનું મૂળ નિવાસસ્થાન જણાય છે) છે. ચાહમાનો પરદેશી ટોળીના બ્રાહ્મણ તરીકે આવ્યા અને પાછળથી ક્ષત્રિય બન્યા છે.[૯૬]

બીજી તરફથી ઓઝા[૯૭] ચાહમાનોને, અગ્નિકુંડમાંથી બહાર આવેલા બીજા ત્રણ રાજપૂતોની જેમ જ આ દેશના જૂના ક્ષત્રિયોના ભાગરૂપે ગણે છે. આ કુલના આદિ પુરુષને અહિચ્છત્રમાં વસેલા વત્સ ગોત્રનો બ્રાહ્મણ માનવામાં

આવે છે. એ પરથી ચાહમાનો મૂળે બ્રાહ્મણ છે અને અગ્નિકુલના રાજપૂતો તરીકે તો પાછળથી ઓળખાતા થયા છે એમ જણાવે છે.

## ચાલુક્યો-ચૌલુક્યો

દક્ષિણ ગુજરાતના પ્રદેશમાં ચાલુક્યોની સત્તા જોવા મળે છે. આ ચાલુક્યો એ કર્ણાટક-મહારાષ્ટ્રમાંના વાતાપિ(બાદામી)ના ચાલુક્ય રાજવંશની એક શાખા (એમની બીજી એક શાખા વેંગીમાં જોવા મળે છે) જણાય છે. ગુજરાતના આ ચાલુક્ય અને મહારાષ્ટ્ર-કર્ણાટકના ચાલુક્ય એક જ છે, એટલું જ નહિ, ૧૦ મી સદી અને એ પછીના ગુજરાતના ચૌલુક્ય પણ આ જ કુલના છે. દક્ષિણના ચાલુક્યોનું ચિહ્ન 'વરાહ' છે, જ્યારે ગુજરાતના ચૌલુક્યોનું ચિહ્ન 'નંદી' છે, એ હકીકતનું અર્થઘટન એ પ્રમાણે કરી શકાય કે ચાલુક્યો શરૂઆતમાં વૈષ્ણવધર્મ પાળતા હશે ને દક્ષિણમાંથી નીકળ્યા બાદ શૈવધર્મી બન્યા હશે.[૯૮] લાટ દેશના સોલંકી રાજા કીર્તિરાજના તામ્રશાસનમાં લખેલા 'ચાલુક્ય' શબ્દ તેમજ એના પુત્ર ત્રિલોચનપાલના તામ્રપત્રમાં લખેલા 'ચૌલુક્ય' શબ્દ પરથી 'ચાલુક્ય'-'ચૌલુક્ય' એક જ છે એમ સ્પષ્ટપણે જોઈ શકાય છે.[૯૯]

દક્ષિણના આ ચાલુક્ય પોતાને હારીતીના પુત્રો અને માનવ્ય ગોત્રના ગણે છે,[૧૦૦] તેથી તેઓ પિતૃપક્ષે મનુના ગોત્રના અને માતૃપક્ષે હારીતી કુલના જણાય છે, અને એ મૂળ બ્રાહ્મણો હોવા જોઈએ.

દક્ષિણના આ કુલની ઉત્પત્તિ અંગેની પૌરાણિક માન્યતા પ્રમાણે ભરદ્વાજ મુનિએ પોતાનું અપમાન કરનાર દ્રુપદને શાપ આપવા માટે ચલુક-(ખોબા)માંથી લીધેલા જળમાંથી સાક્ષાત્ વિજયની મૂર્તિરૂપ જે પુરુષ ઉત્પન્ન થયો તેમાંથી ચાલુક્ય-ચૌલુક્ય વંશ પ્રવર્ત્યો.[૧૦૧] વળી બીજી માન્યતા પ્રમાણે એમની ઉત્પત્તિ બ્રહ્માના ચલુકમાંથી ગણવામાં આવી છે.[૧૦૨]

દસમી સદીમાં ગુજરાતમાં પાટણ ને લાટમાં ચૌલુક્યકુલ સત્તારૂઢ થયાં છે. તેઓ આગળ જતાં પોતાના વંશની ઉત્પત્તિ બ્રહ્માના ચુલુક(ખોબા)માંથી દર્શાવે છે ને વાઘેલા-સોલંકી પણ પોતાની ઉત્પતિ આ જ પ્રમાણે દર્શાવે છે.[૧૦૩]

આબુ પર્વત ઉપર વસિષ્ઠ ઋષિના અગ્નિકુંડમાંથી ચાર રાજપૂતો ઉત્પન્ન થયા તેઓમાં ચાલુક્યોનો સમાવેશ થાય છે. જેક્સન, ભગવાનલાલ, ભાંડારકર

વગેરે આ અગ્નિકુલની પરંપરામાં માને છે ને ચાલુક્યો પરદેશી ગુર્જર જાતિના હશે એમ અનુમાન કરે છે. ભાંડારકર[૧૦૪] દર્શાવે છે તેમ ચાલુક્યોના સમયમાં જ 'ગુર્જરત્રા–ગુજરાત' એવાં પ્રદેશોનાં નામ દેખા દે છે, તેથી ચાલુક્યો ગુર્જર જાતિના છે. તેઓ માને છે કે 'ચાલુક્ય'–'ચૌલુક્ય' અને એને મળતાં નામોએ ઓળખાતી આ જાતિનાં બે ધાડાં આવેલાં જણાય છે: એક છઠ્ઠી સદીના અંત ભાગમાં આવ્યું, જે દક્ષિણનો ચાલુક્યવંશ વિકસાવે છે ને એમની એક શાખા દક્ષિણ ગુજરાતમાં પણ સત્તારૂઢ થાય છે; બીજું ધાડું ૧૦ મી સદીની મધ્યમાં આવ્યું, જે કનોજ અને ગુજરાતના ચૌલુક્ય કે સોલંકી વંશ વિકસાવે છે. આમ ઉત્તર ને દક્ષિણના ચાલુક્ય–ચૌલુક્યની ઉત્પત્તિ એક જ ટોળીમાંથી થઈ હશે એમ દર્શાવે છે.

ગુજરાતમાં બંને ધાડાંઓના વંશજોએ રાજ્ય સ્થાપ્યાં છે, કેમકે દક્ષિણ ગુજરાતનું એ મૈત્રકકાલીન રાજ્ય દક્ષિણમાંથી આવેલું છે ને પછીના સૌરાષ્ટ્રના ચાલુક્યો અને ઉત્તર ગુજરાતના ચૌલુક્યો- સોલંકીઓ (વાઘેલા સોલંકીઓ સહિત) ઉત્તરમાંથી આવેલા જણાય છે.

અ. કુ. મજુમદાર[૧૦૫] ચાલુક્યોને ગુર્જર જાતિના ગણવા માટે પૂરતાં પ્રમાણ નથી એમ જણાવે છે, કેમકે દસમી સદી પહેલાં પણ નાંદીપુરીના ગુર્જર નામના અને ગુર્જર–પ્રતીહારોના રાજવંશો જોવા મળે છે, એટલે 'ગુર્જર' નામ ચાલુક્ય–સમયમાં જ દેખાયું એમ કહી શકાય નહિ. તેઓ દર્શાવે છે કે 'ચાલુક્ય' નામનો ઉલ્લેખ પુરાણોમાં આવે છે. માર્કંડેય, મત્સ્ય અને વાયુ પુરાણમાં ચુલિકો–શુલિકોનો ઉલ્લેખ ભારતની ઉત્તરે આવેલા પ્રદેશની લંપટો, કિરાતો ને કાશ્મીરોની ટોળીઓ સાથે થયો છે. ચરકસંહિતામાં બાહ્લિક, પહ્લવ, ચીના અને શક સાથે ચૌલિકોનો ઉલ્લેખ છે. હરાહના અભિલેખમાં આંધ્ર-ગૌડ સાથે શૂલિક-નો ઉલ્લેખ છે તે 'ચાલુક્ય' જ છે. આ નામો પહ્લવ શબ્દ 'સુરક' ને 'સુલક'-'સુલિક' દ્વારા સોગ્ડિયન સાથે સંબંધ ધરાવે છે એમ બતાવી ચાલુક્યો 'સોગ્ડિયન' હતા એમ દર્શાવ્યું છે. ચેત્ની પહેલાં 'સોગ્ડિયન' ને પાછળથી 'બૅક્ટ્રિયન' તરીકે ઓળખાયા છે. આમ મજુમદારના મતે ચાલુક્યો પરદેશી છે, પરંતુ ગુર્જર નહિ, સોગ્ડિયન છે.

ચાલુક્યો પરદેશી નથી અને આ દેશના પ્રાચીન આર્ય–દ્રવિડ ક્ષત્રિયોના વંશજ છે એમ ઓઝા ભારપૂર્વક દર્શાવે છે. અગ્નિવંશી રાજપૂતો તરીકે ઓળખાતા

થયા તે પહેલાં ચાલુકયો સૂર્યવંશી જણાય છે, તેથી તેઓ ગુર્જર નથી, પણ અર્બુદાચલની આસપાસના પ્રદેશના ક્ષત્રિય છે એમ તેઓ જણાવે છે.૧૦૬

મૈત્રક સમયનાં કેટલાંક રાજકુલ પરદેશી જાતિનાં જણાય છે, તો કેટલાંકની ઉત્પત્તિ વૈશ્ય કે બ્રાહ્મણ આદિપુરુષથી થયેલી જોવા મળે છે. વળી રાજ્યના અધિકારીઓની પસંદગી બધા વર્ણોમાંથી કરવામાં આવતી હોય એ સંભવિત છે. વલભીના રાજા શીલાદિત્યે અમાત્યની પસંદગી માટે ચારે વર્ણોનો વિચાર કરી જોયો હતો એવો 'ઉદયસુંદરીકથા'માં ઉલ્લેખ આવે છે, છતાં અધિકારીઓનાં ઉલ્લિખિત નામો પરથી તો મોટે ભાગે રાજ્યતંત્રનો અધિકાર અને દાનશાસનમાં દૂતક તરીકેનો અધિકાર ક્ષત્રિયકુલની વ્યક્તિઓનો જણાય છે.૧૦૭

**બ્રાહ્મણો**

મૈત્રકો, ત્રૈકૂટકો, કટચ્ચુરિઓ અને નાંદીપુરીના રાજાઓનાં દાનશાસનો પરથી બ્રાહ્મણોનો ખ્યાલ આવે છે. બ્રાહ્મણો ધાર્મિક અને એકંદર સામાજિક જીવનમાં મુખ્ય ભાગ લેતા હશે. બ્રાહ્મણોની ઓળખમાં એમનું નામ, પિતાનું નામ, ગોત્ર, વેદશાખા અને નિવાસસ્થાન મુખ્ય જણાય છે.૧૦૮ વળી બ્રાહ્મણોએ સ્થળાંતર કર્યું હોય તો એ કયા સ્થળેથી કયા અન્ય સ્થળે કર્યું છે એ સ્થળોનો પણ ઉલ્લેખ જોવા મળે છે.

દાનશાસનોમાં ઉલ્લિખિત બ્રાહ્મણોની વસ્તી જંબુસર ને એની આસપાસના પ્રદેશમાં સૌથી વધુ ને અન્ય સ્થળોમાં–વલભી, સિંહપુર, ગિરિનગર, ખેટક, નગરક, આનંદપુર, ભરૂચ, કચ્છ ને નવસારિકામાં–પ્રમાણમાં વધુ જોવા મળે છે. અહિચ્છત્ર (ઉ.પ્ર.), ગિરિનગર(સૌરાષ્ટ્ર) ને દશપુર(માળવા)નાં ત્રણ ચાર કુટુંબ બાદ કરતાં દક્ષિણ ગુજરાતનાં બધાં જ કુટુંબ જંબુસર ને ભરૂચની આસપાસનાં જણાય છે.૧૦૯

એ બ્રાહ્મણોનાં ગોત્રોમાં વત્સ, ભારદ્વાજ, દૌણ્ડકીય અને કૌણ્ડિન્ય સૌથી વધુ જણાય છે; અન્યમાં ચૌલિ, ધૂમ્રાયણ, હારીત, કાશ્યપ, લક્ષ્મણ, શ્રાવાયણ, માઠર, વશિષ્ઠ, ગાર્ગ્ય, ભાર્ગવ, શાર્કરાક્ષિ, તાપસ, આત્રેય, દ્રોણાયન, કૌશ્રવસ, પારાશર, ગાર્ગેય, કપિષ્ઠલ, માનવ, શાંડિલ્ય, કજગણ, કૌશિક, ઓપસ્વસ્તિ, ઉપમન્યુ ઇત્યાદિ ગોત્રો પણ જણાય છે.૧૧૦

વેદશાખામાં સૌથી વધુ ઉલ્લેખ યજુર્વેદની વાજસનેયી શાખાનો અને ત્યાર બાદ સામવેદની છાંદોગ્ય શાખાનો આવે છે. અથર્વવેદી ને ઋગ્વેદી બ્રાહ્મણોનો પણ ઉલ્લેખ આવે છે.૧૧૧

ભાંડારકર[૧૧૨] વલભી અને આનંદપુરના મૈત્રકકાલીન બ્રાહ્મણ નાગર બ્રાહ્મણો હોવાનો મત રજૂ કરે છે. નાગર બ્રાહ્મણોમાં આજે પ્રચારમાં છે અને ૭૦૦ વર્ષ પહેલાં પણ હતા તેવા તેર નામાંતોના પૃથક્કરણ પરથી તેઓ આ મત પર આવે છે. વળી તેઓ જણાવે છે કે નાગર બ્રાહ્મણોમાં પણ પરદેશી જાતિનું ઘણુંબધું મિશ્રણ થયું હોવું જોઈએ. નાગર જ્ઞાતિના નામાંતોમાં देव (બ્રાહ્મણોમાં પ્રચલિત), वर्मन् (ક્ષત્રિયોમાં પ્રચલિત), दत्त અને गुप्त (વૈશ્યોમાં પ્રચલિત), दास (શૂદ્રોમાં પ્રચલિત) એવા નામાંત જોવા મળે છે. એ ઉપરથી બધા વર્ણોનું નાગરોમાં મિશ્રણ થયું છે એમ માનવા કરતાં આ નામાંતો જુદી જુદી ટોળીઓનાં કુલસૂચક નામ હોય અને એ બધી ટોળીઓ નાગર બ્રાહ્મણોમાં ભળી હોય એમ માનવું વધુ યોગ્ય છે એમ તેઓ માને છે. વળી આ નામાંતોનું સામ્ય જોઈને તેઓ બંગાળાના કાયસ્થો તથા ગુજરાતના નાગર બ્રાહ્મણો વચ્ચે સંબંધ જુએ છે. પ્રશ્નોરા નાગરોની ટોળીઓ નગરકોટ (અહિચ્છત્રની નજીકમાં) સ્થળેથી પરિભ્રમણ કરતાં કરતાં ગુજરાતમાં આવીને નાગર બ્રાહ્મણોમાં ભળી ગઈ હોય ને અહિચ્છત્ર પાસે આવેલ 'નગર' નામે કોઈ સ્થળના નામ પરથી સૌ 'નાગર' કહેવાયા હોય એવું અનુમાન કરે છે. આમ ગુજરાતના નાગર બ્રાહ્મણો પણ પરદેશી જાતિના છે.

સાંકળિયા[૧૧૩] જણાવે છે કે આનંદપુરના મૈત્રક બ્રાહ્મણોમાં જણાતા કેટલાક નામાંત તત્કાલીન બીજા પ્રદેશના બ્રાહ્મણોમાં પણ જોવા મળે છે, તેથી બીજા પુરાવા ન મળતાં આનંદપુરના મૈત્રક બ્રાહ્મણોને નાગર બ્રાહ્મણ ગણી શકાય નહિ.

સુરાષ્ટ્રની પ્રજા વેપારવાણિજ્યમાં મોખરે હતી. વણિકો આંતર્દેશીય તેમજ વિદેશી (સમુદ્રપારના સુધ્ધાં) વેપાર કરતા. વણિકોમાં નાવિકપતિઓ અને સાર્થવાહોના ઉલ્લેખ આવે છે. યુઅન શ્વાંગ નોંધે છે કે દૂર દેશાવરની વિરલ અને અમૂલ્ય ચીજો અહીં પુષ્કળ પ્રમાણમાં જમા થતી અને વલભીપુરમાં કરોડપતિઓનાં સોએક જેટલાં ઘર હતાં. અજિત કક્ક નામના વાણિયાએ વિહાર બંધાવ્યાનો ઉલ્લેખ છે. આ પરથી ધનિક વૈશ્યો ધર્મસ્થાનો પાછળ દાન કરતા એમ જોવા મળે છે.[૧૧૪]

મૈત્રકકાલીન રાજાઓએ આપેલાં દાનશાસનોમાં બ્રાહ્મણો અને શ્રમણો ઉપરાંત કેટલીક વાર વાણિજ્યક, વર્દ્ધકિ (સુથાર), કણબી, નાપિત અને કુંભારનો ઉલ્લેખ આવે

છે. વલભીનાં ખંડેરોમાં મળતા અવશેષો પરથી સોની, મણિયાર, લુહાર, કંસારા, વણકર, દરજી, માળી જેવા અન્ય ધંધાદારી વર્ગોનું તથા કુટુંબી (કણબી)-ખેડૂતનું સૂચન થાય છે. વળી પરિચારકર્મ જેવાં કે પગચંપી કરનાર, પથારી કરનાર, દાંત રંગનાર વગેરે વર્ગો હોવાનું કેટલાક આનુષંગિક પુરાવાઓ પરથી ફલિત થાય છે. યુઅન શ્વાંગ ચાર વર્ણોનો નિર્દેશ કરે છે તથા ગુલામીના રિવાજની પણ નોંધ કરે છે. આ બધા ઉલ્લેખો પરથી હજી સમાજમાં જ્ઞાતિભેદ પ્રચલિત થયેલા જણાતા નથી, ફક્ત ધંધાદારી વર્ગો જ જણાય છે. આ પછીના સોલંકી કાલના સાહિત્ય અને લેખોમાં બ્રાહ્મણ અને વાણિયાની જુદી જુદી પેટા-જ્ઞાતિઓનો ઉલ્લેખ આવે છે, પણ મૈત્રકકાલીન લેખોમાં માત્ર રાજવંશોનાં જુદાં જુદાં કુલોનો, બ્રાહ્મણોનો તેમજ ધંધાદારી વર્ગોનો, વણિકોનો અને ખેડૂતોનો જ ઉલ્લેખ આવે છે.[૧૧૫]

## અનુમૈત્રકકાલ (ઈ.સ. ૭૮૮-૯૪૨)

અનુમૈત્રકકાલ દરમ્યાન ચાપો-ચાવડાઓ, રાષ્ટ્રકૂટો, પ્રતીહારો, ચાલુક્યો, સૈંધવો અને પરમારો ગુજરાતના જુદા જુદા પ્રદેશોમાં સત્તા ધરાવતા જણાય છે. એ પૈકી ચાવડા, પરમાર અને પ્રતીહાર રાજકુલોનો પહેલવહેલો પરિચય આ કાલમાં થાય છે.

### ચાવડા

રાજસ્થાનના ભીનમાલમાં, સૌરાષ્ટ્રના વઢવાણમાં અને ઉત્તર ગુજરાતના અણહિલવાડ પાટણમાં ચાવડા વંશનાં રાજ્ય જોવા મળે છે.

વઢવાણના ચાપવંશી રાજા ધરણીવરાહના શક વર્ષ ૮૩૬(ઈ. સ. ૯૧૪)-ના દાનપત્ર પ્રમાણે પૃથ્વીએ શંકરને પ્રણામ કરીને પ્રાર્થના કરી કે પ્રભુ, તમે જ્યારે ધ્યાનમગ્ન બનો છો ત્યારે અસુરો અમને દુઃખ દે છે એ અમારાથી સહેવાતું નથી. આથી શંકરે પોતાના ચાપમાંથી પૃથ્વીની રક્ષા કરી શકે તેવો પુરુષ ઉત્પન્ન કર્યો ને એનાથી ચાપવંશ પ્રસિદ્ધ થયો.[૧૧૬] આમ બ્રહ્માના ચુલુકમાંથી ચૌલુક્યોની ઉત્પત્તિ દર્શાવવામાં આવે છે તેવા જ પ્રકારની ચાપવંશીઓની ઉત્પત્તિ ગણાય છે.

ટૉડે એમને સીથિયન-શક ગણ્યા છે.[૧૧૭] કેટલાક એમને ગુર્જર ગણે છે. ચાપોત્કટ અને ગુર્જર ભિન્ન છે એમ ઓઝા દર્શાવે છે અને ચાપ નામના

કોઈ મૂળ પુરુષના નામ પરથી 'ચાપ' નામે વંશ ઓળખાવા લાગ્યો હશે એમ માને છે.[૧૧૮]

## પરમારો

પૂર્વ ગુજરાતના ઉત્તર ભાગમાં માળવાના પરમાર વંશની સત્તા હતી. આ વંશના આદ્ય રાજા પ્રતીહારોના સામંત લાગે છે પરમાર રાજપૂતોની ઉત્પત્તિ પણ આબુના અગ્નિકુંડમાંથી કહેવામાં આવે છે અને એ પ્રમાણે તેઓ મૂળે ચાલુક્યો, ચાહમાનો ને પ્રતીહારોની જેમ પરદેશી ગુર્જર-જાતિના છે એમ જણાવવામાં આવે છે. એમની ઉત્પત્તિના વૃત્તાંતમાં પણ એમની ઉત્પત્તિ આબુના અગ્નિકુંડમાંથી જ કહેવામાં આવી છે. પરમારોના મૂળ પુરુષનું નામ 'ધૂમરાજ' પણ આ માન્યતાને ટેકો આપે છે.[૧૧૯]

ઓઝા એમને પરદેશી જાતિના ન ગણતાં આ જ દેશના પ્રાચીન ક્ષત્રિયોના વંશના ગણે છે ને તેઓ મૂળે આબુની આસપાસ રાજ્ય કરતા હશે એમ માને છે. ત્યાંથી એમણે મારવાડ, સિંધ અને ગુજરાતમાં સત્તા પ્રાપ્ત કરી હશે. તેઓ અગ્નિવંશી રાજપૂતો તરીકે ઓળખાતા થયા તે પહેલાં બ્રહ્મક્ષત્રિય કુલના જણાય છે. રાજા મુંજને દરબારના કવિ પદ્મગુપ્ત બ્રહ્મક્ષત્રિય કહે છે.[૧૨૦] 'રાસમાળા' જણાવે છે તે પ્રમાણે પારકરથી થોડા પરમારો દુકાળના માર્યા સૌરાષ્ટ્રમાં આવી વસ્યા, એમને વઢવાણના વાઘેલા રાજાએ ભીલો સામે હુમલો કરવા રોકયા ને એમાં એમને સફળતા મળતાં રાજાએ એમને મૂળી, થાન, ચોટીલા ને ચોબારી એ ચાર તાલુકા આપ્યા. મુસલમાનોએ એમને ૧૧ મી સદીમાં કચ્છ-સૌરાષ્ટ્રમાંથી હાંકી કાઢયા જણાય છે.[૧૨૧]

મુનશી જણાવે છે કે હરસોલના દાનપત્રમાં તેઓ અગ્નિકુંડમાંથી ઉત્પન્ન થયા એવો ઉલ્લેખ નથી. એમનો આદિપુરુષ ધૂમરાજ પ્રતીહારોનો સામંત જણાય છે. પ્રતીહાર, ચાહમાન, ચાલુક્ય ને પરમાર એ પરસ્પર સંબંધ (અને લગ્નસંબંધ પણ) ધરાવતી જાતિઓએ શરૂઆતમાં અગ્નિકુંડમાંથી ઉદ્ભવ થયાનો દાવો કર્યો નહોતો ને તેઓ પરદેશી પણ નહોતા; લોહી ને પ્રણાલિકાના સંબંધથી તેમજ મૂળ વતન ગુર્જર-દેશના સંબંધથી આ ચાર જાતિ ઈ. સ. ૫૫૦ થી ૧૩૦૦ સુધીના સમયમાં સામ્રાજ્ય બનાવવાની મહત્ત્વાકાંક્ષા સેવે છે ને તદનુસાર પરસ્પર અથડામણમાં પણ આવે છે, એવો મત મુનશી રજૂ કરે છે.[૧૨૨]

## પ્રતીહારો (પઢિયારો)

'પ્રતીહાર' એ રાજ્યાધિકારના પદ પરથી વંશનું નામ પડયું હશે, મૂળ પુરુષના નામ પરથી નહિ. આબુના અગ્નિકુંડમાંથી અગ્નિવંશી રાજપૂત તરીકે જાણીતા થયા તે પહેલાં તેઓ સૂર્યવંશી તરીકે ઓળખાતા. તેઓ પરદેશી ગુર્જરો નથી એમ ઓઝા, મુનશી વગેરે વિદ્વાનો માને છે. હરિચંદ્રને ગુર્જર-પ્રતીહાર વંશનો આદિપુરુષ માનવામાં આવે છે. એ બ્રાહ્મણ હતો અને બે સ્ત્રીઓને પરણ્યો હતો-એક બ્રાહ્મણી ને બીજી ક્ષત્રિયા. ક્ષત્રિય રાણીના પુત્ર ક્ષત્રિય પ્રતીહાર. એ શાસ્ત્ર મૂકી શસ્ત્ર ધારણ કરે છે અને પ્રતીહાર વંશ શરૂ કરે છે.[૧૨૩]

પ્રતીહારો પણ ગુર્જર જાતિના ને પરદેશી છે તથા આબુ પરના અગ્નિ-કુંડમાંથી 'પ્રતીહાર રાજપૂત' તરીકે બહાર આવે છે ને રાજસત્તા પ્રાપ્ત કરે છે એવો બીજો મત છે.[૧૨૪]

## દક્ષિણના લોકોનું ગુજરાતમાં આગમન

રાષ્ટ્રકૂટના રાજ્ય-અમલ સાથે દખ્ખણના—મહારાષ્ટ્ર અને કર્ણાટકના લોકો ગુજરાતમાં આવીને વસ્યા હોય એવા પુરાવા મળે છે. રાષ્ટ્રકૂટ રાજાઓએ મહા-રાષ્ટ્રિય અને કાનડી બ્રાહ્મણોને દાનશાસન આપીને ભરૂચ અને સુરત જિલ્લાઓમાં વસાવ્યાના ઉલ્લેખ મળે છે. વળી આ કાલ દરમ્યાન દક્ષિણમાંથી જૈન સાધુઓ પણ આવ્યા છે.[૧૨૫] જૈન 'હરિવંશપુરાણ' તથા 'બૃહત્કથાકોશ'માં વર્ધમાનપુર(વઢવાણ)ના જૈન પુન્નાટસંઘના સાધુઓના ઉલ્લેખ મળે છે.[૧૨૬] એ પરથી પુન્નાટ–કર્ણાટકથી જૈન સાધુઓ પણ ગુજરાતમાં આવેલા જણાય છે. વળી સેનામાં ને રાજ્યવહીવટ અર્થે પણ લોકો દક્ષિણમાંથી ગુજરાતમાં આવ્યા હશે એમ અનુમાન કરી શકાય.

## બ્રાહ્મણો

રાષ્ટ્રકૂટ દાનશાસનોમાં બ્રાહ્મણોના ઉલ્લેખ મળે છે. જેમ મૈત્રકકાલીન બ્રાહ્મણોમાં જંબુસર અને ભરૂચની આસપાસના બ્રાહ્મણોના સૌથી વધુ ઉલ્લેખ જોવા મળે છે તેમ અનુમૈત્રક કાલનાં દાનશાસનોમાં ગોવર્ધન (વડોદરા નજીક) સ્થળના બ્રાહ્મણોનો સૌથી વધુ ઉલ્લેખ જોવા મળે છે. જંબુસર (ભરૂચ નજીક),

ગોવદ્ધન ( વડોદરા નજીક ) તથા બોરસદ ( ખેડા નજીક ) એ દક્ષિણ તથા મધ્ય ગુજરાતમાં બ્રાહ્મણોની વસાહતનાં કેંદ્ર જણાય છે.[૧૨૮] એ ઉપરાંત કર્ણાટકમાંના બાદામી, તિગાવી અને વેંગીથી આવેલા બ્રાહ્મણોનો ને બંગાળામાંના પુંડ્રવર્ધનથી આવેલા બ્રાહ્મણનો પણ ઉલ્લેખ મળે છે.[૧૨૯]

બ્રાહ્મણોનાં ઉલ્લિખિત ગોત્રોમાં સૌથી વધુ ભારદ્વાજ ( ૧૦ ) ગોત્ર ને અન્ય ગોત્રોમાં વત્સ (૬), ગૌતમ (૪), કાત્યાયન (૩), કૌશ (૩), લાવાણ (૬), વાર્ષ્ણેય (૩), કૌશિક (૧), કુશ્ડિન (૧), લાક્ષાયણ (૧), લક્ષ્મણ (૧), માઠર (૪), પારાશર (૧), શાણ્ડિલ્ય (૧), સૌન્દાન (૧), વદ્રુમુખ (૧), વાત્સ્યાયન (૧), યૌગન (૧) ઇત્યાદિ ગોત્રો છે. એમાં ભારદ્વાજ ગોત્રના અર્ધા બ્રાહ્મણ યજુર્વેદની કાણ્વ શાખાના ને અર્ધા સામવેદની કૌથુમી શાખાના જોવા મળે છે. રાજસત્તા દક્ષિણથી આવેલા રાષ્ટ્રકૂટ વંશની છે, છતાં ત્યાંથી આવેલા બ્રાહ્મણોનું પ્રમાણ થોડું છે. આ ઉપરથી દક્ષિણના બ્રાહ્મણો તરફ પક્ષપાત જણાતો નથી અને આ રાજાઓએ બધા બ્રાહ્મણોને સમાનતાએ પ્રોત્સાહન આપેલું જણાય છે.[૧૩૦]

## મુસલમાનોના આગમનનો આરંભ

આ સમય દરમ્યાન ઈ. સ. ૭૧૧ માં મુસલમાનોની સિંધ પર પ્રથમ ચડાઈ થઈ ને એમણે સિંધ કબજે કર્યું. વળી સૌરાષ્ટ્ર સાથે સુલેહ કર્યાનો ઉલ્લેખ મળે છે, એ પરથી શરૂમાં તેઓ વિગ્રહમાં ઊતર્યા હશે ને પાછળથી તેઓએ સુલેહ કરી હશે એમ માની શકાય.[૧૩૧] અરબ તવારીખમાં ને મૈત્રકકાલીન દાનશાસનોમાં સુરાષ્ટ્ર અને એની આસપાસના પ્રદેશો પર અરબ હુમલા થયાના ઉલ્લેખ જોવા મળે છે.[૧૩૨] શરૂમાં નવસારિકા, નાંદીપુરી ને વલભીના રાજાઓએ તેઓને શિકસ્ત આપી, પરંતુ આ રાજ્યોનો નાશ લાવવામાં અરબ આક્રમણોનો મોટો ફાળો ગણવામાં આવે છે. રાષ્ટ્રકૂટ રાજાઓ અરબોને પોતાના રાજ્યમાં ઊંચા હોદ્દા આપતા ને અરબો રાષ્ટ્રકૂટો સાથે ગાઢ સંબંધ ધરાવતા, જ્યારે ગુર્જર-પ્રતીહાર રાજાઓ સિંધના અરબોને સત્તા ફેલાવવા દેતા નહિ[૧૩૩]

ઈ. સ. ૭૬૧ ના અરસામાં ભરૂચની ઉત્તરે આવેલા ગંધાર બંદરમાં સૌ પ્રથમ મસ્જિદ બંધાઈ એવો ઉલ્લેખ મળે છે.[૧૩૪]

ગુજરાતના કાંઠા પર અરબો અને હિંદી મુસલમાનો મોટી સંખ્યામાં વસતા હોવાનું અરબ તવારીખકાર શહરિયા (ઈ. સ. ૯૦૦-૯૪૦) જણાવે છે.

અલ-મસઊદી (ઈ. સ. ૯૪૨) ખંભાત તથા અણહિલવાડ નગરોમાં મુસલમાનોની મસ્જિદો અને જામે મસ્જિદો હોવાનું તથા ત્યાં મુસલમાનો આબાદ હોવાનું નોંધે છે.[૧૩૫]

## પારસીઓનું આગમન

પારસીઓ સૌ પ્રથમ દીવ બંદરે ઊતર્યા. ત્યાં ઓગણીસ વર્ષ રહી, ઈ. સ. ૯૩૬ માં ગુજરાતના સંજાણના રાણા પાસેથી દૂધમાં સાકર ભળે તેમ અહીંની વસ્તીમાં ભળી જવાની શરતે રાજ્યાશ્રય મળ્યો એટલે તેઓ સંજાણમાં આવી રહ્યા, એવો ઉલ્લેખ છે.[૧૩૬] પારસીઓ શાંત આશ્રય માટે અહીં આવ્યા, તથા ઉપદ્રવ કર્યા વગર અહીં વસવાટ કરવા લાગ્યા જણાય છે. એમણે પોતાનો ધર્મ સાચવ્યો ને હિંદુઓના રીતરિવાજો પણ અપનાવ્યા અને સંઘર્ષમાં ઊતર્યા વગર અહીંની વસ્તી સાથે અનુકૂળતા સાધીને રહ્યા છે.

## સોલંકી કાલ (ઈ. સ. ૯૪૨–૧૩૦૪)

સોલંકી રાજાઓના દીર્ઘશાસન દરમ્યાન ગુજરાતે રાજકીય ને સાંસ્કૃતિક જાહોજલાલીનો અનુભવ કર્યો. વળી આ પ્રદેશને "ગુર્જરદેશ" અથવા "ગુજરાત" એવું નામ પણ આ સમય દરમ્યાન જ મળ્યું.[૧૩૭]

સોલંકી કાલ દરમ્યાન ચૌલુક્ય (સોલંકી), પરમાર, ચાહમાન, ચૂડાસમા, વાળા, ઝાલા, જેઠવા, મેર, રાઠોડ, હેરોલ, ગોહિલ, આભીર, કાઠી તથા બીજાની રાજસત્તાઓ જોવા મળે છે. એમાંથી કેટલાકનો પરિચય પહેલવહેલો આ કાલમાં થાય છે.

## ચૂડાસમા

બૉમ્બે ગૅઝેટિયર પ્રમાણે સાતમી–આઠમી સદી દરમ્યાન ભારતમાં આવેલી તુર્કી સમા ટોળીનો એક ફાંટો સિંધમાં આવે છે ને સિંધમાં ઠઠ્ઠામાં રાજ્ય કરે છે; દસમી સદીની શરૂઆતમાં કચ્છમાં પ્રવેશે છે ને ત્યાંથી સૌરાષ્ટ્ર થઈ ૧૫મી સદી સુધી વંથળી–જૂનાગઢના પ્રદેશમાં રાજસત્તા ધરાવે છે. તેઓ પોતાને શ્રીકૃષ્ણના વંશના યાદવો ગણે છે ને ગુજરાતના યાદવોની જેમ અન્ય રાજપૂતોથી પોતાને ચડિયાતા માને છે.[૧૩૮] આ સમા વંશના મૂળ પુરુષનું નામ ચંદ્રચૂડ હતું તેથી આ વંશ "ચૂડાસમા" કહેવાયો લાગે છે.[૧૩૯]

### વાળા

વળાની આસપાસનો પ્રદેશ વાળાક કહેવાતો. સોલંકી કાલમાં ત્યાં વાળા વંશના રાજાઓ રાજ્ય કરતા. વળા ઉપરાંત તળાજા પણ એમને તાબે હતું. એ વલભીના મૈત્રકોના વંશજ હતા ને મેવાડથી સૌરાષ્ટ્રમાં પાછા વળ્યા તેથી "વાળા" કહેવાયા એ શબ્દોત્પત્તિ દેખીતી રીતે કૃત્રિમ છે. "વાળા" નામ "વળા" (વલભી) પરથી જ થયું હોવું સંભવે છે.[૧૪૦]

### ઝાલા

ઝાલા કુલનો મૂળ પુરુષ હરપાલ કચ્છના મકવાણા કુલનો હતો. એના વંશજોએ આગળ જતાં પાટડીમાં રાજસત્તા સ્થાપી; એ સત્તા હળવદ સુધી પ્રસરી.[૧૪૧] હરપાલની પત્ની શક્તિદેવીએ હાથીના ઉપદ્રવ સમયે બાળકોને ઝરૂખામાંથી ઝાલી લીધા તેથી તેઓ "ઝાલા" કહેવાયા : એ કપોલકલ્પિત ગણાય.[૧૪૨] શ્રી. જયચંદ્ર વિદ્યાલંકાર "ઝાલા" શબ્દની ઉત્પત્તિ "ઝલ્લ" પરથી તારવે છે ને "ઝલ્લ"ને "મલ્લ"નું રૂપાંતર માને છે.[૧૪૩] કેટલાક "ઝલ્લ" એટલે સરોવર પરથી આ નામ ઘટાવે છે.[૧૪૪] ઝાલાઓના નામ પરથી સૌરાષ્ટ્રનો આ પ્રદેશ પણ "ઝાલાવાડ" કહેવાયો.

### હેરોલ

દ્વારકામાં રાઠોડ-વાઢેલોની સત્તા સ્થપાઈ તે પહેલાં ત્યાં હેરોલોનું વર્ચસ હતું. એ પરમાર વંશની શાખાના ગણાયા.[૧૪૫]

### ગોહિલ

સેજક ગોહિલે તેરમી સદીના મધ્યમાં મારવાડમાંથી સૌરાષ્ટ્ર આવી, ચૂડાસમા રાજાની ઓથથી પૂર્વ સૌરાષ્ટ્રમાં પોતાની રાજસત્તા સ્થાપી ને સમય જતાં એ સત્તા આસપાસના પ્રદેશમાં પ્રસરી, આથી આ પ્રદેશ "ગોહિલવાડ" તરીકે ઓળખાયો. ગોહિલ રાજાઓ પોતાને શાલિવાહન રાજાના વંશજ ગણાવે છે. આ શાલિવાહન તે સામાન્યતઃ દખ્ખણના પ્રતિષ્ઠાન (પૈઠણ) નગરનો પ્રસિદ્ધ પ્રાચીન રાજા શાલિવાહન મનાય છે; વળી એ મેવાડના ગુહિલ વંશનો રાજા શાલિવાહન (સં. ૧૦૩૦) હોવાનો સંભવ પણ મનાયો છે.[૧૪૬] ગુહિલ, ગોહિલ, ગુહલોત વગેરે નામે ઓળખાતા આ વંશનો મૂળ પુરુષ ગુહિલ કે ગુહદત્ત ગણાય છે, પરંતુ એ વલભીના છેલ્લા મૈત્રક રાજા શીલાદિત્યનો પુત્ર

હોવાનો સંભવ નથી.[૧૪૭] આ વંશના રાજાઓ પશ્ચિમ મારવાડના ખેરગઢમાં રાજ્ય કરતા હતા ને ત્યાંથી રાઠોડોએ એમને નસાડ્યા હતા.[૧૪૮] સેજકજી આવ્યો તે પહેલાં પણ દક્ષિણ સૌરાષ્ટ્રમાં ગોહિલો હતા. એમાંનો એક મૂલુક ગોહિલ સંવત ૧૨૦૨(ઈ. સ. ૧૧૪૬)માં માંગરોળનો શાસક અધિકારી હતો, જેના પિતાનું નામ સહજિગ હતું. આ સહજિગના નામ ઉપરથી ચોરવાડથી તળાજાના માર્ગમાં એક વાવ અને સહજિગેશ્વર મહાદેવનું મંદિર કરવામાં આવેલાં.[૧૪૯]

## કાઠી

બર્બર કાઠીનો ઉલ્લેખ મળે છે. ચક્રવર્તી જયસિંહદેવે સિદ્ધપુર પાસે વસતા ઋષિના આશ્રમો પર ઉપદ્રવ કરનાર અજેય રાક્ષસ બર્બરકને હરાવ્યો. અહીં બર્બરક કોમનો ઉલ્લેખ જોવા મળે છે. સૌરાષ્ટ્રમાં આગળ જતાં બાબરિયાવાડ તરીકે જાણીતા થયેલા પ્રદેશના બાબરા એ બર્બરક લોકો જ ગણાય છે. બાબરા એ કાઠીની એક પેટા શાખા છે. કાઠીઓ રાજપૂતો કરતાં ઘણા દૂરના મધ્ય એશિયાના પ્રદેશમાંથી આવ્યા છે એમ "કાઠિયાવાડ સર્વસંગ્રહ"માં જણાવ્યું છે.[૧૫૦]

કાઠીઓ વાળાઓ સાથે ગાઢ સંબંધ ધરાવતા; વાળાઓની એક શાખા કાઠીઓમાં ભળી ગઈ છે.

## બ્રાહ્મણો

સોલંકી વંશનો પાયો નાખનાર મૂલરાજે કુરુક્ષેત્ર, નૈમિષારણ્ય, કનોજ, પ્રયાગ, કાશી, ગૌડ વગેરે પ્રદેશોમાંથી કર્મકાંડી બ્રાહ્મણોને તેડાવી સિદ્ધપુર, સિહોર, ખંભાત વગેરે સ્થળોએ વસાવ્યા એવી અનુશ્રુતિ સ્થલમાહાત્મ્યોમાં આપેલી છે.[૧૫૧] એ ઉપરથી ઉત્તરના બ્રાહ્મણોને ગુજરાતમાં પ્રોત્સાહન મળ્યું હોય એમ લાગે છે. સોલંકી કાલનાં દાનશાસનોમાં બ્રાહ્મણ જ્ઞાતિઓના ઉલ્લેખો મળે છે. મૂલરાજનો પુરોહિત નાગર બ્રાહ્મણ હતો. નાગરનો પરમાર રાજા સીયક ૨ જાનાં વિ. સં. ૧૦૦૫નાં દાનશાસનોમાં, ઔદીચ્યનો ભીમદેવ ૧ લાના વિ. સં. ૧૦૮૬ના લેખમાં, મોઢનો એ રાજાના વિ. સં. ૧૧૨૦ના દાનશાસનમાં અને રાયકવાલનો ભીમદેવ ૨ જાના વિ. સં. ૧૨૫૬ના દાનપત્રમાં ઉલ્લેખ મળે છે.[૧૫૨] આમ સૌ પ્રથમ બ્રાહ્મણોની પેટા-જ્ઞાતિઓના ઉલ્લેખ જોવા મળે છે

અને ગોત્ર અને વેદશાખાને સ્થાને પ્રદેશ દ્વારા થતી ઓળખ વધુ મહત્ત્વપૂર્ણ ગણાવાની શરૂઆત થઈ હોય એમ લાગે છે. ઔદીચ્ય એટલે ઉત્તરના. મોઢ, નાગર, રાયકવાલ એ નામો પ્રદેશ પરથી પડેલાં જણાય છે.

## વૈશ્યો

સોલંકી કાલનાં દાનશાસનોમાં અને સાહિત્યમાં વૈશ્ય જ્ઞાતિઓના ઉલ્લેખ વધુ મળે છે, તેમાં ધંધા પરત્વે ને સ્થળ પરત્વે અસ્તિત્વમાં આવતી પેટા-જ્ઞાતિઓના તેમજ વ્યાવસાયિક પદ(હોદ્દા)ના ઉલ્લેખ નોંધપાત્ર છે. પેટા જ્ઞાતિઓમાં પ્રાગ્વાટ, મોઢ, ઓસવાળ, શ્રીમાળ, ગુર્જર, ધરકટ (આજે રાજસ્થાનમાં જોવા મળે છે) અને પલ્લી જોવા મળે છે. આ વૈશ્યોનાં નામોમાં અપ્રાકૃત-અસંસ્કૃત નામો વધુ જોવા મળે છે એ પરથી આ નામ ધારણ કરનારા પરદેશી શક-ગુર્જર ટોળીના હશે અને જૈન ધર્મનો અંગીકાર કરીને વૈશ્યવૃત્તિમાં ઠીક ઠીક પૈસા કમાઈને ગુજરાતના રાજ્યમાં આવ્યા હશે એવું સાંકળિયા અનુમાન કરે છે.[૧૫૩] જૈન જ્ઞાતિઓમાં પ્રાગ્વાટ, મોઢ, ઓસવાળ, શ્રીમાળ અને ધરકટ છે, તેમાં પ્રાગ્વાટ, શ્રીમાળ અને ઓસવાળ-કુળના શબ્દો પાછળથી જાતિ માટે વપરાયા હોય અથવા તો મૂળ પુરુષનાં નામો પરથી જાતિઓને નામ મળ્યાં હોય એવો સંભવ છે. વળી આ નામો પ્રદેશ-સૂચક પણ જણાય છે, 'પલ્લી' નામ સ્પષ્ટતઃ સ્થળ પરથી પડેલું છે.

પદ( designation )નાં નામોમાં મુદી (મોદી), સાધુ (શાહ), શ્રેષ્ઠી (શેઠ), સંઘવી, ધ્રુવ, ઠક્કુર (ઠક્કર), પારિ. (પારેખ), ભણ. (ભણસાળી) જેવાં પદોમાં આજની કેટલીક વૈશ્ય અટકોનું આદ્ય સ્વરૂપ જણાય છે.[૧૫૪]

મરુમંડલ(મારવાડ)ના પલ્લી ગામનો વણિક કાકૂ વલભીમાં આવ્યાનો ઉલ્લેખ પ્રબંધચિંતામણિમાં મળે છે.[૧૫૫] આ પરથી ઉત્તરના રાજસ્થાન, મારવાડ ઇત્યાદિ પ્રદેશોમાંથી વૈશ્યોના થયેલા આગમનનો એક વધુ પુરાવો મળે છે.[૧૫૫]

આમ રાજસ્થાન ને ઉત્તરના પ્રદેશોમાંથી જૈન વાણિયાઓની ઠીક ઠીક વસ્તી ગુજરાતમાં આવીને વસેલી જણાય છે.

## કાયસ્થો

લહિયા તરીકે રાજ્યવહીવટમાં કામ કરતા કાયસ્થોનો ઉલ્લેખ મળે છે. મૂલરાજનું વિ. સં. ૧૦૪૩(ઈ. સ. ૯૮૭)નું દાનપત્ર કાંચન નામના કાયસ્થે લખેલું છે.[૧૫૬] વળી કાયસ્થોમાં વલભીનો "વાલભ કાયસ્થ" એવો પેટા-વિભાગ

પણ જોવા મળે છે.[૧૫૭] વાલભ કાયસ્થોની ઉત્પત્તિ અંગેની પૌરાણિક કથા "ઉદયસુંદરીકથા"માં જોવા મળે છે.[૧૫૮] આ ઉપરથી કાયસ્થોના વ્યવસાયી વર્ગનો ખ્યાલ આવે છે. રાજાઓના દરબારમાં સાંધિવિગ્રહિક અને દ્વિવિરપતિ જેવા હોદ્દા હતા તે જ પ્રકારનો લહિયાનો હોદ્દો જણાય છે[૧૫૯] અને શરૂમાં આ હોદ્દા પર કામગીરી બજાવનારની ભરતી નિયમિત રીતે વંશપરંપરાગત રીતે નહિ થતી હોય અને બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય. શૂદ્ર બધા વર્ણોમાંથી એમની પસંદગી થતી હશે એમ જણાય છે. આમ એ એક ધંધાદારી જૂથ હશે. આ સમય દરમ્યાન કાયસ્થ-લહિયાના વ્યાવસાયિક વર્ગમાં પણ પેટા જ્ઞાતિ વાલભ કાયસ્થોની જણાય છે. સાંકળિયા જણાવે છે તેમ ચૌલુક્ય કાલનાં કાયસ્થનાં નામોમાં કેટલાંક શક-ગુર્જર જેવાં ને કેટલાંક ક્ષત્રિય જેવાં અને એક કિસ્સામાં બ્રાહ્મણ જેવાં જોવા મળે છે.[૧૬૦] આ ઉપરથી આ વર્ગમાં ઘણી બધી જાતિઓ અને વર્ણોનું મિશ્રણ થયું હોવા સંભવ છે.

આ ઉપરાંત ખેડૂત, સુથાર, લુહાર. કડિયા, કુંભાર, અત્યંજ અને ચાંડાલના ઉલ્લેખ પણ જોવા મળે છે.[૧૬૧]

અરબ પ્રવાસી અલ્બીરૂની લખે છે કે ચાર વર્ણના લોકો એકઠા રહે છે ને એકબીજાના હાથનું ખાય છે. વ્યાસ મુનિ એને ટેકો આપે છે. "કર્પૂરમંજરી"માં કનોજના રાજા મહેંદ્રપાલનો ગુરુ રાજશેખર કહે છે કે મારી વિદુષી પત્ની અવન્તિસુન્દરી ચૌહાણ કુટુંબની ક્ષત્રિય હતી. આવા ઉલ્લેખો પરથી અનુમાન કરી શકાય કે ત્યારે જ્ઞાતિ-જાતિ અને વર્ણો વચ્ચે ખાનપાન ને લગ્નવ્યવહારની છૂટછાટ હશે.[૧૬૨]

સ્તંભતીર્થ (ખંભાત)ના દંડનાયક તરીકે વસ્તુપાલે છાસની દુકાનોએ સ્પર્શાસ્પર્શના નિષેધ માટે અલગ અલગ વેદિકા કરાવરાવી હતી. ચાંડાલો ને અસ્પૃશ્યો ગામ બહાર રહેતા અને ગામમાં દાખલ થતી વખતે એમને જુદી જુદી ચિહ્નયષ્ટિ રાખવી પડતી એવો ઉલ્લેખ "દ્વયાશ્રય કાવ્ય"માં આવે છે.[૧૬૩] આ પરથી અસ્પૃશ્યતા ને આભડછેટનું પાલન થતું હશે એમ જણાય છે.

ગુલામી પણ પ્રચલિત હશે એમ જણાય છે. ગુલામો "દાસ" કહેવાતા ને સામાન્ય ને કરચાકર "ભૃતક" કહેવાતા. યુદ્ધ સમયે પકડેલા, ખરીદ કરેલા, દાનમાં મળેલા, ઘરના દાસથી જન્મેલા, વારસામાં મળેલા, પેટનો ખાડો પૂરવા આપમેળે ગુલામ થયેલા કે આર્થિક જરૂરિયાતને કારણે દાસ થયેલા એવા અનેક જાતના દાસ હતા.[૧૬૪]

સિદ્ધરાજ (૧૦૯૪–૧૧૪૩) ખંભાતના મુસલમાન વેપારીઓ ઉપર હુમલા થયેલા એની તપાસ કરે છે, હિંદુઓને દંડ કરે છે અને નવી મસ્જિદ બાંધવા મુસલમાનોને પૈસા આપે છે એવો ઉલ્લેખ છે.[૧૬૫] વેપારધંધાર્થે આવેલા અરબોની વસ્તી ઠીક ઠીક પ્રમાણમાં હોય એવા ઉલ્લેખ મળે છે. હર્મુજ દેશના ખોજા નાખુદા પીરોજે સોમનાથ પાટણની બહાર જમીન ખરીદી ત્યાં મસ્જિદ બંધાવી અને એને અમુક આવક બાંધી આપી એવો ઈ. સ. ૧૨૬૪ના સંસ્કૃત લેખમાં ઉલ્લેખ છે. આથી ત્યારે ત્યાં મુસ્લિમોની વસ્તી પણ હશે.[૧૬૬]

દેવલ સ્મૃતિકારે મુસલમાન બનેલા હિંદુઓને ફરીથી હિંદુ ધર્મમાં અપનાવવા માટેની શુદ્ધિક્રિયા પણ દર્શાવી છે.[૧૬૭] આથી મુસ્લિમ બનેલાને ફરી પાછા સ્વધર્મમાં સ્વીકારવામાં આવતા હશે.

આ સમયનો સમાજ ઘણો જટિલ બનેલો જણાય છે. વ્યાવસાયિક વર્ગો ને વર્ણોની સાથે સાથે બ્રાહ્મણ–વાણિયામાં પેટા–જ્ઞાતિઓના વિભાગો બંધાવાની શરૂઆત થઈ અને અસ્પૃશ્યતાનું પાલન પણ કડક રીતે થતું ચાલ્યું. મુસલમાનોના આગમનના સમય સાથે વર્ણજ્ઞાતિવ્યવસ્થાવાળો સમાજ ચુસ્ત બનવા લાગ્યો હોય એમ જણાય છે.

અત્યાર સુધી આપણે પ્રાચીન ગુજરાતના મુખ્ય મુખ્ય ઐતિહાસિક તબક્કાવાર પ્રાપ્ત માહિતીને આધારે તત્કાલીન જાતિઓનો ખ્યાલ કર્યો. આ બધી હકીકતો ઉપરથી પ્રાચીન કાલના અંતભાગમાં ગુજરાતની વસ્તી કયા કયા વર્ગો–જ્ઞાતિઓ–કોમોમાં વહેંચાયેલી જણાય છે એ જોઈએ.

પ્રાચીન ગુજરાતની જૂની અને નવી વસાહતનાં મહત્ત્વનાં કેંદ્રો કે પવિત્ર ધામોમાં મુખ્ય મુખ્ય જોઈએ તો ઉત્તર ગુજરાતમાં ખેરસદ, મોઢેરા, સિદ્ધપુર, વડનગર, ખડાલ, અડાલજ, ડીસા, ઘોઘા, હરસોલ, ખેડા, માંડલ, અણહિલવાડ–પાટણ, રાયકા અને વિસનગર; સૌરાષ્ટ્રમાં ગિરનાર, ગોમતી, સિહોર, તળાજા અને ઊના; દક્ષિણ ગુજરાતમાં અનાવલ ભરૂચ, જંબુસર, કામરેજ, કાવી અને નાંદોદ; અને મધ્ય ગુજરાતમાં સજ્જોદ, સાઠોદ અને વડોદરા એ મુખ્ય જણાય છે આમાંનાં ઘણાં બધાં સ્થળોનાં નામો ઉપરથી આજની ઘણી બધી બ્રાહ્મણ, વાણિયા અને કેટલીક સોની. સુથાર જેવી ધંધાદારી તેમજ વસવાયા પેટા જ્ઞાતિઓનાં નામ પડયાં છે. સંભવ છે કે આ જ્ઞાતિજનોના પૂર્વજો આ પ્રાચીન સમય દરમ્યાન તે તે સ્થળે જઈ વસ્યા હોય. પૂરતા પુરાવાઓને અભાવે આમ ખાતરીપૂર્વક કહી શકાતું નથી.

## બ્રાહ્મણો

બૉમ્બે ગૅઝેટિયર[૧૬૮] ધારે છે તે પ્રમાણે ગુજરાતના સૌથી જૂના બ્રાહ્મણોમાં ભરૂચ અને એની આસપાસના ભાર્ગવ, જાંબુ અને સજોદરા બ્રાહ્મણો, સુરત નજીકના અનાવિલ અને મોતાલા બ્રાહ્મણો, ખેડા નજીકના ખેરસદા અને ખેડાવાળ બ્રાહ્મણો તથા મહી નદીના મુખ નજીકના કાવીના કપિલ બ્રાહ્મણો છે. ત્યાર પછીના બ્રાહ્મણોમાં ૫ મીથી ૮ મી સદી દરમ્યાન જેમના જૂનાગઢ, વડનગર અને વલભીનાં તામ્રશાસનોમાં ઉલ્લેખ મળે છે તે નાગર બ્રાહ્મણો આવે છે. ઈ. સ. ૯૬૧–૧૨૯૨ દરમ્યાન અણહિલવાડના રાજાઓના પ્રોત્સાહનથી ઉત્તરમાંથી આવીને વસેલા કંડોળિયા, ઔદીચ્ય, હરસોલા, ખડાયતા, મોઢ, રાયકવાળ અને શ્રીમાળી જેવી પેટા જ્ઞાતિઓને નામે ઓળખાતા બ્રાહ્મણો; તેવી જ રીતે મારવાડ અને રજપૂતનામાંથી મુસલમાનોના આગમન પહેલાં દુષ્કાળને કારણે આશ્રયાર્થે આવેલા અને આજે દિસાવાળ, ઝાલોરા, મેવાડા, પાલિવાલ, શ્રીગૌડ, ઉદુંબરા અને ઉનેવાળ પેટા જ્ઞાતિઓને નામે ઓળખાતા બ્રાહ્મણ છે. આ બધી બ્રાહ્મણોની પેટાજ્ઞાતિઓના ચોક્કસ પુરાવા મળતા નથી; સંભવ છે કે આજની આ બ્રાહ્મણ જ્ઞાતિઓના કેટલાક જનોના પૂર્વજો પ્રાચીન સમય દરમ્યાન તે તે સ્થળે વસ્યા હોય. પ્રાચીન સમયના બ્રાહ્મણો અંગેના ચોક્કસ પુરાવા તો બ્રાહ્મણોની નાગર, ઔદીચ્ય, મોઢ અને રાયકવાલ પેટા જ્ઞાતિઓના જ મળે છે.

આ ઉપરાંત દક્ષિણ ભારતમાંથી આવેલા મહારાષ્ટ્રી અને કાનડી બ્રાહ્મણોની વસ્તી પણ આ કાલના ગુજરાતમાં જણાય છે.

## કાયસ્થ

રાજ્યવહીવટમાં કામ કરનાર કાયસ્થો અને એમાંય વાલભ કાયસ્થ જેવી પેટા જ્ઞાતિના કાયસ્થના ઉલ્લેખો પરથી વસ્તીમાં આ વર્ગ જણાય છે.[૧૬૯]

## વાણિયા

ઠેઠ પ્રાચીન સમયથી વેપારવાણિજ્ય કરનાર વાણિયાઓની વસ્તી ગુજરાતમાં મહત્ત્વપૂર્ણ છે જ. ઉપરાંત ૧૦ મી સદીની આસપાસ રજપૂતાના તથા મારવાડથી જૈન વાણિયા વિપુલ પ્રમાણમાં ગુજરાતમાં આવી વસ્યા છે. પોરવાડ, મોઢ, ઓસવાળ, શ્રીમાળ, ગુર્જર, ધરકુટ અને પલ્લી નામે ઓળખાતી વાણિયાની પેટાજ્ઞાતિઓ આ સમયમાં જ બંધાઈ ચૂકેલી જોવા મળે છે.[૧૭૦]

## રાજપૂતો

આ સમય દરમ્યાન અનેક રાજકુલો (સ્થાનિક અને બહારથી આવેલાં) થઈ ગયાં છે–મૈત્રકો, ત્રૈકૂટકો, ગારુલકો, સૈંધવો કે જેઠવા, ચાહમાનો, ગુર્જરો, ચૌહાણો, સેંદ્રકો, પરમારો, પ્રતીહારો, ચૂડાસમા, રાષ્ટ્રકૂટો કે રાઠોડો, સોલંકી, કાઠી, મેર, આભીર કે આહીર–આ બધાં રાજવંશી કુલો રાજસત્તાએ હોય ત્યાં-સુધી ઊંચી ક્ષત્રિય તરીકેની પ્રતિષ્ઠા–સત્તા ધરાવતાં હોય એ સ્વાભાવિક છે. રાજસત્તા ગુમાવી બેસતાં કુલનાં બધાં કુટુંબો માટે પ્રતિષ્ઠા ને સંપત્તિ ટકાવવાં મુશ્કેલ બને; કેટલાંક કુટુંબો સરદારો કે સૈનિકો તરીકે ચાલુ રહે, કેટલાંક જાગીરદારરૂપે રાજપૂત તરીકે ઓળખાય, તો કેટલાંક વેપાર, ખેતી કે અન્ય ધંધાઓનો સ્વીકાર કરીને જતે દિવસે વાણિયા, કણબી કે ધંધાદારી વર્ગોમાં સ્થાન પામે એ સંભવિત છે. આજે વાણિયા અને કેટલીક ધંધાદારી ને વસવાયા જ્ઞાતિઓમાં રાજપૂત અટકો જોવા મળે છે અને કેટલીક જ્ઞાતિઓની ઉત્પત્તિ વિશેની દંતકથાઓમાં મૂળ પુરુષ રાજપૂત હોય એવું જોવા મળે છે; જો-કે આવા પુરાવા પરથી તેઓ મૂળે રાજપૂત જ હશે એમ ચોક્કસપણે કહી શકાય નહિ; પોતાની જ્ઞાતિનો દરજ્જો ઊંચો આણવા હેતુપૂર્વક રાજપૂત અટકો ધારણ કરી હોય એમ બને. એવી જ રીતે રાજપૂતો જોડે પોતાનાં કુલોને સાંકળ્યાં હોય એમ પણ સંભવી શકે. બીજી તરફથી વૈશ્ય, બ્રાહ્મણ ને અન્ય જ્ઞાતિ–જાતિની વ્યક્તિઓ રાજપૂત બની હોય એમ પણ જોવા મળે છે. આમ રાજપૂત વસ્તી અન્ય વર્ણ–જ્ઞાતિમાં, તો અન્ય વર્ણ–જ્ઞાતિના લોકો અને અસલી આદિવાસી કે આગંતુક પરદેશી જાતિઓ રાજપૂતમાં ભળે, એમ બેપક્ષી પ્રક્રિયા કામ કરતી જોવા મળે છે.[૧૭૧]

## કણબી

પ્રાચીન કાલથી ખેતી કરતો કણબી ખેડૂતોનો વર્ગ ગુજરાતની વસ્તીમાં બહુ સંખ્યાના પ્રમાણમાં હોય એ અસંભવિત છે. પ્રાચીન કાલના કણબી–ખેડૂતોમાંના કેટલાક આજે કડવા ને લેઉઆ પાટીદારો તરીકે ઓળખાતા પાટીદારોના પૂર્વજો હોય એવો સંભવ છે. પુરાવાઓને આધારે તો માત્ર કણબીઓનો જ ઉલ્લેખ જોવા મળે છે. કણબીઓમાં ખાસ તો આજે લેઉઆ અને કડવા નામે ઓળખાતા કણબીઓમાં ગુર્જર જાતિના પરદેશીઓનો અંશ વ્યાપક પ્રમાણમાં છે એમ બોમ્બે ગૅઝેટિયર દર્શાવે છે.[૧૭૨]

## ધંધાદારી વર્ગો

ધંધાદારી વર્ગોમાં સોની, સુથાર, કંસારા, લુહાર, દરજી, કુંભાર, વાળંદ, વણકર, માળી ઇત્યાદિના ઉલ્લેખો મળે છે. એમનામાં પેટા જ્ઞાતિઓના ઉલ્લેખો સાંપડતા નથી, પણ વાણિયા–બ્રાહ્મણની જેમ આ વર્ગોમાં પણ ( ખાસ તો સ્થળ પરત્વે ને જાતિ પરત્વે ) પેટા જ્ઞાતિઓ પડવા લાગી હોય એવો સંભવ છે.[૧૭૩]

## અસ્પૃશ્ય વર્ગ

ઉઘાડે માથે, ગળામાં થૂંકદાની લઈને ને પગલાં લૂંછવા કેડે ઝાડુ બાંધીને ફરતા ઢેડ, ભંગી–અસ્પૃશ્યો ચૌલુક્ય સમયમાં જોવા મળે છે. આ વર્ગ કેવી રીતે બન્યો હશે એ અંગે ઘણાં અનુમાન થયાં છે; એમાંના કેટલાક જણ શૂદ્રોના કે ચાકરી કરનાર વર્ગના લોકોના વંશજો હોઈ શકે, તો કેટલાક પ્રતિલોમ લગ્નથી થયેલી ( ખાસ તો બ્રાહ્મણ સ્ત્રી ને શૂદ્ર પુરુષની ) સંતતિ, તો કેટલાક પદચ્યુત કે બહિષ્કૃત રાજપૂતોની સંતતિ હોઈ શકે, તો કેટલાક મૂળ વતની આદિવાસીમાંના લાંબા સમય સુધી તાબે થવાનો ઇનકાર કરતા લોકોની સંતતિ પણ હોઈ શકે.[૧૭૪]

આ ઉપરાંત આજે કોળી, ભીલ, દૂબળા, ધોડિયા, ચોધરા, ગામિત, નાયક, નાયકડા જેવાં નામે ઓળખાતા આદિવાસીઓ પણ વસ્તીમાં હોવા સંભવ છે.[૧૭૫]

વળી ઈરાની, અરબ અને પારસી કોમો પણ પ્રાચીન ગુજરાતમાં સ્થિર વસવાટ કરતી જોવા મળે છે.

આ પચરંગી મિશ્ર વસ્તીમાં મૂળ વતની કોણ અને પરદેશી કોણ ? બધા જ વર્ગો, વર્ણો અને જ્ઞાતિઓમાં પરદેશી અને સ્થાનિક પ્રજાઓનું વત્તા-ઓછા પ્રમાણમાં સંમિશ્રણ થયેલું છે. બ્રાહ્મણોમાં સૌથી જૂના ભાર્ગવ અને અનાવિલ જેવી અસલની વસ્તી ઠીક ઠીક પ્રમાણમાં ભળી હોવા સંભવ છે, તો નાગર બ્રાહ્મણોમાં પરદેશીઓ(ગુર્જરો)નો અંશ હોવા સંભવ છે.

ક્ષત્રિય-રાજપૂતોનાં અનેક કુલોમાંના કેટલાક અસલી આદિવાસી લોકોમાંથી, તો કેટલાક બહારથી આવેલી ગુર્જર જેવી જાતિઓમાંથી બનેલા હોઈ શકે.

વળી કેટલાંક રાજકુલો બ્રાહ્મણ અને વૈશ્ય વર્ણોમાંથી પણ બનેલાં જણાય છે. વાણિયા–વૈશ્યોમાં પ્રાચીન કાલની વૈશ્યધર્મ બજાવતી પ્રજાના વંશજો, તેમજ ગુર્જર જેવી કેટલીક પરદેશી જાતિઓના અંશ (શ્રાવક વાણિયામાં ખાસ) હોવા સંભવ છે, તો કેટલાક રાજપૂતોએ તલવાર મૂકીને તાજુડી લીધી હોય એમ પણ જણાય છે.

ધંધાદારી વર્ગોમાં પણ આદિવાસી જાતિઓ તથા આગંતુક પરદેશી જાતિઓ ઠીક ઠીક પ્રમાણમાં ભળી હોય એમ જણાય છે.

આમ પ્રાચીન કાલના અંતભાગમાં ગુજરાતમાં પણ અનેક સ્થાનિક અને આગંતુક પ્રજાઓના સમાગમથી બનેલો ભારતનો વર્ણો અને જ્ઞાતિવાળો સમાજ જોવા મળે છે.

## પાદટીપો

૧. જુઓ ઉપર પૃ. ૭૮.
૨. જુઓ ઉપર પૃ. ૮૦, ૮૭, ૮૮, ૮૯.
૩. જુઓ ઉપર પૃ. ૧૪૭–૧૪૮.
૪. જુઓ ઉપર પૃ. ૧૪૮–૧૪૯.
૫. જુઓ ઉપર પૃ. ૧૪૯.
૬. S. K. Chatterjee, Presidential Address, *Proceedings and Transactions of the 17th All India Oriental Conference*, pp. 15 ff.
૭–૮. જુઓ ઉપર પ્રકરણ ૮.
૯. દુ. કે. શાસ્ત્રી, "ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ", પૃ ૩૦–૩૬
૧૦. જુઓ ઉપર પ્રકરણ ૯.
૧૧. કે. કા. શાસ્ત્રી, 'પુરાણોમાં ગુજરાતની આદિમ જાતિઓ', "વિદ્યાપીઠ", વર્ષ ૫, પૃ. ૧૪૦
૧૨. એજન, પૃ. ૧૪૨
૧૩. એજન, પૃ. ૧૩૨
૧૪. એજન, પૃ. ૧૩૭
૧૫–૧૭. એજન, પૃ. ૧૩૮
૧૮. M. R. Majmudar, *Cultural History of Gujarat*, p. 35
૧૯. કે. કા. શાસ્ત્રી, ઉપર્યુક્ત, પૃ. ૧૩૯
૨૦. એજન, પૃ. ૧૪૪
૨૧. *Bombay Gazetteer*, Vol. IX, Part 1, p. 455
૨૨. *Ibid.*, p. 461
૨૩. *Ibid.*, p. 456. ઠંડા પ્રદેશોમાં બરફ પડતો હોય તેવી ઋતુમાં બરફનો દડો ગબડાવીએ તો આજુબાજુ પડેલો બરફ દડાને ચોંટે અને દડો મોટો ને મોટો બનતો જાય, એ પ્રકારની વધવાની ગતિ.

૨૪. D. R. Bhandarkar, 'Foreign Element in Hindu Population', *Indian Antiquary*, Vol. XL, p. 37
૨૫. S. K. Chatterjee, *op. cit.*, pp. 50 ff.
૨૬. કોઈ પણ વર્ણનો પુરુષ એના કરતાં નીચલા વર્ણની સ્ત્રી સાથે લગ્ન કરે તે અનુલોમ લગ્ન, જ્યારે કોઈ પણ વર્ણનો પુરુષ પોતાના કરતાં ઊંચા વર્ણની સ્ત્રી સાથે લગ્ન કરે તે પ્રતિલોમ લગ્ન.
૨૭. P. V. Kane, '*History of Dharmaśāstra*', Vol. II, pt. 1, pp. 69 ff.
૨૮. *Bombay Gazetteer*, Vol. IX, pt. 1, pp. 433, 441 ff.
૨૯. *Bombay Gazetteer*, Vol. IX, pt. 1, pp. 434 ff.
૩૦. *Ibid.*, pp. 452 f.
૩૧. *Ibid.*, pp. 453 ff. ૩૨. *Ibid.*, pp. 492 ff.
૩૩. M. R. Majmudar, *Cultural History of Gujarat*, p. 36;
"જે અંગ, વંગ, કલિંગ, સૌરાષ્ટ્ર કે મગધ જાય તેણે તાજી શુદ્ધિ કરવી જોઈએ, સિવાય કે એ તીર્થયાત્રા માટે હોય." –विष्णुपुराण २, ३७
૩૪. J. H. Hutton, *Caste in India*, p. 119
૩૫. દ. ગં. શાસ્ત્રી, "ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ", પૃ. ૫૦
૩૬. H. D. Sankalia, SHCGEG, pp. 104 f.
૩૭. દ. ગં. શાસ્ત્રી, ઉપર્યુક્ત, પૃ. ૫૪-૫૭
૩૮. M. R. Majmudar (Ed.), *Chronology of Gujarat*, p. 42
૩૯. *Ibid.*, p. 65 ૩૯ અ. ગ્રંથ ૨, પૃ. ૧૦૪ ૪૦. જુઓ ગ્રં. ૨, પૃ. ૫૨૦-૨૧.
૪૧. જુઓ ગ્રં. ૨, પ્ર. ૬-૭. ૪૨. ગુ. ઐ. લે. ભા. ૧, લેખ નં. ૧
૪૩. H. D. Sankalia, *op. cit.*, p. 163
૪૪. M. R. Majmudar *Cultural History of Gujarat*, p. 37
૪૫. M. R. Majmudar (Ed.), *Chronology of Gujarat*, p. 90
૪૬. D. R. Bhandarkar, *op. cit.*, p. 16
૪૭. V. V. Mirashi, *Inscriptions of the Kalchuri-Chedi Era*, p. xxxii
૪૮. D. R. Bhandarkar, *op. cit.*, p. 16
૪૯. V. V. Mirashi, *op. cit.*, p. xxxii
૫૦. *Ibid.*, pp. xxxiii-xxxiv
૫૧. M. R. Majmudar (Ed.), *Chronology of Gujarat*, p. 67
૫૨. V. V. Mirashi, *op. cit.*, pp. xxvii, xxv
૫૩. *Ibid.*, pp. xl-xliv
૫૪. A. B. O. R. I., Vol. IX, pp. 283 f.
૫૫. H. D. Sankalia, *op. cit.*, p. 107
૫૬. Rapson, *Catalogue*, Introduction, p. clxi, f. n. 6
૫૭-૫૮. Mirashi, *op. cit.*, p. xli

૫૯. ભો. જ. સાંડેસરા, "જૈન આગમ સાહિત્યમાં ગુજરાત", પૃ. ૧૮૬
૬૦. M. R. Majmudar, *Chronology of Gujarat*, pp. 116 f.
૬૧. ગ્રંથ ૨, પૃ. ૨૨૪
૬૨. D. R Bhandarkar, *op. cit.*, p. 31
૬૩-૬૪. હ. ગં. શાસ્ત્રી, "મૈત્રકકાલીન ગુજરાત", ભા. ૧, પૃ. ૧૬-૩૦
૬૫. એજન, પૃ. ૨૧૫-૨૧૬ ૬૬. એજન, પૃ ૨૩૨-૨૩૯
૬૭. *Bombay Gazetteer*, Vol. VIII, pp. 278 f; 566
૬૮. M. R Majmudar, *op. cit.*, pp 259 f.
૬૯. હ. ગં. શાસ્ત્રી, ઉપર્યુક્ત, પૃ. ૨૩૯
૭૦. H. R. Trivedi, "Mers of Saurashtra", pp. 102 f.
૭૧. *Ibid.*, pp. 103 f.
૭૨. D. B. Diskalkar, "*Inscriptions of Kathiawad*", no. 27
૭૩. V. V. Mirashi, *op. cit.*, pp. lvii-lix
૭૪. V. V. Mirashi, *op. cit.*, pp. xliv-xlv
૭૫. દુ. કે. શાસ્ત્રી, "ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ", પૃ. ૭૫-૭૭
૭૬. હ ગં. શાસ્ત્રી, ઉપર્યુક્ત, પૃ. ૩૨૭ થી
૭૭. *B. G.*, Vol. IX, pt. 1, p. 128 ૭૮. *Ibid.*, p. 129
૭૯ M. R. Majmudar (Ed.), *Chronology of Gujarat*, p. 148
૮૦-૮૪. ક. મા મુનશી, "ચક્રવર્તી ગુર્જરો", પૃ. ૯-૧૧
૮૫ રત્નમણિરાવ ભીમરાવ, "ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ-ઇસ્લામ યુગ", ભા ૧-૨, પૃ. ૬૪-૬૬
૮૬. H. D. Sankalia, *op. cit.*, p. 109
૮૭. गौ. ही. ओझा, "राजपूताने का इतिहास," जि. १, पृ. ३६-८१
૮૮-૯૦. ક. મા. મુનશી, ઉપર્યુક્ત, પૃ. ૯-૧૩
૯૧-૯૨. D. R. Bhandarkar, *Indian Antiquary*, Vol. XL, pp 21 ff.
૯૩ H D. Sankalia, *op. cit.*, p. 140
૯૪. ક. મા. મુનશી, ઉપર્યુક્ત. પૃ. ૧૨-૧૩
૯૫. H. D. Sankalia, *op. cit.*, p. 109
૯૬. D. R. Bhandarkar, *op. cit.*, p. 25
૯૭. गौ. ही. ओझा, "राजपूताने का इतिहास," जि. १, पृ. १२
૯૮. દુ. કે. શાસ્ત્રી, "ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ", પૃ. ૧૩૫-૧૩૬
૯૯. ગિ. વ. આચાર્ય (સં), ગુ. ઐ. લે., ભા. ૧, લેખ ૧૦૨; ભા. ૩, લેખ ૨૩૯
૧૦૦. દુ. કે. શાસ્ત્રી, ઉપર્યુક્ત, પૃ. ૧૩૨
૧૦૧. એજન પૃ. ૧૨૮ ૧૦૨ એજન, પૃ. ૧૨૭
૧૦૩. એજન, પૃ. ૧૨૭-૧૨૮
૧૦૪. D. R. Bhandarkar, *op. cit.*, p. 24

૧૦૫. A. K. Majumdar, *Chaulukyas of Gujarat*, pp. 15 ff.

૧૦૬. गौ. ही. ओझा, "राजपूताने का इतिहास", जि. १, पृ. ८–३८

૧૦૭. હરિપ્રસાદ શાસ્ત્રી, મૈ. ગુ., ભા. ૨, પૃ. ૫૧૦–૫૧૧

૧૦૮–૧૦૯. H. D. Sankalia, *op. cit.*, pp. 113-125, 130–137

૧૧૦. *Ibid.*, pp. 124 ff.   ૧૧૧. *Ibid.*, pp. 125 ff.

૧૧૨. D. R. Bhandarkar, *op. cit.*, pp. 31 ff.

૧૧૩. H. D. Sankalia, *op. cit.*, pp. 120–122

૧૧૪. હ. ગં. શાસ્ત્રી, "મૈત્રકકાલીન ગુજરાત", ભા. ૨, પૃ. ૩૧૧ થી

૧૧૫. એજન, પૃ. ૬૨૧–૬૨૨

૧૧૬. ગિ. વ. આચાર્ય (સં.), "ગુજરાતના ઐતિહાસિક લેખો", ભા. ૩, લેખ નં. ૨૩૬, પૃ. ૩૬

૧૧૭. Tod, *Annals and Antiquities of Rajasthan*, Pt. 1, p. 105

૧૧૮. દુ. કે. શાસ્ત્રી, ઉપર્યુક્ત, પૃ. ૫૦

૧૧૯–૧૨૦. ક. મા. મુનશી, "ચક્રવર્તી ગુર્જરો", પૃ. ૩૩–૩૪

૧૨૧. "રાસમાળા", ભા. ૧, પૃ. ૩૯૮–૩૯૯

૧૨૨. ક. મા. મુનશી, ઉપર્યુક્ત, પૃ. ૩૪

૧૨૩. એજન, પૃ. ૨૭–૨૯   ૧૨૪. એજન, પૃ. ૨૫

૧૨૫. H. D. Sankalia, *op. cit.*, pp. 120 ff.

૧૨૬–૧૨૭. હ. ગં. શાસ્ત્રી, "મૈત્રકકાલીન ગુજરાત", ભા. ૨, પૃ. ૪૭૮–૪૭૯

૧૨૮. H. D. Sankalia, *op. cit.*, p. 128

૧૨૯. *Ibid.*, p. 127   ૧૩૦. *Ibid.*, pp. 126 ff.

૧૩૧. હ. ગં. શાસ્ત્રી, "મૈત્રકકાલીન ગુજરાત", ભા. ૧, પૃ. ૧૪૨–૧૪૩

૧૩૨. એજન, પૃ. ૨૯૫–૨૯૬; ૩૨૦–૩૨૨

૧૩૩. હ. ગં. શાસ્ત્રી, "ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ", પૃ. ૧૬૪

૧૩૪ એજન, પૃ. ૧૦૩   ૧૩૫. એજન, પૃ. ૧૬૪

૧૩૬. એજન, પૃ. ૧૬૩   ૧૩૭. જુઓ ઉપર, પૃ. ૨૮૩.

૧૩૮. *B. G.*, Vol. IX, Pt. 1, p. 125

૧૩૯. શં. હ. દેશાઈ, "સૌરાષ્ટ્રનો ઇતિહાસ", પૃ. ૧૩૮

૧૪૦. *B. G.*, Vol. VIII, p. 672; હ. ગં. શાસ્ત્રી, મૈ. ગુ., ભા. ૧, પૃ. ૧૬૪–૧૬૫

૧૪૧. *B. G.*, Vol. IX, Pt. 1, p. 127

૧૪૨–૧૪૪. શં. હ. દેશાઈ, ઉપર્યુક્ત, પૃ. ૨૬૪–૨૬૫

૧૪૫. એજન, પૃ. ૨૮૫–૨૮૬   ૧૪૬. એજન, પૃ. ૨૯૧–૨૯૩

૧૪૭. गौ. ही. ओझा, राजपूताने का इतिहास, पृ. १; पृ. २८३ से

૧૪૮. નર્મદાશંકર લાલશંકર, "કાઠિયાવાડ સર્વસંગ્રહ", પૃ. ૬૨

૧૪૯. ગુ. ઐ. લે., ભા. ૨, લે. ૧૪૫

૧૫૦. નર્મદાશંકર લાલશંકર, "કાઠિયાવાડ સર્વસંગ્રહ", પૃ. ૭૦

૧૫૧. દુ. કે. શાસ્ત્રી, "ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ", પૃ. ૧૭૬
૧૫૨. ગિ. વ. આચાર્ય, "ગુ. એ. લે.", ભા. ૨, લેખ નં. ૧૪૦, ૧૪૦ અ, ૧૫૭ બ, ૧૬૮
૧૫૩. H. D. Sankalia, *op. cit.*, p. 140
૧૫૪. *Ibid.*, p. 141
૧૫૫. પૃ. ૧૦૭–૧૦૯
૧૫૬. ગુ. એ. લે., ભા. ૨, લેખ નં. ૧૩૭
૧૫૭. એજન, લેખ નં. ૧૩૦
૧૫૮. ઉ. ગં. શાસ્ત્રી, મૈ. ગુ., ભા. ૧, પૃ. ૧૫૪, પાદટીપ ૬૨
૧૫૯–૧૬૧. H. D. Sankalia, *op. cit.*, pp. 146 ff.
૧૬૨. દુ. કે. શાસ્ત્રી, ઉપર્યુક્ત, પૃ. ૧૨૧
૧૬૩. ઉ. ગં. શાસ્ત્રી, ગુ. પ્રા. ઇ., પૃ. ૨૯૭
૧૬૪. એજન, પૃ. ૩૦૦
૧૬૫. એજન, પૃ. ૧૯૮
૧૬૬. એજન, પૃ. ૨૨૮
૧૬૭. એજન, પૃ. ૨૯૯
૧૬૮. *Bombay Gazetteer*, Vol. IX, Pt. 1, pp. 1 ff.
૧૬૯. *Ibid.*, pp. 64 ff.
૧૭૦. *Ibid*, pp. 69 ff.
૧૭૧. *Ibid.*, pp. 123 ff.
૧૭૨. *Ibid*, pp. 154 ff.
૧૭૩. *Ibid.*, pp. 177 ff.
૧૭૪. *Ibid.*, pp. 228 ff.
૧૭૫. *Ibid*, pp. 237 ff; 290 ff.

પ્રકરણ ૧૩

# કાલગણના

કાલગણના એ ઇતિહાસની કરોડરજ્જુ છે. રાજકીય તથા સાંસ્કૃતિક ઇતિહાસની ઘણી ઘટનાઓ તે તે સમયના પ્રચલિત સંવતોનાં વર્ષોમાં નોંધી હોય છે. એને આધારે તે તે ઘટનાનો પૂર્વાપર સંબંધ સાંકળી શકાય છે તેમજ તે તે ઘટનાનો ચોક્કસ સમય નક્કી કરી શકાય છે, આથી ગુજરાતનો ઇતિહાસ આલેખતાં પહેલાં એમાં પ્રયોજાયેલ કાલગણનાની જુદી જુદી પદ્ધતિઓનો પરિચય કરવો પ્રાપ્ત થાય છે.

કાલગણનામાં સૂર્યના ઉદય–અસ્ત પ્રમાણે પ્રકાશ–અંધકાર દર્શાવતો દિવસ (અહોરાત્ર), ચંદ્રની કલાની વધઘટનો નિયત ક્રમ દર્શાવતો માસ, અને ઋતુઓના પરિવર્તનનો નિત્યક્રમ દર્શાવતું વર્ષ, એ ત્રણ મહત્ત્વના એકમ છે. એમાં ઇતિહાસની ઘટનાઓની બાબતમાં વર્ષની સંખ્યા સહુથી મહત્ત્વનું સ્થાન ધરાવે છે. માસ, પક્ષ, તિથિ, વાર ઇત્યાદિ એમાં વિગતો પૂરે છે. વર્ષ વિનાની મિતિ એ એકડા વિનાનાં મીંડાં છે.

કાલગણનાની બાબતમાં જ્યારે કોઈ સળંગ સંવત પ્રયોજાતો નહોતો ત્યારે અગત્યના બનાવોનો સમય સામાન્યતઃ તે તે સમયના રાજાના રાજ્યકાલનાં વર્ષોમાં આપવામાં આવતો. મૌર્ય કાલમાં કોઈ સળંગ સંવત વપરાતો નહોતો.[1] મૌર્ય સમ્રાટ અશોકે પોતાના અભિલેખોમાં ઘટનાઓનો સમય પોતાના રાજ્યકાલનાં વર્ષોમાં આપ્યો છે. જો મૌર્ય કાલ દરમ્યાન ચંદ્રગુપ્ત મૌર્યે શરૂ કરેલ મૌર્ય સંવત વપરાતો હોત, તો અશોકે એના રાજ્યકાલના બનાવો માટે મૌર્ય સંવતનાં વર્ષો આપ્યા હોત, પોતાના રાજ્યાભિષેકનાં નહિ. વળી મૌર્ય સંવત જેમાં પ્રયોજાયો હોય તેવી કોઈ મિતિઓ કોઈ અન્ય લખાણોમાં ઉપલબ્ધ થઈ નથી.

ઘટનાઓનો સમય રાજ્યકાલનાં વર્ષોમાં આપવાની પ્રણાલી ભારતીય-યવન રાજાઓના શાસનકાલમાં પણ ચાલુ રહી હતી.[2]

ગુજરાતનાં લખાણોમાં કાલગણનાને લગતા સૌથી પ્રાચીન ઉલ્લેખ અભિલેખોમાં આવે છે. એમાં વપરાયેલા ઘણા સંવતો આગળ જતાં ગુજરાતનાં સાહિત્યિક લખાણોમાં પણ મળે છે. એમાંના કેટલાક સંવત વહેલામોડા ભારતના બીજા ભાગોમાં પણ પ્રયોજાયા છે, જ્યારે કોઈ કોઈ સંવત કેવળ ગુજરાતમાં જ વપરાયા છે.

ગુજરાતનાં આભિલેખિક અને સાહિત્યિક લખાણોમાં જુદા જુદા સંવતોનો પ્રયોગ ક્રમશઃ નીચે પ્રમાણે મળે છે :

## ૧. શક સંવત

પશ્ચિમના શક ક્ષત્રપ રાજાઓના રાજ્યકાલ દરમ્યાન ભારતીય કાલગણના વિશેની માહિતી પૂરી પાડતા સિક્કાઓ અને શિલાલેખો ઉપલબ્ધ થયા છે.

પશ્ચિમના ક્ષત્રપોની બે મુખ્ય શાખાઓમાં ક્ષહરાત ક્ષત્રપ રાજા નહપાનના અભિલેખ વર્ષ ૪૧ થી ૪૬[૩] સુધીના છે. આ વર્ષસંખ્યા પહેલાં માત્ર 'વર્ષ' શબ્દ પ્રયોજાયો છે. આ વર્ષોને કેટલાક એના રાજ્યકાલનાં વર્ષો[૪] ગણે છે, જ્યારે બીજા કેટલાક અમુક સંવતનાં વર્ષ[૫] ગણે છે. એમાં આવતી મિતિઓમાં વર્ષ, માસ અને તિથિનો ઉલ્લેખ જોવા મળે છે.

પશ્ચિમના ક્ષત્રપોની બીજી શાખાના કાર્દમક ક્ષત્રપોના શિલાલેખ વર્ષ ૫૨ થી ૨૨૮ સુધીના મળ્યા છે. આ શિલાલેખોમાંની મિતિઓમાં વર્ષ, માસ, પક્ષ, તિથિનો અને કોઈ વખત નક્ષત્રનો ઉલ્લેખ જોવા મળે છે. કાર્દમક ક્ષત્રપોના સિક્કા સામાન્યતઃ સમયનિર્દેશવાળા જોવા મળે છે અને એમાં વર્ષ ૧૦૨ થી ૩૧૨[૬] કે ૩૨૦[૭] સુધીનાં મળ્યાં છે.

કાર્દમક ક્ષત્રપોના અભિલેખોમાં આવતાં વર્ષ સ્પષ્ટતઃ કોઈ સળંગ સંવતનાં માલૂમ પડે છે. ક્ષહરાત ક્ષત્રપોના લેખોમાં પ્રયોજાયેલાં વર્ષ એ સંવતનાં હોવા સંભવ નથી. આ સંવતનું કોઈ વિશિષ્ટ નામ વપરાયું નથી. એને પછીથી 'શક સંવત' તરીકે ઓળખવામાં આવે છે.

શક સંવતની ઉત્પત્તિ વિશે વિવિધ મતો પ્રચલિત છે. કેટલાક કુષાણ રાજા કનિષ્કને[૮] શક સંવતનો પ્રવર્તક માને છે, તો કેટલાક શક ક્ષત્રપ રાજા નહપાનને,[૯] કેટલાક ક્ષત્રપ રાજા ચાષ્ટનને,[૧૦] તો વળી કેટલાક પહ્‌લવ રાજા વોનોનસ[૧૧] કે કુષાણ રાજા વીમ કેડફીસીસને[૧૨] આ સંવતનો સ્થાપક માને છે.

આ સંવતનો ઉપયોગ પહેલાં ખાસ કરીને પશ્ચિમના ક્ષત્રપ રાજાઓના અભિલેખોમાં થયેલો માલૂમ પડે છે, આથી એ પશ્ચિમના ક્ષત્રપોએ શક સંવત પ્રવર્તાવ્યો હશે એવો એક સામાન્ય મત પ્રચલિત છે. ક્ષહરાત ક્ષત્રપ લેખોના પહેલા ચાર દાયકાનાં વર્ષ નહિ મળતાં હોવાથી તેમજ નહપાન અને એનો પુરોગામી ભૂમક ખંડિયા રાજાનું સ્થાન ધરાવતા હોવાથી ક્ષહરાત ક્ષત્રપોને આ સંવતના પ્રવર્તક માનવા ભાગ્યેજ ઉચિત ગણાય.

કાલાનુક્રમની દૃષ્ટિએ પશ્ચિમના ક્ષત્રપો કાર્દમક પ્રાયઃ કુષાણ રાજાઓના આધિપત્ય નીચે હતા. આ કુષાણોએ કનિષ્ક ૧ લાના સમયથી પોતાનો એક સળંગ સંવત વાપરેલો અને એનો આરંભ સંભવતઃ ઈ. સ. ૭૮ માં થયેલ જણાય છે. આથી શક સંવત કુષાણ રાજા કનિષ્કે પ્રવર્તાવ્યો અને કુષાણોના ખંડિયા એવા કાર્દમક ક્ષત્રપ રાજાઓએ પણ એનો જ ઉપયોગ કર્યો છે એ પ્રચલિત મત સહુથી વધુ સ્વીકાર્ય લાગે છે.

શરૂઆતના સૈકાઓમાં જ્યારે કુષાણ તથા ક્ષત્રપ રાજાઓ જ આ સંવતનો પ્રયોગ કરતા હતા ત્યારે એને માટે કોઈ વિશિષ્ટ નામ પ્રયોજાતું નહિ, પરંતુ આગળ જતાં જ્યારે બીજા સંવત પ્રચલિત થયા ત્યારે એ સંવતોથી અલગ પાડવા આ સંવતને 'શક કાલ' (શક સંવત) એવું નામ અપાયું,[૧૩] કેમકે એ સંવત ત્યારે શક જાતિના ક્ષત્રપ રાજાઓના અભિલેખોમાં લગભગ ત્રણ સૈકાથી વપરાયો હોઈ શક રાજાઓ સાથે ખાસ સંકળાયેલો હતો.

જ્યોતિષીઓએ નિશ્ચિત કર્યા મુજબ શક સંવતનું આરંભવર્ષ ઈ. સ. ૭૭-૭૮ મનાય છે.[૧૪] ભારતના ઘણાખરા ભાગોમાં આ સંવતનાં વર્ષ ગત વર્ષોની પદ્ધતિ[૧૫] અનુસાર ગણાય છે.[૧૬] એ ગણતરીએ આ સંવતનું પહેલું વર્તમાન વર્ષ ૩ જી માર્ચ, ઈ. સ. ૭૮ થી ૨૦ મી ફેબ્રુઆરી, ઈ. સ. ૭૯ સુધીનું અને પહેલું ગત વર્ષ ૨૧ મી ફેબ્રુઆરી, ઈ. સ. ૭૯ થી ૧૦ મી માર્ચ, ઈ. સ. ૮૦ સુધીનું ગણાય છે.[૧૭]

એ મુજબ શક વર્ષની બરાબરનું ઈસ્વી સનનું વર્ષ કાઢવા માટે શક સંવતના વર્ષમાં ચૈત્રથી ડિસેમ્બર દરમ્યાન ૭૮ અને જાન્યુઆરીથી ફાગણ દરમ્યાન ૭૯ ઉમેરવા પડે છે.[૧૮] શક સંવતનું પહેલું ગત વર્ષ વિ. સં. ૧૩૫-૧૩૬ની બરાબર હોઈ શક સંવતના વર્ષમાં ચૈત્રથી આશ્વિન દરમ્યાન ૧૩૪ ને કાર્તિકથી ફાલ્ગુન દરમ્યાન ૧૩૫ ઉમેરવાથી વિક્રમ સંવતના સમકાલીન વર્ષનો આંકડો નીકળે છે. [૧૯]

આખા ભારતમાં આ સંવતનાં વર્ષ ચૈત્રાદિ[20] ગણાય છે અને વર્ષનો આરંભ ચૈત્ર શુકલ પ્રતિપદાથી થાય છે, પરંતુ મહિનાઓની ગણના–પદ્ધતિમાં તફાવત છે. ઉત્તર ભારતમાં આ સંવતના માસ પૂર્ણિમાંત[21] છે, જ્યારે દક્ષિણ ભારતમાં અમાંત[22] છે.[23]

ગુજરાતમાં શક ક્ષત્રપ રાજાઓની સત્તાનો અસ્ત થતાં શક સંવતનો ઉપયોગ લુપ્ત થતો ગયો. ગુપ્ત કાલ દરમ્યાન અહીં એને બદલે 'ગુપ્ત સંવત' પ્રચલિત થયો. આ કાલ દરમ્યાન શક સંવતના પ્રયોગવાળા આભિલેખિક કે સાહિત્યિક ઉલ્લેખ ઉપલબ્ધ થયા નથી.

મૈત્રક કાલ દરમ્યાન શક સંવતની મિતિઓવાળા થોડા આભિલેખિક[24] તથા સાહિત્યિક[25] ઉલ્લેખ મળે છે. આ કાલમાં શક સંવતનો ઉપયોગ જવલ્લે થતો. હવે અન્ય સંવતોનો ઉપયોગ થતાં આ સંવતનાં વર્ષો સાથે 'શક' એ નામનો પ્રયોગ થવા લાગ્યો.[26]

આ દરમ્યાન શક સંવત દખ્ખણમાં પ્રચલિત થયો. મૈત્રક કાલના અંતભાગમાં શક સંવત દક્ષિણના રાષ્ટ્રકૂટ રાજાઓની અસર હેઠળ ગુજરાતમાં ફરીથી પ્રચલિત બન્યો. એમણે ત્યાંના પ્રાચીન ચાલુક્યો પાસેથી આ સંવત અપનાવેલ જણાય છે.[27]

અનુમૈત્રક કાલ દરમ્યાન દક્ષિણના રાષ્ટ્રકૂટ રાજાઓએ ગુજરાત પર પોતાની સત્તા સ્થાપિત કરી અને ગુજરાતના લાટ પ્રદેશ પર લગભગ ઈ. સ. ૯૩૦ સુધી સીધું શાસન કર્યું. આ સમય દરમ્યાન રાષ્ટ્રકૂટ રાજાઓએ પોતાનાં દાનશાસનોમાં શક સંવતનો ઉપયોગ કર્યો. એમનાં દાનપત્રોમાં શક સં. ૭૩૦(ઈ. સ. ૮૦૮)થી શક સં. ૮૫૨(ઈ. સ. ૯૩૦) સુધીની મિતિઓ મળે છે. આ મિતિઓમાં વર્ષ, માસ, પક્ષ અને તિથિ આપેલ છે; કોઈક વાર વારનો ઉલ્લેખ જોવા મળે છે. એમાં शकनृपकाल એવો સ્પષ્ટ નામોલ્લેખ છે. પર્વ, ગ્રહણ, નક્ષત્ર અને સંવત્સરનો ઉલ્લેખ પણ જોવા મળે છે.

આ સમયની કેટલીક સાહિત્યિક કૃતિઓમાં પણ શક સંવત વપરાયો હોવાનું માલૂમ પડે છે. એની મિતિઓ શક સં. ૭૭૨(ઈ. સ. ૮૫૦)થી શક સં. ૮૫૩(ઈ. સ. ૯૩૧) સુધીની ઉપલબ્ધ થાય છે. એમાં વર્ષ, માસ, પક્ષ, તિથિ અને કોઈક વાર સંવત્સરનો પ્રયોગ થયેલો માલૂમ પડે છે. રાષ્ટ્રકૂટ રાજાઓનાં દાનપત્રોમાં આવતા ગ્રહણ અને પર્વના ઉલ્લેખો પરથી માલૂમ

પડે છે કે આ સમય દરમ્યાન અહીં ચૈત્રાદિ વર્ષગણનાની પદ્ધતિવાળા શક સંવતના માસ અમાંત પદ્ધતિએ ગણાતા. શક સંવતની કેટલીક મિતિઓમાં સાઠ સંવત્સરોના ચક્રનો[૨૮] પ્રયોગ થયેલો જોવા મળે છે.

આ સંવત્સરોની ગણતરી પરથી એવું ફલિત થાય છે કે એની ગણના પ્રાયઃ 'બ્રહ્મસિદ્ધાંત' પ્રમાણે થતી, જે સિદ્ધાંત ગુજરાત અને રાજસ્થાનમાં પ્રચલિત હતો.[૨૯]

સોલંકી કાલ દરમ્યાન શક સંવતની મિતિવાળા અભિલેખોનું પ્રમાણ અત્યંત જૂજ છે; સાહિત્યિક લખાણોમાં પણ એનું પ્રમાણ ઘણું મર્યાદિત છે. અભિલેખોમાંની એની બધી જ ઉપલબ્ધ મિતિઓ લાટના ચાલુક્ય રાજાઓ અને એમના મંડલેશ્વરોનાં દાનશાસનોમાંની છે. મિતિઓમાં વર્ષ, માસ, પક્ષ, તિથિ અને કોઈક વાર વાર, ગ્રહણ તેમજ સંવત્સરનો પ્રયોગ થયેલો માલૂમ પડે છે. વાર અને ગ્રહણનો મેળ ચૈત્રાદિ વર્ષ અને અમાંત માસની પદ્ધતિએ બેસતો હોવાથી આ સમય દરમ્યાન ચૈત્રાદિ પદ્ધતિવાળા શક સંવતના માસ અમાંત પદ્ધતિ અનુસાર ગણાતા એમ ફલિત થાય છે.

સંવત્સરોની ગણતરી પરથી એવું માલૂમ પડે છે કે એ સમયે અહીં સંવત્સરો દક્ષિણ ભારતની પદ્ધતિવાળા 'બાર્હસ્પત્ય સંવત્સરચક્ર' અનુસાર ગણાતા.

શિલાલેખોમાં આપેલી મિતિઓ પરથી માલૂમ પડે છે કે દિલ્હી સલ્તનતના શાસન દરમ્યાન વિક્રમ સંવતના વર્ષની સાથે શક વર્ષ ભાગ્યેજ આપવામાં આવતું.

ગુજરાતની સ્વતંત્ર સલ્તનતના અમલ દરમ્યાન, ખાસ કરીને લગભગ ઈ. સ. ૧૪૮૧ થી, વિ. સં.ના વર્ષની સાથે સાથે થતા શક વર્ષના ઉલ્લેખનું પ્રમાણ ૬૦ ટકાથી વધુ જોવા મળે છે. મુઘલ કાલના શિલાલેખો તેમજ ખતોમાં આપેલી મિતિઓમાં આ પ્રમાણ લગભગ ૪૦ ટકા જેટલું જણાય છે. મરાઠા કાલ દરમ્યાન શક વર્ષનો ઉપયોગ વધારે પ્રમાણમાં થતો હોવાની અપેક્ષા રહે છે,[૩૦] પરંતુ ઉપલબ્ધ ખતો અને શિલાલેખોમાં મળતી મિતિઓમાં એનું પ્રમાણ એનાથીયે ઘટીને ૩૫ ટકા જેટલું થયેલું દેખાય છે. બ્રિટિશ કાલ દરમ્યાન આ પ્રમાણ એનાથીયે વધુ ને વધુ ઘટતું જાય છે.

અર્વાચીન કાલમાં ગુજરાતમાં શક સંવતનો ઉપયોગ, ખાસ કરીને જ્યોતિષીઓમાં (તથા ગુજરાતમાં વસતા મહારાષ્ટ્રીઓમાં), મર્યાદિત રહ્યો.

જન્મપત્રિકામાં વિક્રમ સંવતના વર્ષની સાથે હંમેશાં 'श्रीमद्‌भूपतिशालिवाहनकृत शक (वर्ष) આપવામાં આવે છે.

આઝાદ ભારતે જે રાષ્ટ્રિય પંચાંગપદ્ધતિ અપનાવી છે તેમાં શક સંવત પ્રયોજવામાં આવ્યો છે.[31] આથી હવે આ સંવત ભારતભરમાં વિશેષ પ્રચલિત થવા લાગ્યો છે.

## ૨. કથિક સંવત

સાબરકાંઠા જિલ્લાના શામળાજી પાસે આવેલા દેવની મોરી નામે ગામ પાસે ખોદકામ કરતાં એક બૌદ્ધ સ્તૂપ મળી આવ્યો હતો. એના પેટાળમાંથી પથ્થરનો એક દાબડો પણ મળી આવેલ હતો. એના પરના અભિલેખમાં આપેલી મિતિનું વર્ષ "રુદ્રસેનના રાજ્યકાલ દરમ્યાનનું કથિક રાજાઓનું ૧૨૭ મું વર્ષ" છે.[32]

આ કથિક રાજાઓનો સંવત કોઈ નવો જ સંવત હતો કે કોઈ પ્રચલિત સંવતના પર્યાય તરીકે વપરાયેલો હતો એ વિશે વિદ્વાનોમાં મતભેદ છે. અભિલેખની મિતિમાં રુદ્રસેન રાજાનો ઉલ્લેખ આવતો હોઈ પહેલાં એ રુદ્રસેનને પશ્ચિમનો ક્ષત્રપ રાજા રુદ્રસેન પહેલો (શક સં. ૧૨૧ થી શ. સં. ૧૪૪) માનવામાં આવેલો અને કથિક રાજાઓના ૧૨૭ મા વર્ષને શક સંવતનું માનવામાં આવેલું,[33] પરંતુ કેટલાક આભિલેખિક, લિપિવિદ્યાકીય અને પુરાવસ્તુકીય પુરાવાઓથી કથિક રાજાઓના ૧૨૭ મા વર્ષને શક સંવતનું માનવું સંભવતું નથી. કેટલાક વિદ્વાનો આ મિતિને કલચુરિ સંવતની[34] ગણાવે છે અને રુદ્રસેનને ક્ષત્રપ વંશનો રાજા રુદ્રસેન ત્રીજો (ઈ. સ. ૩૪૮ થી ૩૭૯–૮૦) માને છે.[35] આ ગણતરીએ વર્ષ ૧૨૭ એ ઈ. સ. ૩૭૬–૭૭ આવે. કોઈ વળી આ વર્ષને કોઈ અજ્ઞાત સંવતનું અને આ રાજાને કથિક વંશનો માનવાનું સૂચવે છે, પરંતુ આ સ્તૂપનાં ખંડિયેરોમાં ક્ષત્રપ રાજાઓના અનેક સિક્કા મળ્યા હોઈ આ રાજા ક્ષત્રપ રુદ્રસેન ત્રીજો હોવાનું તદ્દન સંભવિત છે, જ્યારે ક્ષત્રપ રાજાઓના બધા જ અભિલેખોમાં શક સંવત વપરાયો હોઈ અને ક્ષત્રપ કાલ દરમ્યાન કલચુરિ સંવત માત્ર દક્ષિણ ગુજરાતમાં જ વપરાતો હોઈ ઉપરની મિતિ કલચુરિ સંવતની ભાગ્યેજ હોઈ શકે. આથી કેટલાક વિદ્વાનો આ અભિલેખમાંના રુદ્રસેનને ક્ષત્રપ રાજા રુદ્રસેન ત્રીજો (ઈ. સ. ૩૪૮ થી ૩૭૯) માનવા છતાં કથિક સંવતને એક જુદો જ સંવત માને છે.

આ રીતે જોતાં કથિક સંવતનું આરંભવર્ષ ઈ. સ. ૨૨૦ થી ૨૫૦ વચ્ચે હોઈ શકે.

કથિક રાજાઓ પંજાબના કઠકો અથવા કાઠીઓ હોય એમ માનવામાં આવે છે.[૩૬] દેવની મોરીમાં આવીને વસેલ બૌદ્ધ સંઘ પંજાબના કથિકોના રાજ્યમાંથી આવ્યો હોય અને આ સંઘે અહીં કથિક રાજાઓના સંવતનો પ્રયોગ કર્યો હોય એ વિશેષ સંભવે છે. એ અનુસાર એ સમયે એ સ્થળે રાજસત્તા તો ક્ષત્રપ વંશની જ ચાલુ રહેલી, પરંતુ આ ભિક્ષુસંઘે પોતાનો આગવો એવો કથિક સંવત વાપર્યો, એવું ફલિત થાય છે.

આ સંવતનો ઉલ્લેખ ભારતમાં કોઈ અન્ય સ્થળે થયેલો મળ્યો નથી; ગુજરાતમાંય એનો એકમાત્ર ઉલ્લેખ મળ્યો છે. આ સંવત અહીં ઝાઝો વખત પ્રચલિત રહ્યો જણાતો નથી તેમ ગુજરાતમાં અન્યત્ર પ્રસર્યો પણ લાગતો નથી.

### ૩. ગુપ્ત સંવત

ગુપ્ત રાજવીઓના રાજ્યકાલના મુખ્યત્વે કેટલાક અભિલેખ ઉપલબ્ધ થયા છે. આ અભિલેખોમાં સિક્કાલેખો મળે છે. સિક્કાઓ પર (ગુપ્ત) 'સં. ૯૦ થી ૯૦ + ૪' એટલે કે 'સં. ૯૧ થી ૯૪' સુધીનાં વર્ષોવાળા સિક્કા મળે છે. કુમારગુપ્ત અને સ્કંદગુપ્તના, ગુજરાત માટેના, સિક્કાઓમાં બહુ થોડી મિતિઓ મળે છે, અને એમાં પણ ૧૦૦ નો અંક જ સ્પષ્ટ રીતે વાંચી શકાય છે, જ્યારે દશકના અને એકમના અંક બિલકુલ વાંચી શકાતા નથી.

ગુપ્ત કાલ દરમ્યાન ગુજરાતમાં સ્કંદગુપ્તના સમયનો ગુ. સં. ૧૩૬, ૧૩૭ અને ૧૩૮ના સમયનિર્દેશવાળો એક લેખ મળી આવેલ છે.[૩૭] આમાંના પહેલા બે નિર્દેશોમાં વર્ષ, માસ અને તિથિ આપવામાં આવ્યાં છે.

મગધના ગુપ્ત રાજાઓએ વાપરેલ સંવતને માટે શરૂઆતમાં કંઈ વિશિષ્ટ નામ પ્રયોજાતું નહિ, પણ સ્કંદગુપ્તના સમયથી એને 'ગુપ્ત કાલ' (ગુપ્તોનો સંવત) તરીકે ઓળખવામાં આવતો.[૩૮]

ગુપ્ત સંવતની ઉત્પત્તિ વિશે એક સામાન્ય મત પ્રચલિત છે કે ગુપ્ત વંશના પહેલા સમ્રાટ ચંદ્રગુપ્ત પહેલાએ આ સંવત પ્રવર્તાવ્યો અને એના રાજ્યાભિષેકના પહેલા વર્ષથી આ સંવતનું પહેલું વર્ષ ગણાવા લાગ્યું.

અલ્-બીરૂનીના જણાવ્યા મુજબ ગુપ્ત સંવતનો આરંભ શક સંવત પછી ૨૪૧ વર્ષે થયો ને ગુપ્તકાલની મિતિઓ પણ એ રીતે બંધ બેસે છે.[૩૯]

આ અનુસાર ગુપ્ત સંવતનું પહેલું વર્ષ શક વર્ષ ૨૪૨ (૨૬ મી ફેબ્રુઆરી, ઈ. સ. ૩૨૦ થી ૧૫ મી માર્ચ, ઈ. સ. ૩૨૧ સુધી) બરાબર ગણાય છે, આથી ગુપ્ત સંવતના વર્ષ બરાબરનું ઈ. સ. નું વર્ષ મેળવવા ગુપ્ત સંવતમાં ચૈત્રથી ડિસેમ્બર સુધી ૩૧૯ અને જાન્યુઆરીથી ફાગણ સુધી ૩૨૦ ઉમેરવા પડે છે.[૪૦]

ગુપ્ત સંવતની વર્ષગણનામાં ઉત્તર ભારતમાં વર્ષનો આરંભ ચૈત્રથી થાય છે અને એના માસ પૂર્ણિમાંત છે,[૪૧] પરંતુ જૂનાગઢ શૈલલેખમાં આપેલી મિતિમાં વારનો ઉલ્લેખ નહિ હોવાથી ગુજરાતમાં વર્ષગણના અને માસગણનાની કઈ પદ્ધતિ પ્રચલિત હતી એ વિશે નિશ્ચિત અનુમાન થઈ શકતું નથી. ઉત્તર ભારતમાં આ સંવતનાં વર્ષ ચૈત્રાદિ હોવાથી ગુજરાતમાં પણ એ ચૈત્રાદિ ગણાતાં હશે તેમજ મૈત્રક કાલની માસગણનાની પૂર્ણિમાંત પદ્ધતિ એની અગાઉના આ સમય દરમ્યાન પણ પ્રચલિત હશે એમ અનુમાન કરી શકાય.

ગુપ્ત શાસનના અંત પછી આ સંવત ગુજરાતમાં વલભી સંવતના સુધારેલા સ્વરૂપે પ્રચલિત રહ્યો, પરંતુ એના મૂળ સ્વરૂપે તો ત્રણસોએક વર્ષ બાદ ફરી પશ્ચિમ સૌરાષ્ટ્રમાં પ્રચલિત થયો. મૈત્રક કાલના અંતભાગમાં ત્યાં સિંધથી આવી વસેલા સૈંધવ રાજાઓએ એને મૂળ સ્વરૂપે પાછો પ્રચલિત કર્યો.

આથી અનુમૈત્રક કાલનાં સૈંધવ રાજાઓનાં દાનશાસનોમાં આ સંવત દેખા દે છે. આ રાજાઓનાં દાનશાસનોમાં ગુપ્ત સંવતની મિતિઓ વર્ષ ૫૧૩ થી ૫૯૬ સુધીની મળે છે.[૪૨] મિતિઓના નિરીક્ષણ પરથી માલૂમ પડે છે કે આ શાસનોમાં વપરાયેલો ગુપ્ત સંવત ઉત્તર ભારતની જેમ ચૈત્રાદિ વર્ષની પદ્ધતિવાળો હતો અને એના માસ પણ પૂર્ણિમાંત હતા.

સૈંધવ રાજ્યના અંત પછી ગુજરાતમાં ગુપ્ત સંવત સદંતર લુપ્ત થયો.

## ૪. વલભી સંવત

મૈત્રક કાલ દરમ્યાન મૈત્રક રાજાઓનાં દાનશાસનોમાં આપેલ મિતિઓનાં વર્ષ કોઈ એક સળંગ સંવતનાં હોવાનું માલૂમ પડે છે; પરંતુ આ દાનશાસનોમાં એ સંવતનું નામ આપવામાં આવ્યું નથી, આથી આ સંવત કયો હશે એ માટે જુદા જુદા વિદ્વાનોએ અલગ અલગ મત રજૂ કરેલા. પ્રિન્સેપ[૪૩] અને

ન્યૂટન[૪૪] જેવા વિદ્વાનોએ આ સંવતને વિક્રમ સંવત માનેલો, ટૉમસ[૪૫] અને ભાઉ દાજી[૪૬] જેવા વિદ્વાનોએ એને શક સંવત માનેલો, પરંતુ સમકાલીન ઘટનાઓના અભ્યાસ પરથી મૈત્રકોનાં દાનશાસનોમાં વપરાયેલ સંવતનાં વર્ષ વલભી સંવતનાં મનાવા લાગ્યાં. સૌ પ્રથમ ફર્ગ્યુસને આ મિતિઓનાં વર્ષ વલભી સંવતનાં છે એવું સૂચન કર્યું[૪૭] અને ફ્લીટે વિગતપૂર્ણ અભ્યાસથી આ મતને પ્રતિપાદિત કર્યો.[૪૮] યુઅન શ્વાંગે પોતાના પ્રવાસ દરમ્યાન, અર્થાત્ ઈ. સ. ૬૪૦ ના અરસામાં, વલભીમાં શીલાદિત્યનો ભત્રીજો ધ્રુવપટુ રાજ્ય કરતો હોવાનું અને એ કનોજના રાજા શીલાદિત્યનો અર્થાત્ હર્ષવર્ધનનો જમાઈ થતો હોવાનું જણાવ્યું છે, એ આધારે ધ્રુવસેન બીજો યુઅન શ્વાંગ અને હર્ષવર્ધનનો સમકાલીન હતો એ નિશ્ચિત છે. ધ્રુવસેન બીજાનાં દાનપત્રોની મિતિ સં. ૩૧૦ થી ૩૨૧ ની છે. આ મિતિઓને ઈ. સ ૩૧૯ ના અરસામાં શરૂ થયેલા ગણાતા વલભી સંવતની માનવામાં આવે તો ઉપરનો સંબંધ બરાબર બંધ બેસે છે. વળી નાંદીપુરીના દદ્દ ૨ જા(ઈ. સ. ૬૨૯-૪૧)ના સંબંધમાં હર્ષના સમયના વલભીપતિનો ઉલ્લેખ આવે છે એને પણ આનાથી સમર્થન મળે છે. લિપિશાસ્ત્રની દૃષ્ટિએ પણ વલભીનાં દાનશાસન ઈ. સ. ૫૦૦ થી ૮૦૦ ના અરસાનાં મનાય છે. આમ મૈત્રકોનાં દાનશાસનોમાં પ્રયોજાયેલા આ સંવતને ‘વલભી સંવત’ માનવો ઇષ્ટ છે.

મૈત્રકોનાં દાનશાસનોમાં સં. ૧૮૩ થી ૪૪૭ સુધીની મિતિઓ મળે છે.[૪૯] તેઓમાં સંવતનું કોઈ નામ જણાવ્યું નથી, પરંતુ મૈત્રક કાલ પછીના કાલના અભિલેખોમાં ‘વલભી સંવત’ નામે સંવતનો ઉલ્લેખ આવે છે, જે વલભીના મૈત્રક રાજ્યમાં પ્રચલિત થયેલો સંવત હોવો જોઈએ. અલ્-બીરૂની (ઈ. સ. ૧૦૩૦) પણ ભારતના સંવતોમાં વલભી સંવતની નોંધ કરે છે.[૫૦]

ગુપ્ત સંવતની જેમ વલભી સંવતનો આરંભ પણ શક સંવત પછી ૨૪૧ વર્ષે થયો હોવાનું અલ્-બીરૂની જણાવે છે.[૫૧] અર્જુનદેવના વેરાવળવાળા શિલાલેખોમાં વલભી સંવત ૯૪૫ ની બરાબર વિ. સં. ૧૩૨૦ નું વર્ષ આપવામાં આવ્યું છે એ પરથી પણ આ મતને સમર્થન મળે છે.[૫૨]

વધારે સંભવિત તો એ છે કે વલભીના મૈત્રક રાજ્યમાં આ સંવત વ્યાપક રીતે પ્રચલિત હોવાથી એમાં એનું ‘વલભી સંવત’ એવું સ્પષ્ટ નામ પ્રયોજવાની ભાગ્યેજ જરૂર જણાતી હશે; સંવતના નામ-નિર્દેશ વિના સીધું વર્ષ જ આપવામાં આવતું.[૫૩]

વલભી સંવતનાં વર્ષ અને માસનો આરંભ કઈ રીતે થતો એ વિશે વેરાવળના અર્જુનદેવના લેખની મિતિની વિગતો પરથી જણાય છે કે 'સુરાષ્ટ્ર'માં એ સમયે કાર્ત્તિકાદિ વર્ષ પ્રચલિત હતાં. મૈત્રકોનાં દાનશાસનોમાંની મિતિઓમાં તિથિની સાથે વાર આપ્યો નહિ હોવાથી એ કાલની આ સંવતની વર્ષગણના તેમજ માસગણનાની પદ્ધતિ નક્કી કરવા માટે બહુ જૂજ સામગ્રી ઉપલબ્ધ છે. આ દાનશાસનોમાંની એક મિતિમાં સૂર્યગ્રહણનો[૫૪] અને ત્રણ મિતિઓમાં દ્વિતીય માસનો[૫૫] ઉલ્લેખ આવે છે એ પરથી મિતિઓમાં વર્ષ અને માસની ગણતરી કેવી રીતે થતી એ તપાસી શકાય છે.[૫૬]

મિતિમાં આવતું સૂર્યગ્રહણ પૂર્ણિમાંત પદ્ધતિએ બંધ બેસે છે. અધિક માસની મિતિઓ તપાસતાં માલૂમ પડે છે કે મૈત્રક કાલ દરમ્યાન અધિક માસ ગણવામાં મધ્યમ ગણિતની સ્થૂલ પદ્ધતિ પ્રચલિત હતી અને માસનાં નામ આપવામાં હાલની મીનાદિ પદ્ધતિને બદલે મેષાદિ પદ્ધતિ પ્રચલિત હતી.[૫૭] અધિક માસની આ મિતિઓ કાર્ત્તિકાદિ વર્ષની ગણતરી પ્રમાણે જ બંધ બેસે છે. એ પરથી વલભી સંવતનાં વર્ષ કાર્ત્તિકાદિ હોવાનું અને એના માસ પૂર્ણિમાંત હોવાનું ફલિત થાય છે.

મૈત્રક કાલ પછીની વલભી સંવતની ઉપલબ્ધ મિતિઓ[૫૮] તપાસતાં માલૂમ પડે છે કે 'સુરાષ્ટ્ર'માં વલભી સંવત પ્રચલિત રહ્યો ત્યાંસુધી એનાં વર્ષ અને એના માસ એ જ પદ્ધતિએ ગણાતા. આ સમય દરમ્યાન દાનશાસનોમાં વપરાયેલ મિતિઓમાં वलभी संवत् એવું સ્પષ્ટ નામ જોવા મળે છે.[૫૯]

વલભી સંવતનું પહેલું વર્ષ વિ. સં. ૩૭૫ ની કાર્ત્તિક શુક્લ પ્રતિપદા (અર્થાત્ ઈ. સ. ૩૧૮ ના ઑક્ટોબરની ૧૨ મી)એ શરૂ થઈ વિ. સં. ૩૭૫ ના આશ્વિન માસની અમાવાસ્યાએ (અર્થાત્ ઈ. સ. ૩૧૯ ના સપ્ટેંબરની ૩૦ મીએ) પૂરું થાય છે. ગુજરાતમાં વિક્રમ સંવતનાં વર્ષ કાર્ત્તિકાદિ હોવાથી વિક્રમ સંવત અને વલભી સંવતનાં વર્ષોમાં કાયમ એકસરખો તફાવત રહે છે. વલભી સંવતની બરાબર વિક્રમ સંવતનું વર્ષ કાઢવા વલભી સંવતનાં વર્ષોમાં ૩૭૫ ઉમેરવા પડે છે. શક વર્ષ ચૈત્રાદિ હોવાથી વલભી સંવતની બરાબરનું શક સંવતનું વર્ષ શોધવા વલભી સંવતના વર્ષમાં કાર્ત્તિક શુક્લથી ફાલ્ગુન કૃષ્ણ સુધીના પક્ષ માટે ૨૪૦ ને ચૈત્ર શુક્લથી આશ્વિન કૃષ્ણ સુધીના પક્ષ માટે ૨૪૧ ઉમેરવા પડે છે. એ જ પ્રમાણે ઈસ્વી સનનું વર્ષ શોધવા વલભી સંવતના વર્ષમાં કાર્ત્તિકથી ડિસેંબર સુધીની મિતિ માટે ૩૧૮ ને જાન્યુઆરીથી આસો સુધીની મિતિ માટે ૩૧૯ ઉમેરવા પડે છે.[૬૦]

વલભીના મૈત્રક રાજ્યના અંત પછી ગુજરાતમાં જુદા જુદા રાજવંશોની સત્તાઓ પ્રવર્તી, જેમણે શક, ગુપ્ત અને વિક્રમ જેવા અન્ય સંવતો વાપર્યા એમ છતાં શતકોથી ગુજરાતમાં રૂઢ થયેલો વલભી સંવત અનુમૈત્રક કાલ દરમ્યાન પણ થોડા પ્રમાણમાં પ્રચલિત રહ્યો.

અનુમૈત્રક કાલના ગુપ્ત સંવતની મિતિઓને એ કાલના વલભી સંવતની મિતિઓ સાથે સરખાવતાં જણાય છે કે એ કાલ દરમ્યાન પણ ગુપ્ત સંવતમાં ચૈત્રાદિ વર્ષની અને વલભી સંવતમાં કાર્ત્તિકાદિ વર્ષની પદ્ધતિનો સ્પષ્ટ ફરક હતો. સુરાષ્ટ્રના લેખોની જે જે મિતિઓ ગુપ્ત સંવત અનુસાર આપવામાં આવી હોય તેમાં હમેશાં ઉત્તર ભારતની ચૈત્રાદિ વર્ષની પદ્ધતિ જળવાઈ હોવાનું અને જે જે મિતિઓ વલભી સંવત અનુસાર આપવામાં આવી હોય તેમાં હંમેશાં કાર્ત્તિકાદિ વર્ષની સ્થાનિક પદ્ધતિ પ્રચલિત હોવાનું તદ્દન સ્પષ્ટ છે.

સોલંકી કાલ દરમ્યાન વલભી સંવતના પ્રયોગવાળી થોડીક મિતિઓ ઉપલબ્ધ થાય છે. એ મિતિઓની ચકાસણી પરથી માલૂમ પડે છે કે આ સમય દરમ્યાન પણ કાર્ત્તિકાદિ વર્ષ અને પૂર્ણિમાંત માસની પદ્ધતિ પ્રચલિત રહી.

સોલંકી કાલના અંત પછી વલભી સંવત સમૂળો લુપ્ત થયો.

## ૫. કલચુરિ સંવત

ગુપ્ત કાલ તથા મૈત્રક કાલ દરમ્યાન દક્ષિણ ગુજરાતમાં એક જુદો જ સંવત પ્રચલિત હતો, જે આગળ જતાં કલચુરિ તરીકે જાણીતો થયો. ગુજરાતના ઉપલબ્ધ અભિલેખોમાં આ સંવત પહેલવહેલો દક્ષિણ ગુજરાત અને ઉત્તર કોંકણના ત્રૈકૂટક વંશના રાજાઓના અભિલેખોમાં વપરાયેલો જોવા મળે છે. એમાં એ સંવતનાં વર્ષ ૨૦૭ થી ૨૪૫ નો ઉલ્લેખ આવે છે, ત્યાર પછી ભરુકચ્છના રાજા સંગમસિંહના દાનશાસન(વર્ષ ૨૯૨)માં, નાસિક અને વડોદરા જિલ્લામાંથી મળેલાં પ્રાચીન કલચુરિ વંશના રાજાઓનાં દાનશાસનો(વર્ષ ૩૪૭ થી ૩૬૧)-માં, નાંદીપુરી-ભરુકચ્છના ગુર્જર રાજાઓનાં દાનશાસનો(વર્ષ ૩૮૦ થી ૪૮૬)-માં, દક્ષિણ ગુજરાત અને ખાનદેશના સેંદ્રક રાજાઓનાં દાનપત્રો(વર્ષ ૪૦૪ અને ૪૦૬)માં અને દક્ષિણ ગુજરાતના પ્રાચીન ચાલુક્ય રાજાઓનાં દાનપત્રો (વર્ષ ૪૨૧ થી ૪૯૦)માં આ સંવતની મિતિઓ મળે છે.[61] આમ દક્ષિણ ગુજરાતના અભિલેખોમાં આ સંવત વર્ષ ૨૦૭ થી ૪૯૦ સુધી પ્રયોજાયેલો જોવા મળે છે.

દક્ષિણ ગુજરાત અને એની આસપાસના પ્રદેશોમાંથી મળેલા અભિલેખોની મિતિઓમાં આ સંવતનાં વર્ષ આપવામાં આવ્યાં છે, પરંતુ ક્યાંય એ સંવતનું નામ આપવામાં આવ્યું નથી. આ સંવતનો પહેલો પ્રયોગ ત્રૈકૂટક વંશના કણ્હેરી તામ્રપત્રમાં થયો જણાતાં કેટલાક એને ત્રૈકૂટક સંવત કહેતા,[૬૨] પરંતુ ત્રૈકૂટકોના લેખોમાં વહેલામાં વહેલી ૨૦૭ ની મિતિ હોઈ આ સંવત એ રાજવંશે શરૂ કર્યો હોય એ સંભવિત નથી. પછીના અભિલેખોમાં આ સંવતને એની ૯–૧૦ મી સદી દરમ્યાન "કલચુરિ સંવત" તથા "ચેદિ સંવત" એવું નામ આપવામાં આવ્યું છે.[૬૩] આ પરથી પહેલાંના અભિલેખોમાં વપરાયેલ સંવતને પણ 'કલચુરિ' કે 'ચેદિ' સંવત તરીકે ઓળખવામાં આવે છે, પરંતુ ત્રૈકૂટકોના સમયમાં આ સંવતનો કલચુરિ વંશ અને ચેદિ દેશ સાથે સીધો સબંધ હોય એવો કોઈ ઉલ્લેખ પ્રાપ્ય નથી. આથી આ સંવતનું મૂળ નામ 'કલચુરિ' કે 'ચેદિ' સંવત એવું ભાગ્યેજ હોઈ શકે, છતાં એના મૂળ નામની માહિતીના અભાવે સગવડ ખાતર પહેલાંના કાલના સંવતને પણ 'કલચુરિ સંવત' (કે 'ચેદિ સંવત') તરીકે ઓળખવામાં આવે છે.

કલચુરિ સંવતના આરંભ વિશે સૌ પ્રથમ પંડિત ભગવાનલાલ ઇંદ્રજીએ તુલનાત્મક અભ્યાસ પરથી જણાવ્યું કે આ સંવતનો આરંભ ઈ. સ. ૨૪૪–૪૫ ના અરસામાં થયેલ છે.[૬૪] અનુકાલીન કલચુરિ સંવતના લેખોમાં અલ્હણદેવી (વર્ષ ૯૦૭) અને એના પિતામહ ઉદયાદિત્ય(ઈ. સ. ૧૦૫૦ ને ૧૧૦૦ વચ્ચે)–ના સમયની તુલના પરથી હોલે આ સંવતનો આરંભ ઈ. સ. ૨૫૦ ના અરસામાં થયો એમ સૂચન કર્યું.[૬૫] કલચુરિ સંવતની મિતિઓની ગણતરી પરથી કનિંગહમે એ સંવતને ઈ. સ. ૨૪૯ માં શરૂ થયો હોવાનું પ્રતિપાદિત કર્યું.[૬૬] આ મિતિઓમાં આપેલી વાર વગેરેની વિગત પરથી કિલહૉર્ને એનાં વર્ષ પ્રાયઃ ભાદ્રપદાદિ અને સંભવતઃ આશ્વિનાદિ, તેમજ એના માસ પૂર્ણિમાંત હોવાનું નિશ્ચિત કર્યું.[૬૭]

ભાદ્રપદાદિ વર્ષની પદ્ધતિ વિશે અલ્-બીરૂનીના પુસ્તકમાં ઉલ્લેખ આવતો હોવાથી કિલહૉર્ને કલચુરિ સંવતના વર્ષ ૧ નો આરંભ વિ. સં. ૩૦૫ ની ભાદ્રપદ શુક્લ પ્રતિપદાએ (ઈ. સ. ૨૪૯ ના જુલાઈની ૨૮ મીએ) થતો હોવાનું સૂચવેલું,[૬૮] પરંતુ આગળ જતાં બીજી કેટલીક મિતિઓનો મેળ ભાદ્રપદાદિ વર્ષને બદલે આશ્વિનાદિ વર્ષની પદ્ધતિ સાથે મળતો જણાતાં એના ૧ લા વર્ષનો આરંભ વિ. સં ૩૦૬ ની આશ્વિન શુક્લ પ્રતિપદા( ઈ. સ. ૨૪૯ ના ઑગસ્ટની

૨૬ મી)એ થયેલો ગણાવા લાગ્યો.[૬૯] મિરાશીએ વધારાની મિતિઓની ગણતરી કરી આ સંવતનાં વર્ષ આશ્વિનાદિ નહિ, પણ કાર્તિકાદિ હોવાનું સાબિત કરી એના વર્ષ ૧ નો આરંભ ઈ. સ. ૨૪૯ ની ૨૫ મી સપ્ટેંબરે થયો હોવાનું અને એના માસ પૂર્ણિમાંત નહિ, પરંતુ અમાંત હોવાનું પ્રતિપાદિત કર્યું.[૭૦]

દક્ષિણ ગુજરાતના અભિલેખોમાં પ્રયોજાયેલ કલચુરિ સંવતની મિતિઓમાં આપેલાં વર્ષ, માસ, પક્ષ અને તિથિની ગણતરી પરથી પણ ફલિત થાય છે કે કલચુરિ સંવતના વર્ષ ૧ નો આરંભ વિક્રમ સંવત ૩૦૬ ની કાર્તિક શુક્લ પ્રતિપદા( ઈ. સ. ૨૪૯ ની ૨૫ મી સપ્ટેંબર )ના રોજ થયો. એ સંવતનાં વર્ષ ગત અને કાર્તિકાદિ હતાં અને એના માસ અમાંત હતા.

આથી કલચુરિ સંવતના વર્ષમાં ૩૦૫ ઉમેરવાથી એની બરાબરનું વિક્રમ સંવતનું વર્ષ આવે. આ ગણતરીએ કલચુરિ સંવતના વર્ષની બરાબરનું ઈ. સ.-નું વર્ષ કાઢવા માટે કલચુરિ સંવતના વર્ષમાં કાર્તિકથી ડિસેંબર સુધીના સમય માટે ૨૪૮ અને જાન્યુઆરીથી ફાગણ સુધીના સમય માટે ૨૪૯ ઉમેરવા પડે.[૭૧]

આ સંવતની ઉત્પત્તિ વિશે અનેક જુદાં જુદાં મંતવ્ય રજૂ થયાં છે. ભગવાનલાલ ઇંદ્રજીએ પહેલાં કણ્હેરી તામ્રપત્રને આધારે આ સંવતને ત્રૈકૂટકોનો સંવત માન્યો, પણ ત્રૈકૂટક રાજાઓના અભિલેખોમાં એ સંવતનાં વર્ષો ૨૦૭ થી ૨૪૫ સુધીનાં મળી આવતાં એ સંવતનો આરંભ એની પહેલાંના સમયમાં સૌરાષ્ટ્રમાં ક્ષત્રપ કાલ દરમ્યાન થયેલા રાજા ઈશ્વરદત્તે કર્યો હોવાનું સૂચવ્યું. આ ઈશ્વરદત્તને એમણે આભીર વંશનો માન્યો અને એનો શાસનકાલ શક વર્ષ ૧૭૧–૭૬(ઈ.સ. ૨૪૯–૫૪ )ના વચગાળામાં મૂક્યો. એમણે આભીરોને અને પછીના કલ-ચુરિઓને એક વંશના માન્યા, પરંતુ આગળ જતાં વચગાળાના ક્ષત્રપ સિક્કાઓ મળી આવતાં રાજા ઈશ્વરદત્તનો સમય શક વર્ષ ૧૧૦–૧૨( ઈ. સ. ૧૮૮–૯૦) ના વચગાળામાં મૂકવામાં આવ્યો. આથી આ સંવત ઈશ્વરદત્તે શરૂ કર્યો હોય એવી કલ્પના સ્વીકાર્ય ગણાતી નથી.

ર. ચ. મજુમદારે કુષાણ સમ્રાટ કનિષ્કને આ સંવતનો પ્રવર્તક માન્યો.[૭૨] જયસ્વાલે વાકાટક વંશના સમ્રાટ પ્રવરસેન ૧ લાએ આ સંવત શરૂ કર્યો હોવાનો મત રજૂ કર્યો,[૭૩] પરંતુ તુલનાત્મક અભ્યાસ પરથી હાલ આ મતો સ્વીકાર્ય ગણાતા નથી. ત્રૈકૂટકોની પહેલાં અન્ય કોઈ રાજવંશે આ સંવત વાપર્યો હોવાની ખાતરી પડતી નથી. મિરાશીએ આભીર રાજા ઈશ્વરસેનના

નાસિક ગુફાના લેખમાં આવતા વર્ષ ૯ ને આ સંવતનું માનીને તથા પુરાણોમાં જણાવેલા ૧૦ આભીર રાજાઓનો વંશ એ ઈશ્વરસેનથી શરૂ થયો હોવાનું માની લઈ ને આ સંવત આભીર રાજ્યમાં ઈશ્વરસેનના સત્તારોહણથી પ્રચલિત થયો હોવાનું સૂચવ્યું છે.૭૪ ઈશ્વરસેનના લેખનું વર્ષ સ્પષ્ટતઃ એના રાજ્યકાલનું વર્ષ છે ને એના કોઈ અનુગામી રાજાઓના અભિલેખ મળ્યા નથી, નહિ તો એના વંશજોએ ઈશ્વરસેનના રાજ્યકાલથી સળંગ સંવત પ્રચલિત કર્યાની પ્રતીતિ થાત. છતાં આંધ્રભૃત્ય આભીરોના સંભવિત સમયાંકન પરથી તેમજ એમના શાસન-પ્રદેશ પરથી મહારાષ્ટ્ર, કોંકણ અને દક્ષિણ ગુજરાતમાં વપરાયેલો આ સંવત આભીર રાજા ઈશ્વરસેનના સમયથી શરૂ થયો હોય એ ઘણે અંશે સંભવિત ગણાય. પૌરાણિક અનુશ્રુતિ અનુસાર મિરાશી સૂચવે છે તેમ૭૫ આભીર રાજાઓએ ૧૬૭ વર્ષ રાજ્ય કર્યું હોય તો એમનો શાસનકાલ ઈ. સ. ૨૦૭ થી ૪૬૪ નો ગણાય. એ પછી એ પ્રદેશમાં ત્રૈકૂટકોની સત્તા સ્થપાઈ એ સમયાન્વય પણ બંધ બેસે છે. છતાં આ સંવત આભીરોએ શરૂ કર્યો હોવાનો તર્ક પર્યાપ્ત પ્રમાણથી પ્રતિપાદિત ન થાય ત્યાંસુધી એને હજુ કલચુરિ સંવત તરીકે ઓળખવો સલામત ગણાય.

કલચુરિ સંવત અહીં ત્રૈકૂટકોથી માંડીને ચાલુક્યોના સમય સુધીમાં લગભગ ૩૦૦ વર્ષ સુધી (આશરે ક. સં. ૨૦૦ થી ૫૦૦) પ્રચલિત રહ્યો હોવાનું માલૂમ પડે છે. એ પહેલાં મહારાષ્ટ્રની જેમ દક્ષિણ ગુજરાત પર પણ આભીરોની સત્તા પ્રવર્તી હોય તો એ સંવત અહીં એના છેક આરંભકાલથી પણ પ્રચલિત રહ્યો હોય, અર્થાત્ આંધ્રભૃત્ય આભીરોએ પ્રવર્તાવેલો આ પ્રાચીન સંવત દક્ષિણ ગુજરાતમાં ૧ લા થી ૫ મા શતક સુધી પ્રચલિત રહ્યો હોય એ સંભવિત છે. ત્રૈકૂટક રાજ્યના અંત પછી પણ આ પ્રદેશના જુદા જુદા રાજવંશોએ, ખાસ કરીને પ્રાચીન કલચુરિઓ, લાટના પ્રાચીન ગુર્જરો, સેંદ્રકો અને લાટના પ્રાચીન ચાલુક્યોના રાજવંશોએ, એ રૂઢ સંવતનો ઉપયોગ ચાલુ રાખ્યો. આ રાજવંશોના લેખોમાં ૨૯૨ થી વર્ષ ૪૯૦ સુધીનાં વર્ષોનો ઉલ્લેખ આવે છે.

દક્ષિણના ચાલુક્યોની સત્તા મહારાષ્ટ્ર, કોંકણ અને દક્ષિણ ગુજરાત પર પ્રસરતાં ધીમે ધીમે કલચુરિ સંવતની જગ્યાએ શક સંવત પ્રચલિત થવા લાગ્યો. ચાલુક્યો પછી આ પ્રદેશમાં સત્તારૂઢ થયેલા રાષ્ટ્રકૂટોનાં સર્વ દાનશાસનોમાં શક સંવત જ પ્રયોજાયો છે. દક્ષિણ ગુજરાતમાં કલચુરિ સંવતની છેલ્લામાં છેલ્લી ઉપલબ્ધ મિતિ વર્ષ ૪૯૦(ઈ. સ. ૭૪૦)ની મળે છે, જ્યારે શક

સંવતની વહેલામાં વહેલી ઉપલબ્ધ મિતિ શક વર્ષ ૬૭૯(ઈ. સ. ૭૫૭)ની મળે છે. આ પરથી દક્ષિણ ગુજરાતમાં આ સંવત ઈ. સ. ૭૫૦ ના અરસામાં લુપ્ત થયેલો જણાય છે.

આ પ્રદેશના કલચુરિ રાજાઓ આગળ જતાં ચેદિ દેશમાં સત્તારૂઢ થયા ત્યારે એમણે આ સંવત ચેદિ દેશમાં પ્રચલિત કર્યો.[૭૬] ત્યાં એ સંવત 'ચેદિ સંવત' તથા 'કલચુરિ સંવત' તરીકે ઓળખાયો.

## ૬. વિક્રમ સંવત

મૈત્રક કાલના છેવટના ભાગમાં તેમજ અનુમૈત્રક કાલ દરમ્યાન ગુજરાતમાં ઉત્તરના પ્રતીહારોના શાસનની અસરથી વિક્રમ સંવત વપરાવા લાગ્યો. જાઈકદેવના ધીણકીવાળા દાનશાસનમાં જણાવેલું વિક્રમ સંવત ૭૯૪નું વર્ષ એ ગુજરાતના પ્રાચીન લેખોમાં આપેલું વિક્રમ સંવતનું પહેલું ઉપલબ્ધ વર્ષ થાય, પરંતુ એ દાનશાસન બનાવટી હોઈ એની મિતિ કપોલકલ્પિત છે.[૭૭] ચાહમાન રાજા ભર્તૃવડ્ઢ ૨ જાના હાંસોટવાળા દાનશાસનની મિતિમાં આપેલા વર્ષ ૮૧૩ની સાથે એના સંવતનું નામ આપવામાં આવ્યું નથી, પરંતુ એ વર્ષ વિક્રમ સંવતનું હોવાનું પ્રતિપાદિત થયું છે.[૭૮] આમ વિક્રમ સંવત જે શતકોથી ગુજરાતમાં મુખ્ય સંવત તરીકે પ્રચલિત છે તે અહીં એના નવમા શતક પહેલાં પ્રચલિત થયો હોવાનું જણાતું નથી.[૭૯]

આ સંવત ઈ. પૂ. ૫૮ થી શરૂ થયો ગણાય છે. અનુશ્રુતિ અનુસાર આ સંવત ઉજ્જનના રાજા શકારિ વિક્રમાદિત્યના રાજ્યકાલથી શરૂ થયો હોવાનું મનાય છે, પરંતુ ઈસ્વી સન પૂર્વે પહેલી સદીમાં એવો કોઈ શકપ્રવર્તક રાજા થયો હોવાનું સપ્રમાણ ઇતિહાસમાં પ્રતિપાદિત થયું ન હોઈ તેમજ આ સંવતના નામનિર્દેશવાળી મિતિઓ એનાં અનેક આરંભિક શતકોને લગતી[૮૦] મળતી ન હોઈ એની ઉત્પત્તિ સંબંધમાં અનેક ભિન્ન ભિન્ન મત રજૂ થયા છે.

ફર્ગ્યુસન જેવાના મત અનુસાર માળવાના રાજા હર્ષ વિક્રમાદિત્યે ઈ. સ. ૫૪૪ માં હૂણોને હરાવી વિક્રમ સંવત શરૂ કર્યો અને આ સંવતને પ્રાચીનતા આપવા ઈ. સ. પૂર્વે ૫૭-૫૬ માં શરૂ થયેલ સંવત સાથે સાંકળી દીધો.[૮૧] કનિંગહમ જેવાએ કુષાણ સમ્રાટ કનિષ્કને આ સંવતનો પ્રવર્તક માન્યો.[૮૨] કિલહોર્ને એક વિચિત્ર મત રજૂ કર્યો : એમણે કોઈ રાજાને આ સંવતનો પ્રવર્તક ન માન્યો, પરંતુ

વિક્રમકાલ( પરાક્રમનો કાલ અર્થાત્ શરદ ઋતુ )થી આ સંવતનો પ્રારંભ થયો એમ જણાવ્યું.[૮૩] કેટલાકે મહાક્ષત્રપ ચાષ્ટનને,[૮૪] કોઈકે માલવ રાજા યશોધર્માને,[૮૫] તો માર્શલ જેવાએ ગંધારના શક રાજા અજ ૧ લાને[૮૬] અને જયસ્વાલ જેવાએ ગૌતમીપુત્ર શાતકર્ણીને વિક્રમ સંવતનો સ્થાપક માન્યો.[૮૭] ચોથા સૈકાના અંતભાગમાં ગુપ્ત સમ્રાટ ચંદ્રગુપ્ત ૨ જાએ પશ્ચિમ ભારતના શકો પર વિજય મેળવી ઉજ્જન જીતી લીધું ત્યારથી એ ' શકારિ વિક્રમાદિત્ય ' તરીકે પ્રસિદ્ધ થયો. આથી ચંદ્રગુપ્ત ૨ જા( વિક્રમાદિત્ય ) સાથે 'વિક્રમ સંવત'માંનું 'વિક્રમ' નામ સાંકળવામાં આવ્યું હશે એ મત ઘણો પ્રચલિત છે.

ઉજ્જનના પ્રસિદ્ધ રાજા વિક્રમાદિત્યે માલવ દેશને શકોના શાસનમાંથી મુક્ત કરી ઈ. પૂ. ૫૭-૫૬ માં વિક્રમ સંવત શરૂ કર્યો એવી અનુશ્રુતિ પણ પ્રચલિત છે.[૮૯] પાંડેયના મત અનુસાર વિક્રમ સંવત એ રીતે માલવગણે શરૂ કરેલો, કૃતયુગ જેવા સમય દર્શાવતા આ સંવતને " કૃત સંવત " કહેવામાં આવ્યો ને આગળ જતાં માલવગણના મુખ્ય અગ્રણી વિક્રમનું નામ આ સંવત સાથે જોડવામાં આવ્યું.[૯૦] દિ. ચં. સરકારના મત અનુસાર વિદેશી વંશો દ્વારા સળંગ સંવતની પ્રથા અહીં પ્રચલિત બની; સીથો-પાર્થિયન રાજા વોનોનસે આ સંવત શરૂ કર્યો, જે શરૂઆતમાં કૃત , પછી માલવ પ્રજાને લઈને માલવગણ અને ચંદ્રગુપ્ત ૨ જા(વિક્રમાદિત્ય)ને લઈને વિક્રમ નામે ઓળખાયો.[૯૧]

જે સમયે ઉત્તર ગુજરાતમાં વલભી સંવત પ્રચલિત હતો અને દક્ષિણ લાટમાં રાષ્ટ્રકૂટો દ્વારા શક સંવત પ્રચલિત થવા લાગ્યો તે સમયે ઉત્તર લાટના ચાહમાન રાજા ભર્તૃવડ્ઢ ૨ જાના (વિ.) સં. ૮૧૩ ની મિતિવાળા દાનપત્રમાં વિક્રમ સંવતનો પ્રયોગ એકાએક દેખા દે છે, એની પાછળ સ્પષ્ટ રીતે ત્યાંના ચાહમાન રાજાઓ પર સત્તા ધરાવતા ઉત્તરના ગુર્જર-પ્રતીહાર નરેશોના આધિપત્યની અસર જણાય છે. મૈત્રક કાલ પછી પણ દક્ષિણ સૌરાષ્ટ્રમાં ગુપ્ત-વલભી સંવત ઉપરાંત વિક્રમ સંવત પ્રચલિત થવા લાગ્યો અને એની પાછળ પણ ગુર્જર-પ્રતીહારોની અસર જણાય છે. એ પછી પરમાર અને ચૌલુક્ય (સોલંકી) વંશના શાસન દરમ્યાન ગુજરાતમાં વિક્રમ સંવત ખૂબ પ્રચલિત બન્યો.

વિક્રમ સંવતનું પહેલું વર્ષ ઈ. પૂ. ૫૮-૫૭ બરાબર ગણાય છે. ગુજરાતમાં વિક્રમ સંવતની વર્ષગણના અને માસગણનાની કઈ પદ્ધતિઓ હતી એ નક્કી કરવા ચાહમાન ભર્તૃવડ્ઢ ૨ જાનું (વિ.) સં. ૮૧૩ની મિતિવાળું તામ્રપત્ર ઉપયોગી નીવડતું નથી, કારણ કે એમાં માસનો નિર્દેશ જ કરવામાં આવ્યો નથી.

આ સંદર્ભમાં ઉત્તર ગુજરાતના ચાવડા વંશની અનુશ્રુતિઓમાં આપેલી મિતિઓની ચકાસણી કરવી યોગ્ય ગણાય. અણહિલપાટકના સ્થાપક વનરાજના રાજ્યાભિષેક માટે જુદા જુદા ગ્રંથો તેમજ લેખોમાં જુદી જુદી મિતિઓ દર્શાવેલી છે.[૯૨] વિક્રમ સંવતમાં દર્શાવેલી આ બધી મિતિઓની ગણતરી પરથી માલૂમ પડે છે કે મોટા ભાગની મિતિઓમાં આપેલ તિથિ સાથે વારનો મેળ બેસતો નથી. પ્રાયઃ આ બધી મિતિઓ પછીના સમયમાં ઉપજાવી કાઢેલી માલૂમ પડે છે.

અનુમૈત્રક કાલ દરમ્યાન વિક્રમ સંવતના પ્રયોગવાળા બહુ ઓછા લેખ ઉપલબ્ધ થાય છે. ચાલુક્ય રાજા અવનિવર્મા ૨ જાનું ઊનાવાળું દાનશાસન (વિક્રમ) સં. ૯૫૬ નું છે. સાહિત્યિક લેખોમાં હરિષેણની કૃતિ बृहत्कथा[૯૩] (વિ. સં. ૯૮૯) અને उपमितिभवप्रपञ्च-कथा[૯૪] (વિ.સં. ૯૬૨) ઉપલબ્ધ થાય છે. આ મિતિઓની ગણતરી પરથી માલૂમ પડે છે કે આ કાલ દરમ્યાન વિ. સં. નાં વર્ષોની ગણતરી કાર્તિકાદિ પદ્ધતિ મુજબ થતી હતી. માસગણના વિશે પૂરતી માહિતી પ્રાપ્ત થતી નથી. ચાવડા રાજ્યની અનુશ્રુતિઓમાં આ કાલને લગતી કેટલીક મિતિઓ પ્રાપ્ત થાય છે, પરંતુ ગણતરી પરથી આ મિતિઓ પાછળથી ઉપજાવી કાઢેલી જણાય છે.

સોલંકી કાલ દરમ્યાન ગુજરાતમાં વિક્રમ સંવતનો ઉપયોગ પ્રચુર પ્રમાણમાં થવા લાગ્યો. મૂલરાજના પૂર્વજો પ્રતીહારોના શાસન નીચેના દક્ષિણ રાજસ્થાન-માંના 'ગુર્જરદેશ' સાથે સંકળાયેલા હતા અને પ્રતીહારોના રાજ્યમાં વિક્રમ સંવત પ્રચલિત હતો, આથી ગુજરાતમાં સોલંકી કાલના મોટા ભાગના અભિલેખોમાં તેમજ સાહિત્યિક લખાણોમાં રાજ્યના સંવત તરીકે વિક્રમ સંવતનો વપરાશ થયેલો માલૂમ પડે એ સ્વાભાવિક છે. આ કાલના શિલાલેખો, દાનપત્રો, મૂર્તિલેખો અને પ્રશસ્તિ-ઓમાં વિ. સં. ૧૦૦૫(ઈ.સ. ૯૪૯)થી વિ. સં. ૧૩૫૮(ઈ. સ. ૧૩૦૨) સુધીની મિતિઓ ઉપલબ્ધ થાય છે. આ મિતિઓમાં વર્ષ, માસ, પક્ષ, તિથિ અને વારનો ઉલ્લેખ સામાન્યતઃ જોવા મળે છે; કોઈક વાર અધિક માસ અને સંવત્સરનો પ્રયોગ થયેલો માલૂમ પડે છે; પ્રશસ્તિઓમાં નક્ષત્ર અને યોગનો પ્રયોગ પણ જોવા મળે છે.

ઉત્તર ભારતમાં ચૈત્રાદિ વર્ષ અને પૂર્ણિમાંત માસની પદ્ધતિ પ્રચલિત હતી, જ્યારે ગુજરાતમાં કાર્તિકાદિ વર્ષની પદ્ધતિ છેક મૈત્રક કાલથી વ્યાપક પ્રમાણમાં પ્રચલિત હતી, ને કલચુરિ સંવતની તથા આગળ જતાં મહારાષ્ટ્રમાંથી આવેલ શક સંવતની અસરથી અમાંત માસની પદ્ધતિ પ્રચલિત થઈ હતી, આથી ઉત્તર

ભારતનો વિક્રમ સંવત જ્યારે ગુજરાતમાં પ્રચલિત થયો ત્યારે એની મૂળ પદ્ધતિમાં સ્થાનિક અસરને લઈને પરિવર્તન થતું ગયું.

સોલંકી કાલની ઉપલબ્ધ મિતિઓની ચકાસણી કરતાં માલૂમ પડ્યું છે કે અહીં વિક્રમ સંવતનાં વર્ષ મોટે ભાગે 'ગત' હતાં. એની વર્ષગણનાની પદ્ધતિમાં ચૈત્રાદિ કરતાં કાર્તિકાદિ પદ્ધતિ વધુ પ્રચલિત હતી. કચ્છ અને પશ્ચિમ સૌરાષ્ટ્ર-(હાલાર)માં પ્રાયઃ આષાઢાદિ વર્ષની પદ્ધતિ પ્રચલિત હતી. એવી રીતે આ સંવતની માસગણનામાં પૂર્ણિમાંત પદ્ધતિ કરતાં અમાંત પદ્ધતિ વધુ પ્રચલિત હતી.

સંવત્સરોની ગણતરી પરથી માલૂમ પડ્યું છે કે સંવત્સરચક્રની ગણનામાં સાચા બાર્હસ્પત્ય સંવત્સરોનું ચક્ર પ્રચલિત હતું, જે ઉત્તર ભારતની સ્પષ્ટ અસર દર્શાવે છે. સામાન્યતઃ અધિક માસની ગણતરી બ્રહ્મસિદ્ધાંતની સૂક્ષ્મ પદ્ધતિ અનુસાર થતી હશે એવું અધિકમાસવાળી મિતિઓની ચકાસણી પરથી માલૂમ પડે છે.

સોલંકી કાલ પછીની વિક્રમ સંવતની ઉપલબ્ધ મિતિઓની ચકાસણી કરતાં પણ માલૂમ પડ્યું છે કે આ સંવતનાં વર્ષ પ્રાયઃ 'ગત' હતાં; એનાં વર્ષ પ્રાયઃ કાર્તિકાદિ અને માસ પ્રાયઃ અમાંત હતા.

એકંદરે જોતાં સોલંકી કાલથી વિક્રમ સંવતનો ઉપયોગ ગુજરાતમાં પ્રચુર પ્રમાણમાં જોવા મળે છે. ત્યારથી માંડી અત્યાર સુધી ગુજરાતમાં વિક્રમ સંવત જ વ્યાપક રીતે પ્રચલિત રહેલો છે. બ્રિટિશ શાસનકાલ દરમ્યાન લોકવ્યવહારમાં અન્ય પ્રદેશોની જેમ ગુજરાતમાં ઈસ્વી સન પ્રચલિત થતાં વિક્રમ સંવતનો ઉપયોગ મર્યાદિત થતો જાય છે છતાં ધાર્મિક પ્રસંગોએ એનું મહત્ત્વ ચાલુ રહ્યું છે. ગુજરાતમાં બેસતા વર્ષની ઉજવણી પણ વિક્રમ સંવતના કાર્તિક સુદિ પડવાએ ભારે ધામધૂમથી થતી હોય છે.[૯૫]

વિક્રમ સંવતના વર્ષની બરાબરનું ઈસ્વી સનનું વર્ષ કાઢવા માટે વિક્રમ સંવતના વર્ષમાંથી કાર્તિકથી ડિસેંબર સુધીના સમય માટે ૫૭ અને જાન્યુઆરીથી આસો સુધીના સમય માટે ૫૬ બાદ કરવા પડે છે.[૯૬]

## ૭. સિંહ સંવત

સોલંકી રાજાઓના કેટલાક અભિલેખોમાં સિંહ સંવતનો પ્રયોગ થયેલો માલૂમ પડે છે. આ બધા અભિલેખ સોરઠ(દક્ષિણ સૌરાષ્ટ્ર)માંથી ઉપલબ્ધ થયા છે. આ

સંવતની મિતિઓ સિં. સં. ૩૨ થી ૧૫૧ સુધીની મળે છે.[૯૭] આ મિતિઓમાં 'સિંહ સંવત ' એવું સ્પષ્ટ નામ જોવા મળે છે. એમાં માસ, પક્ષ, તિથિ અને વારનો ઉલ્લેખ માલૂમ પડે છે. આ સંવતની સાથે વિક્રમ કે વલભી સંવતનું વર્ષ પણ આપેલું હોય છે.

સિંહ સંવતની ઉત્પત્તિ વિશે જુદા જુદા વિદ્વાનોએ અલગ અલગ મત રજૂ કર્યા છે. જેમ્સ ટોડ જેવાએ સૌરાષ્ટ્રમાંના દીવના ગોહિલોએ આ સંવત સ્થાપ્યો એમ જણાવ્યું.[૯૮] વલ્લભજી આચાર્યે માંગરોળના ગોહિલ રાજા સહજિગને આ સંવતનો સ્થાપક માન્યો.[૯૯] ગૌ. હી. ઓઝા[૧૦૦] જેવાએ સૌરાષ્ટ્રના મંડલેશ્વર શ્રી સિંહને આ સંવતનો પ્રવર્તક માન્યો, પરંતુ પોરબંદરના કોઈ પણ લેખમાં શ્રી સિંહનો મહામંડલેશ્વર તરીકેનો ઉલ્લેખ જોવા મળતો નથી. પંડિત ભગવાનલાલ ઇંદ્રજીએ સિંહ સંવતને ચૌલુક્ય રાજા સિદ્ધરાજ જયસિંહ સાથે સાંકળ્યો અને જણાવ્યું કે સિદ્ધરાજે સોરઠ અને ખેંગારની જીતની યાદગીરીરૂપે આ સંવત શરૂ કર્યો.[૧૦૧] એક રીતે આ મત વધુ સ્વીકાર્ય છે, છતાં એક મુદ્દો ઉપસ્થિત થાય છે કે સિદ્ધરાજ જયસિંહે આ સંવત શરૂ કર્યો હોય તો પછી સોરઠ પૂરતો જ એનો પ્રયોગ મર્યાદિત કેમ રહ્યો. સંભવતઃ આ સંવત સિદ્ધરાજે સોરઠના વિજયની સ્મૃતિરૂપે શરૂ કર્યો હશે. આ સંવત સોરઠ દેશના કોઈ સ્થાનિક રાજાએ શરૂ કર્યો હોય એ સંભવિત નથી, કારણ કે જો એ સ્થાનિક રાજાએ શરૂ કર્યો હોત તો સૌરાષ્ટ્રના મંડલેશ્વરોએ આ સંવતનો ઉપયોગ ચાલુ રાખ્યો હોત.

હેમચંદ્રના સંસ્કૃત દ્વયાશ્રય કાવ્યમાં[૧૦૨] આવતા ઉલ્લેખ મુજબ કુમારપાલને પૃથ્વીને ઋણમુક્ત કરી નવો સંવત શરૂ કરવાની પ્રેરણા મળી હતી. જયસિંહસૂરિના कुमारपालभूपालचरितમાં[૧૦૩] પણ મૂલરાજ પહેલાના પૂર્વજ સિંહવિક્રમના સંદર્ભમાં આ હકીકત જણાવવામાં આવી છે. ઉપરના ઉલ્લેખો પરથી જણાય છે કે રાજાએ રાજ્યને ઋણમુક્ત બનાવી સંવત શરૂ કરવાનો રહેતો.[૧૦૪] દ્વયાશ્રય કાવ્યમાંના ઉલ્લેખ મુજબ સિદ્ધરાજ જયસિંહે સિદ્ધરસ દ્વારા મેળવેલ સ્વર્ણસિદ્ધિનાં સાધનો દ્વારા પોતાના રાજ્યને કરમુક્ત કરેલું અને એ રીતે એ સિદ્ધરાજ બન્યો હતો.[૧૦૫] આ વિધાનને કુમારપાલને લગતા વિધાન સાથે સાંકળીએ તો એમાંથી એવું ફલિત થાય છે કે સિદ્ધરાજે રાજ્યને ઋણમુક્ત કરી નવો સંવત પ્રવર્તાવ્યો હશે.

ગમે તેમ, આ સંવત માત્ર સોરઠમાં પ્રચલિત રહ્યો એ હકીકત છે, તો સિદ્ધરાજ નવા જીતેલા સોરઠ દેશને જ ઋણમુક્ત કરી શક્યો હશે?

આ સંવતનાં વર્ષો સાથે આપેલાં વિક્રમ સંવત તથા વલભી સંવતનાં વર્ષો પરથી માલૂમ પડે છે કે સિંહ સંવતનો આરંભ વિ. સં. ૧૧૭૦ (વલભી સંવત ૭૯૫) અર્થાત્ ઈ. સ. ૧૧૧૩-૧૪ ના અરસામાં થયેલો.

આ સંવતની વર્ષગણનાની બાબતમાં વલભી સંવત અને વિક્રમ સંવતની સાથે આપેલી એની મિતિઓના એ સંવતોની મિતિઓ સાથેના તફાવત પરથી માલૂમ પડે છે કે સિંહ સંવતનાં વર્ષ કાર્તિકાદિ નહિ, પણ ચૈત્રાદિ કે આષાઢાદિ હતાં, પરંતુ ચૈત્રથી જ્યેષ્ઠ સુધીની કોઈ નિર્ણાયક મિતિ મળી ન હોઈ એ બેમાંથી કઈ પદ્ધતિ અનુસરાતી હશે એ નક્કી થઈ શકતું નથી. આ સંવતની ચકાસણી-ની મિતિઓ બહુ થોડી ઉપલબ્ધ હોવાથી એના માસ પૂર્ણિમાંત હતા કે અમાંત એ પણ હજુ નિશ્ચિત થઈ શક્યું નથી.

હાલ સિંહ સંવતનાં વર્ષ ચૈત્રાદિ હોવાનું ગણીએ, તો એની બરાબરનું ઈસ્વી સનનું વર્ષ કાઢવા સિંહ સંવતના વર્ષમાં ચૈત્રથી ડિસેંબર સુધીના સમય માટે ૧૧૧૩ અને જાન્યુઆરીથી ફાગણ સુધીના સમય માટે ૧૧૧૪ ઉમેરવા પડે.

આ સંવતનો ઉપયોગ સોરઠમાં મર્યાદિત રહેલો; ત્યાં પણ એનો ઉપયોગ વાઘેલા – સોલંકી કાલના અંત સુધીમાં સદંતર લુપ્ત થયો લાગે છે.

## ૮. વીરનિર્વાણ સંવત

જૈનોનાં સાંપ્રદાયિક લખાણોમાં ઘણી વાર 'વીરનિર્વાણ સંવત' પણ પ્રયોજાય છે. આ સંવત ચોવીસમા તીર્થંકર મહાવીર સ્વામીના નિર્વાણથી શરૂ થયો ગણાય છે.[૧૦૭] કેટલીક વાર એને "જિનકાલ" તરીકે પણ ઓળખવામાં આવે છે.

આ સંવતનો ઉલ્લેખ મહાવીર સ્વામીના નિર્વાણ પછીની પહેલી સહસ્રાબ્દીમાં થયો જણાતો ન હોઈ, એ સંવત એ પછી પ્રચલિત થયો લાગે છે.[૧૦૮]

શ્વેતાંબર જૈન કવિ નેમિચંદ્રાચાર્યના "મહાવીરચરિય" (ઈ.સ. ૧૦૮૪)માં જણાવ્યું છે કે વીરનિર્વાણ પછી શક રાજા ૬૦૫ વર્ષ અને ૫ માસે થશે.[૧૦૯] શ્વેતાંબર મેરુતુંગસૂરિએ પોતાની, 'વિચારશ્રેણી''માં નોંધ્યું છે કે જિનકાલ વિક્રમની પહેલાં ૪૭૦ વર્ષે શરૂ થયો.[૧૧૦] દિગંબર સંપ્રદાયના નેમિચંદ્ર રચેલા "તિલોયસાર"(૧૧મી સદી)માં પણ "મહાવીરચરિય"ના જેવો ઉલ્લેખ કરેલો છે.[૧૧૧] દિગંબર જિનસેનસૂરિના 'હરિવંશપુરાણ'માં તથા મેઘનંદિના 'શ્રાવકાચાર'માં પણ વીરનિર્વાણ પછી ૬૦૫ વર્ષે શક રાજા થવાનો ઉલ્લેખ છે.

આમ શ્વેતાંબર તથા દિગંબર સંપ્રદાયમાં વીરનિર્વાણ સંવતનો આરંભ વિક્રમ સંવતની પૂર્વે ૪૭૦ વર્ષ પહેલાં અને શક સંવતની પૂર્વે ૬૦૫ વર્ષ અને ૫ માસ પહેલાં થયો હોવાની પરંપરા લાંબા કાલથી પ્રચલિત છે. મહાવીર સ્વામીનું નિર્વાણ દિવાળીને દિવસે થયું ગણાતું હોઈ આ સંવત કાર્તિક સુદિ ૧ થી શરૂ થયો ગણાય છે, આથી વિક્રમ સંવતના કાર્ત્તિકાદિ વર્ષમાં હમેશાં ૪૭૦ ઉમેરવાથી વીરનિર્વાણ સંવતનું વર્ષ આવે છે, જ્યારે શક સંવતના વર્ષમાં ચૈત્રથી આસો સુધી ૬૦૪ અને કાર્તિકથી ફાગણ સુધી ૬૦૫ ઉમેરવા પડે.[૧૧૩] વીર નિર્વાણ સંવતના વર્ષમાંથી કા. સુ. ૧ થી ૩૧ મી ડિસેંબર સુધી ૫૨૭ અને ૧ લી જાન્યુઆરીથી ફા. વ. ૩૦ સુધી ૫૨૬ બાદ કરવાથી ઈસ્વી સનનું વર્ષ આવે છે.[૧૧૪]

આ સંવત બહુધા જૈન ગ્રંથોમાં અને ક્વચિત્ જૈન અભિલેખોમાં પ્રયોજાયો છે.[૧૧૫] જૈન પંચાંગમાં વીરનિર્વાણ સંવત તથા વિક્રમ સંવતનાં વર્ષ આપવામાં આવે છે.

## ૯. હિજરી સન

અર્જુનદેવના વેરાવળવાળા લેખમાં આ સંવતનો સૌ પ્રથમ પ્રયોગ થયેલો જોવા મળે છે.[૧૧૬] આ લેખમાં આ સંવતનું નામ बोधकर रसूल महंमद संवत् એવું આપવામાં આવ્યું છે. પયગંબર મહંમદની હિજરતથી શરૂ થયેલા આ સંવતને હાલ 'હિજરી સન' તરીકે ઓળખવામાં આવે છે. ગુજરાતમાં આ સંવતના પ્રયોગવાળો આ સૌથી પ્રથમ લેખ છે.[૧૧૭] આ લેખમાં આ સંવતની સાથે બીજા ત્રણ સંવતો—વિક્રમ, વલભી અને સિંહ—નો પણ ઉલ્લેખ થયેલો છે; જોકે આ લેખમાં માસ અને તિથિનો નિર્દેશ ભારતીય પ્રણાલી અનુસાર થયો છે.

હિજરી સન મૂળ અરબસ્તાનમાં ઉત્પન્ન થયેલો. 'હિજરી' શબ્દ "हिज्र्" ધાતુ પરથી બનેલ છે, જેનો અર્થ છૂટા પડવું એવો થાય છે. ઇસ્લામના સ્થાપક મહમ્મદ પયગંબરે મક્કાથી મદીના હિજરત કરી ત્યારથી આ સંવતનો આરંભ થયેલો મનાય છે. મહમ્મદ સાહેબે ઈ. સ. ૬૨૨ ની ૨૨ મી સપ્ટેંબરે એટલે કે ઇસ્લામના પ્રથમ રબિયા માસના ૯ મા દિવસે મક્કાથી હજ શરૂ કરેલી, પરંતુ હિજરી સંવતની શરૂઆત ઈ. સ. ૬૨૨ ની ૧૫ મી જુલાઈ[૧૧૮] એટલે કે ઇસ્લામના પહેલા માસ મહોરમના પ્રથમ દિવસથી અર્થાત્ મહમ્મદ પયગંબરની હજના આરંભના દિવસથી ૬૮ દિવસ વહેલી થયેલી માનવામાં આવે છે.[૧૧૯]

આરંભમાં હિજરી સનનાં વર્ષ ચાંદ્ર-સૌર હતાં. મહમ્મદ પયગંબરના જીવનના અંતભાગ સુધી અર્થાત્ હિ. સ. ૧૦ (ઈ.સ. ૬૩૨) સુધી આ સંવતમાં અધિક માસ ઉમેરવામાં આવતો. જ્યોતિષશાસ્ત્રની દૃષ્ટિએ ૮ વર્ષમાં ૩ વખત અથવા ૧૯ વર્ષમાં ૭ વખત અધિક માસ ઉમેરવામાં આવતા, પરંતુ આ અધિક માસને લીધે અરબ લોકો ગૂંચવણમાં પડવા લાગ્યા અને ધીરે ધીરે અધિક માસ નાબૂદ કરી ૧૨ ચાંદ્ર માસનું હિજરી વર્ષ ગણાવું શરૂ થયું.

અરબસ્તાનમાં દિવસો સૂર્યાસ્તથી શરૂ થતા અને બીજા દિવસના સૂર્યાસ્ત સમયે પૂરા થતા. મહિનાનો આરંભ પણ ચંદ્રની પહેલી કલાના દર્શનથી થતો. હિજરી સનના માસની લંબાઈ ૨૯ દિવસ, ૧૨ કલાક, ૪૪ મિનિટ અને ૨ સેકન્ડ[૧૨૦] હોવાથી એના માસ એકાંતરે ૩૦ દિવસના અને ૨૯ દિવસના ગણાય છે, પરંતુ ચાંદ્ર માસનું પ્રમાણ ૨૯½ દિવસ કરતાં ૪૪ મિનિટ વધારે હોઈ દરેક ૩૦ વર્ષમાંથી ૧૧ વર્ષમાં છેલ્લા મહિનામાં ૧ દિવસ ઉમેરવામાં આવે છે. જો હિજરી સંવતના વર્ષને ૩૦ વડે ભાગતાં શેષ ૨, ૫, ૭, ૧૦, ૧૩, ૧૬, ૧૮, ૨૧, ૨૪, ૨૬ કે ૨૯ રહે તો જ "પ્લુત વર્ષ" ગણાય. એમાં છેલ્લો માસ ૨૯ ને બદલે ૩૦ દિવસનો ગણવામાં આવે છે.[૧૨૧]

ચાંદ્ર વર્ષ સૌર વર્ષ કરતાં ૧૧ દિવસ ટૂંકું હોઈ સૌર વર્ષનાં માસ અને ઋતુઓ સાથે એનો મેળ મળતો નથી, આથી હિજરી સનનું વર્ષ વિક્રમ સંવતના ચાંદ્ર-સૌર વર્ષ અને ઈસ્વી સનના સૌર વર્ષ કરતાં આગળ જતું જાય છે, આથી વિક્રમ સંવત તથા ઈસ્વી સન અને હિજરી સન વચ્ચેનું અંતર ઘટતું જાય છે. હિજરી સનનું પહેલું વર્ષ ઈ. સ. ૬૨૨ માં શરૂ થાય છે, જ્યારે અર્જુનદેવના લેખમાં આવતા હિજરી સંન ૬૬૨ અને ઈસ્વી સન વચ્ચેનું અંતર ૬૦૨ રહે છે. એ જ પ્રમાણે હિજરી સનનું ૧ લું વર્ષ વિક્રમ સંવતના ૬૭૭ વર્ષ પછી શરૂ થાય છે, જ્યારે હિજરી સન ૬૬૨ અને વિક્રમ સંવત ૧૩૨૦ વચ્ચેનો તફાવત ૬૫૮ નો રહે છે. આમ વિક્રમ સંવત અને હિજરી સન[૧૨૨] તેમજ ઈસ્વી સન અને હિજરી સન વચ્ચેનો તફાવત એકસરખો રહેતો નથી.

હિજરી સન ૬૬૨ વાળા લેખમાં આ સનના મહિના અને તારીખનો ઉલ્લેખ કરવામાં આવ્યો નથી, પરંતુ વિક્રમ સંવતની સાથે આ સંવતનો પ્રયોગ થયો હોવાથી અને ભારતીય પ્રણાલિનાં માસ, તિથિ અને વારનો ઉલ્લેખ થયો હોઈ વિક્રમ સંવતનાં વર્ષ કાર્તિકાદિ હતાં એમ સાબિત કરવામાં હિજરી સનનું વર્ષ સહાયરૂપ થયું છે.

## ૧૦. આર્મેનિયન સંવત

ગુજરાતમાં આર્મેનિયન ખ્રિસ્તીઓ મુઘલ કાલમાં વસતા હતા.[૧૨૩] અમદાવાદ,[૧૨૪] સુરત[૧૨૫] વગેરે સ્થળોએ એમની કબરો આવેલી છે.

આ સંવતનો પ્રસાર કરનાર આર્મેનિયન લોકોનો પ્રદેશ આર્મેનિયા કાળા સમુદ્રની દક્ષિણે તેમજ ઈરાનની ઉત્તરપશ્ચિમે આવેલ છે. આર્મેનિયન લોકોનો સંવત 'આર્મેનિયન સંવત' તરીકે ઓળખાય છે.

આ સંવતનો આરંભ ૧૧ મી જુલાઈ, ઈ. સ. ૫૫૨ થી થયેલો મનાય છે. વ્યવહારમાં આર્મેનિયન લોકોએ ઇજિપ્તના જૂના સંવતનાં અનિશ્ચિત વર્ષોનો પ્રયોગ કર્યો, પરંતુ ધાર્મિક રીતે તો જુલિયન કૅલેન્ડરનાં વર્ષો મુજબ તેઓ ગણતરી કરતા. એ અનુસાર દર ચોથું વર્ષ ૩૬૬ દિવસનું હોય છે, આથી તહેવારો બધી જ ઋતુઓમાં અને વ્યવહારમાં એક જ વખતે આવે છે. આર્મેનિયન લોકો યુરોપિયનો સાથેના વ્યવહારમાં આર્મેનિયન સંવત અને જુલિયન કૅલેન્ડરનાં વર્ષોનો પ્રયોગ કરતા.[૧૨૬]

આ સંવતના મહિના તેમજ દિવસ જુદી રીતે ગણાતા, પરંતુ અહીં પ્રયોજાયેલી મિતિઓ તો ઈસ્વી સનનાં મહિના અને તારીખો પ્રમાણે ગણાતી. ઈસ્વી સન અને આ સંવત વચ્ચેનો તફાવત ૫૫૨ નો રહે છે, એટલે કે આ સંવતના વર્ષમાં ૫૫૨ ઉમેરવાથી ઈસ્વી સનનો આંકડો મેળવી શકાય છે.

## ૧૧. ખ્રિસ્તી સંવત

ખ્રિસ્તી સંવત હાલ સમસ્ત પૃથ્વી ઉપર અતિપ્રચલિત છે. એનો આરંભ રોમ શહેરની સ્થાપનાના ૭૫૪ મા વર્ષની પહેલી જાન્યુઆરીથી થયેલો મનાય છે. આ સંવત જેમની સાથે સંકળાયેલ છે તે ઈસુ ખ્રિસ્તનો જન્મ ત્યારે રોમ-સ્થાપનાના ૭૫૩ મા વર્ષની ૨૫મી ડિસેંબરે થયેલો માનવામાં આવેલો. આગળ જતાં સંશોધનના પરિણામે એમનો જન્મ વસ્તુતઃ એની પહેલાં ૪ (કે ૮ ) વર્ષ વહેલો, પ્રાયઃ ઈ. પૂ. ૪ના ૫ મી એપ્રિલ ને શુક્રવારે થયેલો એમ પ્રતિપાદિત થયું છે.[૧૨૭]

આ સંવતનો પ્રવર્તક ઇટાલીનો શક જાતિનો ડિઓનિસીસ એક્સીગસ નામનો સાધુ ( લગભગ ઈ. સ. ૪૯૬–૫૪૦ ) હતો. એણે ઈ. સ. ૫૨૫ માં પોપ સેઈન્ટ જોન ૧ લાની વિનંતીથી ઈ સ. ૨૮ થી શરૂ થતા એલેક્ઝાન્દ્રિયન સંવતમાં સુધારો કરી ઈસુ ખ્રિસ્તના જન્મથી ગણના કરી ખ્રિસ્તી સંવતનો આરંભ કર્યો.

કાલગણકો ઈ. પૂ ૧ લી સદી અને ઈ. સ. ની ૧ લી સદી વચ્ચે શૂન્ય વર્ષનો સ્વીકાર કરતા નથી.[૧૨૮]

ખ્રિસ્તી સંવતમાં ઇતિહાસ અને કાલગણનાનું સંકલન હોવાથી એ ખૂબ જ પ્રચલિત બન્યો. ઇંગ્લૅંડમાં એ ૮ મી સદીથી અને ફ્રાન્સ, બેલ્જિયમ, જર્મની તેમજ સ્વિટ્ઝર્લૅંડમાં ૮ મી સદીથી તથા બીજા ઘણા ખ્રિસ્તી દેશોમાં ઈ. સ. ૧૦૦૦ થી પ્રચલિત બન્યો. સ્પેનના ઘણાખરા ભાગોમાં ઈ. સ. ની ૧૪ મી સદી થી અને ગ્રીસમાં ૧૫ મી સદી પછીથી આ સંવત પ્રયોજાવા લાગ્યો.[૧૨૯]

આ સંવતનું વર્ષ ૩૬૫ (પ્લુત વર્ષમાં ૩૬૬) દિવસોનું હોઈ સૌર ગણતરીનું છે. એના જાન્યુઆરી ફેબ્રુઆરી માર્ચ વગેરે બાર મહિના છે. એમાં અમુક માસ ૩૧ દિવસના,[૧૩૦] તો બીજા અમુક માસ ૩૦ દિવસના[૧૩૧] છે, જ્યારે ફેબ્રુઆરી માસ સામાન્ય રીતે ૨૮ દિવસનો હોય છે. આ રીતે વર્ષ ૩૬૫ દિવસનું થાય છે, પરંતુ સૌર વર્ષ લગભગ ૩૬૫¼ દિવસનું હોઈ દર ચાર વર્ષે ફેબ્રુઆરીમાં ૨૯ મો દિવસ ઉમેરવામાં આવે છે. આ વર્ષને પ્લુત વર્ષ (leap-year) કહે છે. જે વર્ષની સંખ્યાને ચારથી ભાગતાં શેષ ન વધે તે વર્ષને પ્લુત વર્ષ ગણાવામાં આવે છે; જેમકે ઈ.સ. ૧૯૬૮, ૧૯૭૨, ૧૯૭૬ વગેરે.[૧૩૨] તારીખ મધ્યરાત્રિથી મધ્યરાત્રિની ગણાય છે.

યુરોપીયોના વસવાટ તથા શાસન દ્વારા આ સંવત ધીમે ધીમે ભારતમાં પ્રચલિત થયો. ઈ. સ. ૧૮૧૮ થી શરૂ થતા બ્રિટિશ શાસન દરમ્યાન એ ગુજરાતમાં પણ પ્રચલિત થયો. દેશ સ્વતંત્ર થયા પછી પણ, એનાં શતકોના રૂઢ ઉપયોગને લઈને તથા એના આંતરરાષ્ટ્રિય પ્રસારને લઈને, વ્યવહારમાં ઈસ્વી સનનો ઉપયોગ ઘણો વ્યાપક થયેલો છે, આથી ભારતીય ઇતિહાસમાં પણ કાલગણના પ્રાયઃ ઈસ્વી સનમાં આપવામાં આવે છે.

ઈસ્વી સનનાં વર્ષ સૌર હોઈ એમાં ઋતુકાલ બરાબર જળવાય છે,[૧૩૩] પરંતુ એના મહિનાઓના આરંભ-અંત કૃત્રિમ હોઈ એમાં સૂર્યની સંક્રાંતિનો કે ચંદ્રની કક્ષાની વધઘટનો ખ્યાલ આવતો નથી. વળી એના મહિનાઓની તારીખોની સંખ્યાનો ક્રમ ઘણો અનિયમિત અને અટપટો છે, આથી વિશ્વપંચાંગ-(World Calendar)ની સૂચિત યોજનામાં એના અમુક મહિના સળંગ રીતે ૩૦-૩૦ દિવસના અને બાકીના મહિના સળંગ રીતે ૩૧-૩૧ દિવસના રાખવાની ભલામણ કરવામાં આવી છે, જેથી એની સંખ્યા યાદ રાખવી ને ગણવી સરળ પડે.[૧૩૬]

## ૧૨. રાષ્ટ્રિય પંચાંગ ( National Calendar )

ભારતમાં હાલ કાલગણનાની અનેક જુદી જુદી પદ્ધતિઓ ચાલે છે. એ સર્વ પદ્ધતિઓનો તુલનાત્મક અભ્યાસ કરી સમગ્ર દેશ માટે એક શુદ્ધ અને એકસરખી પદ્ધતિ સૂચવવા માટે ભારત સરકારે ૧૯૫૨માં અધ્યા. મેઘનાદ શહાના પ્રમુખપદે 'પંચાંગ–સુધારા સમિતિ' નીમી હતી. એનો અહેવાલ ૧૯૫૪ માં સરકારને સુપરત કરવામાં આવેલ.[૧૩૭] આ નવી યોજનાનો અમલ ૧૯૫૭ ની ૨૨ મી માર્ચ ને શુક્રવારથી થયેલ છે.

આ પંચાંગ–પદ્ધતિ નીચે મુજબ છે:

(૧) દેશના જુદા જુદા ભાગોમાં જે જુદા જુદા સંવત ચાલે છે તેઓમાંથી 'શાલિવાહન શક' તરીકે ઓળખાતા શક સંવતને રાષ્ટ્રિય પંચાંગ માટે પસંદ કરવામાં આવ્યો છે. આ સંવત ભારતના ઘણા ભાગમાં પ્રચલિત છે અને જ્યોતિષીઓએ એને પહેલેથી અપનાવેલ છે. એમાં ૭૮–૭૯ ઉમેરવાથી ઈસ્વી સનનું અને ૧૩૪–૧૩૫ ઉમેરવાથી વિક્રમ સંવતનું વર્ષ આવે છે.

(૨) આ સંવતનાં વર્ષ સૂર્યની વાર્ષિક ગતિ અનુસાર ગણાય છે. એ વર્ષનો આરંભ સામાન્ય રીતે વસંતસંપાત પછીના દિવસે થાય છે. વસંતસંપાત સૂર્યની સાયન મેષ સંક્રાંતિએ, અર્થાત્ ૨૧ મી માર્ચના ચોવીસ કલાક દરમ્યાન અધવચ થતો હોય છે, તેથી રાષ્ટ્રિય પંચાંગનું વર્ષ સામાન્યતઃ ૨૨ મી માર્ચે શરૂ કરવામાં આવે છે.

(૩) સામાન્ય વર્ષ ૩૬૫ દિવસનું હોય છે. દર ચાર વર્ષે એમાં એક દિવસ ઉમેરવામાં આવે છે. શક સંવતના જે વર્ષમાં ૭૮ ઉમેરતાં સરવાળાને ( અર્થાત્ એ સમયે ચાલતી ઈસ્વી સનની સંખ્યાને ) ચાર વડે નિઃશેષ ભાગી શકાય તે વર્ષને 'પ્લુત વર્ષ' ગણી એમાં એક દિવસ ઉમેરાય છે; દા.ત. શક વર્ષ ૧૮૯૦, ૧૮૯૪, ૧૮૯૮ વગેરે. પરંતુ જ્યારે સરવાળાનો ૧૦૦ વડે ભાગ ચાલતો હોય ત્યારે એને ૪૦૦ વડે ભાગી શકાતો હોય તો જ 'પ્લુત વર્ષ' ગણવામાં આવે છે, નહિ તો એ સામાન્ય વર્ષ ગણાય છે; દા.ત. શક વર્ષ ૧૯૨૨, ૨૦૨૨, ૨૧૨૨, ૨૨૨૨, ૨૩૨૨ ઇત્યાદિમાં માત્ર ૧૯૨૨ અને ૨૩૨૨ 'પ્લુત વર્ષ' ગણાશે, બાકીનાં સામાન્ય ગણાશે. આ ગણતરી સ્પષ્ટતઃ તે તે શક વર્ષે આવતા ઈસ્વી સનના વર્ષ પ્રમાણે રાખવામાં આવી છે.

(૪) વર્ષના બાર માસ છે, જેના આરંભ–અંત સૂર્યની સંક્રાંતિના દિવસની નજીક આવે છે. એમાં પહેલો માસ સામાન્યતઃ ૩૦ દિવસનો ને પ્લુત વર્ષ હોય ત્યારે ૩૧ દિવસનો હોય છે. પ્લુત વર્ષ હોય ત્યારે એનો આરંભ ૨૨ મી માર્ચને બદલે ૨૧ મી માર્ચે થાય છે. પછીના પાંચ માસ ૩૧–૩૧ દિવસના ને એ પછીના છ માસ ૩૦–૩૦ દિવસના ગણાય છે, આથી દરેક માસ હમેશાં મુકરર તારીખે જ શરૂ થાય છે. આ માસ સાયન વર્ષના હોઈ ઋતુકાલ સાથે એનો પૂરો મેળ રહે છે.

(૫) આ મહિના સૌર હોવા છતાં એને ચાંદ્ર મહિનાઓનાં નામ આપવામાં આવ્યાં છે,[૧૩૮] પરંતુ આ મહિના ચંદ્રની કલાની વધઘટ દર્શાવતા નથી.

(૬) દિવસના આરંભ–અંત મધ્યરાત્રિથી મધ્યરાત્રિના ગણાય છે.

રાષ્ટ્રિય પંચાગનો ઉપયોગ સરકારે પોતાના પત્રવ્યવહારમાં તથા આકાશવાણીમાં ઈસ્વી સનની સાથે સાથે કરવા માંડ્યો છે, આથી કેલેન્ડરો તથા પંચાંગોમાં એનો સમાવેશ કરવામાં આવે છે, પરંતુ આ પદ્ધતિ લોકોમાં પ્રચલિત થતી નથી. આખા દેશમાં કાલગણનાની એકસરખી પદ્ધતિ પ્રચલિત થાય એ હેતુ સ્પષ્ટતઃ આવકાર્ય છે ને ભારતીય પરંપરાના ચોકઠામાં રાખી એને ઘણું વૈજ્ઞાનિક સ્વરૂપ આપવામાં આવ્યું છે, પરંતુ ભારતનાં લગભગ બધાં ધાર્મિક વ્રતો તથા તહેવારો ચાંદ્ર માસની તિથિ પ્રમાણે ગણાય છે, આથી એ માટે તો ચાંદ્ર માસવાળા પંચાંગની જરૂર ચાલુ રહે છે. ને લૌકિક વ્યવહારમાં ઈસ્વી સનનો ઉપયોગ લાંબા કાલથી ઘણો રૂઢ થયો હોઈ તેમજ વધતા જતા આંતરરાષ્ટ્રિય વ્યવહારને લઈને એનો ઉપયોગ દિનપ્રતિદિન વધતો જતો હોઈ, અનેક પ્રદેશોની ભિન્ન ભિન્ન પરંપરાઓના મિશ્રણવાળી આ નવી પદ્ધતિ લોકવ્યવહારમાં ભાગ્યેજ પ્રચલિત થાય એમ છે.

## પાદટીપો

૧. ખારવેલના લેખમાં આવતા "मुरिय-काले" એવા એક સંભવિત પાઠ પરથી કેટલાકે 'મૌર્ય કાલ' નામે સંવત હોવાનું અનુમાન તારવેલું અને એ સંવત ચંદ્રગુપ્ત મૌર્યે શરૂ કરેલો હોવાનું ધારેલું (Pandey, *Indian Palaeography*, p. 187, n. 1–2). પરંતુ "मुरिय-काले" એ પાઠ સંદિગ્ધ જ નહિ, અસ્વીકાર્ય ગણાય છે (Barua, *Old Brahmi Inscriptions in the Udayagiri-Khandagiri Caves*, p. 4).

૨. સાતવાહન રાજાઓના અભિલેખોમાં પણ એ જ પદ્ધતિ રહેલી છે.

૩. D. C. Sircar, *Select Inscriptions*, Book II, Nos. 58, 62

૪. Ghosh, *PIHC*, 1931, p. 122; Altekar, *PIHC*, 1950, pp. 39 ff.; Sudhakar Chattopadhyay, *Sakas in India*, pp. 43 ff,; K. A. Nilkanta Sastri, *Comprehensive History of India*, Part II, p. 310

૫. કનિંગહમે ક્ષહરાત ક્ષત્રપોના અભિલેખોમાં પ્રયોજાયેલા સંવતને વિક્રમ સંવત માન્યો (*Numismatic Chronicles*, 1888, p. 232). જ્યારે રેપ્સને (*JRAS*, 1899, p. 365), ભાંડારકરે (*IA*, 1918, pp. 76 ff.) અને રાયચૌધરીએ (*PHAI*, pp. 488 f.) આ સંવતને શક સંવત માન્યો.

૬. *JASB (NS)*, No. 47, p 95

૭. જમીનદાર, "ક્ષત્રપકાલીન ગુજરાત : ઇતિહાસ અને સંસ્કૃતિ", પૃ. ૧૮૯, પા. ટી. ૧૧૦

૮. Fergusson, *JRAS*, Vol. XII, pp. 259 ff.; Oldenburg, IA, Vol X, p. 214; Rapson, *CICBM*, p. 105, f. n. 4; Banerji, *IA*, Vol. XXXVII, p. 25; Raychaudhuri, *PHAI*, pp. 296 ff.; Ghosh, *IHQ*, Vol. V, p 49; J. E. Van Lohuizen De Leeuw, *The Scythian Period*, Chapters I and 7; Sudhakar Chattopadhyay, *EHNT*, p. 78; Sircar, *Indian Epigraphy*, pp. 258 ff.

૯. Bhau Daji, *JBBRAS*, Vol. IX, pp. 139 ff; Indraji, *BG*, Vol. 1, Part 1, pp. 26 f.; Fleet, *JRAS*, 1913, pp. 966 ff.

૧૦. Cunningham, *NC*, 1888, p. 232; 1892, p. 44; Dubreuil, *AHD*, p. 35

૧૧. D. R. Bhandarkar, *JBBRAS*., Vol. XX, pp. 269 ff.

૧૨ Sten Konow, *EI*, Vol. XIV, p. 141

૧૩. शकनृपतिराज्याभिषेकसंवत्सर (વર્ષ ૫૦૦), शकनृपतिसंवत्सर (વર્ષ ૫૩૪), शकनृपसंवत्सर(વર્ષ ૭૩૫), शकनृपकाल(વર્ષ ૭૧૬), शक संवत् (વર્ષ ૮૩૨) (Pandey, *Indian Palaeography*, p. 191)

શક સંવત સાથે શાલિવાહન નામ તો ઘણું મોડું સંકળાયું. આ નામનો પ્રયોગ સૌ પ્રથમ કન્નડ ભાષામાં લખાયેલ સોમરાજની કૃતિ(શક સં. ૧૧૪૪–ઈ. સ. ૧૨૨૨)માં મળે છે. અભિલેખોમાં સૌ પ્રથમ પ્રયોગ યાદવ રાજા કૃષ્ણનાં તાસગાંવ દાનપત્રો(શક સં. ૧૧૭૨-ઈ. સ. ૧૨૫૧)માં જોવા મળે છે (Sircar, *IE*, p. 262).

હવે 'शक' ને 'शाक' એ શબ્દ સંવતના સામાન્ય અર્થમાં પ્રયોજાવા લાગ્યા.

૧૪. *IA*, Vol XVII, p. 208

૧૫. ગત વર્ષોની પદ્ધતિ એટલે વર્ષસંખ્યા આપવામાં વર્તમાન (ચાલુ) વર્ષની નહિ, પણ ગત (વ્યતીત) વર્ષ, અર્થાત્ છેલ્લા પૂરા થયેલ વર્ષની સંખ્યા ગણાય એ પદ્ધતિ; દા. ત. ગત પદ્ધતિએ વર્ષ ૧૯૯૦ = વર્તમાન પદ્ધતિએ વર્ષ ૧૯૯૧.

૧૬. તામિલનાડમાં શક સંવતમાં વર્તમાન વર્ષોની પદ્ધતિ હજુ પણ જળવાઈ રહી છે (Fleet, *CII*, Vol. III, p 141).

૧૭. *IA*, Vol. XVII, p. 208

૧૮. દા. ત. શક વર્ષ ૧૮૯૦ની બરાબર ઈ. સ.નું વર્ષ કાઢવું હોય તો એ વર્ષના ચૈત્ર સુદિ ૧(૨૯મી માર્ચ)થી પોષ સુદિ ૧૨ (૩૧મી ડિસેંબર) સુધી ઈ. સ. ૧૯૬૮ આવે, જ્યારે પોષ સુદ ૧૩(૧લી જાન્યુ.)થી ફાગણ વદ ૩૦ (૧૮મી માર્ચ) સુધી ઈ. સ. ૧૯૬૯ આવે

૧૯. દા. ત. શક વર્ષ ૧૮૯૦ના ચૈત્ર સુદિ ૧ થી આસો વદિ ૩૦ સુધી વિ. સં. ૨૦૨૪ અને શક વર્ષ ૧૮૯૦ના કારતક સુદ ૧ થી ફાગણ વદ ૩૦ સુધી વિ. સં. ૨૦૨૫ આવે.

૨૦. અર્થાત્ ચૈત્ર માસથી શરૂ થતાં.

૨૧. અર્થાત્ પૂર્ણિમાની તિથિથી પૂરા થતા.

૨૨. અર્થાત્ અમાવાસ્યાની તિથિથી પૂરા થતા.

૨૩. ओझा, भाप्रालि, पृ. १७३

૨૪. લાટના રાષ્ટ્રકૂટ રાજા કક્ક બીજાનાં આંતરોલી-છારોલી તામ્રપત્રોમાં મિતિ શક સંવત ૬૭૯(ઈ. સ. ૭૫૭)ની છે (*JBBRAS*, Vol. XVI, pp. 105 ff.).

૨૫ જિનભદ્રગણિ ક્ષમાશ્રમણના विशेषावश्यकभाष्य માં કૃતિના રચનાકાલની મિતિ શક સં. ૫૩૧(ઈ. સ. ૬૦૯)ની, જિનદાસગણિ મહત્તરની नन्दीसूत्रचूर्णि માં શક સં. ૫૯૮ (ઈ. સ. ૬૭૬-૭૭)ની, ઉદ્યોતનસૂરિની कुवलयमाला માં શક વર્ષ ૭૦૦(ઈ. સ. ૭૭૯)ની અને જિનસેનસૂરિના हरिवंशपुराण માં શક સં. ૭૦૫(ઈ. સ. ૭૮૩-૮૪)ની જણાવેલ છે.

૨૬. આ સંવતની સાથે "શક" શબ્દ પ્રયોજાયો હોય તેવો સૌ પ્રથમ ઉલ્લેખ ઉત્તર ભારતમાં વરાહમિહિરની "पञ्चसिद्धान्तिका" માં જોવા મળે છે, જ્યારે દક્ષિણ ભારતમાં ચાલુક્ય રાજા પુલકેશી ૧લાના શક સં. ૪૬૫(ઈ. સ. ૫૪૩) ની મિતિવાળા અભિલેખમાં જોવા મળે છે ( Sircar, *IE*, p. 259, f. n. 2).

૨૭. દખ્ખણમાં ચાલુક્ય રાજાઓએ સૌ પ્રથમ શક સંવતનો પ્રયોગ કર્યો હોવાનો ઉલ્લેખ પુલકેશી પહેલાના શક સં. ૪૬૫(ઈ. સ. ૫૪૩)ની મિતિવાળા બાદામીના ખડક લેખ(Sircar, *IE*, p. 259)માં મળે છે.

દખ્ખણના પ્રાચીન ચાલુક્યોએ આ સંવત ગુજરાતમાંથી અપનાવ્યો હોવો સંભવે છે એવું મિરાશીએ સૂચવ્યું છે (V. V. Mirashi, *Studies In Indology*, Vol. II, pp. 95 ff.).

૨૮. આમાંના દરેક સંવત્સરને અલગ નામ આપવામાં આવ્યું છે.

આ સંવત્સરચક્રને સામાન્યતઃ 'બાર્હસ્પત્ય સંવત્સરચક્ર' તરીકે ઓળખવામાં આવે છે, પરંતુ દક્ષિણ ભારતમાં જે સંવત્સરચક્ર પ્રચલિત છે તે વસ્તુતઃ સાઠ સૌર વર્ષોનું છે, જ્યારે ઉત્તર ભારતમાં સાચા બાર્હસ્પત્ય સંવત્સર પ્રયોજાય છે. બંને પદ્ધતિઓમાં સંવત્સરોનાં નામ સરખાં છે, પરંતુ દક્ષિણ ભારતમાં એનો આરંભ પ્રભવ સંવત્સરથી થાય છે, જ્યારે ઉત્તર ભારતમાં વિજય સંવત્સરથી થાય છે. શક સંવત સાથે વપરાયેલા સંવત્સર દક્ષિણ ભારતની પદ્ધતિના છે.

૨૯. V. B. Ketkar, *Indian and Foreign Chronology*, p. 42

૩૦. તરણેતરનો શિલાલેખ, જે ગાયકવાડના સેનાપતિ વિઠ્ઠલ બાબાજીને લાગતો છે, તેમાં પહેલાં શક વર્ષ અને પછી સંવતનું વર્ષ આપેલું છે. આ લેખ ઈ. સ. ૧૮૧૧ નો છે (*Inscriptions of Kathiawad*, No. 185).

૩૧. રાષ્ટ્રિય પંચાગની પદ્ધતિનો પરિચય આ પ્રકરણને અંતે આપવામાં આવ્યો છે.

૩૨. R. N. Mehta and S. N. Chowdhary, 'Preliminary Note on the Excavations of the Devnimori Stupa,' *JOI*, Vol. XII, pp. 173 ff.

૩૩. Sircar, 'The Reckoning of the Kathika Kings,' *JOI*, Vol. XIV, p. 337

૩૪. જુઓ નીચે સંવત નં. ૫.

૩૫. K. V. Soundara Rajan, 'Andhra Ikshvaku Chronology and its Significance for Early History of Gujarat,' *JGRS*, Vol. XXV, p. 289

૩૬. K. F. Sompura, 'The Problem of the Kathika Dynasty in Gujarat,' *JOI*, Vol. XV, pp. 62 ff.

૩૭. Fleet, *Corpus Inscriptionum Indicarum*, Vol. III, No. 14; Sircar, *Select Inscriptions*, Vol. I, Book III, No. 25; ગિ. વ. આચાર્ય, "ગુજરાતના ઐતિહાસિક લેખો," નં. ૧૫

૩૮. Fleet, *CII*, Vol. III, pp. 29 ff.

૩૯. ગુપ્ત સંવતના આરંભકાલ વિશે કેટલાક વિદ્વાનો ભિન્ન ભિન્ન મંતવ્યો ધરાવે છે ને ગુપ્તકાલની મિતિઓની ગણતરી પરથી એને બદલે બીજા જુદા જુદા આરંભકાલ સૂચવે છે. કનિંગહમે ગુપ્ત સંવતના આરંભ માટે ઈ. સ. ૧૬૬-૬૭ નું વર્ષ ગણાવ્યું હતું (*ASI*, Vol. X, pp. 111 f.; *A Book of Indian Eras*, pp. 53 ff.), શામ શાસ્ત્રીએ ગુપ્ત-વલભી સંવતના આરંભ માટે ઈ. સ. ૨૦૦-૦૧ નું વર્ષ રજૂ કર્યું હતું (*MAD, An. Rep.*, 1923, pp. 7 f.), જ્યારે ગોવિંદ પાઈએ આ સંવતનો આરંભ ઈ. સ. ૨૭૨-૭૩ માં થયો હોવાનું જણાવ્યું હતું (*JIH*, Vol. XI, pp. 175 f.). કે. જી. શંકરે ગોવિંદ પાઈના મતને સમર્થન આપ્યું અને વલભી સંવતનો આરંભ પણ એ જ વર્ષમાં થયો હોવાનું સૂચવ્યું (*NIA.*, Vol. IV, pp. 419 ff.). મોટા ભાગના વિદ્વાનો ગુપ્ત સંવતનું આરંભ-વર્ષ ઈ. સ. ૩૧૯-૨૦ હોવાનો મત ધરાવે છે.

૪૦. દા. ત. ગુપ્ત સંવત ૧૩૬ ના ચૈ. સુ. ૧ (૫ મી માર્ચ)થી માઘ સુ. ૭ (૩૧ મી ડિસેંબર) સુધી ઈ. સ. ૪૫૫ અને માઘ સુ. ૮ (૧ લી જાન્યુઆરી)થી ફા. વ. ૩૦ (૨૧ મી ફેબ્રુઆરી) સુધી ઈ. સ ૪૫૬ આવે.

૪૧. Fleet, *CII*, Vol III, p. 80

૪૨. *IA*, Vol. II, p 257; *EI*, Vol. XXVI, pp. 203 ff.; "ગુજરાત ઇતિહાસ સંદર્ભ-સૂચિ," ખંડ ૨, નં. ૧૭૮, ૧૮૪, ૧૮૬, ૧૯૦, ૧૯૨

૪૩. *JRAS*, Vol. VII, p. 354

૪૪. *JBBRAS*, Vol. VII, p. 30  ૪૫. *JRAS*, Vol. XII, p. 5
૪૬. *JBBRAS*, Vol. VII, p. 115; Vol. VIII, p. 247
૪૭. *JRAS* (NS), Vol. IV, p. 90  ૪૮. Fleet, *CII*, Vol. III, Introduction
૪૯. હ. ગં. શાસ્ત્રી, "મૈત્રકકાલીન ગુજરાત", પરિશિષ્ટ ૧–૨
૫૦–૫૧. Sachau, *Alberuni's India*, Vol. II, p. 7  ૫૨. *IA*, Vol. XI, p. 242
૫૩. વર્ષ માટે ત્યારે संवत् શબ્દ પ્રયોજાતો, જે વસ્તુતઃ संवत्सर નું સંક્ષિપ્ત રૂપ છે. संवत् ને બદલે संव કે सं એવું વધુ સંક્ષિપ્ત રૂપ પણ પ્રયોજાતું. હાલ જેને સંવત (Era) કહીએ છીએ તે અર્થમાં ત્યારે काल શબ્દ પ્રયોજાતો.
૫૪ ધરસેન બીજાના સં. ૨૫૪ના દાનપત્રમાં વૈશાખ વદિ ૧૫ને દિવસે સૂર્યગ્રહણ જણાવવામાં આવ્યું છે (મૈ. ગુ., પરિ. ૧, નં ૨૯).
૫૫. ધરસેન ચોથાના સં. ૩૩૦ના દાનશાસનમાં દ્વિતીય માર્ગશિરનો (મૈ. ગુ., પરિ. ૧, નં. ૫૯), શીલાદિત્ય ૩ જાના સં. ૩૪૩ ના દાનશાસનમાં દ્વિતીય આષાઢનો (એજન, નં. ૬૩) અને એ જ રાજાના સં. ૩૫૭ ના દાનશાસનમાં દ્વિતીય પોષનો (એજન, નં. ૭૧) ઉલ્લેખ આવે છે.
૫૬. હ. ગં. શાસ્ત્રી, "મૈત્રકકાલીન ગુજરાત", પૃ. ૮૭૭ થી
૫૭. જ્યારે ચાંદ્ર માસ દરમ્યાન સૂર્યની એક રાશિમાંથી બીજી રાશિમાં સંક્રાંતિ ન થાય ત્યારે એ માસને 'અધિક માસ' ગણવામાં આવે છે. મધ્યમ માનની સ્થૂલ પદ્ધતિ પ્રમાણે ચાંદ્ર માસ હંમેશાં સૌર માસ કરતાં ટૂંકો રહેતો હોવાથી એમાં ગમે તે માસ અધિક હોવો સંભવે છે, પરંતુ સ્પષ્ટ માનની સૂક્ષ્મ પદ્ધતિ પ્રમાણે શિયાળામાં ચાંદ્ર માસ કરતાં સૌર માસ ટૂંકો થતો હોવાથી માગસર અને પોષમાં સૂર્યની સંક્રાતિ ન થાય એવું ભાગ્યેજ સંભવે છે ને એ કારણે એ બે માસમાં અધિક માસ આવે એવું જવલ્લે જ બને છે (હ. ગં. શાસ્ત્રી, મૈ. ગુ., પૃ. ૫૭૯, પા. ટી. ૭૩).

મેષાદિ પદ્ધતિના પ્રાચીન નિયમને અનુસરતા કાલમાં અધિક માસ હંમેશાં દ્વિતીય માસ જ ગણાતા ને મૈત્રક રાજ્યનાં દાનશાસનોમાં દ્વિતીય માસની જે મિતિઓ આપવામાં આવી છે તે અધિક માસની જ હોવાનુ જણાય છે. દાનનો મહિમા અધિક માસમાં ગણાતો એ કારણે આ સ્વાભાવિક ગણાય.

હાલ ચાંદ્ર માસનું નામ એ માસના આરંભમાં રહેલી સૂર્યની રાશિ અનુસાર પાડવામાં આવે છે. એમાં સૂર્યની મીનાદિ રાશિમાં શરૂ થતો ચાંદ્ર માસ અનુક્રમે ચૈત્રાદિ કહેવાય છે, પરંતુ પ્રાચીન કાલમાં સૂર્યની મીનાદિ રાશિમાં શરૂ થતા ચાંદ્ર માસને બદલે સૂર્યની મેષાદિ રાશિમાં પૂરો થતો ચાંદ્ર માસ અનુક્રમે ચૈત્રાદિ ગણાય એવી પદ્ધતિ પ્રચલિત હતી. માસના આરંભે સૂર્યની મીનાદિ રાશિ હોય ને માસના અંતે એની મેષાદિ રાશિ હોય એ બંને પદ્ધતિ અનુસાર માસનું ચૈત્રાદિ નામ પાડવામાં સામાન્ય રીતે કંઈ ફરક પડતો નથી, પરંતુ અધિક માસના નામકરણમાં ફેર પડે છે. દા. ત. મીનાદિ પદ્ધતિએ જે અધિક માસ પ્રથમ ચૈત્ર ગણાય તે મેષાદિ પદ્ધતિએ દ્વિતીય ફાલ્ગુન ગણાતો (એજન, પૃ. ૫૮૦, પા. ટી. ૭૭).

૫૮. મૈત્રક કાલ પછી વ. સં. ૫૦૦ થી ૯૪૫ સુધીની મિતિઓ મળે છે (મૈ. ગુ., પૃ. ૫૮૨, પા. ટી. ૮૦). "ગુજરાત ઇતિહાસ સંદર્ભસૂચિ", ખંડ ૨, નં. ૧૭૪, ૧૮૮, ૨૫૮, ૨૫૯, ૩૦૩ અને ૩૯૨; D. B. Diskalkar, *Inscriptions of Kathiawad*, Nos. 5 and 9

૫૯. અનુ-મૈત્રક કાલથી સંવત્ શબ્દ કાલના અર્થમાં પ્રયોજાવા લાગ્યો હતો.

૬૦. દા. ત. વલભી સંવત ૧૮૩ કા. સુ. ૧(૨૯ મી સપ્ટેંબર)થી માઘ સુદિ ૬(૩૧મી ડિસેં.) સુધી ઈ. સ. ૫૦૧ અને માઘ સુદિ ૭(૧ લી જાન્યુ.)થી આસો વદ ૩૦ (૧૭મી ઑક્ટોબર) સુધી ઈ. સ. ૫૦૨ આવે.

૬૧. Mirashi, *CII*, Vol. IV, Nos. 11, 12, 14 to 30; *EI*, Vol. XXXIV, pp. 117 f.; "ગુજરાત ઇતિહાસ સંદર્ભસૂચિ", ખંડ ૨, લેખ નં. ૧૨, ૭૦, ૮૨, ૯૧, ૯૪, ૯૯, ૧૦૧, ૧૧૧, ૧૧૭, ૧૨૧, ૧૨૨, ૧૨૮, ૧૩૫, ૧૩૬, ૧૩૯–૧૪૧

૬૨ Rapson, *Catalogue of the Andhra Dynasty, the Western Kshatrapas, the Traikutaka Dynasty etc.*, pp. 135 ff.

૬૩ દા. ત. જુઓ *Bhandarkar's List*, No. 1232 (K. 896), 1233 (K. 898), 1239 (K. 910), 1242 (Ch. 919), 1249 (Ch. 933).

૬૪. *IA*, Vol. XIII, p. 76

૬૫. *JAOS*, Vol. VI, p. 501

૬૬. *ASI*, Vol IX, pp. 112 f.

૬૭. *IA*, Vol XVII, pp. 215 ff.

૬૮. Mirashi, *CII*, Vol. IV, p. 10

૬૯. ओझा, भारतीय प्राचीन लिपिमाला, पृ. १७४

૭૦. Mirashi, *op. cit.*, pp. 11 ff.

૭૧. દા. ત. કલચુરિ સંવત ૨૦૭ બરાબર વિક્રમ સંવત ૫૧૨ આવે ને એના કારતક સુદ ૧ (૨૮ મી સપ્ટેંબર)થી માઘ સુ. ૭ (૩૧ મી ડિસેંબર) સુધી ઈ. સ. ૪૫૫ અને માઘ સુ. ૮(૧ લી જાન્યુઆરી)થી આસો વદ ૩૦ (૧૫ મી ઑક્ટોબર) સુધી ઈ. સ. ૪૫૬ આવે.

૭૨. Mirashi, *CII*, Vol IV, p. 9

૭૩. *History of India*, p. 30

૭૪–૭૫. Mirashi, *CII*, Vol. IV, Intro., pp. xxii ff.

૭૬. આ સંવતનું વહેલામાં વહેલું ઉપલબ્ધ વર્ષ ૫૯૩ નું મળે છે. એ પછી લગભગ ૧૩૧ વર્ષના ગાળા બાદ કલચુરિ સંવત ૭૨૪ થી ૯૬૩ સુધીનાં વર્ષ મળે છે.

૭૭. *IA*, Vol. XII, pp. 155 ff.

૭૮. *EI*, Vol. XII, pp. 197 ff.

૭૯. અમરેલીના મૃત્પાત્ર-ખંડ લેખમાં સં. ૩૪૪ની મિતિ આપવામાં આવી છે, અને એ રીતે આ વર્ષ વિ. સં.નું સૌ પહેલું ઉપલબ્ધ વર્ષ ગણાય (S. R. Rao, *Excavations at Amreli*, p. 92), પરંતુ ગુજરાતમાં આ સંવત એટલો વહેલો પ્રચલિત થયો હોય એવું ભાગ્યેજ સંભવે છે. પ્રાયઃ આ વર્ષની સંખ્યા ૩૪૪ ને બદલે ૨૪૪ હોય અને એ વર્ષ શક સંવતનું હોય.

૮૦. વિક્રમ સંવતના નામવાળો પ્રયોગ ચાહમાન રાજા ચંડમહાસેનના વિ. સં. ૮૯૮ (ઈ. સ. ૮૪૨-૮૪૩)ની મિતિવાળા ધોલપુર શિલાલેખમાં ઉપલબ્ધ થાય છે (*Bhandarkar's List*, no. 27).
૮૧. *JRAS*, 1870, p. 81　　૮૨. *ASI*, Vol. II, p. 68
૮૩. *IA*, Vol. XX, p. 407
૮૪. Velendai Gopal Ayar, *Chronology of Ancient India*, pp. 175 ff.
૮૫. *Vikrama Volume*, p. 119, f. n. 4
૮૬. *JRAS*, 1914, p. 973; 1915, p. 119
૮૭. *JBBRAS*, Vol. XVI, pp. 251 f.　　૮૮. Sircar, *IE*, pp. 254 f.
૮૯. *Vikrama Volume*, pp. 483 ff.
૯૦. R. B. Pandey, *Indian Palaeography*, pp. 198 ff.
૯૧. D. C. Sircar, *IE*, pp. 254 ff.
૯૨. શા. શુ. મોદી, 'પાટણ સ્થાપનાનાં તારીખ વાર તિથિ', "કાન્તમાલા", પૃ. ૧૫૭-૫૮
૯૩. हरिषेण, बृहत्कथाकोश, पृ. ३५५　૯૪. सिद्धर्षि, उपमितिभवप्रपञ्चकथा, पृ. ७७६
૯૫. R. K. Trivedi, *Fairs and Festivals of Gujarat*, p. 48
૯૬. દા. ત. વિ. સં. ૨૦૨૫ના કારતક સુદ ૧(૨૨ મી ઑક્ટોબર)થી પોષ સુદ ૧૪ (૩૧ મી ડિસેંબર) સુધી ઈ. સ. ૧૯૬૮ અને પોષ સુદ ૧૪(૧ લી જાન્યુઆરી)થી આસો વદ ૩૦ (૯ મી નવેંબર) સુધી ઈ. સ. ૧૯૬૯ આવે.
૯૭. *Bhandarkar's List*, Nos. 1461, 1463 1465 and 1466
૯૮. James Tod, *Travels in Western India*, p. 506, f. n. 1
૯૯. *BG*, Vol. VII, p. 543
૧૦૦. *V. G.* Ojha, *Bhavnagar Prācīna Śodhasaṅgraha*, pp. 2 f
૧૦૧. *BG.*, Vol. I, Part I, p. 176
૧૦૨. સર્ગ ૨૦, શ્લોક ૧૦૨　　૧૦૩. સર્ગ ૧, શ્લોક ૨૧
૧૦૪. શા. શુ. મોદી, "સંસ્કૃત દ્વયાશ્રય કાવ્યમાં મધ્યકાલીન ગુજરાતની સામાજિક સ્થિતિ", પૃ. ૭૫
૧૦૫. द्वयाश्रय काव्य, सर्ग १५, श्लोक ५०
૧૦૬. દા. ત. સિંહ સંવત ૧૫૧ માં ચૈત્ર સુદ ૧(૨૯ મી ફેબ્રુ.)થી પોષ સુદ ૧૨ (૩૧ મી ડિસે.) સુધી ઈ. સ. ૧૨૬૪ આવે અને પોષ સુદ ૧૩(૧ લી જાન્યુ.)થી ફાગણ વદ ૩૦ (૧૮ મી માર્ચ) સુધી ઈ. સ. ૧૨૬૫ આવે.
૧૦૭. મહાવીર સ્વામીના નિર્વાણના ખરા વર્ષ વિશે અર્વાચીન વિદ્વાનોમાં મતભેદ પ્રવર્તે છે (मुनि कल्याणविजय, वीरनिर्वाण संवत् और जैन कालगणना, पृ. १४९-५०), પરંતુ અહીં આ સંવતનો આરંભ વર્તમાન ૩૦ વર્ષથી જ ગણાય છે.

૧૦૮. D. C. Sircar, *Indian Epigraphy*, p. 322

૧૦૯. गौ. ही. ओझा, भारतीय प्राचीन लिपिमाला, पृ. १६३, टी. २

૧૧૦. एजन, टी १. ૧૧૧. श्लोक ८४८ (एजन, टी. ३)

૧૧૨. एजन, टी. ३. આગળ જતાં કેટલાક દિગંબર જૈન લેખકોએ વીર-નિર્વાણ સંવત શક સંવતને બદલે વિક્રમ સંવતની પૂર્વે ૬૦૫ વર્ષે થયો હોવાની ગેરસમજ કરી છે. બીજા કેટલાક દિગંબર જૈન લેખકોએ વળી શક સંવતથી ૪૬૧, ૯૭૯૫ કે ૧૪૭૯૩ વર્ષ પહેલાં વીરનિર્વાણ થયાનું લખ્યું છે (एजन, पृ. १६३).

૧૧૩ દા. ત વી નિ સં. ૨૪૯૫ બરાબર વિ. સં. ૨૦૨૫ આવે, જ્યારે કારતકથી ફાગણ સુધી શક વર્ષ ૧૮૯૦ અને ચૈત્રથી આસો સુધી શક વર્ષ ૧૮૯૧ આવે.

૧૧૪. દા ત. વીર નિર્વાણ સંવત ૨૪૯૫ બરાબર કા. સુ. ૧(૨૨ મી ઑક્ટોબર)થી પો. સુ ૧૨ (૩૧ મી ડિસેંબર) સુધી ઈ. સ. ૧૯૬૮ અને પો. સુ. ૧૩(૧ લી જાન્યુઆરી)થી આસો વદ ૩૦ (૯ મી નવેંબર) સુધી ઈ. સ. ૧૯૬૯ આવે છે.

૧૧૫. R B. Pandey, *Indian Palaeography*, Part I, p. 181

૧૧૬. *IA*, Vol. XI, p. 241

૧૧૭. ભારતમાં આ સંવતનો પહેલવહેલો પ્રયોગ મહમૂદ ગઝનવીના લાહોરમાંથી બહાર પાડવામાં આવેલા બે બાજુના લખાણવાળા સિક્કાઓમાં જોવા મળે છે, જેમાં હિજરી સન ૪૧૮-૧૯(ઈ. સ. ૧૦૨૭-૨૮) નો ઉલ્લેખ છે (ओझा, भारतीय प्राचीन लिपिमाला, पृ. १९१). સિક્કા પરના લખાણમાં સંસ્કૃતમાં આ સંવતને ताजिकीय संवत् એટલે તાજિક (આરબ) લોકોનો સંવત કહેવામાં આવ્યો છે (D. C. Sircar, *Indian Epigraphy*, p. 309).

૧૧૮. આ દિવસ વિ. સં. ૬૭૮ની શ્રાવણ શુક્લ ૨ ને ગુરુવારની બરોબરનો છે.

૧૧૯. *Encyclopedia Britannica*, Vol. VI, p. 317

૧૨૦. *Report of the Calendar Reform Committee*, p. 182

૧૨૧. *Ibid*., p. 180

૧૨૨. ઈ. સ. ૧૯૪૩-૭૬ દરમ્યાન હિજરી સનના બરાબર વર્ષની સંખ્યા ૫૮૦ જેટલી ઓછી આવે છે. આમ આ તફાવત સમય જતાં ઉત્તરોત્તર ઘટતો હોવાથી તફાવતનો એક નિશ્ચિત આંકડો રહેતો નથી, છતાં હિજરી સનમાંથી ઈસ્વી સન શોધવાની અને ઈસ્વી સનમાંથી હિજરી સન કાઢવાની પદ્ધતિઓ શોધવામાં આવી છે.

૧૨૩. M. S. Commissariat, *History of Gujarat*, Vol. II, p. 337

૧૨૪. લોર્ડ સ્ટીફનના સમયનો (આર્મેનિયન) સંવત ૧૦૭૭(ઈ. સ. ૧૬૨૮-૨૯)નો એક કબર-શિલાલેખ અમદાવાદમાં કાંકરિયા તળાવ પાસે મળેલો છે (E. L. Rapp, 'An Armenian Epigraph at Ahmedabad', *J. O. I.*, Vol. XVII, pp. 22 ff.

૧૨૫. M. S Commissariat, *op. cit.*, pp. 377 f.

૧૨૬ *Encyclopedia Britannica*, Vol. VI, pp. 316 ff.

૧૨૭ D. C Sircar, *IE.*, p 279

૧૨૮-૧૨૯. *Encyclopedia Britannica*, Vol. VI, pp. 316 f.

૧૩૦. જાન્યુઆરી, માર્ચ, મે, જુલાઈ, ઑગસ્ટ, ઑક્ટોબર, ડિસેંબર

૧૩૧. એપ્રિલ, જૂન, સપ્ટેંબર, નવેંબર.

૧૩૨. ખરી રીતે સાયન સૌર વર્ષ ૩૬૫ દિવસ, ૫ કલાક, ૪૮ મિનિટ, ૪૬ સેકન્ડનું હોય છે. એટલે દર ચાર વર્ષે એક દિવસ ઉમેરવાથી વર્ષની સરેરાશ લંબાઈ ૧૧ મિનિટ ૧૧ સેકન્ડ જેટલી વધી જાય, આથી દર ૪૦૦ વર્ષે બાકીનાં ત્રણ વર્ષોને પ્લુત વર્ષ ન ગણીને એ ફરકનો ઘણો ભાગ ઘટાડવામાં આવે છે. શતક વર્ષોમાં જે વર્ષની સંખ્યાને ૪૦૦ વડે ભાગતાં શેષ ન વધે તેને જ 'પ્લુત વર્ષ' ગણવામાં આવે છે; જેમકે ઈ. સ. ૨૦૦૦ને, પણ ૧૯૦૦, ૨૧૦૦, ૨૨૦૦, ૨૩૦૦ ને નહિ.

૧૩૩. સૌર સંક્રાંતિ પ્રમાણે આવતો અહીંનો મકરસંક્રાંતિનો તહેવાર આથી દર વર્ષે એક જ તારીખે આવે છે

૧૩૪. ભારતીય સંવતોમાં ૧૨ ચાંદ્ર માસનું વર્ષ હોય છે ને એમાં લગભગ ૨ાા વર્ષે એક અધિક માસ ઉમેરીને એનો સૌર વર્ષમાન સાથે મેળ મેળવવાનો રહે છે, તેથી ચાંદ્ર મિતિઓ પ્રમાણેના તહેવારોના ઋતુકાલમાં થોડા દિવસોનો જ ફરક રહે છે. હિજરી સનનાં વર્ષોમાં ચાંદ્ર માસની સાથે એવો કંઈ ઉમેરો કરાતો ન હોઈ એમાં તહેવારોનો ઋતુકાલ હંમેશાં બદલાયા કરે છે.

૧૩૫. ઈરાનનો જરથોસ્ત્રી સંવત, જે અહીંના પારસીઓના ધાર્મિક વ્યવહારમાં પ્રચલિત છે તેમાં બારેય મહિના ૩૦-૩૦ દિવસના ગણીને છેવટે પાંચ ફાલતુ દિવસ ઉમેરવામાં આવે છે. એને ગાથાના દિવસ કહે છે. એને લઈને જરથોસ્ત્રી સંવતનાં વર્ષ ૩૬૫ દિવસનાં હોય છે. એ સૌર માનને અનુસરે છે, પણ એમાં પ્લુત વર્ષનો પ્રબંધ ન હોઈ એનું વર્ષ ખરા સૌર વર્ષ કરતાં લગભગ ૦। દિવસ જેટલું ટૂંકું રહે છે. આ સંવતના વર્ષમાં ૩૧ મી ડિસેંબર સુધી ૬૩૦ અને એ પછી ૬૨૯ ઉમેરવાથી ઈસ્વી સનનું વર્ષ આવે છે.

૧૩૬. ભારતના રાષ્ટ્રિય પંચાંગમાં આવી જ પદ્ધતિ અપનાવવામાં આવી છે.

૧૩૭. *Report of the Calendar Reform Committee* (Government of India), 1955. વળી જુઓ હ. ગં. શાસ્ત્રી 'રાષ્ટ્રિય કેલેન્ડરની સરકારી યોજના' "બુદ્ધિપ્રકાશ", પુ. ૧૦૪, પૃ. ૬૦-૬૨, ૭૬-૭૯.

૧૩૮. બંગાળામાં સૌર માસ પ્રચલિત છે ને એને નિરયન મેષાદિ સંક્રાંતિ પ્રમાણે વૈશાખ આદિ ચાંદ્ર માસનાં નામ અપાયેલાં છે. તામિલનાડમાં એ ચૈત્ર આદિ નામે ઓળખાય છે, જ્યારે મલબારમાં એને મેષ આદિ સંક્રાંતિઓનાં નામ આપવામાં આવેલાં છે (Pillai, *Indian Chronology*, Table II).

# વંશાવળીઓ

## ૧. શાર્યાતો

શર્યાતિ




## ૨. ભૃગુઓ

ભૃગુ




## ૩. હૈહયો

કૃતવીર્ય

અર્જુન (કાર્તવીર્ય)

## ૪. યાદવો

સત્વત્

ભીમ સાત્વત




વૃષ્ણિ
સુમિત્ર
યુધાજિત
દેવમીઢુષ
અનમિત્ર
શિનિ
પૃશ્નિ
શ્વફલ્ક
ચિત્રક
શૂર
સત્રાજિત
પ્રસેન
સત્યક
અક્રૂર
...અરિષ્ટનેમિ
વસુદેવ
યુયુધાન
(સાત્યકિ)
બલરામ
કૃષ્ણ
પ્રદ્યુમ્ન
અનિરુદ્ધ
વજ્ર

# સંદર્ભસૂચિ

## ૧. સામાન્ય

### ૧. મૂળ સંદર્ભો

#### (અ) વેદ


| | |
|---|---|
| ऋग्वेद संहिता, भाग १-४ | સાયણાચાર્યના ભાષ્ય સાથે<br>Ed. by Max Muller<br>વારાણસી; ૧૯૬૬ |
| तैत्तिरीय संहिता | સં. આગાશે કાશીનાથ શાસ્ત્રી<br>પૂના; ૧૯૦૦ |
| मैत्रायणी संहिता | સં. શ્રીપાદ દામોદર સાતવળેકર<br>ઔંધ; વિ. સં. ૧૯૯૮ |
| अथर्ववेद संहिता | સાયણાચાર્યના ભાષ્ય સાથે<br>મુંબઈ; ૧૮૯૫ |
| एतरेय ब्राह्मण | સાયણાચાર્યના ભાષ્ય સાથે<br>પૂના; ૧૮૯૬ |
| शतपथ ब्राह्मण | સાયણાચાર્યના ભાષ્ય સાથે<br>કલકત્તા; ૧૯૦૫ |
| गोपथ ब्राह्मण | સં. રા. લા. મિત્ર અને હ. ચં. વિદ્યા-<br>ભૂષણ; કલકત્તા; ૧૮૭૨ |
| पंचविंश ब्राह्मण | Eng. trans. by Dr. W. Caland<br>Calcutta; 1931 |
| तैत्तिरीय आरण्यक, भा. १-२ | સાયણાચાર્યના ભાષ્ય સાથે<br>પૂના; ૧૮૯૭-૯૮ |
| बृहदारण्यक उपनिषत् | સં. સુરેશ્વરાચાર્ય<br>પૂના; ૧૮૯૨ |
| जैमिनीय उपनिषद् ब्राह्मण | સં. પં. રામદેવ<br>લાહોર; ૧૯૨૧ |
| कौशिक सूत्र | Ed. by M. Bloomfield<br>New Haven; 1890 |
| बौधायन धर्मसूत्र | Ed. by E. Hultzch<br>Leipzig; 1884 |

## ( આ ) ઇતિહાસ-પુરાણ


| | |
|---|---|
| महाभारत | ગ્રંથ ૧ થી ૧૭; પૂના; ૧૯૩૩-૧૯૬૧ |
| महाभारत, भीष्मपर्व | સં. કૃષ્ણાચાર્ય અને વ્યાસાચાર્ય; કુંભકોણમ્; ૧૯૦૭ |
| हरिवंश | -સં. રામચંદ્ર શાસ્ત્રી કિંજવડેકર પૂના (ચિત્રશાળા); ૧૯૩૬ |
| | -સં. પી. એલ. વૈદ્ય પૂના; ૧૯૬૯ |
| रामायण | ગ્રંથ ૧-૪; વડોદરા; ૧૯૬૦-૧૯૬૫ |
| अग्निपुराण | પૂના; ૧૯૦૦ |
| कूर्मपुराण | મુંબઈ; વિ. સં. ૧૯૮૩ |
| गरुडपुराण | મુંબઈ; વિ. સં. ૧૯૬૩ |
| देवीभागवत पुराण | મુંબઈ; ૧૮૮૮ |
| पद्मपुराण | પૂના; ૧૮૯૪ |
| ब्रह्मपुराण | પૂના; ૧૮૯૫ |
| ब्रह्माण्डपुराण | મુંબઈ; વિ. સં. ૧૯૯૨ |
| भविष्यपुराण | મુંબઈ; ૧૯૫૯ |
| भागवतपुराण | ગોરખપુર; વિ. સં. ૨૦૦૮ (પુનર્મુદ્રણ) વિ.સં. ૨૦૧૦ |
| मत्स्यपुराण | પૂના; ૧૯૦૭ |
| मार्कण्डेय पुराण | મુંબઈ; ૧૯૬૭ |
| दुर्गासप्तशती-( सटीक ) | મુંબઈ; ૧૮૯૪ |
| Markandeya Purana | Eng. trans. by F. E. Pargiter Calcutta; 1904 |
| लिंग पुराण | કલ્યાણ; ૧૯૮૧ |
| वराह पुराण | મુંબઈ; વિ. સં. ૧૯૮૦ |
| वामन पुराण | મુંબઈ; વિ. સં. ૧૯૮૬ |
| वायु पुराण | પૂના; ૧૯૦૫ |
| विष्णु पुराण | સં. મુનિલાલ ગુપ્ત; વિ. સં. ૧૯૯૦ |
| स्कन्द पुराण ખંડ ૧, ૫, ૭ | મુંબઈ; વિ. સં. ૧૯૬૬-૬૭ |

कालिका पुराण — સં. ક્ષેમરાજ શ્રીકૃષ્ણદાસ મુંબઈ; વિ. સં. ૧૯૬૪

गर्ग संहिता — મુંબઈ; ૧૯૧૦

## ( ઇ ) બૌદ્ધ ગ્રંથો

अपादान ભા. ૧–૨ — સં. ભિખ્ખુ જે. કશ્યપ પટણા; ૧૯૫૯

आर्यमञ्जुश्रीमूलकल्प ભા. ૧–૩ — સં. ગણપતિ શાસ્ત્રી ત્રિવેન્દ્રમ; ૧૯૨૦, ૧૯૨૨, ૧૯૨૫

## ( ઈ ) જૈન આગમ

अनुयोगद्वारसूत्र–मलधारिहेमचन्द्रसूरिकृत वृत्ति સાથે — મુંબઈ; ૧૯૨૪

अंतकृद्दशांग અને अनुत्तरोपपातिकदशांगसूत्र (सानुवाद) — ભાવનગર; વિ. સં. ૧૯૯૦

आचारांग सूत्र–जिनदासगणिमहत्तरकृतचूर्णि સાથે — રતલામ; વિ. સં. ૧૯૯૮

आवश्यकसूत्र चूर्णि — (પૂર્વ ભાગ અને ઉત્તર ભાગ) રતલામ

कल्पसूत्र–शान्तिसागरसूरिकृत कौमुदी टीका રતલામ; વિ. સં. ૧૯૯૨

जम्बूद्वीपप्रज्ञप्ति, वाचक शान्तिचन्द्रकृत टीका મુંબઈ; વિ. સં. ૧૯૭૬

ज्ञाताधर्मकथा, अभयदेवसूरिकृत वृत्ति સાથે મુંબઈ; ૧૯૧૬

ज्ञाताधर्मकथासूत्राङ्ग, भाग १–२ ( सानुवाद ) ભાવનગર; વિ. સં. ૧૯૮૬

नंदिसूत्र–जिनदासगणिमहत्तरकृत चूर्णि — रतलाम; ૧૯૨૮

निशीथसूत्र, चूर्णि સાથે — અમદાવાદ; ૧૯૫૨

बृहत्कल्प सूत्र — સં. મુનિ ચતુરવિજય અને મુનિ પુણ્યવિજય; ભાવનગર; ૧૯૩૩–૧૯૪૨

पिण्डनिर्युक्ति, मलयगिरिकृत टीका સાથે — અમદાવાદ; વિ. સં. ૧૯૭૪

विशेषावश्यकभाष्या जिनभद्रगणि क्षमाश्रमणकृत भा. १–२ — સં. રાજેન્દ્રવિજયજી અમદાવાદ, વીર સં. ૨૪૮૯

| | |
|---|---|
| वृष्णिदशा | ( निर्यावलिका માં મુદ્રિત ) મહેસાણા; સં. ૧૯૭૮ |
| सूत्रकृताङ्गचूर्णि, जिनदासगणिमहत्तरकृत | રતલામ; વિ. સં. ૧૯૯૮ |

## (૭) આગમેતર જૈન ધર્મગ્રંથો

| | |
|---|---|
| क्षेमेन्द्र | औचित्यविचारचर्चा મુંબઈ; ૧૮૯૫ |
| जिनदत्तसूरि | गणधरसार्धशतक जैन पुस्तक प्रशस्तिसंग्रह, |
| जिनविजयजी (सं.) | भा. १; મુંબઈ; વિ. સં. ૧૯૯૯ —-विविधगच्छीयपट्टावलीसंग्रह મુંબઈ; ૧૯૬૧ |

## (૮) જૈન પ્રબંધો અને કથાઓ

| | |
|---|---|
| चन्द्रसूरि | मुनिसुव्रतस्वामिचरित्र (*Peterson's Fifth Report*, pp. 7f.) Bombay; 1896 |
| जिनप्रभसूरि | विविधतीर्थकल्प (સં જિન વિજય) શાંતિનિકેતન; ૧૯૩૪ |
| जिनविजय मुनि (सं.) | पुरातनप्रबंधसंग्रह કલકત્તા, ૧૯૩૬ |
| धनपाल | सत्यपुरीयश्रीमहावीरउत्साह (सं. जिनविजय) "જૈન સાહિત્ય સંશોધક", અંક ૩ અમદાવાદ; સં. ૧૯૮૪ |
| नाल्ह | विसलदेवरासो (सं. सत्यजीवन वर्म्मा) काशी; वि. सं. १९८१ |
| प्रभाचन्द्र | प्रभावकचरित (સં. જિનવિજય મુનિ) મુંબઈ; ૧૯૪૦ |
| मेरुतुङ्गाचार्य | प्रबन्धचिन्तामणि (સં. જિનવિજય મુનિ) શાંતિનિકેતન; ૧૯૩૩ |
| राजशेखरसूरि | प्रबन्धकोश ( चतुर्विंशतिप्रबन्ध ) સં. જિનવિજય; શાંતિનિકેતન; ૧૯૩૫ |

| | |
|---|---|
| सिद्धर्षिसूरि | उपमितिभवप्रपञ्चकथा<br>Bombay; 1918 |
| हरिषेण | बृहत्कथाकोश ( Ed. by A. N. Upadhye ); Bombay; 1943 |


## ( એ ) શાસ્ત્રીય ગ્રંથો


| | |
|---|---|
| अमरसिंह | नामलिङ्गानुशासन ( अमरकोश); ૪ થી આવૃત્તિ; સં. વાસુદેવ લક્ષ્મણ શાસ્ત્રી પણસીકર; મુંબઈ; ૧૯૧૩ |
| उद्भट भट | काव्यालंकारसंग्रह; મુંબઈ; ૧૯૨૮ |
| कौटिल्य | अर्थशास्त्र ( ભા. ૧ ); સં. R. P. Kangle મુંબઈ; ૧૯૬૦<br>–Eng. Trans, by R. Shamsastry Ed. 7th; Mysore; 1961 |
| पाणिनि | अष्टाध्यायी (ગ્રંથ ૧–૨), સં. શ્રીશ ચન્દ્રવસુ દિલ્હી; ૧૯૬૨<br>—सूत्रपाठ, गणपाठ सहित, મુંબઈ; ૧૯૩૦<br>—पाणिनीय शिक्षा (જુઓ सिद्धान्तकौमुदी). |
| जयराशि भट्ट | तत्त्वोपप्लवसिंह<br>સં. પંડિત સુખલાલજી અને પ્રો. ર. છો. પરીખ; વડોદરા; ૧૯૪૦ |
| भरत | नाट्यशास्त्र સં. પંડિત કેદારનાથ મુંબઈ; ૧૯૪૩ |
| भट्टोजी दीक्षित | सिद्धान्तकौमुदी (सटीक), મુંબઈ; ૧૯૩૩ |
| मम्मट | काव्यप्रकाश - सटीक<br>સં. રસિકલાલ છો. પરીખ<br>જયપુર; ૧૯૫૯ |
| राजशेखर | काव्यमीमांसा; આવૃત્તિ ૩ જી<br>સં. Dalal and Sastry<br>વડોદરા; ૧૯૩૪ |

| | |
|---|---|
| वराहमिहिर | पञ्चसिद्धान्तिका, લાહોર; ૧૯૩૦ |
| | – बृहत्संहिता, Pts. I–II, સં. સુધાકર દ્વિવેદી Banaras; 1895-1899 |
| वाग्भट | काव्यानुशासन, મુંબઈ; ૧૮૯૪ |
| वाग्भट (उत्तरकालीन) | वाग्भटालंकार, મુંબઈ; ૧૯૩૩ |
| विनयचन्द्रसूरि | काव्यशिक्षा, સં. હ. ગં. શાસ્ત્રી અમદાવાદ; ૧૯૬૪ |
| हरगोविंददास ही. शेठ | पाइअसद्दमहण्णवो સં. વા. શ. અગ્રવાલ અને માલવણિયા વારાણસી; ૧૯૬૩ |

## ( એ ) લલિત સાહિત્ય

| | |
|---|---|
| उद्द्योतनसूरि | कुवलयमालाकथा સં. આ. ને. ઉપાધ્યે, મુંબઈ; ૧૯૫૯ |
| कालिदास | रघुवंश, મુંબઈ; ૧૮૯૮ |
| | – मेघदूत, મુંબઈ; ૧૯૩૫ |
| कृष्ण | रत्नमाला, (સં. અને અનુ.) કવિ દલપતરામ ડા., અમદાવાદ; ૧૯૦૩ |
| ... | चतुर्भाणी–शृंगारहाट, સં. મોતીચન્દ્ર તથા વા. શ. અગ્રવાલ, મુંબઈ; ૧૯૫૯ |
| जयसिंहसूरि | हम्मीरमदमर्दन नाटक, સં. C. D. Dalal, વડોદરા; ૧૯૨૦ |
| जिनसेनसूरि | हरिवंश-पुराण ( પૂર્વાર્ધ–ઉત્તરાર્ધ ) સં. પંડિત દરબારીલાલ ન્યાયતીર્થ મુંબઈ; ૧૯૩૦ |
| ... | जेसलमेर जैनभाण्डागारीय ग्रन्थानां सूचीपत्रम् સં. દલાલ અને ગાંધી, વડોદરા; ૧૯૨૩ |
| दण्डी | दशकुमारचरित સં. ગોડબોલે અને શર્મા મુંબઈ; ૧૯૩૬ |
| ... | पञ्चतन्त्र भा. १–५; મુંબઈ; ૧૮૯૧–૯૬ |

पद्मनाभ — कान्हडदेप्रबंध, આવૃત્તિ ૨જી
સં. ડાહ્યાભાઈ પી. દેરાસરી
અમદાવાદ; ૧૯૨૬
—ગુજ. અનુ. ડાહ્યાભાઈ પી દેરાસરી
અમદાવાદ; ૧૯૨૪

... — प्राचीन गुर्जर काव्यसंग्रह
સં. ચિ. ડા. દલાલ, વડોદરા; ૧૯૨૦

भोजदेव — सरस्वतीकण्ठाभरण, મુંબઈ; ૧૯૨૫

माघ — शिशुपालवध (सटीक), મુંબઈ; ૧૯૦૫

बाणभट्ट — कादम्बरी, સં. પી. એલ. વૈદ્ય
પૂના; ૧૯૩૫
—हर्षचरित (संस्करण ૬), મુંબઈ; ૧૯૧૭

बिल्हण — विक्रमाङ्कदेवचरित महाकाव्य
સં. વિશ્વનાથ શાસ્ત્રી ભારદ્વાજ
વારાણસી; ૧૯૫૮–૧૯૬૪

यशःपाल — मोहराजपराजय नाटक
સં. મુનિ ચતુરવિજયજી
વડોદરા; ૧૯૧૮

यशश्चन्द्र — मुद्रितकुमुदचन्द्र प्रकरण
બનારસ; વીર સં. ૨૪૩૨

राजशेखर — बालरामायण
સં. પંડિત ગોવિંદદેવ શાસ્ત્રી
બનારસ; ૧૮૬૯

वात्स्यायन — कामसूत्र (सटीक), (हिन्दी अनुवाद)
વારાણસી; ૧૯૬૪

विश्वनाथ — साहित्यदर्पण (सटीक), મુંબઈ; ૧૯૫૧

संघदासगणि वाचक — वसुदेवहिण्डी (खण्ड १–२)
સં. ચતુરવિજય અને પુણ્યવિજય
ભાવનગર; ૧૯૩૦–૧૯૩૧

सोमदेव भट्ट — कथासरित्सागर, મુંબઈ, ૧૯૩૦
—હિંદી અનુ. ભા. ૧-૨

અનુ. પંડિત કેદારનાથ શર્મા
પટણા, ૧૯૬૦–૬૧

सोमप्रभाचार्य — कुमारपालप्रतिबोध, સં. મુનિ જિનવિજય
વડોદરા; ૧૯૨૦

सोमेश्वर — कीर्तिकौमुदी, સં. પુણ્યવિજયસૂરિ
મુંબઈ; ૧૯૬૧

—सुरथोत्सव महाकाव्य
સં. પંડિત અને પરબ, મુંબઈ; ૧૯૦૨

हेमचन्द्र — द्वयाश्रय महाकाव्य (संस्कृत), સં. કાથવટે,
મુંબઈ; ૧૯૨૫–૧૯૨૧

## ( ઓ ) અભિલેખો

Barua, B. M. — *Old Brahmi Inscriptions in Udayagiri–Khandagiri Caves*
Calcutta; 1929

Bhandarkar, D. R. (Ed.) — "A List of Inscriptions of Northern India" (*EI*, Vols. XIX–XXI)
Delhi; 1932, 1933, 1934

Diskalkar, D. B. — *Inscriptions of Kathiawad*
Bombay; 1938–41

Fleet, J. F. — *Corpus Inscriptionum Indicarum*, Vol. III : *Inscriptions of the Early Gupta Kings and Their Successors*, Calcutta; 1888

Gadre, A. S. — *Important Inscriptions from the Baroda State, Vol. I*
Baroda; 1943

Mirashi, V. V. — *Corpus Inscriptionum Indicarum*, Vol. IV : *Inscriptions of the Kalachuri-*

| | |
|---|---|
| | *Chedi Era (2 Parts)* Ootacammund; 1955 |
| Sircar, D. C. | *Select Inscriptions bearing on Indian History and Civilization*, Vol. I Calcutta; 1942 |
| આચાર્ય, ગિરજાશંકર વલ્લભજી (સં.) | ગુજરાતના ઐતિહાસિક લેખો, ભા. ૧–૩ મુંબઈ; ૧૯૩૩, ૧૯૩૫, ૧૯૪૨ |
| ओझा, व. गौ. (सं.) | भावनगर प्राचीन शोधसंग्रह Bhavnagar; 1887 |
| उपाध्याय, वासुदेव | प्राचीन भारतीय अभिलेखोंका अध्ययन दिल्ली; १९६१ |

## (ઓ) ગ્રીક-લેટિન

| | |
|---|---|
| McCrindle, J. W. | *Ancient India as Described by Ptolemy*; Calcutta; 1927 |
| ... | *The Periplus of the Erythraean Sea* Eng. Trans. by Wilfred H. Schoff, Calcutta; 1912 –ગુજ. અનુ. દુષ્યંત પંડ્યા અલિયાબાડા; ૧૯૬૦ |

## (ક) ચીની

| | |
|---|---|
| Hiuen Tsiang | *Buddhist Records of the Western World*, Eng. Trans. by S. Beal, London; 1906 |
| I-tsing | *A Record of the Buddhist Religion as practised in India and the Malaya Archipelago*, Eng. Trans. by J. Takakusu Oxford; 1896 |

## ૨. અર્વાચીન ગ્રંથો


Agrawala, V. S. — *India as Known to Pāṇini* Lucknow; 1953

Altekar, A. S. — *A History of Ancient Towns and Cities of Gujarat and Kathiawad*, Bombay; 1926

Apte, V. S. — *Practical Sanskrit-English Dictionary*, Pts. I-III Poona, 1957-1959

Bhagvanlal — (Vide Jackson)

Bloomfield, M. — *Hymns of Atharvaveda* Oxford; 1897

Campbell, J. M. (Ed.) — *Gazetteer of the Bombay Presidency*, Vols. V, VIII, IX, Pt. I Bombay; 1880, 1884 & 1901

Commissariat, M. S. — *History of Gujarat*, Vols. I-II London; 1938; Bombay; 1957

Cowell, E. B. — *Jātaka Stories*, Vol. IV London; 1927

Cunnigham, A. — *Ancient Geography of India*, Calcutta; 1924

Dey, N. L. — *The Geographical Dictionary of Ancient and Medieval India* London; 1927

Elliot and Dowson — *History of India as told by its own Historians*, Vol. I London, 1867

Jackson, A. M, T. — *Gazetteer of the Bombay Presidency*, Vol. I. Part I: *History of Gujarat; Early*

*History* prepared from *notes by Bhagvanlal*, Bombay; 1896

Macdonell, A. A. & Keith, A. B. — *Vedic Index*, Vols. I & II London; 1912 (Reprint) Varanasi; 1958

Macdonell, A. B. — *Vedic Mythology* Strassburg; 1897

—*A Practical Sanskrit Dictionary*, Oxford; 1924

Majmudar, M. R. (Ed.) — *Chronology of Gujarat*, Vol. I Baroda; 1960

Majumdar, A. K. — *Chaulukyas of Gujarat* Bombay; 1956

Majumdar, R. C. (Ed.) — *The History and Culture of the Indian People*, Vol. II : *Age of Imperial Unity* (2nd edition), Bombay; 1953

Mehta, Mohanlal — *Prakrit Proper Names*, Vol. I Ahmedabad; 1970

Pandya, P. P. — " Excavation at Prabhas Patan", *Indian Archaeology 1956–57 —A Review*, New Delhi; 1957

Pargiter, F. E. — *The Puranic Text of the Dynasties of the Kali Age* London; 1913

Parikh, R. C. — " Introduction to the History of Gujarat as Background to the Life and Times of Hemachandra ", *Kāvyānuśāsana*, Vol. II, Bombay; 1938

| | |
|---|---|
| Rao, S. R. | "Excavations at Rangpur," *Indian Archaeology* ***1953-54*** *—A Review* New Delhi, 1954 |
| Sachau, Edward (Ed.) | *Alberuni's India*, Vol. I London; 1914 |
| Sankalia, H. D. | *Studies in the Historical and Cultural Geography and Ethnography of Gujarat* Poona; 1949 |
| | — *Pre-history and Proto-history in India and Pakistan* Bombay; 1962 |
| Woolner, A. C. | *Asoka Text and Glossary*, Parts I-II, London; 1924 |
| Watters, Th. | *On Yuan Chwang's Travels in India*, Vol. II, London; 1905 |
| જોશી, ઉ. જે. | પુરાણોમાં ગુજરાત (ભૌગોલિક ખંડ) અમદાવાદ; ૧૯૪૬ |
| પરીખ, રામલાલ (સં.) | ગુજરાત એક પરિચય, ભાવનગર; ૧૯૬૧ |
| દલાલ, સી. ડી. (સં.) | પ્રાચીનગુર્જરકાવ્યસંગ્રહ વડોદરા; ૧૯૨૦ |
| મહેતા, ર. ના. | પુરાવસ્તુવિદ્યા, વડોદરા; ૧૯૬૧ |
| મુનશી, કનૈયાલાલ મા. | ગુજરાતની કીર્તિગાથા (બીજી આવૃત્તિ) અમદાવાદ; ૧૯૬૮ |
| વૈદ્ય, બાપાલાલ ગ. | નિઘંટુ આદર્શ, ગ્રંથ ૧-૨ હસિાદ; ૧૯૨૭-૨૮ |
| શાસ્ત્રી, હરિપ્રસાદ ગં. | ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ અમદાવાદ; ૧૯૬૪ |

| | |
|---|---|
| સાંકળિયા, હ. ધી. | "પ્રાગૈતિહાસિક ગુજરાત," ગુજરાતની કીર્તિગાથા (બીજી આવૃત્તિ) અમદાવાદ; ૧૯૬૮ |
| સાંડેસરા, ભો. જ. | જૈન આગમ સાહિત્યમાં ગુજરાત અમદાવાદ; ૧૯૫૨ |


## ૨. પ્રકરણવાર

[ સામાન્ય સંદર્ભસૂચિમાં જણાવેલા ગ્રંથો સિવાયના ગ્રંથોની તથા નિર્દિષ્ટ લેખોની ]

### પ્રકરણ ૧


| | |
|---|---|
| Desai, B. N. | " Metereology ", *Indian National Congress*, **66 *th Session***, *Bhavnagar*, *Souvenir*, *A Glimpse of Gujarat* (INC. GG) Bhavnagar; 196: |
| Janki, V. A. | "Physical Features", *INC. GG* Bhavnagar; 1961 |
| Merh, S. S. | "Mineral Resources", *INC. GG* Bhavnagar; 1961 |
| Oza, H. P. | " Sea-Coast ", *INC. GG* Bhavnagar; 1961 |
| Trivedi, R. K. (Ed.) | *Census of India*, ***1961*, *Vol. V***: *Gujarat*, Part I-A(i) Delhi; 1965 |
| જોટ, રત્નમણિરાવ ભી. | ખંભાતનો ઇતિહાસ અમદાવાદ; ૧૯૩૫ |
| દવે, નર્મદાશંકર લા. | ગુજરાત સર્વસંગ્રહ, મુંબઈ; ૧૮૮૭ |
| દેસાઈ, ઈશ્વરલાલ ઇ. | સુરત સોનાની મૂરત, સુરત; ૧૯૫૮ |
| રાઠોડ, રામસિંહ | કચ્છનું સંસ્કૃતિદર્શન અમદાવાદ; ૧૯૫૯ |

| | |
|---|---|
| શાહ, પુ. છ. અને શાહ, ચં. કૃ. (સં.) | ચરોતર સર્વસંગ્રહ, વિભાગ ૧<br>નડિયાદ; ૧૯૫૪ |
| શાહ, ચંદુલાલ | 'ભૂમિપ્રકારો'<br>ગુજરાત એક પરિચય<br>ભાવનગર; ૧૯૬૧ |
| શુક્લ, શિવશંકર | 'પહાડો, નદીઓ અને યાત્રાધામો'<br>ગુજરાત એક પરિચય<br>ભાવનગર; ૧૯૬૧ |

પ્રકરણ ૨

| | |
|---|---|
| Merh, S. S. | "Geology and Mineral Resources",<br>*INC*, *GG*, Bhavnagar; 1961 |
| Pigott, Stuart | *Prehistoric India* (Reprint)<br>Middlesex; 1952 |
| દેરાસરી, ડા. પી. | ભૂસ્તર-વિજ્ઞાન. ઉત્તરાર્ધ<br>અમદાવાદ; ૧૯૩૨ |
| સાંકળિયા, હ. ધી. | "સૌરાષ્ટ્રની ભૂસ્તર-રચના", પથિક, વ. ૭,<br>અમદાવાદ; ૧૯૬૮ |
| વાડિયા, ડી. એન. | "ગુજરાતની ભૂસ્તરરચના",<br>ગુજરાતની કીર્તિગાથા (બીજી આવૃત્તિ)<br>અમદાવાદ; ૧૯૬૮ |

પ્રકરણ ૩

| | |
|---|---|
| Bhandarkar, D. R. | *Asoka* (3rd *Ed.*)<br>Calcutta; 1955 |
| Divetia, N. B. | *Gujarati Language and Literature*, Vol. II<br>Bombay; 1932 |
| Trivedi, R. K. (Ed.) | *Census of India*, 1961, *Vol. V*:<br>*Gujarat*, Part I-A (i)<br>Delhi; 1965 |

જમીનદાર, રસેશ ચ. — ક્ષત્રપકાલીન ગુજરાત : ઇતિહાસ અને સંસ્કૃતિ : (અપ્રકટ મહાનિબંધ) અમદાવાદ; ૧૯૬૬

જોશી, ઉમાશંકર — પુરાણોમાં ગુજરાત અમદાવાદ; ૧૯૪૬

દેસાઈ, ગોવિંદભાઈ હાથીભાઈ — ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ અમદાવાદ; ૧૯૧૮

શાસ્ત્રી, કે. કા. — અનુશીલન, વડોદરા; ૧૯૪૮
—સૌરાષ્ટ્રની ઐતિહાસિક નગરીઓ : માંગરોળ–સોરઠ, પોરબંદર; ૧૯૬૭
—"સંસ્કૃત વાઙ્મયમાં ગુજરાતના ભૌગોલિક ઉલ્લેખોનો આરંભ", *Journal of the Gujarat Research Society*, Vol. XI, Bombay

શાસ્ત્રી, દુર્ગાશંકર કે. — ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ (બીજી આવૃત્તિ) અમદાવાદ; ૧૯૫૩

શાસ્ત્રી, હરિપ્રસાદ ગં. — મૈત્રકકાલીન ગુજરાત, ભા. ૧–૨ અમદાવાદ; ૧૯૫૫

પ્રકરણ ૪–૫

Childe, Gordon — *What Happened in History* (Reprint), Middlesex; 1957

Ehrhardt, Sophie and Kennedy, Kenneth — *Excavations at Langhnaj*, Port III: *The Human Skeletal Remains*, Poona; 1965

Foote, R. B. — The Foote Collection of Indian Prehistoric and Protohistoric Antiquities : Catalogue, Raisonne, Madras; 1914

—The Foote Collection of Indian Prehistoric and Protohistoric Antiquities, Notes on their Ages and Distribution, Madras; 1916

Ghosh, A. (Ed.) — "Exploration and Excavation", *Indian Archaeology* 1957-58 —*A Review*, New Delhi: 1958

Heras, S. J. — "Pre-history or Proto-history?" *JBORAS*, Vol. XXVIII Patna; 1942

Malinowski — "Culture", *Encyclopaedia of Social Sciences*, Vol. IV (Reprint) New York; 1935

Rao, S. R. — "Excavation at Rangpur", *Indian Archaeology* ***1953-54*** *-A Review* New Delhi; 1954

Sankalia, H. D. — *Investigations into Prehistoric Archaeology of Gujarat* Baroda; 1946

—*An Introduction to Archaeology*, Poona; 1965

—*Excavation at Langhnaj* : ***1944 -63***, *Part I* : *Archaeology* Poona; 1965

—"Prehistory and Early History of Kutch", *JGRS*, Vol. XXX Bombay; 1968

Soundara Rajan — 'Middle Stone Age Sites from Kaira District in Gujarat," *JOI*, Vol. X, Baroda; 1960

Subbarao, B. — *The Personality of India* (2nd ed.), Baroda; 1958

—" Archaeological Exploration in the Mahi Valley", *JGRS*, Vol. I, Bombay; 1939

જોશી, ઉમાશંકર જે. — પુરાણોમાં ગુજરાત (ભૌગોલિક ખંડ) અમદાવાદ; ૧૯૪૬

મહેતા, ર. ના. — પુરાવસ્તુવિદ્યા, વડોદરા; ૧૯૬૧

વાડિયા, ડી. એન. — "ગુજરાતની ભૂસ્તરરચના", ગુજરાતની કીર્તિગાથા (બીજી આવૃત્તિ) અમદાવાદ; ૧૯૬૮

સાંકળિયા, હ. ધી. — "પ્રાગૈતિહાસિક ગુજરાત", ગુજરાતની કીર્તિગાથા (બીજી આવૃત્તિ) અમદાવાદ; ૧૯૬૮

—'સૌરાષ્ટ્રના પાષાણયુગો', "પથિક," વ. ૭ અમદાવાદ; ૧૯૬૮

—'કચ્છમાં આદિ અશ્મયુગ', "પથિક" દીપોત્સવી અંક, સં. ૨૦૨૪ અમદાવાદ; ૧૯૬૮

પ્રકરણ ૬–૭

Agrawala, V. S. — *India as Known to Pāṇini* Lucknow; 1953

Bibby, G. — " Kurul 1966 ", *Antiquity*, Vol. XXXII, Cambridge; 1958

Bridget and Raymond, Allchin — *The Birth of Indian Civilization*, Middlesex; 1968

**Briggs, Buchanan** — " A Dated Seal connecting Babylonia with Ancient India ", *Archaeology*, 20, No. 2 (1967)

**Chatterjee, B. K. & Kumar R. D.** — *Anthropology on the March* Madras; 1963

**Childe, V. G.** — *New Light on the Most Ancient East* (Last Reprint) London; 1954

**Desai, B. N.** — " Meteorology ", *INC. GG* Bhavnagar; 1961

**Dhaky, M. A.** — " The Indian Civilization : Its Origins, Authors, Extent and Chronology", *Indian Prehistory: 1964*, Poona; 1965

**Dikshit, M. G.** — " Excavation at Rangpur, " *Bulletin of the Deccan College Research Institute*, Vol. XI Poona; 1950

**Ghosh, A. (Ed.)** — " Excavation & Exploration " *Indian Archaeology 1954-55 to 1962-63—A Review* New Delhi; 1955-1963

**Heras, H.** — *Studies in Proto Sudo-Mediterrian Culture*, Bombay; 1953

**Hrozny, B.** — *Ancient History of Western Asia, India ond Crete* New York, 1953

**Hunter, A. A.** — *The Script of Harappa and Mohenjo-daro*, London; 1934

Kane, P. V. — *History of Dharmaśāstra*, Vol. IV, Poona; 1953

Knorozov and others — *Proto Indica*, Moscow; 1968

Kramer, S. N. — "Dilmun : Quest for Paradise", *Antiquity*; June, 1963

Lele, V. S. — "Docks at Lothal"; *The Journal of the Institution of Engineers, India, Poona Centre*

Oppenheim, A. L. — "The Seafaring Merchants of U. S.", *The Journal of American Oriental Society*, 1954

Pandya, P. P. — "Excavation at Prabhas Patan", *Indian Archaeology 1956–57 —A Review*, New Delhi; 1957

Parpola Asko & Thers — *Decipherment of the Proto-Dravidian Inscriptions of the Indus Civilization* Copenhagan; 1969

Piggott, Stuart — *Prehistoric India* (Reprint) Middlesex; 1952

Rao, S. R. — "The Excavation at Lothal", *Lalit Kala*, Nos. 3–4 New Delhi; 1956-57; *Illustrated London News* London; Feb. 25, 1961 and March 11, 1961

—"A Persian Gulf Seal from Lothal", *Antiquity*, Vol. XXXVII, 146 Cambridge, 1963

— "The Indus Civilization : Its Origin, Authors, Extent and Chronology", *Indian Prehistory : 1964* Poona; 1965

—" Lothal and Susa ", *Summary of Papers, International Congress Orientalists*, New Delhi; 1965

—" Shipping; and Maritime Trade of the Indus People ", *Expedition*, Vol. VII, No. 3 Pennsylvania; 1965

—Presidential Address, *Proceedings of Historical Conference on Kelady Dynasty* Shimoga; 1969

Roy, S. K — *Indus Script Memorandum*, No. 1, New Delhi; 1963

— *Indus Script Memorandum*, No. 2; New Delhi; 1965

Sankalia, H. D — " Early Man in India ", *Journal Asiatic of Bombay*, Vols. 41-42, Bombay; 1968

Sarkar, S. S. — *Excavation at Lothal* (in the press)

— *Ancient Races of Baluchistan, Punjab and Sindh* Calcutta; 1964

Sewell Seymour, R. B. and Guha, B. S. — " Human Remains ", *Mohenjo-daro and the Indus Civilization*, Vol. II, London; 1931

Subbarao, B. — "Archaeology and Tradition," *The Personality of India* Baroda; 1956

Thapar, B. K. — ' Relations of the Indian Chalcolithic Cultures,' *Indian Presonality* : 1964 Poona; 1965

Wheeler, Sir Mortimer — *Early India and Pakistan* London; 1959


## પ્રકરણ ૮–૯


Ansari, Z. D. and Mate, M. S. — *Excavations at Dwarka* Poona, 1966

Athavale, V. B. — ' Solution of Dwarka Controversy ', *Bhartiya Vidya*, Vol. VIII Bombay; 1947

Bhattasali, N. K. — ' Location of Krṣṇa's Capital Dvāravatī ', *Indian Historical Quarterly*, Vol. X, No.3 Calcutta; 1934

Cowell, E. B. — *Jātaka Stories*, Vol. IV London; 1957

Diwanji, P. C. — ' Historical Value of Pauranik Works," *Journal of Gujarat Research Society*, Vol. I Bombay; 1939

Edwards, Paul (Ed.) — *Encyclopaedia of Philosophy*, New York; 1967

Garraghan, G. J. — *A Guide to Historical Method* (4th Printing), New York; 1927

Ghosh, A. (Ed) — *Indian Archaeology 1956–57 —A Review*, New Delhi; 1957

Hazra, R. C. — *Puranic Records on Hindu Rites and Customs* Dacca; 1940

Katri, B. K. — *Mother Goddess Kāmākhyā*

Munshi, K. M. — *Early Aryans in Gujarat* Bombay; 1941

Munshi, K. M. (Ed.) — *Glory that was Gūrjarades'a.* Part I, Bombay; 1943

Pargiter, F. E. — *Ancient Indian Historical Tradition*, Delhi; 1965

Saletore, B. A. — " The Submarine Fire in Indian History, " *Indian Culture*, Vol. II Calcutta; 1936

Sankalia, H. D. — *Excavations at Maheshwar and Navadatoli*, Poona; 1958

—"Dwarka in Archaeology and Tradition", *The Times of India*, Bombay; 2nd June, 1963

—"Dwarka in Literature and Archaeology", *Jovrnal of Asiatic Society of Bombay* (N. S.), Vol. XXXVIII Bombay; 1963

## પ્રકરણ ૧૦-૧૧

Altekar, A. S. "Six Saindhava Copper-plate Grants from Ghumli", *Epigraphia Indica*, Vol. XXVI Delhi, 1942

Ansari, Z. D. and Mate M. S. *Excavations at Dwarka* Poona, 1960

Belvalkar, S. K. *Systems of Sanskrit Grammars* Poona, 1915

Commissariat, M. S. *History of Gujarat*, Vol. I London, 1958

Diskalkar, D. B. "Some Copper-plate Grants Recently Discovered" *JBBRAS* (N. S.), Vol. III Bombay, 1928

Divatia, N. B. *Gujarati Language and Literature*, Vol. II Bombay, 1932

Gadre, A. S. "The Vadi Copper-plates of Saṁ. 297", *Proceedings and Transactions of the VII All India Oriental Conference* Baroda, 1935

— "The Watson Museum Plates of Dharasena II", *Indian Historical Quarterly*, Vol. XV, Calcutta, 1939

Joshi, Kalyanrai N. "Existing Ancient Sites of Dwarka", *Śāradā-pītha*

| | |
|---|---|
| | *Pradīpa*, Vol. VIII, No. 2, Dwarka, 1968 |
| Katri, B. K. | *Mother Goddess Kāmākhyā* |
| Khakhkhar, Dalpatram. | *Report on Architectural and Archaeological Remains in the Province of Kacch,* Bombay |
| Kielhorn,, F. | "Daultpura Plate of Bhojadeva I of Mahodaya", *Epigraphia Indica*, Vol. V New Delhi, 1960 |
| Law, B. C. | *Ancient Indian Tribes* Lahore, 1926 |
| | —*Mountains of India* Calcutta, 1944 |
| | —*Rivers of India* Calcutta, 1944 |
| Majumdar, R. C. | "Rise and Fall of the Pratihāra Empire", *Age of Imperial Kanauj*, Bombay, 1955 |
| Mankad, D. R. | *Puranic Chronology* Anand, 1951 |
| Mehta, R. N. | *Excavation at Nagara* Baroda, 1968 |
| | —"Sculptures at Dholaka" *Bulletin of the Chunilal Gandhi Vidyabhavan*, Nos. 6 & 7 Surat, 1960 |
| Motichandra | *Geographical and Economic Studies in the Mahabharata*: |

*Upayana Parva*
Lucknow, 1945

Munshi, K. M. — *Glory that was Gurjaradeśa*, Part III, Bombay, 1944

Pandya, A. V. — *New Dynasties of Medieval Gujarat*
Vallabh Vidyanagar, 1969

Pargiter, F. E. — *Ancient Indian Historical Tradition*, Delhi, 1962

Sankalia, H. D. — *Archaeology of Gujarat*
Bombay, 1941

Shah, Umakant P. — *Akota Bronzes*
Bombay, 1959

Shastri, H. G. — "A Maitraka Copper-plate Grant from Kasindra", *Journal of the University of Bombay*, Vol. XIX, Part 4
Bombay, 1951

—"Palitana Plates of the Maitraka King Dhruvasena I", *Journal of the Oriental Institute*, Vol. XII, No. 1, Baroda, 1962

—"The Location of the Raivataka Hill near Dwarka", *Bulletin of the Chunilal Gandhi Vidyabhavan*, No. 10, Surat, 1963

—"Two Maitraka Copper-edicts from Vadnagar", *JOI*, Vol. XVII, Baroda, 1967

—"Tarasādi Plates of Amoghavarṣa I", *JOI*, Vol. XX, Baroda, 1970

Shastri, H. G., and Dholakia, P. V. — "Ambalas Plates of Saindhava King Ahivarman", *JOI*, Vol. XIX, Baroda, 1970

Sircar, D. C. — "Rāṣṭrakūṭa Charters from Chinchani" and "Three Grants from Chinchani", *Epigraphia Indica*, Vol. XXXII Delhi, 1959

—"Ghumli Plates of Bāshkaladeva, V. S. 1045", *Epigraphia Indica*. Vol. XXXI New Delhi, 1960

—"Devali Plates of Govinda, Valabhi 500", *EI*, Vol. XXXV New Delhi, 1962

ગદ્રે, અ. શં. — 'વળાનાં પાંચ તામ્રપત્રો,' "બુદ્ધિપ્રકાશ," વર્ષ ૮૨, અમદાવાદ, ૧૯૩૫

—'અણસ્તુનાં બે તામ્રપત્રો', "બુદ્ધિપ્રકાશ", વર્ષ ૮૮, અમદાવાદ, ૧૯૪૧

ગાંધી, ન. ન. અને મહેતા, દી. જે. (સં.) — "પથદીપ" ધોળકા, ૧૯૬૩

ગૌદાની, હરિલાલ; ઢાંકી, મધુસૂદન અને શાસ્ત્રી, હરિશંકર — 'મહિસાનો નન્દી અને બ્રાહ્મ પ્રતિમાઓ', "સ્વાધ્યાય", વ. ૬, વડોદરા, સં. ૨૦૨૫

જોટ, રત્નમણિરાવ ભી. — ગુજરાતનું પાટનગર : અમદાવાદ અમદાવાદ, ૧૯૨૮

—ખંભાતનો ઇતિહાસ અમદાવાદ, ૧૯૩૫

—ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ : ઇસ્લામ યુગ, ખંડ ૧, અમદાવાદ, ૧૯૪૫

જોશી, ઉમાશંકર — પુરાણોમાં ગુજરાત (ભૌગોલિક ખંડ) અમદાવાદ, ૧૯૪૬

દવે, ક. ભા. — 'ગુજરાતના સંસ્કૃત સાહિત્યકારો', *Journal of the Gujarat Research Society*, Vol. XX Bombay, 1958

દ્વિવેદી, મણિભાઈ — પુરાતન દક્ષિણ ગુજરાત નવસારી, ૧૯૪૦

દેશાઈ, શંભુપ્રસાદ હ. — 'શ્રીકૃષ્ણની દ્વારકા', "જનસત્તા", તા. ૩૦-૧૧-૭૦ તથા તા. ૩૧-૧૩-૭૦ રાજકોટ, ૧૯૭૦

ધ્રુવ, આનંદશંકર બા. — દિગ્દર્શન, અમદાવાદ, ૧૯૪૨

ધ્રુવ, હ. હ. — 'કર્ણાવતીના પુરાતન લેખની ખંડિત સંસ્કૃત પ્રત', "બુદ્ધિપ્રકાશ", પુ. ૨૭ અમદાવાદ, ૧૮૮૦

—'નડિયાદની વાવનો લેખ' "બુદ્ધિપ્રકાશ", વ. ૩૦, અમદાવાદ, ૧૮૮૩

પાઠક, જગજ્જીવન કાળિદાસ — મકરધ્વજવંશી મહીપવાળા, પોરબંદર

ભટ્ટ, નર્મદાશંકર ત્ર્યં. (અનુ.) — કુમારિકા ખંડ અથવા સ્તંભતીર્થ-માહાત્મ્ય, ખંભાત, ૧૯૬૧

મહેતા, દેવશંકર ના. — નાગર મહિમા વિસનગર, ૧૯૫૮

મહેતા, માનશંકર પી. — નાગરોત્પત્તિ ભાવનગર, ૧૯૨૨

મહેતા, રમણલાલ ના. — 'નાગરખંડ-સમયાંકન', "સ્વાધ્યાય", પુ.૭ વડોદરા, વિ. સં. ૨૦૨૫

માંકડ, ડોલરરાય ર. — 'સુરાષ્ટ્ર અને આનર્ત', "સ્વાધ્યાય", પુ. ૬ વડોદરા, વિ. સં. ૨૦૨૫

રાઠોડ, રામસિંહજી — કચ્છનું સંસ્કૃતિદર્શન અમદાવાદ, ૧૯૫૯

વૈદ્ય, બાપાલાલ ગ. — નિઘંટુ આદર્શ, ગ્રંથ ૨ હાંસોટ, ૧૯૨૮

શાસ્ત્રી, કે. કા. — 'રૈવતક ગિરિ અને દ્વારકા', "પથિક", વર્ષ ૬, અં. ૨, અમદાવાદ, સં. ૨૦૨૨

—સૌરાષ્ટ્રની ઐતિહાસિક નગરીઓ : માંગરોળ–સોરઠ, પોરબંદર, ૧૯૬૭

—'પુરાણોમાં ગુજરાતની આદિમ જાતિઓ', "વિદ્યાપીઠ", વર્ષ ૫ અમદાવાદ, ૧૯૬૭

—'અમદાવાદનો સંસ્કાર-વારસો' "સ્વાધ્યાય", વ. ૯ વડોદરા, વિ. સં. ૨૦૨૬

શાસ્ત્રી, દુર્ગાશંકર કે. — ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ, વિભાગ ૧–૨ (બીજી આવૃત્તિ) અમદાવાદ, ૧૯૫૩

શાસ્ત્રી, વ્રજલાલ કા. — નાગરપુરાવૃત્ત (હસ્તપ્રત) ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ

શાસ્ત્રી, હરિપ્રસાદ ગં. — મૈત્રકકાલીન ગુજરાત, ભા. ૧–૨ અમદાવાદ, ૧૯૫૫

—'સંજાણના સ્થાનિક ઇતિહાસ પર પડેલો પ્રકાશ', "ગુજરાતી સાહિત્ય પરિષદ : ૨૧મું સંમેલન : હેવાલ" કલકત્તા, ૧૯૬૨

—'આશાપલ્લી–કર્ણાવતી–અમદાવાદ', "વિદ્યાપીઠ", વ. ૨, અમદાવાદ, ૧૯૬૪

| | |
|---|---|
| | —'રાષ્ટ્રકૂટ રાજાઓનાં બે અપ્રસિદ્ધ દાનશાસન', "બુદ્ધિપ્રકાશ", વર્ષ ૧૧૭ અમદાવાદ, ૧૯૭૦ |
| | —'મહિસાના નંદીના લેખ પર એક દૃષ્ટિપાત', "સ્વાધ્યાય", વર્ષ ૭ વડોદરા, સં. ૨૦૨૫ |
| શાહ, ઉમાકાન્ત પ્રે. | 'ગુજરાતના કેટલાક પ્રાચીન પંડિતો', "બુદ્ધિપ્રકાશ", વર્ષ ૯૯ અમદાવાદ, ૧૯૫૨ |
| | —'ગુજરાતમાં બૌદ્ધ ધર્મ', "સ્વાધ્યાય", પુ. ૧ વડોદરા, વિ. સં. ૨૦૨૦ |
| સાંડેસરા, ભોગીલાલ જયચંદભાઈ | જૈન આગમ સાહિત્યમાં ગુજરાત અમદાવાદ, ૧૯૫૨ |
| સોમેશ્વર | કીર્તિકૌમુદી (ગુજ. અનુ.-વલ્લભજી હરિદત્ત આચાર્ય) અમદાવાદ, ૧૯૦૮ |
| ओझा, दशरथ, और शर्मा, दशरथ (सं.) | रास और रासान्वयी कविता—आबूरास वाराणसी, वि. सं. २०१६ |
| दीक्षित, शं. बा. | भारतीय ज्योतिष, हिंदी अनु.-झारखंडी शिवनाथ, प्रयाग, १९५७ |


## પ્રકરણ ૧૨


| | |
|---|---|
| Bhandarkar, D. R. | "Foreign Elements in the Hindu Population", *Indian Antiquary*, Vol. XI, Bombay, 1911 |
| Chatterji, S. K. | "Presidential Address", *Proceedings and Transactions of the All India Oriental Conference*, |

17th Session
Ahmedabad, 1953

Hiralal — "The Kalacuris of Tripuri", *Annals of the Bhandarkar Oriental Research Institute,* Vol.LX, Parts II–IV, Poona, 1928

Hutton, J. H. — *Caste in India* Bombay, 1951

Kane, P. V. — *History of Dharmaśāstra,* Voll. II. Pt. I, Poona, 1921

Majmudar, M. R. (Ed.) — *Chronology of Gujarat* Baroda, 1960

Majmudar, M. R. — *Cultural History of Gujarat* Bombay, 1965

Majumdar, A. K. — *Chaulukyas of Gujarat* Bombay, 1956

Rapson, E. J. — *Catalogue of the Coins of Andhra Dynasty, the Western Kshatrapas etc.,* London, 1908

Tod, James — *Annals and Antiquities of Rajasthan, Vols. I–III* London, 1920

Trivedi, H. R. — *The Mers of Saurashtra* Baroda, 1961

જોટ, રત્નમણિરાવ ભી. — ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ–ઇસ્લામ યુગ, ખંડ ૧ (આવૃત્તિ ૨ જી) અમદાવાદ, ૧૯૫૯

દવે, નર્મદાશંકર લાલશંકર — કાઠિયાવાડ સર્વસંગ્રહ, મુંબઈ, ૧૮૮૬

દેશાઈ, શંભુપ્રસાદ હ. — સૌરાષ્ટ્રનો ઇતિહાસ, જૂનાગઢ, ૧૯૬૮

